

श्रीस्वामिनारायणो विजयतेतराम्

श्रीरघुवीराचार्यविरचितम्

# શિક્ષાપત્રીભાષ્ય

(ગુજરાતી અનુવાદ)

**અનુવાદકર્તા**

શાસ્ત્રી શ્રીજ્ઞાનપ્રકાશદાસજી

શ્રીસ્વામિનારાયણ ગુરુકુલ - ગાંધીનગર

✵ પ્રકાશક ✵

શાસ્ત્રી હરિપ્રકાશદાસજીસ્વામી



ગુરુકુલ સે-૨૩, ગાંધીનગર-૩૮૨૦૨૩, (ગુજરાત)

ફોન : (૦૭૯) ૨૩૨૨૯૪૧૯

**Website :** www.ssparishad.org

**Email :** gandhinagargurukul@gmail.com
gurukulgandhinagar@yahoo.com

પ્રથમ આવૃત્તિ

સં.૨૦૭૫, ફાગણ સુદ પૂર્ણિમા, તા.૨૧/૩/૨૦૧૯

પ્રત : ૫૦૦૦

પડતર કિંમત : ૧૭૫/-

વેચાણ કિંમત : ૧૦૦/-

**: PRINTED :**

SATSANG PRESS, SECTOR NO.23,
GANDHINAGAR Pin-382023 (GUJARAT)

# પ્રકાશકીય

ભગવાન શ્રીહરિનો વૈદિક આચાર્યોની જીવન પદ્ધતિનો આદેશ અર્થાત્ શિક્ષાપત્રી ભાષ્ય, આ લોકમાં મહાસુખીયા થવાની જીવન પદ્ધતિ અને અંતકાળે શ્રીહરિના અક્ષરધામની પ્રાપ્તિ માટે જ શ્રીહરિએ શિક્ષાપત્રી લખવાની શરૂઆતમાં જે સહુ કોઈને આજ્ઞા કરી છે કે,

**एकाग्रेणैव मनसा पत्रीलेखः सहेतुकः।**
**अवधार्योऽयमखिलैः सर्वजीवहितावहः ।।०७।।**

**અને આ શિક્ષાપત્રી લખ્યાનું જે કારણ છે, તે સર્વે તેમણે એકાગ્ર મને કરીને ધારવું અને આ શિક્ષાપત્રી જે અમે લખી છે, તે સર્વે જીવના હિતની કરનારી છે.**

અર્થાત્ આ જગતના જીવપ્રાણીમાત્રની કલ્યાણ કરનાર છે. એટલે જ વડતાલના આદિ આચાર્ય શ્રીરઘુવીરજીમહારાજે આ સાવ નાનકડા ગ્રંથનું અદ્ભુત ભાષ્ય લખ્યું છે. જેમા સમગ્ર વૈદિક ધર્મગ્રંથોના ઉદાહરણ આવી જાય છે. આનો સહુ કોઈને લાભ મળે એવા મહાન હેતુથી મારા સાથીદાર શાસ્ત્રીસ્વામી જ્ઞાનપ્રકાશદાસજીએ બે વર્ષથી સખત મહેનત કરીને ગુજરાતી અનુવાદ તૈયાર કર્યો છે. આ વૈદિક કર્મયોગ(મીમાસા શાસ્ત્ર) સમજવા માટે બે વખત કાશી ગયા હતા અને એક વખત તમીલનાડુ રાજ્યના એક ગામડે એક વિદ્વાન પંડિતને મળવા ગયા છે. આ રીતે બહુ જ સુંદર સરલ ગુજરાતી ભાષા અનુવાદ તૈયાર કર્યો છે. જેથી સહુ કોઈ સંતો અને સત્સંગી ભાઈ-બહેનોને ઉપયોગી થશે અને આ લોકમાં સહુ મહાસુખીયા થશે. અને અંતકાળે ભગવાન શ્રીહરિના અક્ષરધામના અધિકારી થશે, તેમાં જરા પણ શંકાને સ્થાન નથી. જેથી આને માટે હું લાખો વંદન સહ શાસ્ત્રી જ્ઞાનપ્રકાશદાસજીને અભિનંદન આપું છું એ જ...

*- શાસ્ત્રી હરિપ્રકાશદાસજી*

*સ્વામિનારાયણ ગુરુકુળ-ગાંધીનગર*

# અભિવંદના

પૂર્ણપુરુષોતમ શ્રીહરિએ સ્વહસ્તે લખેલી આચાર સંહિતા એટલે શિક્ષાપત્રી. તેમાં આચાર, વ્યવહાર અને તત્ત્વજ્ઞાન એ ત્રિવેણીનો સુભગ સંગમ છે.

આપણા ઈષ્ટદેવરૂપી પરમ પિતા સંવત ૧૮૮૬ માં અંતર્ધાન થયા છે; પરંતુ તે પહેલા આપણી પરમ હિતકારી 'માતા'રૂપી શિક્ષાપત્રી આપતા ગયા છે. જો આપણે બધા એ માને પૂછી-પૂછીને જીવીએ, તેની આજ્ઞા-મરજી મુજબ જ વર્તીએ તો આ લોકમાં સદા સુખી રહીએ. અને અંતે અક્ષરધામમાં પ્રભુના સાનિધ્યનું પરમ સુખ પામી જઈએ.

શિક્ષાપત્રીમાં રહેલી તમામ આજ્ઞાઓને ક્યારે, કેવા હેતુથી, કેમ પાળવી જોઈએ ? તેમાં રહેલા વ્યાવહારિક વિધાનો કે દિનચર્યા આલોક-પરલોકમાં કેટલા બધા ઉપયોગી છે ? તેમાં અતિ ટૂંકમાં નિર્દેશેલ તત્ત્વજ્ઞાનનો શું મર્મ છે ? આવી બધી રહસ્યાત્મક બાબતોનું હૂબહુ વિવરણ આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજે શિક્ષાપત્રીભાષ્યમાં કરેલ છે. જ્ઞાનપિપાસુ ભક્તો માટે તે ભાષ્ય અતિ ઉપયોગી છે. પરંતુ તે ગહન સંસ્કૃત ભાષામાં હોવાથી બધાને સમજવું અતિ કઠણ છે. તેથી ગાંધીનગરનિવાસી પ.પૂ.સ.ગુ.શા.શ્રીજ્ઞાનપ્રકાશદાસજી સ્વામીને તે ભાષ્યનો ગુજરાતી અનુવાદ કરી સત્સંગની સેવા કરવાનો ભાવ ઘણાં સમયથી હતો.

સંપ્રદાયના હજારો અનુયાયીઓને ઉપયોગી થાય એવો તેમની ૮૪ વર્ષની જૈફ વયે પણ તેમણે બહુ મોટો દાખડો કર્યો છે. મગજનું દહીં થઈ જાય, એવા એ ગહન ભાષ્યનો ગુજરાતીમાં અનુવાદ કરીને

પૂ.શાસ્ત્રીજી સ્વામીએ આપણા સહુની ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે. ભાષ્યના ગલિતાર્થને સમજવા ઇચ્છતા જિજ્ઞાસુઓને આનાથી ઘણો ફાયદો થશે. આ કાર્ય માટે પ.પૂ.સ.ગુ.શા.શ્રીજ્ઞાનપ્રકાશદાસજી સ્વામીનો જેટલો માનીએ એટલો આભાર ઓછો છે.

વળી, સાથે-સાથે શિક્ષાપત્રી સહિત તેનું સંસ્કૃતભાષ્ય પણ જુદું છપાવી સંસ્કૃતના વિદ્વાનો માટેય ઉપકાર કર્યો છે. આ બંને પુસ્તકો પ્રકાશિત કરીને પ.પૂ.સદ્.શાસ્ત્રી શ્રીહરિપ્રકાશદાસજી સ્વામીએ પણ સત્સંગની મોટી સેવા કરી છે. આ અનુવાદકાર્ય માટે કુંડળધામમાં રહી પૂ.શાસ્ત્રી જ્ઞાનપ્રકાશદાસજી સ્વામીએ દિવસ-રાત અથાગ પરિશ્રમ કર્યો છે, તેના અમે સહુ સાક્ષી છીએ. હવે આપણે તેમના આ પરિશ્રમને સાર્થક કરવા આ ગ્રંથનો લાભ લઈએ તથા બીજાને લેવડાવીએ એજ અભ્યર્થના...

*- સ્વામી જ્ઞાનજીવનદાસના*
*અતિ ભાવથી જય સ્વામિનારાયણ*
*૨૮-૨-૨૦૧૯ કુંડળધામ*



# સંપાદકીય



**संसारसागरगतान् स्वयमुद्दिधीर्षुःश्रेयस्तदेकमखिलेष्वभिकाङ्क्षमाणः।**
**आदेशमालिखितुमादृतपत्रलेखो नारायणः स्फुरतु मे हृदि वर्णिवेषः॥**

પરાત્પર પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ સર્વાવતારી શ્રીસ્વામિનારાયણ ભગવાન અનંત મુમુક્ષુઓનો ઉદ્ધાર કરવા માટે આ ભૂમિ ઉપર પ્રગટ થયા હતા. તેમણે અસુરોનો વિનાશ કરી સજ્જનોની રક્ષા કરી. અધર્મનું ઉત્થાપન કરી ધર્મનું સ્થાપન કર્યું. અનેક લીલાઓ કરીને ભક્તજનોને પોતાના સ્વરૂપ સંબંધી સુખ આપ્યું. અનંત પુણ્યાત્માઓને વિષય ભોગથી વિરક્ત કરી ભગવત્સ્વરૂપમાં એકાંતિકી ભક્તિથી સંપન્ન કર્યા. સતત ત્રીશેક વર્ષ સુધી ગુજરાતમાં નાનામાં નાના ગામડાઓથી લઈને મોટા-મોટા મહાનગરોમાં વિચરણ કરી કલ્યાણકારી સદ્ધર્મની સ્થાપના કરી.

ભવિષ્યમાં પણ તે સદ્ધર્મને આશરે રહીને ચિરકાળ સુધી અપાર મુમુક્ષુઓ પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકે એવી દીર્ઘદૃષ્ટિથી સંપ્રદાયને સુવ્યવસ્થિત રીતે સ્થાપ્યો. તે માટે સદ્ધર્મનો ઉપદેશ કરનારા વિરક્ત સંતો કર્યા. મોટા મંદિરો કરાવીને તેમાં કલ્યાણકારી ભગવાનના સ્વરૂપો પધરાવ્યા. દીક્ષાની રીતિ વ્યવસ્થિત ચાલે તે માટે આચાર્યોને સ્થાપ્યા. તેમજ શાસ્ત્રોની રચના કરાવી અને પોતે પણ પોતાના હૃદ્ગતભાવને પ્રગટ કરતી શિક્ષાપત્રી વડતાલધામે હરિમંડપમાં રહી સં.૧૮૮૨ વસંતપંચમીના દિવસે લખી સત્સંગને સમર્પણ કરી સંપ્રદાયને ચિરસ્થાયી બનાવ્યો.

શ્રીહરિ સ્વરૂપ આ શિક્ષાપત્રીનું હાર્દ મુમુક્ષુને માયિક પંચવિષયોથી પાછા વાળીને ભગવાનના સ્વરૂપમાં અખંડ મનોવૃત્તિ રાખવામાં છે. તથા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને સમહિમ બ્રહ્મસ્વરૂપા ભક્તિ દૃઢ કરી એકાંતિક

ધર્મ સિદ્ધ કરવામાં છે. શ્રીજીમહારાજ ભાગવતધર્મ સિદ્ધ કરાવી, બ્રહ્મરૂપ કરી જીવોને આત્યંતિક મોક્ષ આપવા આવ્યા હતા, તે હેતુ સિદ્ધ કરવામાં જ શિક્ષાપત્રીના આદેશોનું સંસ્થાપન છે.

શ્રીહરિની આજ્ઞાથી સં.૧૮૮૫ ધનતેરસથી ભાઈબીજ આ પાંચ દિવસમાં મહર્ષિ શતાનંદ સ્વામીએ ૨૧૨ શ્લોકમાં સંસ્કૃતભાષામાં શિક્ષાપત્રીનું ગ્રથન કર્યું. પછી તરત જ શ્રીહરિની આજ્ઞાથી સિદ્ધયોગી શતાનંદ સ્વામીએ ગઢપુરમાં રહીને ૩૪ દિવસમાં શિક્ષાપત્રી ઉપર અર્થદીપિકા નામની ટીકા રચી. સામાન્ય લોકો કે વક્તાઓ આ શિક્ષાપત્રી ઉપર રચાયેલી અર્થદીપિકા ટીકાને જ શિક્ષાપત્રી ભાષ્ય સમજે છે અને સમજાવે છે. પરંતુ આ અર્થદીપિકા ટીકા જુદી છે અને તેની ઉપર આચાર્યપ્રવર શ્રીરઘુવીરજીમહારાજે રચેલું શિક્ષાપત્રી ભાષ્ય જુદું છે.

મોટા સંતોના મત મુજબ અક્ષરધામને પામવાની આજ્ઞા અને ઉપાસનારૂપી બે પાંખો છે. આ બંને પાંખોને શ્રીહરિએ શિક્ષાપત્રીમાં માર્મિક રીતે ગૂંથેલી છે. શતાનંદ સ્વામીએ અર્થદીપિકા ટીકામાં શ્રીહરિની આજ્ઞા કેવી રીતે અમલમાં મૂકવી તેની સારી રીતે છણાવટ કરી છે અને સદ્‌ગ્રંથોના પ્રમાણો આપી તે આજ્ઞાઓને પ્રમાણિત કરેલી છે. જ્યારે આચાર્યશ્રી રઘુવીરજીમહારાજે શિક્ષાપત્રીમાં રહેલ તત્ત્વ જ્ઞાન ઉપર વિશેષ વજન આપ્યો છે. સ્વામિનારાયણ ભગવાનની સુદૃઢ ઉપાસના થાય તે રીતે સમજાવવાનો પ્રામાણિક પ્રયાસ કર્યો છે.

સાથોસાથ જે જે સ્થળે શાસ્ત્રીય બાબતો છે, જેમ કે, અહિંસા જ પરમધર્મ છે તથા જીવ, ઈશ્વર, માયા, પરબ્રહ્મ પરમાત્મા તેમજ શ્રીહરિ માન્ય વિશિષ્ટાદ્વૈત જેવા વિષયો ઉપર વિસ્તુત વ્યાખ્યાન આપ્યું છે. અને પૂર્વે થયેલા દાર્શનિકો તથા અન્ય આચાર્યોના મતનું ખંડન કરી ભગવાનનું સાકારપણું સ્થાપવા સાથે સંપ્રદાયના ગૂઢ રહસ્યોનું

ખૂબ ગહેરાઈપૂર્વક નિરૂપણ કર્યું છે. જે સંસ્કૃતના પ્રૌઢ પંડિતો માટે પણ અમુક સ્થળે સમજવું કઠિન બની રહે, એવું ગહેરાઈ સભર અને અનેક સદ્ગ્રંથોના પ્રમાણોથી પ્રામાણિત કરીને શિક્ષાપત્રી ભાષ્યની રચના કરેલી છે. આ ભાષ્યના અર્થને સ્ફૂટ કરવા માટે તેમના ઉપર આચાર્યપ્રવર શ્રીભગવદ્પ્રસાદજીમહારાજે શિક્ષાપત્રી ભાષ્ય ટીકા રચી છે.

જેને સંસ્કૃતમાં પૂરી ગતિ ન હોય તેને માટે આ ભાષ્ય સમજવું કઠણ છે. તેથી મારા હૃદયમાં વિચાર આવ્યો કે, 'આપણા પૂર્વજોએ આટલી મહેનત કરી આવા ગહન ભાષ્યનું ગ્રંથન કર્યું છે તેનો જો ગુજરાતીમાં અનુવાદ થાય તો સામાન્ય સંસ્કૃતમાં ગતિ હોય તે પણ સમજી શકે અને શાસ્ત્રાર્થ સિવાયના શ્લોકો તો સહુ કોઈ સત્સંગીઓ સમજી શકે. તેથી સહુ સંતો-ભક્તોની પ્રસન્નતા પ્રાપ્ત થાય અને મારું મન પણ આ વાણીસ્વરૂપ ભગવાનના વિચારોમાં તલ્લીન રહે તો પરમકૃપાળુ ઈષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણ રાજી થાય.' આવા હેતુથી મેં આ શિક્ષાપત્રી ભાષ્યનું ગુજરાતીમાં સહુપ્રથમવાર અનુવાદ કર્યો છે.

આચાર્યશ્રી રઘુવીરજીમહારાજ રચિત શિક્ષાપત્રી ભાષ્ય અને તેમનું ગુજરાતી અનુવાદ આ બંનેનું પ્રકાશન શ્રીસ્વામિનાયણ સાહિત્ય પ્રકાશન દ્વારા મારા માટે આદરણીય અને પરમશ્રદ્ધેય પ.પૂ.શા.શ્રીહરિપ્રકાશદાસજી સ્વામી કરી રહ્યા છે, તે આનંદની વાત છે. ઘણા સમયથી આ કામ કર્વા ઈચ્છા રહ્યા કરતી, છતાં અમુક જાતની અનુકૂળતાને અભાવે આ ગ્રંથ સત્સંગ સમક્ષ મૂકતા ઘણું મોડું થયું છે. અને આના પ્રકાશનમાં પૂ.પા.સદ્ગુરુ શ્રીજ્ઞાનજીવનદાસજીસ્વામી(કુંડળધામ)નો સંપૂર્ણ રાજીપો છે અને તેમના વિદ્વાન શિષ્યોની સંપૂર્ણ મદદ મળી છે, તેને હિસાબે જ આ ભાષ્ય પ્રકાશિત થઈ રહ્યું છે. અને આના ગંભીર વિષયોને સમજવા માટે કાશીના પંડિત શ્રીકમલાકાંત ત્રિપાઠીની મદદ લીધી છે.

એક ગ્રંથમાં ટીકા સહિત સંપૂર્ણ મૂળ સંસ્કૃત શિક્ષાપત્રી ભાષ્ય છે અને બીજા ગ્રંથમાં આ શિક્ષાપત્રી ભાષ્યનો ગુજરાતી અનુવાદ છે. તે બંનેનું પ્રકાશન કરી સત્સંગ સમાજને સમર્પણ કરતા હૃદયમાં આનંદની લાગણી અનુભવું છું. આ ગ્રંથના પ્રકાશનમાં આર્થિક સહાય કરનારા દાતા ભક્તોના ઉપર શ્રીહરિનો રાજીપો થાશે અને આ કાર્યમાં કોઈ ક્ષતિ રહી હોય તો દયાળુ સંતો-ભક્તો નીર-ક્ષીર ન્યાયે ક્ષમ્ય ગણશો. એ જ અભ્યર્થના...

*સત્સંગ સેવક*
*શાસ્ત્રી જ્ઞાનપ્રકાશદાસ*
*સ્વામિનારાયણ ગુરુકુળ-ગાંધીનગર*



### શિક્ષાપત્રી ભાષ્યના રચયિતા

# આચાર્યશ્રી રઘુવીરજીમહારાજનું જીવન



અક્ષરાધિપતિ સર્વાવતારી સ્વામિનારાયણ ભગવાને જેમને આચાર્ય પદ માટે પસંદ કર્યા હતા, એવા શ્રીરઘુવીરજી મહારાજને વંદના કરતા હરિલીલામૃત ગ્રંથના આરંભે ગ્રંથકાર લખે છે -

**વસંતતિલકાવૃત્ત :**

જેને મહાપ્રભુજિએ પદ આપ આપ્યું, જેનું વિશેષ જનમાં યશ વિશ્વ વ્યાપ્યું;
જેણે પ્રસન્ન પરિપૂર્ણ કર્યા હરિને, વંદૂ સદા સદગુરુ રઘુવીરજીને.
આચાર્યધર્મ બહુ મર્મ સુકર્મ જાણે, સુજ્ઞાનવાન અભિમાન ઉરે ન આણે;
દેતા વિશેષ ઉપદેશ કૃપા કરીને, વંદૂ સદા સદગુરુ રઘુવીરજીને.

**❋ રઘુવીરજી મહારાજનો જન્મ તથા કુટુંબ પરિચય :**

આવા ગુણીયલ રઘુવીરજી મહારાજનો જન્મ સં.૧૮૬૮ ફાગણ વદ-૧૪ના દિવસ છપૈયા પાસેના આંબલિયા ગામમાં થયો હતો. ઈચ્છારામભાઈને વરીયાળી દેવીથકી અનુક્રમે પાંચ પુત્રો અને બે પુત્રીઓ થઈ હતી. (૧) ગોપાળજી (૨) રઘુવીર (૩) વૃંદાવન (૪) સીતારામ (૫) બદરિનાથ (૬) પુત્રી ફુલકળી અને (૭) ફુલઝરી.

તેમાં રઘુવીરજી બાળપણથી જ શાંતમૂર્તિ, ધર્માદિક સદ્‌ગુણોમાં શ્રદ્ધાવાળા, અતિશય સંતપ્રેમી અને પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવતા હતા. તેમનો આખો પરિવાર સદ્‌ગુણી અને ભગવદ્‌પરાયણ હતો.

**❋ મહીસાગરમાં તણાતા રઘુવીરજી મહારાજની રક્ષા :**

સં.૧૮૮૦માં રઘુવીરજી મહારાજ હિંદુસ્તાનમાંથી પ્રથમવાર પોતાના કુટુંબે સહિત વડતાલ આવતા હતા. તે ગુજરાતમાં આવતાં બામણગામને પાદર મહી નદી ઊતરવા લાગ્યા. તે સર્વે કુટુંબને ઉતારીને છેવટે પોતાના

મામાના દીકરા સાથે પોતે ઊતરતા હતા. તેવામાં સમુદ્રની ખારા પાણીની વેળ આવી તેથી બન્ને તણાણા ને જીવવાની આશા રહી નહિ. ત્યારે અંતરમાં વિચાર કરવા લાગ્યા જે, "અરે ! મહારાજનાં દર્શન કર્યા વિના મરી જાશું તે ઠીક નહિ." એમ ધારીને શ્રીજીમહારાજનું સ્મરણ કરવા લાગ્યા. ત્યાં તો વહાણ લઈને શ્રીજીમહારાજ પોતે પધાર્યા ને બેય જણાને વહાણમાં બેસારી સામે કાંઠે મૂકીને અંતર્ધાન થઈ ગયા. તે વખતે રઘુવીરજી મહારાજે તથા તેમના મામાના દીકરા મંછારામે એમ જાણ્યું જે, "આ સમયે આપણી રક્ષા શ્રીજીમહારાજે જ કરી છે તે વિના બીજા કોણ આપણને આમ વહાણમાં બેસારીને આરે મૂકી જાય." ને એ જ પ્રમાણે સર્વે કુટુંબીઓએ પણ જાણ્યું. પછી સહુ ભેગા થઈને ચાલ્યા તે વડતાલ આવ્યા.

**✻ શ્રીહરિએ પોતે આચાર્ય સ્થાપ્યા :**

પછી મોટા સંતો સાથે ઘણીવાર વિચાર-વિમર્શ કરી સ્વામિનારાયણ ભગવાને ધર્મકુળમાં આચાર્યપદ સ્થાપવાનું નક્કી કર્યું. મોટા ભાઈ રામપ્રતાપજીના પુત્ર અયોધ્યાપ્રસાદજી તથા નાના ઈચ્છારામભાઈના બીજા પુત્ર રઘુવીરજીને દત્તપુત્ર તરીકે સ્વીકાર્યા. સં.૧૮૮૨ કારતક સુદ-૧૧ના રોજ વડતાલધામમાં શ્રીહરિજીએ આ બંને પુત્રોની આચાર્યપદે સ્થાપના કરી. હરિલીલામૃત ૮/૪૬માં લખ્યું છે...

**હરિમંડપ છે જેહ સ્થાન, તેની આગળ મોટું મેદાન;**
**પાસે પાસે બે પાટ્યો ઢળાવી, તકિયા અને ગાદિ બિછાવી...૪૧**
**તહાં આવ્યા પછી કૃપાનાથ, બેઉ પુત્ર તણા ગૃહી હાથ;**
**તેને વેદવિધી અનુસાર, સોંપ્યા ગાદી તણા અધિકાર...૪૨**

પછી શ્રીજીમહારાજે આચાર્યના કાર્યની સોંપણી કરી. તેમાં ઉત્તર વિભાગ અમદાવાદ દેશ અયોધ્યાપ્રસાદજીને સોંપ્યો. પછી બ્રહ્માનંદસ્વામીને કહ્યું કે, 'તમે અયોધ્યાપ્રસાદજીની જીભ છો. અને મહાનુભાવાનંદસ્વામી તથા વાસુદેવાનંદ બ્રહ્મચારીને અયોધ્યાપ્રસાદજીના હાથ તરીકે એમની બંને પડખે ઊભા રાખ્યા. એ જ રીતે નિત્યાનંદસ્વામીને કહ્યું, તમે રઘુવીરજીની જીભ છો. અને અખંડાનંદ બ્રહ્મચારી તથા સ્વયંપ્રકાશાનંદસ્વામી આ બંનેને તેમના

હાથ તરીકે ઊભા રહેવાની આજ્ઞા કરી. પછી શ્રીહરિએ તે બંને આચાર્યોની પૂજા કરી, આરતી ઉતારી. તે સમયે અયોધ્યાપ્રસાદજીની ઉંમર સોળ વર્ષની અને રઘુવીરજીની ઉંમર ચૌદ વર્ષની હતી.

આ રીતે સ્વામિનારાયણ ભગવાને વડતાલની ગાદી રઘુવીરજી મહારાજને સોંપી અને અમદાવાદની ગાદી અયોધ્યાપ્રસાદજી મહારાજને સોંપી. વડતાલમાં નિત્યાનંદસ્વામીને મોટેરા કર્યા અને અમદાવાદમાં બ્રહ્માનંદસ્વામીને કર્યા. ગોપાળાનંદસ્વામીને બેઉ દેશમાં મોટેરા કરી બેઉ આચાર્યની તેમને સોંપણી કરી.

**❋ શ્રીહરિની પ્રસન્નતા અને ભલામણ :**

એકવાર વડતાલમાં એક સંત બીમાર થયા. રાત્રિએ તેમને ભૂખ લાગી. તે ધર્મશાળામાં ફરતા હતા. રઘુવીરજી મહારાજને ખ્યાલ આવતા પોતે જ રાત્રિએ તે માંદા સંતને રોટલો બનાવીને જમાડ્યા. આ વાતની સવારે શ્રીહરિને ખબર પડી. તેથી શ્રીજીમહારાજ રઘુવીરજીની પ્રશંસા કરી ભાવથી ભેટ્યા અને કહ્યું, "આવા સંતસ્નેહી આચાર્ય જ સત્સંગનું ધ્યાન રાખશે."

વળી, વડતાલમાં છેલ્લી વખતે ધર્મશાળામાં મહારાજ પરમહંસોને મોતૈયા, જલેબીની રસોઈ પીરસતા હતા. ત્યારે શ્રીહરિને શરીરે મંદવાડ હતો, તે પીરસતાં પીરસતાં જ્યાં શાસ્ત્રી માધવદાસજી બેઠા હતા ત્યાં મહારાજ બેસી ગયા. અને થાળમાં રહેલો બધો ભુક્કો માધવદાસજી સ્વામીને આપ્યો અને બોલ્યા જે, "હવે રઘુવીરજી સંતને જમાડશે." ત્યારપછી મહારાજ ગઢપુરે પધાર્યા અને સં.૧૮૮૬ જેઠ સુદ-૧૦ના દિવસે સ્વધામ પધાર્યા.

**❋ રઘુવીરજીમહારાજની વિશેષતાઓ :**

શ્રીહરિએ કરેલી ભલામણ મુજબ રઘુવીરજી મહારાજ અનેકવાર સંતોને પંક્તિમાં ફરીને પીરસતા. વળી પોતે આચાર્ય હોવા છતાં સરળ બની સંતોનો સમાગમ કરી સદ્‌ગુણો શીખતા. વર્ષો સુધી સાથે રહેલા માધવદાસજી સ્વામી રઘુવીરજી મહારાજની આ અનોખી વિશેષતા વર્ણવતા શ્રીહરિકૃષ્ણલીલામૃતસાગર તરંગ-૧૪૮માં લખે છે -

ચોપાઈ :

રઘુવીરજી મહારાજની વાત, સહુ જાણે છે સમર્થ સાક્ષાત;
મોટા સંતોનો બહુ વિશ્વાસ, નિત્ય આવી બેસે તે પાસ..૦૨
મુક્તાનંદસ્વામી પાસે હેતે, વાત સાંભળે પ્રભુની પ્રીતે;
ગોપાળાનંદસ્વામીને પાસ, નિત્ય નિત્ય તે બેસવા આસ..૦૩
નિત્યાનંદસ્વામીની કને, વાત સાંભળે છે એકમને;
શુકસ્વામી પાસે બહુ આવે, વાત સાંભળે તે ઘણે ભાવે..૦૪
ભાઈ આત્માનંદસ્વામી પાસે આવે, જૂની પ્રભુની વાતુ કરાવે;
ત્યાગ વચન વૈરાગ તણી, વાતુ કરાવે એ પણ ઘણી..૦૫
બહુ સ્વામી તણો વિશ્વાસ, નિત્ય રહે છે સ્વામીને પાસ;
હાથ જોડીને રહે છે હજૂર, હરિના વચનમાં મહાશૂર..૧૩

આવા સરલ શ્રીરઘુવીરજી મહારાજના હાથે શ્રીહરિએ પોતાની હયાતીમાં વડતાલમાં રણછોડરાયની પ્રતિષ્ઠા કરાવી હતી. શ્રીહરિના ધામગમન બાદ લક્ષ્મીવાડીમાં શ્રીનિત્યાનંદ સ્વામીએ સ્મૃતિ મંદિર બનાવ્યું. ત્યાં પાદુકાઓની શ્રીરઘુવીરજી મહારાજે પ્રતિષ્ઠા કરી હતી. સં.૧૮૮૮ વસંતપંચમીના પવિત્ર દિવસે ધોલેરાધામમાં મદનમોહનજી મહારાજની સાથે હરિકૃષ્ણ મહારાજ સ્થાપિત કર્યા. આમ તેમના સમયમાં સંપ્રદાયના અનેક સારા કાર્યો થયા છે. આચાર્ય શ્રીરઘુવીરજીમહારાજને (૧) વીરજાદેવી (૨) રુક્ષ્મણીબાઈ તથા (૩) સુજ્ઞાબાઈ. આ નામે કુલ ત્રણ પત્નીઓ હતી.

**❋ ગોપાળાનંદ સ્વામી વિશેષ ધ્યાન રાખતા :**

શ્રીહરિએ ગોપાળાનંદસ્વામીને ધામમાં જતાં પહેલા કહ્યું હતું કે, "તમે રઘુવીરજી અને જૂનાગઢની વિશેષ ખબર રાખજો." તેથી ગોપાળાનંદ સ્વામી રઘુવીરજી મહારાજની વિશેષ ખબર રાખતા. આનંદાનંદ સ્વામી ભરુચનું મંદિર અધુરું મૂકી અમદાવાદમાં ગયા. પછી તે મંદિર પૂરું કરવા કોઈ જતાં નહિ. તેથી ગોપાળાનંદ સ્વામી પોતે સમંડળ ભરુચ ગયા. મંદિર પૂરું કરાવ્યું અને સં.૧૮૯૨ની સાલમાં આચાર્યશ્રીને બોલાવી વિધિવત્ પ્રતિષ્ઠા કરાવી. રઘુવીરજી મહારાજના નાના ભાઈ બદ્રિનાથ તથા સિતારામ આ બંનેનું એક

જ દિવસે આયુષ્ય પૂર્ણ થયું હતું. પરંતુ રઘુવીરજી મહારાજને આઘાત ન લાગે તેટલા માટે ગોપાળાનંદસ્વામીએ ૧૫ દિવસનું અંતર પાડ્યું. તેથી બદ્રિનાથજી સં.૧૮૯૯ માગશર વદ-૭ વડતાલથી અક્ષરધામમાં ગયા તથા સીતારામજી પોષ સુદ-૭ અક્ષરવાસી થયા. તે સમયે રઘુવીરજી મહારાજ તથા તેમના પરિવારને સ્વામીશ્રીએ ખૂબ જ ધીરજ આપી હતી.

*** રઘુવીરજી મહારાજનો સત્સંગ પ્રેમ અને સદ્‌ગુણો :**

પુરાણી રઘુવીરચરણદાસજી સ્વામીએ પોતાની નોંધ પોથીમાં લખ્યું છે કે, રઘુવીરજી મહારાજ શુકાનંદ સ્વામીને કહેતા કે, 'મુને કાંઈક કહેજો.' ત્યારે શુક સ્વામી કહે, 'કામકાજ કરવાવાળાનું જેવું ધ્યાન રાખો છો, તેવું સર્વે સંતો-ભક્તોનું ધ્યાન રાખવું.' વળી, શુકાનંદ સ્વામી અને રઘુવીરજીમહારાજને ઘણો સ્નેહ હતો. તેથી શયન આરતી પછી રઘુવીરજી મહારાજ નિત્ય શુક સ્વામીને આસને જતાં અને શુકસ્વામી નિત્ય તેમને હિતોપદેશ આપતા અને શ્રીજીમહારાજનું માહાત્મ્ય સમજાવતા. વળી, શુકસ્વામી કહે, "રઘુવીરજી મહારાજ નિત્ય શિક્ષાપત્રી વાંચતા, આવો નિયમ હતો. એકવાર શિક્ષાપત્રીનો પાઠ ન થયેલો તેથી રઘુવીરજી મહારાજે ઉપવાસ કર્યો." આવા તે નિયમધારી અને સત્સંગપ્રેમી હતા.

ભાયાત્માનંદ સ્વામી વગેરે મોટા સંતો સાથે રઘુવીરજીમહારાજ સત્સંગ વિચરણ માટે ફરતા હોય ત્યારે કોઈ હરિભક્ત કંઠી બંધાવવા આવે તો રઘુવીરજીમહારાજ મોટા સંતોને હાથે વર્તમાન ધરાવી કંઠી બંધાવતા. અને હરિભક્તોને હંમેશા મોટા સંતો સાથે હેત રાખવાનું કહેતા.

માધવદાસજી સ્વામી આચાર્યશ્રીના સદ્‌ગુણો વર્ણવતા લખે છે.

**શિક્ષાપત્રીમાં કહ્યું હરિએ જેમ, પ્રીતે પાળે પળાવે તે તેમ;**
**બહુ મોટાઈ તેને એમ રે'વું, કોણેય ન થાય એ તો એવું..૧૪**
સંસારના સુખની નહિ વાત, ત્યાગ વૈરાગમાં રળિયાત;
કે'વાય ગૃહી ને અતિ ઉદાસી, નિત્ય ભજે અખંડ અવિનાશી..૧૫
સ્વામીના તે ગમતામાં રહી, લેશ હરિનું વચન લોપે નહિ;
અતિ ધીરજ અંગે કે'વાય, ગુણ વર્ણવી નવ શકાય..૧૬

જમતા જણસ તો માગવી નહિ, ખારું મોળું કેવું નહિ કાંઈ;
એવી રીતે તે કો કેમ થાય, એવા ગુણ તો હરિના કે'વાય..૧૭
સ્વામીની તે મૂર્તિ માંઈ, રાત દિવસ રહે છે સદાઈ;
હરિકથામાં પ્યાર બહુ એહ, પળ વેગળા ન થાય તેહ..૧૮
ઘણા ગુણ ને ગંભીરપણું, રાખે મન હરિરૂપમાં ઘણું;
અરધી રાત સુધી બહુ જાગે, કથા કીર્તન કરે બડભાગે..૧૯

**❋ આચાર્યશ્રીનું સત્સંગ વિચરણ તથા પ્રતિષ્ઠાવિધિ :**

રઘુવીરજી મહારાજ સત્સંગ વિચરણ કરવા જાય ત્યારે ગોપાળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, ભાયાત્માનંદ સ્વામી, શુકાનંદ સ્વામી જેવા મોટા સંતોને સાથે રાખતા. તે સંતોની મરજી હોય તે મુજબ જ બે-બે ત્રણ-ત્રણ કે ચાર-ચાર માસ સુધી વિચરણ કરતા. તેમણે સં.૧૯૦૦માં ચરોતર પ્રદેશમાં નડિયાદ, ખેડા, ડભાણ, મહેળાવ વગેરે ગામોમાં વિચરણ કર્યું હતું. સં.૧૯૦૧માં વડોદરા પધારી ત્યાં તુલસી વિવાહ તથા સયાજીરાવ ગાયકવાડના દરબારમાં પધરામણી કરી હતી. વળી, વાકળ પ્રદેશના કલાલી વગેરે અને ભરુચ, આમોદ, બુવા, દોરા વગેરે કાનમ પ્રદેશના ગામોમાં વિચરણ કર્યું હતું.

સં.૧૯૦૨માં સદ્‌ગુરુ સંતો સાથે ભાલ તથા કાઠિયાવાડના ગામોમાં વિચરણ કરી ભક્તોને રાજી કર્યા હતા. તથા અચિંત્યાનંદ બ્રહ્મચારીના સદ્‌ગુણોને બિરદાવીને તેમને 'હરિસંભવમહાકાવ્ય' રચવાની પ્રેરણા આપી. સં.૧૯૦૩માં નાઘેર, બાબરીયાવાડ તથા ઊના પંથકમાં વિચરણ કરી જૂનાગઢ પધાર્યા હતા. પછી સુરત જઈને નૂતન હરિમંદિરમાં નારાયણમુનિદેવ તથા રાધાકૃષ્ણદેવની પ્રતિષ્ઠા કરી હતી.

સં.૧૯૦૬માં અમદાવાદમાં વૈષ્ણવાચાર્યોએ ભેગા મળી ઉપાધી કરી ત્યારે રઘુવીરજી મહારાજે સામેથી નિત્યાનંદ સ્વામીને અમદાવાદ મોકલ્યા. તેથી બંને આચાર્યશ્રીમાં વિશેષ સંપ થયો. પછી રઘુવીરજી મહારાજ સંતમંડળ સાથે અમદાવાદમાં ૧૫ દિવસ રહ્યા. પછી સં.૧૯૦૭માં અયોધ્યાપ્રસાદજી મહારાજ મહાનુભાવાનંદ સ્વામી વગેરે સંતો સાથે વડતાલ પધાર્યા. બંને

દેશના આચાર્યો અને સંતોની હાજરીમાં શ્રીહરિની સર્વોપરિતાનું સારી રીતે પ્રતિપાદન થયું હતું. ત્યારથી ચાર વર્ષ સુધી બંને આચાર્યો દર વર્ષે ૧૫-૧૫ દિવસ અમદાવાદમાં તથા વડતાલમાં મોટા સંતો સાથે ભેળા રહેતા.

સં.૧૯૦૮માં નિત્યાનંદ સ્વામી આચાર્યશ્રી વગેરેને અંતિમ ,ઉપદેશ આપી અક્ષરવાસી થયા. પછી ગોપાળાનંદ સ્વામીને સાથે લઈ ભાલબારામાં વિચરણ કરતા ખંભાત પધાર્યા. ત્યાં જબરેશ્વર હરિકૃષ્ણ મહારાજ વગેરે દેવોની સ્થાપ્ના કરી. પછી ગોપાળાનંદ સ્વામીએ આચાર્યશ્રીને અંતિમ ભલામણ કરી અને વારસદાર તરીકે ભગવત્પ્રસાદજી મહારાજને સ્થાપવાનું કહ્યુ. પછી ગોપાળાનંદ સ્વામી અક્ષરવાસી થયા. સં.૧૯૦૯ના કાર્તિકી સમૈયામાં રઘુવીરજી મહારાજે ગુણાતીતાનંદ સ્વામી, શુકાનંદ સ્વામી, પવિત્રાનંદ સ્વામી, ભૂમાનંદ સ્વામી વગેરે સંતોને સદ્‌ગુરુ સ્થાપ્યા. પછી સંતોને રહેવા માટે ધર્મશાળા મોટી તથા બે માળની કરાવી.

સં.૧૯૧૧ના ચાતુર્માસમાં ભવ્ય સત્સંગ છાવણી યોજી. તેમાં શુકાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી અને અચિંત્યાનંદ બ્રહ્મચારી જોરદાર કથાવાર્તા કરતા. ત્યારે રઘુવીરજી મહારાજ પોતે શ્રોતાની લાઈનમાં સામે બેસી કથા સાંભળતાં. તથા સંતોને પીરસવાની સેવા કરતા.

**સામા બેઠા આચારજ તેહ, કથા વંચાય રૂડી રીતે એહ;**
**બપોર સુધી તે કથા વંચાય, પછી આચારજ જમવા જાય..૫૧**
જમી આવે આચારજ જયાંઈ, સંતના તે મંડળ માંઈ;
સંતોનું તે મહાતમ જાણે, આવે જમાડવા ટાણે ટાણે..૫૨

સં.૧૯૧૨માં હરિલીલાકલ્પતરુ ગ્રંથ લખવાનો આરંભ કરાવ્યો. અને ભગવત્પ્રસાદજી મહારાજના પ્રથમ લગ્ન દેવગંગાબાઈ સાથે કરી વડતાલ આવ્યા. સં.૧૯૧૩ કારતક સુદ-૧૧ તા.૮-૧૧-૧૮૫૬ શનિવારે રઘુવીરજીમહારાજે ભગવત્પ્રસાદજીમહારાજને વડતાલમાં ગાદી આપી. સં.૧૯૧૪માં 'સારોપદેશ' નામનો ગ્રંથ રચ્યો.

સં.૧૯૧૬માં ગઢપુર તથા જુનાગઢમાં હરિકૃષ્ણ મહારાજની અને ગઢપુરમાં શ્રીકૃષ્ણ તથા રેવતી-બળદેવજીની સ્થાપના કરી. સં.૧૯૧૭માં

શિનોર વગેરે કાનમ પ્રાંતમાં વિચરણ કર્યું. તેમાં અદ્ભુતાનંદ સ્વામીના દ્રોહથી ભદામના દિવાનની થયેલી દુર્ગતિ વર્ણવી, સહુને ક્યારેય સંતો-ભક્તોનો દ્રોહ ન કરવો તેવી પ્રેરણા આપી. સં.૧૯૧૮માં વડોદરા નરેશ સાથે ગઢપુર તથા પેટલાદમાં પધાર્યા. પછી સોરઠ વિચરણ તથા એક માસ ગુણાતીતાનંદસ્વામીનો સમાગમનો લાભ લીધો.

**☼ સાહિત્ય ક્ષેત્રે પ્રદાન**

આચાર્યશ્રી રઘુવીરજી મહારાજે અચિંત્યાનંદ બ્રહ્મચારી દ્વારા ૩૪૦૦૦ જેટલા શ્લોકોનો વિશાળકાય **'શ્રીહરિલીલાકલ્પતરું'** સંસ્કૃત ગ્રંથ રચ્યો છે. વળી, **'દુર્ગપુરમાહાત્મ્ય'** નામનો સુંદર સંસ્કૃત ગ્રંથ પણ રચ્યો છે. આ ગ્રંથમાં ૧૦,૦૦૦ ઉપરાંત શ્લોકો છે. આ બંને ગ્રંથો સ્વામિનારાયણ ભગવાનની સર્વોપરિતા સમજવા માટે અજોડ છે. તેમ જ શતાનંદ સ્વામી કૃત જનમંગલ સ્તોત્ર ઉપર **ભાવાર્થપ્રકાશિકા** અને સર્વમંગલ સ્તોત્ર ઉપર **ભાવપ્રબોધિની ટીકા** રચી છે. વળી, શુકાનંદ સ્વામી દ્વારા હરિવાક્યસુધાસિંધુ ગ્રંથ ઉપર વચનામૃતના રહસ્યને સમજાવતી **સેતુમાળા નામની ટીકા** રચી છે. તથા **વિશિષ્ટાદ્વૈત ચિંતામણિ** નામનો સંસ્કૃત ગ્રંથ રચ્યો છે.

વળી, આચાર્યશ્રીએ પ્રેરણા આપી ભાયાત્માનંદ સ્વામીની વાતો લખાવી છે. શ્રીહરિના હજુરી પાર્ષદ ભીમજી ભગતને પ્રેરણા અને પ્રોત્સાહન આપી તેમની પાસે **'હરિલીલાકમલભાસ્કર'** નામનો ગ્રંથ લખાવ્યો છે. સદ્. આધારાનંદ સ્વામીને પણ **'હરિચરિત્રામૃતસાગર'** ગ્રંથ લખવામાં આચાર્યશ્રી ખૂબ જ પ્રેમ, બળ, હુંફ આપ્યા હતા. આ રીતે પોતે સાહિત્યક્ષેત્રે સંપ્રદાયને ખૂબ જ મોટું યોગદાન આપ્યું છે.

**☼ સંતપ્રેમી તથા સંતના સેવક રઘુવીરજી મહારાજ :**

સં.૧૯૧૯માં પ્રબોધિનીનો સમૈયો ધામધૂમથી વડતાલમાં કર્યો. ઉત્સવમાં ઘણા સંતો ભક્તો આવ્યા. સદ્ગુરુઓએ તેમને સદુપદેશ આપી સુખથી ભરી દીધા. પૂનમના દિવસે આચાર્યશ્રીએ પોતે જ સંતોને રસોઈ આપી અને પોતે ઘણા ભાવથી સંતોને પીરસવા પધાર્યા.

ચોપાઈ :

**સર્વ સંતને દીધી રસોઈ, પોતે પીરસ્યું અવસર જોઈ;**
**જમતા સંતને પરસેવો વળ્યો, તે તો ઉનાળાના જેવો બળ્યો.**

**ત્યારે આચારજે હાથ ધોઈ, લીધો ઝપટ પંખો તેહ જોઈ;**
**આવી પંગતમાં ફરી ફરી, નાખ્યો પવન તે પંખવે કરી.**

જેના ઉપર છત્ર ધરાય, ચામર ઢોળાય અને હાથીની અંબાડી ઉપર જેની અસ્વારી નીકળે એવા આચાર્ય મહારાજ પોતે સંતોને પવન નાખવા જેવી સેવા કરવા લાગે એ તો આજ કલ્પનાતીત જણાય છે. આમ **રઘુવીરજી મહારાજે સત્તાથી નહિ પણ સરળતાથી સહુનાં દિલ જીત્યા હતા. સંપત્તિથી નહિ સ્નેહ વરસાવીને સહુને રાજી કર્યા હતા.** પછી સાંજે ફરીને સભા ભરી. તેમાં તેમણે સહુ સંતોની પ્રેમભીનાં હૃદયે પૂજા કરી અને ગદ્‌ગદકંઠે સ્તુતિ કરી. પોતે ગાદીપતિ આચાર્ય હોવા છતાં સંતો પાસે કેટલા નિર્માની થઈને રહેતા હશે ! તેઓ  સંતનો કેટલો બધો મહિમા રાખતા હશે ! આચાર્યશ્રી પોતે સંતોને રસોઈ આપે, સંતની પૂજા કરી વસ્ત્ર ઓઢાડે અને સંતોની સ્તુતિ કરે એ તો આશ્ચર્યકારી છે જ પરંતુ સંતોને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી લે એ આચાર્યશ્રીને કેટલા વંદન કરવા ઘટે !!

**વદી પડવે દિને રઘુવીર, ધરીને મનમાં ઘણી ધીર;**
**માંદા સંતની લેવા સંભાળ, પોતે ચાલી ગયા તતકાળ...૨૬**

રઘુવીરાચાર્યજી માંદા સંતોની ખબર લેવા વગર બોલાવ્યે સંતોના આસને ગયા. બીમાર સંતો માટે રસોઈનું સ્થાન તેમને અયોગ્ય લાગ્યું, તેથી તરત જ માંદા સંતો માટે જુદો ભંડાર કરવાનું નક્કી કર્યું. આ પ્રસંગથી તેમનાં દિલમાં સંતોનું સ્થાન કેટલું ઊંચું હશે તે જણાય છે ! **દિલથી પ્રેમ થાય ત્યારે કોઈ વાત અશક્ય રહેતી નથી.** પછી કારતક વદ બીજને દિવસે રઘુવીરજી મહારાજને તાવ આવ્યો. હવે રઘુવીરજી મહારાજને નિત્ય બીમારી વધતી જતી હતી.

### ❋ રઘુવીરજી મહારાજનો અક્ષરવાસ

પછી રઘુવીરજી મહારાજના સેવક જીવણભાઈ વગેરેએ કહ્યું, કોઈ સારા વૈદ્યને બોલાવી ઔષધ કરીએ. ત્યારે રઘુવીરજી મહારાજ કહે, **'મહારાજ જ**

**મારું પ્રારબ્ધ છે. હરિસ્મૃતિ એ જ મારું ઔષધ છે.** પછી રઘુવીરજી મહારાજ માણેજના મૂળજીભાઈ વગેરે ભક્તોને કહે, 'તમે જેમ અત્યાર સુધી અમને સેવ્યા તેમ હવે આ શુકમુનિને સેવજો. આ મારી તમને છેલ્લી ભલામણ છે.' પછી પોતે મોટેરા સંતોને પાસે રાખી રાત-દિવસ શ્રીહરિના ચરિત્રો સાંભળવા લાગ્યા. રઘુવીરજીમહારાજને પોષ મહિનામાં દિન પ્રતિદિન તાવ વધતો ગયો. સં.૧૯૧૯ પોષ વદ-૧૦ એક પહોર રાત્રી ગઈ ત્યારે મંદિરમાં અચાનક અપાર તેજ દેખાયું. તેમાં મુક્તો સાથે મહારાજ પધાર્યા. તેમના રઘુવીરજીમહારાજને દર્શન થયા. તે સમયે શ્રીહરિને પોતાને ધામમાં તેડી જાવાની પ્રાર્થના કરી. ત્યારે શ્રીજીમહારાજ કહે,

**આવે માઘ સુદિ બીજ જ્યારે, અમે તેડવા આવશું ત્યારે ।**
**એમ કહી થયા અંતરધાન, વિજળી જબકારા સમાન ॥૩૦॥**

પછી સહુ સંતો-ભક્તોને કરવા યોગ્ય તમામ ભલામણ કરીને રઘુવીરજીમહારાજ પોતે પૂર્ણકામ થયા. પછી અક્ષરધામમાં જવા માટે મહારાજને પ્રાર્થના કરી. પછી **તે દિવસ બપોરે મહારાજ અનેક મુક્તોના વૃંદ સાથે મોટું વિમાન લઈ શ્રીહરિ આવ્યા.** તેના સહુને દર્શન થયાં. પછી રઘુવીરજીમહારાજ સ્વતંત્રપણે ભૌતિક શરીર છોડી દિવ્યદેહ ધરી, **સં.૧૯૧૯ મહા સુદ-૨ ના દિવસે બપોરે ભૌતિક તનનો ત્યાગ કરી રઘુવીરજી મહારાજ ધામમાં ગયા.** એક આદર્શ આચાર્યને શોભે એવી છટાથી શ્રીહરિ તેમને અક્ષરધામમાં તેડી ગયા. આ રીતે રઘુવીરજી મહારાજ ૫૦ વર્ષ, ૧૦ માસ અને ૧૨ દિવસ પૃથ્વી ઉપર રહ્યા. સંતસ્નેહી તથા ભક્તભાવુક અને સત્સંગના અનેક શુભકામ કરનાર આવા આચાર્યશ્રીના શ્રીચરણોમાં વંદન...

*- સાધુ બ્રહ્મપ્રકાશદાસ*
*ગુરુ : પ.પૂ.સદ્.શ્રીજ્ઞાનજીવનદાસજીસ્વામી*
*કુંડળધામ*



# શ્રીશિક્ષાપત્રી ભાષ્યમાં મળેલી આર્થિક મદદની યાદી

| | |
|---|---|
| ૫૧૦૦૦/- | સાપરા લાલજીભાઈ જાદવજીભાઈ, વડોદરા સુપુત્ર શ્રીવિજયભાઈ, શ્રીધર્મેશભાઈ પૌત્ર કાર્તિક, માનવ, હિતાર્થ |
| ૫૧૦૦૦/- | અ.નિ. ધરમસીભાઈ રણછોડભાઈ ઘાડિયા, જામવાળા, હ.પુ. ભાઈલાલભાઈ, પૌત્ર રાકેશભાઈ પ્રપૌત્ર માનવ |
| ૫૧૦૦૦/- | શ્રીવાલજીભાઈ હરિભાઈ ઘાડિયા, સાંજણાવાવ, હ. સુપુત્ર ગોરધનભાઈ તથા ભાવેશભાઈ |
| ૨૫૦૦૦/- | શ્રીબટુકભાઈ નારાયણભાઈ કળથિયા હ.ચિ. કેતન તથા નયન |
| ૨૧૦૦૦/- | અ.નિ. લક્ષ્મણભાઈ અરજણભાઈ ગૌદાની ઠાંસા. હ.ગં.સ્વ. ભાનુમતીબેન, પુ. રમેશભાઈ પૌત્ર મહેન્દ્ર તથા દેવેન્દ્ર |
| ૨૫૦૦૦/- | શ્રીમોહનભાઈ રણછોડભાઈ નારોલા, દામનગર |
| ૨૫૦૦૦/- | શ્રીમતી સમજુબેન મોહનભાઈ નારોલા, દામનગર |
| ૨૫૦૦૦/- | શ્રીવલ્લભાઈ મોહનભાઈ નારોલા, સુરત |
| ૨૫૦૦૦/- | શ્રીઘનશ્યામભાઈ મોહનભાઈ નારોલા, સુરત |
| ૫૧૦૦૦/- | શ્રીદીપક નારોલા, શ્રીહાર્દિક નારોલા, શ્રીઆશીષ નારોલા, શ્રીઉર્વીશ નારોલા |
| ૨૦૦૦૦/- | શ્રીજયસુખભાઈ સાંગાણી |
| ૨૦૦૦૦/- | શ્રીબીરજુભાઈ જયસુખભાઈ સાંગાણી |
| ૨૦૦૦૦/- | શ્રીમતી ચંપાબેન જયસુખભાઈ સાંગાણી |
| ૨૦૦૦૦/- | શ્રીમતી સંગીતાબેન બીરજુભાઈ સાંગાણી |
| ૨૦૦૦૦/- | શ્રીદષ્ટાંતકુમાર બીરજુભાઈ સાંગાણી |
| ૧૧૧૧૧/- | શ્રીમનહરભાઈ મોહનભાઈ ગોયાણી, રળિયાણા |
| ૧૧૧૧૧/- | શ્રીદુલાભાઈ જેરામભાઈ હ. સુપુત્ર નિકુંજ તથા અંકિત, સુરત |
| ૧૧૦૦૦/- | શ્રીધીરૂભાઈ બાબુભાઈ જયાણી, સુરત |
| ૧૧૦૦૦/- | ડો. બિપીનભાઈ કાનજીભાઈ બલર, ભાવનગર |

| | |
|---|---|
| ૧૦૦૦૦/- | શ્રીકાનજીભાઇ કેશવભાઇ બલર, ભાવનગર |
| ૧૧૧૧૧/- | શ્રીમહેશભાઇ નરહરિભાઇ વાઘરોડિયા, ગાંધીનગર હસ્તે ભૂપતભાઇ |
| ૧૧૦૦૦/- | શ્રી અ.નિ. પ્રેમબાઇબેન મનજીભાઇ જયાણી, સાવરકુંડલા<br>ચિ. દેવશ્રી ચિ. યાજ્ઞિકના જન્મદિવસ નિમિત્તે |
| ૧૧૦૦૦/- | પ.ભ. શ્રીદેવશીભાઇ પરશોત્તમભાઇ દોંગા, ઉના<br>ધ.પ. શ્રીમતી કાંતાબેન હસ્તે પુત્ર રવિ |
| ૧૧૦૦૦/- | પ.ભ. શ્રીઅશોકકુમાર ગભરૂભાઇ કચ્છી, હિપાવડલી<br>ધ.પ. શ્રીમતી ભારતીબેન હસ્તે પુત્ર હેત |
| ૧૧૦૦૦/- | પ.ભ. શ્રીવનમાળીભાઇ ગોરધનભાઇ કોટડીયા, તોરી<br>ધ.પ. અંબાબેન હસ્તે, રમણીકભાઇ તથા ગોપાળભાઇ |
| ૧૧૦૦૦/- | પ.ભ. શ્રીયોગેશભાઇ છગતભાઇ છ૭ાસીયા, ગીરજામવાળા<br>ધ.પ. શિલ્પાબેન હસ્તે રાજ |
| ૧૧૦૦૦/- | પ.ભ. શ્રીજયંતિભાઇ ભોળાભાઇ કાસડીયા, નેસડી<br>ધ.પ. પ્રવિણાબેન હસ્તે સુ. મૌલિક |
| ૧૧૦૦૦/- | પ.ભ. શ્રીગૌરાંગભાઇ ઘનશ્યામભાઇ દેસાઇ, ન્યુઝીલેન્ડ, ધ.પ. આશાબેન |
| ૫૦૦૦/- | શ્રીચંદ્રકાન્તભાઇ બી. દાણી સાવરકુંડલા |
| ૫૧૦૦/- | અ.નિ. લાભુબેન હિમતભાઇ ધડુક, દાતરડી હસ્તે સુપુત્ર કમલેશ |
| ૫૧૦૦/- | પ.ભ. કાંતિભાઇ ધરમશીભાઇ ઘાડિયા , ગીરજામવાળા |
| ૨૫૦૦૦/- | શ્રીગોવિંદભાઇ આર. નસિત, હસ્તે શ્રીસ્નેલકુમાર, ગાંધીનગર |
| ૫૧૦૦૦/- | સાં.યો. રવિકાંતા બા. હ.સાં.યો ભાનુબેન, લોએજ |
| ૫૦૦૦૦/- | સાં.યો. કૈલાસબેન ગઢડા |
| ૨૫૦૦૦/- | સાં.યો. મેઘના બહેન ગઢડા |
| ૨૫૦૦૦/- | સાં.યો. પ્રભાબેન ગુરુ લાભુબેન ગઢડા |
| ૧૧૦૦૦/- | સાં.યો. લીલાબા અમરેલી |
| ૫૦૦૧/- | સાં.યો. મનહરબેન ગઢડા |

# શ્રીસ્વામિનારાયણ સાહિત્ય પ્રકાશન મંદિર ગાંધીનગરનાં પ્રકાશનો

| ક્રમ | નામ | નંગ | કિંમત |
|---|---|---|---|
| ૧ | શ્રીહરિચરિત્રામૃતસાગર સંક્ષિપ્ત ગુજરાતી ભાગ ૧થી ૫નો સેટ | ૧ | ૫૦૦/- |
| ૨. | શ્રીદુર્ગપુર માહાત્મ્ય ભાગ ૧-૨નો સેટ | ૧ | ૨૫૦/- |
| ૩. | શ્રીહરિચરિત્ર (ગુજરાતી) ભાગ ૧-૨નો સેટ | ૧ | ૨૦૦/- |
| ૪. | શિક્ષાપત્રી ભાષ્ય (અર્થદીપિકા) | ૧ | ૧૨૫/- |
| ૫. | શ્રીહરિચરિત્ર (સંસ્કૃત) | ૧ | ૧૦૦/- |
| ૬. | જ્ઞાનગંગા | ૧ | ૧૦૦/- |
| ૭. | સત્સંગિજીવનકથાસાર | ૧ | ૧૦૦/- |
| ૮. | વચનામૃત | ૧ | ૧૦૦/- |
| ૯. | શ્રીહરિની જન્મપત્રિકા | ૧ | ૧૦૦/- |
| ૧૦. | શ્રીસ્વામિનારાયણ સેક્ટ (અંગ્રેજી) | ૧ | ૧૦૦/- |
| ૧૧. | શ્રીમદ્ ઉન્મતગંગામાહાત્મ્ય ભાગ ૧-૨નો સેટ | ૧ | ૩૦૦/- |
| ૧૨ | શ્રીમદ્ ભાગવતકથાસાર | ૧ | ૭૫/- |
| ૧૩ | હર્યાજ્ઞામૃતસિંધુ | ૧ | ૫૦/- |
| ૧૪ | નીતિશિક્ષણ | ૧ | ૩૭/- |
| ૧૫ | શ્રીહરિવાક્યસુધાસિંધુ (સંસ્કૃત) | ૧ | ૨૫/- |
| ૧૬ | શિક્ષાપત્રી | ૧ | ૪૫/- |
| ૧૭ | બાળસંસ્કાર (બાળકો માટે) | ૧ | ૧૦/- |
| ૧૮ | મારે થવું છે સંસ્કારી બાળ (બાળકો માટે) | ૧ | ૭/- |
| ૧૯ | નિત્ય પૂજાવિધિ (બાળકો માટે) | ૧ | ૫/- |
| ૨૦ | નિત્ય પાઠ | ૧ | ૬/- |
| ૨૧ | યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ગુજરાતી | ૧ | ૩૦૦/- |
| ૨૨ | શ્રીહરિનો અમૃતમય ઉપદેશ | ૧ | ૧૦૦/- |
| ૨૩ | શ્રીહરિચરિત્રામૃતસાગર-સંપૂર્ણ ગુજરાતી ભાષાંતર ભાગ ૧થી ૧૨નો સેટ | ૧ | ૨૦૦૦/- |
| ૨૪ | શ્રીમદ્ ભાગવત-સંગ્રહોક્તિ ટીકા સહિત - સંસ્કૃત ભાગ-૧-૨ | | |
| ૨૫ | શ્રીહરિચરિતમ્ ભાગ-૧ થી ૪ | | |

# અનુક્રમણિકા

## શિક્ષાપત્રી લેખક શ્રીસ્વામિનારાયણ ભગવાન



तं वन्दे सहजानन्दमिष्टदेवं परात्परम्।
भक्तिधर्मात्मजं साक्षात्सर्वाविर्भावकारणम्॥

# ભાષ્યકાર આચાર્યશ્રીરઘુવિરજી મહારાજ



જેને મહાપ્રભુજિએ પદ આપ આપ્યું,
જેનું વિશેષ જનમાં યશ વિશ્વ વ્યાપ્યું;
જેણે પ્રસન્ન પરિપૂર્ણ કર્યા હરિને,
વંદું સદા સદ્ગુરુ રઘુવીરજીને.

## અનુવાદકશ્રીના ગુરુવર્ય સંતશિરોમણિ
## પ.પૂ.સદ્.પુરાણી શ્રીત્રિકમચરણદાસજીસ્વામી - ગઢપુરધામ



जनैः सुज्ञैः प्रार्थ्यं निजशरणसम्प्राप्तजनता-
महादुःखानां वै झटिति दहने वह्निसदृशम् ।
कृपापारावारं गुणिगणगुरुं सद्गुणखनिम्,
समीडेऽहं त्रैविक्रमचरणदासं गुरुवरम् ॥

## પ્રકાશકશ્રીના ગુરુવર્ય મહાનસંત
## પ.પૂ.સદ્.પુરાણી શ્રીહરિપ્રિયદાસજીસ્વામી - ગઢપુરધામ



सौम्याकृतिर्विविधशास्त्रपुराणवेत्ता,
सत्संगकीर्त्तनरतो हरिपादसक्तः।
प्रीणातु सद्गुरुवरोऽखिलसाधुतायाः,
सीमा सदा मयि हरिप्रियदासनामा॥

'શિક્ષાપત્રીભાષ્ય' ગ્રંથના પ્રકાશકશ્રી

પ.પૂ.સદ્.શાસ્ત્રી શ્રીહરિપ્રકાશદાસજીસ્વામી - સ્વા.ગુરુકુલ, ગાંધીનગર



ऋग्वेदवेदान्तसुसाङ्ख्ययोगसैतिह्यपौराणिकशास्त्रवृन्दम् ।
अधीत्य धर्मेण युतं च तत्त्वं विशेषतस्तत्तुलनात्मकं यः ॥
सत्सङ्गसाहित्यविकाशकर्ता सत्सङ्गशिक्षापरिषत्समित्योः ।
नेता प्रपोष्टा सुरभिव्रजस्य कौशल्यभाक् शास्त्रिहरिप्रकाशः ॥



શ્રીસ્વામિનારાયણ ગુરુકુલ ગાંધીનગરના સંતવૃંદ સાથે પૂ.શાસ્ત્રી શ્રીજ્ઞાનપ્રકાશદાસજીસ્વામી



'શિક્ષાપત્રીભાષ્ય'
ગ્રંથના
અનુવાદકર્તા
પ.પૂ.સદ્‌ગુરુ શાસ્ત્રી
શ્રીજ્ઞાનપ્રકાશદાસજીસ્વામી
ગાંધીનગર



'શિક્ષાપત્રીભાષ્ય' ગ્રંથમાં
સહાયકર્તા
પ.પૂ.સદ્‌ગુરુ
શ્રીજ્ઞાનજીવનદાસજીસ્વામી
કુંડળધામ

# शिक्षापत्रीध्यानम्



विज्ञाने विलयं गते प्रसरति क्षोण्यां तमस्यान्तरे,
दिङ्मूढेषु भवाध्वगेषु परितः पीडैकशेषे विधौ।
कारुण्यादवतीर्य मुक्तिजननीं शिक्षामदाद्यामिमां,
साक्षादक्षरदिव्यधामनिलयस्तामन्वहं चिन्तये ।।१।।

આ જગત્‌માં જ્યારે શ્રેયસ્કર સાચું જ્ઞાન વિલીન થઈ ગયું હતું, ત્યારે આંતરિક ઘોર અંધારું સર્વત્ર છવાઈ ગયું હતું અને ભવાટવીમાં ભટકતા લોકો દિઙ્‌મૂઢ થઈ ગયા હતા. વળી, જ્યારે બ્રહ્માદિ દેવો પણ અધર્મસર્ગથી પીડિત થયા હતા. ત્યારે અક્ષરધામાધિપતિ પૂર્ણ પુરુષોત્તમ પરમાત્મા શ્રીહરિ અત્યંત દયા કરીને અવતર્યા. અને તેમણે મોક્ષને આપનારી જે આ શિક્ષાપત્રી આપી, તેને હું પ્રતિદિન મારા હૃદયમાં ચિંતવું છું. ૧.

संसारकर्दमविवर्त्तनपङ्किलानां, नैर्मल्यमाकलयितुं रचितावताराम् ।
आविद्यसंतमसनिर्हरणे समर्थामादेशपत्रि! भवतीमनुचिन्तयामि ।।२।।

આ સંસારરૂપી કીચડમાં રગદોળાઈને કાદવથી ખરડાયેલા જીવોને શુદ્ધ કરવા માટે અવતરેલી તથા અવિદ્યાના ગાઢ અંધારાને ટાળવામાં સમર્થ એવી હે દેવિ શિક્ષાપત્રી ! આપનું હું ચિંતન કરું છું. આપનું ધ્યાન કરું છું. ૨.

काऽप्यञ्जनशलाकेयमन्तस्तिमिरहारिणी।
प्रज्ञादृष्टिप्रकाशाय शिक्षापत्र्युपसेव्यताम्।।३।।

સદ્‌બુદ્ધિરૂપ દૃષ્ટિ મેળવવા માટે તો આ શિક્ષાપત્રી કોઈ અદ્‌ભુત અંજનશલાકા છે. આંતરિક તિમિર-અંધકારનું નિવારણ કરનારી આ શિક્ષાપત્રીને સહુ કોઈ સેવો, તેને અનુસરો. ૩.

नानादेशनिवासीशिष्यजनतामुद्दिश्य याऽऽविष्कृता
साक्षादक्षरवासिना नृवपुषा नारायणेन स्वयम्।
सा त्वं सङ्ग्रथितासि पावनि ! शतानन्दर्षिणा ग्रन्थतः
शिक्षापत्रि! भवापहन्त्रि! भवतीमम्बान्वहं चिन्तये।।४।।

સાક્ષાત્ અક્ષરધામના નિવાસી અને મનુષ્યરૂપે પ્રકટ થયેલા સ્વયં શ્રીસ્વામિનારાયણ ભગવાને અનેક દેશોમાં રહેલા પોતાના શિષ્યોના હિતને ઉદ્દેશીને જેને પ્રકટ કરી છે. જેને શ્રીશતાનંદસ્વામીએ સત્સંગિજીવન ગ્રંથને મધ્યે સ્થાપી છે, તે સંસારના બંધનને હરનારી, માતાની જેમ હિત કરનારી હે દેવિ ! શિક્ષાપત્રી ! આપને હું હંમેશા ચિંતવું છું. ૪.

शतानन्देन मुनिना मध्ये सत्सङ्गिजीवनम्।
ग्रथितां भगवत्प्रोक्तां शिक्षापत्रीमहं श्रये।।५।।

શ્રીશતાનંદસ્વામીએ સત્સંગિજીવન ગ્રંથની વચ્ચે ગૂંથી લીધેલી અને ભગવાન શ્રીહરિએ કહેલી શિક્ષાપત્રીને આશરીને હું રહ્યો છું. ૫.

समस्तशास्त्रदुग्धाब्धिमध्योद्धृतमनुत्तमम्।
शिक्षापत्र्यमृतं किञ्चिदमृतत्वाय कल्पते।।६।।

સમગ્ર સચ્છાસ્ત્રરૂપી ક્ષીરસાગરને મથીને તેમાંથી જે સર્વોત્તમ શિક્ષાપત્રીરૂપી કોઈ અદ્‌ભુત અમૃત શ્રીહરિએ મુમુક્ષુ જનતાને આપ્યું છે, તે સહુને માટે અમૃતનાં સમાન છે. ૬.

शिक्षापत्र्यमृतं यदेव सहजानन्दः शरण्यः सतां,
देवः प्राशयदाश्रितानिह मुकुन्दानन्दमुख्यान् पुरा।
यत्पीत्वा प्रभवन्ति सम्पदमनायासेन तामासुरी-
मुच्छेत्तुं तदुपास्महे भवभयप्रध्वंसनैकौषधम्।।७।।

સજ્જનો જેને શરણે રહ્યા છે અને જે કલ્યાણકારી દિવ્ય ગુણોથી સંપન્ન છે. એવા શ્રીસહજાનંદસ્વામીએ આ સત્સંગમાં મુકુંદાનંદ વર્ણી આદિ પોતાના આશ્રિતોને પ્રથમ જે શિક્ષાપત્રીના ઉપદેશરૂપ અમૃત પાયું હતું. તે અમૃત પીધા પછી શ્રીહરિના બધા આશ્રિતો આસુરી સંપત્તિને સહેજે જ જીતવા માટે શક્તિમાન થયા છે. તે આ સંસારના ભયને ટાળનારી અમૃતમય ઔષધીરૂપ શિક્ષાપત્રીને અમે ભજીએ-સેવીએ છીએ. ૭.

संसारसागरगतान्स्वयमुद्दिधीर्षुः, श्रेयस्तदेकमखिलेष्वभिकाङ्क्षमाणः।
आदेशमालिखितुमादृतपत्रलेखो, नारायणः स्फुरतु मे हृदि वर्णिवेषः।।८।।

સંસારરૂપી સાગરમાં ડૂબતા અનેક મુમુક્ષુજીવોને તારવા ચાહતા અને તે બધા જીવોનું આત્યંતિક કલ્યાણ કરવા ઇચ્છતા એવા જે શ્રીહરિએ આ શિક્ષાપત્રીરૂપ આજ્ઞાપત્ર લખવાનું સ્વીકાર્યું. તે વર્ણિવેષ શ્રીસ્વામિનારાયણ ભગવાન મારા હૃદયમાં સદાય સ્ફુરણાયમાન રહો. ૮.

व्यञ्जयन्नाश्रितस्नेहं मुग्धस्मितमुखाम्बुजः।
आदेशमालिखन्नस्तु हृदि मे धर्मनन्दनः।।९।।

જેમનાં મુખકમળ ઉપર ભવ્ય અદ્‌ભુત હાસ્ય વિલસી રહ્યું હોય અને પોતાના આશ્રિતોના ઉપર અપાર સ્નેહને દર્શાવતા હોય અને શિક્ષાપત્રીને લખી રહ્યા હોય એવા ધર્મનંદન મહાપ્રભુ શ્રીહરિ મારા હૃદયમાં વસીને રહો. ૯.

स्वामिनारायणस्यैतत्स्वरूपमपरं हरेः।
शिक्षापत्र्यात्मना भूमौ चकास्त्यखिलमङ्गलम्।।१०।।

ભગવાન શ્રીહરિ સ્વામિનારાયણનું આ અપર સ્વરૂપ શિક્ષાપત્રીના રૂપમાં ભૂમિ ઉપર વિરાજે છે, તે સહુ કોઈનું મંગળ કરે છે. ૧૦.

शिक्षापत्रि! समस्तशिष्यनिवहैरभ्यर्थितेनादरात्,
देवेनाखिलकारणेन सहजानन्देन याऽऽविष्कृता।
तां त्वां सर्वफलप्रदां भगवतो देवस्य तस्यापरां,
मूर्तिं देवि! विभावयन्ननुदिनं सेवे मुहुः प्रेमतः।।११।।

સમગ્ર ભક્તજનોએ વિનયભાવથી પ્રાર્થના કરી ત્યારે સર્વ જગતનું કારણ એવા ધર્મપુત્ર ભગવાન શ્રીસહજાનંદ સ્વામી જેને લખીને પ્રકટ કરી છે. તે સર્વ અભીષ્ટ ફળને આપનારી અને દેવાધિદેવ ભગવાન શ્રીસ્વામિનારાયણની અપર મૂર્તિ સ્વરૂપ એવી દેવી હે શિક્ષાપત્રિ ! હું તમને પ્રતિદિન વારંવાર ઘણા પ્રેમથી સેવું છું. ૧૧.

शिक्षापत्र्यमृतं हिताय जगतामाविष्कृतं यन्मया,
मद्भक्तैरिदमादरादनुदिनं सेव्यं समस्तैरपि।
इत्यादिष्टमनुस्मरन् भगवतः प्रेम्णान्वहं यः पठेत्,
शिक्षापत्रमिदं स याति परमं धामाक्षरं शाश्वतम्।।१२।।

સમસ્ત જગતના હિતને માટે મેં આ શિક્ષાપત્રીરૂપ અમૃતોપદેશ પ્રકટ-આપ્યો છે. તો મારા સમગ્ર ભક્તોએ તે અમૃતમય ઉપદેશરૂપ શિક્ષાપત્રીને પ્રતિદિન આદરભાવથી અનુસરીને રહેવું-તેનું સેવન કરવું. આવા ભગવાન શ્રીહરિના આદેશને યાદ કરીને જે ભક્ત પ્રેમથી આ શિક્ષાપત્રીનો રોજ પાઠ કરે તો તે શ્રીહરિના શાશ્વત સર્વોત્તમ અક્ષરધામને પામે છે. ૧૨.





**श्रीस्वामिनारायणो विजयतेतराम्**

## शिक्षापत्री

**वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि।**
**वृन्दावनविहारं तं श्रीकृष्णं हृदि चिन्तये ।।१।।**

**(શ્રી સહજાનંદસ્વામી જે તે પોતાના સત્સંગી પ્રત્યે 'શિક્ષાપત્રી'ને લખતા થકા પ્રથમ પોતાના ઈષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન, તેનું ધ્યાનરૂપ મંગળાચરણ કરે છે.)**

**હું જે તે મારા હૃદયને વિષે શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન કરું છું. તે શ્રીકૃષ્ણ કેવા છે ? તો જેના ડાબા પડખાને વિષે રાધિકાજી રહ્યાં છે અને જેના વક્ષ:સ્થળને વિષે લક્ષ્મીજી રહ્યાં છે અને વૃંદાવનને વિષે વિહારના કરનારા છે. ॥૧॥**

**॥ श्रीरघुवीराचार्यविरचितं भाष्यम् ॥**

सद्ब्रह्मात्मादिशब्दैः श्रुतिषु निगदितश्चेतनाचेतनात्मा,
स्वामी नारायणो यः स्वतनुचिदचितोः सौक्ष्म्यतः सोऽविभक्तः।
सङ्कल्प्याहं बहु स्यामिति समुदभवत्सत्त्यदात्मा विभक्तो,
विश्वत्राणाय भूयादनवधिमहिमा नित्यनिर्धूतदोषः ।।१।।

*ભાષ્ય :* જીવ, માયા, ઈશ્વર અને અક્ષરબ્રહ્મ, એ સર્વના નિયંતાપણું તથા સર્વ કર્મફલ પ્રદાતાપણું વગેરે અનન્ત ઐશ્વર્યથી સંપન્ન તેમજ અનંત શરણાગત જીવોના આશ્રયપણે સેવ્યપણે તથા પ્રાપ્યપણે પરમગતિરૂપ રહેલાં એવા જે શ્રીસ્વામિનારાયણ ભગવાન છે, તેને શ્રુતિઓમાં સત્, બ્રહ્મ તથા આત્મા આદિ શબ્દોથી કહ્યા છે. તેમજ

સમસ્ત ચેતન-જીવ તથા અચેતન-જડજગત તેના અંતરાત્મા, ધારક, પ્રવર્તક તથા નિયંતાના રૂપમાં કહ્યા છે. વળી જે પોતાનાં શરીરરૂપ જડ-ચેતનમાં શરીરીના રૂપમાં અત્યંત સૂક્ષ્મપણે રહ્યા છે. તેથી તેને તે બધાથી અપૃથક્પણે કહ્યા છે. "એક એવો હું બહુરૂપે થાઉં" એમ સંકલ્પ કરીને જે સત્-ચેતન અને ત્યદ્-અચેતન રૂપે થયા છે. તેથી તેને સમગ્ર જડ-ચેતનાત્મક જગતથી પૃથક્પણે પણ કહ્યા છે. અનંત, અત્યધિક, મહિમા-કલ્યાણકારી, દિવ્ય ગુણોથી સંપન્ન અને નિત્યનિર્દોષ એવા જે શ્રી સ્વામિનારાયણ ભગવાન છે તે વિશ્વનું-સહુનું સર્વ પ્રકારે રક્ષણ કરે. ૧

મત્સ્ય આદિ અવતારો જે દિવ્ય સ્વરૂપમાંથી થાય છે તે સ્વયં પ્રેમવતી તથા હરિપ્રસાદ વિપ્રથી પ્રકટ થયેલા અવતારી શ્રીસ્વામિનારાયણ ભગવાન સર્વોત્કૃષ્ટપણે સર્વોપરિપણે વિરાજે છે. ૨

જે શ્રીહરિનાં ચરણકમળના પરાગને માથે ચડાવનારાં મુમુક્ષુઓ આ સંસારરૂપ સાગરને અનાયાસે સુખેથી તરી જાય છે. જે શ્રીધર્મભક્તિના પુત્રસ્વરૂપ છે તે આ સાક્ષાત્ પુરાણપુરુષ પૂર્ણપુરુષોત્તમ શ્રીસ્વામિનારાયણ ભગવાન સહુનું રક્ષણ કરે. ૩

હું ભગવાન શ્રીસહજાનંદ સ્વામીના શરણને મન કર્મ વચનથી વર્યો છું કે જેના પ્રભાવથી મારા જેવા (સામાન્ય) જનને મોટા મોટા સંતો પણ સન્માનિત કરે છે. ૪

સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ શ્રીહરિએ જે મને (રઘુવીરજીને) પુત્રભાવથી માન્યો-સ્વીકાર્યો છે, તે શ્રીહરિનાં ચરણકમળને આશરે રહેલો હું આ રઘુવીરજી છું તે તેમને રાજી કરવાના સાધનરૂપ કિંચિત્ આ શિક્ષાપત્રીના ભાષ્યને લખવારૂપ થોડો પ્રયત્ન કરું છું. ૫.

શ્રીસ્વામિનારાયણ ભગવાનનાં ચરણકમળના રસનો સ્વાદ લઈને ખૂબ જ તૃપ્ત થયેલો કોઈ એક ભમરા (જે નામમાં બે 'ર' હોય તેને

દ્વિરેફ કહેવાય છે. જેમ કે, ભ્રમર તથા રઘુવીર) જેવો હું રઘુવીરજી છું તે સજ્જનોનાં કાનમાં ધીરેથી ગણગણું છું. શિક્ષાપત્રીના ભાષ્યને લખું છું. તે તેમને માટે ખૂબ જ આનંદદાયક બને. ૬

આ સર્વેશ્વર, અપાર કરુણાના નિધિ અને વાત્સલ્યભાવથી પોતાના આશ્રિતોને વશ રહેતા એવા પુરુષોત્તમ શ્રીહરિ કોઈપણ જાતના બધા જ દોષોથી રહિત છે. અર્થાત્ તેઓ નિત્ય નિર્દોષ સત્યસંકલ્પ છે અને તેમાં કલ્યાણકારી મંગલમય અનેક શુભ સદ્‌ગુણો રહ્યા છે. વળી તેઓ પોતાના સિવાયની બીજી સમસ્ત વસ્તુઓ-વ્યક્તિઓથી એકદમ વિલક્ષણ-જુદા અદ્‌ભુત છે. જ્ઞાનમય તથા સુખમય તેમનું સ્વરૂપ છે. કલિયુગના દોષોથી ખરડાયેલા મલિન ચેતન-જીવોનો સંસારસાગરમાંથી ઉદ્ધાર કરવાની કરુણાપૂર્ણ ઇચ્છાથી તેઓ આ ભૂમિમાં પ્રકટ થયા. ધર્મનંદન તે શ્રીહરિની મૂર્તિ અમાયિક દિવ્ય અને મંગળમય છે.

ભાગીરથી તથા પુષ્કર આદિ તીર્થોને પણ પવિત્ર કરનારા, પરમ એકાંતિક ધર્મપરાયણ એવા પરમહંસ સંતો પણ જેમના ચરણકમળના આશ્રયમાં વીંટાયેલા રહેતા હોય છે. અરીઠાંનો ભૂકો જેમ ડોળા પાણીને નિર્મળ-શુદ્ધ કરી દે છે તેમજ જેઓ અત્યંત મધુર એવા વચનામૃતોના ઉપદેશથી સમગ્ર ભક્તોનાં હૃદયને નિર્મળ પવિત્ર કરી દે છે. વળી જેણે સમગ્ર જીવોમાં અંતર્યામીપણે પોતાનો નિવાસ પ્રકટ કર્યો હતો. તેમણે સમસ્ત-બધા જ ભૂતપ્રાણિમાત્રમાં સુહૃદભાવ રાખ્યો હતો અર્થાત્ તેમને કોઈ અપ્રિય વ્યક્તિ ન હતી.

પોતાને શરણે આવેલા સમગ્ર માનવોના મનમાં તથા નેત્રો આગળ પ્રત્યક્ષ વિરાજીને જેણે કોઈ એક અમાયિક દિવ્ય સામર્થ્યથી બાળકથી લઈને વૃદ્ધો સુધીના તથા ગોવાળથી લઈ પંડિત સુધીના સમસ્ત જીવ પ્રાણીઓને અનહદ આનંદ આપ્યો હતો, તે આ આનંદમય-સુખસ્વરૂપ શ્રીહરિ છે. પોતાના ચરણરૂપી કમળમાં જેમનું મન ભમરાની જેમ ચોટેલું

હતું એવા સંતમંડળે જ્યારે ઘણી પ્રાર્થના-માંગણી કરી ત્યારે તે શ્રીહરિએ દૂર દેશોમાં રહેતા તથા કાલાંતરમાં થનારા જે પોતાના ભક્તજનો, તેમના ઉપર અપાર કરુણા કરીને વિચારેલા શિક્ષાવચનને(શિક્ષાપત્રીને) નિમિત્તે સત્ય ધર્મતત્ત્વનું શ્રેષ્ઠ ખરું રહસ્ય પ્રકટ કર્યું છે.

તે આ લેખ(પ્રબંધ) વધારે વિસ્તૃત નથી, છતાં તે સાક્ષાત્ ભગવાન્ શ્રીહરિના મુખકમળમાંથી નીકળ્યો છે તથા સત્ત્વગુણવાળા ધર્મને જ સમજાવનારો છે. તે 'શિક્ષાપત્રી' આવા નામથી પ્રસિદ્ધ થયો છે.

ઉપર મુજબની પ્રસ્તાવના કર્યા પછી શ્રીરઘુવીરાચાર્યજી મહારાજ પોતાની મનોભાવનાને પ્રકટ કરે છે. 'यस्य निःश्वसितं वेदाः' જેના નિશ્વાસરૂપ વેદોનું પણ ઘણું ગૌરવ છે, ત્યારે આ શિક્ષાપત્રી તો તેમના સાક્ષાત્ વચન છે. એટલે આના ગૌરવની તો વાત જ શી કહેવી ? ૧

અરે ! મંદબુદ્ધિનો સાધારાણ મનુષ્ય હું રઘુવીરજી છું, તે શિક્ષાપત્રી પ્રબંધનું ભાષ્ય વ્યાખ્યાન-વિવેચન શું કરું ? હું જે સાધારણ મનુષ્ય છું, છતાં તેમાં મોહિત થયેલા એવા મને તે ભગવાન શ્રીહરિના સ્વરૂપમાં રહેલી મારી ભક્તિ જ ભાષ્ય(વ્યાખ્યાન) લખવા પ્રેરે છે. માટે તે શ્રીહરિના કૃપાકટાક્ષની ધારા(અત્યંત કરુણા) છે, તે આ શિક્ષાપત્રીનું ભાષ્ય લખવા ચાહનારા એવા મને શક્તિ આપો, મારી શક્તિને જાગૃત કરો-વિસ્તારો. ૨

અથવા હું એક બીજી વાત કહું કે જે ભગવાન શ્રીહરિએ મને પોતાના ઉદ્ધવ સંપ્રદાયના આચાર્યપદે સ્થાપ્યો છે, તે શ્રીહરિ પોતે જ મારા હૃદયમાં વિશેષ સત્તાએ કરીને પ્રવેશ કરે અને પોતાના વચનરૂપ આ શિક્ષાપત્રીનું ભાષ્ય રચે. ૩

યદ્યપિ ભગવાન સ્વામિનારાયણનું સ્વરૂપ જ સાક્ષાત્ સ્વયં મંગલમય છે. છતાં પણ ભવિષ્યમાં થનારા બીજા બધા જ લોકો પોતાનાં વર્તનને અનુસરે એવા આશયથી પોતે શિક્ષાપત્રી લખતી વેળાએ પ્રથમ

મંગલાચરણ કર્યું છે. 'જેના ડાબા પડખાને વિષે રાધિકાજી રહ્યા છે' આમ લખવાથી નિત્ય, નિર્દોષ, સત્ય સંકલ્પ એવા શ્રીહરિને વિઘ્નના નિવારણ માટે મંગલાચરણ કરવાની શી જરૂર છે ? આવી કોઈ શંકા કરે તો તે ટળી જાય છે.

ભગવાન શ્રીકૃષ્ણે સ્વયં ગીતામાં કહ્યું છે કે 'મારા અનુસરેલા માર્ગને બીજા લોકો અનુસરે છે.'(ગીતા.૩/૨૩, ૪/૧૧) એટલે લોકોના ઉપર અનુગ્રહ કરવા માટે પ્રકટ થયેલા પરમાત્માને અન્ય લોકો અનુસરે છે એ વાત અનિવાર્ય બને છે. અહીં કોઈને શંકા થાય કે "મંગલાચરણ ત્રણ રીતે કરાય છે. જેમ કે ૧-આશીર્વાદરૂપ, ૨-ઈષ્ટદેવને નમસ્કાર કરવા રૂપ અને ૩-જે પોતાને કહેવાનું-કરવાકરાવવાનું હોય તેને સૂચવવારૂપ. તો તેમાં ભગવાન શ્રીહરિએ પોતાના આશ્રિતોને આશીર્વાદ આપવારૂપ મંગલાચરણ કરવું જોઈએ, પણ પોતાના ઉપાસ્ય શ્રીકૃષ્ણ અને પોતે તેના ઉપાસક અલગ છે. આવા ભેદભાવને બતાવનારું મંગલાચરણ કરવું તે શ્રીહરિને ન ઘટે !" પણ આવી શંકા નિરર્થક છે, પૂર્વકાલીન આચાર્ય પરંપરાને અનુસરવામાં કોઈ બાબતમાં શંકા શી છે? વાસ્તવિક રીતે જોઈએ તો શ્રીહરિએ જે આ મંગલાચરણ કર્યું છે તે કેવળ પોતાનાં સ્વરૂપનું સ્મરણમાત્ર જ કર્યું છે. એટલે પોતાથી અલગ કોઈ પોતાના ઈષ્ટદેવને સંભાર્યા હોય તેમ નથી.

"હું મારા હૃદયને વિષે શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન કરું છું." આ વાક્યને મૂળ ગ્રંથમાં 'चिन्तये' આવા શબ્દથી કહ્યું છે. તેમાં ચિંતન એટલે કે નિરંતર સ્મરણ કરવું અને નિરંતર સ્મરણ એટલે ધ્યાન કહેવાય છે. એટલે અહીં ધ્યાન શબ્દથી સાક્ષાત્ પરમેશ્વરનો અનુભવ થતો હોય, તેવી તેની ઊંચી સ્થિતિ કહેવા માગે છે. હું મારાં હૃદયને વિષે ધ્યાન કરું છું, એ વાક્યમાં હૃદય તો ધ્યાનનું ઉપકરણ એટલે કે સાધન હોવાથી વગર કહ્યું પણ હૃદય આવી જ જાય છે, તેને અલગ 'હૃદયને

વિષે' કહેવાની જરૂર ન હતી છતાં તે લખ્યું છે, તેનો મતલબ એવો છે કે 'હૃદયને વિષે' અર્થાત્ પ્રેમાર્દ્ર મનથી ધ્યાન કરું છું. ચિન્તવું છું, એવો અર્થ થાય છે. અહીં જે ધ્યાન કહ્યું છે તે ગોપીઓની જેમ પ્રેમથી નીતરતા મનથી ધ્યાન સમજવાનું છે, શિશુપાલ આદિની જેમ કેવળ શત્રુભાવથી ધ્યાન સમજવાનું નથી.

જો કે ભાગવતમાં 'तस्मात् केनाऽप्युपायेन मनः कृष्णे निवेशयेत्.' તેથી કોઈપણ ઉપાયે કરીને પોતાનાં મનને શ્રીકૃષ્ણનાં સ્વરૂપમાં જોડવું એમ કહ્યું છે. એટલે સ્મરણ કરાતા ભગવાનનાં અનંત માહાત્મ્યથી 'ભગવત્સ્મરણ' મોક્ષ થવામાં ઉપાય તો બને છે, પણ સ્મરણ કરનારાને દેહાંત સમયે મોક્ષરૂપ ફળ મળે છે. અને તે પહેલાં તો દ્વેષભાવને લીધે થતું ભગવત્સ્મરણ પણ સંતાપજનક જ અનુભવાય છે. દ્વેષીને તે સ્મરણથી આનંદ-સુખનો અનુભવ થતો નથી. પરંતુ પ્રેમભર્યા સ્મરણમાં તો દ્રાક્ષને જેમ જેમ ચાવે તેમ તેમ તેના સ્વાદનું સુખ અનુભવાય છે તેમ જેમ જેમ ભગવત્સ્મરણ થાય છે તેમ તેમ સુખનો અનુભવ થાય છે. આ કહેવાનો ભાવ એવો છે કે પ્રેમભર્યું ભગવત્સ્મરણ જ માગવું.

પ્રેમભર્યા ભગવત્સ્મરણને જ ભક્તિ કહેવાય છે. "प्रेमपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते"(लि.पु.उ.९/१९) આવું ભક્તિનું લક્ષણ કરવામાં આવે છે. આ લક્ષણથી સૂચિત થાય છે કે, "મુમુક્ષુઓએ ભગવદ્ભક્તિ કરવામાં ઘણો આદર રાખવો."

જો કે "બ્રહ્મને જાણનારો શ્રેષ્ઠ તત્ત્વને પામે છે."(તૈ.ઉ.આ.૧) "તે પરતત્ત્વને સમજનાર મનુષ્ય પ્રસ્તુત પ્રસંગમાં અમર બને છે." ઇત્યાદિ કૃતિઓમાં માત્ર જ્ઞાન જ મોક્ષનો ઉપાય છે એમ કહ્યું જણાય છે. છતાં પણ 'ૐ' એમ ઉચ્ચારીને સ્વસ્વરૂપ આત્માનું ધ્યાન કરો."(મું.ઉ.૨/૨૬) "તે સ્વાત્મસ્વરૂપને પ્રત્યક્ષ કરીને કાળના મુખથી છૂટી જાય છે."(કઠ.ઉ.૧/૩/૧૫) "પ્રત્યક્ષ આત્માની ઉપાસના

કરવી."(બૃ.ઉ.૧/૪/૧૫) "અરે ! આત્મસાક્ષાત્કાર માટે તે આત્મસ્વરૂપનું શ્રવણ, મનન તથા તેનો નિત્ય અભ્યાસ કરવો."(બૃ.ઉ.૨/૪/૫) ઇત્યાદિ ખાસ-વિશેષ શ્રુતિઓ કહી છે, માટે તે શ્રુતિઓ સામાન્યપણે કહ્યા પછી વિશેષ બાબતને કહેતી હોવાથી તેમનું તાત્પર્ય ધ્યાનરૂપમાં પરિણમે છે. તેમાં છેલ્લે 'द्रष्टव्यः' એમ જે કહ્યું તે સાક્ષાત્કારના સમાનભાવનું વિધાન કરે છે અને ધ્યાનની પ્રેમરૂપતા તો તે ધ્યેય પરમાત્મા જે ધ્યાતાને "આ મારો છે એમ સ્વીકારે છે તેને જ પ્રાપ્ત થાય છે."(મું.ઉ.૩/૨/૩) આવી વિશેષ ભાવનાને કહેનારી શ્રુતિ પ્રસિદ્ધ છે.

મૂળ શ્લોકમાં हृदि શબ્દ છે, તેનો અર્થ હૃદયકમળમાં એવો થાય. ઉપાસના કરનારા ભક્તજનના ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી જે પરમાત્મા સદા હૃદયકમળમાં સમીપે જ રહ્યા છે તેઓ સમસ્ત કલ્યાણરૂપ સદ્‌ગુણોના નિધિ છે. અત્યંત મનોહર દિવ્ય સ્વરૂપવાળા છે. જેનો રંગ અત્યંત સુંદર અને સુંવાળો છે, મેઘના સમાન શ્યામ-ઘનશ્યામ છે, દિવ્ય પીતાંબર ધારી રહ્યા છે, મસ્તક ઉપર મુકુટ, કાનોમાં કુંડળ, કંઠાભરણરૂપ હાર, કૌસ્તુભમણિ, બાહુઓ ઉપર બાજુબંધ, કાંડામાં કડાં, ચરણોમાં ઝાંઝર, કમર ઉપર કંદોરો વગેરે અપાર ઘરેણાંઓને ધારણ કરી રહેલા છે. લક્ષ્મીના ચરણની લાખના રંગનું નિશાન જેની સાક્ષી પૂરતું હોય એવું શ્રીવત્સનું ચિહ્ન જે છાતી ઉપર ધરી રહેલા હોય છે. સદાકાળ ડાબે પડખે રહેલા રાધિકાએ જેના આલિંગન માટે કંઠમાં હાથ નાખ્યો હતો અને તે હાથના વળિયા દબાવાથી પડેલી રેખાથી સુશોભિત થયેલો જેનો શંખના સમાન કંઠ છે, જેનાં બધા જ અવયવો અલંકારોથી ઢંકાયેલા છે એવા શ્રીકૃષ્ણ મહાપ્રભુને હું યોગદૃષ્ટિથી સાક્ષાત્ અનુભવું છું.

हृदि चिंतये-જેને ડાબે પડખે સમગ્ર સિદ્ધિ સ્વરૂપ રાધિકાજી તેમજ સહુએ આશ્રય કર્યા જેવા શ્રીલક્ષ્મીજી જેના વક્ષઃસ્થળમાં વિદ્યમાન હોય, એવા પૂર્ણકામ ભગવાનની પૂજામાં આપણે આસન વગેરે શું અર્પણ

કરી શકીએ ? રત્નજડિત આસન પણ તેમને માટે ઘણું તુચ્છ ગણાય, આવા અપાર મહિમા સંપન્ન ભગવાનને પણ વૃંદાવનમાં વિહાર કરવાનો રસ હોય છે. વૃંદાવનવિહારમાં રસ ધરાવવો તે તેમનું ઘણું મોટું સુશીલપણું(સૌશીલ્ય) છે. ભગવાનનાં આવા સુશીલપણાંને યાદ કરીને અનાયાસે આપણા હૃદયકમળને તેમના માટેનું આસન કરીને હૃદયના ભાવોથી જ કલ્પેલા પુષ્પ, ધૂપ-દીપ આદિ જાત જાતના ઉપચારોથી તેમની પૂજા કરીએ, તેવું અહીં 'हृदि चिंतये'થી ધ્વનિત થાય છે.

चिंतये-'ધ્યાન કરું છું' વાક્યમાં વર્તમાનકાળ જણાય છે. વળી, કોઈ ફળને માટે ધ્યાન કરું છું એમ કાંઈ જણાવ્યું નથી. વાસ્તવમાં શ્રીકૃષ્ણસ્વરૂપનું ધ્યાન સ્વયં જ અત્યધિક સ્વાદુ છે. એટલે ધ્યાનની સાધન સ્થિતિમાં કે ફળસિદ્ધિમાં તે ભગવત્સ્વરૂપની અખંડ સ્ફુર્તિ રહેવી તે જ તે ધ્યાનની વર્તમાનતા છે. કોઈ પ્રયોજનનું અનુસંધાન રાખીને ભગવાનનું ભજન કરાનારા 'આર્ત' 'જીજ્ઞાસુ' તથા 'અર્થાર્થી' ભક્તની તુલનામાં અખંડ સ્વરૂપની સ્ફુરણાને મહત્ત્વ અપાયું છે. કારણ કે ઉપર જણાવેલા આર્ત આદિ ત્રણ ભક્ત તો પોતે ચાહેલા ઐશ્વર્ય આદિ ફળની પ્રાપ્તિ પર્યંત જ ભગવાનને ભજે છે.

અખિલ જગતની ઉત્પત્તિ કરવી, તેનો વિકાસ કરવો તથા તેનો પ્રલય કરવો, આવી લીલાને કરનારા, સર્વના શેષી-પર એવા જે વાસુદેવ શ્રીકૃષ્ણ તે ધ્યાન કરવા યોગ્ય છે. એમ 'श्रीकृष्णम्' આવા પદથી કહે છે. ખરેખર તે શ્રીકૃષ્ણ સમગ્ર જગતની ઉત્પત્તિ આદિનું કારણ અને સર્વશેષી સર્વથી પર છે. "શ્રીકૃષ્ણ ભૂત-ભૌતિક જગતની ઉત્પત્તિનું કારણ છે અને પ્રલય(કર્તા) પણ છે. કારણ કે આ બધું જડચેતનાત્મક જગત શ્રીકૃષ્ણને માટે જ છે અર્થાત્ તેનું ભોગ્ય છે."(મ.ભા.સભા.૩૮/૨૩) આવું વચન છે. આ વચનમાં અપ્યય-પ્રલય શબ્દ છે તે સ્થિતિને પણ બતાવે છે. શ્રીકૃષ્ણને માટે જ આ વાક્ય શ્રીકૃષ્ણને સર્વશેષી-સર્વોપરિ

કહે છે. કારણ કે, સમસ્ત જગત તેમના એકના જ પ્રયોજન માટેનું છે. "शेषः परार्थत्वात्"(३/१/२) એ પૂર્વ મીમાંસાનું સૂત્ર છે. તેનું વિવરણ જીવાત્માનાં સ્વરૂપનાં નિરૂપણ સમયે સારી રીતે કરવામાં આવશે.

શ્રીકૃષ્ણ એટલે કે 'શ્રી' થી યુક્ત કૃષ્ણ. શ્રીનો અર્થ છે સુશીલતા. જીવપ્રાણીમાત્ર સહુ કોઈ જેને શરણે જઈ શકે, તેવો ઉપયોગી સુસ્વભાવ તેને અહીં સુશીલતા-સૌશીલ્ય કહેલ છે. સ્વયં મહાન હોવા છતાં ઘણા નાના માણસની સાથે પણ જુદાઈ રાખ્યા વિના ભળી જવું, તેને સૌશીલ્ય-સુશીલતા કહેવાય છે. તે સૌશીલ્ય તેમને શરણે જવામાં ઉપકારક-ઉપયોગી નીવડે છે. કોઈમાં રહેલી મહત્તા(મોટાઈ) માત્રથી જ તે દીનજનોને માટે શરણે જવા-આશરો કરવા લાયક બનતો નથી. કારણ કે તેવા મોટાને આશરે જવું તે દીનજનોને માટે ઘણું દુર્લભ હોય છે. બળતણનું લાકડું કે ધૂળનું ઢેફું સુલભ હોય છે, પણ તે સુલભ હોવા માત્રથી જ કોઈ તેનો આશરો લેતા નથી. કારણ કે તેનો કાંઈ ઉપયોગ થઈ શકતો નથી. માટે ઉપર જણાવેલ સૌશીલ્ય-સુશીલતા જ સહુથી ગૌરવવાળી શ્રી આ પ્રકરણને ઉચિત છે. એ વાક્યથી અને 'श्रीश्च यस्याऽस्ति वक्षसि' 'वृन्दावनविहारम्' એ પદથી કહેવા ધારેલું સૌશીલ્ય(સુશીલતા) તે આ કહ્યું તે જ છે. તેમાં 'श्रीश्च' એ વાક્ય સર્વથી પરપણાનું નિરૂપણ કરે છે અને 'वृन्दावनविहारम्' આ પદ ભગવાનની સુલભતાને પ્રતિપાદિત કરે છે. તેમાં વિહાર શબ્દની સ્વાભાવિક મીઠાશથી ભગવાનની પોતાની સુલભપણામાં વધારે પડતી રુચિ હોય તેમ સૂચિત થાય છે. વળી તે વિહાર શબ્દની સ્વાભાવિક મીઠાશથી ઘણી ઓછી બુદ્ધિના નાના માણસો સાથે સંપર્ક થાય તો પણ ભગવાનમાં નિષ્કપટપણું હોય તેમ જણાય છે. શક્તિશાળી સમૃદ્ધ કોઈ મોટો માણસ પોતાના કોઈ કામ માટે ઉપર કહેલા નાના માણસોના સંયોગમાં રહે પણ જો કે કપટ કરીને રહેતો હોય તો તેનાં મનમાં આનંદ થાતો નથી, ઊલટો

ખેદ જ થાય છે. અહીં વૃંદાવનમાં તો સમીપસ્થ ભગવાન આનંદથી વિહાર કરે છે. ખરેખર વૃંદાવન તો ગાયો, ગોવાળો, ગોપીઓ, વૃક્ષો તથા વેલીઓથી હર્યુંભર્યું જ હોય છે. તેમાં વિહાર કરવાનો અર્થ તો ઘણા મોટા મનુષ્યો ઓછી બુદ્ધિના નાના માણસો સાથે ભેદભાવ વિના ભળી જાય તે જ કહેવાય. ઉપર જણાવેલી તે આ સૌશીલ્ય 'શ્રી' જ સુશીલતાની 'શ્રી' અહીં 'શ્રી' શબ્દથી કહેવામાં આવે છે.

અથવા 'શ્રી' શબ્દનો અર્થ એમ પણ કહી શકાય છે કે વૃંદાવનમાં ગોવાળ આદિ સ્નેહીજનોના સામીપ્યથી એકદમ પ્રકટેલા ઉત્સાહને લીધે થયેલી તત્કાલીન દેહની શોભા વિશેષ છે. ભગવાન શ્રીકૃષ્ણને ગાયો, ગોવાળો અને ગોપીઓ સિવાય બીજો કોઈ પણ મનુષ્ય વહાલો ન હતો. તે બધા તો કૃષ્ણના વિયોગને એક ક્ષણવાર પણ સહન કરી શકતા નહિ. તેમને માટે તો સ્નેહ નીતરતો કૃષ્ણનો સંબંધ જ એક જીવન હતું. તેથી તેઓ મન, કર્મ, વચનથી સંપૂર્ણપણે કૃષ્ણને જ ભજતા હતા. તે બધાના સામીપ્યથી કૃષ્ણને મહાન ઉત્સાહ વધે, તેમાં આપણે કહેવાનું શું હોય ? તે સ્વયં ભગવાને જ કહ્યું છે કે, "હું વાસુદેવ જ જેને પરમ પ્રાપ્ય તથા પ્રાપક હોય, જે કાંઈ મનમાં હોય તે બધું મારું વાસુદેવનું જ છે એમ જે માનતો હોય તે મને પામે છે, એવો મહાત્મા ભક્ત અત્યંત દુર્લભ હોય છે."(ગીતા.૭/૧૯)

ભગવાન કહે છે, જો કે હું અમાયિક દિવ્યધામમાં રહું છું. અનંત 'નિત્યો અને મુક્તો મારા બંને ચરણકમળોની નિરંતર સ્તુતિ કરતા રહે છે. દિવ્ય સેવકો દિવ્ય આયુધો, છત્ર ચામરાદિ સાધનોથી મારી સેવા કરે છે. સાક્ષાત્ લક્ષ્મી મારા વક્ષઃસ્થળમાં સતત રહ્યા હોય છે. હું વધારે શું કહું ? હું બધી જ રીતે પરિપૂર્ણ છું છતાં લીલા વિભૂતિ-પ્રાકૃતલોકમાં હું અન્વેષણીય-આરાધ્ય બનું છું. જે કોઈ ભક્ત સર્વ જગતના ધારક પોષક અને ભોગ્ય પદાર્થરૂપે રહેલા મને સેવે-ભજે છે,

તો તે મારા ભક્તને હું પણ ચાહું છું. જેમ કે, 'જ્ઞાની તો મારો આત્મા છે'(ગીતા.૭/૧૮) એમ હું કહું છું. તો આ પ્રમાણે પોતાના અત્યધિક વહાલા ભક્તના સંયોગને ચાહતા તે શ્રીકૃષ્ણને જ્યારે ગાયો, ગોવાળો તથા ગોપીઓનો સંયોગ થાય ત્યારે તેનો ઘણો જ અદ્‌ભુત ઉત્સાહ વધે અને તે સમયની તેમના દિવ્ય દેહની કાંતિ પણ અત્યંત અલૌકિક જ હોય. એટલે વૃંદાવનમાં વિહાર કરવામાં અત્યંત રસિક નંદનંદનની નટવરમૂર્તિ નવા કૂંપળ અને ફૂલપરાગથી ભરપૂર ગોપવેષને અનુરૂપ વિચિત્ર વેષ રચનાથી સુશોભિત હોય જ, માટે આ વેશ પ્રસંગે 'શ્રી' રચના શબ્દથી કહી હોય એમ માની શકાય.

શ્રી શબ્દનું વિસ્તૃત વિવેચન કર્યા પછી 'कृष्णम्' કૃષ્ણ શબ્દનું સ્વરૂપ તથા તેના શબ્દાર્થને તેમજ ભાવાર્થને પુષ્કળ પ્રમાણમાં પ્રત્યેક આચાર્યોએ અને ગ્રંથકર્તાઓએ પોતાના લેખોમાં સ્પષ્ટ કરવા પ્રયાસ કર્યો છે તેને હવે જોઈએ. 'कृष्णम्' વિષયભોગાસક્તિરૂપી જ્વરથી રહિત હોવાને લીધે અત્યંત સુખી, 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृत्तिवाचकः, कृष्णस्तद्भावयोगाच्च.'(म.भा.उ.७०/५) ઋષિઓએ એવો અર્થ કર્યો છે કે કૃષ્ ધાતુનો અર્થ ભૂ વાચક છે. સત્તા, અસ્તિત્વ, સર્વાધાર અને શાશ્વત સત્તાવાન આવો જ કાંઈ અર્થ ભટ્ટ પરાશરે સહસ્રનામ ભાષ્યમાં કર્યો છે. સહસ્રનામની નિરુક્તિ કરનારે તો કૃષ્ણને 'નિરપવાદ તથા નિશ્ચિત લીલારસથી સુખી' કહ્યા છે. વૃંદાવનમાં વિહાર કરનારને તો અત્યંત સુખપૂર્ણતા તથા સંપન્નતા હોય જ. તેથી જ જેમ અક્ષરધામમાં હોય તેમ નંદજીના ભવનમાં પણ એ જ કૃષ્ણ કહ્યા છે.

વળી કૃષ્ણ એટલે કે મેઘના સમાન શ્યામ સુંદર વર્ણવાળા 'મારો વર્ણ કૃષ્ણ હોવાથી હું કૃષ્ણ છું'(મ.ભા.મો.પ.૩૪૩/૭૯) એવું પણ વચન છે. સહસ્રનામ ભાષ્યમાં ભટ્ટ પરાશરે 'अजितः कृष्णः'ના વિવેચન વખતે આવી જ વ્યાખ્યા કરી છે. નિરુક્તિકારે તો 'અમાયિક અને અત્યંત

સુંદર કૃષ્ણ' કહ્યા છે. છળ-કપટથી રહિત વિશુદ્ધ આનંદને આપનાર તેમજ મનોવાંછિત સમગ્ર પુરુષાર્થને આપે એવા યોગ્ય સમયને ધ્યાનમાં લઈને વિશેષ કહે છે.

'वृन्दावनविहारम्' વૃંદાવનમાં વિહાર એટલે કે અનંત અને મહાન આનંદનો સાગર જે શ્રીકૃષ્ણ છે તે રાધિકાજીના મુખચંદ્રના ઉદયથી એકદમ ઉભરાય છે. એ રીતે જે આનંદના પૂરનું ઉભરાવું તે જ વૃંદાવનમાં વિહાર છે. ઉભરાતું તે આનંદનું પૂર પણ તે તે સ્થળે સાચા મોતીને છૂટા છૂટા પાથરી દે છે. જે શ્રીકૃષ્ણને શાસ્ત્રો સમગ્ર કર્મકાંડોથી ઉપાસ્ય દેવોમાં પણ દેવોત્તમ અને યજ્ઞોમાં આહુતિઓના ભોક્તા કહ્યા છે તે સ્વયં પોતાના પ્રેમીજનોની સાથે ભોજનલીલાને ચાહીને જ વૃંદાવનમાં વિહાર કરે છે. તે ભાગવતમાં કહ્યું છે કે 'યજ્ઞોના ભોક્તા તથા બાલચરિત્ર કરતા શ્રીકૃષ્ણ બાળકો સાથે જમ્યા.'(ભાગ.૧૦/૧૩/૧૧)

એમ પ્રેમી ભક્તોની સાથે ભોજનલીલા થશે એમ પણ વ્યક્ત જણાય છે. લીલારસમાં ઉત્તેજક યોગ્ય પ્રિયતમાના સંયોગને કહે છે કે 'वामे यस्य' 'જેના ડાબા પડખાને વિષે રાધિકાજી રહ્યા છે' યમુનાને કિનારે કુંજ ગલીઓમાં વિહાર કરવામાં રસ ધરાવતા જે નંદનંદન શ્રીકૃષ્ણ છે તેને ડાબે ભાગે ડાભી ભુજારૂપી ડાળીને વીંટળાઈને રહેલી કળીઓ ભરેલી કલ્પલતાના જેવી વૃષભાનું ગોપની સુપુત્રી રાધિકાજી કોઈ અદ્‌ભુત કાંતિને વધારી રહ્યા હોય છે. જો કે રાધિકાજીની સાથે શ્રીકૃષ્ણે વિહાર કર્યો હોય, તેમ ભાગવતમાં નથી પણ અન્ય પુરાણોમાં તો તે સ્પષ્ટ લખ્યું છે.

કૌસ્તુભ મણિ તથા વૈજયન્તી વનમાળાથી સુશોભિત પોતાનું જે વક્ષ:સ્થળ તે માનો દિવ્ય રત્નજડિત સિંહાસન હોય તેમ તે વક્ષ:સ્થળમાં અખંડ સહયોગિની દિવ્ય મહિષી લક્ષ્મીજીને મહારાણીના પદને યોગ્ય માન આપતા થકા પણ નિ:શંકપણે મુરલીવાદનને બહાને ડાબા બાહુ

તરફ ડાબો ગાલ રાખીને પોતાને ડાબે પડખે યોગ્ય સ્થાને નજીક રહેલા પ્રિયતમા રાધિકાજીને ત્રાંસી આંખના ખૂણાથી દેખીને કોઈ અદ્‌ભુત અનન્ય આનંદને અનુભવતા હોય, તેને અભિવ્યક્ત કરતા હોય તેમ કહે છે.

'श्रीश्च यस्याऽस्ति वक्षसि' પંચરાત્ર સંહિતાઓમાં લક્ષ્મીજીનું નિરંતર સાહચર્ય બહુ પ્રકારે વર્ણવ્યું છે. તે શ્રીભાગવતમાં તો સ્પષ્ટ કર્યું છે. તે બાબતને શ્રીરામાનુજાચાર્યે ચતુઃશ્લોકીમાં 'शान्तानन्तमहाविभूतिपरमम्' આમ સંક્ષેપથી નિર્ણયરૂપે કહ્યું છે. પરબ્રહ્મના આનંદ દિવ્ય મંગળમય વિભવમાં પણ સદાનુકૂળ સ્વરૂપા આ લક્ષ્મીજી સમીપમાં જ હોય છે. લક્ષ્મીજીના વગરનું ભગવાનનું સ્વરૂપ ક્યારેય હોતું નથી. જો કે લક્ષ્મીજી વક્ષઃસ્થળમાં નિત્ય મોજૂદ હોવા છતાં અમાયિક દિવ્યલોક વગેરે તે તે સ્થળોએ તેને યોગ્યરૂપે ભગવાનની સાથે એક પર્યંકાદિ આસન ઉપર તેમનું સમીપે હોવું તે પંચરાત્ર સંહિતાઓમાં પ્રસિદ્ધ છે.

આ સ્થળે 'જેના વક્ષઃસ્થળને વિષે લક્ષ્મીજી રહ્યા છે' એવું વિશેષણ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણને આપ્યું હોવાથી એમ જણાય છે કે તે પરબ્રહ્મ પરમાત્મા પોતાની અસાધારણ અને અમાયિક દિવ્ય મંગળમય મૂર્તિ થકા વાસુદેવરૂપે પ્રકટ્યા હતા. ભગવાનને ભૂમિ ઉપર પ્રકટ થવાનું પ્રયોજન પણ એટલું જ જણાય છે કે જે સમગ્ર જગતનું કલ્યાણ કરનારા અમાયિક, અત્યંત મનોહર છે, તે પોતે પણ ચાહે તેવા જે દિવ્ય મંગળકારી સ્વરૂપનાં દર્શન અક્રૂર તથા મથુરાના માળી સુદામા વગેરે ભક્તોને કરાવીને માનો તેના આત્મામાં નવા પ્રાણ પૂર્યા હતા.

સ્વયં ભગવાને ગીતા ૪/૮માં કહ્યું છે કે, 'સજ્જનોના રક્ષણ માટે અને પાપીઓના વિનાશ માટે યુગ યુગમાં હું પ્રકટ થાઉં છું.' બધી રીતે હું શક્તિમાન છું, દુષ્ટોનો વિનાશ કરવામાં બહુ ઝાઝો પ્રયાસ કરવો પડતો નથી. હું મારા નિવાસ સ્થાને રહીને જ સંકલ્પમાત્રથી તે

દુષ્ટ પાપીઓનો વિનાશ કરી શકું છું. પરંતુ મારા એકાંતિક ભક્તો કે જે પોતાના પરમપ્રાણ જેવા મને આશરીને રહ્યા છે, કેવળ મારા સ્મરણમાત્રથી જ તેનાં શરીરના અવયોવો ઢીલા થઈ જતા હોય છે. તે સાધુ-સજ્જનોની સમીપે આના આ મારા સ્વરૂપથી પ્રકટ થઈને હું જો તેમને આનંદ ન પમાડું તો તો મને હૃદયમાં લાગેલા શૂળના જેવી પીડા થાય છે. તેનું ઉદાહરણ મહાભારતમાં છે. શ્રીકૃષ્ણ કહે છે કે, "હું ઘણો દૂર હોઈશ, પણ દ્રૌપદીએ હે ગોંવિદ ! એમ બોલીને જે ચીસ પાડી હતી, તે વધી રહેલા કરજની જેમ મારા હૃદયમાંથી નીકળથી નથી."(મ.ભા.ઉ.૫૮/૨૨)

તો મને જ બધી રીતે ધારક પોષક અને ભોગ્ય માનનારા સાધુ-સજ્જન પુરુષોને તેમના મન ચાહ્યા મારા સ્વરૂપ સંબંધી સુખોને આપીને તેમના જ રક્ષણ માટે હું અવતરું છું. દુષ્ટોનું દમન કરવું તે તો આનુષંગિક-ગૌણ છે. વળી, તેમણે જ સ્પષ્ટ કહ્યું છે કે હું અમાયિક સ્વસ્વરૂપથી અવતરું છું. "હું અજન્મા અક્ષરાત્મા અને ભૂતોનો ઈશ્વર હોવા છતાં મારા પરમેશ્વરપણાના ગુણોને નહિ તજીને મારા પોતાના સ્વભાવથી અને પોતાના સંકલ્પથી જ હું અવતરું છું."(ગીતા.૪/૬)

જ્યારે હું મારા આશ્રિત ભક્તોના ઉપર દયા કરવા અવતરું છું, ત્યારે મને માત્ર સંકલ્પ સિવાય બીજા કોઈ પણ સાધનની જરૂર રહેતી નથી. પરંતુ હું કેવળ સંકલ્પ કરીને જ પ્રકટ થાઉં છું. હું જ્યારે ભક્તોની વચ્ચે અવતરું છું ત્યારે મારું પરમેશ્વરપણું (અનંત ઐશ્વર્યપૂર્ણપણું) કાંઈ ઓછું થતું નથી. હું મનુષ્યરૂપે પ્રકટું છું, પણ અજન્મા, અચ્યુત સ્વરૂપ અને ભૂતપ્રાણીમાત્રનો નિયંતા પરમેશ્વર રહીને જન્મુ છું. જે જે રીતનું મારું પરમેશ્વરપણું છે તેને છોડ્યા કે છૂપાવ્યા વિના જ અવતરું છું. "મારી મૂર્તિ માંસ, મેદ તથા હાડકાથી થઈ હોય તેવી માયિક નથી" પરંતુ હું મારી પ્રકૃતિ અર્થાત્ મારા સ્વભાવને અનુસારે

અસાધારણ કોઈ વિશેષ પ્રકારે દિવ્ય સ્વરૂપને આધારે અવતરું છું. પોતાનો વિગ્રહ-પોતાનું સ્વરૂપ પણ વિશુદ્ધ, નિષ્કપટ અને પોતાનું જ અસામાન્ય વિશેષણ હોવાથી સ્વભાવ વાચી પ્રકૃતિ શબ્દથી તેનો અહીં નિર્દેશ કર્યો તે યોગ્ય છે. ગોબલીવર્દ ન્યાયથી અહીં વિગ્રહ નામે અમુક સ્વભાંવ પરક જ અર્થ છે.

સામાન્ય રીતે દૂઝણી કે પાકડી, ઉંમરમાં નાની કે મોટી કોઈ પણ પ્રકારની ગાય તથા ખૂંટ વગેરે બધા ગોવંશને ગોશબ્દથી કહેવાય છે. છતાં ખાસ ખેતીમાં ઉપયોગી વિશિષ્ટ ગોવંશને કહેવો હોય તો તેને બલીવર્દ-બળદ શબ્દથી ગોવંશમાં જ કહેવાય છે.

ભગવદ્ રામાનુજાચાર્યે આ શ્લોકનો નિચોડ આ રીતે કહ્યો છે. જેમ કે 'अपहतपाप्मत्व' આદિ સમસ્ત જે કલ્યાણકારી સદ્ગુણો ભગવાનમાં રહ્યા છે, તે બધું પરમેશ્વરપણું તથા સ્વભાવોને છોડ્યા વિના જ પોતાના સ્વરૂપને દેવો તથા મનુષ્યો આદિકના આકારે કરતા થકા પોતાના સંકલ્પથી જ દેવ મનુષ્યાદિરૂપે થાઉં છું.(ગીતા.૪/૬) આવી સ્પષ્ટતા કરેલી હોવાથી કોઈ અજ્ઞાનીજનો એમ કહે છે, વૃંદાવનમાં વિહારના કરનારા નંદનનંદન શ્રીકૃષ્ણના વક્ષઃસ્થળમાં લક્ષ્મીજી ક્યાં હતા ? પણ તે કુશંકા ઉપરની સ્પષ્ટતાથી ટકી શકતી નથી. શિક્ષાપત્રીના આ મંગળાચરણના શ્લોકનો અર્થ એવો સમજાય છે કે, **'અપાર આનંદમય તથા સમગ્ર કલ્યાણમય ગુણોનો નિધિ એવો દિવ્યમંગળ વિગ્રહ-આકાર જેનો છે એવા પરબ્રહ્મ પુરુષોત્તમનું પ્રતિદિન ચિંતન સ્મરણ કરવું.'**

કોઈ આવી શંકા કરે કે, ઈશાવાસ્યોપનિષદના 'स पर्यगाच्छूक्रमकाय' આ આઠમાં મંત્રમાં 'પરમાત્મા સ્વયંપ્રકાશ, શરીર રહિત અને વ્રણ(ઘા) તથા સ્નાયુ વગેરેથી રહિત છે' એમ કહ્યું છે, તેમજ કઠવલ્લીમાં 'अशरीरं शरीरेषु'(ક.ઉ.૧/૨/૨૧) મંત્રમાં અસ્થિર શરીરોમાં જે શરીર વિના જ રહ્યા છે. આવી કેટલીક શ્રુતિઓ પ્રમાણે પરબ્રહ્મને શરીર

નથી, તો આપ પરબ્રહ્મના મંગળમય વિગ્રહ-આકારનું વર્ણન કેમ કરો છો ?' પણ આવી શંકા ઠીક નથી. 'आदित्यवर्णम्'(તૈ.આ.૩/૧૩/૧) 'અંધકારથી પર અને સૂર્યના સમાન તેજોમય' 'य एषोऽन्तरादित्ये' (છા.ઉ.૧/૬/૬) 'જે આ સૂર્યમંડળમાં હિરણ્યમય રમણીય પુરુષ દેખાય છે' 'तस्मिन्नयं पुरुषो मनोमयः' (તૈ.ઉ.શિ.૬/૧) 'અંતર હૃદયપ્રકાશમાં કહેલા પરમાત્મા મનોમયત્વાદિ ગુણધર્મથી યુક્ત છે.' 'सर्वेऽनिमिषा जज्ञिरे विद्युतः पुरुषादधि'(તૈ.આ.૧૦/૧/૨) 'સર્વ દેવો તેજસ્વી પરમ પુરુષ પરમાત્માથી ઉત્પન્ન થયા.' અનવધિકાતિશય કલ્યાણ ગુણ યુક્ત અપ્રતિહત સંકલ્પવાળા અને આકાશના પણ આત્મા એવા પરામાત્મા સર્વકર્મ કરનારા જેના ભોગ્ય ભોગોપકરણ નિર્દોષ છે, સુખકર ગંધવાળા છે તથા સુખકર રસવાળા છે.(છાં.ઉ.૩/૧૪/૨) આવી પ્રસિદ્ધ ઘણી શ્રુતિઓમાં પરમાત્માને સાકાર તથા સગુણ વર્ણવ્યા છે. આ બાબતને ભગવદ્રામાનુજાચાર્યે વેદાર્થસંગ્રહ ગ્રંથમાં સારા પ્રમાણમાં વિવેચન કરીને વર્ણવી છે.

બીજા કેટલાક લોકો શિક્ષાપત્રીના આ મંગળ શ્લોકનું કાંઈક એવું વિવેચન કરે છે, 'वामे' જે સાક્ષાત્ પરમ વ્યોમ અક્ષરધામના નિવાસી ભગવાન સ્વયં રાધિકાજી તથા લક્ષ્મીજી સાથે ઉજ્જ્વળ સ્થળ વિશેષમાં રહ્યા છે, ત્યાં રાધિકાજી જ લક્ષ્મીજીરૂપમાં વક્ષઃસ્થળમાં સ્થિર રહ્યા છે, એવું પણ માને છે. તે નંદજીના ભવનને શોભાડનારા તથા વૃંદાવનમાં વિહાર કરીને રસ લેનારા શ્રીકૃષ્ણનું હું હૃદયમાં ચિંતન કરું છું. અહીં यस्य 'જેના' એમ જે કહ્યું છે તેનો અર્થ શ્રુતિ તથા સ્મૃતિમાં પ્રસિદ્ધ એવા કૃષ્ણનો નિર્દેશ કર્યો છે. આ વિવેચનમાં વૃંદાવન શબ્દથી 'દિવ્ય વૃંદાવન' જાણવું. તે વૃંદાવન ગોલોકમાં રહેલું શ્રીકૃષ્ણનું વિહાર કરવાનું સ્થળ છે. આ વિગત બ્રહ્મવૈવર્ત પુરાણમાં પ્રસિદ્ધ છે. એટલે કેટલાક વિદ્વાનો વૃંદાવનને વિષે વિહારના કરનારા આવા શ્રીકૃષ્ણના તે

વિશેષણનો અર્થ પણ 'તેવા દિવ્ય સ્થાનમાં' એમ ઘટાવે છે. તે અંગે ભાષ્યકાર નૂતન શ્લોકથી કહે છે કે

राधाकृष्णोऽक्षरस्थो यः स वैकुण्ठे श्रियः पतिः।
वृन्दावनविहारः स नन्दसूनुः स उच्यते।।

જે રાધાકૃષ્ણ અક્ષરધામમાં રહ્યા છે તે જ વૈકુંઠલોકમાં લક્ષ્મીજીના પતિ છે. એટલે વૃંદાવનમાં વિહાર કરનારા તે નંદનંદનનું ધ્યાન કરાય છે, એવો તે કેટલાકનો આશય છે. જે અક્ષરધામના નિવાસી રાધાકૃષ્ણ તે જ દિવ્ય વૃંદાવનમાં વિહાર કરનારા શ્રીકૃષ્ણનું અને જેના વક્ષ:સ્થળમાં લક્ષ્મીજી રહ્યા છે તે વૈકુંઠધામના નિવાસી નંદપુત્ર અને યમુનાને કિનારે વૃંદાવનમાં વિહાર કરનારા શ્રીકૃષ્ણનું ધ્યાન કરું છું. એવો ભાવ તે લોકો કહે છે.

શિક્ષાપત્રીના આ પ્રથમ શ્લોકમાં 'મુમુક્ષુઓએ શ્રીકૃષ્ણની ઉપાસના કરવી' આવું મંતવ્ય પ્રકટ થાય છે. આ બાબતમાં એક શંકા થઈ શકે છે, અથર્વશિખોપનિષદ-૩માં કહેવામાં આવ્યું છે કે, "સર્વ જગતનું જે મૂળ કારણ(જેનાથી ઉત્પત્તિ વગેરે) છે તેનું ધ્યાન કરવું" આમ પ્રસ્તુત શ્રુતિ તો સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય આદિના કારણની ઉપાસના-ધ્યાન કરવાનું કહે છે, પણ અહીંયા તો તમે શ્રીકૃષ્ણનું જ ધ્યાન(ઉપાસના) કરવાનું મંતવ્ય બતાવો છે તો તે શું ઉચિત છે ?

તે વાત હકીકત છે. તેનું સમાધાન વિચારીએ. વેદાંતમાં અમુક વાક્ય જે તત્ત્વને લક્ષણોથી કહે છે, તેને અમુક વાક્ય સામાન્ય રૂપમાં કહેતા હોય છે અને અમુક વાક્ય તે જ તત્ત્વને વિશેષપણે નિશ્ચિતરૂપમાં કહેતા હોય છે. આ નિરૂપણ પદ્ધતિને સામાન્યવિશેષ ન્યાય કહેવામાં આવે છે.

અહીં (यतो वा.तै.ઉ.ભૃ.૧/૧) "આ પ્રત્યક્ષ જણાતા પ્રાણીઓ જેનાથી ઉત્પન્ન થાય છે, જેનાથી જીવતા રહે છે અને આ લોકથી

પ્રયાણ કરીને જેમાં પ્રવેશ કરે છે." આ શ્રુતિ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણનારૂપમાં જે(બ્રહ્મ) તત્ત્વની લક્ષણા કરે છે. તે તત્ત્વને 'ब्रह्म वा इदमेक एवाग्र आसीत्'(બૃ.ઉ.૧/૪/૧૧) સૃષ્ટિના પહેલા આ બધું જગત એક બ્રહ્મ જ હતું. 'सदेव सौम्येदमग्र आसीत्' - હે સૌમ્ય ! આ બધું જગત ઉત્પત્તિ પહેલા સત્ બ્રહ્મરૂપ જ હતું. આ ઉપર કહ્યા જે બે વાક્ય તે કારણ વાક્ય કહેવાય છે. તેવા વાક્યોથી સામાન્યપણે જે બ્રહ્મનો નિર્દેશ કરવામાં આવ્યો હોય છે તે બ્રહ્મ-તત્ત્વનું નિરૂપણ કરનારી વેદની અન્ય શાખાઓમાંથી ઉપર જણાવેલા સામાન્ય-વિશેષન્યાયથી 'एको ह वै नारायण आसीत् મહો-૧/૧' સૃષ્ટિ થયા પહેલા એક નારાયણ જ હતા' એમ સર્વ જગતનું કારણપણું એક દેવ વિશેષ ભગવાન નારાયણમાં સમર્પિત થાય છે અને તે દેવતા નારાયણ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એ સ્પષ્ટ જણાય છે.

ગોપાલતાપની ઉપનિષદમાં મુનિઓએ વેદાધ્યયન તત્પર બ્રાહ્મણોને પૂછ્યું, "પરમ-સર્વશ્રેષ્ઠ દેવ કોણ છે ? કાળ પણ કોનાથી ડરે છે ? કોને એકને જાણી લેવાથી બીજું બધું જાણ્યામાં આવી જાય છે ? કોનાથી આ વિશ્વ(બધું) ગતિશીલ રહે છે ?" તે સાંભળીને તે વેદાભ્યાસરત બ્રાહ્મણોએ કહ્યું, "કૃષ્ણ જ સર્વોત્તમ પરબ્રહ્મ(દૈવત) છે. તે ગોવિંદ-કૃષ્ણથી જ કાળ પણ ભય પામે છે તથા ગોપીઓના પ્યારા તે કૃષ્ણને એકને જ જાણી-સમજી લેવાથી આ બધું વિશ્વ જાણ્યામાં આવી જાય છે. તે બધું પરબ્રહ્મ જ છે.(ગો.તા.ઉ.૧)

તે પ્રમાણે સ્મૃતિ ગ્રંથો પણ શ્રીકૃષ્ણને જ પરબ્રહ્મ કહે છે. જેમ કે મહાભારતમાં કહ્યું છે કે, "યુધિષ્ઠિર ! તે પછી મહાભાગ શ્રીકૃષ્ણે ફરીને સેંકડો શ્રેષ્ઠ બ્રાહ્મણોને પોતાના મુખમાંથી જ ઉત્પન્ન કર્યા. હે ભરતશ્રેષ્ઠ ! એ કેશવ શ્રીકૃષ્ણે સેંકડો ક્ષત્રિયોને પોતાની બંને ભુજાઓથી, સેંકડો વૈશ્યોને પોતાના સાથળ(જાંઘ)માંથી તથા સેંકડો શૂદ્રોને બંને

પગમાંથી ઉપજાવ્યા. આ રીતે મહાન્ યશસ્વી શ્રીહરિએ ચારે વર્ણોને ઉત્પન્ન કરીને સ્વયં પોતે જ બ્રહ્માને સંપૂર્ણ ભૂત-પ્રાણીઓના અધ્યક્ષ કર્યા. (મ.ભા.શા.મો.૨૦૭/૩૧-૩૩) વળી તે મહાભારતમાં જ બ્રહ્માએ વરાહ ભગવાનની સ્તુતિ કરતા કહ્યું છે કે, "હે દેવતાઓ ! આ મહાકાય, મહા બલવાન, મહાન યોગી, ભૂતભાવન, ભૂતાત્મા ભગવાન વિષ્ણુ છે. જે દાનવ રાજાઓનો વિનાશ કરીને આવી રહ્યા છે. આ વરાહ ભગવાન સંપૂર્ણ ભૂતોના ઈશ્વર, યોગી, મુનિ તથા આત્માના પણ આત્મા છે અને આ ભગવાન જ સમસ્ત વિઘ્નોનો વિનાશ કરવાવાળા શ્રીકૃષ્ણ છે. એટલે તમે લોકો ધીરજ રાખો. આ સંપૂર્ણ ભૂતોના આદિ કારણ ઈશ્વર મહાબાહુ અચ્યુત છે." (મ.ભા.શા.મો.૨૦૯/૩૧-૩૩, ૩૬)

વળી શાંતિપર્વ-રાજધર્મમાં પણ કહ્યું છે કે, "હે શ્રીકૃષ્ણ ! આપ જ આ જગતના આદિ કારણ છો અને આપ જ આના પ્રલય સ્થાનરૂપ છે. કલ્પના પ્રારંભમાં આપ જ આ વિશ્વની સૃષ્ટિ કરો છો. હે વિશ્વના કારણ ! આ સંપૂર્ણ વિશ્વ આપને જ આધીન છે. હાથમાં ધનુષ્ય, ચક્ર અને તલવારને ધારણ કરનારા હે પરમાત્મા ! આપને હું નમસ્કાર કરું છું. (મ.ભા.શાં.પ.૪૩/૧૬) "ભગવાન શ્રીકૃષ્ણને એકવાર પણ પ્રણામ કરવામાં આવે તો તે દસ અશ્વમેધ યજ્ઞના અંતે કરેલા અવભૃથ સ્નાનના જેટલું ફળ આપે છે. તે સિવાય પ્રણામમાં એક વિશેષતા છે કે દસ અશ્વમેધ યજ્ઞ કરનારાને તો ફરીને આ સંસારમાં જન્મ લેવો પડે છે. પરંતુ શ્રીકૃષ્ણને પ્રણામ કરવાથી તો મનુષ્યને ફરીને આ સંસારનું બંધન થતું નથી." "જેણે શ્રીકૃષ્ણના ભજનનું જ વ્રત લીધું હોય, જે શ્રીકૃષ્ણનું નિરંતર સ્મરણ કરતા કરતા જ રાતે સૂવે છે અને તેમનું સ્મરણ કરતા કરતા જ સવારે ઊઠે છે, તેઓ શ્રીકૃષ્ણ સ્વરૂપ(તન્મય) થઈને ભગવાનનાં સ્વરૂપમાં સ્નેહથી એવી રીતે લીન થઈ જાય છે કે મંત્રોચ્ચાર કરીને હોમેલું ઘી જેમ અગ્નિમાં ભળી જાય છે."(મ.ભા.શાં.

રા.૪૭/૯૧-૯૩) તે રીતે જ ભીષ્મે કહ્યું છે કે "સંપૂર્ણ લોકોના ઉત્પત્તિ તથા પ્રલયના આધારરૂપ હે કૃષ્ણ ! આપને હું નમસ્કાર કરું છું. હે હૃષીકેશ ! આપ જ આ જગતની સૃષ્ટિ તથા સંહાર કરનારા છો અને આપનો ક્યારેય પરાજય થતો નથી.'(મ.ભા.શાં.રા.૫૧/૨)

વળી ભાગવતમાં પણ કહ્યું છે કે "આ શ્રીકૃષ્ણ જ સાક્ષાત્ ભગવાન અને આદિ પુરુષ નારાયણ છે."(ભાગ.૧/૯/૧૮) "પ્રકૃતિ મહત્તત્ત્વ, અહંકાર તથા પંચમહાભૂતોથી વીંટાયેલા આ બ્રહ્માંડરૂપી ઘડામાં સાત વેંતના શરીરવાળો હું બ્રહ્મા ક્યાં ? અને આવા અનંતકોટિ બ્રહ્માંડો જેના રોમકૂપમાં અણુની જેમ ઊડતા ફરે છે, તે આપ ભગવાનનું માહાત્મ્ય ક્યાં ?"(ભાગ.૧૦/૧૪/૧૧) "હે યુધિષ્ઠિર ! મનુષ્ય લોકમાં તમે ઘણા ભાગ્યશાળી છો. કે જે તમારે ઘેર લોકોને પવિત્ર કરનારા મુનિઓ પણ આવે છે. કારણ કે મનુષ્ય દેહધારી રહેલા સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છૂપી રીતે તમારે ઘેર રહેલા છે."(ભાગ.૭/૧૦/૪૭) "પરમાનંદ અનુભૂતિરૂપ એવા આ શ્રીકૃષ્ણનું સ્વરૂપ તો એવા મોટા પુરુષોને માટે પણ દુર્બોધ્ય હોય છે.(ભાગ.૭/૧૦/૪૮) "ભરતવંશમાં શ્રેષ્ઠ એવા પાર્થ યુધિષ્ઠિર શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એમ નારદજીનાં મુખથી સાંભળીને અત્યંત વિસ્મિત થયા."(ભાગ.૭/૧૫/૭૯)

આ પ્રથમ શ્લોકના ભાષ્યમાં અંતે આચાર્યશ્રી કહે છે કે

श्रुतिभिः स्मृतिभिश्चैवं गीयमानः परः पुमान् ।
इष्टाय कृष्णः संसेव्य इत्येतदिह शिक्षितम् ।।१।।

ઉપર કહ્યા મુજબ શ્રુતિઓમાં તથા સ્મૃતિઓમાં વર્ણન કરેલા પરમપુરુષ શ્રીકૃષ્ણને જ પોતાના અભીષ્ટની પ્રાપ્તિ માટે સેવવા, એમ આ શિક્ષાપત્રીના પહેલા મંગળ શ્લોકમાં શીખવ્યું છે. ૧.



**लिखामि सहजानन्दस्वामी सर्वान्निजाश्रितान्।**
**नानादेशस्थितान् शिक्षापत्रीं वृत्तालयस्थितः।।२।।**

**અને વૃત્તાલય ગામને વિષે રહ્યા એવા સહજાનંદસ્વામી જે અમે, તે અમે તે જે તે નાના પ્રકારના જે સર્વે દેશ તેમને વિષે રહ્યા એવા જે અમારા આશ્રિત સર્વે સત્સંગી, તેમને ઉદ્દેશી શિક્ષાપત્રીને લખીએ છીએ. ॥૨॥**

***ભાષ્ય :*** હવે આ શિક્ષાપત્રીને ખૂબ જ સાવધાન-એકાગ્ર મનથી સમજવી, એમ કહેતા પહેલા તેનું કારણ સ્પષ્ટપણે વિશેષ જણાવે છે. लिखामि.. અહીં પ્રસ્તુત રજૂ કરાઈ રહેલી જે શિક્ષાપત્રી છે તે કાંઈ નાના બાળકોને જેમ ફોસલાવે-પટાવે તેમ પોતાના આશ્રિતોને માત્ર રાજી રાખવા માટે નથી. તેમજ મનોવિનોદ માટે કહેવાતી કોઈ વાર્તા હોય છે તેમ પણ નથી, પણ નિજાશ્રિતોને જીવનમાં કાંઈ શીખવવા-આચરવા માટેનો કોઈ અર્થ-સંદેશ જે છે, એવા અભિપ્રાયથી કહે છે કે હું શિક્ષાપત્રીને લખું છું.' આ વાક્યમાં 'શિક્ષા અને પત્રી' એવા બે શબ્દ છે. તેમાં મુમુક્ષુઓને વિશેષ-ખાસ મુખ્યપણે વિધિ અને નિષેધરૂપ ધર્મતત્ત્વ જેનાથી બતાવી શકાય, તેને શિક્ષા કહેવાય છે. તેમજ ઘણા દૂર દેશ સુધી તેમજ લાંબા સમય સુધી વિસ્તરેલા મુમુક્ષુઓના હૃદયમાં પોતાનો વિધિ નિષેધરૂપ આદેશ જે વર્ણમાળાથી પહોંચે તેને પત્રી કહેવાય છે. 'શિક્ષાપત્રીને લખું છું' એનું તાત્પર્ય એ થયું કે મુમુક્ષુઓએ સ્વીકાર કર્યા જેવા ધર્મતત્ત્વને હું લખું છું.

શિક્ષા શબ્દ કોઈ પણ પ્રકાર વગરનો હોવાથી શુદ્ધભાવને કહે છે. વળી તેના કહેનારા શિક્ષક શ્રીસહજાનંદસ્વામી પણ બીજા બધાથી એકદમ અલગ જ છે. તેથી અહીં શિક્ષાનો અર્થ સંસારરૂપ દાવાનળથી બળતા મુમુક્ષુજનોએ મેળવવા લાયક તથા તેવા દાવાનળના તાપને શમાવવાના ઉપાયરૂપ ધર્મસંબંધી શિક્ષા જ સમજવો યોગ્ય છે. કેટલાક

લોકો શિક્ષાની પત્રી અથવા શિક્ષા માટેની પત્રી એવો અર્થ પણ કરે છે. લિપિ(વર્ણમાળા)માં શિક્ષાના ધર્મનું આરોપણ કરવાથી આ શિક્ષાપત્રીમાં એક અક્ષર પણ નિરર્થક કે છળ-કપટવાળો નથી. અર્થાત્ આ શિક્ષાપત્રી સમગ્રપણે શિક્ષારૂપ હોવાથી તેની જરાય ઉપેક્ષા કરવી નહિ, એવું પ્રકટ સમજી શકાય છે.

આળસુ માણસ પણ આને વાંચવા માંડે, આવા આશયથી શ્રીહરિએ 'શિક્ષાપત્રીને લખું છું' એ વાક્યમાં લિપિમાં-વર્ણમાળામાં કર્મત્વ કહ્યું છે. કારણ કે જે લોકો આળસુ હોય છે તેઓ તો અતિ વિસ્તૃત અને કોઈ ગંભીર વિષયના ગ્રંથની ઉપેક્ષા કરીને અત્યંત સારરૂપ તત્ત્વને સમજાવનારા એવા તે ગ્રંથને પણ તત્કાળ છોડી દે છે. તેવા આળસુ મનુષ્ય પણ 'હું સહજાનંદસ્વામી અનેક દેશોમાં રહેલા પોતાના આશ્રિતોના પ્રત્યે શિક્ષાપત્રી લખું છું.' આવું શ્રીહરિનું પ્રતિજ્ઞાવચન જોઈને જ, અરે ! શિક્ષાપત્રીમાં કેટલી લિપિ-વર્ણમાળા છે ? અરે ! તે તો શિક્ષારૂપ છે ? તો ચાલો આપણે તેને વાંચીએ, આમ કહીને તે આળસુ પણ ઉત્સાહથી વાંચવા માંડે.

પછી વાંચવા લાગેલા તે લોકો આવા સરસ સુંદર ઉપદેશ ગ્રંથને અનુભવીને તેનો સ્વાદ માણે છે અને પછી તે વાંચવાનું છોડતા નથી. કોશ ગ્રંથોને જોતા પત્રી શબ્દનો અર્થ 'પોતાનો સંદેશ પહોંચાડવા લખેલો કોઈ એક પત્ર-કાગળ' એવો પણ થઈ શકે છે. જેમાં અક્ષર લખી શકાય છે એવો પત્ર-કાગળ હોય, તેને પણ લેખની-સંદેશની અદ્ભુતતા(વિલિક્ષણતા)ને લીધે તે લેખન ક્રિયાનું કર્મ બની શકે છે.

નિરંતર મનન કરવાના સ્વભાવવાળા તેમજ પોતાની પાસે કોઈ પણ પદાર્થનો સંગ્રહ નહિ કરનારા એવા શ્રીહરિનો આ શિક્ષાપત્રીરૂપી સંદેશ સામાન્ય માણસની જેમ દ્રવ્યને માટે કે કામ-ભોગને માટે નથી. પરંતુ સદાચાર રૂપ ધર્મને માટે છે. તેથી એમ કહી શકાય કે

આ ધર્મસંદેશનો પત્ર શિક્ષાને માટે છે, ધર્મોપદેશને માટે છે. વિશાળ શિષ્યોનો સમુદાય હાજર હોવા છતાં 'હું લખું છું' એ વાક્યથી એમ સૂચિત થાય છે કે સ્વયં હાથમાં શાહીમાં બોળેલી કલમ લઈને પોતે જ લખનારા છે, તેથી તેમને પોતાના આશ્રિત ભક્તોના ઉપર સ્નેહ-પ્રેમ હતો. જેમ કોઈ સમૃદ્ધ ભક્ત નોકર-ચાકર ઘણા હોવા છતાં પોતે જ ફૂલવાડીમાં જઈને તુલસીપત્ર તથા પુષ્પોને ચૂંટે છે અને પોતાના ઈષ્ટદેવ ભગવાનને અર્પણ કરે છે.

તેમ ભગવાન શ્રીહરિ પણ પોતાના ભક્તના ઉપર સ્નેહાર્દ્ર મનવાળા છે. તેથી તેઓ એક હાથે પત્ર-કાગળ મૂકેલી પાટીને પકડીને બીજે હાથે સંદેશના અક્ષરરૂપ પત્ર(શિક્ષાપત્રી) કે જે ખાસ પુષ્કળ પ્રેમને જણાવે છે. તે પત્રને આશ્રિતજનો સુધી પહોંચાડવા ચાહે છે. અહીં સુધી 'શિક્ષાપત્રી' આ શબ્દમાં રહેલા વિષયની અદ્‌ભુતતા-વિલક્ષણકતા કહી છે.

હવે શિક્ષાપત્રીરૂપ સંદેશને કહેનારાની અદ્‌ભુતતા-વિલક્ષણતાને 'સહજાનંદ સ્વામી' આવા શબ્દથી કહે છે. તે 'સહજાનંદ સ્વામી એવો જે હું' એમ સહજાનંદ સ્વામી આ શબ્દ હું નું વિશેષણ કહેવાય. બધી જગ્યાએ જે 'સહજાનંદ સ્વામી' આવા નામથી લોકો સાંભળે છે, તે હું છું એમ પ્રસિદ્ધ નામથી પોતાનો ઉલ્લેખ કર્યો છે. લોકોને મોઢેથી 'સહજાનંદ સ્વામી' એમ સંભળાય છે, તેટલું જ અહીં કહેવાનું માન્ય નથી. તેમને તો અનાદિ કાળથી માન્ય થયેલી વૈદિક શ્રુતિ પણ 'સહજાનંદ સ્વામી' એમ કહે છે. તેમજ તેમના સંપૂર્ણ આનંદના અધિક અતિશયપણાને 'તે આ આનંદમય પરબ્રહ્મના સ્વરૂપનો વિચાર છે'(તૈ.ઉ.૮/૧) વળી તેનું સ્વામીપણું પણ 'તે સહુના પતિ-સ્વામી, આત્મા તથા ઈશ્વરને'(તૈ. આ.૧૦/૧૧/૧) ઈત્યાદિ શ્રુતિઓ કહે છે. તેથી 'સહજાનંદસ્વામી' આ શબ્દથી તેમના આનંદની પુષ્કળતા તથા સ્વામીપણું (સર્વાધિક ઐશ્વર્યથી

સંપન્નપણું) વગેરે તેમના ગુણો તેમાં ઘણા જ વિશેષ છે તેમ સૂચવે છે. તેઓ અનેકવિધ આનંદ જેમાં સ્વાભાવિક રીતે રહ્યો છે એવા ઈશ્વરભાવ સંપન્ન છે, એવો અર્થ સહજાનંદ સ્વામી શબ્દનો થાય છે.

તેથી આનંદમય એવા શ્રીહરિએ લખેલ આ શિક્ષાપત્રીરૂપ લેખ આશ્રિતોને આનંદ આપે, એમ તે સૂચિત કરે છે અને 'સ્વામી' એવા શ્રીહરિનો આ સંદેશ-લેખ આશ્રિતોનું શ્રેય-કલ્યાણ કરે, એમ પણ સૂચિત કરે છે.

નિરંતર સદ્દુપદેશ આપીને લોકોને નવું જીવન આપનારા એવા ભગવાન શ્રીહરિએ આ શિક્ષાપત્રીરૂપ લેખ લખીને આશ્રિતોના ઉપર શું અનુગ્રહ કર્યો છે ? આમ કોઈ કહે, તો તે અંગે કહ્યું છે કે, 'सर्वान्निजाश्रितान्' દૂર દેશોમાં રહેલા પોતાના આશ્રિતોના પ્રત્યે આ શિક્ષાપત્રીરૂપ લેખ લખવા માટે આરંભે છે.

અહીં કોઈ શંકા કરે કે આપ તો ભગવાન વાસુદેવ છો, વાસુદેવ એટલે જેની અંદર સમસ્ત જગત વસીને રહે, તેમજ જે સમગ્ર જગતમાં નિવાસ કરીને રહે, માટે આવા વાસુદેવ આપને દૂર દેશ શું હોઈ શકે ! આપ તો સર્વ સ્થળોએ એક સરખી રીતે સમીપે ઠીક રીતે રહીને સાક્ષાત્ ઉપદેશ આપી શકો છો, તેથી તે તે દેશમાં રહેલા સ્વાશ્રિતોને સારા પ્રમાણમાં જીવનને પ્રેરી શકો છે. આપને આવા શિક્ષાપત્રીરૂપ સંદેશ લખવાનું શું પ્રયોજન હોય ?

તે શંકાના સમાધાન માટે કહે છે કે, 'વૃત્તાલયસ્થિતઃ' હું હાલમાં મનુષ્ય લીલા કરવાની ભાવનાથી તેમજ લોકોના ઉપર અનુગ્રહ કરવા માટે સંકલ્પને દઢ રાખીને વડતાલ ગામમાં રહ્યો છું. અર્થાત્ તે મારા અવતારના દઢ સંકલ્પને તોડવાનો-છોડવાનો આ અવસર નથી. વડતાલમાં રહેલો છું, આ શબ્દ પ્રયોજન હોવાથી અહીંયા લક્ષણ ગ્રંથોમાં જણાવેલો સમાપ્તપુનરાત્તત્વ નામનો દોષ નથી. (એક બાબતને જે

કહેવાની હોય તે પૂરી કહી દીધા પછી છેલ્લે તેને કોઈ બીજું વિશેષણ લગાડવું, તેને સમાપ્તપુનરાત્તત્વ દોષ કહેવાય છે)

વળી જે કોઈ મારા ભક્તો જ્યારે ત્યારે કોઈવાર મને મળ્યા હોય, પછી તેઓ દૂર દૂર અનેક દેશોમાં રહેતા હોય, તેમજ વર્તમાન સમયે મારા વિયોગને સહી શકતા ન હોય, એક ક્ષણ જેટલા પણ મારા વિયોગના સમયને એક યુગની જેમ ઘણા દુઃખથી વિતાવતા હોય, તેમના પ્રત્યે જ આ શિક્ષાપત્રીનો લેખ લખું છું. તે ભક્તો આ મેં લખેલા લેખને પામીને હું તેમને પ્રત્યક્ષ મળું તે રીતે અત્યંત સુખીયા થાય, આ લેખ શિક્ષારૂપ હોવાથી તે ભક્તો તેનાથી સારા પ્રમાણમાં નવું જીવન પામ્યા હોય તેવા થાય. તેવો ભાવ અહીં સૂચિત થાય છે. ઉપર્યુક્ત શ્રીહરિનો હાર્દિકભાવ સમજીએ તો “તે તે ભક્તોની પાસે રહીને ક્રમથી તેમને ઉપદેશ આપીને પણ તેમના કલ્યાણના માર્ગનું રક્ષણ થઈ શકે છે.” આવી શંકા ટળી જાય છે.

મૂળ શ્લોકમાં ‘नानादेशस्थितान्’ લખ્યું છે. એટલે તેનો અર્થ ‘અનેક દૂર પ્રદેશમાં રહેલા ભક્તો’ એમ કરવાની સાથે ભવિષ્યમાં પણ ઘણા લાંબા સમય સુધી થનારા ભક્તોને પણ સમજી લેવાના છે. માટે આવનારા ઘણા દીર્ઘ સમયના ભક્તોને પણ ધ્યાનમાં રાખીને તે ‘नाना...’ એમ લખાણ સૂચવે છે. ‘सर्वान्’ આવો શબ્દ છે તે શ્રીહરિનાં મુખથી ધર્મનું રહસ્ય ક્યારેય સાંભળ્યું ન હોય અથવા તે રહસ્ય સાંભળ્યું પણ હોય, એવા તે તે દૂર પ્રદેશમાં રહેલા, ભવિષ્યમાં ઘણા લાંબા સમય સુધી થનારા બધા જ આશ્રિત-ભક્તોને માટે આ શિક્ષાપત્રીનો લેખ છે એમ સમજવું.

વાસ્તવમાં ધર્મતત્ત્વનું રહસ્ય એકવાર સાંભળવાથી અથવા બહુવાર ઘણું સાંભળવાથી સારી રીતે જાણી શકાય તેમ નથી. કારણ કે ‘अणुरेष धर्मः’ આ ધર્મતત્ત્વ ખૂબ જ સૂક્ષ્મ છે.

'निजाश्रितान्' પોતાના(અમારા) આશ્રિતો અર્થાત્ આત્મીયજનો, આશ્રય કરવો તે આત્મીયભાવને વિશેષપણે સૂચવે છે. એટલે મારા આશ્રિતો, મારા આત્મીયજનોનો અહીં સામાન્યપણે 'પોતાના સર્વસ્વભૂત ભક્તો' એવો નિર્દેશ સમજવો. 'સર્વસ્વભૂત' એવો અર્થ લઈએ તો 'હું આશ્રિતોને ઉદ્દેશીને લખું છું' તે વાક્યમાં પોતાના આશ્રિત તો વગર કહ્યે સમજાય તેમ છે. માટે અહીં મૂળ શ્લોકમાં 'નિજ' પોતાના આવો શબ્દ લખવો વ્યર્થ છે. એવી શંકા ટળી જાય છે. કારણ કે આશ્રિતનો અર્થ અહીં પોતા સર્વસ્વભૂત એવા આત્મીયજન એવો કરવાનો છે.

હવે આગળ ભાષ્યકાર આચાર્યશ્રી રઘુવીરજીમહારાજ આશ્રિત શબ્દનું વિવેચન કરે છે. આશ્રિત શબ્દના બે અવયવ-ભાગ છે. એક 'આ' અને બીજો 'શ્રિત'. તેમાં 'આ' નો અર્થ સર્વથા અથવા સીમિત એવો થાય. શ્રીહરિ સાક્ષાત્‌ને શરણે થયેલા અથવા પરંપરાથી સંતો આદિના દ્વારા શરણે થયેલા, તે બંને પણ શ્રીહરિના કૃપાપાત્રરૂપ છે, એવો ભાવ અહીં કહ્યો છે. અથવા આશ્રિત એટલે સતત અને સર્વ પ્રકારે જે આશરેલા હોય, તે તથા ઈચ્છિત અર્થાત્ પોતાના અભીષ્ટ ફળની સિદ્ધિ સુધી જ જે આશરેલા હોય. આશ્રિત શબ્દથી કહેવાનો શ્રીહરિનો એવો અભિપ્રાય લઈ શકાય છે કે જે સતત અને સર્વ પ્રકારે મને જ સેવે છે તેવા મારા ભક્ત જ આ શિક્ષાપત્રીરૂપ લેખના યોગ્ય અને મુખ્ય અધિકારી છે. શ્રીહરિ કહે છે કે હું તો ઘણો ઉદાર છું. તેથી અનુપમ કૃપા કરીને જે કોઈ પણ રીતે મારે સન્મુખ-શરણે આવેલા મુમુક્ષુને શિક્ષાપત્રીરૂપ અમૃત આપું છું. કદાચ ભાગ્યહીન તે લોકો મારા પાયેલા અમૃતનું વમન કરી નાખે તો તેમાં મને નુકશાન શું થવાનું છે ? અહીં મુખમાં આવેલા અમૃતનું પણ જે વમન કરી નાખે, એવો અભાગિયો જીવ મારા શરણે આવેલો કોઈ પણ ન હોઈ શકે, એમ મને વિશ્વાસ છે, એવો ભાવ સમજવો. આથી એ સૂચિત

થાય છે કે જે ભગવાનના શરણને-સન્મુખ જાય છે તે આ શિક્ષાપત્રીના અધિકારી છે. 'स्वाम्यं यस्य निजम्' આ વાક્યની જેમ અહીં નિજ શબ્દ સ્વાભાવિકતાને પણ કહેતો હોય તેમ બની શકે છે.

સ્વાભાવિક આશ્રિતો એટલે કે કોઈ પણ જાતના નિમિત્ત(સ્વાર્થ) થી રહિત એવા આશ્રિત. અર્થાત્ કોઈ પણ જાતના લૌકિક ફળની અપેક્ષા વિના જ શરણે આવેલા અથવા 'स्तोकं नम्राः' ની જેમ પોતાને(આશ્રિત) આશરે રહેલા. આમ વિવિધ રીતે વિચારતા શ્રીહરિનો આશ્રય કરવામાં જે જીવોમાં સ્વાભાવિકતા જ છે, એમ જણાય છે. તે બધાનો સારરૂપ એવો અર્થ નીકળે કે જે જીવ કોઈ પણ જાતના લૌકિક ફળની અપેક્ષા રાખ્યા વિના જ મારા આશ્રયે રહેલા અર્થાત્ તેને જ પ્રયોજન માનીને મારે આશરે રહેલા, તે મુમુક્ષુઓના પ્રત્યે આ શિક્ષાપત્રીરૂપ સંદેશ લખવાનો ભાવ સમજવો. આનાથી એમ કહી શકાય કે ભગવાન શ્રીહરિની પ્રાપ્તિ, તે જ એક પ્રયોજનવાળા અને ભગવાન શ્રીહરિના સ્વરૂપમાં જ નિષ્ઠાવાળા જે છે તેઓ આ શિક્ષાપત્રીના અધિકારી છે તે સૂચિત થાય છે. આટલું વિવેચન કરવાથી આ બીજા શ્લોકમાં વક્તા શ્રીહરિ તથા વિષય શિક્ષાનો ઉપદેશ, તે બંનેમાં અદ્‌ભુતતા(વૈલક્ષણ્ય) કહી હોવાથી સતત ભગવત્પરાયણ ભક્તોએ આ શિક્ષાપત્રીરૂપ સંદેશ(લેખ)ને ગ્રહણ કરવો-સ્વીકારવો. આ ભાષ્યમાં અધિકારી, વિષય, પ્રયોજન અને સંબંધરૂપ ચારેય અનુબંધને લગભગ બધી રીતે જણાવ્યા જ છે. ૨



भ्रात्रो रामप्रतापेच्छारामयोर्धर्मजन्मनोः।
यावयोध्याप्रसादाख्यरघुवीराभिधौ सुतौ।।३।।

मुकुन्दानंदमुख्याश्च नैष्ठिका ब्रह्मचारिणः।
गृहस्थाश्च मयारामभट्टाद्या ये मदाश्रयाः।।४।।

सधवा विधवा योषा याश्च मच्छिष्यतां गताः।
मुक्तानन्दादयो ये स्युः साधवश्चाखिला अपि।।५।।

स्वधर्मरक्षिका मे तैः सर्वैर्वाच्याः सदाशिषः।
श्रीमन्नारायणस्मृत्या सहिताः शास्त्रसम्मताः।।६।।

શ્રીધર્મદેવ થકી છે જન્મ જેમનો એવા જે અમારા ભાઈ રામપ્રતાપજી તથા ઈચ્છારામજી, તેમના પુત્ર જે અયોધ્યાપ્રસાદ નામે અને રઘુવીર નામે (જેને અમે અમારા દત્તપુત્ર કરીને સર્વે સત્સંગીના આચાર્યપણાને વિષે સ્થાપન કર્યા છે.) ॥૩॥

તથા અમારા આશ્રિત એવા જે મુકુંદાનંદ આદિક નૈષ્ઠિક બ્રહ્મચારી તથા અમારા આશ્રિત જે મયારામ ભટ્ટ આદિક ગૃહસ્થ સત્સંગી ॥૪॥

તથા અમારે આશ્રિત જે સુવાસિની અને વિધવા એવી સર્વે બાઈઓ તથા મુક્તાનંદ આદિક જે સર્વે સાધુ ॥૫॥

એ સર્વે તેમણે પોતાના ધર્મની રક્ષાના કરનારા અને શાસ્ત્રને વિષે પ્રમાણરૂપ અને શ્રીમન્નારાયણની સ્મૃતિએ સહિત એવા જે અમારા રૂડા આશીર્વાદ તે વાંચવા. ॥૬॥

*ભાષ્ય :* આ પ્રસંગમાં એક શંકા થઈ શકે છે કે અમે આશ્રિતજનોએ માગણી નહિ કરી હોવા છતાં, પરમ રહસ્યભૂત ધર્મના ઉપદેશરૂપ આ શિક્ષાપત્રી લખવા પાછળ આપ શી અપેક્ષા રાખો છો ? ત્યારે તેના પ્રત્યુત્તરનારૂપે શ્રીહરિ કહે છે કે તમારી શંકા ખરી છે. હું સર્વથા

પૂર્ણકામ છું, મારે કોઈ ઈચ્છા અપૂર્ણ નથી. છતાં પણ મારા મનમાં એક અપેક્ષા રહે છે કે મારા આશ્રિતોનું સર્વોત્તમ અને સર્વાધિક શ્રેય થાય. તમારી આશ્રિતોની પાસે મને હંમેશા આવી એક જ અપેક્ષા રહે છે કે જેનાથી હું અત્યારે આ શિક્ષાપત્રીરૂપ લેખ-સંદેશ લખવા લાગ્યો છું. જે મારા સંદેશને વાંચી સાંભળીને તમને-મારા આશ્રિતોને કલ્યાણકારી સારો બુદ્ધિયોગ પ્રાપ્ત થાય.

અત્યારે ઉપર કહેલી અપેક્ષા જ શિક્ષાપત્રી લખવામાં મૂળ કારણ છે, એમ તમારે સહુએ માનવું. આ રીતે પોતાના આશ્રિતોને સૂચવીને સહુ પ્રથમ તે બધાને શુભ આશીર્વાદ આપીને અનુગ્રહ કરે છે. 'भ्रात्रो रामप्रतापे..' ઈત્યાદિ ચાર શ્લોકથી મુખ્ય મુખ્ય નામ નિર્દેશ કરીને આશિષ આપે છે.

બે પુત્ર, નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, જે ગૃહસ્થ સત્સંગીઓ, જે બધી ભક્ત સ્ત્રીઓ અને જે બધા સાધુઓ મારા આશ્રિત છે, તેમણે મારા શુભ આશીર્વાદ વાંચવા એમ છેલ્લે ચોથા શ્લોકમાં કહ્યું છે. આ પ્રમાણે શ્રીહરિએ પોતાના આશ્રિતોને ઉદ્દેશીને સ્પષ્ટપણે કહ્યું છે કે ધર્માત્મજ રામપ્રતાપ અને ઈચ્છારામના બે પુત્ર, નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, મારા આશ્રિત ગૃહસ્થો, મારા શિષ્યભાવને પામેલી એવી સધવા તથા વિધવા સ્ત્રીઓ અને બધા સાધુઓ; એમ તે તે પાંચે વર્ગના પ્રતિનિધિઓના નામનો નિર્દેશ તે તેના વિશેષણો આપીને કર્યો છે. તેમાં તે આશ્રિતોના નામ લખવા સાથે 'જે' એવો નિર્દેશ કર્યો છે તે એમ સૂચવે છે કે તે તે પાંચે વર્ગના આશ્રિતોની વિશેષતા છે તે ઉપદેશ કરવામાં-શિક્ષાવચનોને કહેવામાં ખાસ નિમિત્તરૂપ છે. જો કે 'નૈષ્ઠિક બ્રહ્મચારી' આ શબ્દના પહેલા 'જે' એમ કહ્યું નથી, છતાં તેના પહેલા કહેલા જે બે પુત્ર અને પછીના ત્રણ વર્ગ પ્રતિનિધિઓને 'જે' શબ્દ કહ્યો છે તે તે નૈષ્ઠિક બ્રહ્મચારીમાં પણ તેમાં આનુષંગિક હોવાથી સારી રીતે સમજી શકાય છે.

પોતાના આશ્રિતોના પાંચ વર્ગ કહ્યા તેમાં વર્ગ નંબર-૨ મારા આશ્રિત નૈષ્ઠિક બ્રહ્મચારીઓને કહ્યું. વર્ગ નંબર-૩ને મારા આશ્રિત ગૃહસ્થ સત્સંગીઓ, વર્ગ નંબર-૪ને મારી આશ્રિત સધવા-વિધવા સ્ત્રીઓ અને વર્ગ નંબર-૫ને સમગ્ર સાધુઓ, એમ વિભાગને સૂચવતા મારા આશ્રિત વગેરે નિમિત્તરૂપ શબ્દ કહ્યા છે. 'सुतौ' 'રામપ્રતાપજી તથા ઈચ્છારામજી તેમના પુત્ર' આ પુત્ર શબ્દને કોઈ વિભાગ સૂચક વિશેષણ આપ્યું નથી, પણ 'જે' એવા શબ્દના સ્વારસ્યથી 'તે એક વર્ગ છે એમ અર્થ સમજવાનો છે અને તે પણ તેમને અલગ રીતે કહ્યા હોવાથી તેમના આચાર્યપણાને કહેતા હોય તેમ સમજાય છે. કારણ કે સ્વયં શ્રીહરિએ તે બંને (દત્તક લીધેલા) ભત્રીજાઓને સંસારરૂપ સાગરમાં ડૂબતા સમગ્ર જીવોનો ઉદ્ધાર કરવા માટે કસોટીરૂપ જવાબદારીને સરખે ભાગે વહેંચીને આપી હતી. આચાર્ય સિવાય બીજો એવો કોણ છે કે જે, સમગ્ર જગતની સંપૂર્ણ જવાબદારીને ઉઠાવતા એવા પરમેશ્વર પાસેથી થોડી એવી પણ જવાબદારીને ઉઠાવે ? આવી જવાબદારી મેળવીને તેમણે સંતોષ અનુભવવો જોઈએ. કારણ કે પરમેશ્વર તો અનેક બ્રહ્માંડોમાં રહેલા જીવોના ઉદ્ધારની જવાબદારી સંભાળી રહ્યા છે, તે બધાનો વિચાર કરતા તો આ બંને આચાર્યોને શ્રીહરિએ સોંપેલી કેટલાક મુમુક્ષુ જીવોના ઉદ્ધારની જવાબદારી ઘણી નાની(અણુભૂત) છે, છતાં તે સદ્‌ભાગ્યથી જ મળી છે એમ માનવું.

આ પ્રસંગે 'ભત્રીજાઓ' (ભ્રાતૃવ્યૌ) એવું નથી કહ્યું, પણ ધર્મદેવના પુત્ર એવા રામપ્રતાપજી તથા ઈચ્છારામજી, એમ બંને ભાઈઓના નામ કહીને પછી તેમના પુત્ર એમ જે કહ્યું છે તે તો 'તે પરાશરના પુત્ર વ્યાસે કહ્યું' તેની જેમ તે બંનેની સર્વોત્તમ શુદ્ધ કુલીનતાને સૂચવવા માટે કહ્યું છે.

કદાચ કોઈ કહે કે "બંને રામપ્રતાજી અને ઈચ્છારામજી ભગવાન

શ્રીહરિના પોતાના ભાઈ છે, આટલું કહેવાથી તેમની શુદ્ધ કુલીનતા સંપૂર્ણ જાણી શકાતી હતી, છતાં તે બંનેને 'ધર્મદેવથી છે જન્મ જેમનો' આવું વિશેષણ આપવાની શી જરૂર હતી ?" ઠીક છે, કોઈ આવી શંકા કરે, પણ 'વૃષ્ણિવંશમાં હું વાસુદેવ'(ભ.ગી.૧૦/૩૭) આવું ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને પોતાને વસુદેવના પુત્રના રૂપમાં કહ્યા, તેમજ પોતાનું વિશિષ્ટ ઐશ્વર્ય જે રીતે માન્યું હતું તે રીતે જ શ્રીહરિએ પોતાને ધર્મના પુત્રરૂપમાં સ્વીકારીને 'ધર્મદેવથી છે જન્મ જેમનો' એમ કહ્યું છે.

જો કે (भ्रात्रोः) ભાઈ આવો શબ્દ રામપ્રતાપજી તથા ઈચ્છારામજીના ભ્રાતૃભાવને જણાવતો હોવાથી સાર્થક છે, તે ભગવાન શ્રીહરિના ભ્રાતૃભાવને જ જણાવતો નથી. ભગવાન શ્રીહરિનો ભ્રાતૃભાવ સ્પષ્ટ નહિ જણાતો હોવા છતાં પણ તેમને ધર્મદેવના પુત્રભાવને જણાવવાનો આગ્રહ હોવાથી સ્પષ્ટપણે 'મારા ભાઈઓ' આવું કહ્યું નથી.

બંને ભાઈને આ અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજી સિવાયના બીજા પુત્રો પણ હતા. છતાં ખાસ શિક્ષાપત્રી લખવા રૂપ વિશેષ નિમિત્ત હોવાથી આ બંનેને જ વિશેષ મનમાં ધારીને તેમને 'અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજી' એવા નામથી લખીને સૂચવ્યા છે. ચોથા શ્લોકમાં 'मदाश्रयाः' 'અમારા આશ્રિત' આવો જે શબ્દ છે તે સહુમાં વિશેષપણે મુમુક્ષુપણાને પ્રકટ કરે છે, તે 'મારા આશ્રિત'(मदाश्रयाः) શબ્દને ઉપર કહેલા નૈષ્ઠિક બ્રહ્મચારીની સાથે પણ જોડી શકાય છે. તે રીતે જ પાંચમાં શ્લોકમાં સધવા-વિધવા સ્ત્રીઓને માટે કહેલા 'મારા શિષ્યભાવને આશરેલી'(मच्छिष्यतां गताः) એ શબ્દને પણ પુંલ્લિગમાં લઈને 'મારા શિષ્યભાવને' પામેલા એવા સાધુઓ, એમ પણ કહી શકાય છે.

અથવા એમ પણ હોઈ શકે છે કે સામાન્ય ગૃહસ્થ પુરુષો તથા સ્ત્રીઓમાં મુમુક્ષુપણું લગભગ ઓછું જોવા મળે છે. તેથી સાધારણ

ગૃહસ્થ સ્ત્રી-પુરુષોથી અલગ જ જણાવવા માટે 'મારા આશ્રિત પુરુષો' તથા 'મારા શિષ્યભાવને આશરેલી સ્ત્રીઓ, એમ તેમને માટે અનુક્રમે અલગ વિશેષણ કહ્યા છે. નૈષ્ઠિક બ્રહ્મચારીઓ તથા સાધુઓને માટે તે વિશેષણોની જરૂરિયાત નથી તેથી તેમને માટે તે 'મારા આશ્રિત' તથા 'મારા શિષ્યભાવને આશરેલા' એવા વિશેષણ લેવાયા નહિ હોય.

કારણ કે 'જે અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ માટે બ્રહ્મચર્યનું પાલન કરે છે.'(ભ.ગી.૮/૧૧) (કઠ.ઉ.૧/૨/૧૫) 'આ વિધિ પ્રમાણે શરીરને ક્ષીણ કરી વિશેષ પ્રયત્ન કરીને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવીને બ્રહ્મચારી બ્રહ્મલોકને પામે છે. પછી ફરીને આ સંસારમાં તે જન્મને પામતા નથી.'(યાજ્ઞ.૧/૫૦) આવા શાસ્ત્રોના વચનોમાં નૈષ્ઠિક બ્રહ્મચારીને સંસારમાં પુનર્જન્મ લેવાનું હોતું નથી એમ કહ્યું છે. તેથી નૈષ્ઠિક બ્રહ્મચારીઓમાં મુમુક્ષુપણું તો સહજ-સ્વાભાવિક હોય જ છે. અહીંયા 'नैष्ठिका ब्रह्मचारिणः' એવો સહજ નિર્દેશ છે, તેઓમાં મુમુક્ષુપણું સ્પષ્ટ પ્રકટે છે.

સાધુઓનું મુમુક્ષુપણું તો 'સાધુ' એવા શબ્દથી સ્પષ્ટ જણાય છે. જેમ કે "અનાયાસે મળેલી વસ્તુઓથી સંતોષ માનનાર, નિંદા તથા સ્તુતિમાં સમાન ચિત્ત રાખનારા, પોતાની ઇન્દ્રિયોને વશ કરનાર, ભગવાન શ્રીહરિને શરણે રહેલા, કોઈની પણ નિંદા નહિ કરનારા એવા દ્વિજને લોકમાં સાધુ કહેવાય છે." 'જે લોભ, મોહ, મદ, ક્રોધ અને કામાદિક અંતઃશત્રુઓથી રહિત હોય, આત્મસુખથી સુખી, શ્રીભગવચ્ચરણોનો આશ્રિત, સહનશીલ તથા શત્રુમિત્રાદિકમાં સમાન દૃષ્ટિવાળો હોય તે સાધુ છે'(પદ્મપુરાણ) આ પ્રમાણે સાધુનાં લક્ષણ પુરાણ વગેરેમાં કહ્યા છે.

જો કે ઉપર જણાવ્યા પ્રમાણે સાધુતાનાં લક્ષણ તો બ્રહ્મચારી તથા ગૃહસ્થ ભક્તોમાં પણ સામાન્યરૂપમાં હોય જ છે. એટલે

'જે સર્વે સાધુઓ' એવો અલગ નિર્દેશ કરવો તે બરાબર ન ગણાય, છતાં પણ ગોબલીવર્દન્યાયથી સાધુઓને વૈરાગ્ય સંપન્ન તથા ભગવાનના એકાંતિક ભક્ત એવા ઉપર કહ્યા પ્રમાણેના લક્ષણોથી યુક્ત વિશિષ્ટરૂપમાં કહ્યા છે.

તેમ તે સહુએ મારી આશિષો વાંચવી. યદ્યપિ હિતાશંસા(હિતની ઈચ્છા) કોઈ શબ્દથી ન કહી શકાય, છતાં તે અહીં આશીર્વાદરૂપમાં તેનું તાત્પર્ય હોવાથી યોગ્ય ગણાય છે.

આ શિક્ષાપત્રી લખવાના પ્રારંભમાં 'भूयाद् वः श्रेय उत्तमम्' 'તમારું સર્વોત્તમ શ્રેય(મંગળ) થાઓ' આવું કોઈ વચન પહેલા લખ્યું હોય અને પછી આવી છણાવટ કરી હોય તે ઠીક ગણાય, પણ તેવાં વચન વિના 'આશીર્વાદ વાંચવા' એમ કહેવા માત્રથી શું સમજવું ? આવી શંકા કોઈને થઈ શકે છે. તો તે અંગે કહીએ છીએ કે 'सर्वैर्वाच्याः सदाशिषः' હું નિરંતર ભક્તોનું કલ્યાણ(શ્રેય) ચાહનારો છું. એટલે અત્યારે ખાસરૂપમાં આ શિક્ષાપત્રી લખવાના સમયે પ્રકટેલા-પ્રસરેલા મારા આશીર્વાદને તમારે સહુએ સ્વીકારવા.

મારા તે આશીર્વાદ સત્યરૂપ છે. પરમ પુરુષાર્થ જે મોક્ષ તે રૂપ છે. સારું ઘર કે બાગબગીચા અંગેના આશીર્વાદ તો સત્યરૂપ નથી. ખરા આશીર્વાદ તો હિતાશંસારૂપ છે, સાચા હિતને ઈચ્છવારૂપ છે. ચેતન જીવને માટે પરમપુરુષાર્થ મોક્ષ સિવાયનું સાચું હિત બીજું શું હોઈ શકે ? અરે ! ઉપાસ્ય ભગવાન પણ પોતાના ભક્તનું મોક્ષ સિવાયનું બીજું હિત ઈચ્છે નહિ. તે અંગે ભાગવતમાં વૃત્રાસુરે કહ્યું છે કે "જે પુરુષ ભગવાનમાં પ્રેમ કરે છે તે તેમના આત્મીયજન છે. કારણ કે તેનાથી તે ભક્તને પરમાનંદની પ્રાપ્તિ તો થતી નથી. ઉલ્ટાનું દ્વેષ, ઉદ્વેગ, અભિમાન, માનસિક પીડા, કલહ, દુઃખ અને પરિશ્રમ જ પ્રાપ્ત થાય છે.'(ભાગ.૬/૧૧/૨૨)

કોઈ કહેશે કે 'સદાશિષઃ' 'સત્યરૂપ આશિષો વાંચવી' એમ બહુવચન શાથી કહ્યું છે ? જે હિતની ઈચ્છા કરાય છે તે બહુ નથી. સારું ઘર, બાગ-બગીચા વગેરે તો આશીર્વાદના રૂપમાં કહ્યા નથી. કારણ કે તેને સત્યરૂપ માન્યા નથી. સત્યરૂપ આશીર્વાદ તો એકમાત્ર પરમપુરુષાર્થ-મોક્ષ જ છે અને તે કેવળ એક જ છે.

ઠીક છે, આવી શંકા થઈ શકે છે. વાસ્તવમાં પરમપુરુષાર્થરૂપ મોક્ષ એક હોવા છતાં પણ સંસારની નિવૃત્તિ તથા પરબ્રહ્મના ચરણોની સેવાની પ્રાપ્તિ એટલે અનિષ્ટની નિવૃત્તિ અને ઈષ્ટની પ્રાપ્તિ, એવા વિભાગથી તેમજ સાલોક્ય સારૂપ્ય, સામીપ્ય અને સાયુજય આદિ મુક્તિમાં ઘણા ભેદ હોવાથી તેમાં અનેકતા છે. વળી નિરંતર રીતે પ્રવર્તી રહેલી આશિષોમાં વિભાજક દિવસ આદિ અનેક હોવાથી આશિષ શબ્દનું બહુવચન યોગ્ય જ છે અથવા એમ પણ કહી શકાય છે કે પરમપુરુષાર્થરૂપ મોક્ષને કહેનારી આશિષો બહુવચનથી એટલે કહી છે કે તે પરમપુરુષાર્થરૂપ મોક્ષને પમાડનારા કર્મ, જ્ઞાન તથા તેના સાધન અનેક છે. એટલે તે વિષયક આશિષોનું બહુવચન યુક્તિસંગત છે.

સ્વધર્મનું ઉલ્લંઘન કરનારા એવા જ્ઞાનીઓને પણ પરમપુરુષાર્થનો લાભ કદાચ ન પણ થાય. એટલે 'रतिः स्वधर्मे भूयाद् वः श्रेयश्चानुत्तमं ततः' તમને સ્વધર્મ પાળવામાં પ્રેમ થાય, જેથી તમારું સર્વોત્તમ શ્રેય થાય. આમ સહુને સ્વધર્મમાં રુચિ ઊપજે, એમ ઈચ્છીએ છીએ. આવા આશયથી આગળ કહે છે કે તે આશિષો 'स्वधर्मरक्षिकाः' પોતાના વર્ણાશ્રમના ધર્મનું રક્ષણ કરનારી છે. સ્વધર્મમાં રુચિ કરાવે છે, માટે તે સ્વધર્મની રક્ષણ કરનારી છે. અહીં સ્વ શબ્દ નજીકમાં ગણાવેલા નૈષ્ઠિક બ્રહ્મચારી વગેરેને કહેનારો છે. એટલે તે નૈષ્ઠિક બ્રહ્મચારી આદિના વર્ણ તથા આશ્રમ સંબંધી જે ધર્મ તેનું રક્ષણ કરનારી આશિષો છે. જે આશ્રિતોને ઉપર મુજબના આશીર્વચન કહ્યા છે તેમના સ્વધર્મનું

રક્ષણ અનાયાસે થશે જ, એટલે અમારા ઇન્દ્રિયો અમારે વશ નથી, તો અમારા સ્વધર્મનું રક્ષણ કેમ થશે ? આવી ચિંતા તેમણે કરવી નહિ.

અથવા એમ પણ અર્થ કરવો ઘટે છે કે 'આશિષોનાં ફળમાં પરમપુરુષાર્થરૂપ મોક્ષ છે, તે તેમને પ્રાપ્ત થાય એમ અમે જેમ ચાહીએ છીએ તેમજ તે મોક્ષ પ્રાપ્તિના ઉપાયરૂપ સ્વધર્મ જ મુખ્ય છે, માટે તે સ્વધર્મ પાળવામાં પણ તેમને સહુને રુચિ રહે, એમ અમે ચાહીએ છીએ. માટે સ્વધર્મનું ઉલ્લંઘન કોઈએ કરવું નહિ, એમ તમારે સહુએ સમજવું.

તે આશિષો શાસ્ત્ર સમ્મત છે. અર્થાત્ તેની સર્વોત્તમતા શાસ્ત્રોમાં સારી રીતે માન્ય છે. 'સમગ્ર આશીર્વાદો સફળ કરનારા ભગવાન શ્રીમન્નારાયણને બરાબર સંભારીને આપેલા આશીર્વાદ સાંગોપાંગ સફળ થાય છે' એમ મનમાં સમજીને 'શ્રીમન્નારાયણની સ્મૃતિએ સહિત' એવી આશિષો કહી છે. આ વાક્યમાં સંભારનારા લેખક શ્રીહરિ તથા સંભારેલા શ્રીમન્નારાયણ મહાપ્રભુ, તે બંને જુદા નહિ હોવા છતાં અનેક જીવોનો ઉદ્ધાર કરવા અવતરેલા શ્રીહરિએ સ્વસ્વરૂપને સંભાર્યું છે એમ માનવું.

ઉપરના વાક્યથી ભગવાનના ભક્તે એમ સમજવું કે હું મારા ઈષ્ટદેવ શ્રીહરિનો શેષ છું, આધીન છું અને તે શ્રીહરિ મારા શેષી છે, સ્વામી છે. હું શરીર છું તથા શ્રીહરિ મારા શરીરી છે. હું વ્યાપ્ય છું અને શ્રીહરિ મારામાં વ્યાપક છે. હું નિયમ્ય છું અને શ્રીહરિ મારા નિયામક છે. આવા આત્મસ્વરૂપને યથાર્થરૂપમાં સમજ્યા પછી ભક્તજને 'હું આને આશીર્વાદ આપું છું' એવા અહંભાવને તજી દેવો અને તે પછી સમસ્ત શુભફળને આપનારા એવા શ્રીમન્નારાયણનું અનુસંધાન રાખીને બીજાને આશિષો આપવી, આવો ભાવ અહીં પ્રકટ થાય છે. ૩-૬.



**एकाग्रेणैव मनसा पत्रीलेखः सहेतुकः।**
**अवधार्योऽयमखिलैः सर्वजीवहितावहः।।०७।।**

**અને આ શિક્ષાપત્રી લખ્યાનું જે કારણ છે, તે સર્વે તેમણે એકાગ્ર મને કરીને ધારવું અને આ શિક્ષાપત્રી જે અમે લખી છે, તે સર્વે જીવના હિતની કરનારી છે. ॥૭॥**

*ભાષ્ય :* આગળ કહ્યા પ્રમાણે શ્રીહરિએ પોતાના આશ્રિત ત્યાગી ગૃહી સમગ્રને આશીર્વાદ આપ્યા. હવે પોતે જે શિક્ષાપત્રી લખી રહ્યા છે, તેના પ્રત્યે કોઈ ઉપેક્ષા(બેદરકારી) ન રાખે પણ તેને આદરથી સહુ માને એમ આજ્ઞા કરે છે. આ શિક્ષાપત્રીમાં જે સદાચાર પાળવા માટે કહ્યા છે. તેને એકાગ્ર મનથી ગ્રહણ કરવા.

કોઈ શંકા કરીને કહે કે જેનાથી કાંઈ ફળ-લાભ ન મળે તે લેખ જો કોઈ સ્વીકારે નહિ. તો તે અંગે કહે છે કે 'આ શિક્ષાપત્રીનું લખાણ સહેતુક છે સફળ છે. જો કાંઈ ફળ દેખાતું હોય તો માણસ તેને મેળવવા પ્રયાસ કરે, એટલા માટે જ અહીં હેતુ શબ્દથી ફળનો નિર્દેશ કર્યો છે. તે ફળ છે સર્વજીવહિતાવહ.

અથવા કોઈ એમ પણ કહે કે શિક્ષાપત્રીનું લખાણ નિષ્પ્રમાણ છે, તેથી તેનો સ્વીકાર કેમ થાય ? તો ત્યાં પણ કહીએ છીએ કે આ શિક્ષાપત્રીનો લેખ સપ્રમાણ છે. તેમાં ફળનો નિર્દેશ 'સર્વજીવહિતાવહ'થી કર્યો છે. જીવ એટલે કે વાસના અને કર્મોથી બંધાયેલો ચેતન આત્મા, તેના હિતને આવહન-ધારણ કરે તે જીતહિતાવહ કહેવાય. બદ્ધ જીવનું ખરું હિત તે મોક્ષ છે, પરલોકમાં મોક્ષ પમાડે તેમજ વર્તમાન લોકમાં મોક્ષમાં ઉપયોગી સત્સંગ આપે, તે બધું જ જીવનું હિત છે. તેથી આ શિક્ષાપત્રીનો લેખ સર્વજીવહિતાવહ છે. કોઈ સર્વજીવહિતાવહનો અર્થ 'સમગ્ર જીવોનું હિત કરનાર' એવો પણ કરી શકે છે.

જો કે શાસ્ત્રના શ્રવણ વગેરેના અધિકારી એવા જીવો પણ વિવિધ પ્રકારના છે અને વિષય ભોગને ચાહનારા છે. તે બધાનું સાક્ષાત્ હિત આ શિક્ષાપત્રીથી ન પણ થાય, છતાં પણ તે જીવ જો આ શિક્ષાપત્રીનો મહિમા સમજીને તેને સાંભળશે-વાંચશે, તો ધીરે ધીરે તેના દિલમાં વિષયભોગરૂપ ફળની ઈચ્છા ઓછી થઈ જશે. પછી તે પોતાના મોક્ષરૂપ સાચા હિતને પામશે, એમ સમજવું.

શિક્ષાપત્રીમાં કહેલા હિતકારી ઉપદેશને એકાગ્ર મનથી ગ્રહણ કરવો-ધારવો, એમ કહીને શ્રીહરિએ તે હિતોપદેશની સૂક્ષ્મતા-બારિકી સૂચવી છે. અહીં આશ્રિત ભક્તોને વિશેષણ 'અખિલ' શબ્દથી કહ્યું છે, પણ તેનો ભાવ એવો પણ લઈ શકાય કે મેં મારા આશ્રિતોને ઉદ્દેશીને લખેલી આ શિક્ષાપત્રી જો અન્ય કોઈને રુચે-ગમે તો તે મારા આશ્રિત હોય કે ન હોય, બધાએ એકાગ્રમનથી ગ્રહણ કરવી-સ્વીકારવી. ૭



**ये पालयन्ति मनुजाः सच्छास्त्रप्रतिपादितान्।**
**सदाचारान् सदा तेऽत्र परत्र च महासुखाः।।०८।।**

**અને શ્રીમદ્ભાગવત પુરાણ આદિક જે સત્શાસ્ત્ર તેમણે જીવના કલ્યાણને અર્થે પ્રતિપાદન કર્યા એવા જે અહિંસા આદિક સદાચાર, તેમને જે મનુષ્ય પાળે છે, તે મનુષ્ય જે તે આ લોકને વિષે ને પરલોકને વિષે મહાસુખિયા થાય છે. ॥૮॥**

*ભાષ્ય :* શિક્ષાપત્રીને ગ્રહણ કરવાનું કે માનવાનું પ્રયોજન તેમાં રહેલા સદાચારોનું પાલન કરવું તે છે. એટલે જ સહુએ શિક્ષાપત્રીને જે રીતે સ્વીકારી-માની હોય તે રીતે તેમાં કહેલા સદાચારોનું પાલન કરવું. તેમાં કહ્યા પ્રમાણે વર્તન રાખવું, એમ કહેવા ચાહતા શ્રીહરિ

સદાચાર પાળવામાં લાભ છે અને નહિ પાળવામાં મોટું નુકશાન છે, એવું હવે પછી બે શ્લોકથી કહે છે.

અહીં મનુજ(મનુષ્ય) શબ્દથી જેને શાસ્ત્રના વાંચન-શ્રવણનો અધિકાર હોય તે બધાને લેવાના છે. તેમ કહેવાથી દેવો વગેરેને માટે પણ સદાચાર પાળવાથી લાભ થાય છે અને સદાચારોનું ઉલ્લંઘન કરવાથી અનર્થ-નુકશાન થાય છે એમ કહ્યું છે.

શિક્ષાપત્રીના લખાણ વખતે જે અનુભવાતો હોય તે આ લોક તથા કર્મફળના ભોગના અધિકારને અંતે પ્રાપ્ત થનારો જે લોક તેને પરલોક એમ કહ્યું છે. એટલે તે પરલોકવાસી દેવોને પણ સ્પર્શે છે.

અથવા મનુજ એટલે મનુષ્ય અર્થાત્ સચ્છાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલા સદાચારોનું પાલન કરતા હોય તે મનુષ્ય કહેવાય અને તે સિવાયના તો પશુ જ છે ને ! એ પ્રમાણે તે મનુષ્યો જ આલોક પરલોકમાં મહાન સુખી થાય છે.

સત્ત્વગુણ પ્રધાન વિષયને-મુદ્દાને આશરીને પ્રવર્તેલું લખાયેલું જે હોય તે શાસ્ત્ર સચ્છાત્ર કહેવાય છે. કોઈ એમ પણ કહે છે કે પરમેશ્વરની સત્યતાને પ્રતિપાદન જે કરે છે તે સચ્છાસ્ત્ર છે. માટે તે શાસ્ત્રે પ્રતિપાદન કરેલા આચાર તેને સદાચાર કહેવાય છે. તે સદાચાર એટલે દૈવી સંપત્‌ને આશરેલો ધર્મ, તેમાં કામભોગનો સંકલ્પ પણ થતો નથી. વળી તેમાં કોઈ પણ ભૂત-પ્રાણીનો દ્રોહ કરાતો નથી. પોતપોતાના વર્ણસંબંધી તથા આશ્રમસંબંધી સામાન્ય અને વિશેષ એવા વિધિનિષેધરૂપ જે ધર્મ તે સદાચાર છે.

હંમેશા તે તે સમયે નિરંતર આચરવામાં-પાળવામાં આવતા તે નિયમબદ્ધ સદાચારોનો ભંગ આળસ કે સંગદોષથી એક દિવસ પણ જો થાય, તો તે યોગ્ય ન ગણાય, તેનું પાલન કરવું અર્થાત્ તે સદાચારોને

ક્યારેય તજી દેવા નહિ. તે સદાચારનું જે પાલન કરે છે તે આ લોકમાં તથા પરલોકમાં મહાન સુખીયા થાય છે.

સદાચારનું પાલન કરનારાએ કોઈ પણ જાતની કામનાનો-વિષય ભોગનો સંકલ્પ પણ કરવો નહિ. સદાચાર નિષ્ઠ ભક્તો વેદાદિ શાસ્ત્રોક્ત કાંઈ કર્મ કરે અથવા લૌકિક કાંઈ કર્મ કરે, તે બધા જ કર્મોને સર્વશેષી-સહુના પતિ-માલિક, સહુના સુહૃદ અને પરમ કરુણામય મૂર્તિ એવા પરમેશ્વર પોતાની આરાધના-ઉપાસના માને છે 'હું આ સત્કર્મ કરું છું' એવો પોતાના મનમાં સંકલ્પ પણ કરે નહિ. પરંતુ ભગવાન ગીતામાં કહે છે કે 'હે અર્જુન ! તું જે કાંઈ કરે છે, ખા છો, હોમ કર છો, દાન કર છો અને તપ કર છો; તે બધું મને સમર્પિત કર'(ગી.૯/૨૭) તે રીતે જ સર્વશેષી ભગવાન પોતે જ પોતાના શેષ-દાસરૂપ મારી પાસે બધા જ કર્મ કરાવે છે. આવો સંકલ્પ ભગવાનના ભક્ત કરે છે. જ્યારે ભક્ત પોતાના સ્વતંત્ર કર્ત્તૃત્વને જ છોડી દે છે ત્યારે તેને આ લોકમાં કે પરલોકમાં કોઈ પણ પ્રકારના દુઃખની શંકા જ ક્યાંથી થાય ? તે ગીતામાં કહ્યું છે કે 'કલ્યાણકારી યોગને સાધનારો ક્યારેય દુર્ગતિને પામતો નથી'(ગી.૬/૪૦) 'નિષ્કામ કર્મયોગરૂપ ધર્મનો થોડો એવો અંશ પણ મોટા ભયથી રક્ષા કરે છે'(ગી.૨/૪૦)

પરંતુ જે લોકો વિષયભોગમાં તથા રાજસત્તાદિ ઐશ્વર્યમાં બંધાયેલા હોય છે, સ્વર્ગીય ભોગસુખ સિવાય બીજું કાંઈ છે જ નહિ એમ બોલનારા છે. વેદોક્ત વિષયોમાં જ વિવાદ કરે છે તેવા સુખના આભાસમાં લોભાયેલા લોકોને તો આ લોક તથા પરલોકમાં અત્યંત દુઃખ આવે જ છે. 'સર્વ લોકના મહેશ્વર તથા સમગ્ર ભૂતપ્રાણીમાત્રના સાચા મિત્ર એવા પરમેશ્વર જ આ સદાચારમય કર્મથી આરાધવા છે'(ગીતા.૫/૨૯) આવો જેને નિશ્ચય હોય તે ભક્તોને ક્યારેય કોઈ પણ જાતનો ઉદ્વેગ થતો જ નથી. તે બધી રીતે મહાન સુખીયા હોય છે. તે ભગવદ્ગીતામાં

કહ્યું છે કે 'યજ્ઞો તથા તપોના ભોક્તા, સમગ્ર લોકોના મહાન ઈશ્વર સમસ્ત પ્રાણીઓનો સુહૃદ, એવા મને યથાર્થરૂપમાં સમજીને મારો ભક્ત પરમ શાંતિને પામે છે.' ૮



**तानुल्लङ्घ्यात्र वर्तन्ते ये तु स्वैरं कुबुद्धयः।**
**त इहामुत्र च महल्लभन्ते कष्टमेव हि।।०९।।**

**અને તે સદાચારનું ઉલ્લંઘન કરીને જે મનુષ્ય પોતાના મનમાં આવે તેમ વર્તે છે, તે તો કુબુદ્ધિવાળા છે અને આ લોક ને પરલોકને વિષે નિશ્ચે મોટા કષ્ટને જ પામે છે. ॥૯॥**

જે કુબુદ્ધિવાળા છે, શબ્દાદિ માયિક પંચવિષયોમાં આસક્ત છે, તે સાત્ત્વિક સદાચારમય ધર્મને સ્વચ્છંદ રીતે તજી દે છે. ભગવાનની આરાધનારૂપ નિષ્કામ ભક્તિભાવને અવગણીને છોડી દે છે. લોકિક સુખરૂપ સ્ત્રી, ધન, રાજ્ય વગેરેને મેળવવાના સાધનરૂપે તે તે કામ્ય કર્મોને કરે છે. વળી જે વેદમાં કહેલા સ્વર્ગાદિના વિષય સુખ બાબતે વિવાદ કરતા હોય છે. તે દ્રવ્ય, દેશ અને કાળની ખામીને લીધે ક્યારેક આ લોકમાં જ દુઃખમય અનર્થને પામે છે. વળી વિદેશમાં જઈને મહા મહેનતે થોડું ઘણું મન ચાહ્યું ઉપરછલું સુખ જો મળે, તો ભાર ઉપાડનારા બળદની જેમ પરદેશીઓના કામના ભારને ઉપાડે છે અને ફરીને ગરીબીની ખાઈમાં પડી ન જવાય એવા ભયથી તે દુઃખી રહે છે.

અથવા મુમુક્ષુભાવ માત્રથી મળેલા ભગવાનની આરાધનારૂપ પોતપોતાના વર્ણાશ્રમ આદિના યોગ્ય સદાચારમય ધર્મનો અનાદર કરીને જે સ્વચ્છંદપણે વર્તે છે. તે રીતે જ યથાર્થ જ્ઞાનથી વિરુદ્ધ નિરંકુશ બુદ્ધિના તરંગોથી કામ કરતો રહે છે. તેવા મનુષ્યના આ લોક તથા પરલોક

બંને બગડે છે અને ઘણો જ દુઃખી થઈ જાય છે. આ છેલ્લા વાક્યથી એમ સમજવું કે સાચા મુમુક્ષુને પણ સદાચારરૂપ ધર્મનિષ્ઠા વિના તે જ્ઞાનનિષ્ઠા-સાચી સમજણ ઘણી દુર્લભ છે. તે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે 'મનુષ્ય સદાચારમય કર્મ કર્યા વિના જ્ઞાનમાં સ્થિતિ પામતો નથી. તેમજ શાસ્ત્રોક્ત ધર્મકર્મનો ત્યાગ કરવાથી કોઈ પણ સિદ્ધિને પામતો નથી.(ગીતા.૩/૪) ૯



**अतो भवद्भिर्मच्छिष्यैः सावधानतयाऽखिलैः ।**

**प्रीत्यैतामनुसृत्यैव वर्तितव्यं निरन्तरम् ।।१०।।**

**તે માટે અમારા શિષ્ય એવા જે તમે સર્વે, તેમણે તો પ્રીતિએ કરીને આ શિક્ષાપત્રીને અનુસરીને જ નિરંતર સાવધાનપણે વર્તવું, પણ આ શિક્ષાપત્રીનું ઉલ્લંઘન કરીને વર્તવું નહિ. ॥૧૦॥**

***ભાષ્ય :*** ઉપર સાતમાં શ્લોકમાં શ્રીહરિએ જે શિક્ષાપત્રીના લેખને મારા આશ્રિત સહુએ એકાગ્ર મનથી ગ્રહણ કરવો-સ્વીકારવો, એમ કહ્યું છે. તે અવધારણ-સ્વીકારના ફળરૂપ વાક્યને હવે કહે છે કે સદાચારનું પાલન કરવામાં મહાન મોક્ષરૂપ પુરુષાર્થની સિદ્ધિ રહી છે અને તેનું ઉલ્લંઘન કરવાથી-તેને નહિ પાળવાથી અધોગતિરૂપ મહાન અનર્થ થશે. તેથી જ આ શિક્ષાપત્રીને અનુસરીને જ નિરંતર વર્તવું અર્થાત્ ધર્મરૂપ સદાચારને સમજાવતી એવી આ શિક્ષાપત્રીમાં કહ્યા પ્રમાણે જ જીવન ઘડવું. તેને હવે બીજી રીતે કહે છે કે 'આ શિક્ષાપત્રીમાં બતાવેલા સદાચારોનું અવશ્યમેવ પાલન કરવું.'

જો કે આ જગત અનેક જાતની લાયકાતવાળા મનુષ્યોથી ભર્યું છે. બધા જ માણસો સાત્ત્વિક ધર્મને માનનારા હોતા નથી. હજારો લોકો

ભોગ સંપત્તિને ચાહતા હોય છે. માટે તે બધા જે ઉપદેશને લાયક નથી, તેમને અમે આ સદાચાર પાળવાની આજ્ઞા કરતા નથી. મહાભારતમાં કહ્યું છે કે "આ જગતમાં જન્મ ધારણ કરનારા જે પુરુષને ભગવાન મધુસૂદન પોતાની કૃપાદષ્ટિથી જુએ છે તેને સાત્ત્વિક જાણવો જોઈએ અને તે મોક્ષનો અધિકારી નિશ્ચિત થઈ જાય છે"(મ.ભા.શાં.મો.૩૪૮/૭૩) આ કહ્યું તે રીતે જે પરમપુરુષ પરમાત્માના કૃપાકટાક્ષના પાત્ર હોય છે તેમના પ્રત્યે અમે આ આજ્ઞા કરીએ છીએ. તેથી જ અહીં 'સમગ્ર મારા શિષ્યોએ' આવા શબ્દ કહ્યા છે. અમારી કૃપાદષ્ટિના પાત્રરૂપ શિષ્યોમાં એક શિષ્ય પણ આ શિક્ષાપત્રીના ઉપદેશને ગ્રહણ કરવામાં અધિકાર રહિત નથી-અયોગ્ય નથી.

વાસ્તવમાં આ અનાદિ સંસારમાં રહેલા બધા જ જીવોને કર્તાપણાની તથા ભોક્તાપણાની કોઈ ઘણી જ બળવાન વાસના ચિરકાળથી ચાલી આવે છે. તે ગીતામાં કહ્યું છે કે 'આ વસ્તુ મને આજ મળી ગઈ છે અને આ મારો મનોરથ પૂર્ણ થશે. મારી પાસે આટલું ધન છે, વળી બીજું ધન પણ મને ફરીને મળી જશે.' 'આ શત્રુને મેં મારી નાખ્યો છે અને હજી બીજા શત્રુઓને પણ હું મારી નાખીશ, હું ઐશ્વર્યસંપન્ન છું, ભોગવાન્ છું, સિદ્ધ, બળવાન અને સુખી પણ છું' 'હું યજ્ઞ કરીશ, દાન આપીશ અને મોજ કરીશ'(ગીતા.૧૬/૧૩-૧૫) ગીતામાં કહ્યા પ્રમાણે તે વાસના પોતાના સ્વતંત્રપણાના અભિમાનથી અત્યંત દઢ મૂળ નાખી ગયેલી છે. આવી આ વાસના છે તે કદાચ ફળની આસક્તિથી તથા કર્તાપણાના અભિમાનથી રહિત એવા સદાચારનો પરાજય કરે તો ? તેથી જ અત્યંત સાવધાન એવા મારા શિષ્યોએ આ સદાચાર પાળવો. એવો અભિપ્રાય રાખીને શ્રીહરિએ 'સાવધાનપણે' એમ કહ્યું છે. એટલે કે 'હું ભગવાનનો શેષ-શિષ્ય-કિંકર છું, એવું જે સ્વસ્વરૂપ તેને જાળવી રાખવા માટે ભક્તે પ્રમાદથી રહિત સાવધાન

રહેવું. જો તેમાં થોડી પણ અસાવધાની થઈ જશે તો ત્યાં પાસે જ રહેલી સ્વતંત્રતા સૂચવતી આત્મવાસનારૂપી પિશાચણી તત્કાળ જ તે ભક્તને જીતીને વશ કરી લેશે.

પિત્તના રોગીને જેમ મીઠું સ્વાદુ દૂધ આપવામાં આવે તેમ અત્યંત સ્વાદ ભર્યો આ સદાચાર પાળવો એમ શ્રીહરિ આજ્ઞા કરે છે. માટે તે સદાચારનું સેવન પ્રેમથી કરવું. નિષ્કામ કર્મયોગરૂપ સદાચારમાં કશું જ દુ:ખ નથી. જે મનુષ્ય લાભ મેળવવા આસક્તિથી કાંઈ કર્મ કરે છે, તો તેને જ્યાં સુધી તે કર્મનું ફળ ન મળે ત્યાં સુધી તે કર્મ નિષ્ફળ જવાની શંકાથી તેને દુ:ખ થાય છે અને જો તે કર્મ સફળ થયું, તો પણ તે કરેલી સાધનાને અનુરૂપ અર્થાત્ ધાર્યા પ્રમાણેનું ફળ ન મળ્યું એવી ચિંતાથી દુ:ખ થાય છે અથવા મળેલા તે સુખનો નાશ થવાની શંકાથી પણ તેમાં દુ:ખ થાય છે. જે મનુષ્ય 'હું જ કર્તા છું' એવી આસક્તિથી કર્મ કરે છે તેને 'મારા કર્મમાં મને અમુક નડે છે, વિઘ્ન કરે છે' એવી માન્યતાથી તે બીજાથી પીડાય છે.

પરંતુ જે ભક્ત કરાતા કર્મનાં ફળની આસક્તિ છોડી દે છે, તે તો 'ભગવાન પોતે જ પોતાના શરીરભૂત તે ચેતન(ભક્ત) દ્વારા તેનું કર્મ કરે છે' એમ પોતાના મનમાં વિચારે છે. સમગ્ર કર્મમાં જ્યારે ભગવાન પોતે જ કર્તા હોય છે ત્યારે તે ભક્તને કર્મની નિષ્ફળતાની શંકાથી, કર્મફળ ખૂટી જશે એવી શંકાથી કરેલા કર્મને અનુરૂપ ફળ ન મળ્યું (ધાર્યા પ્રમાણે સફળતા ન મળી) એવા વિચારોથી કે પોતાની મહેનતમાં વિઘ્ન કરનાર અન્ય કોઈની શંકાથી, કોઈ પણ જાતનું દુ:ખ થાતું નથી.

કરાતા કર્મયોગથી જેની આરાધના થાય છે તે ભગવાન સર્વના સુહૃદ-મિત્ર છે. તેમની આરાધના સુખરૂપ છે. એટલે સદાચારમાં પ્રેમ રાખવો તે સ્વાભાવિક છે. તે સદાચાર એટલે કે કર્મફળની આસક્તિનો

અને કર્તાપણાના અભિમાનનો ત્યાગ કરીને ભગવાનની આરાધના રૂપ જે કર્મ કરવું તે જ છે. એમ પહેલા પણ કહ્યું છે. તે સદાચારરૂપ કર્મ નિરંતર એટલે કે આપત્કાળમાં પણ કરવું, તેનો ત્યાગ કરવો નહિ. ૧૦.



**कस्यापि प्राणिनो हिंसा नैव कार्यात्र मामकैः।**
**सूक्ष्मयूकामत्कुणादेरपि बुद्ध्या कदाचन।।११।।**

**હવે તે વર્ત્યાની રીત કહીએ છીએ જે, અમારા જે સત્સંગી તેમણે કોઈ જીવ-પ્રાણીમાત્રની પણ હિંસા ન કરવી અને જાણીને તો ઝીણા એવા જૂ, માંકડ, ચાંચડ આદિક જીવ, તેમની પણ હિંસા ક્યારેય ન કરવી. ॥૧૧॥**

*ભાષ્ય :* મારા સમગ્ર આશ્રિતોએ પ્રેમથી આ શિક્ષાપત્રીને અનુસરીને જ સદાચારરૂપ ધર્મ પાળવો, શ્રીહરિએ આગળ એવી આજ્ઞા કરી છે. હવે તે સદાચારનો આદેશ આપે છે. શાસ્ત્રોમાં આચાર બે પ્રકારનો કહ્યો હોય છે ૧-અમુક કર્મ કરવું, એમ કહ્યું હોય તે વિધિરૂપ કર્મ છે અને ૨-આ અમુક કર્મ ન કરવું, એમ કહ્યું હોય તે નિષેધરૂપ કર્મ છે. હવે વિધિરૂપ કર્મ કરવાની આજ્ઞા કરતા પહેલા 'નિષિદ્ધ કર્મ ન કરવું' એ બાબતને પ્રાધાન્ય આપે છે. શાસ્ત્રમાં જે કર્મનો નિષેધ કર્યો હોય છે તે નિષિદ્ધ કર્મને અટકાવવા શ્રીહરિ પ્રથમ નિષિદ્ધકર્મ ન કરવારૂપ આચારનો ઉપદેશ આપે છે.

કરવાનું જે કહ્યું હોય તે ન કરે તેના કરતા પણ જે 'ન કરવું' એમ જેનો નિષેધ કર્યો હોય તે જો કરવામાં આવે તો નિષિદ્ધ કર્મને કરનારો અત્યંત પાપી ગણાય છે. તે નિષિદ્ધ કર્મોમાં ક્રૂરકર્મરૂપ હિંસા મહાન્ અનર્થકારી છે, અત્યંત દુષ્ટ પણ છે. એટલે નિષિદ્ધને રોકવા

રૂપ આચારોમાં સહુ પહેલા હિંસા ન કરવા માટે આજ્ઞા કરે છે કે 'કોઈ પણ જીવપ્રાણીમાત્રની હિંસા ન કરવી.'

જો કે અહિંસા સાધારણ ધર્મ છે 'સમસ્ત પ્રાણીઓમાંથી કોઈની પણ હિંસા ન કરવી'(મ.ભા.શાં.મો.૨૭૮/૫) એ વિજ્ઞાનેશ્વરે પણ કહ્યું છે તો આવો અહિંસારૂપ સાધારણ ધર્મ મુમુક્ષુઓના પ્રત્યે વિશેષપણે કહેવો તે વ્યર્થ છે. છતાં જે લોકો ભોગસંપત્તિને ચાહતા હોય, જેનું મન પોતાનું અને પારકું એવી ભેદ વાસનાથી દૂષિત હોય અને જેમાં રાગ તથા દ્વેષ આદિનો સમુદાય પ્રકટ દેખાતો હોય, તેવા લોકોમાં 'આ મને હેરાન કરે છે એટલે હું તેને મારું છું' એમ હિંસાની સંભાવના લગભગ રહે છે અને તે હિંસા કર્યા પછી પણ તે સ્વર્ગાદિ ભોગની કામના રાખનારા લોકો તેને અનુરૂપ વર્તન છોડતા નથી. આવા સ્વર્ગાદિ ભોગના ભૂખ્યા લોકો ઉપર પણ શાસ્ત્ર કરુણા કરીને કોઈ પણ રીતે તેનાં પાપોના વિનાશને માટે પ્રાયશ્ચિત્તને બતાવે છે.

જે મુમુક્ષુ હોય છે, સંપૂર્ણ જગતને જે બ્રહ્માત્મક જાણે છે, જેમાં કોઈ ઊંચનીચપણાની વિષમ બુદ્ધિ નથી, એવા મુમુક્ષુઓને કોઈના ઉપર દ્વેષભાવ હોતો નથી અને તેથી જ તેમના દ્વારા ક્યારેય કોઈની હિંસા થાય નહિ. જો તે કોઈ કુસંગના દોષથી, વાસનાના આવેગથી કે દ્વેષભાવનો ભડકો થવાથી કદાચ તે કોઈને મારી નાખે તો માનો તે જેમ કોઈ અકસ્માત્ પહાડના શિખર ઉપરથી ગબડી પડે તેમ પોતાના કર્મયોગ આદિ સદાચારના અધિકારથી પડી જાય છે. સર્વ જગતમાં બ્રહ્માત્મભાવ કરવો, તે પહાડના ઊંચા શિખર ઉપર ચઢવા જેવું ઘણું કઠિન કામ છે. બ્રહ્માત્મભાવ જેને થયો હોય તેની બાબતમાં ભાગવતમાં કહ્યું છે કે 'કૂતરો, ચાંડાળ, બળદ અને ગધેડાને પણ બ્રહ્મદષ્ટિવાળો પુરુષ દંડવત પ્રમાણ કરે છે'(ભાગ.૧૧/૨૯/૧૬) આવો સર્વત્ર બ્રહ્માત્મભાવ થવો તે જિતેન્દ્રિય પુરુષોને માટે પણ સરલ નથી. તે બ્રહ્માત્વભાવ

તો જેને પ્રહ્લાદ આદિની જેમ પૂર્વના કોઈ ભારે શુભ સંસ્કાર હોય તેને જ થાય છે. જૂ આદિ ઝીણા જંતુની પીડા પણ મૂળમાં ભેદબુદ્ધિ હોવાથી ઝટ બ્રહ્માત્મભાવને ભૂલાવી દે છે અને તે જંતુની હિંસા કરાય છે. આવી હિંસામાં જેને બ્રહ્માત્મભાવના નથી એવા બુભુક્ષુની જેમ પ્રાયશ્ચિત આપવાથી તે હિંસાનો અટકાવ સરળ નથી. માટે આગળ જણાવેલી સાધારણ એવી પણ અહિંસા છે તે મુમુક્ષુ ભક્તોને વિશેષપણે બતાવવામાં આવે છે.

તે બાબતને ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે 'જેનાથી જગતમાં કોઈ પણ ઉદ્વેગ પામતું નથી અને જે જગતના લોકોથી ઉદ્વેગ પામતો નથી. એવો હર્ષ, ક્રોધ, ભય તથા ઉદ્વેગથી રહિત જે હોય છે, તે મારો પ્રિય ભક્ત છે.'(ગી.૧૨/૧૫) તથા 'સર્વ પ્રાણીઓની સાથે દ્વેષ નહિ કરનારો પણ મારો પ્રિય ભક્ત છે.'(ગી.૧૨/૧૩) આ રીતે મુમુક્ષુ જીવને સર્વભૂતોમાં મિત્રભાવના રાખવી, એમ ખાસ કરીને શાસ્ત્રોમાં કહ્યું છે. તે વિશેષતા જણાવવાને માટે અહીંયા અહિંસા અંગે વિશેષ ઉપદેશ આપે છે.

અહીં મારા આશ્રિતોને હિંસા ન કરવી એમ પોતાની બુદ્ધિમાં રહેલી અહિંસાનો નિર્દેશ કર્યો છે. આ બધું જગત રજોગુણ તથા તમોગુણથી ભરેલા લોકોથી પરિપૂર્ણ જણાય છે. એટલે પુષ્કળ પ્રમાણમાં જ્યાં કેવળ રજોગુણી તથા તમોગુણી લોકો જ ભર્યા હોય, તેવા જગતમાં રહેલા જે લોકોમાં સત્ત્વગુણના અંકુર સ્ફુરતા હોય, પરમપુરુષાર્થરૂપ મોક્ષ મેળવવા જેને રુચિ થઈ હોય, પરમપુરુષ એવો જે હું તે મારે આશરે જેઓ રહેલા હોય, તેવા અમારા કૃપાપાત્ર અધિકારી ભક્તજનોએ હિંસા ક્યારેય કરવી નહિ. હિંસા તો માત્ર ક્રૂર તથા કેવળ તમોગુણીઓનું જ કર્મ છે.

અથવા આ જગતમાં રજોગુણી તથા તમોગુણી લોકો અપાર રહ્યા છે. તો તેમાં તે લોકોના સંસર્ગ દોષથી કદાચ હિંસામાં ભળી જવાયું હોય

તો તેને કોઈ પણ રીતે તજી દેવી. 'तत्सर्वं वै हरेस्तनुः'(વિ.પુ.૧/૨/૩૮) આ વાક્યમાં કહ્યા મુજબ 'ભગવાનના શરીરરૂપ આ જગતમાં કોઈની હિંસા ન કરવી' શું તમે તે નથી જાણતા ? જે પરમાત્મા તમારા અંતરાત્મા છે તે જ સર્વ જગતના પણ અંતરાત્મા છે. તે પરમેશ્વર એક જ જેના આત્મા છે એવા આ જગતમાં કોઈ શત્રુ કે મિત્ર હોય એવી વાત જ શું કરવી ? તો આવા આ જગતમાં કોઈની પણ હિંસા ન કરવી તે યાદ રાખવું.

'अत्र' અહીં પ્રત્યક્ષ અનુભવાતા મનુષ્યથી આરંભીને ઝીણા કીટ-જંતુ પર્યંત કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી. ઝીણા જંતુ બાબતે પણ અહિંસાને સાચવવી પણ તેમાં અહિંસાનો અનાદર ન કરવો. પ્રાણીનું જીવન ટકાવવું તે જ અહિંસામાં પૂરતું કારણ છે.

કોઈ સંદેહ કરે કે સૂવું, બેસવું કે હરવું-ફરવું ઈત્યાદિ ક્રિયાઓમાં ન ચાહતા હોઈએ છતાં પણ અત્યંત બારીક જૂ આદિ જંતુઓની હિંસા થતી હોય છે. તો આવી સ્થિતિમાં આ અહિંસાવ્રત અમારે કેમ પાળવું ? તો તેવી સ્થિતિમાં કોઈને ઉદ્વેગ થતો હોય, તેના પ્રત્યે તે કહેલી અહિંસા અંગે સ્પષ્ટતા કરતા શ્રીહરિ કહે છે કે અત્યંત બારીક એવી જૂ આદિની હિંસા કરવા ન ચાહતા હોય છતાં પણ સૂતા બેસતા-ઊઠતા થઈ જતી હોય તો તેનો અહીં નિષેધ કર્યો નથી. પરંતુ મારા આશ્રિતોએ ઉંઘમાં વિઘ્ન થતું હોય તો પણ બુદ્ધિપૂર્વક જાણી જોઈને ઝીણા એવા જૂ માંકડ-ચાંચડ આદિ જંતુઓની હિંસા ક્યારેય કરવી નહિ. ૧૧.



**देवतापितृयागार्थमप्यजादेश्च हिंसनम्।**
**न कर्तव्यमहिंसैव धर्मः प्रोक्तोऽस्ति यन्महान्।।१२।।**

**અને દેવતા અને પિતૃ તેના યજ્ઞને અર્થે પણ બકરાં, મૃગલાં, સસલાં, માછલાં આદિક કોઈ જીવની હિંસા ન કરવી. કેમ જે, અહિંસા છે તે જ મોટો ધર્મ છે, એમ સર્વ શાસ્ત્રમાં કહ્યું છે. ॥૧૨॥**

***ભાષ્ય :*** શંકા-"વેદોમાં કહેલા શાસ્ત્રીય વિધિ સિવાય જે દુરાચારી પુરુષ પશુનો વધ કરે છે અર્થાત્ પશુને મારે છે તો તે પુરુષ મારેલા પશુનાં શરીર ઉપર જેટલાં રૂંવાંડા હોય તેટલા દિવસ ઘોર નરકમાં નિવાસ કરે છે." (યજ્ઞ.સ્મૃતિ.૧.૧૮૦) આવું ધર્મશાસ્ત્રનું વચન છે. તેને વિચારતા એમ જણાય છે કે "વેદમાં કહેલા વિધિ પ્રમાણે પશુની હિંસા કરવામાં કોઈ વાંધો (નિષેધ) નથી." કોઈના મનમાં જો આવો વિચાર થાય તો તે બાબતમાં ભગવાન શ્રીહરિ શિક્ષાપત્રીના આ બારમાં શ્લોકમાં તે હિંસા કરવાની ચોખ્ખી ના કહે છે. દેવતા તથા પિતૃઓના યજ્ઞમાં પણ બકરાં વગેરે પશુની હિંસા કરવાનો નિષેધ કોઈ શાસ્ત્રમાં કર્યો હોય કે ક્યાંક તેનું વિધાન પણ કર્યું હોય છતાં મારા આશ્રિતોએ તે હિંસા ક્યારેય કરવી નહિ.

શંકા-"જેને હિંસા કરવામાં રુચિ હોય એવો કોઈ મનુષ્ય કહેશે કે વેદમાં વિધિથી (આજ્ઞા કરીને) કહેલી હિંસાનો નિષેધ તમે કેમ કરો છો ?" કદાચ તે હિંસાનું ક્યાંક વિધાન (આજ્ઞા) કર્યું હોય તો પણ તે હિંસા છે, એટલે અધર્મ ગણાય, માટે તે ન કરાય."

પ્રશ્ન-"શ્રુતિએ જેનું વિધાન કર્યું હોય તે અધર્મ નથી તે તો ધર્મ છે."

પ્રતિપ્રશ્ન-તો પછી શ્રુતિમાં કહેલો શ્યેનયાગ[1] શા માટે અનર્થ (અધર્મ) ગણાય છે ?

---

૧. મને સ્વર્ગ મળે, સ્વર્ગનું સુખ પ્રાપ્ત થાય. આવી ઈચ્છા રાખનારાને સ્વર્ગકામ કહેવાય છે. તે સ્વર્ગકામ પુરુષ અગ્નિષોમીય યજ્ઞને કરે છે અને તે યજ્ઞમાં પશુનું આલભન(હિંસા) થાય છે. શત્રુનો નાશ થાય, આવી ઈચ્છાવાળાને શત્રુનિબર્હણકામ નામથી કહેવાય છે. તે પુરુષ શ્યેન(બાજ) પક્ષીને મારીને તે શ્યેનયાગમાં હોમે છે.

ઉત્તર-"શ્યેનયાગમાં પ્રાણી પીડાય છે એટલે તેને અનર્થ (અધર્મ) ગણ્યો છે."

પ્રતિપ્રશ્ન-તો પછી દેવતા કે પિતૃનિમિત્તે થતો અગ્નીષોમીય યાગ પણ અનર્થ રૂપ (અધર્મ રૂપ)જ કેમ ન ગણાય ? તેમાં પણ પ્રાણીપીડા તો રહેલી જ છે. એટલે કે શ્યેનયાગ અને અગ્નીષોમીય યાગ બંને એક સમાન જ છે.

ઉત્તર-"ના તેમ નથી શ્યેનયાગ અને સ્વર્ગની કામનાથી કરાતો અગ્નીષોમીય યાગ તે બંનેમાં ઘણો જ ફરક છે. સ્વર્ગને ચાહનારો (સ્વર્ગકામ) પુરુષ જે ક્રત્વર્થ(યજ્ઞ માટે) અગ્નીષોમીય પશુનું હનન(મારણ) કરે છે અને તેથી ઈચ્છેલો જે સ્વર્ગલોક તે કોઈ પણને માટે અનર્થરૂપ નથી. પણ શ્યેનયાગમાં યજ્ઞ કરનારા પુરુષે મનમાં ધારેલો, ચાહેલો જે શત્રુનો વિનાશ છે તે પર (શત્રુ)ને માટે અનર્થરૂપ છે."

"બ્રાહ્મણ આદિની હિંસામાં હિંસાપણું હોવાથી જેમ તે અધર્મ કહેવાય છે. તેમ વેદમાં કહેલી હિંસા પણ અધર્મ જ કહેવાશે. આવા અભિપ્રાયથી અહીંયા શિક્ષાપત્રીમાં તેનો નિષેધ કર્યો છે.

મીમાંસક-"પણ એમ માનવું તે યોગ્ય ગણાય નહિ, કારણ કે જેનું વેદમાં વિધાન કર્યું હોય તે ધર્મ જ ગણાય.

ભાષ્યકાર-"વેદમાં કરેલું વિધાન જો ધર્મ કહેવાતો હોય તો વેદમાં કહેલા શ્યેનયાગને પણ ધર્મ કહેવો જ જોઈએ. છતાં શબર સ્વામીએ તો શ્યેન યાગને નરકનાં સાધનનાં રૂપમાં કહ્યો છે. એટલે તેમણે તેને અનર્થ ન કહેવો જોઈએ. જો શ્યેનયાગને ધર્મ કહેવાતો હોય તો અનર્થના રૂપમાં કેમ કહી શકાય ? પ્રાણીપીડન હોવાથી શ્યેનયાગને અનર્થ (અનિષ્ટ)ના રૂપમાં કહેશો તો અગ્નીષોમીયયાગમાં થતી અજ(બકરાં) આદિ પશુઓની હિંસાને પણ તે પ્રાણીપીડન રૂપ હોવાથી અનર્થરૂપ માનવી પડશે. અને તેથી તે યાગીય હિંસાનો પણ નિષેધ થઈ જશે."

આ બાબતને સ્પષ્ટ કરતા મીમાંસક કહે છે કે અગ્નીષોમીય યાગની હિંસા અને શ્યેનયાગની હિંસામાં ઘણો તફાવત છે. તે કઈ રીતે ? તો કહે છે કે જે કોઈ પુરુષ સ્વર્ગની કામના(ઈચ્છા)થી ક્રત્વર્થ અગ્નીષોમીય પશુયાગ કરે છે તેની ઈચ્છા સ્વર્ગ મેળવા બાબતે હોય છે અને તેની તે સ્વર્ગકામના અન્ય કોઈને માટે અનર્થરૂપ(દુઃખરૂપ) નથી.

અને જે શ્યેનયાગ કરે છે તેની કામના(ઈચ્છા)નો વિષય હિંસા છે, શત્રુને મારવાનો છે. જે વેદમાં નિષિદ્ધ હોવાથી અત્યંત અધર્મ ગણાય છે. યાગના ફળને લીધે અગ્નીષોમીય અને શ્યેનયાગમાં ભિન્નતા છે.

'अग्नीषोमीयं पशुमालभेत्'(તૈ.સં.કાં.૬/૧/૧૧-૬, શતપથ.૨/૪/-૧/૧૧) વેદના આ વાક્યથી જે પશુયાગ કહ્યો છે તે જ્યોતિષ્ટોમાત્મક સોમયાગનું અંગ બને છે. તેથી તે ક્રત્વર્થ-યજ્ઞ માટેનું ગણાય છે, જેને કરવાથી મુખ્ય(પ્રધાન) જ્યોતિષ્ટોમ યાગ પૂર્ણ થયો મનાય છે અને તેનાથી યજમાનને સ્વર્ગપ્રાપ્તિ થાય છે. તે સ્વર્ગપ્રાપ્તિરૂપ ફળનો નિષેધ કરવામાં આવ્યો નથી અને તેથી જ અગ્નીષોમીય યાગ અનર્થ(અધર્મ)રૂપ નથી.

શ્યેનયાગ 'અભિચાર' રૂપ ફળને માટે કહ્યો છે અને તે અભિચારનો અર્થ હિંસા કહેવાય છે. વ્યક્તિના પ્રાણનાશને માટે થતાં શસ્ત્રના પ્રહારને હિંસા કહેવાય છે. તે હિંસાનો વેદમાં નિષેધ કર્યો છે, માટે તે પરને દુઃખરૂપ છે. આ બાબતને સ્પષ્ટ કરવા આગળ કહે છે કે પશુને મારવું(આલભન) તે પશુયાગનું પ્રથમ અંગ છે. જે ઉપકરણ શબ્દથી કહેવાય છે. તે પ્રથમ અંગથી જ સંપૂર્ણ યાગ ઉપલક્ષિત છે. કલ્પી શકાય છે. તે પશુયાગ પશુની હિંસા વિના સંભવતો નથી. આ બાબત હૃદય આદિના અવદાન(ટૂકડા કરવા તે) સંસ્કારથી સિદ્ધ થાય છે. સ્વર્ગકામ પુરુષને માટે આલભન(પશુયાગ) અનિવાર્ય છે. તે અભિચાર(હિંસા)ને તુલ્ય નથી. પરંતુ બંનેમાં તફાવત છે. કારણ

કે અભિચાર નિષિદ્ધ હોવાથી વર્જનીય છે, તેને છોડી શકાય છે પણ आलभेत् આ શ્રુતિ આલભન(યાગ)નું વિધાન કરે છે, આજ્ઞા કરે છે અને તેથી જ તેની કર્તવ્યતા જણાય છે. 'श्येनेनाभिचरन् यजेत' આ શ્રુતિ અભિચારનું વિધાન (આજ્ઞા) કરતી નથી. अभिचरन् પદમાં કતૃવાચક शतृ પ્રત્યય છે. વિધિવાચક લિઙ્ નો નિર્દેશ નથી એટલે તે શ્રુતિ અભિચારનું વિધાન કરતી નથી, તેથી કહી શકાય છે કે શ્યેનયાગનું ફળ અભિચાર (હિંસા) છે. તેથી તેનો ભાવ એવો થાય કે જો અભિચાર(હિંસા)ની ઈચ્છા હોય તો શ્યેનયાગ કરવો.

આ રીતે વેદની આજ્ઞા પશુયાગમાં પ્રવર્તે છે પણ અભિચારમાં આજ્ઞા (વિધિ) પ્રવર્તતી નથી, પરંતુ તે આજ્ઞા "मा हिंसास्यात् सर्वा भूतानि" તે વાક્યથી અભિચાર(હિંસા)ના નિષેધને કહે છે. (સ્પર્શે છે.) નિષેધનો વિષય જે હિંસા તેની પહોંચ (અતિવ્યાપ્તિ) ધર્મના લક્ષણમાં જતી ન રહે. એટલા માટે ભગવાન જૈમિનિએ "चोदनालक्षणोऽर्थो धर्मः" આ સૂત્રમાં 'અર્થ'પદ કહ્યું છે અને તેનું પ્રયોજન જણાવવા માટે ભાષ્યકાર શબર સ્વામીએ જે કહ્યું છે તેને શ્રીરઘુવીરાચાર્યજીએ અહીં યાદ કરાવ્યું છે.

મીમાંસા ભાષ્યનો આશય એવો છે કે સૂત્રમાં કહેલા વિધિથી અર્થ તથા અનર્થ, એ બંને જણાય છે. તેમાં ઈષ્ટ સાધનને અર્થ કહેવાય છે, નિઃશ્રેયસ ઈષ્ટ છે એટલે તેનું સાધન જ્યોતિષ્ટોમ આદિ યજ્ઞોને અર્થ કહેવાશે, તેમજ પાપજનક હોવાથી શ્યેન, વ્રજ તથા ઈષુ, આવા નામવાળા યજ્ઞોને અનર્થ કહેવાશે. ઉપર કહેલું ધર્મનું લક્ષણ અનર્થરૂપ શ્યેનયાગ આદિમાં ન પહોંચી જાય એટલા માટે સૂત્રમાં 'અર્થ'પદ કહ્યું છે.

શ્યેન યાગને અનર્થ શા માટે કહે છે ? તેનો ઉત્તર એ છે કે તે હિંસારૂપ છે. માટે તેનો નિષેધ કરવામાં આવ્યો છે.

ભાષ્યકાર-તો પછી અનર્થરૂપ શ્યેનયાગનો કર્ત્તવ્યના રૂપમાં ઉપદેશ વેદમાં શા માટે કર્યો છે ? તેનો પ્રત્યુત્તર એ છે કે 'શ્યેનયાગ

આદિને કર્તવ્યના રૂપમાં કહ્યા છે' એમ સમજવું નહિ. તેનો ઉપદેશ તો હિંસારૂપ ફળ માટે કર્યો છે. "જે વ્યક્તિના મનમાં શત્રુનો નાશ કરવાની ઈચ્છા થાય તેણે શ્યેનયાગ કરવો." એમ શત્રુને મારવા માટેનો તે ઉપાય જણાવ્યો છે. જેણે શત્રુનાશ કરવો હોય તેણે શ્યેનયાગ કરવો, એમ માત્ર જણાવ્યું છે, પણ 'અભિચાર કરવો' એવી આજ્ઞા કરી નથી.

આ અંગે જૈમિનિન્યાયમાલા ગ્રંથમાં માધવાચાર્યે કહ્યું છે કે 'શ્યેનયાગનું ફળ શત્રુવધ સાક્ષાત્ છે પણ તેનાથી સીધી નરક પ્રાપ્તિ નથી, પરંતુ નારકી ગતિમાં તે કારણ બને છે. એટલા માટે શ્યેનયાગ શત્રુવધ દ્વારા પરંપરાથી અનર્થ છે.' માટે તેને જ્યોતિષ્ટોમયાગની માફક ધર્મ કહેવાય નહિ. અગ્નીષોમ દેવતાવાળા પશુયાગમાં પશુની હિંસા પણ વધરૂપ હોવાથી નરકપ્રાપ્તિનું કારણ બનશે." આવી આશંકા કરવી નહિ. કારણ કે અગ્નીષોમીય પશુહિંસા ક્રતુ(યાગ)નું અંગ હોવાથી ક્રતુનું ફળ સ્વર્ગ છે તેમ અગ્નીષોમીય પશુહિંસાનું ફળ પણ સ્વર્ગ જ માનવામાં આવે છે. અંગોનું ફળ મુખ્ય(પ્રધાન) યાગના ફળથી જુદું મનાતું નથી. વાસ્તવમાં અગ્નીષોમીય પશુહિંસાનું ફળ સ્વર્ગ સિવાય બીજું હોતું જ નથી. ફળની આ વિષમતાને પંડિત વિજ્ઞાનેશ્વરે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં (૧/૮૬) મિતાક્ષરા ટીકામાં સતી નારીના પતિનાં અનુગમનને શ્યેનયાગથી વિલક્ષણ બતાવ્યું છે.

આ બાબતમાં શ્રી રઘુવીરાચાર્યજી સાંખ્યમતના કેટલાક આચાર્યનું કરેલું સમાધાન જણાવીને કહે છે કે 'જ્યોતિષ્ટોમની જેમ જ શ્યેનયાગમાં ધર્મનું લક્ષણ રહ્યું છે. શ્યેનયાગની પ્રવૃત્તિ સાક્ષાત્ મૃત્યુ કરનારી નથી, એટલે કે તે કોઈના મૃત્યુમાં કારણ બનતો નથી, પરંતુ તે અત્યંત વધી ગયેલા રોગનો કે અતિશય બળવાન શત્રુનો અદૃષ્ટ(નહિ દેખાતા છૂપા કર્મ) દ્વારા વિનાશ કરે છે. શત્રુના મરણનો વ્યાપાર(પ્રહાર આદિ પ્રવૃત્તિ)

તો તેના ઉપર તલવારથી ઘા કરવો તે હોય છે. શ્યેનયાગ અદૃષ્ટને ઉદ્‌બોધિત કરવા(ઉશ્કેરવા) માત્રથી શત્રુના મરણમાં કારણ બને છે. આવું જે કહેવું તે પ્રામાણિક ગણાય નહિ. સરાણિયો સરાણથી તલવારની ધારને તીખી કરે તો તેટલા માત્રથી તે હત્યારો ગણાતો નથી. તલવારને સજાવવી તે પણ કોઈનાં મરણમાં કારણ કહેવાતું નથી. અદૃષ્ટ દ્વારા પરંપરાથી શત્રુના મરણમાં પણ શ્યેનયાગ દેખીતી રીતે ઉપયોગી થતો નથી. એટલે શ્યેનયાગનો નિષેધ 'न हिंस्यात्' એ શ્રુતિથી થઈ શકશે નહિ. કારણ કે જે વ્યક્તિ જેવી પ્રબળ ઈચ્છાથી જે કામમાં લાગી હોય તે તેમાં પ્રયોજક કહેવાય એમ જણાય છે. આમ જાહેર રીતે શ્યેનયાગનો ઉપયોગ શત્રુને મારવામાં થતો નથી. એટલે તે યાગમાં થતી હિંસાને હિંસા ગણાય નહિ. એટલે જ મિતાક્ષરામાં વસિષ્ઠે કહ્યું છે કે 'છ બાબતમાં અભિચાર નહિ કરનારાનું પતન થાય છે, અર્થાત્ સાક્ષાત્ કે પરંપરાથી શત્રુવધ કરવામાં અને ન કરવામાં પણ પતન રહ્યું છે. એમ શાસ્ત્રનું પ્રયોજન ઘટાવી શકાય નહિ. પરિણામે યાગના ફળમાં અધર્મ રહ્યો હોય તો પણ શ્યેનયાગના સ્વરૂપમાં અધર્મ રહ્યો નથી.

મીમાંસક-'चोदनालक्षणाऽर्थो धर्मः'(પૂર્વ મીમાંસા ૧/૧/૨) આ સૂત્રમાં અર્થ શબ્દ રાખવાની જરૂર છે, કારણ કે જેનો નિષેધ કરવાનો છે તે અનર્થના સાધન ભૂત કલંજ ભક્ષણમાં 'कलंजं न भक्षयेत्' એ સૂત્રથી ધર્મ લક્ષણ જતું રહે નહિ. વાસ્તવમાં પ્રેરણા વિધિ અને નિષેધના રૂપમાં બે પ્રકારની હોય છે. છતાં તે વિચારવાની પણ જરૂર નથી, એટલે 'अग्नीषोमीयं पशुमालभेत' આ શ્રુતિમાં ધર્મત્વ નિર્વિવાદપણે સ્વીકારવા જેવું છે. એટલે મૂળ શ્લોકમાં 'देवतापितृयागार्थमपि' આ વાક્યથી તેનો નિષેધ શા માટે કર્યો છે ?

ભાષ્યકાર-"અગ્નીષોમીય આલભન અનર્થરૂપ હોવાથી તેનો નિષેધ કર્યો છે."

મીમાંસક-તે આલભન તો મીમાંસા સૂત્ર (૧/૧/૨) પ્રમાણે સાર્થક (અર્થરૂપ) છે, તેને અનર્થ કેમ કહેવાય ?"

ભાષ્યકાર-'न हिंस्यात् सर्वाभूतानि' આ શ્રુતિ હિંસાનો નિષેધ કરે છે તેથી તે અગ્નીષોમીય પશુનું આલભન (હિંસા) અનર્થરૂપ છે." મીમાંસક કહે છે કે 'અરે ! તમે ઉત્સર્ગાપવાદ[1] ન્યાયને પણ માનતા નથી ? 'न हिंस्यात्' આ શ્રુતિ સામાન્ય(ઉત્સર્ગ) શાસ્ત્ર છે અને અગ્નીષોમીય પશુના આલભનની શ્રુતિ વિશેષ(અપવાદ) શાસ્ત્ર કહેવાય છે.'

વિશેષ શાસ્ત્રની સાથે વિરોધ થવાથી સામાન્ય શાસ્ત્ર અન્ય વિષયમાં અવકાશ સાધીને સ્વયં દૂર થઈ જાય છે. 'न हिंस्यात्' આ સામાન્ય શાસ્ત્ર પ્રાણીમાત્રની હિંસાનો નિષેધ કરે છે. તેનો 'अग्नीषोमीयं पशुमालभेत' આ વિશેષ શાસ્ત્રની સાથે વિરોધ થવાને લીધે અગ્નીષોમીય પશુહિંસા સિવાયની અન્ય હિંસાના નિષેધમાં પ્રવર્તે છે. આ રીતે અગ્નીષોમીય પશુહિંસામાં 'न हिंस्यात्' એ નિષેધ શાસ્ત્રની પ્રવૃત્તિ નહિ થાય.

સાંખ્યના મતને અનુસરીને તે અંગે સમાધાન કહેવામાં આવે છે કે ઉત્સર્ગાપવાદનો અમે અનાદર નથી કરતા. પરંતુ અમે તે કહીએ છીએ કે અગ્નીષોમીય પશુહિંસા આદિની બાબતમાં ઉત્સર્ગાપવાદ ન્યાયને લાવવાની જરૂર જ નથી. જેમ કે 'अश्वस्य मेध्यस्य पदे जुहोति' આ વાક્ય વિશેષ શાસ્ત્ર છે. તે અશ્વમેધ યાગના અશ્વ પદનિક્ષેપ સ્થળમાં હોમ' કરવાનું કહે છે.

'आहवनीये जुहोति' આ સામાન્ય શાસ્ત્ર છે કે જે આહવનીય નામના અગ્નિમાં હોમ કરવાનું કહે છે. અહીં વિશેષ શાસ્ત્ર જે પદાધિકરણ હોમ વિધાન છે તેનો વિરોધ આહવનીયાધિકરણ હોમ વિધાન સાથે થાય છે.

---

૧. સર્વ સાધારણ વાક્યને ઉત્સર્ગ કહેવાય છે અને ખાસ અમુક વિશેષ બાબત જે કહી હોય તેને અપવાદ કહેવાય છે.

એટલે પ્રબળ વિશેષ શાસ્ત્ર દ્વારા દુર્બળ સામાન્ય શાસ્ત્રનો બાધ થવાથી આહવનીયમાં હોમ કરવાનું જે વિધાન છે તે વિશેષ શાસ્ત્રથી પ્રસિદ્ધ હોમવિધાનને છોડીને તેથી અન્ય સ્થળમાં તે સ્થિર થાય છે, પરંતુ આ સ્થળે વિરોધ છે જ નહિ.

'न हिंस्यात्' આ શ્રુતિ સામાન્ય શાસ્ત્ર છે તે હિંસાને અનર્થનું કારણ કહે છે અને 'अग्निषोमीयं पशुमालभेत्' આ શ્રુતિ વિશેષ શાસ્ત્ર છે. તે અગ્નિષોમીય પશુનાં આલભનને ક્રતુ-યજ્ઞનું ઉપકારક કહે છે અર્થાત્ બંને શ્રુતિઓનો પ્રતિપાદ્યવિષય ભિન્ન ભિન્ન હોવાથી તે અનર્થહેતુત્વમાં અને ક્રતૂપકારકત્વમાં પરસ્પર વિરોધ નથી. 'आलभेत' આવો વિધિ છે. જો તે આલભન (હિંસા) કરવામાં ન આવે તો અગ્નીષોમીય યાગ અગ્નીષ્ટોમ યાગમાં ઉપકારક ન બને. એટલે અગ્નીષોમીય પશુનું આલભન (હિંસા) થાય, તેમજ 'न हिंस्यात्' શ્રુતિએ હિંસાનો વિરોધ કરેલો હોવાથી પશુનું આલભન અનર્થનો હેતુ પણ ભલે થાય.

ભાષ્યકાર-"હિંસા અનર્થરૂપ હોવાથી ક્રતુમાં ઉપકારક કઈ રીતે થશે ? હિંસા તો અપકાર જ કરશે."

મીમાંસક-'कलञ्जं न भक्षयेत्' આ શ્રુતિએ કલંજ (પક્ષીનું માંસ અથવા લાલરંગનું લસણ) ભક્ષણનો નિષેધ કર્યો છે, પણ તે શ્રુતિ ક્રતુ(યજ્ઞ) પ્રકરણમાં કહી નથી. એટલે કદાચ યજમાન ક્રતુનાં મધ્યમાં કલંજનું ભક્ષણ કરે તો પણ તે ક્રતુમાં કાંઈ ઊણપ આવતી નથી. તે તંત્રવાર્તિકમાં કહ્યું છે કે "યજ્ઞ ક્રિયાઓના મધ્યે રહેલો યજમાન કદાચ નિષિદ્ધ કરેલા કલંજ આદિનું જો ભક્ષણ કરે તો પણ ક્રતુમાં કચાશ આવતી નથી. કારણ કે તેને યજ્ઞની શાસ્ત્રોક્ત સિદ્ધિ પ્રાપ્ત થાય જ છે." ઉપર્યુક્ત રીતિ પ્રમાણે "न हिंस्यात्" શ્રુતિએ કરેલો હિંસાનો નિષેધ ક્રતુના પ્રકરણમાં કહ્યો નથી, તેથી તે હિંસા નિષેધના રૂપમાં જણાતી આ "न हिंस्यात्" શ્રુતિ ક્રતુમાં ઊણપ કરી શકશે નહિ. "न हिंस्यात्"

એ હિંસાનો નિષેધ જો ક્રતુના પ્રકરણમાં હોત તો તે ક્રતુમાં ઊણપ લાવી શકેત. જેમ કે 'नानृतं वदेत्' આ અસત્ય બોલવાનો જે નિષેધ કર્યો છે તે દર્શપૂર્ણમાસ યાગનાં પ્રકરણમાં હોવાથી તેનું ઉલ્લંઘન જો કરવામાં આવે તો ત્યાં યાગમાં ઊણપ આવે. અહીંયા તો અગ્નીષોમીય પશુનું આલભન(હિંસા) ક્રતુમાં સ્વર્ગ આપતું ઉપકારક હોવાની સાથોસાથ નિષેધનો પણ વિષય છે. એટલે તે આલભન પ્રત્યવાય(પાપ) જનક પણ છે તે બાબતનો સ્વીકાર કરીને કહે છે કે "આ આલભન(હિંસા) નો નિષેધ કર્યો છે." આવી જેને ખબર હોય કે આ યાગીય હિંસા પાપરૂપ છે તો પછી તે યજમાન હિંસા કરે જ નહિ.

મીમાંસક-તે બાબત ખરી છે. જો પશુનું આલભન (હિંસા) પાપરૂપ છે. આટલું જ જ્ઞાન હોય તો તે હિંસા કરે નહિ. પણ આ આલભન સ્વર્ગપ્રાપ્તિ રૂપ મહાન સુખનું સાધન છે, એમ જાણતો હોવાથી તે મેળવવા વધારે રુચિ રાખીને શા માટે હિંસા ન કરે ? અગ્નીષોમીય પશુની હિંસા સ્વર્ગના સાધનજ્યોતિષ્ટોમરૂપ યાગમાં ઉપકારક છે. એનો યજમાનને ખ્યાલ પણ છે.

જેમાં અનિવાર્ય દુઃખ ન હોય અને મનચાહ્યું પુષ્કળ સુખ રહ્યું હોય એવા સ્વર્ગને મેળવવાનું સાધન યજ્ઞ છે, આવું જો યજમાન જાણતો હોય તો તે યજ્ઞ કરવા માટે આગળ વધે છે. "યજ્ઞ તે માત્ર સ્વર્ગરૂપ ઈષ્ટ સુખનું સાધન છે." આટલું જ જો જાણતો હોય તો તે યજ્ઞ કરવા માટે આગળ વધે નહિ. લોકોમાં જેમ કોઈ મનુષ્યને પહેલા જ ખબર હોય કે આ કામ કરવાથી મારું ઘણું જ નુકશાન થશે તો મને ઈષ્ટ (ગમતું) છે, આટલા માત્રથી જ તે કામને તે કરતો નથી તેમજ યજ્ઞમાં પશુની હિંસા કરવાથી પાપ થાય છે એમ જાણ્યા પછી તે હિંસા (આલભન) યજ્ઞમાં ઉપકારક છે, આટલા માત્રથી જ તે પશુથી યજ્ઞ કરે નહિ."

મીમાંસક-તમારી વાત ઠીક છે. સ્વર્ગનું સુખ થોડું છે અને હિંસાના

પાપનું દુઃખ ઝાઝું છે. આટલું જ જો જાણે તો તે યજ્ઞ કરવા તૈયાર થાય નહિ, પરંતુ અહીં એવું નથી. યજ્ઞ કરવામાં દ્રવ્યનો ખર્ચ ઘણો થતો હોય છે અને શરીર આદિથી મહેનત પણ ઘણી કરવી પડતી હોય છે. આ બધું જાણતા હોવા છતાં ઘણું અને અપાર સુખ મેળવવા માટે યજમાન યજ્ઞ કરવા તૈયાર થાય છે. તે યજમાન મનુષ્ય વિચારે છે કે યજ્ઞ કરવાથી મને પુષ્કળ પુણ્ય પ્રાપ્ત થશે અને તેના ફળરૂપે સ્વર્ગલોકમાં અમૃત ભરેલા મોટા ધરામાં ડૂબકી મારવાનું અપાર સુખ મને મળશે. અને એ સુખની સરખામણીમાં પશુની હિંસાથી થતું જે પાપ, તે તો થોડું કણિકા જેવું હશે. એટલે જેમાં બહુ વધારે પડતું દુઃખ થવાનું ન હોય અને ઈષ્ટ સ્વર્ગનું સુખ નિર્બાધપણે ઘણું હોય છે. આવું જો જ્ઞાન હોય તો પશુયાગમાં દોષ છે. આવું જાણવા છતાં પણ અગ્નીષોમીય યજ્ઞ કરવા માટે યજમાન પ્રવૃત્તિ કરે છે. આવી સ્થિતિમાં યજ્ઞ સ્વર્ગ આપનારો હોવાથી ઈષ્ટ છે અને તેમાં દોષ થતો હોવાથી તે અનિષ્ટ છે. આવું ઈષ્ટત્વ અને અનિષ્ટત્વ એક સાથે રહે તે ઘટી શકે નહિ. આવી કોઈ શંકા કરે તો તે બરાબર નથી.

કોઈ પણ બાબત ન બની શકે તેવું નથી. જો સામર્થ્ય હોય તો યાગાદિની પ્રવૃત્તિમાં બે ફળ અથવા ત્રણ ફળ પણ સંભવે છે. અને યજ્ઞના ફળમાં તો આ ફળ ગમતું(ઈષ્ટ) છે અને આ ફળ અણગમતું (અનિષ્ટ) છે. આવી જે બાબત છે તે તો પરિણામે પ્રસન્નતા તથા અપ્રસન્નતાને લીધે છે.

ઝેર અને મધ બંને જેમાં મેળવેલા હોય એવું ભોજન જો આરોગવામાં આવે ત્યારે, તેમજ એકલી યુવતિ સ્ત્રી જે ઘરમાં હોય ત્યાં અચાનક પેસવામાં આવે, ત્યારે આવી બાબતોમાં તો સાક્ષાત્ દૃષ્ટવિધિ-અનુભવ જ પરિણામ જણાવે છે. તેમાં કોઈ અદૃષ્ટ વિધિનું પ્રમાણ નથી. અર્થાત્ અદૃષ્ટ બાબતે આવી શંકાઓને કોઈ સ્થાન નથી. જે યુક્તિથી

અનુભવને આધારે એક જ વસ્તુમાં ઈષ્ટ સાધન અને અનિષ્ટ સાધન સિદ્ધ થાય છે તે જ યુક્તિથી અદૃષ્ટ પ્રકારે એકમાં બંને સંભવે છે. આ પ્રમાણે અગ્નીષોમીય પશુનું આલભન (હિંસા) યજ્ઞના પ્રકરણમાં હોવાથી યજ્ઞમાં ઉપકારક છે. છતાં હિંસાનો નિષેધ કર્યો હોવાથી તે પ્રત્યવાય(પાપ) જનક પણ હોઈ શકે છે.

મનુસ્મૃતિમાં કહ્યું છે કે "સ્વયંભૂ બ્રહ્માએ જ પોતે યજ્ઞોને માટે પશુઓની સૃષ્ટિ કરી છે. યજ્ઞ સહુ કોઈનો અભ્યુદય કરે છે. એટલે યજ્ઞમાં કરેલો પશુવધ તે 'અવધ' છે. અર્થાત્ તેને વધ - હિંસા કહેવાય નહિ. (મનુ.૫/૩૯) "જડચેતનાત્મક આ જગતમાં રહેલી અને વેદોમાં કહેલી જે હિંસા છે તેને અહિંસા જાણવી. કારણ કે ધર્મ વેદોના આધારે શોભી રહ્યો છે. ટકી રહ્યો છે."(મનુ.૫/૪૪) આ બંને શ્લોકમાં મનુ મહારાજે યજ્ઞમાં થતી હિંસાને પાપ રહિત ગણી છે. તો પ્રસ્તુત અગ્નીષોમીય પશુહિંસાને પાપરૂપ શા માટે કહો છો ? એટલે કે 'न हिंस्यात्' આ શ્રુતિએ કરેલો હિંસાનો નિષેધ છે તે વેદોક્ત અગ્નિષોમીય સિવાયની રાગથી કરેલી હિંસામાં માનવો એ જ યોગ્ય જણાય છે.

સમાધાન-તમારું કહેવું તે ઠીક જણાતું નથી. યજ્ઞમાં કરેલો પશુવધ તે અવધ છે. આ વાક્યમાં 'અવધ' શબ્દનો અર્થ અભાવ 'તે વધ નથી એવો કરવાનો નથી,' પણ અવધ શબ્દનો અર્થ તેમાં દોષ થોડો છે. એમ કરવો જોઈએ. જેમ કે, 'અનુદરા કન્યા' આ વાક્યમાં પેટ વગરની કન્યા એમ કહેવાનો ભાવ નથી, પણ કન્યાનું પેટ થોડું નાનું છે એવું સમજવાનું છે. જો 'वधोऽवधः' એ વાક્યમાં રહેલા અવધ શબ્દનો અર્થ તે વધ નથી એમ વધનો અભાવ કહેવામાં આવશે. તો घटोऽघटः ની જેમ અર્થ ઘટિત નહિ થાય. માટે ખૂબ જ સુખરૂપ ફળને આપનારા વિશાળ યજ્ઞમાં થતો જે પશુનો વધ છે તે કિંચિત્ માત્ર દુઃખના કણ જેવા ફળને આપનાર છે અને તે નાના એવા પ્રાયશ્ચિતથી પણ તે વધનાં

પાપની શુદ્ધિ થઈ શકે છે. માટે 'वधोऽवधः' વાક્યમાં અવધ શબ્દનો અર્થ 'થોડું પાપ' એમ સમજવાનું છે. એટલે ઉપર્યુક્ત મનુસ્મૃતિનાં વચન 'न हिंस्यात्' શ્રુતિમાં કહેલું સામાન્ય વચન યાગીય પશુવધને પણ પાપ જનક કહે છે, પરંતુ મનુસ્મૃતિના વચન તેથી વિરુદ્ધના નથી.

"ભગવાનની આરાધના માટે તુલસીપત્ર લાવવા વગેરે સિવાયના સ્થળોએ ભૂતપ્રાણીમાત્રની હિંસાને નહિ કરનાર."(છા.ઉ.૮/૧૫/૧) છાંદોગ્યની આ શ્રુતિ પણ વૈધ હિંસાને નિષ્પાપ કહેતી નથી. પરંતુ અવૈધ હિંસાને તજી દેવા રૂપ વ્રત રાખનારના ઈચ્છિત સુખનાં સાધનને જણાવે છે. એટલે યાગાદિકમાં થતી વિધિ પ્રાપ્ત હિંસા પણ પાપ કરનારી છે.

શંકા-ઉપનિષદમાં 'पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति' (છાં.ઉ.૫/૯/૧)અનુક્રમે સ્ત્રીરૂપી અગ્નિમાં હોમેલું જળ જે ભૂત સૂક્ષ્મરૂપ છે, તે પુરુષ એવા વચનથી કહેવાય છે. આ કહ્યા પ્રમાણે જેનાં કર્મ, ફળભોગથી સમાપ્ત થઈ ગયા હોય અને સ્વર્ગમાંથી બહાર ખસી આવ્યો હોય, તેવા જીવને આકાશ, વાયુ, ધુમાડો, વાદળાં મેઘની વૃષ્ટિ અને વ્રીહિ આદિમાં અનુક્રમે ફરીને ભૂમિ ઉપર જે જીવને વ્રીહિ આદિ ભાવરૂપ થવાનું કહ્યું છે, તે યજ્ઞમાં થયેલી હિંસાના પાપથી આચ્છાદિત જીવને કહ્યું છે.

સમાધાન : સ્વર્ગમાંથી પાછા આવેલા જીવને વ્રીહિ આદિના ભાવે થવાનું જે કહ્યું તે પાપને ભોગવવાનું કહ્યું નથી. કારણ કે તે સમયે પાપ બચેલું હોતું જ નથી. જેમ કે 'अग्नीषोमीयं पशुमालभेत्' આ વાક્ય પુણ્યને માટે જ કહ્યું છે, પરંતુ સ્વર્ગથી પુણ્ય ભોગવ્યા પછી પાછા ફરેલા જીવનો અન્ય જીવ જેમાં રહ્યો હોય એવા વ્રીહિ(ડાંગર) આદિમાં કેવળ સંબંધ માત્ર જ કહ્યો છે. અને આવા અભિપ્રાયથી જ મહર્ષિ વ્યાસજીએ સૂત્ર લખ્યું છે કે 'अशुद्धमिति चेत्? न शब्दात्'(બ્ર.સૂ.૩/૧/૨૫) શબ્દથી કહેલ હોવાથી યાગીય હિંસામાં દોષ નથી.

તો વિધિથી કહેલી હિંસાને પ્રત્યવાય(પાપ) રૂપ છે એમ શા માટે કહો છો ? અરે ! આવી શંકા તો જે લોકો વ્યાસમુનિના અભિપ્રાયને સમજતા ન હોય તેઓ જ કરતા હોય છે. આ સૂત્રમાં યાગની અશુદ્ધિ નું ખંડન કર્યું નથી, પરંતુ અશુદ્ધ એવા જીવમાં વ્રીહિ આદિ ભાવનો નિષેધ કર્યો છે. સૂત્રનો અર્થ આવી રીતે કરી શકાય છે કે "વેદોક્ત ઈષ્ટ કર્મ અને બીજા પૂર્તકર્મ કરવાથી જીવ સ્વર્ગલોકમાં જાય છે. ત્યાં તે પોતાના પુણ્યફળને ભોગવીને પાછો મર્ત્યલોકમાં આવે છે, ત્યારે વ્રીહિ આદિનાં નિન્દ્ય જન્મનું કારણ તો સ્વર્ગમાં ભોગવતા બચી ગયેલું અને યાગમાં થયેલું પશુહિંસા આદિ કર્મ હોય છે. ત્યારે તેનો નિષેધ કરતા વ્યાસમુનિ કહે છે કે એમ કહેવું તે પણ ઠીક નથી. તે બધું જ કર્મ પ્રથમ ભોગવાઈ ગયું હોય છે. અને બધાં જ કર્મ અત્યંત ક્ષીણ થઈ જાય છે. 'यावत् संपातमुषित्वा' જ્યાં સુધીમાં જીવ સ્વર્ગ લોકમાં રહીને પાછો આવે છે ત્યાં સુધીમાં બધું જ કર્મ ભોગવી લીધું હોય છે. આવો શબ્દ ત્યાં કહ્યો છે. એટલે કે બધું કર્મ ક્ષીણ થઈ ગયું હોય છે.

કહેવાનો ભાવ એવો છે કે આલભન (પશુહિંસા) રૂપી અંગથી સિદ્ધ થનારો અંગી યાગ જ્યારે ફળ આપે છે. ત્યારે બધા અંગોએ સહિત પોતાનું ફળ આપે છે. સ્વર્ગમાં સુખના અનુભવ વખતે જ વચ્ચે વચ્ચે કાંઈક દુઃખ પણ ભોગવ્યું હોય છે. એટલે સ્વર્ગમાંથી પાછા આવેલા જીવને કર્મફળ ભોગવ્યા પછી બીજું કાંઈ કર્મ ભોગવવાનું બાકી રહેતું જ નથી કે જે વ્રીહિ આદિના ભાવને પામીને ભોગવવું પડે. અન્ય લોકોએ જુદી રીતની વ્યાખ્યા કરી છે તે વ્યાસમુનિના હાર્દથી વિરુદ્ધ છે.

પશુયાગની અશુદ્ધિ વ્યાસમુનિએ યોગભાષ્યમાં સ્પષ્ટ રીતે કહી છે. 'कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम्'(યો.સૂ.૪/૭) યોગીનું કર્મ અશુક્લ, અકૃષ્ણ હોય છે. અર્થાત્ પુણ્ય તથા પાપથી પરે બ્રહ્મસ્થિતિમાં

તેઓ રહે છે. બીજાઓનાં કર્મ તો ૧-શુક્લ-પુણ્યરૂપ, ૨-કૃષ્ણ-પાપરૂપ અને ૩-શુક્લકૃષ્ણ પુણ્ય પાપથી મિશ્ર, આમ ત્રણ પ્રકારના હોય છે.

આ ભાષ્યની વ્યાખ્યા વાચસ્પતિ મિશ્રે કરી છે કે જે શુક્લકૃષ્ણ કર્મો બહારના સાધનોથી કરાતા હોય છે, તેમાં સર્વત્ર એક તો કોઈની પણ પરપીડા રહી હોય છે અને બીજો અનુગ્રહ હોય છે એટલે કે બંને દ્વારા કર્મના આશય ફેલાય છે. તેમાં યજ્ઞને માટે વ્રીહિ (ડાંગર) આદિને તૈયાર કરવાના કર્મમાં પણ પર પીડા થતી નથી એમ નથી. પીડા થાય જ છે. ડાંગરને ખાંડણીયામાં ઓધાવતી(છડતી) વેળાએ પણ કીડી જેવા ઝીણા જંતુઓ પિસાઈ જતાં હોય છે. કાંઈ નહિ તો છેવટે ડાંગર ઉપરની ફોતરી કાઢી નાખીને તેને જમીનમાં ઉગવાને લાયક રહેવા દેવાતી જ નથી ને ! અને બહારનાં સાધનોમાં બીજો અનુગ્રહ આ છે કે જે બ્રાહ્મણ વગેરેને દક્ષિણા અપાતી હોય છે.

વળી તે જ યોગભાષ્યમાં વ્યાસજીએ કહ્યું છે કે ૧-જે કર્મની પરિપક્વતા અચોક્કસ હોય, અદૃષ્ટ-જન્મથી જે જણાતું હોય અને કરેલા એવા અપક્વ કર્માશયનો જેમાં નાશ થતો હોય છે. ૨-પ્રધાન કર્મ જે જ્યોતિષ્ટોમ યાગ તેમાં તે કર્મોનો વિલય થતો હોય છે. અને ૩-ચોક્કસ પરિપાક પામતા કર્મોથી ઢંકાયેલા કર્મો ચિરકાળ પર્યંત જે રહેતા હોય છે.

આમ ત્રણ પ્રકારે કર્મોની ગતિનું નિરૂપણ કરતા વ્યાસજીએ પ્રધાનકર્મમાં વિલીન થનારા કર્મોનો વિચાર કર્યો ત્યારે તેમણે કહ્યું છે કે જેનું નિવારણ થઈ શકતું હોય તે નાનું એવું પણ કર્મ અંદર ભળે છે. તેનું ફળ સહન કરી શકાય તેવું હોય છે અને તે કુશળતા(પુણ્ય)ને વધારે પડતું નુકશાન કરતું નથી. તે અંગે પ્રશ્ન થયો કે એમ શાથી ? ત્યારે તે કહેવાય છે કે મારું કુશળ-પુણ્ય કર્મ ઘણું છે. જે પ્રધાન કર્મમાં તેનો

વિલય થયો છે તે સ્વર્ગમાં ફળ ભોગવતી વખતે થોડું નુકશાન કરશે ! આવું પંચશિખનું વચન પ્રમાણરૂપમાં મૂકીને કર્મ અંગે વિવેચન કર્યું છે.

આ પછી વાચસ્પતિ મિશ્રે તે ભાષ્યની વ્યાખ્યા તત્ત્વવૈશારદીમાં કહ્યું છે કે જ્યોતિષ્ટોમાદિ પ્રધાન કર્મ છે અને અગ્નિષોમીયાદિ કર્મ તેનાં અંગ ભૂત છે. તેમાં અંગભૂત કર્મમાં જે પશુહિંસા આદિ કર્મ થયું હોય તેનું અદૃષ્ટ પ્રધાન કર્મમાં વિલીન થાય છે. પશુહિંસા આદિના કાર્ય બે હોય છે.

૧.જ્યોતિષ્ટોમાદિ પ્રધાન કર્મના અંગ રૂપે વિધાન કર્યું હોવાથી અગ્નીષોમીયાદિ કર્મ તે પ્રધાન કર્મમાં ઉપકારક બને છે. અને ૨.'ન हिंस्यात्' શ્રુતિથી હિંસાનો નિષેધ કર્યો હોવાથી અનર્થ(પાપ)રૂપ થાય છે. તે અનર્થ રૂપ હિંસા પ્રધાનયજ્ઞના અંગરૂપમાં થયેલી હોવાથી તેમાં અપ્રધાનતા છે અને તે પ્રધાન કર્મને તરછોડીને શીઘ્ર ફળ આપી શક્તી નથી. પરંતુ પ્રધાન કર્મનો જ્યારે વિપાક શરૂ થાય ત્યારે તે તેને સહાયરૂપ બનીને રહે છે. પ્રધાન કર્મને સહાય કરવાની સાથે પોતાના કાર્યમાં બીજમાત્રના રૂપમાં જે રહેવું તેને પ્રધાનકર્મમાં વિલીન(આવાપ ગમન) થવું કહેવાય છે.

આ અંગે પંચશિખે કહ્યું છે કે જ્યોતિષ્ટોમથી થયેલા પ્રધાન અપૂર્વ(અદૃષ્ટ)નો હિંસાથી થયેલા અનર્થના કારણભૂત અપૂર્વની સાથે થોડું ઝાઝું પ્રાયશ્ચિત કરીને સંપૂર્ણપણે તેનું નિવારણ કરી શકાય છે. અને જો પ્રમાદને કારણે પ્રાયશ્ચિત ન કર્યું હોય તો પ્રધાનકર્મના વિપાક સમયે તે પણ પકવ થઈ જાય છે. છતાં તે પશુહિંસાથી થયેલું પાપ જે નુકશાન કરે તે સહન કરવું પડે છે અને તે પણ પુષ્કળ પુણ્યના પ્રવાહથી પ્રાપ્ત થયેલા સુખરૂપ અમૃતના મહાહ્રદમાં કુશળ પુરુષ નિમગ્ન રહે છે. છતાં કિંચિત્‌માત્ર પાપથી આવી પડેલી દુઃખની કણિકાને તે કુશળપુરુષે સહન કરવી પડે છે. એટલે તે દુઃખકણિકા કુશળ-અપાર

મહાન પુણ્યવાનને નુકશાન કરવા કે તેનો ક્ષય કરવા સમર્થ થતી નથી. કદાચ તે અંગે પ્રશ્ન થાય કે આવું શાથી છે ? ત્યારે તે પુણ્યાત્મા ઉત્તર આપે છે. 'મારું પુણ્ય કર્મ ઘણું અપાર છે. તે અગ્નિષ્ટોમાદિ પ્રધાનકર્મ તો યજ્ઞમાં દીક્ષા ગ્રહણથી લઈને દક્ષિણા પર્યન્ત આદ્યોપાન્ત સપરિકર વ્યવસ્થિત રહે છે.

યજ્ઞમાં પશુનું જે મારણ થાય છે તે તેને માટે તાત્કાલિક દુઃખરૂપ હોવા છતાં પણ પછીથી તે પશુને પુષ્કળ સુખ પ્રાપ્ત થતું હોવાથી, યજ્ઞમાં થતું પશુનું જે મારણ તેને હિંસા કહેવાય નહિ.

કેટલાકનું એવું માનવું છે કે સ્વર્ગની કામનાથી યજ્ઞમાં જે પશુનો વધ થાય છે તેને હિંસા કહેવાય જ નહિ. પરંતુ તે વધ તો તે પશુને માટે મોટો અનુગ્રહ છે. તે વધથી તો પશુને બકરાં આદિ અત્યંત હીન શરીરમાંથી છૂટકારો મળે છે અને તેને ખૂબ જ સુખમય સ્વર્ગીય દિવ્ય દેહ મળે છે. તે શ્રુતિ વધ્ય પશુને ઉદ્દેશીને કહે છે કે "તારું મરણ થતું નથી, તારો ઘાત પણ થતો નથી. સુગમ સારા માર્ગથી તું દેવોને પામી રહ્યો છે. જ્યાં માત્ર પુણ્યશાળી જ રહે છે, પણ પાપી રહેતા નથી. ત્યાં સ્વર્ગમાં દિવ્ય સૂર્ય તારું ભરણ પોષણ કરે." (મૈ.સં.૧/૨/૧૫, શુ.ય.૨૩/૧૬, તૈ.બ્રા.૩/૭/૨/૧૪) યજ્ઞમાં પશુનો વધ થાય છે તે જેમ કોઈ રોગી મનુષ્યના આરોગ્ય માટે શસ્ત્રક્રિયા કરાય છે તેમ તે પશુનું સંરક્ષણ જ છે. એટલે તે પશુવધમાં પાપને સ્થાન જ મળતું નથી.

તેનો પ્રત્યુત્તર આપવામાં આવે છે કે ઉપર કરેલી શંકા બરાબર નથી. આ શ્રુતિ તો અર્થવાદ પરક (પ્રશંસાને જ કહેનારી) છે. એટલે તેમાં કહેલી વિગત પ્રમાણરૂપ ન માની શકાય. જે જે અર્થવાદરૂપ વાક્ય કહ્યા હોય છે તે તે પ્રસંગની પ્રશંસા કરીને લોકોને તે તે કર્મોમાં પ્રેરણા કરીને સમાપ્ત થાય છે. એટલે 'તારું મરણ થતું નથી' વગેરે ઉપર કહેલા વાક્ય અર્થવાદ છે. તો પ્રશંસા - સ્તુતિ માત્રમાં જ તેનું પ્રયોજન પૂર્ણ

થાય છે. એટલે યજ્ઞને નિમિત્તે પણ જે પશુનો વધ કરવામાં આવે છે તેને સામાન્ય રીતે હિંસા જ કહેવાય. એટલે તે ચોક્કસપણે પાપકારી જ છે. જો હિંસા ચોક્કસપણે પાપરૂપ ગણાતી હોય તો ક્ષત્રિયના ધર્મમાં પ્રતિષ્ઠા પામેલા ધર્મપરાયણ ક્ષત્રિય રાજાઓને યુદ્ધ આદિનો પ્રસંગ રહેતો જ હોય છે અને તેથી તેમને પાપ લાગતું જ રહે છે.

હા, ક્ષત્રિયોને પાપ તો લાગે જ. તેનાથી આપણે શું ગુમાવવાનું છે ? એટલા માટે જ શ્રીકૃષ્ણ ભગવાને ભાગવતમાં મુચુકુંદ રાજાને કહ્યું છે કે "ક્ષત્રિયના ધર્મને આશરેલા એવા તમે મૃગયા વગેરેથી ઘણા જ પ્રાણીઓને માર્યા છે. એટલે મારે આશરે રહીને તમે સાવધાન થઈને તપ કરો અને તપથી પાપોનો નાશ કરો."(ભાગ.૧૦/૫૧/૬૩) આ પ્રમાણે ક્ષત્રિયના ધર્મમાં રહેવાથી ક્ષત્રિયને મૃગયા વગેરે દ્વારા પાપનો સંબંધ રહે છે.

આ રીતે મહાભારતમાં પણ ધર્મપુત્ર યુધિષ્ઠિરને યુદ્ધમાં જ્ઞાતિજનોના વધથી થયેલા પાપનો ભય લાગ્યો છે. વળી તે પાપથી છૂટવા માટે તેમને પ્રાયશ્ચિતનો ઉપદેશ થયો છે અને તેમણે પ્રાયશ્ચિત પણ કર્યું છે. ત્યાં યુધિષ્ઠિર કહે છે કે "જે વધ કરવાને લાયક ન હતા તેવાનો વધ કરીને અમે દુનિયામાં નિંદાને પાત્ર થયા છીએ. રાજ્ય મેળવવા માટે ન મારવા યોગ્ય ઘણા પુરુષોને પણ મારી નાખ્યા છે. (મ.ભા.શાં.રા.૭/૩૪) "હે બ્રહ્મન્ ! તે બધાં પાપમય કર્મ મને બાળી રહ્યા છે અને પકાવી તપાવી રહ્યા છે. "રાજ્યના લોભી અને ગુરુજનોનો નાશ કરનારા મેં પાપીએ ઘણું પાપ કર્યું છે." (મ.ભા.શાં.રા.૨૭/૧૩) "યુદ્ધમાં ક્યારેય પાછા ન હઠે અને અત્યંત ઉગ્ર એવા મોટાભાઈ કર્ણને મેં મરાવી નાખ્યા. એટલે મારાથી વધુ મોટો પાપી કોણ ? અમારા પુત્રો, પૌત્રો, ભાઈઓ અને જે પિતા કહેવાતા હોય એવા સસરા વગેરે ગુરુજનો, મામાઓ, પિતામહો, અન્ય ક્ષત્રિય મહાત્માઓ, સંબંધીઓ અને મિત્રો, આ બધા

યુદ્ધમાં હણાઈ ગયા છે. આવું પાપ કરવાથી અમે ઊંધે માથે નરકમાં પડશું. હે સજ્જનશ્રેષ્ઠ ! હવે અમે ઉગ્ર તપ કરીને અમારા દેહનો નાશ કરશું."(મ.ભા.શાં.રા.૨૭/૧૯, ૩૩/૧-૩) "હે અરિન્દમ ! પિતામહ ભીષ્મને તથા યુદ્ધમાં પાછા નહિ પડનારા વાઘ જેવા પુરુષ કર્ણને જે કર્મથી મેં મરાવ્યા છે. તેથી હું ક્યાંય શાંતિ સુખને જોઈ શક્યો નથી. માટે આ ક્રૂર કર્મના પાપથી હું જે રીતે છૂટું તે ઉપાય મને બતાવો." (મ.ભા.આ.૨/૧૨)

વળી તે સમયે વ્યાસજીએ પણ એવો ઉપદેશ કર્યો હતો કે 'હે ભારત ! સાંભળો, પૂરી દક્ષિણા આપીને તમે વિધિપૂર્વક અશ્વમેધ યજ્ઞથી પરમાત્માની આરાધના કરો કે જેનાથી તમે નિશ્ચિત શુદ્ધ થઈ જશો. એમાં કાંઈ સંદેહ નથી.'(મ.ભા.આ.૭૧/૧૬)

બીજી બાજુ હિંસામય યજ્ઞની નિંદા કરી હોય એવું પણ જણાય છે. જેમ કે "કોઈ વ્યવસ્થિત ધર્મમર્યાદા ન હોય, મોહથી ઘેરાયેલા અને સંશયથી ભરેલા એવા નાસ્તિક લોકોએ છાની રીતે યજ્ઞમાં પશુની હિંસા કરવાનું કહ્યું છે, પરંતુ ધર્માત્મા મનુ મહારાજે તો બધા જ સત્કર્મોમાં અહિંસાને જ મુખ્ય કહી છે."(મ.ભા.શા.મો.૨૬૬/૪)

વળી તે રીતે જ મહાભારતમાં પિતા તથા પુત્રનો એક સંવાદ છે. તેમાં કહ્યું છે કે "હે તાત ! આ જન્મમાં તથા વીતેલા બીજા અનેક જન્મોમાં આવું યજ્ઞાદિ કર્મ વારંવાર ઘણું કર્યું છે. ઋગ્ યજુઃ અને સામ સંબંધી જે ધર્મ છે તે અધર્મથી ભરેલો છે તે મને ઠીક જણાતો નથી." મોક્ષધર્મમાં પણ કહ્યું છે કે "મારા જેવો સમજુ માણસ નાશવંત આવા હિંસામય યજ્ઞોથી પિશાચોની જેમ અભિચાર કર્મ કરે તે શું યોગ્ય છે? (મ.ભા.શા.મો.૨૭૭/૩૨ તથા ૧૭૫/૩૩)

સત્યનામના કોઈ એક તપસ્વી ઉંછ(કણ વીણી ખાવા રૂપ) વૃત્તિથી જીવન વિતાવતા હતા. તે વનમાં થતાં શ્યામાક(સામો) જેવા

અન્ન કણોથી ચરુ બનાવીને યજ્ઞ કરવા તૈયાર થયા. ત્યારે સાક્ષાત્ ધર્મ હરણનાં રૂપમાં ત્યાં આવ્યા અને તે તપસ્વીને પ્રલોભન આપ્યું. પછી તેની પાસે હિંસામય યજ્ઞ કરાવ્યા, તેથી તે તપસ્વીના તપનો નાશ કરાવ્યો હતો. તે કહ્યું છે કે 'હરણની હિંસા કરીને તે તપસ્વી મહાત્માએ હિંસામય યજ્ઞ કર્યો અને તેના પ્રભાવથી તે તપસ્વીનું મહાન તપ નષ્ટ થયું હતું.'(મ.ભા.શાં.૨૭૩/૧૮)

પુરાણોમાં એક કથા છે કે કોઈ સમયે દેવોને અને ઋષિઓને વિવાદ થયો કે યજ્ઞ વ્રીહિ(ડાંગર) આદિ ધાન્યથી કરવો કે છાગ(બકરા) થી કરવો. તે સમયે તે ધાર્મિક ક્રિયાનો નિર્ણય કરવા. ઉપરિચરવસુ નામે રાજાને નક્કી કર્યા. પછી તે વિવાદમાં રાજાએ દેવતાઓના પક્ષપાતથી કહ્યું કે યજ્ઞ છાગ(બકરા)થી કરવો. તે પક્ષપાત ભર્યું રાજાનું વચન સાંભળીને ઋષિઓએ રાજાને શાપ દીધો, તેથી તે ભૂગર્ભમાં પેસી ગયો હતો. તે કહ્યું છે કે "વસુ રાજાએ દેવોનો મત જાણ્યો, પછી તેનો પક્ષ લઈને કહ્યું કે યજ્ઞ છાગ(બકરા)થી કરવો.(મ.ભા.શા.મો.૩૩૮/૧૩) આ સંદર્ભમાં જ કહ્યું છે કે "યજ્ઞોમાં અન્નકણથી હવન કરવો." આવી વેદોમાં શ્રુતિ છે. 'અજથી યજ્ઞ કરવાનું જો વચન હોય તો બીજોનું નામ જ અન્નકણ અજ છે. માટે અજ શબ્દને લીધે બકરાને મારવા તે યોગ્ય નથી.'(મ.ભા.મો.૩૩૮/૪)

આ શ્લોકની વ્યાખ્યા કરી ત્યારે શ્રીનીલકંઠ નામના પંડિતે ત્યાં શ્રુતિ મૂકી છે કે "તે પશુઓના ઉપયોગમાં અજ(બકરો) રહ્યો. તેમણે તે અજની હિંસા કરી. તે હિંસા કરેલા અજમાંથી જે અંશનું ઊર્ધ્વગમન થયું. તે એમાં પ્રવેશી તેથી તે મેધ્ય(શુદ્ધ) થઈ. પછી જેમાંથી મેધ્યભાગની ઊર્ધ્વગતિ થઈ હતી તે ભાગને તજી દીધો. પછી તે તજેલો ભાગ શરભરૂપ થયો. પછી જેમાંથી શુદ્ધિ નીકળી ગઈ હતી એવા પશુઓને શુદ્ધિરહિત કહ્યા. તેથી તે પશુઓનું અશુદ્ધ માંસ ખાવું નહિ, પણ તેનો

જે શુદ્ધ ભાગ તે હવ્યમાં અનુસરતો રહ્યો, તે વ્રીહિરૂપ થયો.(ઐ.બ્રા. પંચિ.૨/૬/૮) ઉપર કહ્યા મુજબ છાગ(બકરાં) આદિ પશુઓ અશુદ્ધ હોવાથી તે યજ્ઞોને યોગ્ય નથી. આમ આ શ્રુતિ પ્રમાણ રૂપમાં કહી છે.

બીજું મહાભારતમાં તુલાધાર અને જાજલિ તપસ્વીનો સંવાદ કહ્યો છે. ત્યાં વચન છે કે "બ્રાહ્મણરૂપ યજ્ઞને હું પ્રણામ કરું છું. જે બ્રાહ્મણ લોકો યજ્ઞને સમજે છે, છતાં તેઓ પોતાના બ્રહ્મયજ્ઞને તજી દઈને ક્ષત્રિયોના અધિકારમાં આવતા યજ્ઞોને આશર્યા છે. હે બ્રહ્મન્ ! વેદોમાં વિચારવા લાયક અંશોને સમજ્યા વિના ધનપરાયણ અને લોભી નાસ્તિકોએ જેમાં સત્યનો માત્ર આભાસ જ થયો હોય એવું અસત્ય જ આ યજ્ઞોમાં પ્રવર્તાવ્યું છે.(મ.ભા.શા.મો.૨૬૪/૫) ઉપર કહેલા વચનોથી હિંસામય યજ્ઞની ઘણી બધી નિંદા કરી છે. ગાયના દૂધ દહીં અને ઘીની વિશેષરૂપમાં પૂર્ણ આહુતિથી અને પુરોડાશથી યજ્ઞ કરવા જોઈએ. આ દર્શાવેલા ઘી આદિથી થતા પશુઓના પુરોડાશ જ મેધ્ય(શુદ્ધ) ગણાય છે."(મ.ભા.શા.મો.૨૬૪/૩૮) અને ઉપર બતાવેલા પ્રમાણ વચનોથી શ્રુતિનો અર્થ પણ પુષ્ટ થાય છે. તે મૂળભૂત શ્રુતિ "જે પુરોડાશથી યજ્ઞ કરે છે તે બધા પશુઓના પવિત્ર સાર ભાગથી યજન કરે છે.(ઐ.બ્રા.પં.૨/૬/૯)

આ રીતે ભાષ્યકાર શ્રીરઘુવીરાચાર્યજીએ શ્રુતિને મૂળમાં લાવીને પૂર્વોક્ત બધી જ સ્મૃતિઓની પ્રામાણિકતાને સ્મૃત્યધિકરણ ન્યાયથી સુદઢ કરી છે. ઉપર મુજબ યજ્ઞમાં પણ પ્રાણીઓની હિંસા અનર્થ ગણાશે. એટલા માટે યજ્ઞમાં પણ પશુહિંસા ન કરવી. આવા અભિપ્રાયથી જ ભગવાન સ્વામિનારાયણે 'देवतापितृयागार्थम्' એવું વાક્ય કહ્યું છે. ભાષ્યના પ્રારંભમાં 'यो हन्त्यविधिना'(યાજ્ઞ.સ્મૃતિ ૧/૧૮૦) આવું યાજ્ઞવલ્ક્યનું જે વચન કહ્યું છે, તે તો યજ્ઞ સિવાય બીજી જગ્યાએ રાગથી હિંસા કરનારાને વધારે અનર્થ થાય છે. તેમ કહ્યું છે, પણ યજ્ઞમાં પાપ થતું નથી એમ કહ્યું નથી.

વેદોને સર્વશ્રેષ્ઠ પ્રમાણ માનનારા મીમાંસકો કહે છે કે ‘આ શ્રુતિ હિંસાત્વરૂપ સામાન્ય હેતુથી યાગીય હિંસાને અનર્થરૂપ કહે છે, એવો જે સાંખ્યમત તે યોગ્ય નથી. ‘न हिंस्यात्’ આ સાધારણ શ્રુતિ છે તે સર્વ સાધારણ હિંસા, જે યાગીય હિંસા તેની પણ અનર્થતાને કહે છે. સાંખ્યમતમાં વિધિ અને નિષેધ કરનારી બંને શ્રુતિઓ અર્થભેદ હોવાથી પરસ્પર વિરોધ નથી. એટલે ઉત્સર્ગાપવાદ ન્યાયની પણ ત્યાં આવશ્યકતા નથી.

તેઓ કહે છે કે ‘न हिंस्यात्’ આ નિષેધ કરનાર શ્રુતિ વચન જો ‘अग्नीषोमीयं पशुमालभेत’ શ્રુતિથી કહેલી હિંસાને પણ પોતાના નિષેધમાં લઈ લે તો તે યાગીય હિંસા પણ પાપજનક (પ્રત્યવાયાવહ) માનવામાં આવશે પણ એવી સ્થિતિ અહીંયા નથી. બંને શ્રુતિ વાક્યોના વિષય ભિન્ન ભિન્ન છે. ક્રતુ પ્રકરણમાં કરાતો નિષેધ ક્રત્વર્થ નિષેધ કહેવાય, ક્રતુ પ્રકરણથી બહારનો રાગથી પ્રાપ્ત થતો નિષેધ પુરુષાર્થ નિષેધ કહેવાય છે. ‘न हिंस्यात्’ આ નિષેધ ક્રતુ પ્રકરણથી બહારનો હોવાથી તે પુરુષાર્થ નિષેધ કહેવાય છે. ‘अग्नीषोमीयं पशुमालभेत’ આ શ્રુતિ જ્યોતિષ્ટોમના પ્રકરણમાં છે. એટલા માટે ક્રત્વર્થ હિંસા વિહિત છે અને પુરુષાર્થ હિંસા નિષિદ્ધ છે.

આથી તે ક્રત્વર્થ વિહિત “अग्नीषोमीयं” હિંસાથી અન્ય સ્થળોમાં પાપજનક થશે. ‘न हिंस्यात्’ આ શ્રુતિ પુરુષાર્થ હિંસાનો જ નિષેધ કરે એ બાબત કઈ રીતે સમજાય ?

આ પ્રશ્નનો ઉત્તર મીમાંસકો કહેલા મતથી આપે છે. શ્રુતિમાં જેનો ઉપદેશ યાગીય પ્રકરણમાં કરવામાં આવ્યો હોય તે યાગનું અંગ હોવાથી ક્રત્વર્થ કહેવાય છે અને જે કોઈ યાગીય પ્રકરણમાં ઉપદિષ્ટ ન હોય તેને અનારભ્યાધીત કહેવાય છે. માટે ‘न हिंस्यात्’ આ નિષેધ અનારભ્યાધીત (કોઈ પણ પ્રકરણનો આરંભ કર્યા સિવાય કહ્યો હોવાથી

અનારભ્યાધીત) વાક્ય હોવાથી પુરુષાર્થ છે અને નિષેધ કરાતી હિંસા પણ પુરુષાર્થ છે. ત્યાં શંકા કરવામાં આવે છે કે નિષેધ પુરુષાર્થ હોઈ શકે છે પણ નિષેધ્યા હિંસા પુરુષાર્થ છે ક્રત્વર્થ નથી એમાં પ્રમાણ શું છે ? 'न हिंस्यात्' આ નિષેધનો સર્વ સામાન્ય નિર્દેશ કર્યો છે. જેને ઉદ્દેશીને નિષેધ કહેવામાં આવ્યો હોય તેનો જ નિષેધ થાય, આવો નિષેધ હોવાથી નિષેધ પુરુષાર્થનો કર્યો હોવાથી નિષેધ કરાતી હિંસા પણ પુરુષાર્થ જ હોવી જોઈએ. એમ કહી શકાશે નહિ. તમે જે કહો છો તેવા નિયમમાં કોઈ પ્રમાણ મળતું નથી. તેથી 'न हिंस्यात्'થી કરાતો નિષેધ અગ્નીષોમીય હિંસાને પણ લાગુ પડશે. તેથી કહી શકાય છે કે 'न हिंस्यात्' શ્રુતિથી જે હિંસાનો નિષેધ કરાય છે તે ક્રત્વર્થ અને પુરુષાર્થ બંનેને લાગુ પડે છે. ઉક્ત નિયમમાં પ્રમાણાભાવની સાથે તે બાધક પણ છે.

એમ કહેવાય છે કે 'दीक्षितो न ददाति न जुहोति' યજમાન જ્યારે જ્યોતિષ્ટોમ યાગમાં દીક્ષિત થાય છે ત્યારે તેને દાન હોમ અને પાક કરવાનો નિષેધ હોય છે. 'दीक्षितो न ददाति न जुहोति न पचति' આ નિષેધ ક્રત્વર્થમાં છે, તેમ માનશું તો વિકલ્પ સ્વીકારવો પડે. માટે પુરુષાર્થના રૂપમાં પ્રાપ્ત દાન આદિનો પ્રતિષેધ સ્વીકાર્યો છે. જ્યોતિષ્ટોમના પ્રકરણમાં નિષેધ હોવાથી નિષેધ ક્રત્વર્થ થયો. પરંતુ નિષેધ્ય દાન આદિ તો પુરુષાર્થ ગણાય છે.' 'फलोद्देशेन विहितत्त्वं पुरुषार्थत्वम्' જે સ્વર્ગ આદિના ફળની ઈચ્છાથી વિહિત હોય છે તેને પુરુષાર્થ કહેવાય છે. દાન હોમ આદિ ફળને માટે થતાં હોવાથી પુરુષાર્થ જ માનવા પડશે. આ રીતે નિષેધનો વિષય દાન આદિ પુરુષાર્થ છે અને નિષેધ ક્રત્વર્થ છે એટલે જેને માટે નિષેધ હોય તેને માટે જ નિષેધ્ય હોય છે. એ નિયમમાં વ્યભિચાર દોષ આવ્યો.

'न हिंस्यात्' આ શ્રુતિમાં 'कर्त्तरिकृत्' થી કર્તામાં અનુવૃત્તિ માનીને

'लः कर्मणि च भावे' સૂત્રના અનુરોધથી વૈયાકરણ આખ્યાત લિઙ્નો અર્થ કર્તા માને છે, એટલે કર્તા અર્થવાળા આખ્યાત પ્રત્યયથી હિંસા પણ કર્તામાં રહી હોય તેમ જણાય છે. તેથી નિષેધ્ય હિંસા પણ પુરુષાર્થ સિદ્ધ થઈ રહી છે. આવી જ્યારે શંકા કરવામાં આવે છે ત્યારે કહે છે કે 'कर्तृनिष्ठतायाः शब्दाप्रतीतेः' હિંસા કર્તૃગામિની છે પણ ક્રતુગામિની નથી. આ વાત શબ્દથી સમજી શકાતી નથી. કારણ કે આખ્યાત પ્રત્યયથી કેવળ વ્યાપારનો જ બોધ થાય છે. કારણ કે તેની શક્તિ આર્થી ભાવનામાં છે. આખ્યાતની શક્તિ કર્તા અર્થમાં નહિ હોવાથી તેનાથી કર્તા પુરુષનો બોધ થતો નથી.

એ બાબતને આગળ કહે છે 'कर्तुः पुरुषस्याऽबोधनात्' આખ્યાત પ્રત્યયથી કર્તાપુરુષનો બોધ થતો નથી. કર્તા પુરુષનો બોધ તો લક્ષણાથી જ થઈ જાય છે. તેમાં પ્રમાણને માટે અભિયુક્તના વચનને પ્રસ્તુત કરે છે. 'अत एव दर्शपूर्णमासयोः' એટલે દર્શપૂર્ણમાસ યાગના પ્રકરણમાં 'नानृतं वदेत्' અસત્ય બોલવાનો નિષેધ પુરુષાર્થ નથી. પરંતુ ક્રત્વર્થ છે જેનાં સમર્થનમાં સૂત્રાર્થ વિવરણના સમયે પૂર્વ મીમાંસાના ભાષ્યકાર શબર સ્વામીએ આક્ષેપ સાથે સમાધાન પ્રસ્તુત કર્યું છે. 'आह गृह्णीम' (પૂર્વ મીમાંસા ૩/૪/૧૩)માં 'विधिर्वा संयोगान्तरात्' 'नानृतं वदेत्' આ વાક્ય પુરુષાર્થ નિષેધથી અલગ છે. એટલે તે અનુવાદ નથી પરંતુ વિધિવાક્ય છે. તેની સાથે પુરુષનો સંબંધ છે આથી 'અસત્ય ન બોલવું' એ પુરુષનો ધર્મ છે. આવી આશંકા થાય ત્યારે ત્યાં ભાષ્યની પંક્તિ મૂકી છે.

'आह गृह्णीम एतद् विधिरिति' 'नानृतं वदेत्' આ વાક્ય અનુવાદ નથી. પરંતુ 'અસત્ય ન બોલવું' અનૃતવદન નિષેધનો વિધિ છે. તે બાબતે સ્વીકારીએ છીએ. શા માટે ? તો અહીંયા કર્તા અર્થવાળા આખ્યાત પ્રત્યયથી પુરુષ પ્રયત્ન કહ્યો છે. આ આક્ષેપના પછી ત્યાં સમાધાન ભાષ્યમાં કહ્યું છે કે લાદેશ જેટલા પણ આખ્યાત પ્રત્યય છે ત્યાં

વ્યાપાર માત્ર (ક્રિયાનું અનુષ્ઠાન) કહેલ છે. કોઈ કર્તા આદિ કારકને કહેલ નથી. એટલા માટે હિંસાની કતૃનિષ્ઠતા शब्दतः बोधित (શાબ્દી) મનાશે નહિ. અહીંયા એ પણ ધ્યાન રાખવું જોઈએ કે આખ્યાતાર્થ ભાવના છે પણ કર્તા નથી. આવો મીમાંસકોનો જે સિદ્ધાંત છે તેમાં આ ભાષ્ય જ મૂળ છે.

સાંખ્યમતાવલંબી પોતાના મતને ફરીને કહે છે જો એમ માનવામાં આવે કે આખ્યાત પ્રત્યયથી કર્તાની જ પ્રતીતિ થાય છે. જેનાથી હિંસા પણ કતૃનિષ્ઠ જણાશે. છતાં પણ તે હિંસા ક્રત્વર્થતામાંથી વળીને કેવળ પુરુષાર્થ કઈ રીતે થશે ? 'न हिंस्यात्' આ શ્રુતિનો નિષેધ અગ્નીષોમીય હિંસાને સ્પર્શ્યા વિના જ તે સિવાયના રાગથી કરાતી પુરુષાર્થ હિંસાને જ પોતાનો વિષય બનાવે છે. તે વાત કઈ રીતે સિદ્ધ થશે ? પુરુષાર્થનું લક્ષણ જો 'कर्तुरिच्छाविषयसाधनत्वम्' કરવામાં આવે તો હિંસાના કર્તૃનિષ્ઠત્વના જ્ઞાનથી હિંસા પુરુષાર્થ સિદ્ધ થશે. કારણ કે તેમાં કર્તાની ઈચ્છાનો વિષય જે રાગ આદિ છે તેનું તે સાધન છે. 'कर्तुरिच्छाविषयसाधनत्वम्' પુરુષાર્થનું લક્ષણ કર્યા સિવાય ક્રતુથી થતાં પરમ અપૂર્વની ઈચ્છાને આધીન ન હોય તેવી ઈચ્છાના વિષયના સાધન થવું. આવું પુરુષાર્થનું લક્ષણ બને. સ્વર્ગ આદિ ફળને ઉપજાવે અને યજમાનના આત્મામાં રહેલ શક્તિ વિશેષ રૂપ અપૂર્વને પરમાપૂર્વ કહેવાય છે. જે પ્રધાન યાગથી ઊપજે છે અને તેમાં અનેક અવાન્તર અપૂર્વ સહાયક હોય છે. ક્રતુજન્ય આ પરમાપૂર્વની ઈચ્છાને આધીન ન રહે તેવી જે સ્વતંત્ર ઈચ્છા છે તે ઈચ્છાના વિષયના રૂપમાં રહેલું જે અભીષ્ટ સુખ છે, તેના સાધનને ખરેખર પુરુષાર્થ કહેવાય છે. આ પ્રકારનું પુરુષાર્થત્વ આખ્યાત પ્રત્યય દ્વારા કેવળ કર્તૃનિષ્ઠતા જ્ઞાનથી કઈ રીતે નિશ્ચિત થાય ? 'कथं प्रतीयेत' જો કર્તૃનિષ્ઠત્વની વ્યાપ્તિ, કહ્યું તે રીતે પુરુષાર્થત્વથી થાય તો હિંસા પુરુષાર્થ છે. એ વાત સિદ્ધ

થઈ જાય. પરંતુ તેવી સ્થિતિ નથી, શાથી ? હિંસાની કર્તૃનિષ્ઠતા જેમ પુરુષાર્થ છે તેમ ક્રત્વર્થ પણ છે. તેથી હિંસાના નિષેધને કારણે પુરુષાર્થ હિંસા જ નિશ્ચિત થાય છે. ક્રત્વર્થ હિંસા નિષિદ્ધ થાતી નથી. આવો નિયમ થવો સંભવ જ નથી.

ઉપરના આક્ષેપનું સમાધાન કરતા મીમાંસક કહે છે. કોઈ વસ્તુનો નિષેધ ત્યારે કરાતો હોય છે કે જ્યારે તેને તેમાં રાગ(આસક્તિ) થયો હોય છે. જેને રાગ થયો હોય તેને તે વિષયથી (નિષેધ દ્વારા) ઉદાસીન કરાતો હોય છે. એટલે લોકમાં કેવલ ઈષ્ટ સાધનતાના રૂપમાં પ્રાપ્ત થયેલી હિંસાનો નિષેધ 'न हिंस्यात्' ઈત્યાદિ વાક્ય કરે છે. એટલે એ સિદ્ધાંત માનવો જોઈએ કે જે રીતે હિંસામાં આસક્તિ થઈ હોય તે રીતે જ તેનો નિષેધ થવો જોઈએ. 'न हिंस्यात्' આ વાક્યથી રાગ પ્રાપ્ત પુરુષાર્થ હિંસાનો જ નિષેધ થાય છે પણ ક્રત્વર્થ હિંસાનો નિષેધ થતો નથી. તેથી વિરુદ્ધ કદાચ એમ કહેવામાં આવે કે હિંસાત્વ સામાન્યનો જ નિષેધ 'न हिंस्यात्' શ્રુતિથી થતો હોવાથી તેનો વિષય ક્રત્વર્થ અને પુરુષાર્થ એ બંને પ્રકારની હિંસા છે, પણ આવી શંકા ન કરવી જોઈએ.

પછી તેના પ્રત્યુત્તરમાં મીમાંસક કહે છે કે 'ઘડામાં પાણી ભરીને લાવો' આવું કહ્યું ત્યારે પાણી લાવનારો પુરુષ કાણા(છિદ્ર) વગરના ઘડામાં પાણી લાવે છે તેને 'ઘડામાં કાણું ન હોય તેમાં લાવજો' એમ કહેવું પડતું નથી. તેમજ ચાલું પ્રકરણમાં પણ 'न हिंस्यात्' આ શ્રુતિ કેવળ રાગથી કરાતી પુરુષાર્થ હિંસાનો જ નિષેધ કરે છે, પણ ક્રત્વર્થ હિંસાનો નિષેધ કરતી નથી. આ રીતે ઘડામાં પાણી ભરી લાવવાના ઉદાહરણથી ઉત્સર્ગાપવાદનો નિયમ લાગું કરીને યાગીય પશુહિંસાને તે ન્યાય સ્પર્શતો નથી, એમ કહ્યું છે. આ પ્રમાણે 'न हिंस्यात्' આ શ્રુતિ પુરુષાર્થ હિંસાનો જ નિષેધ કરે છે, પણ યાગીય હિંસાનો નહિ. તેનું સમર્થન કરવા (व्याप्यधर्मावच्छिन्नविधायक वाक्य) અપવાદ વાક્યના

પ્રામાણ્યથી (व्यापकधर्मावच्छिन्ननिषेधवाक्य) ઉત્સર્ગવાક્યનો અર્થ સંકોચ કરવા માટે ઉત્સર્ગાપવાદન્યાયને સ્વીકારવાનો આગ્રહ રાખે છે.

અગ્નિહોત્ર પ્રકરણમાં 'वत्सम् आलभेत्' આ શ્રુતિમાં આલભેતનો અર્થ સ્પર્શ કર્યો છે. તેની જ માફક 'अग्नीषोमीयं पशुमालभेत' આ શ્રુતિમાં પણ 'आलभेत' પદનો અર્થ સ્પર્શ કરવો તેમ વિધિ કહે છે. કારણ કે 'आङ्' પૂર્વકના 'लभ्' ધાતુનો અર્થ 'સ્પર્શ' કરવો તેમ કહે છે. 'आलभते' નો અર્થ 'કાપવું' (વિશિસન) એવો તો 'हृदयस्याग्रेऽवद्यति' 'अथ जिह्वायाः' એ વાક્યમાં અવદાન(કાપવું) એવો શબ્દ હોવાથી થતો જણાય છે. ખરેખર તો 'अग्नीषोमीयं पशुमालभेत' આ શ્રુતિમાં પશુદ્રવ્યક યાગનો જ વિધિ છે. યાગમાં 'आलभ्' નો અર્થ વિશસન(કાપવું) એમ જે કરવો તે તો લક્ષણા છે. આ બાબત પૂર્વમીમાંસા દ્વિતીય અધ્યાય દ્વિતીય પાદના પશુસોમાપૂર્વાધિકરણમાં ચર્ચી છે.

ત્યાં 'हृदयस्याऽग्रेऽवद्यति' 'अथ जिह्ववायाः' ઈત્યાદિ વાક્યોથી યાગનું વિધાન માનીને 'अग्नीषोमीयं पशुमालभेत' વાક્યથી કહેલા યાગોનો સમુદાયાનુવાદ પૂર્વપક્ષમાં સ્વીકાર્યો છે. તેમ જ સિદ્ધાંત પક્ષમાં 'अग्नीषोमीयं पशुमालभेत' આ વાક્યથી અપૂર્વયાગનો સ્વીકાર કરીને હૃદયાદિ વાક્યોથી માત્ર અવદાન સંસ્કારનું વિધાન ગ્રહણ કરાય છે. આવું માનવાથી અનેક અદૃષ્ટોની કલ્પના તથા अवद्यति અવદાનની યાગના અર્થમાં લક્ષણા માનવી નહિ પડે.

આ બાબતના રહસ્યને શાબર ભાષ્યમાં 'यदि चापूर्वौ यागौ विधेयेते' ઈત્યાદિ વચનોથી પૂર્વપક્ષમાં અપૂર્વ યાગનું વિધાન માનવાથી દોષ દર્શાવ્યો છે અને સિદ્ધાંત પક્ષમાં પશુદ્રવ્યક યાગના વિધાનનું સમર્થન કરાયું છે. સિદ્ધાંતગ્રંથમાં 'शृंगिणि, पुच्छवति, लोमशे, चतुष्पदि, द्रव्यविशेषे पशुशब्दमाकृतिवचनमुपचरन्ति न चैवमाकृतिकद्रव्याः प्रकृता यागा विद्यन्ते येषामिमावनुवदितारौ भवेयाताम्' અહીંયા શાબર ભાષ્યનો અભિપ્રાય એવો

છે કે શૃંગ, પૂંછ, રૂંવાડાં આદિ જેમાં હોય, એવી વસ્તુવિશેષને પશુ શબ્દ ઔપચારિક રીતે લક્ષણાથી જણાવે છે, પશુ શબ્દ જાતિ વાચક છે વ્યક્તિવાચક નથી. ઉપર જણાવેલી આકૃતિવાળું દ્રવ્ય જેમાં હોય એવા યાગનું અસ્તિત્ત્વ નથી કે જેનાથી અપૂર્વકર્મનું વિધાન કરવામાં આવે.

આ રીતે જ પૂર્વમીમાંસાના દસમાં અધ્યાયના સાતમાં પાદમાં 'अग्नीषोमीयं पशुमालभेत' આ શ્રુતિ અંગે કહેવાયું છે કે આમાં કહેલ તે સંપૂર્ણ પશુ એક હવિષ છે કે તેનાં પ્રત્યેક અંગ અલગ રીતે હવિષ છે ? આવો સંશય લાવીને પ્રત્યેક અંગરૂપ હવિષ્ ભિન્ન છે. આવું સમર્થન કરનારા પ્રથમ અધિકરણમાં તે બધું જણાવ્યું છે. ત્યાં પૂર્વપક્ષના સૂત્રમાં પશુના જ હવિષપણાના સમર્થનમાં અગ્નિ અને સોમદેવના પ્રત્યે સમસ્તપશુ દ્રવ્ય છે. એમ 'अग्नीषोमीयं पशुमालभेत' સૂચકપણે કરીને વર્ણવ્યું છે. સિદ્ધાંત પ્રતિપાદક ભાષ્ય ગ્રંથમાં એ કહ્યું છે કે આ બધો જ ઉપદેશ અંગોને હવિષના રૂપમાં સ્વીકારાશે તો પરંપરાથી સિદ્ધ થશે. એટલે હૃદયાદિ અંગોને જ હવિષના રૂપમાં માનવું પડશે તથા પશુ તેનું પ્રકૃતિ દ્રવ્ય થશે. તેથી 'अग्नीषोमीयं पशुमालभेत' વાક્યને યાગ વિધાયક નહિ માનીને પશુહનનનું વિધાયક સ્વીકારાશે તો પૂર્વોક્ત સૂત્ર તથા ભાષ્યની અસંગતિ થશે. તેથી 'अग्नीषोमीयं पशुमालभेत' પશુ દ્રવ્યવાળા યાગનું વિધાન હોવાથી તથા હિંસાનું વિધાન નહિ હોવાથી અહીં ઉત્સર્ગાપવાદ લાગુ પડશે નહિ. જો વિશેષ વિધિ (અપવાદ) રહેશે તો સામાન્ય નિષેધના અર્થમાં સંકોચની જરૂર રહેશે, જેથી તે બંને વાક્યના પ્રામાણ્યની રક્ષા થાય.

'સાંખ્યના વિચારક અહીં કહે છે કે ઈષ્ટસાધનતા વિધ્યર્થ છે અને અનિષ્ટસાધનતા નિષેધાર્થ છે. આ પ્રકરણમાં બંનેનો અર્થ ભિન્ન હોવાથી, એકમાં વિરોધ નહિ હોવાથી 'अग्नीषोमीयं पशुमालभेत' અને 'न हिंस्यात् सर्वाभूतानि' આ બંને વિધિ નિષેધ વાક્યોનો પરસ્પર વિરોધ

નથી. આવું કહીને જે લોકો બંને વાક્યોનો સમન્વય કરે છે તે બિલકુલ અયોગ્ય છે. તો આ પ્રમાણે ઉત્સર્ગ અપવાદ ન્યાય ન લાવીએ તો પણ ક્રતુના અંગરૂપ હિંસાનો નિષેધ થતો નથી.

સાંખ્યમત એમ માને છે કે ઈષ્ટ સાધનતા વિધ્યર્થ છે અને અનિષ્ટ સાધનતા નિષેધનો અર્થ છે. આમ ઈષ્ટ અને અનિષ્ટ બંને અર્થ ભિન્ન હોવાથી એકમાં વિરોધ નહિ હોવાને લીધે 'અગ્નીષોમીયં પશુમાલભેત' તથા 'ન હિંસ્યાત્ સર્વાભૂતાનિ' આ બંને વિધિ નિષેધ વાક્યોનો પરસ્પર વિરોધ નથી. આમ કહીને તેઓ બંનેનો સમન્વય કરે છે. પણ તેમાં મીમાંસકો કહે છે કે તે સમન્વય બિલકુલ અયોગ્ય છે. 'कलंजं न भक्षयेत्' 'कलंजं भक्षयेत्' આ બંને પરસ્પર વિરુદ્ધ વાક્ય પ્રમાણરૂપ થઈ જશે તે એટલા માટે કે કલંજ(લાલ લસણ અથવા પક્ષીનું માંસ)નાં ભક્ષણનો નિષેધ હોવાથી તેમાં અનિષ્ટ સાધનતા જણાય છે. તેમજ ભક્ષણ કરવાથી રસાસ્વાદ મળવાથી ઈષ્ટ સાધનતા પણ ત્યાં નિર્બાધ રીતે રહે છે.

કેવળ ઈષ્ટ સાધનતાને विधिलिङ्નો અથવા लिङ्નો વિધિરૂપ અર્થ નહિ કરીને બળવાન અનિષ્ટ અજનકત્વ(પેદા ન કરે) એવા ઈષ્ટસાધનત્વને જો વિધ્યર્થ માને તો નિષેધ શાસ્ત્રથી બળવાન અનિષ્ટ થવાની પ્રતીતિ થવાથી કલંજ ભક્ષણના તૃપ્તિ આદિનું સાધન હોવા છતાં પણ છેવટે પાપના જનક વિધ્યર્થનો બાધ થવા લાગશે. એટલે કે 'कलंजं न भक्षयेत्' એ બંને વાક્યની પ્રામાણિકતા થશે નહિ. અને એવી કલ્પના કરવામાં આવે 'न हिंस्यात्' આ નિષેધ શાસ્ત્રથી બધી જ હિંસાને લીધે 'બળવાન અનિષ્ટને કરશે' એવો નિશ્ચય જો કરવામાં આવે તો વિધિ શાસ્ત્રથી હિંસા વિશેષ(અગ્નીષોમીયહિંસા)માં 'બળવાન અનિષ્ટ પેદા નહિ થાય' એવો ખ્યાલ કેમ આવે ? એટલે મીમાંસક કહે છે કે સાંખ્યમતમાં વિધિ કે નિષેધ બેમાંથી એકની તો અપ્રામાણિકતા તો થશે જ.

વગર વિરોધે વિધિ અને નિષેધ બંને શાસ્ત્રોનો સમન્વય કરનારા સાંખ્યના વિદ્વાન કહે છે કે બળવાન અનિષ્ટની સાથે નહિ જડાયેલ ઈષ્ટ સાધનત્વને જે વિધ્યર્થ માને છે તેના મત પ્રમાણે અનિષ્ટમાં અપાતું વિશેષણ બળવાનપણું તે શું છે ? આવી જિજ્ઞાસા થાય ત્યારે ત્યાં કહેવું પડશે કે બળવાન એટલે કે ઉત્કટ દ્વેષનો વિષય જે બને, તેને અનિષ્ટ કહેવાય છે. એટલે કે જે બળવાન અર્થાત્ ઉત્કટ દ્વેષનો વિષય હોય તેને બલવદનિષ્ટ કહેવાય. તે રીતે જ જે પુરુષને હિંસાથી થનારા પાપમાં ઉત્કટ દ્વેષ હોય તેની અપેક્ષાએ હિંસામાં બળવાન અનિષ્ટ જોડાયેલું રહેશે અને જે પુરુષને હિંસાથી થતાં પાપમાં ઉત્કટ દ્વેષ ન હોય પરંતુ પ્રધાન યાગના ફળરૂપ સ્વર્ગમાં ઉત્કટ રાગ હોય એ પુરુષની અપેક્ષાએ હિંસામાં બળવાન અનિષ્ટનું જોડાણ પણ રહેશે નહિ. આ રીતે વિધિ તથા નિષેધના અવિરોધ થઈ શકે છે.

બળવાન અનિષ્ટ કોઈ વસ્તુને લીધે નથી હોતું પણ તે પુરુષને આધીન હોવાથી એક જ હિંસામાં પુરુષના ભેદથી બળવાન અનિષ્ટનું જોડાણ અને તેથી વિરુદ્ધ બળવાન અનિષ્ટ જોડાણનો અભાવ તે બંને રહેશે એવો ભાવાર્થ છે. ફરીને શંકા કરે છે કે કોઈ પુરુષની અપેક્ષાએ હિંસામાં બળવાન અનિષ્ટના સામાન્ય જોડાણનો અભાવ કે જે બળવાન અનિષ્ટની સાથે જોડાયેલું ન હોય એવો વિધિનો અર્થ છે તો તેનો હિંસાની(આલભનની) સાથે અન્વય કેમ થાય ?

ઉત્તર : આવી શંકા ન કરવી જોઈએ, તેનું સમાધાન કહીએ છીએ. બળવાન અનિષ્ટના જોડાણરૂપ જે સામાન્ય છે. તેના અભાવને વિધિના અર્થમાં સ્વીકાર્યા વિના જ જે પુરુષને સ્વર્ગમાં રાગ હોય અને પશુની હિંસાથી થતાં પાપમાં ઉત્કટ દ્વેષ ન હોય, એવો પુરુષ ઉત્કટ દ્વેષ વિશેષવાળી વ્યક્તિને લીધે તે અન્યત્ર પ્રસિદ્ધ ઉત્કટ દ્વેષવાળી વ્યક્તિના વિષયરૂપ જે પાપ તેના સાધનના અભાવરૂપ બળવાન અનિષ્ટના જોડાણના

અભાવને તેમાં ગણે છે. સંબંધના પ્રકારથી બળવાન અનિષ્ટના જોડાણના અભાવનું લક્ષણ કહે છે. ઉત્કટ દ્વેષ ગોચર પાપને ઉત્પન્ન કરવામાં અને તેના અભાવમાં ખંડશઃ શક્તિ માનવામાં આવે, ઉત્કટ દ્વેષ ગોચર પ્રત્યવાયને ઉપજાવનારને બળવાન અનિષ્ટની સાથે જોડાયેલ કહેવાય છે. આ પ્રમાણે બળવાન અનિષ્ટની સાથે જોડાવું અને તેનો અભાવ. એ બંનેનું જ્ઞાન लिङ् આદિકના દ્વારા સ્વતંત્રરૂપે એક જ શક્તિથી થશે અને બળવાન અનિષ્ટના જોડાણના અભાવમાં તેનો અન્વય થશે. આ પ્રમાણે જે પુરુષને સ્વર્ગરૂપ ફળમાં ઉત્કટ રાગ હોય તેને હિંસાથી થતા પાપ ઉપર ઉત્કટ દ્વેષ નહિ હોય. એટલા માટે જ તેના ઉત્કટ દ્વેષનો વિષય જે પાપ તેના અજનકત્વરૂપ(ઉત્પન્ન નહિ કરવારૂપ) વિધ્યર્થ છે, તે તેમનો તેમજ 'અક્ષત' રહેશે. અને કોઈ પ્રકારનો વિરોધ થશે નહિ. સાંખ્ય દૃષ્ટિથી વિધ્યર્થનો આશય ઉપર જણાવ્યા પ્રમાણે નિરૂપીને હવે મીમાંસક તેનું ખંડન કરે છે.

મૈવમ્ ઉપર કહેવાયું તે પ્રમાણે વિધ્યર્થનો સમન્વય કરવો તે યોગ્ય નથી. તેમ કરવાથી અનિષ્ટ અર્થ થશે. જે પુરુષને કલંજભક્ષણથી થતા પાપ ઉપર ઉત્કટ દ્વેષ ન હોય, પરંતુ કલંજ ભક્ષણથી થતી તૃપ્તિમાં જ વધારે આસક્તિ હોય તેને માટે કલંજ ભક્ષણથી થતાં પાપ પ્રત્યે ઉદાસીનતા થશે નહિ. એટલે કે વિધિના અર્થનો બાધ નહિ થવાથી જેમ કે 'कलंजं न भक्षयेत्' આ વાક્યનો પ્રયોગ પણ પ્રામાણિક થવા લાગશે. આ કહેવાનો અભિપ્રાય એવો છે કે પાપને ઉપજાવનાર હિંસામાં જે રીતે વિધ્યર્થનો સમન્વય કરે છે તે રીતે પાપને ઉપજાવનારના રૂપમાં સ્વીકારેલું જે કલંજ ભક્ષણ તેનો પણ વિધ્યર્થમાં નિર્વિરોધ સમન્વય થશે.

તેમાં બીજી રીતે આશંકા કરે છે, વિધિ વાચક લિઙાદિની શક્તિ ખંડશઃ બળવાન અનિષ્ટની સાથે નહિ જોડાઈને ઈષ્ટ સાધનત્વના રૂપમાં રહેશે, એટલે 'अग्नीषोमीयं पशुमालभेत' ઈત્યાદિ સ્થળોમાં ખંડશઃ

ઉપસ્થાપિત બળવાન અનિષ્ટની સાથે જોડાયા વિના અને ઈષ્ટ સાધનના રૂપમાં, આમ બંને અર્થોની વચ્ચે બળવાન અનિષ્ટની સાથે જોડાઈને રહેવા રૂપ એક અર્થને તજી દઈને બોધ થશે અને કોઈ પણ પ્રકારે અનિષ્ટ નહિ થાય.

આવું કઈ રીતે થાય ? તો તેનો જવાબ આપે છે કે બળવાન અનિષ્ટની સાથે જોડાણને સૂચવતી 'न हिंस्यात्' આ નિષેધ કરનારી શ્રુતિ જ તેનું મૂળ છે, એમ કહેશો નહિ. બળવાન અનિષ્ટની સાથે નહિ જોડાવાનો બોધ લિઙ્‌ના દ્વારા થાય છે. જેના અભાવનો બોધ 'नञ्' કરાવે છે. આ રીતે બળવાન અનિષ્ટની સાથે નહિ જોડાવારૂપ અભાવરૂપમાં રહેલ જે બળવાન અનિષ્ટની સાથે નહિ જોડાવારૂપ જે અર્થ છે તેનો બોધ કરાવનારી ઉક્ત "न हिंस्यात्" આ શ્રુતિ જ કોઈ એક અર્થનો ત્યાગ કરવામાં પ્રમાણરૂપ છે. આવી આશંકા ન કરવી જોઈએ. શાથી શંકા ન કરાય ?

તેનો ઉત્તર પ્રકારાન્તરથી કહે છે. "अग्नीषोमीयं पशुमालभेत" આ વિધિ શ્રુતિ બળવાન અનિષ્ટની સાથે જોડાયા વિના જ ઈષ્ટ સાધનતાનું જ્ઞાન કરાવે છે. તેથી તે "न हिंस्यात्" આ નિષેધ શ્રુતિનો અર્થ સંકોચ અગ્નીષોમીય હિંસા સિવાય બીજે સ્થળે શાથી કરાતો નથી ? તે અંગેનું યોગ્ય કારણ બતાવે છે. "निरवकाशविधिशास्त्रे" નિરવકાશ વિધિ શાસ્ત્રમાં સામાન્ય રૂપમાં આવેલા અર્થના પરિત્યાગની કલ્પના કરવી તેના કરતા તો'સાવકાશ નિષેધ શાસ્ત્રનો વૈધ હિંસા આદિના સિવાય અન્ય સ્થળમાં પ્રયોગ કરવો તે વધારે ન્યાય સંગત છે.

વળી આશંકા કરવામાં આવે છે કે "अग्नीषोमीयमालभेत" આ વાક્ય જ્યોતિષ્ટોમના પ્રકરણમાં "अग्नीषोमीयं पशुमालभेत" વાક્યનો ઉપદેશ હોવાથી વિધિ પ્રત્યય લિઙ્ દ્વારા જ્યોતિષ્ટોમ નામે ક્રતુથી થતી અપૂર્વ ઉપકારકતાનો જ બોધ સ્વીકારવો જોઈએ અને તેમ કરવાથી અનિષ્ટ

કરનારી પશુહિંસામાં ક્રતુજન્ય પરમ ઉપકારકતા આવશે. પરિણામે વિધિશાસ્ત્ર તથા નિષેધશાસ્ત્રનો પરસ્પર કોઈ વિરોધ પણ નહિ રહે.

આવી આશંકા કરવી અસ્થાને છે. શાથી ? તેનો પ્રત્યુત્તર કહે છે. ઈષ્ટ સાધનતા સિવાય ત્યાં ક્રતૂપકારત્વ કહી શકાય નહિ. યાગ નિષ્પાદનરૂપ ક્રતૂપકારકતાની પરિસમાપ્તિ અભીષ્ટ સ્વર્ગરૂપ ફળનાં માધ્યમથી ઈષ્ટસાધનતામાં જ છે. અર્થાત્ જે રીતે યાગ અભીષ્ટ સ્વર્ગનું સાધન છે તે જ રીતે હિંસા પણ ક્રત્વર્થ હોવાથી યાગ દ્વારા પરંપરયા ઈષ્ટ સાધન જ કહેવાશે તથા તેમાં ઈષ્ટ સાધનતા પણ રહેશે. એવો ભાવાર્થ છે જો એમ માનવામાં નહિ આવે તો અનિષ્ટની ઉત્પત્તિ કરે છે. "तस्यास्ताद्रूप्येण विध्यर्थासंभवाच्च" યાગીય હિંસા ક્રતૂપકારકત્વરૂપે વિધ્યર્થ નહિ થાય. કારણ કે ઈષ્ટ સાધનતાને વિધ્યર્થ માનવાવાળા પાર્થસારથિ મિશ્ર આદિ પ્રવર્તના રૂપથી તેને વિધ્યર્થ માને છે. ક્રતૂપકારકત્વરૂપે વિધ્યર્થ માનવામાં આવશે તો ધાત્વર્થનો આલભનમાં અન્વય થશે નહિ. એવું તેઓ કહે છે કે "तथा सति विध्यर्थाननुगमाच्च" ઉત્સર્ગાપવાદન્યાયના સંચારાભાવને બીજી રીતે સ્થાપિત કરીને ફરી આશંકા કરે છે.

'ननु बलवदनिष्टाननुबन्धित्वतदभावौ विधिनिषेधाभ्यां न प्रतीयेते' બળવાન અનિષ્ટના જોડાણનો અભાવ અને તેથી વિરુદ્ધ બળવાન અનિષ્ટના જોડાણની પ્રતીતિ આપણે સ્વીકારીએ એટલે એકમાં વિધિ અને નિષેધનો વિરોધ થાય ત્યારે ઉત્સર્ગાપવાદન્યાયને માટે સ્થાન રહે છે. પુષ્કળ સુખ સાધનત્વની પ્રતીતિ વિધિથી થાય છે અને પુષ્કળ દુઃખ સાધનત્વની પ્રતીતિ નિષેધથી થાય છે. એટલા માટે પુષ્કળ સુખસાધનત્વને જ વિધ્યર્થના રૂપમાં માનવામાં આવે. નિષેધમાં વિધિપ્રત્યયની લિઙાદિની લક્ષણાં "नञ्" ની સાથે ઉચ્ચારણના બળથી પુષ્કળ દુઃખસાધનત્વ અર્થમાં થશે. આ રીતે કલંજ ભક્ષણ તાત્કાલિક

તૃપ્તિરૂપ સુખને આપનાર હોવા છતાં પણ એ સુખની અપેક્ષાએ અધિકરૂપે પારલૌકિક નરકરૂપ દુઃખને આપનાર હોવાને લીધે તેના ભક્ષણમાં સુખથી અધિક દુઃખ આપનારું જ રહેશે. એટલા માટે "कलंजं न भक्षयेत्" આ પ્રયોગ કરવો પડશે. 'कलंजं भक्षयेत्' આવા પ્રયોગની પ્રાપ્તિ એટલે નથી આવતી કે દુઃખથી અધિક સુખને ઉપજાવવા રૂપ વિધ્યર્થનો ત્યાં બાધ થાય છે. તે કઈ રીતે સમજાય કે કલંજ ભક્ષણમાં દુઃખથી વધારે સુખ ઉપજાવવાપણું નથી ? આવી જિજ્ઞાસા થયા પછી ઉત્તર આપે છે કે કલંજ ભક્ષણમાં દુઃખ અધિક છે અને સુખ ઓછું છે. આ અંગે વૈદિક નિષેધથી જ નિશ્ચિત થાય છે. પુષ્કળ સુખમાં વિશેષણ ભૂત પુષ્કળ(પ્રભુત)ના અર્થને પ્રકટ કરે છે. "दुःखापेक्षया सुखस्याऽधिकं नामोत्कटरागजनकतावच्छेदकं वैजात्यमेव" "ઉત્કટ રાગને જે ઉપજાવે નહિ અને તેને અટકાવનાર અત્યંત અધિક વિજાતીય ધર્મ જ દુઃખની અપેક્ષાએ સુખમાં પુષ્કળતા છે." તેની જ માફક સુખની અપેક્ષાએ દુઃખમાં ઉત્કટ દ્વેષ ઉપજાવતો વિજાતીય ધર્મ જ પુષ્કળતા છે. તેને પ્રકટ કરતા કહે છે કે "ક્યાંક રાગ અને ઉત્કટ દ્વેષ હોય છે તે પૂર્વ જન્મના પુણ્ય અને પાપને લીધે હોય છે તેમ સમજવું. જેને અન્ય જન્મનું પુણ્ય હોય તેને શાસ્ત્રમાં કહેલા પદાર્થો ઉપર ઉત્કટ રાગ હોય છે. અને તેથી વિરુદ્ધ પદાર્થો ઉપર ઉત્કટ દ્વેષ હોય છે. જો પૂર્વ જન્મનું પાપ પ્રકટ્યું હોય તો તેથી વિપરીત સ્થિતિ થાય છે. જો વસ્તુમાં વધારે પડતી વિશેષતા 'હોય તો તે જ ઉત્કટ રાગ અને ઉત્કટ દ્વેષનું કારણ બને છે. કોઈને તેથી વિપરીત સ્થિતિમાં તે કઈ રીતે સંભવે ? આવો પ્રશ્ન થતાં કહે છે કે જ્યાં થોડા એવા સુખમાં પણ ઉત્કટ રાગ હોય અને થોડા એવા દુઃખમાં પણ ઉત્કટ દ્વેષ હોય તો ત્યાં તેનું કારણ ભ્રમ હોય છે.

બધા વિવેચનનો નિષ્કર્ષ એ છે કે 'न हिंस्यात्' આ નિષેધ શાસ્ત્રથી એ જ ચોક્કસ થાય છે કે હિંસામાં પશુને મારવાથી થતાં તાત્કાલિક

સુખની અપેક્ષાએ પારલૌકિક અતિ અધિક દુઃખપૂર્ણતા કારણ બને છે. "अग्नीषोमीयं पशुमालभेत" આ વિધિ શાસ્ત્ર છે તેનાથી એ નિશ્ચય થાય છે કે પશુને મારવામાં હિંસા થતી હોવાથી આવતું જે પારલૌકિક દુઃખ, તેના કરતા અધિક સુખરૂપ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે વિધિ અને નિષેધનો સમન્વય થઈ ગયા પછી કાંઈ વિરોધ નહિ હોવાને કારણે ઉત્સર્ગાપવાદ ન્યાયની જરૂરત રહેતી નથી. ફળરૂપે નિષેધ શાસ્ત્રમાં કહેલ પ્રત્યવાયનું લાગવું તે હઠાવી શકાશે નહિ.

સાંખ્યમતની આશંકાનો પ્રત્યુત્તર મીમાંસકો આપે છે કે, "मैवम्" તમે કહો છો તે તેમ નથી. સુખમાં અને દુઃખમાં અધિકપણું અને અલ્પપણું, તેનો મનુષ્ય જે અનુભવ કરે છે. તેને સુખની કે દુઃખની અધિકતા અને અલ્પતાનું જ્ઞાન કોઈ પણ રીતે થઈ શકે છે, પરંતુ જેનું જ્ઞાન શાસ્ત્ર સિવાય બીજા પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી કોઈ પણ રીતે થઈ શકે તેમ નથી. એક માત્ર શાસ્ત્ર-વેદથી જ સમજી શકાતા પશ્વાલભન(હિંસા)રૂપ અર્થમાં 'मा हिंस्यात्' એ નિષેધથી જણાતી દુઃખની અલ્પતા અને વિધિથી જણાતી સુખની અધિકતા, તે જ્ઞાન કઈ રીતે સંભવશે ? નિષેધ શાસ્ત્રથી જણાતા પાપજન્ય દુઃખની અધિકતાનું જ જ્ઞાન શાથી થતું નથી ? નિષેધ શાસ્ત્રનો તે મહિમા છે કે તે સુખની તુલનામાં દુઃખનું જ્ઞાન વધારે કરાવે છે. એ રીતે પશુની હિંસામાં નિષેધ શાસ્ત્ર સ્વર્ગસુખથી વધારે દુઃખ સંબંધી જ્ઞાનને કેમ વધારે નથી કહેતું ?

શ્રીમાન્ વેદાંતદેશિક વેંકટનાથ સૂરિએ પોતાના સેશ્વરમીમાંસા ગ્રંથમાં આ સત્યને પ્રકટ કર્યું છે. તેઓ કહે છે કે "જો કોઈ શંકા કરે કે એક માત્ર શાસ્ત્રથી જ જાણી શકાતા સુખ અને દુઃખમાં વધારે કયું છે ? અન્ય કોઈ નિયામક નહિ હોવાથી વિધિના બળથી તે સુખની અધિકતાની જ કામના કરે, તો બીજી બાજુ તેની સામે આ પ્રશ્ન અવશ્ય કરી શકાશે કે નિષેધના બળથી દુઃખ વધારે છે એમ કલ્પના કેમ નથી

કરતા ? તેના પછી પણ જો તેઓ એમ કહે કે અલ્પ દુઃખના સાધનમાં પણ સુખની અધિકતાથી લોકમાં વિધાન દેખાય છે. તો તેને એમ કહેવું જોઈએ કે અલ્પ સુખનાં સાધનમાં દુઃખની અધિકતા હોય તો નિષેધ પણ જોઈ શકાય છે. આ રીતે ઉત્સર્ગાપવાદન્યાયને સ્વીકાર કરીને વૈદિક હિંસા સિવાયની બીજી હિંસામાં "मा हिंस्यात् सर्वा भूतानि" આ નિષેધમાં રહેલા સર્વ શબ્દનો અર્થ સંકોચ થવો જોઈએ.

વૈદિક હિંસામાં "न हिंस्यात्" શ્રુતિ પ્રમાણે નિષેધ લાગું પડતો હોવા છતાં અન્ય પ્રકારે વિધ્યર્થના અન્વયને સ્વીકાર કરનારાના મતને રજૂ કરે છે. "यदपि इष्टोत्पत्तिनान्तरीयकदुःखाधिकदुःखाजनक-त्वरूपं बलवदनिष्टानुबन्धित्वं विधितः प्रतीयते" સ્વર્ગાદિ ઈષ્ટને પ્રાપ્ત કરતી વેળાએ જે તેની સાથે અનિવાર્યપણે જડાયેલું દુઃખ હોય છે તે દુઃખથી વધારે દુઃખને જે ન આપે તેને "यदपि इष्टोत्पत्तिनान्तरीयकदुःखा धिकदुःखाजनकत्वरूपं बलवदनिष्टानुबन्धित्वं विधितः प्रतीयते" ઈષ્ટ(સ્વર્ગ) મેળવવામાં જે બળવાન અનિષ્ટની સાથે જોડાયેલો ન હોય એવો વિધિ પ્રત્યય લિઙાદિથી જણાય છે. તે ઈષ્ટની ઉત્પત્તિ સાથે અનિવાર્ય રીતે જડાયેલ જે દુઃખ તેથી અધિક દુઃખને ઉપજાવતું નથી. કલંજ ભક્ષણમાં ઈષ્ટ(ફળ)ની ઉત્પત્તિ સાથે જોડાયેલા દુઃખથી અધિક દુઃખ ન ઉપજાવે તેવું નથી. કારણ કે કલંજ ભક્ષણમાં તૃપ્તિ આદિ ઈષ્ટફળની ઉત્પત્તિ થાય છે તેની સાથે જોડાયેલું અનિવાર્ય જે દુઃખ તેનાથી અધિક નરક યાતના રૂપ દુઃખ ઉપજાવતું રહ્યું છે.

આ પ્રમાણે "कलंजं भक्षयेत्" આવા પ્રયોગને માટે કોઈ સ્થાન નથી. પરંતુ યાગીય હિંસામાં તેનાથી વિપરીત સ્થિતિ છે. લૌકિક હિંસાનું ફળ દૃષ્ટ છે, પરંતુ યાગીય અગ્નીષોમીય હિંસાથી થનારા સ્વર્ગાદિરૂપ ઈષ્ટ ફળ જે મળે તેની સાથે અનિવાર્યપણે જોડાયેલા દુઃખથી અધિક દુઃખને તે ઉપજાવી શકતી નથી. તેનું જ વિવરણ કરે છે. હિંસાને લીધે

જે દુ:ખ યાગીય હિંસામાં આવે છે તે યાગમાં થતો દ્રવ્યનો ખર્ચ અને પરિશ્રમથી થનારા દુ:ખના જેવું અવશ્ય હોય છે. તેને બીજી રીતે દૃઢ કરીને સમજાવે છે. કોઈ પણ પુરુષ હિંસાથી થતાં દુ:ખનો અનુભવ કર્યા સિવાય કેવલ સ્વર્ગસુખનો અનુભવ કરી શકતો નથી. તે તો સ્વર્ગમાં પણ વચ્ચે વચ્ચે દુ:ખનો અનુભવ થતો જ હોય છે. સ્વર્ગમાં વિદ્યમાન ઈન્દ્ર આદિ દેવોને વૃત્રાસુર આદિથી થયેલું દુ:ખ સાંભળવામાં આવે જ છે ને ! માટે અવર્જનીય દ્રવ્યનો ખર્ચ તથા પરિશ્રમાદિથી થતાં દુ:ખના જેવા અનિવાર્ય વચ્ચે વચ્ચે હિંસાથી થયેલા દુ:ખને પુણ્યાત્મા પણ સહન કરે છે. જો એમ હોય તો ઈચ્છિત સ્વર્ગ સુખની સિદ્ધિ જ નહિ થાય.

ઉપર કહેલા મતનું હવે ખંડન કરે છે. 'तदपि न' ઉપર જણાવેલ મતને સ્વીકારી શકાશે નહિ. ઈષ્ટ(સ્વર્ગ)ની ઉત્પત્તિની સાથે જોડાયેલ જે દુ:ખ, તેથી અધિક દુ:ખ ઉપજાવનારના રૂપમાં રહેલું જે બળવાન ઈષ્ટમાં જોડાયેલ છે તે "न हिंस्यात्" આ નિષેધ શાસ્ત્ર છે, તે બધી જ હિંસાને લઈને સ્વીકારે છે. બળવાન ઈષ્ટમાં જોડાયેલ જે છે તેથી વિપરીત બળવાન અનિષ્ટ સાથે નહિ જોડાયેલ જે વિધ્યર્થ છે એનો અમુક હિંસામાં બાધ થાય છે.

તદ્વતા જ્ઞાનના પ્રત્યે તદભાવવત્તા જ્ઞાનને પ્રતિબન્ધક માનવામાં આવે છે. તે રીતે જ જમીન ઉપર ઘડો નથી, એવું જો જ્ઞાન હોય તો તેમાં ઘડો છે એવું જ્ઞાન પ્રતિબન્ધિત થઈને નહિ રહે. આવું હોય ત્યારે પણ કાળો ઘડો જમીન ઉપર નથી એવું જ્ઞાન જમીન ઉપર ઘડાના સંબંધનું પ્રતિબંધક થતું નથી. કારણ કે પીળા રંગના ઘડાને લીધે જમીન ઉપર ઘડાના સંબંધનું જ્ઞાન થઈ શકે છે. તે રીતે જ જેમ કાળો ઘડો જમીન ઉપર નથી એવા અભાવવાળા જ્ઞાનમાં ઘડાની હયાતીનું જ્ઞાન વિરોધી હોતું નથી. તે રીતે જ સામાન્ય રૂપમાં "न हिंस्यात्" આ નિષેધ શાસ્ત્ર દ્વારા ઈષ્ટની ઉત્પત્તિ સાથે અનિવાર્ય રીતે જોડાયેલ દુ:ખથી અધિક દુ:ખને

ઉત્પન્ન કરનારનું જ્ઞાન થયા પછી પણ હિંસા(અગ્નીષોમીયપશુહિંસા) માં સ્વર્ગરૂપ ઈષ્ટફળ વિશેષને લીધે તેનો અભાવ इष्टोत्पत्तिनान्तरीयक-दु:खाधिकदु:खजनकत्वनो અભાવ કે જે इष्टोत्पत्तिनान्तरीयकदु:खाधिक-दु:खाजनकत्व છે તેનું વિધિ(લિડાદિ)થી જ્ઞાન થઈ જશે. આ રીતે વિરોધ નહિ થાય ? આવી શંકા કરવી નહિ. શા માટે ? આનો ઉત્તર આપવામાં આવે છે કે નિષેધ શાસ્ત્ર(न हिंस्यात्)થી જણાતું જે ઈષ્ટ પદ તેનાથી ઈષ્ટત્વરૂપે સ્વર્ગ પણ આવી જાય છે. એટલા જ માટે નિષેધ શાસ્ત્રથી હિંસા વિશેષમાં ઈષ્ટોત્પત્તિમાં જોડાયેલ જે દુઃખ, તેથી અધિક દુઃખ તેને ઉત્પન્ન કરે છે તેવું જ્ઞાન જ્યારે થાય છે તો તેનો અભાવ इष्टोत्पत्तिनान्तरीयकदु:खाधिकदु:खाजनकत्वનો બોધ સંભવ નથી. તે રીતે જ નિષેધ અને વિધિ આ બંને શાસ્ત્રોમાં કોઈ એક શાસ્ત્રનું પ્રામાણિકપણું જતું રહે તેવો પ્રસંગ બનશે.

હવે આજ બાબતને બીજી રીતે કહે છે. "नहि द्रव्याधिककार्यजनक-त्वेनावगतेऽर्थे घटादिकार्यजनकत्वाभावोऽवगम्यते" ઘડાનો સમાવેશ દ્રવ્યમાં થાય છે. એટલે કોઈ પદાર્થ જો દ્રવ્યાધિક કાર્યને ઉત્પન્ન કરનારના રૂપમાં સમજી લીધું હોય તો ઘડાથી વધારે કાર્ય ઉત્પન્ન નહિ કરે, એવો બોધ નહિ થાય. ઉપરની બાબતને જ યુક્તિથી નિરૂપે છે. "न हिंस्यात्" આ નિષેધ શાસ્ત્રથી જો ઈષ્ટની ઉત્પત્તિ સાથે જોડાયેલા દુઃખથી વધારે દુઃખને પેદા કરે એવું જ્ઞાન થાય છે. તો તેમાં સામાન્યપણે કહેવાયેલા ઈષ્ટત્વ શબ્દથી લૌકિક ઈષ્ટફળ સમજાશે. તેના પારલૌકિક સ્વર્ગનું ગ્રહણ નહિ થાય. આ બાબતમાં કોઈ નિયામક પ્રમાણ મળતું નથી.

વળી પ્રકારાન્તરથી વિધિ પ્રાપ્ત હિંસામાં પ્રત્યવાય(પાપ)ની આશંકા કરે છે. "न हिंस्यात्" આ નિષેધમાં જે કોઈ પણ ઈષ્ટની ઉત્પત્તિની સાથે અનિવાર્યપણે જોડાયેલું જે દુઃખ, તેનાથી અધિક દુઃખને ઉપજાવનાર બળવાન અનિષ્ટ જોડાયું હોય એવો ખ્યાલ તેવા

નિષેધના બળથી થઈ રહે છે. અર્થાત્ જેમાં કોઈ પણ જાતના દોષનો કીચડ નથી એવો વેદ જ્યારે સમગ્ર પ્રાણીઓની હિંસાનો નિષેધ કરી રહ્યો હોય, તો તેનાથી આપણને અનુમાન થાય જ કે કોઈ અભીષ્ટ ફળની ઉત્પત્તિમાં અવશ્ય અપેક્ષણીય દુઃખથી અધિક દુઃખને દેનારી તો પ્રાણીઓની હિંસા છે.

વળી તે રીતે જ "अग्नीषोमीयं पशुमालभेत" આ વિધિ વાક્યમાં પૂર્વે કહેવાયું તેની એકદમ અલગ ઈષ્ટ વિશેષ સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિમાં અવશ્ય થનારા દુઃખથી અધિક દુઃખ ઉત્પન્ન ન થવા દે, તેવા બળવાન અનિષ્ટનું જેમાં જોડાણ ન હોય તેની પ્રતીતિ અગ્નીષોમીય પશુહિંસામાં થતી હોય છે.

આ રીતે તે નિશ્ચિત થઈ જાય છે કે વૈધ અગ્નીષોમીય હિંસાથી ઉત્પન્ન થનારા દુઃખ તેનાથી થનારા સ્વર્ગની ઉત્પત્તિમાં અવશ્ય અપેક્ષિત દુઃખથી ન્યૂન છે, છતાં પણ તે પ્રીતિરૂપ લૌકિક અભીષ્ટ ફળની ઉત્પત્તિમાં અવશ્ય થતાં દુઃખથી વધારે દુઃખને ઉત્પન્ન કરે છે. તે ઉપરાંત પ્રીત્યાદિરૂપ જે કાંઈ ઈષ્ટની ઉત્પત્તિ સાથે જોડાયેલા દુઃખથી અધિક દુઃખને પેદા કરવા રૂપ જે નિષેધ શાસ્ત્રનો અર્થ છે તે વૈધ અગ્નીષોમીય પશુહિંસામાં રોકટોક વિના જ લાગું પડશે. અને વૈદિક હિંસામાં પણ નિષેધ શાસ્ત્ર નિરંકુશપણે લાગું થવાથી તે નિશ્ચિત થઈ જશે કે વૈધ વિશસન(પશુમારણ)માં હિંસાથી થતું પાપ અનિવાર્ય રહેશે. આ આશંકાનું નિવારણ હવે કરે છે.

"मैवम्" ઉપર કહ્યો તે વિચાર અસંગત છે. શાથી ? તેમ અર્થ ઘટાવવાથી અનિષ્ટતા થશે. જેમ "यजेत" પ્રયોગ થાય છે તેમ જ "न यजेत" એવો પ્રયોગ પણ થવા લાગશે. યાગજન્ય સ્વર્ગને સુદઢ કરવા માટે સમીપે જ ઉપકારક અંગોના અનુષ્ઠાનથી ઉત્પન્ન થતું અવાંતર અપૂર્વ સ્વીકારવામાં આવે છે. કાલાંતરમાં યાગજન્ય ફળોને આપવા

માટે યાગજન્ય શક્તિને મીમાંસકો સ્વીકારે છે, જેને અપૂર્વ એવા નામથી કહેવાય છે.

"यजेत" ની જેમ "न यजेत" નો પ્રયોગ એટલે લાગું પડશે કે યાગમાં આપેક્ષિક બળવાન અનિષ્ટ ઉપજાવવાનો સંભવ રહે છે. આજ બાબતને નીચે પ્રમાણે કહે છે કે "यागस्यापि स्वजन्यस्वर्गसाधनीभूतावान्तरापूर्वात्मकयत्किञ्चिदिष्टापेक्षया बलवदनिष्टानुबन्धित्वसंभवात्" યાગ કરવાથી પ્રાપ્ત થનારા સ્વર્ગના સાધનનાં રૂપમાં પ્રતિષ્ઠિત અવાન્તર અપૂર્વરૂપ યત્ કિંચિત ઈષ્ટની અપેક્ષાથી યાગ પણ બળવાન અનિષ્ટ ફળને ઉપજાવે. તે કઈ રીતે સંભવે ? તો તેને સ્પષ્ટ કહે છે, પાપનું ફળ દુઃખ હોય છે તે દુઃખને સ્વર્ગભોગના જ સમયમાં સ્વીકાર કરીને, જો કે સ્વર્ગની અપેક્ષાએ તેમાં અનિવાર્ય રીતે જોડાયેલ અપૂર્વના પછી જ પ્રાપ્ત થાય છે. એટલે કે અપૂર્વની અપેક્ષાએ તે દુઃખમાં અનિવાર્યતા હોતી નથી. જો સામગ્રીની એકતાને આધારે પહેલા અથવા પછી કેવળ અવશ્યંભાવીપણાને સ્વીકારીને અપૂર્વની અપેક્ષાએ નાન્તરીકત્વ(અનિવાર્ય) જ માનવામાં આવશે તો કલંજ ભક્ષણ આદિ નિષિદ્ધ કર્મોને કરવાથી જે એક પ્રકારની તૃપ્તિ અનુભવાય છે તેની અપેક્ષાએ નરકમાં અનુભવાતું દુઃખ પણ અનિવાર્ય થશે. છેલ્લે સ્પષ્ટ કરે છે કે तदवश्यम्भाविदुःखमपि तृप्तिविशेषस्य કલંજ ભક્ષણ આદિમાં જે તૃપ્તિ થતી હોય છે તેની સાથે અવશ્યપણે નારકીય દુઃખ પણ માનવું પડશે. આ પ્રમાણે કલંજ ભક્ષણનો માત્ર નિષેધ જ નહિ થાય, પણ કલંજ ભક્ષણનું વિધાન પણ લાગું થશે.

વાસ્તવિક રીતે પશુના આલભનમાં નિષેધનો સંસ્પર્શ જ લાગું પડતો નથી. લોકમાં જે જે હિંસાઓમાં હિંસાપણું છે તે તે હિંસાઓમાં તેનાથી થતાં ઈષ્ટ ફળની ઉત્પત્તિમાં અવશ્ય થનારા દુઃખથી અધિક દુઃખની ઉત્પત્તિનો બોધ જ નિષેધ શાસ્ત્રથી થાય છે. એટલે બળવાન

અનિષ્ટની સાથે જોડાયેલું નથી, આવા વિધિ શાસ્ત્રની સાથે વિરોધ થશે. માટે જ આલભન (પશુમારણ)માં વિધિ અને નિષેધ કહેનારા શાસ્ત્રોના વિષયની દૃષ્ટિએ વિચારીએ તો પાપનું વર્ણન કરવું તે અસંભવ છે. એટલે પરિષ્કારની કુશળતા પ્રયોજનના અભાવમાં વ્યર્થ છે. તે અંગે સ્પષ્ટ કરે છે કે પોતાના અનુભવને આધારે કે શાસ્ત્રના વચનોને આધારે સુખ અને દુઃખમાં અધિકતા અને અલ્પતાને એક બાજુ મૂકી દઈને દુઃખમાં બળવાનપણું તો ઉત્પત્તિમાં અવશ્ય જોડાયેલા દુઃખથી વધારે દુઃખ હોવું, તે બાબતે કરાતો પરિષ્કાર તો કેવળ પરિષ્કારની કુશળતા જ છે. કારણ કે આવી રીતનો પરિષ્કાર કરવાથી પણ તેમના પ્રયોજનની સિદ્ધિ થવાની નથી. પ્રવૃત્તિ અથવા નિવૃત્તિમાં ઉપયોગી નહિ થવાથી इष्टोत्पत्तिनान्तरीयकदुःखाधिकदुःखत्वरूपबलवत्त्वનો પારિષ્કાર કેવળ પરિશ્રમ જ છે.

આ ક્રિયા કરવાથી જે દુઃખ પ્રાપ્ત થઈ રહ્યું છે, તે ઈષ્ટ ફળની ઉત્પત્તિમાં અવશ્યંભાવી દુઃખથી વધારે નથી. માત્ર આટલું જ જ્ઞાન જો થાય તો કોઈ પ્રવૃત્તિ કરે નહિ. પરંતુ જ્યારે કોઈ અનિવાર્ય રીતે જોડાયેલું હોવા છતાં પણ દુઃખ પ્રબળ છે, એમ જ્યારે જાણે છે અને સુખ અલ્પ છે એમ જ્યારે જાણે છે ત્યારે તે ક્રિયા પ્રવૃત્તિથી હટી જાય છે. જ્યારે કોઈ મનુષ્ય એમ સમજે કે આ ક્રિયાથી ઉત્પન્ન થનારું દુઃખ અત્યંત અલ્પ છે અને અત્યારે જે સુખ મળી રહ્યું છે તે ઘણું પ્રબળ છે, તો તે મનુષ્ય તે કર્મમાં જોડાઈ જાય છે. જે ઈષ્ટ ફળની ઉત્પત્તિમાં અવશ્યંભાવી દુઃખથી અધિક દુઃખને પેદા કરનાર છે. આ રીતે પૂર્વોક્ત વિધ્યર્થનું પ્રવર્તકત્વ તૂટી જાય તે યોગ્ય નથી. વળી વિધ્યર્થની અતિ વ્યાપ્તિ પણ થશે. જે લૌકિક કર્મમાં સુખ ઘણું ઓછું હોય અને તેમાં દુઃખ જોડાયેલું હોય એવું લૌકિક ઈચ્છિત ફળવાળું કર્મ પણ વિધિનો વિષય થવા લાગશે. તે અતિ વ્યાપ્તિનું બીજી રીતે સમર્થન કરે છે જેમ

કે "न हि प्रामाणिकानां तत्र तथा प्रयोगः" થોડું સુખ અને ઝાઝું દુઃખ જેમાં હોય એવા કર્મોમાં પ્રામાણિકોને પ્રેરણા મળે એવા વિધિ શબ્દનો પ્રયોગ થતો નથી.

તેના ઉત્તરમાં કહે છે કે જે ક્રિયામાં સુખ પુષ્કળ પ્રમાણમાં મળે અને પછીથી થનારું એવું દુઃખ ઘણું થોડું હોય તેવી ક્રિયામાં જોડવા માટેનો વિધિ પ્રયોગ પ્રામાણિક હોય છે. એવો પ્રયોગ આગળ કહી ગયા તે પરિષ્કારવાળી પદ્ધતિથી બાધિત થઈ જશે.

બળવાન અનિષ્ટની સાથે જોડાયેલ ન હોય એવા ઈષ્ટ સાધનને વિધ્યર્થ સ્વીકાર્યા વિના જ પ્રવર્તનોને જ વિધ્યર્થ માનનારા આચાર્યોના મતે આલભન વિધિ અને નિષેધ, બંનેની વિષયતાને સ્વીકારીને બીજો પક્ષ રજૂ કરે છે.

એક જ આલભન(પશુમારણ)માં નિષેધ શાસ્ત્રથી બળવાન અનિષ્ટની સાથે જોડાવું અને વિધિ શાસ્ત્રથી બળવાન અનિષ્ટની સાથે જોડાવું નહિ, એવો અનુભવ થતો હોવાથી જે પરસ્પર વિરોધ થતો હોય તો તે ભલે થાય. અહીં જે પ્રકરણ ચાલે છે તેમાં તેનાં સ્વરૂપની ચર્ચાથી કોઈ ફાયદો નથી. કારણ કે બળવાન અનિષ્ટ સાથે નહિ જોડાયેલા ઈષ્ટ સાધન વિધ્યર્થમાં છે જ નહિ, માટે જયાં 'नञ्' નિષેધનો ઉચ્ચાર સાથે હોય ત્યાં તેના અભાવને બળવાન અનિષ્ટ સાથે જોડાયેલાને પણ લાવી શકાશે નહિ. તો પછી વિધ્યર્થ શું છે ? એવી જિજ્ઞાસા થાય ત્યારે તેનો જવાબ કહે છે કે "प्रवर्तना विध्यर्थः" "निषेधस्थले तु निवर्तना" કોઈ પણ કાર્યમાં મનુષ્યની પ્રવૃત્તિની અનુકૂળતા કરવી તેને પ્રવર્તના કહે છે. તે મંડન મિશ્રે કહ્યું છે કે "प्रवृत्तिहेतुं धर्मं च प्रवदन्ति प्रवर्तनाम्" આ પ્રવર્તના તે જ વિધિ પ્રત્યય લિઙાદિનો અર્થ છે. નિષેધ સ્થળમાં નિવૃત્તિને અનુકૂળ વ્યાપાર નિવર્તના વિધ્યર્થ છે. "अयमत्र प्रवर्तताम्" આવી રીતે જે ઈચ્છા તે પ્રવર્તના છે અને "अयमितो निवर्तताम्" આવી જે ઈચ્છા

તેને નિવર્તના કહે છે. આવી જે ઈચ્છા તે લોકમાં આપ્તજનોની હોય છે અને વેદોમાં ઈશ્વરની ઈચ્છા હોય છે.

જે મીમાંસકો ઈશ્વરને નથી સ્વીકારતા તેઓ આ પ્રવર્તનાને શાબ્દી ભાવના કહે છે, જેમ "लिङ्" પદનું પ્રવર્તનાત્વ પ્રવૃત્તિ નિમિત્ત હોય છે. તેમ જ "नञ्" પદનું સહ ઉચ્ચારણ થાય ત્યારે નિવર્તનાત્વને પણ પ્રવૃત્તિનિમિત્તના રૂપમાં સ્વીકારવામાં આવે છે. ઈચ્છાવિશેષમાં વિદ્યમાન પ્રવર્તનાત્વ અને નિવર્તનાનું રૂપ કેવું છે ? તે જિજ્ઞાસાનો ઉત્તર આપતા કહે છે કે "तौ चाऽखण्डधर्मावनतिप्रसक्तौ" ઈચ્છા વિશેષમાં જ રહેનારા અને બીજે ક્યાંય નહિ રહેનારા અખણ્ડોપાધિરૂપ જાતિસમશીલ ધર્મના રૂપમાં પ્રવર્તનાત્વ અને નિવર્તનાને માને છે. વિધિ પ્રત્યયના અનેક અર્થ માનવા તે અયોગ્ય છે એટલે પ્રવર્તના તથા નિવર્તના, બંનેમાં અનુગત એક કોઈ અખંડ ધર્મ જ અનતિપ્રસક્તરૂપે(બીજે ક્યાંય લાગું ન પડે તે રીતે) લિઙ્પદનું પ્રવૃત્તિ નિમિત્ત છે. અથવા આખ્યાતાર્થ કૃતિમાં પ્રવર્તનાનો સંબંધ શું છે ? તેનો ઉત્તર આપતા કહે છે કે આખ્યાતાર્થ કૃતિને આર્થી ભાવના કહે છે. જેમાં લિઙર્થ પ્રવર્તનાનાં પ્રયોજ્યરૂપ સંબંધથી અન્વય થાય છે. કૃતિને પ્રવર્તના જન્ય કહી નથી પણ પ્રવર્તના પ્રયોજ્ય એટલે કહી છે કે કૃતિ પ્રવર્તના જ્ઞાનજન્ય ઈષ્ટસાધનતા જ્ઞાનથી થાય છે. તે પ્રમાણે જ પ્રવર્તના કૃતિમાં પ્રયોજ્યત્વ સંબંધ હોવાથી તેમાં પ્રવર્તનાપ્રયોજ્યત્વનો અનુભવ થાય છે.

"प्रवर्तनाप्रयोज्या यागविषयिणी कृतिः" આ રીતનું જ્ઞાન યજેત પદથી થશે. ટીકાકારે જેને ધાત્વર્થ વિશેષ્યક બોધ કહ્યો છે તેને વૈયાકરણ સંસ્કારથી સમજવું જોઈએ. લિઙની સાથે જ્યાં "नञ्" નો ઉચ્ચાર કરાતો હોય ત્યાં કૃતિના અભાવમાં પ્રવર્તના પ્રયોજ્યત્વ પ્રતીતિ આગળ કહ્યા પ્રમાણે થશે.

"युक्तं चैतत्" આ રીતની પ્રતીતિ યુક્તિપૂર્ણ પણ છે. કારણ કે

"अनेन प्रेरितोऽहमिदं न करोमि" આણે પ્રેરેલો હું આ કરતો નથી." આ અર્થનું અનુસરણ નિષેધ વાક્ય કરે છે. પ્રવર્તનાની જેમ નિવર્તનાને પણ વિધ્યર્થના રૂપમાં સ્વીકાર કર્યા પછી "यजेत" ઈત્યાદિથી નિવર્તનાની પ્રતીતિ પણ થવી જોઈએ. આવી આશંકાનું સમાધાન કરતા કહે છે, "प्रवर्तनानिवर्तनयोः प्रवृत्तिनिमित्तैक्येऽपि नञ्समभिहारो निवर्तनायां तात्पर्यग्राहकः" પ્રવર્તના અને નિવર્તનાનું પ્રવૃત્તિ નિમિત્ત એક હોવા છતાં પણ "यजेत" ઈત્યાદિથી નિવર્તનાની પ્રતીતિ નહિ થાય. કારણ કે નિવર્તનાની પ્રવૃત્તિમાં 'नञ्'નું સહ ઉચ્ચારણ તાત્પર્ય ગ્રાહક માનવામાં આવે છે. જ્યાં 'नञ्'નું સહ ઉચ્ચારણ હશે ત્યાં નિવર્તનાની પ્રતીતિ થશે. એવો અભિપ્રાય છે.

આ પ્રમાણે સિદ્ધાંતને સ્થાપિત કરીને પ્રકૃત સ્થળમાં વિરોધના અભાવને પ્રસ્તુત કરે છે. "इत्थम् च" આ રીતે યાગના ઉપકારક હોવાથી અગ્નીષોમીય પશુની આલંભન વિષયકકૃતિમાં પ્રવર્તના પ્રયોજ્યત્વની પ્રતીતિની સાથે હિંસાત્વને કારણે હિંસાવિષયકકૃત્યભાવને નિવર્તનાપ્રયોજ્યત્વની પ્રતીતિ થઈ રહી હોય તો શો વિરોધ છે ? કોઈ વિરોધ નથી એવો ભાવાર્થ છે.

તે અવિરોધને હવે બતાવે છે. "यस्य स्वर्गो रुचिः स प्रयोज्यते प्रवर्तनया यस्य दुःखविशेषे द्वेषः निवर्त्यते निवर्तयेति चेत् ?" જેને સ્વર્ગમાં રુચિ હોય તે પ્રવર્તનાથી પ્રેરિત થઈને આલંભન કરે અને દુઃખ વિશેષમાં દ્વેષ હોય તેને નિવર્તનાથી નિવૃત્તિ પણ થાય ? અવિરોધવાદીના તે આક્ષેપનું સમાધાન અર્ધું સ્વીકારીને કરે છે.

'सत्यम्' વિધ્યર્થના નિર્વચનના અંશમાં સત્યતાનો સ્વીકાર કરીએ છીએ પરંતુ આલંભનમાં નિષેધના સંસ્પર્શથી પ્રત્યવાય(પાપ) ને સ્વીકારતા નથી. આટલું જ અર્ધું સ્વીકાર્યુ છે. વિધ્યર્થનું નિર્વચન આ રીતે જ થશે. નિર્વચનનો પક્ષ વૈદિક હોવાને કારણે આ પક્ષની

અપેક્ષાએ પૂર્વોક્ત પક્ષમાં અરુચિ 'अयमेव'માં એવકારથી પ્રકટ કરી છે. આ નિર્વચનથી પણ પ્રતિપક્ષી ઈષ્ટ સિદ્ધિ નહિ થાય. તે બાબત હવે કહે છે કે સાંખ્યમતમાં કલ્પેલા માર્ગની સમાન આ માર્ગમાં પણ આલંભનમાં વિધિ નિષેધના અવિરોધને સ્થાપિત કરી શકાશે નહિ.

તે કઈ રીતે ? તો હવે કહે છે 'तथाहि' જો કે આ પક્ષમાં લિઙાદિના દ્વારા અભિધા શક્તિથી બળવાન અનિષ્ટ જોડાયેલું રહે નહિ એવા અર્થનો બોધ થતો નથી, એમ કહી શકાશે નહિ, પણ તેનો બોધ પ્રકારાન્તરથી થશે જ, તેનો ત્યાગ કરી શકાશે નહિ. તે અંગે કહે છે કે 'प्रवर्तनाप्रयोज्यं हि' પ્રયત્નરૂપ આર્થી ભાવનામાં જે પ્રવર્તના પ્રયોજ્યની પ્રતીતિ થાય છે તે કયા પ્રકારની છે ? એવો વિચાર કરીએ ત્યારે પ્રવર્તના વિશેષની વિષયતા જેમાં હોય એવા જ્ઞાનથી જન્ય બળવાન અનિષ્ટ જેમાં જોડાયેલું ન હોય તેવા ઈષ્ટ સાધનતા વિષયક અનુમિતિ વિશેષની પ્રયોજ્યતા આખ્યાતાર્થ કૃતિમાં થશે. બળવાન અનિષ્ટના જોડાણ સિવાયની ઈષ્ટસાધનતાની પ્રવર્તના જ્ઞાનથી અનુમાન કરીને જ કોઈ યાગમાં પ્રવૃત્તિ થાય છે. એટલે યાગ વિશેષમાં આપ્ત ઈશ્વરની પ્રવર્તના વિષયતાનું જ્ઞાન પ્રાપ્ત કરીને તે લિઙ - હેતુ ભૂત જ્ઞાનથી બળવાન અનિષ્ટ સાથે નહિ જોડાયેલ ઈષ્ટ સાધનતાનું અનુમાન થાય છે. તેના પછી જ કોઈ યજમાન યાગ વિશેષમાં પ્રવૃત્ત થાય છે.

તે રીતે જ નિત્ય અને કામ્ય પ્રયોગોને લઈને તે બાબતની પ્રવર્તનામાં પણ વિશેષતા થશે. એટલે કે જેમાં પ્રવર્તના વિશેષની વિષયતા હોય એવા જ્ઞાનથી થયેલ બળવાન અનિષ્ટ સાથે નહિ જોડાયેલા ઈષ્ટ સાધનતા વિષય અનુમિતિ વિશેષની પ્રયોજ્યતા આખ્યાતાર્થ કૃતિમાં થશે. બળવાન અનિષ્ટ સાથે નહિ જોડાયેલ ઈષ્ટ સાધનતાના પ્રવર્તના જ્ઞાનથી અનુમાન કરીને જ કોઈની યાગ આદિમાં પ્રવૃત્તિ થાય છે. અતઃ યાગ યાગવિશેષમાં આપ્ત ઈશ્વરની પ્રવર્તના વિષયતાનું જ્ઞાન પ્રાપ્ત

કરીને તે લિઙ્ગભૂત જ્ઞાનથી બળવાન અનિષ્ટની સાથે નહિ લાગેલી ઈષ્ટ સાધનતાનું અનુમાન કરાય છે. તેના પછીથી જ કોઈ યજમાન યાગ વિશેષમાં જોડાય છે. કલંજ ભક્ષણ આદિથી નિવૃત્તિની બાબતમાં પણ આજ પ્રક્રિયાનો સ્વીકાર કરવામાં આવે છે.

જેને કહે છે કે 'एवं निवर्तनाविशेषविषयत्वेन भवति बलवदनिष्टानुबन्धित्वानुमितिः' આ રીતે નિવર્તના વિશેષવિષયક જ્ઞાનથી કલંજ ભક્ષણાદિ નિષિદ્ધ કામોમાં બળવાન અનિષ્ટને ઉપજાવવાનું અનુમાન થશે. અને તેના પછીથી જ કલંજ ભક્ષણ આદિથી કોઈ નિવૃત્ત થશે. એટલે કલંજ ભક્ષણ આદિમાં નિવર્તના પ્રયોજ્યત્વ પણ નિવર્તનાવિષયત્વ જ્ઞાનજન્ય અનુમિતિ પ્રયોજ્યરૂપ થશે. નિર્વતનાની વિષયતા જેમાં હોય એવા નિવર્તના જ્ઞાનથી કલંજ ભક્ષણાદિમાં બળવાન અનિષ્ટ જોડાયેલું હોય, તેનું અનુમાન થાય અને તેની પ્રયોજ્યતા કૃતિના અભાવમાં થાય.

'इत्थम्' ક્રતુનાં ઉપકારકપણે અગ્નીષોમીય આલભન કૃતિમાં પ્રયોજના પ્રવર્તના અને પ્રવર્ત્યનો હિંસાત્વના રૂપમાં હિંસાનો અભાવ હોવાથી નિવર્તના પ્રયોજ્યત્વમાં કાંઈ વિરોધ નથી. જેને સ્વર્ગમાં રુચિ હોય તે પ્રવર્તનાથી જોડાય અને જેને દુઃખવિશેષ સાથે અભાવ(દ્વેષ) હોય તે નિવર્તનાથી નિવૃત્ત રહે.

'सत्यम्' તમે કહો છો તે બાબત ખરી છે. વિધિની સમજણનો પ્રકાર આવો જ હોવો જોઈએ, છતાં વિપક્ષે કલ્પેલા સિદ્ધાંત(પથ)ની જેમ આ મંતવ્યમાં પણ નિર્દોષતા નથી. જેમ કે 'न कलंजं भक्षयेत्'ની જેમ 'प्रीतिकामः कलंजं भक्षयेत् इत्यस्यापि प्रामाणिकत्वापत्तेः' 'કલંજ ખાવું નહિ' તેની જેમ જેને રસાસ્વાદમાં આસક્તિ હોય તેણે કલંજ ખાવું. આવું લૌકિક વાક્ય પણ પ્રમાણરૂપ થવા લાગશે. કારણ કે કલંજ ભક્ષણ વિષયક કૃતિમાં આગળ કહ્યા પ્રમાણે પ્રવર્તના પ્રયોજ્યત્વની પ્રતીતિમાં કોઈ બાધ આવતો નથી. ત્યાં જો એમ કહેવામાં આવે કે કલંજ ભક્ષણમાં

પ્રસન્નતા(પ્રીતિ) રૂપ ફળનો રસના ઇન્દ્રિયથી પ્રત્યક્ષ જ્ઞાન થઈ જાય છે, એટલે પ્રવર્તના વિષયક જ્ઞાનના દ્વારા પ્રીતિરૂપ ઈષ્ટની સાધનતાનું અનુમાન કરવાનું રહેશે નહિ.

છતાં પણ 'न सुरां पिबेत्' આ વાક્યની જેમ જ "पुष्टिकामो मात्रया सुरां पिबेत्" 'દારૂ પીવો નહિ' આ નિષેધ વાક્યની જેમ જ "શરીરે પુષ્ટ થવું હોય તેણે પ્રમાણસર દારૂ પીવો" આ પ્રયોગ પણ પ્રામાણિક ગણાશે. શાથી ? તો તેના ઉત્તરમાં કહે છે કે "तृप्तेः प्रत्यक्षावगतत्त्वेऽपि पुष्टिरूप विशेष..." કલંજ ભક્ષણમાં પ્રીતિરૂપ ફળનું જ્ઞાન પ્રત્યક્ષ હોવા છતાં પણ દારૂ પીવાથી પુષ્ટિરૂપ ઈષ્ટની સાધનતાનું અનુમાન પ્રવર્તનાવિષક જ્ઞાનથી સંભવે છે. જાણીતા પદાર્થની પણ સિષાધયિષા(અનુમાનની ઈચ્છા) થાય ત્યારે અનુમાન થાય છે. પક્ષતા જ્યાં સંભવતી હોય ત્યાં પણ નૈયાયિક આદિ જાણેલી વિગતમાં પણ અનુમાન કરતા હોય છે.

સ્વર્ગમાં પણ જે કાંઈ દેવો અને અસુરોના સંગ્રામ સમયે દુઃખનો અનુભવ થાય છે તે યાગીય પશુમારણ રૂપ કર્મથી થતાં પાપનું ફળ હોય છે. આવી કલ્પના કરીને ઈષ્ટ સ્વર્ગ પ્રાપ્તિની સાથે અવશ્ય જોડાયેલા પ્રત્યવાયનું જે પ્રતિપાદન કરે છે તે ઉચિત નથી. કારણ કે પશુયાગ કર્યા વિના પણ કોઈ તપસ્વી પંચાગ્નિતાપ આદિ તપસ્યાના પ્રભાવથી સ્વર્ગ પ્રાપ્ત કરે છે અને તે તપસ્વીને પણ પશુમારણ કરીને યાગ કરનારાની જેમ જ દુઃખ સહન કરવું પડતું હોય છે. એટલે સ્વર્ગમાં જે દુઃખનો અનુભવ થાય છે, તેને યાગીય હિંસાના પ્રત્યવાયનું ફળ કહેવું તે સર્વથા અનુચિત છે. કારણ કે જેઓ તપસ્યા કરીને સ્વર્ગમાં ગયા હોય છે, તેમને અન્ય કોઈ પ્રત્યવાયનું ફળ ભોગવવું પડે છે, એમ જે કહેવું તેમાં કોઈ પ્રમાણ નથી, માટે એમ જ કહેવું પડશે કે યજ્ઞમાં પશુને મારવું તે પાપરૂપ નથી.

પશુયાગમાં પાપ લાગે જ છે એવો જો આગ્રહ રાખશો, તો

9

અવકીર્ણિ(જેનું બ્રહ્મચર્ય ભંગ થયું હોય તે)ને માટે પ્રાયશ્ચિત કહ્યું છે કે તેણે કાંણા ગર્દભ(ગધેડા)ને હોમી નિઋતિ દેવતાનું યજન કરવું. આવા પ્રાયશ્ચિતના યજનમાં એક તરફ પાપથી શુદ્ધિ થાય છે તો બીજી તરફ ગર્દભની હિંસાથી નવું પાપ થાય છે. જો ત્યાં એમ કહેશો કે અવકીર્ણિનું પાપ અને ગર્દભથી યજન કરવાનું પાપ, બંનેમાં તફાવત છે. પણ પ્રાયશ્ચિતનું યજન કરવાથી નવું પાપ ઉત્પન્ન થતું જ હોય તો આમ કોઈ સમજુ માણસ સમજે તો તે પ્રાયશ્ચિત કરે જ નહિ. 'પશુયજનથી જે પાપ ટાળવું છે તે પાપ મોટું છે અને નવું થવાનું પાપ ઓછું છે.' તે બંને પ્રકારના પાપમાં તારતમ્યતા શી રીતે રહી છે ? તે કોઈ પણ રીતે સમજમાં આવતું નથી. અવકીર્ણિ થયાનું પાપ અને ગર્દભ યજનનું પાપ બંને પાપની દૃષ્ટિથી તો એક સરખા જ છે. અવકીર્ણિનું પાપ વધારે છે અને ગર્દભની હિંસાનું પાપ ઓછું છે. એ બાબતમાં જણાવતું કોઈ પ્રબળ પ્રમાણ પણ મળતું નથી.

મનુસ્મૃતિના ૫/૩૯ ના શ્લોકમાં "યજ્ઞમાં પશુનો જે વધ કરવો તે 'અવધ' છે અર્થાત્ તે વધ ન ગણાય, આવો સામાન્ય અર્થ સમજાય છે. તે અંગે વિચાર કરવામાં આવે છે કે "न वधः अवधः" જે વધ ન કહેવાતો હોય તેને અવધ કહેવાય. આ 'અવધ' શબ્દમાં રહેલો નિષેધાર્થક જે 'અ' (नञ्) તેનો તો આભિધાનિક શક્ય અર્થ કરીએ એટલે મનુના મત પ્રમાણે યજ્ઞમાં જો પશુનો વધ કરાય તો તે પાપ જનક નથી.

પણ તેથી વિરુદ્ધ એમ કહેવાય છે કે 'અવધ' શબ્દનો અર્થ લક્ષણાથી અલ્પ કહો. અર્થાત્ યજ્ઞની પશુ હિંસાનું પાપ અલ્પ છે. જેમ કે 'અનુદરા કન્યા' આ વાક્યમાં કહેલી કન્યા પેટ વગરની હોઈ શકે નહિ, માટે ત્યાં અનુદરા શબ્દનો નિષેધવાચક 'અકાર'(नञ्) નો અર્થ અલ્પ કરવામાં આવે છે. તેથી 'અનુદરા કન્યા'નો લાક્ષણિક અર્થ

પાતળા પેટવાળી કન્યા એવો થાય છે, તેમ 'અવધ' શબ્દનો 'અ' (नञ्) પણ થોડું (અલ્પ) પાપ એવો થઈ શકે છે. બિલકુલ પાપનો નિષેધ કરાય નહિ.

ત્યારે વિદ્વાન મીમાંસક કહે છે કે 'અનુદરા કન્યા' આ વાક્યમાં પ્રત્યક્ષથી શક્યાર્થનો બાધ થતો હોવાથી લક્ષણા દ્વારા પાતળા પેટવાળી કન્યા એવો અર્થ કરવો પડે છે પણ 'અવધ' શબ્દમાં કોઈ બાધ નથી. વળી પાણિનિ સૂત્રોના મહાભાષ્યમાં પતંજલિએ અકાર(नञ्)ને અભાવ (નિષેધ) અર્થમાં કહ્યો છે અને તેનું પ્રમાણ વૈયાકરણભૂષણસારમાં કૌંડ ભટ્ટે લીધું છે. તેમનો અભિપ્રાય છે કે 'અ'(नञ्)નો વાચ્યાર્થ અભાવ જ મુખ્ય છે અને તેના જે બીજા અર્થ કરવામાં આવે છે તે તો લક્ષણાથી થાય છે. સર્વત્ર 'અ'(नञ्) ને સાંભળતા જ બધાને 'અભાવ' નો અનુભવ થાય છે. જ્યારે અન્ય પ્રમાણોથી 'અ'(नञ्)નો અભાવ અર્થ બાધિત થાય ત્યારે અપ્રાશસત્ય કે સાદૃશ્ય એવો અર્થ સમજાય છે, અથવા તે તે અર્થમાં અભાવની નિરૂઢ લક્ષણા ભલે માને, એટલે કોઈ પણ રીતે, 'અ'(नञ्) શબ્દનો શક્ય અર્થ અભાવ જ થશે, તેને છોડીને સાદૃશ્ય કે પ્રાશસ્ત્ય આદિ અર્થમાં નહિ મનાય.

ઉપર કહ્યું તેથી વિરુદ્ધ શંકા કરે છે કે 'वधोऽवधः' મનુ મહારાજના આ વાક્ય નિરૂઢ લક્ષણાથી 'અ'(नञ्)નો અર્થ અલ્પ (થોડું) પાપ એવો થાય છે. કારણ કે આચાર્યોએ નિરૂઢ લક્ષણાને અભિધા શક્તિના સમાન જ માની છે. 'निरूढा लक्षणाः काश्चित् सामर्थ्यादभिधानवत्'

આ શંકાનું ખંડન કરતા મીમાંસકો કહે છે કે આવી શંકા કરવી તે યોગ્ય નથી. "ભગવાને યજ્ઞને માટે જ સ્વયં પશુઓની સૃષ્ટિ કરી છે. યજ્ઞ સહુના કલ્યાણ માટે થાય છે આથી યજ્ઞમાં પશુનો જે વધ તે (અવધ છે) વધ મનાતો નથી."(મનુસ્મૃતિ ૫/૩૯) ઉપરના વાક્યમાં અવધ શબ્દમાં જે 'અ'(नञ्) છે તેનો અર્થ અલ્પ (થોડું - ઓછું) પાપ

એવો કરવામાં આવે તો પશુઓની યજ્ઞને માટે જે સૃષ્ટિ કરી છે તે હેતુનું સ્વારસ્ય તૂટી જશે, એટલે કે જે યજ્ઞકાર્યને માટે ભગવાને પશુઓની રચના કરી છે તેનો યજ્ઞોમાં ઉપયોગ થવો જોઈએ.

આ રીતે જ તે પછીના શ્લોકમાં કહ્યું છે કે, 'વ્રીહિ આદિ ઔષધિઓ, પશુ, વૃક્ષ અને પક્ષી (તિર્યક્) વગેરેનું યજ્ઞને નિમિત્તે મરણ થાય તો તેઓ ફરીને ઉત્કૃષ્ટ(શ્રેષ્ઠ) જન્મને પામે છે.'(મનુ.૫/૪૦) જો યાગીય હિંસામાં 'अवध' શબ્દનો અર્થ અલ્પ પાપ કરવામાં આવશે તો ઉપરના ૪૦માં શ્લોકનો અર્થ સુસંગત થશે નહિ.

તેના વિરુદ્ધ કહે છે કે પશુઓને માટે દુઃખરૂપ એવો જે વધ તે પછીથી તે પશુઓને ઘણું મોટું સુખ આપનારા યજ્ઞોની સાથે સંકળાયેલો છે. માટે તે વધ અલ્પ પાપજનક હોવાથી 'અ'(नञ्) વધ કહેવાતો નથી.

ત્યારે તેનો જવાબ મીમાંસક આપે છે કે 'યજ્ઞમાં મરેલા પશુઓને પછીથી સર્વશ્રેષ્ઠ બીજો જન્મ મળે છે.' આમ કહેવું તે પણ બરાબર નથી. યજ્ઞમાં થતાં પશુવધનું પાપ અન્ય પશુવધની અપેક્ષાએ ખરેખર ઓછું(અલ્પ) છે. આમ કહેવું તે પણ યોગ્ય નથી. તે 'अवध' શબ્દનો અર્થ 'ઓછું પાપ' એવો કરવામાં બીજું કોઈ પ્રમાણ પણ મળતું નથી માટે, "यज्ञे वधोऽवधः" આ વાક્યમાં 'अवध' શબ્દનો અર્થ, યજ્ઞમાં થયેલો પશુવધ તે પશુને સર્વશ્રેષ્ઠ જન્મ આપનારો હોવાથી વાસ્તવમાં મરણરૂપ હોવા છતાં તે બીજા નિમિત્તથી થતા પશુવધની જેમ તે પાપજનક નથી. માટે તે વધને નિષ્પાપ જ કહેવાય. વળી ઉપર કહેલા આશયના આધારમાં શ્રુતિ પણ કહેવાય છે કે 'યજ્ઞમાં વધ પામેલા પશુ સુવર્ણમય શરીર પામીને ઊંચે સ્વર્ગલોકમાં જાય છે.'(ઐ.બ્રા.રા.૨/૭/૪) આવો આ શ્રુતિનો મુખ્ય અર્થ છે.

મીમાંસકો આ શ્રુતિને અર્થવાદ કહીને તેનું સ્વાર્થમાં પ્રામાણ્ય માનતા નથી. પણ વેદાંતી બ્રહ્મસૂત્રોના દેવતાધિકરણ(બ્ર.સૂ.૧/૩/૭)

માં દેવોનું પણ અર્થિત્વ તથા સામર્થ્ય હોવાથી તે અર્થવાદ વાક્યોની પ્રામાણિકતાનું સમર્થન કરવામાં આવ્યું છે. જ્યાં શક્ય(મુખ્ય આભિધાનિક) અર્થ બાધ થતો હોય છે. ત્યાં લક્ષણાર્થ(મુખ્ય અર્થને નજીકનો ગૌણ અર્થ) લેવાતો હોય છે. જ્યાં વાક્યાર્થમાં કોઈ જાતનો બાધ આવતો ન હોય ત્યાં શક્યાર્થથી બોધ થઈ જતો હોય છે. એટલે કે તે બીજા વાક્યની જેમ પ્રામાણિક ગણાય છે.

જો ઉપર કહ્યા 'તે પશુ સુવર્ણમય શરીરને પામીને ઊંચે સ્વર્ગલોકમાં જાય છે.' તેવા અર્થવાદ વાક્યોને પોતાના અર્થ સાથે તદ્દન તાત્પર્ય-સંબંધ હોય જ નહિ, તેવા વાક્યથી પ્રશંસા પણ શું થઈ ગણાય ? આવા અર્થવાદ વાક્ય ખાલી પ્રશંસારૂપ જ છે માટે ખોટા છે, આવું જો સમજાઈ જાય તો તેથી તેમાં કહેલી પ્રવૃત્તિને કોઈ કરે જ નહિ. વળી તે અર્થવાદના વાક્ય વેદોક્ત વિધિના શેષ અંગ છે, એટલે તે વાક્યોની પ્રામાણિકતા જતી રહે. કહેવાનું તાત્પર્ય એ છે કે અર્થવાદ વાક્યો લોકોને કર્મમાં પ્રવર્તાવવા માટે પ્રશસ્તિ કરે છે અને નિષિદ્ધ કર્મોથી પાછા વાળવા માટે અપ્રશસ્તિ ગ્રહણ કરે છે. આથી તે અર્થવાદ વાક્યનું પ્રામાણિકપણું નિર્બાધ રહે છે. તેમાં પ્રશસ્તતા તો તેને કહેવાય છે કે 'રોક્યું ન રોકાય એવું અનિવાર્ય દુઃખ જેમાં રહ્યું હોય છે. આ પ્રશસ્તતા તથા અપ્રશસ્તતાનું સ્પષ્ટીકરણ અન્ય સ્થળે પણ કર્યું છે, વળી યજ્ઞના નિમિત્તે મારેલા પશુઓને મંગળમય દિવ્યદેહ મળે છે.' એમ જે કહ્યું છે તે તો આલભન(પશુના મારણ)ની પ્રશસ્તતાને સૂચવતા "રોક્યું ન રોકાય એવું અનિવાર્ય દુઃખ જેમાં ન હોય(બલવદનિષ્ટાનનુબન્ધિત્વ) તેને તથા તે પશુનું આલભન પાપ ભર્યું નથી. (પ્રત્યવાયાનાવહ) એવા ભાવને સૂચવે છે.

હવે પૂર્વોક્ત મહાભારતના વચનોનું વાસ્તવિક તાત્પર્ય પ્રકટ કરે છે. મહાભારતના વચનોમાં પશુહિંસાપરક યજ્ઞની નિંદા કરી હોય એવું

જે દેખાય છે, તે વચનોનું તાત્પર્ય હિંસામય યજ્ઞ પાપજનક છે, એવું કહેવામાં નથી. જો એ બધાં વચનોને પાપજનક માનવામાં આવશે તો મનુસ્મૃતિથી પરિપુષ્ટ કરાયેલા "अग्नीषोमीयं पशुमालभेत" (તૈતિ. સં.૬/૧/૧૧/૬, શતપથ ૨/૪/૧/૧૧) શ્રુતિ વચનોની સાથે વિરોધ આવશે. પરંતુ મહાભારતના આ વચનો તો 'નહિનિંદા ન્યાય'થી (અર્થાત્ કોઈની જે નિંદા કરવામાં આવે છે. તેનાથી તે નિંદ્યની નિંદા કરાતી નથી પણ શુદ્ધ વ્યક્તિને નિંદ્ય કર્મથી રોકવા માટે) કરાય છે. જેમાં હિંસા થતી ન હોય એવા અહિંસામય યજ્ઞની પ્રશંસા કરવામાં તે વાક્યોનું તાત્પર્ય હોય છે.

તેમજ મહાભારતમાં પિતા તથા પુત્રનો સંવાદ છે. તેમાં પુત્ર કહે છે કે "અધર્મવાળો આ વૈદિક ધર્મ મને ઠીક લાગતો નથી." આ વચન આટલો જ નિર્દેશ કરે છે કે તે જન્મ મરણ રૂપ અગ્નિની જ્વાળાઓથી ઘેરાઈ ગયો છે, એટલે કે ચારે તરફથી સળગી રહેલા લાકડાંની વચ્ચે ફસાઈ ગયેલા કીડાની જેમ ખૂબ જ ભયભીત થઈ ગયો છે અને તેથી જ તે લૌકિક તથા પારલૌકિક બધા જ અર્થો-વિષયોને અનર્થ-દુઃખરૂપ દેખી રહ્યો છે.

અને તે દુઃખોથી છૂટવાના ઉપાયોને પણ અનર્થ કરનારા હોવાથી અધર્મરૂપ જ દેખે છે, તેથી આત્મદ્રષ્ટા એવા કોઈ ઉત્તમ અધિકારીના ઉપર કહેલા બધા શબ્દો પોતાના અધિકારને અનુરૂપ હોય તેમ જણાય છે. આવા ઉત્તમ અધિકારીને મતે તો નરક કોઈ અનર્થરૂપ નથી તથા સ્વર્ગ કોઈ અર્થરૂપ પણ નથી. કારણ કે તે બધું જન્મ મરણ રૂપ સંસારમાં ભટકાવનાર જ છે. તેથી જે તે પુત્રે પોતાના પિતા આગળ કહ્યું કે 'न सम्यक् प्रतिभाति मे' આ બધું મને ઠીક લાગતું નથી. એમ કહીને આગળ કહે છે કે, "पशुयज्ञैः कथं हिंसैर्मादृशो यष्टुमर्हति, अन्तवद्भिः" વિનાશશીલ અને હિંસાપ્રધાન પશુયજ્ઞોને મારા જેવો કઈ રીતે કરી શકે ? આ શ્લોકમાં

"મારા જેવો..વિનાશશીલ.. અને હિંસા પ્રધાન" આવા શબ્દ કહ્યા છે. તેનો અભિપ્રાય આવો છે કે તે કોઈ જુદી જ રીતનો ઉત્તમ અધિકારી છે અને તેથી તે ફળ આપનારા એવા યજ્ઞાદિ સાધનોને પણ વિનાશશીલ તથા અનર્થરૂપ કહે છે. વળી તે હિંસામય યજ્ઞ તે તે પ્રાણીઓને તે તે સમયે દુઃખજનક હોવાથી તે યજ્ઞમાં ન્યૂનતા (ખામી) રહી છે. એમ તે શબ્દોથી સૂચિત થાય છે.

વળી આગળ મહાભારત(શાં.મો.૨૬૬/૪)માં 'अव्यवस्थितमर्यादैः' ઈત્યાદિ શ્લોકથી હિંસામય યજ્ઞની નિંદા કરી હોય તેમ જણાય છે. તે અંગે પણ અહીં કહીએ છીએ કે આ શ્લોકો પણ અધિકારીની તારતમ્યતાના અભિપ્રાયને જણાવે છે. આ શ્લોકોનો ભાવ એવો છે કે સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણના ભેદથી લોકોની યોગ્યતા એક સરખી હોતી નથી. વેદો ભિન્ન ભિન્ન રુચિના લોકોને ઉદ્દેશીને ઉપદેશ કરે છે, એટલે તેનું ખરું તાત્પર્ય શું છે તે સામાન્ય માણસ સમજી શકે નહિ. એટલે તેમાં જે મૂઢ લોકો છે તે એમ સમજી બેસે છે કે વેદોમાં કેવળ સ્વર્ગ, પુત્ર, પશુ અને અન્ન આદિની પ્રાપ્તિ માટે જાત જાતના ફળ મેળવવાના જ ઉપાયો કહ્યા છે. જેને આત્મસ્વરૂપ કે પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન ન હોય એવા અત્યંત મૂઢ લોકો એમ માને છે કે શાસ્ત્રમાં લૌકિક વિષય-કામ ફળ જ કહ્યું છે, એટલે જેને કોઈ પણ જાતની મર્યાદા ન હોય એવા મૂઢ લોકો એવું માને છે કે જેણે અમુક સ્વર્ગાદિ સુખ મેળવવું હોય તેણે અમુક પશુથી યાગ કરવો અને અમુક પુત્ર કે રાજ્ય આદિને મેળવવા ચાહતા પુરુષે અમુક પશુયાગ કરવો. આવી રીતે હિંસા જેમાં મુખ્ય હોય છે. અને જે મુખ્ય યાગમાં અંગભૂત બીજા ઘણા યાગો કહ્યા હોય છે. અને તેમાં તેની વિવિધ પ્રકારની ક્રિયાઓ કરવાની હોય છે, એટલે તે લોકો તેવા યજ્ઞોની જ પ્રશંસા કરતા હોય છે, પણ તેમને સાત્વિક ભક્તોએ સેવેલું જીવાત્માનું સ્વરૂપ, પરમાત્માનું સ્વરૂપ તથા

તેમની ઉપાસના, નવધા ભક્તિ, દંડવત્ પ્રણામ તથા પ્રદક્ષિણા વગેરે ભગવાન સંબંધી કર્મ હોતું નથી, એટલે અધિકારીની યોગ્યતા પ્રમાણે ઉપદેશ કરનારા વેદોની પ્રવૃત્તિમાં પ્રત્યવાયાહતા-પાપકારણતા નથી.

ઉપર એમ કહેવાયું કે ઉંછવૃત્તિવાળા સત્યનામના સાધકે હિંસામય યજ્ઞ કર્યા, તેથી તેનાં તપનો નાશ થયો હતો. તે બાબતમાં તો વાસ્તવિકતા એ હતી કે સાધક સત્ય સ્વયં અહિંસાવ્રતમાં ખાસ નિષ્ઠાવાળા હતા. તેણે લીધેલા વ્રતનો ભંગ થવાથી તેના વ્રતથી મેળવેલા પુણ્યરૂપ તપનો નાશ થયો હતો. લીધેલા વ્રતથી જે કોઈ પડી જાય તો સંપાદન કરેલા પુણ્યનો નાશ થાય છે. આ બાબત તો સર્વત્ર પ્રસિદ્ધ છે, તેણે કેવળ પ્રલોભનથી જ યજન કર્યું હતું, પણ વિધિથી નહિ.

વળી એક બાબત ઉપર કહેવાણી છે કે કોઈ એક સમયે દેવતાઓ અને ઋષિઓને યજ્ઞ અંગે વિવાદ થયો. ત્યારે ધર્મનો નિર્ણય કરવા માટે ઉપરિચર વસુ રાજાને બોલાવવામાં આવ્યા, ત્યારે દેવો તરફના પક્ષપાતથી તે રાજા બોલ્યા કે છાગ(બકરાં)થી યજ્ઞ કરવો. ત્યારે મહર્ષિઓએ વસુરાજાને શાપ દીધો, તેણે કરીને તે ભૂગર્ભમાં ઊતરી ગયા. આ ઘટનાથી બકરાંથી થતો પશુયાગ છે તે પાપરૂપ છે. એવું કારણ કહી શકાશે નહિ.

ખરેખર સાચી બાબતને પણ પોતાનાં મનમાં સારી રીતે વિચાર્યા વિના જ પોતાને બોલાવનારા દેવોના મુખને પ્રસન્ન કરવાના આશયથી બોલેલા વસુ રાજાનું વચન ભલે ખોટું ન હતું, પણ તેનાં વચનમાં પક્ષપાત અવશ્ય હતો. અને તેટલા નિમિત્તથી સહેજે જ કોપ કરનારા મહર્ષિઓનો શાપ સંભવે છે. માણસ અપરાધી હોય કે નિરપરાધ હોય, પણ મહર્ષિઓનો શાપ અનિવાર્ય ગણાય છે. ઋષિઓનું વચન હતું કે 'नैष धर्मः सतां देवाः'(મ.ભા.શા.મો.૩૩૮/૫) 'દેવતાઓ ! આ સજ્જનોનો ધર્મ નથી' આવું ઋષિઓનું જે વચન છે તે અધિકારીઓને

અને સમયને ધ્યાનમાં રાખીને કહેવાયું હતું. કારણ કે સત્યયુગ હતો અને એક બાબત નિર્વિવાદ સ્વીકારવામાં આવે છે કે અધિકારી અને સમયને ધ્યાનમાં રાખીને ધર્મમાં ભિન્નતા મનાય છે. જે કોઈ વિશિષ્ટ ફળની અપેક્ષા નહિ રાખનારા, નિષ્કામ અને ભૂતપ્રાણિમાત્રના ઉપર દયા રાખનારા હોય તેમનો આ હિંસાપ્રધાન ધર્મ નથી. જે લોકો વિષયભોગના લોલુપ હોય તેમને માટે હિંસામય ધર્મ ભલે આવશ્યક હોય, પણ તે લોકોને માટે આવશ્યક કહેવાથી કાંઈ તે હિંસામય ધર્મને પાપકારક ન ગણાય.

ઉપરિચર વસુ રાજાએ અધિકારની તથા સમયની તારતમ્યતાને અવગણીને જે વચન કહ્યું, તે પક્ષપાતી ગણાયું. કોઈ પણ જાતની અભિલાષાનો ઉલ્લેખ કર્યા વિના જ વિવાદનું વચન સંભળાવવામાં આવ્યું કે હે રાજન્ ! યજ્ઞ શેનાથી કરવો ? અજ(બકરાં)થી કે ઔષધિઓ(અન્ન) થી ? (મ.ભા.શા.મો.૩૩૮/૧૦) આમ કોઈ વિગત કહ્યા વિના જ સામાન્યરૂપમાં પૂછ્યું. કોઈ પણ ફળની ઈચ્છા હોય કે ન હોય, સહુ કોઈએ સમાન રીતે અજ(બકરાં)થી યજ્ઞ કરવો, આવો દેવોનો પક્ષ હતો.

તેવો કોઈ નિયમ નથી પરંતુ ઔષધી(અન્ન)થી યજ્ઞ કરવો. કારણ કે ઔષધીથી કરેલા યજ્ઞથી પણ સર્વ પુરુષાર્થોની સિદ્ધિ થાય છે. વળી આવા યજ્ઞમાં કોઈ પણ પ્રાણીને પીડવામાં આવતા નથી. તેમજ સર્વભૂત પ્રાણિમાત્રમાં સુહૃદ્ભાવવાળા સત્પુરુષો તેવા યજ્ઞને સ્વીકારે છે. આથી આવા અહિંસામય યજ્ઞના અધિકારી પણ ઉત્તમ કહેવાય છે. આવો પક્ષ ઋષિઓનો હતો. આ વખતે ઉપરિચર વસુ રાજાએ દેવોનો પક્ષ રાખીને પક્ષપાત કર્યો અને તેને ભૂગર્ભમાં ઊતરી જવાનું થયું. તેટલાથી કાંઈ રાજાએ કહેલો યજ્ઞ પાપકારક છે. એમ નથી, ખરેખર તો મહાભારત શાંતિપર્વ - મોક્ષધર્મની કથાના બધા વચન 'નહિ નિંદા ન્યાય'થી અહિંસામય યજ્ઞની મુખ્યપણે પ્રશંસા કરનારા છે તે અમે આગળ પણ કહ્યું છે.

યજ્ ધાતુનો અર્થ દેવપૂજાત્મક યાગ છે. પૂજા તો દેવોને રાજી કરવાની વિશિષ્ટ ક્રિયાને કહેવાય છે. એટલે દેવોને ગમે તેવી વિશિષ્ટ ક્રિયા જ યાગ(પૂજા) કહેવાય. પણ અણગમતી ક્રિયા હોય તે યાગ ન કહેવાય. એટલે દેવોને નહિ ગમતા ઋષિઓના પક્ષને છોડીને વસુ રાજાએ દેવોને ગમતો હિંસામય યાગ કરવો એમ કહ્યું. આ બાબતમાં રાજાની વાણીનો શો વાંક ? અને શા માટે શાપ વગેરે થાય. કોઈ વિદ્વાનનું એવું પણ તાત્પર્ય છે કે મહાભારત મોક્ષધર્મના ૩૩૮માં અધ્યાયની બધી કથા 'અહિંસામય યજ્ઞ જ સર્વ શ્રેષ્ઠ છે.' એમ તેની પ્રશંસા કરવા માટે જ કહી છે.

"अजसंज्ञानि बीजानि छागं नो हन्तुमर्हथ"(મોક્ષધર્મ ૩૩૮/૪) આ વચન પણ અમુકને જ માન્ય છે, સર્વ ગ્રાહ્ય નથી. તેમજ 'તે વચન બીજ(અન્નકણ)ને અજ શબ્દથી કહેવાય છે' તેવી વ્યવસ્થા કરવા માટેનું નથી, તેમજ ઉપર કહ્યું તે મોક્ષધર્મનું વચન 'બકરા આદિ પશુ' યજ્ઞને લાયક નથી, આવી વ્યવસ્થા માટેનું પણ નથી. ઉપર 'एत उत्क्रान्तमेधा अमेध्याः'(ઐ.બ્રા.૨/૯/૮) આ શ્રુતિનો અર્થ 'અજ અમેધ્ય હોવાથી યાગમાં અયોગ્ય છે.' એમ જે કર્યો છે તે પણ બરાબર નથી. શ્રુતિના તે પ્રકરણમાં 'अध्रिगुप्रैष'(પર્યગ્નિકરણ સંસ્કારના પછી હોતા જે મંત્ર બોલે છે તે) કહ્યા છે અને તે પછી પશુપુરોડાશનાં વિધાન માટે કોઈ એક આખ્યાયિકા મૂકી છે. આ આખ્યાયિકામાં વ્રીહિ(ડાંગર)ના મેધ્યપણાની(યજ્ઞને યોગ્ય શુદ્ધપણાની) અને પુરોડાશ બનાવવામાં તેના ઉપયોગની પ્રશંસા કરવામાં આવી છે.

જ્યોતિષ્ટોમના પ્રાતઃસવનમાં અગ્નીષોમીય વપાયાગના પછી માધ્યન્દિનસવનમાં અગિયાર કપાલો(પાત્ર)માં સંસ્કૃત પુરોડાશ દ્રવ્યથી જે એક યાગ કહ્યો છે. જેને પશુપુરોડાશ કહેવાય છે. યાગમાં પશુદ્રવ્ય અયોગ્ય છે એવો નિષેધ અહીંયા નથી, કારણ કે પૂર્વાપરમાં પશુનો સંબંધ રહ્યો જ છે.

શંકા - દેવતાઓ મનુષ્યરૂપી પશુથી યજ્ઞ કરવા તત્પર થયા ત્યારે તેના સારભૂત મેધ્યાંશ નીકળી ગયો. ત્યારે તે દેવો તે મેધ્યાંશને અનુસર્યા. તે મેધ્ય અંશ અશ્વ, ગાય, ઘેટું, બકરું, એવા ક્રમથી નીકળીને પૃથ્વીમાં પ્રવેશ્યો. પછી તે વ્રીહિના રૂપમાં રહ્યો. એટલે નક્કી થયું કે મેધ્યાંશથી રહિત પશુઓ યજ્ઞને યોગ્ય નથી અને તેથી જ કહેવાય છે કે ઉત્ક્રાંતમેધા આ પશુઓ યજ્ઞને અયોગ્ય(અમેધ્ય) છે.

સમાધાન : પશુઓ યજ્ઞને અયોગ્ય નથી. ઉપરના વાક્યમાં તમે જે કહ્યું તે પ્રમાણે મનુષ્ય, અશ્વ, ગાય, ઘેટું, બકરું, વગેરે પશુઓમાંથી મેધ્યાંશના ઉત્ક્રમણથી ઊપજેલા કિંપુરુષ, સાબર, રોજ, ઊંટ અને શરભ વગેરેમાં મેધ્યાંશ નહિ હોવાથી તે બધાને યજ્ઞમાં અયોગ્ય કહ્યા છે, તે જેમાંથી મેધ્યાંશ ઊડી ગયો હોય તેનો નિર્દેશ કરે છે. મેધ્યાંશના ઉત્ક્રમણથી જે પુરુષરૂપી પશુનો ત્યાગ કર્યો તે જ કિંપુરુષ થયો. એટલે કે જેમાંથી મેધ્ય અંશ ઊડી ગયો હોય તે કિંપુરુષ જ છે. તે રીતે જ અશ્વ, ગાય, સાબર, ઘેટું, બકરું, ઊંટ અને શરભને સમજવા. પુરોડાશની તો પ્રશંસા કરી છે કે 'જે યાજક પુરોડાશથી યજન કરે છે તે બધા પશુઓના મેધ્યાંશથી યજન કરે છે, એમ સમજવું. આમ પુરોડાશની પ્રશંસા કરીને તેનો ઉત્કર્ષ કહ્યો છે, તેનાથી યજ્ઞ માટે પશુ અમેધ્ય છે એમ માનવું નહિ. તે રીતે જ પુરોડાશનું પોષક મહાભારતનું વચન પણ આગળ કહ્યું તે રીતે જ સમજવું.

મહાભારતના શાંતિપર્વાન્તર્ગત મોક્ષધર્મપર્વ(અ.૨૬૪)માં તુલાધાર તથા જાજલિની કથા છે. ત્યાં 'नमो ब्राह्मणयज्ञाय' આવા શબ્દ કહીને હિંસામય યજ્ઞની નિંદા કરી છે. આવું જે કહેવાય છે તે પણ ક્ષત્રયજ્ઞ શબ્દથી કહેલા જે પ્રાણીની હિંસા થતી હોય એવા યજ્ઞ, તેના કરતાં પ્રાણીની હિંસા વગરના અહિંસામય યજ્ઞને ઉત્તમ કહ્યા છે અને તે પણ અહિંસાપ્રધાન યજ્ઞની પ્રશંસા કરનાર છે એમ સમજવું.

વળી વ્યાસમુનિએ યોગભાષ્યમાં "કેવળ માનસી ક્રિયાઓથી જ યોગ સાધી શકાય છે, માટે તે સિવાયના બહારના સાધનોથી સાધવામાં આવતા બધા જ ધર્મો શુક્લકૃષ્ણ(પુણ્યપાપરૂપ) છે. આવું જે વર્ણવ્યું છે તે પણ તેમનાં પોતાના મંતવ્ય પૂરતું જ છે. અને જો તે બધા ધર્મોને પુણ્યપાપમિશ્ર માનશું તો અન્નકણના પુરોડાશ માત્રથી જ જે સાધ્ય ધર્મ, તેમાં પણ બીજોને ખાંડવું કે ચોળવું આવશ્યક હોવાથી છેવટે તે પુરોડાશ પણ અશુદ્ધ ગણાશે.

પુરોડાશ ભલે અશુદ્ધ ગણાય, અમારે તે માન્ય છે. એમ પણ કહી શકાશે નહિ, શુદ્ધ સત્વગુણી ભગવાનના એકાંતિક ભક્તો બાહ્ય સાધનોથી જ ભગવાનની પૂજારૂપ યાગ કરતા હોય છે. સસ્ય(અન્નકણો) થી કરાતા તથા ચરુ પકાવીને કરાતા તે ભગવત્પૂજા રૂપ યજ્ઞ બાહ્ય સાધનોથી જ થાય છે. એટલે તેમાં અશુદ્ધિ આવશે. કદાચ વ્યાસમુનિએ યોગભાષ્યમાં બાહ્ય સાધનોમાં પાપજનકપણું નહિ હોવા છતાં તે સમયે થતાં બીજોને (અન્નકણોને) ચોળવા ખાંડવાનું થતું હોવાથી કૃષ્ણ(પાપ) શબ્દનો પ્રયોગ કર્યો હોય, તે પણ જોવું જાણવું રહ્યું.

શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના અ.૫૧/૬૩માં ભગવાન શ્રીકૃષ્ણે મુચુકુંદ રાજાને કહ્યું કે "સ્વધર્મમાં રહેલા એવા તમે મૃગયા આદિ દ્વારા પ્રાણીઓનો વધ કર્યો હતો, તો હવે મારા આશ્રિત થયેલા એવા તમારે સાવધાનપણે તપ કરીને તે પાપને દૂર કરવાનું છે." આ જે વચન કહ્યું છે તે પણ પ્રજાની રક્ષા કરવા સિવાયના પોતાના સ્વભાવથી જે મૃગયા કરી હોય તેને પાપરૂપ કહી છે અને તેટલા માટે જ મહાભારતમાં ક્ષત્રિયો મૃગયા કરે તો તેમાં દોષ-પાપ નથી એમ કહેવાયું છે. "क्षत्रियाणां तु यो दृष्टो विधिस्तदपि मे श्रुणु"(મ.ભા.આનુ.૧૧૬/૧૫) આ શ્લોક કહ્યા પછી આગળ કહે છે કે "ભૂત પ્રાણીમાત્રની રક્ષા કરવા માટે હિંસક પશુઓને મારવા. આત્મા તથા ઇન્દ્રિયોને નિયમમાં કર્યા સિવાય અન્ય

કોઈ મૃગયા નામે વસ્તુ જ નથી. હે ભારત ! તેથી બધા રાજર્ષિઓ બાહ્ય અને આંતર કરણ-ઇન્દ્રિયોના નિગ્રહ રૂપ મૃગયા કરતા રહે છે. અને તેનું પાપ તેમને લાગતું નથી.(મ.ભા.આનુ.૧૧૬/૧૮)

જો કે યુધિષ્ઠિર મહારાજ ક્ષાત્ર ધર્મને અનુસર્યા હતા. પોતાના બંધુજનોના વધથી થયેલા પાપથી ડરેલા તેઓ શોક કરતા હતા. તેમાં પણ બંધુજનોના વિયોગના શોકથી તેમનું માનસ વધારે ઉદ્વિગ્ન હતું. એટલે તેમને સત્ય અસત્યનો વિવેક જ નષ્ટ થઈ ગયો હતો અને તે સમયે તેમને માત્ર રડવાનું જ રહ્યું હતું. એટલે તેમણે કહેલી જે બાબતો તે પાપકારકત્વને દૃઢ કરતી નથી. બાણશય્યામાં રહેલા ભીષ્મે આજ્ઞા કરી કે "ધર્માત્મા યુધિષ્ઠિર મને ધર્મની બાબતમાં ભલે પૂછે."(ભા.શાં. રા.૫૫/૨) છતાં યુધિષ્ઠિર તરત ભીષ્મ પાસે ગયા નહિ. તેનું કારણ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે "પૂજ્ય અને માન્ય એવા ગુરુજનો, પોતાને અનુસરતા સંબંધીઓ તથા પૂજનીય બાંધવો, તે બધાને બાણોથી હણીને ઘણી લજ્જાથી ઘેરાયેલા યુધિષ્ઠિર આપ ભીષ્મની પાસે આવતા નથી." (મ.ભા.શા.રા.૫૫/૧૧-૧૩)

ત્યારે ભીષ્મે કહ્યું, દાન, અધ્યયન અને તપ કરવું તે બ્રાહ્મણોનો ધર્મ છે.(મ.ભા.શાં.રા.૫૫/૧૪) તે રીતે જ યુદ્ધ કરવું તે ક્ષત્રિયોનો ધર્મ છે. આના પછી આગળ ધર્મો કહ્યા અને યુદ્ધમાં થતી હિંસા ક્ષત્રિયોને માટે પ્રત્યવાય પાપરૂપ નથી, તે બાબતને ભીષ્મે દૃઢ કરીને કહી છે.

યુધિષ્ઠિરનું મન શોકથી ઉદ્વિગ્ન હતું તે વારંવાર શંકાઓ કરતા હતા. તેમને ધીરજ રહી ન હતી. તેવી સ્થિતિમાં તેમને ધીરજ આપવાના આશયથી જ વ્યાસમુનિએ પ્રાયશ્ચિતનો ઉપદેશ કર્યો હતો. તે વ્યાસનાં વચન આ પ્રમાણે છે. જેમ કે, "હે યુધિષ્ઠિર ! તમને વિવિધ કામનાઓથી થતાં સંદેહોને મેં વારંવાર ટાળ્યા છે, તમને શ્રદ્ધા રહી નથી. બુદ્ધિ વિપરીત થઈ ગઈ છે. તમને પૂર્વાપરની સ્મૃતિ પણ

રહી નથી."(મ.ભા.આશ્વ.૨/૧૮) "હું એમ માનું છું કે તમારી બુદ્ધિ (સમજણ) બરાબર નથી. જે તમે છેવટ સુધી પોતાને પાપી માની રહ્યા છો."(મ.ભા.આશ્વ.૩/૧)

ઉપર કહેલા વચનોથી સ્પષ્ટ જણાય છે કે વ્યાસજીએ પ્રાયશ્ચિત કરવાનો જે ઉપદેશ કર્યો છે, તે કેવળ યુધિષ્ઠિરનાં મનની વ્યાકૂળતાને દૂર કરવા માટે જ કર્યો છે. બીજી એક વાત એ પણ છે કે હર એક વધ પ્રત્યવાય પાપરૂપ જ છે. એમ જો માનવામાં આવશે તો તે વધથી થયેલા પાપને ટાળવા માટે કરવામાં આવતા અશ્વમેધ આદિ યજ્ઞ પણ વધ ભર્યા હોવાથી તે બધા પાપકારક જ છે. આ પાપથી ડરેલાએ બીજું પાપ કરવું તે અયોગ્ય જ છે. એટલે યુધિષ્ઠિરને કહેલો પ્રાયશ્ચિતોપદેશ પણ ઘટે નહિ.

વધને લાયક અપરાધીનો વધ કરવાની આજ્ઞા આપનાર રાજાને પણ પાપ લાગવા માંડે તો બધું રાજ્યનું ન્યાયાલય જ બંધ થઈ જાય. માટે શ્રુતિ તથા સ્મૃતિએ કહેલ પ્રાણ છૂટી જાય તેવી આજ્ઞા અનર્થ-પાપરૂપ નથી. એટલા માટે જ મહાભારત શાંતિ પર્વાન્તર્ગત રાજધર્મમાં જે કહ્યું છે કે "વૃથા પશુનો વધ કરનાર તથા ઘરને સળગાવી દેનાર પાપી છે." માણસે વૃથા પશુનો વધ કરવો નહિ અને કરાવવો પણ નહિ.(મ.ભા.શાં.રા.૩૪/૨૮/૭) તે પણ યજ્ઞ સિવાય બીજે નિમિત્તે કે સ્થળે સ્વેચ્છાથી કરાતા પશુવધને પાપની કોટીમાં ગણ્યો છે.

તો પછી "દેવતા અને પિતૃઓના યજ્ઞને માટે પણ બકરાં આદિ પશુની હિંસા ન કરવી."(શિ.પ.૧૨) આવું વચન મૂળ શિક્ષાપત્રીમાં છે તેનો અભિપ્રાય શો સમજવો ?

તે અંગે સાવધાન થઈને સાંભળો. "न कलंजं भक्षयेत्" કલંજ(તે નામના પક્ષીનું માંસ અથવા લાલ લસણ) ન ખાવું એમ કહ્યું છે તે જો કલંજ ખાવામાં આવે તો પ્રત્યવાય પાપ લાગે, પણ તેની જેમ "દેવતા

पितृयागार्थम्" આ વાક્યથી જે પશુ હિંસાનો નિષેધ કર્યો છે, તે હિંસા જો કોઈ કરે તો તેનું પાપ(પ્રત્યવાય) લાગતું નથી. પરંતુ "नातिरात्रे षोडशिनं गृह्णाति" આ શ્રુતિવાક્યમાં અતિરાત્ર યાગમાં ષોડણીગ્રહણ અયોગ્ય(નિષિદ્ધ અઘટિત) જણાયાથી અન્ય સામગ્રીઓથી જે યાગમાં સહાય(ઉપકાર) કરે છે તેમ જેની ચર્ચા ચાલી રહી છે. તે (પ્રસ્તુત) દેવતા અને પિતૃઓના યજ્ઞ માટે પણ પશુ હિંસા ન કરવી. આ પ્રસંગે પણ બકરાં વગેરે પશુની હિંસા અયોગ્ય (નિષિદ્ધ અને અઘટિત) જણાતી હોવાથી અન્ય સામગ્રીઓથી દેવતા તથા પિતૃઓના યાગમાં સહાય(ઉપકાર) કરે, આવો અર્થ કરવો તે યોગ્ય જણાય છે. સામાન્ય સંદેહના પ્રસંગે હિંસા નિષિદ્ધ છે. આવો નિર્ણય જ મારા આશ્રિતોએ સ્વીકારવો અને તેવો અર્થ 'मामकैः'(મારા આશ્રિતોએ) આ શબ્દની સાથે જોડાયેલો છે.

વળી તેમાં બીજું એક કારણ પણ રહ્યું છે. "धर्मः प्रोक्तोऽस्ति यन्महान्" અહિંસા ધર્મ છે તેને મહાન કહ્યો છે. કરુણારૂપ શ્રેષ્ઠ ધર્મ પરાયણ એવા ભક્તોએ જેમાં તત્કાળ કોઈ પણ પ્રાણીનું મારવાનું ન રહ્યું હોય એવો અહિંસા પ્રધાન ધર્મ સ્વીકાર્યો હોય છે. તેમજ શાસ્ત્રોમાં પણ અહિંસામય ધર્મની ઘણી ઘણી પ્રશંસા કરવામાં આવી છે.

અથવા એમ કહીને એક બીજો ભાવ પણ કહે છે. શ્રુતિમાં "तस्य व्रतम्" તેનું આ વ્રત છે. આવી શરૂઆત કરીને આગળ કહે છે કે "नेक्षेतोद्यन्तमादित्यम्" "ઊગતા સૂર્યને જોવો નહિ" આ શ્રુતિમાં ઊગતા સૂર્યને જોવાની જે ના કહી છે તેમાં પણ વિધિ-આજ્ઞાનો અર્થ સમાયેલો હોવાથી કહ્યા પ્રમાણે તે કરવાથી કોઈ ફળનું તે સાધન જણાય છે પણ "જોવો નહિ" આવા નિષેધને બદલે સૂર્યદર્શન થઈ જાય તો તેમાં પાપ કારિતા ગણાતી નથી. તેની જેમ "अग्नीषोमीयं पशुमालभेत" આ શ્રુતિ આજ્ઞા કરે છે હિંસામાં પ્રેરણા કરે છે, ત્યારે તેનો વિરોધ કરીને અટકાવ

કરતું વાક્ય "न कर्तव्यम्" "હિંસા ન કરવી" એમ કહે છે. તો નિવર્ત્ય (અટકાવવાની) જે હિંસા છે તેમાં નિષેધ હોવા છતાં સૂર્યદર્શનની જેમ કોઈ પાપકારિતા નથી.

અહિંસા છે તે કોઈ વિશિષ્ટ ફળને આપે છે એવો ભાવ કહેતા, અહિંસા અર્થાત્ ક્યારેય કોઈ પ્રાણીનો વધ નહિ કરું. આવો જે ખાસ (વિશિષ્ટ) સંકલ્પ કરવો તે જ મહાન ધર્મ છે. એમ શાસ્ત્રોમાં કહ્યું છે. અહિંસા ધર્મ મહાન છે. એટલે તે ઈચ્છિત બધાં ફળોને આપે છે. અને તેની સાથે પરમ પુરુષાર્થરૂપ જે મોક્ષ તેને આપવામાં પણ અહિંસા ધર્મ ઉપકારક છે. હિંસામય યજ્ઞ આદિક તો ચોક્કસ કહેલા સ્વર્ગ આદિ ફળને આપે છે અને તે પણ પરિમિત થોડા ફળને થોડો સમય આપે છે. જેમ કે "क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति" પૂણ્ય ખૂટે ત્યારે જીવ પાછો આ મર્ત્યલોકમાં આવે છે.

અથવા તો "हिंसनं न कर्तव्यम्" આ વાક્યથી જે હિંસાનો નિષેધ કર્યો છે તે હિંસા અનિષ્ટનું સાધન છે. એમ જણાવે છે, પણ તેનાથી એવી શંકા ન કરવી કે "યજ્ઞમાં કરેલી હિંસા પાપ કરનારી નથી." અનિષ્ટમાં પણ વિલક્ષણતા રહી છે. હિંસા અનિષ્ટ છે એટલે કે તે ભગવાનને અત્યંત રાજી કરવાનું સાધન નથી. ભગવાનને રાજી ન કરે એવું જે સાધન તે ભગવાનના એકાંતિક ભક્તોને પણ ઘણું અપ્રિય હોય છે. એટલે શિક્ષાપત્રીમાં શ્રીહરિ એમ કહેવા માગે છે કે ભગવાનને જે અતિશય રાજી ન કરે એવું કોઈ પણ સાધન મારા આશ્રિતોએ કરવું નહિ. હિંસામય યજ્ઞ ભગવાનને અતિશય રાજી કરતા નથી, તેનું કારણ છે. "અહિંસા છે તે મોટો ધર્મ છે." કોઈ પણ પ્રાણીને કોઈ પણ સ્થળે પીડવું નહિ. તેને સર્વ શાસ્ત્રોમાં મહાન્ ધર્મ કહ્યો છે. અહિંસા ધર્મનું મહત્વ એટલે કે તે ભગવાનને અત્યંત રાજીપારૂપ છે.

આ બાબતને શ્રીમદ્ ભાગવતમાં સ્પષ્ટ રીતે કહી છે કે "આ

જગતમાં મૈથુન, માંસ ભક્ષણ અને મદ્યપાન આ ત્રણ તો મનુષ્ય(જંતુ)ને સ્વતઃ સ્વાભાવિક રીતે નિત્ય હોય જ છે. તેમાં પ્રેરણા કે શીખવવું પડતું નથી. છતાં વિવાહિત જીવનમાં મૈથુન, યજ્ઞ શેષ માંસ ભક્ષણ અને સૌત્રામણિ યાગમાં સુરાપાનની વ્યવસ્થા પરમેશ્વરે કરી છે."(ભાગ.૧૧/૫/૧૧) વાસ્તવમાં તો મનુષ્યે તે ત્રણેયમાંથી નિવૃત્ત થવું એ જ તેને માટે ઈષ્ટ છે, હિતાવહ છે.

ભાગવતના આ શ્લોકનો ભાવ એવો છે કે ભગવાન પરમ કરુણામય છે અને સર્વજીવ પ્રાણીમાત્રના હિતચિંતક-સુહૃદ છે. અનાદિ કાળથી ચાલ્યા આવતા આ સંસારમાં પૂર્વ પૂર્વ કર્મ અને વાસનાને કારણે જીવોની રુચિ ભિન્ન ભિન્ન થઈ હોય છે. એટલે મૈથુન તથા માંસ ભક્ષણ આદિની અભિલાષા બધાને રહેલી હોય છે. આથી તે બધા જીવ તરત જ બધા વિષયોથી પાછા વળી શકે નહિ અને વિષમ કષ્ટદાયક પ્રવૃત્તિથી તે બધાનો વિનાશ થઈ રહ્યો છે, એમ જાણીને ભગવાનને તેમના ઉપર દયા આવી. પછી તે અભાગિયા જીવોના ઉપર ભાગવતના શ્લોક(૧૧/૫/૧૧)માં કહ્યા પ્રમાણે ભગવાને વિવાહિત જીવન, યજ્ઞ અને સૌત્રામણિમાં મૈથુન, માંસભક્ષણ તથા સુરાપાનમાં સંમતિ આપી. આનાથી ભગવાન પ્રજાને મૂર્ખપુત્રની જેમ નિયમમાં રાખે છે. પ્રેમાળ પિતા પોતાના મૂર્ખપુત્રને તેનું થોડું ધાર્યું કરવા દઈને પણ તેને નિયમમાં રાખે છે. ભગવાન પણ નિયમોનો ભંગ નહિ કરવા માત્રથી જ તે જીવોના ઉપર રાજી રહે છે અને તેમને યોગ્ય ફળ પણ આપે છે. પરંતુ તે જીવોના ઉપર નારાજ રહેતા નથી અને તેનું અધઃપતન થવા દેતા નથી. જે મનુષ્ય પરમાત્માનું સર્વજીવહિતાવહ તાત્પર્ય સમજીને બધી જ રીતે હિંસા આદિથી દૂર રહે છે તથા નિરંતર ભગવત્પરાયણ રહે છે, તેના ઉપર સર્વપ્રાણિમાત્રના સુહૃદ્ આવા ભગવાન અત્યંત પ્રસન્ન રાજી રહે છે.

આ શિક્ષાપત્રીના બારમાં શ્લોકમાં ખરી વાત સમજવાની એ છે કે પશુહિંસાથી રહિત યજ્ઞની શ્રેષ્ઠતાને સ્વીકારીને એક જુદો જ પક્ષ કહે છે કે "यत् पशुर्मायुमकृतोरावा पद्भिराहते तस्मादेनसो विश्वान्मुञ्चत्वंहसः" (તૈ.સં૩/૧/૪-૩) આ શ્રુતિ મંત્રમાં પશુની હિંસાને સમયે તેના પિત્તાવિષ્કરણ અને ચરણો દ્વારા વક્ષઃસ્થળમાં પીડા થાય ત્યારે અગ્નિની પ્રાર્થના કરવામાં આવે છે કે તે યજમાનને બધા જ પાપોથી મુક્ત કરી દે. આ પાપ વિમોચન માટે કરાતી પ્રાર્થનાથી એ નિશ્ચિત થાય છે કે પશુયાગમાં અનિવાર્યપણે પાપ થાય જ છે. "જો યજ્ઞમાં પાપ નિવારણ કરવું જ પડતું હોય તેનાં કરતા જેમાં પાપ થાય જ નહિ, તેવો અન્ય સામગ્રીથી થતો યજ્ઞ કરવો" તે ઉત્તમ ગણાય, કીચડથી પગ બગડ્યા પછી તેને ધોવા તેના કરતા કીચડને અડકવું જ નહિ, એ બાબત સારી ગણાય. તેમ થોડે ઘણે અંશે યજ્ઞીય હિંસાના દોષ નિવારણ માટે દેવોની પ્રાર્થના કરવી પડતી હોય છે. તેની અપેક્ષાએ હિંસામય યજ્ઞ કરવો જ નહિ એ વાત ઉત્તમ ગણાય. અને આવા આશયથી ભગવાન શ્રીસહજાનંદ સ્વામીએ "મારા આશ્રિતોએ હિંસામય યજ્ઞ કરવો નહિ આવી આજ્ઞા કરી છે."

હિંસામય યજ્ઞ ન કરવાના પ્રસંગમાં કોઈ એવું માને છે કે "देवतापितृयागार्थम्" આ શ્લોક શક્તિપંથમાં શક્તિતંત્રોક્ત હિંસાને અને સ્મૃતિમાં કહેલા શ્રાદ્ધાદિ કર્મોમાં જે માંસનું બલિદાન આપતા હોય છે. તે હિંસાને અટકાવવા માટે બકરાં આદિ પશુની હિંસાનો નિષેધ કર્યો છે, પણ આ ૧૨મો શ્લોક શ્રુતિએ કહેલ અગ્નીષામીયાદિ યાગમાં થતી હિંસાના નિષેધ માટે નથી.

સાચા મુમુક્ષુ ભક્તોને લૌકિક કે પારલૌકિક સ્વર્ગ આદિના સુખની અપેક્ષા હોતી નથી, છતાં તેમને ભગવાનની ઉપાસનાના અંગના રૂપમાં કહેલા દેવતા તથા પિતૃઓના યાગ કરવા પડતા હોય છે. એટલે તે મુમુક્ષુ

ભક્તોએ પણ ઉપર્યુક્ત યાગમાં હિંસા કરવી નહિ. એવો હિંસા નિષેધરૂપ ઉપદેશ અહીં કર્યો છે. એટલે મુમુક્ષુ ભક્તોએ ત્યાજ્ય અને ગ્રાહ્ય આચારના ઉપદેશ પ્રસંગે આવી હિંસાનો નિષેધ કરવો તે બિન જરૂરી છે એવું માનવું નહિ, અર્થાત્ તેવી શંકા પણ આ ઉત્તરથી ટળી જાય છે. ૧૨.



**स्त्रिया धनस्य वा प्राप्त्यै साम्राज्यस्यापि वा क्वचित्।**
**मनुष्यस्य तु कस्यापि हिंसा कार्या न सर्वथा॥१३॥**

**અને સ્ત્રી, ધન અને રાજ્ય તેની પ્રાપ્તિને અર્થે પણ કોઈ મનુષ્યની હિંસા તો કોઈ પ્રકારે ક્યારેય પણ ન જ કરવી. ॥૧૩॥**

*ભાષ્ય :* ધનલોભી તથા વિષયી અને કેટલાક અત્યંત ક્રૂર લોકો દૃષ્ટિગોચર પ્રત્યક્ષ અથવા ખાનગી રીતે માનવવધ કરે છે. અરે ! કેટલાક તો તેને ઉપકારક માને છે. 'તે માનવવધ અત્યંત અનર્થરૂપ છે' એમ પ્રાસંગિક રીતે અહિંસાનું પ્રતિપાદન કરતા શ્રીહરિ કહે છે. શાસ્ત્રમાં કહેલા વિધિ નિષેધને નહિ પાળતા એવા લોભાંધ તથા કામાંધ લોકો પોતાના મનનાં ધારેલા કામમાં નડતા માણસને નાના કીડાની જેમ મારી નાખે છે. પછી તે પોતે ધારેલા કાર્યની સિદ્ધિને માટે પશુની જેમ મનુષ્યનું બલિદાન ભદ્રકાળીને આપે છે. તે બલિદાન અત્યંત નિરર્થક જણાય છે. કારણ કે માનવનું શરીર સર્વોત્તમ પુરુષાર્થ જે મોક્ષ તેનું ચોક્કસ સાધન છે. એટલે બીજાના કરતા એકદમ જૂદું અને અદ્ભુત છે. માટે શ્રીહરિ કહે છે કે મનુષ્યની હિંસા સર્વથા કોઈ પણ રીતે કરવી નહિ. ક્યાંક આત્મઘાતની અનુમતિ શાસ્ત્રોમાં આપી હોય તો તેને પણ આ 'સર્વથા' શબ્દથી રોકી દે છે.

અન્ય પ્રાણીની હિંસા કરતા માનવની હિંસા કરવી તે અત્યંત અનર્થરૂપ છે, તેનું કારણ તો માનવ શરીરની ઉત્પત્તિને આભારી

છે. ઐતરેય ઉપનિષદમાં કહે છે કે અગ્નિ આદિ દેવોને રહેવા માટે જગત્સૃષ્ટાએ તે દેવોને 'ગાયનું શરીર બતાવ્યું ત્યારે તે દેવોએ કહ્યું, આ અમારે માટે પર્યાપ્ત નથી. પછી તેમને અશ્વનું શરીર બતાવ્યું ત્યારે પણ તેમણે કહ્યું, આ પણ અમારે માટે યોગ્ય નથી. પછી માનવનું શરીર લાવીને બતાવ્યું. ત્યારે અગ્નિ આદિ દેવોએ કહ્યું કે અમારે રહેવા માટે માનવ શરીર ઘણું સારું કર્યું છે.'(ઐ.ઉ.૧/૨-૩)

મનુષ્યમાં પણ કોઈ હીન જાતિનો હોય કે અતિ નીચ વર્તનવાળો હોય, અરે ચાંડાળ કે ચોર આદિ હોય, છતાં પણ મનુષ્યમાત્રની હિંસા કરવી તે અત્યંત અનર્થરૂપ છે, એવું જણાવવા માટે અહીં 'कस्यापि' કોઈની પણ એમ કહ્યું છે. માનવનો વધ સ્વેચ્છાથી કે અન્યની પ્રેરણાથી કરવો, તે બધી જ રીતે અનિષ્ટ છે, એમ 'સર્વથા' શબ્દથી કહ્યું છે.

સર્વથાનો અર્થ બિલકુલ પૂર્ણતઃ કરીએ તો મનુષ્યનો વધ અત્યંત અનર્થપૂર્ણ જણાય છે. માનવના વધ જેવા ક્રૂર કામમાં તો અત્યંત કંજૂસ લોકોની પ્રવૃત્તિ થતી હોય છે. તેથી કહે છે કે સ્ત્રી, ધન અને સામ્રાજ્યની પ્રાપ્તિ માટે મનુષ્યની હિંસા ન કરવી, તેમાં અતિશય કામીવિષયી માણસ સ્ત્રીને માટે, કંજૂસ ચોર લોકો ધનને માટે તથા તે બંનેના લોભી તો સામ્રાજ્યની સત્તા માટે મનુષ્યને કીડાની જેમ ક્ષણવારમાં મારી નાખે છે. ઉપર જણાવ્યા તેવા કારણોને લીધે જે મનુષ્યની હિંસા થતી હોય છે તે અત્યંત અનર્થરૂપ હોય છે. હવે વધારે શું કહેવું ? ક્યારેય કોઈ પણ નિમિત્તે મનુષ્યની હિંસા ન કરવી. ઉપર કહ્યા તે સિવાયના પોતાને માન્ય હોય તેવા કોઈ પણ કારણને લીધે મનુષ્યની હિંસા કરવી તે અનેક રીતે અનર્થરૂપ જાણવી. ૧૩.



**आत्मघातस्तु तीर्थेऽपि न कर्तव्यश्च न क्रुधा।**
**अयोग्याचरणात्क्वापि न विषोद्बन्धनादिना।।१४।।**

**અને આત્મઘાત તો તીર્થને વિષે પણ ન કરવો ને ક્રોધે કરીને ન કરવો અને ક્યારેક કોઈ અયોગ્ય આચરણ થઈ જાય તે થકી મૂંઝાઈને પણ આત્મઘાત ન કરવો અને ઝેર ખાઈને તથા ગળે ટૂંપો ખાઈને તથા કૂવે પડીને તથા પર્વત ઉપરથી પડીને ઈત્યાદિક કોઈ રીતે પણ આત્મઘાત ન કરવો. ॥૧૪॥**

***ભાષ્ય :*** અહિંસા પ્રતિપાદનના પ્રસંગે મનુષ્યના વધની નિરર્થકતા-હાનિકારકતા કહી. હવે તે જ પ્રસંગે આત્મહત્યાની પણ તેથીએ અત્યંત અધિક અનર્થકતાને કહે છે કે આત્મઘાત તો તીર્થમાં પણ ન કરવો. ક્રોધે કરીને કે કોઈ અયોગ્ય આચરણ-વર્તન થઈ ગયું હોય તો તેણે કરીને ન કરવો. તેમજ ઝેર ખાઈને કે ગળે ટૂંપો ખાઈને ઈત્યાદિકથી ન કરવો.

ધન આદિના લોભી મનુષ્યો પોતાના માલિકને મારી નાખીને પછી મન ચાહ્યું દુનિયાનું સુખ પામે છે અથવા માત્ર આભાસ જેવા ધનને પામે છે. પરંતુ કેટલાક વિવેકહીન માણસો તો ક્રોધ આદિના આવેગથી આત્મઘાત પણ કરે છે. વળી તે આત્મઘાતી તો સર્વ સુખના સાધનરૂપ એવા શરીરનો નાશ થવાથી, આભાસ જેવા લૌકિક સુખથી પણ વંચિત રહી જાય છે અને છેવટે 'અંધતમ' નામના નરકને પામે છે. આત્મઘાતીને માટે તે યાતના વિશેષ જણાય છે.

આનો ભાવાર્થ એવો છે કે, ખૂબ જ તીવ્ર ક્રોધના આવેગથી અથવા પોતાના વર્ણ આશ્રમ અને કુળ આદિને અયોગ્ય એવું કોઈ નિંદાસ્પદ કામ પોતાથી થઈ ગયું હોય તો તેની શરમથી પણ આત્મહત્યા કરવી તે અત્યંત અનર્થરૂપ છે. કોઈ અસાધ્ય રોગ આદિના દુઃખથી કંટાળીને ઝેર ખાઈને કે ગળેટૂંપો ખાઈને આત્મઘાત ન કરવો. કારણ કે તે ઘણું ખોટું કામ છે.

સ્વર્ગ પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળાને કાશી ઈત્યાદિ તીર્થસ્થાનમાં દેહત્યાગ કરવાની જે સંમતિ ક્યાંક આપી હોય છે, તે અંગે પોતાનો આશય જણાવે છે કે ‘તીર્થમાં પણ આત્મઘાત ન કરવો.’ કારણ કે તીર્થમાં આત્મઘાત કરવાથી મોટો અનર્થ થાય છે. તે અનર્થ એટલે કે પરમપુરુષાર્થરૂપ જે મોક્ષ તેની પ્રાપ્તિના સાધનરૂપ દેહનો વિનાશ. આનાથી વધારે મોટો કોઈ અનર્થ ન હોઈ શકે.

અનેક જન્મના પુણ્યોનો જ્યારે પરિપાક થાય છે ત્યારે મનુષ્યજન્મ મળ્યો હોય છે અને તે મનુષ્યજન્મ પણ મોક્ષપ્રાપ્તિના સાધનરૂપ ગણાય છે. તે દેહનો ત્યાગ કોઈ અત્યંત તુચ્છ એવા સુખને માટે કરવો, તે વિવેકહીનતા છે. તે મનુષ્યદેહનું રક્ષણ કર્યું હોય તો કદાચ અનાયાસે કોઈ પૂર્વના પુણ્યના પ્રતાપે પરમપુરુષ પરમાત્માનો અનુગ્રહ થાય અને તેને લીધે હૃદયમાં મુક્તિ મેળવવાની ઈચ્છા થાય. પછી મુક્તિ મેળવવાનો ઉપાય કરવા લાગે, તો તે પુરુષને પરમપુરુષાર્થરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે. મોટા, અલ્પ અને તુચ્છ ફળની ઈચ્છાથી આત્મઘાત ન કરવો, પણ મોક્ષને માટે બીજું કોઈ સાધન કરવું તે ઘણું ઉત્તમ છે. થોડા સુખને માટે આત્મઘાત કરવો તે તો કોદરીની કણકી મેળવવા મહાનનિધિનો ત્યાગ કર્યા જેવું અત્યંત અયોગ્ય કહેવાય અને એટલા માટે જ શ્રુતિમાં કહ્યું છે કે ‘તેટલા માટે સ્વર્ગની ઈચ્છાવાળાએ આયુષ પૂરુ થયા પહેલા મરણને ન સ્વીકારવું.’ આ શ્લોકમાં કહેલો ક્રમ જ યુક્તિસંગ છે, પાઠના ક્રમ કરતા અર્થનો ક્રમ બળવાન છે. ૧૪.



**न भक्ष्यं सर्वथा मांसं यज्ञशिष्टमपि क्वचित्।**
**न पेयं च सुरामद्यमपि देवनिवेदितम्।।१५।।**

**અને જે માંસ છે, તે તો યજ્ઞનું શેષ હોય તો પણ આપત્કાળમાં પણ ક્યારેય ન ખાવું અને ત્રણ પ્રકારની સુરા અને અગિયાર પ્રકારનું મદ્ય તે દેવતાનું નૈવેદ્ય હોય તોપણ ન પીવું. ॥૧૫॥**

*ભાષ્ય :* અહીં સુધી પ્રાસંગિક અહિંસાના વિવિધ પાસાઓને કહ્યા. હવે પોતાના આશ્રિતોને એક ખાસ વ્રત બતાવે છે. મારા આશ્રિતોએ યજ્ઞનું શેષ એવુંએ માંસ ક્યારેય આપત્કાળમાં પણ ન ખાવું અર્થાત્ 'હું ક્યારેય અને કોઈ પણ રીતે માંસ નહિ ખાઉં, હાથમાં જળ લઈ આવો સંકલ્પ કરીને બધી રીતે માંસનો ત્યાગ કરવો.'

આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને માંસ ભક્ષણ નહિ કરનારાને માટે મનુસ્મૃતિના નીચે દર્શાવેલા વચનોના વિરોધની શંકા ટાળી નાખી છે. તે મનુમહારાજના વચન આ પ્રમાણે છે. જેમ કે 'યજ્ઞને ઉદ્દેશીને માંસ ખાવું તે દૈવી વિધિ કહેવાય છે.'(મનુ.૫/૩૧) 'દેવ અને પિતૃઓનું પૂજન કરીને માંસ ખાનારો પુરુષ ગુનેગાર થતો નથી.'(મનુ.૫/૩૨) 'સનાતન વેદવિધિ પ્રમાણે વૈદિક મંત્રોથી જે પશુઓનો સંસ્કાર કર્યો હોય તેવા પશુઓના માંસનું ભક્ષણ કરવું.'(મનુ.૫/૩૬)

અહીં તો ખાસ અધિકારીને વિચારીને 'માંસભક્ષણ બંધ કરાવવું' એવા ધર્મની ઉત્કૃષ્ટતાને સમજાવી છે અને તેના વિવિધ પાસાઓનું વિવરણ આગળ 'देवतापितृयागार्थं' શિક્ષા.૧૨ના ભાષ્યમાં કરેલું છે ત્યાંથી સમજી લેવું. 'ક્યારેય કોઈ પણ સ્થિતિમાં માંસ ન ખાવું.' આવો ધર્મ જ ભગવાનના પરમ એકાંતિક ભક્તોએ સ્વીકારવો જોઈએ અને ધર્મ જ સમગ્ર ભૂતપ્રાણીમાત્રની સાથે મિત્રતાની ચરમસીમા છે.

મહાભારત આનુશાસનિક પર્વમાં માંસ નહિ ખાવારૂપ અહિંસાવ્રતની ખૂબ ખૂબ પ્રશંસા કરી છે. જેમ કે 'નિયમિત દૃઢ વ્રતને

પાળનારો કોઈ પુરુષ પ્રત્યેક મહિને અશ્વમેધ યજ્ઞ કરીને પરમેશ્વરની આરાધના કરતો હોય અને બીજો કોઈ પુરુષ દારૂ તથા માંસનો બધી જ રીતે ત્યાગ કરતો હોય છે, તો તે બંને સમાન ગણાય છે.'(મ. ભા.આ.૧૧૫/૧૦) ખુદ સ્વાયંભૂ મનુએ કહ્યું છે કે 'જે પુરુષ ક્યારેય માંસ ખાતો નથી, કોઈ પ્રાણીને મારતો નથી તથા કોઈ પ્રાણીને બીજા પાસે મરાવતો નથી, તો તે પુરુષ સમગ્ર ભૂતપ્રાણીઓનો મિત્ર છે એમ જાણવું.'(મ.ભા.આ.૧૧૫/૧૨) વળી બૃહસ્પતિ પણ કહે છે કે 'જે પુરષ દારૂ તથા માંસને ક્યારેય ખાતો-પીતો નથી તો તે પુરુષ સારું દાન કરનારો, યજ્ઞ કરનારો તથા સારો તપસ્વી ગણાય છે.'(મ. ભા.આ.૧૧૫/૧૫)

તે મહાભારતમાં જ પ્રવૃત્તિરૂપ સકામ ધર્મનો આદર મુમુક્ષુજને ન કરવો એમ કહ્યું છે. જેમ કે 'પ્રવૃત્તિમાર્ગરૂપી ધર્મને તો પ્રજાને પ્રાપ્ત કરવા ચાહતા લોકોએ કહ્યો છે. હે રાજશાર્દૂલ ! તે પ્રવૃત્તિમય સકામ ધર્મને મુમુક્ષુજને ન સ્વીકારવો.'(મ.ભા.આ.૧૧૫/૫૧)

સર્વથા = કોઈ પણ રીતે ક્યારેય માંસ ન ખાવું, આવા શબ્દ કહીને શ્રીહરિએ 'પ્રાણ જાય તેવી સ્થિતિમાં પણ માંસ ન ખાવું' તેમ કહ્યું છે. વળી યાજ્ઞવલ્ક્યે જે કહ્યું છે કે 'પ્રાણ જાય તેવી કઠિન સ્થિતિ હોય, શ્રાદ્ધમાં દેવો અને પિતૃઓને પૂજીને માંસ ખાય તો તેને દોષ લાગતો નથી.' (યાજ્ઞ.૧/૧૭૯) તે તો ધનસંપત્તિ તથા વિષયભોગ ચાહનારાઓને ઉદ્દેશીને કહ્યું છે. તે અર્થ તથા કામપરાયણ એવા લોકોને તો પુરુષાર્થ કરવા, તેને ભોગવવા અને તેને મેળવવાના ઉપાય કરવા માટે શરીર ટકાવી રાખવું આવશ્યક છે. એટલે જ સ્મૃતિગ્રંથોને લખનારાઓ પણ તેમના અધિકારને અનુસારે પાપરૂપ દોષ ભર્યું માંસ ભક્ષણ કરવા માટે પણ સંમતિ આપતા હોય છે. ધર્મકાર્યનો નિર્ણય પણ દેશ, કાળ અને અધિકારીના ભેદથી જુદો જુદો કરાતો હોય છે.

ભગવાનના જે પરમ એકાંતિક ભક્તો છે તે તો મોક્ષરૂપ એક ઉપાયમાં જ નિષ્ઠાવાળા હોય છે. અન્ય કામના-વાસનાથી રહિત તથા જે કૃતકૃત્ય પૂર્ણકામ હોય છે. તે ભક્તોને આ મનુષ્યદેહથી મેળવવાનું બીજું કાંઈ હોતું નથી. શરીર તો હેય-છોડવાનું જ છે તથા મળથી ભરેલું છે. આથી પૂર્ણકામ એવા તે ભક્તો તો અત્યંત વહાલા-ગમતા અતિથિ હોય તેમ મૃત્યુની રાહ જ જોતા હોય છે. એટલે તે ભક્તોએ તો માંસ ભક્ષણથી દૂર રહેવું તે જ સહુ કોઈને ઉદ્વેગ ન કરે તેવો પરમધર્મ છે અને તે ભક્તને માટે ખરો તાત્પર્યાર્થ પણ એ જ છે.

તે માંસ ક્યારેય પણ ન ખાવું, પછી ભલે તે દેવતા સંબંધી યજ્ઞનું શેષ હોય કે પિતૃસંબંધી યજ્ઞનું શેષ હોય. 'દેવોને તથા પિતૃઓને પૂજીને તેનું શેષરૂપ માંસ ખાય તો તેને દોષ લાગતો નથી.' (યાજ્ઞ.૧/૧૭૯) આમ સંમતિ આપેલું માંસ પણ ન ખાવું.

કોઈ એમ કહે કે યજ્ઞનું શેષ ખાવામાં ન આવે તો યજ્ઞ જ થઈ શકે નહિ, માટે 'યજ્ઞનું શેષ એવું એ માંસ ન ખાવું' એમ શા માટે નિષેધ કરાય છે ? પણ ખરેખર તેમ નથી. જેમાં હિંસા કરાતી હોય એવા યજ્ઞ જ કરવા નહિ, એવું શ્રીહરિનું તાત્પર્ય છે.

અહીં જે કહો છો તે તો 'દેવતા અને પિતૃઓના યજ્ઞને અર્થે પણ કોઈ જીવની હિંસા ન કરવી' એમ આગળ બારમાં શ્લોકમાં કહેવાયેલું જ છે, ફરી કહેવાની શી જરૂર છે ? ત્યાં તો પ્રકારાન્તરથી હિંસાનો નિષેધ કર્યો છે અને અહીંયા તો માંસ ભક્ષણનો સંપૂર્ણ રીતે નિષેધ કરવા કહ્યું છે. એટલે પુનરુક્તિ થઈ નથી.

બીજી રીતે એમ પણ કહી શકાય છે કે 'કોઈ યજ્ઞનો યજમાન અન્ય હોય અને તે યજ્ઞનું શેષ ખાવામાં દોષ ન લાગે, એમ કોઈ વિચારે, તો શેષ રૂપ માંસના નિષેધમાં અહીં તાત્પર્ય છે એમ સમજવું.

કોઈ કહેશે કે 'યજ્ઞના અવસરે મંત્રોચ્ચાર કરીને જળ છાંટીને પવિત્ર કરેલું માંસ નિર્દોષ છે, તેનો નિષેધ શા માટે કરો છો ?' તો ત્યાં અમે કહીએ છીએ કે 'વિભિન્ન અધિકારીઓને ધ્યાનમાં રાખીને અમુક પ્રકારના ધર્મવચનો કહ્યા હોય છે' આવું તો અમે આગળ કહ્યું જ છે.

વળી ઐતરેય બ્રાહ્મણ ગ્રંથમાં જે કહ્યું છે કે 'અગ્નીષોમીય યાગના પશુનું કે પુરુષનું માંસ ન ખાવું, જે યજમાન અગ્નીષોમીય પશુના માંસને ખાય છે તે એનાથી પોતાના આત્માનો ઉદ્ધાર કરે છે.'(ઐ.બ્રા. પં.૨/૬/૩) આ વાક્યને માનવાનું નથી. "આ હવિષ્ વૃત્રાસુરને મારનાર છે કે જે અગ્નિષોમ બે દેવોને આપવા માટે ઈન્દ્રે વૃત્રને માર્યો હતો. તે બંને દેવોએ ઈન્દ્રને કહ્યું કે અમારા બેને માટે તમે વૃત્રને મારો, એવી માગણી તમારી પાસે કરીએ છીએ. ઈન્દ્રે તે બન્નેને કહ્યું 'તમે માગો.' ત્યારે તેમણે આવતી કાલની યજ્ઞની આહુતિમાં અમને તે આપો, એમ વચન માગ્યું. પછી ઈન્દ્રે તે અગ્નિષોમ દેવોને તે વૃત્રની આહુતિ આપી. તેથી તેનું શેષ ખાવું અને મેળવવા માટે ઈચ્છા રાખવી."

ઉપર મુજબના સ્માર્ત વચન હોવાથી તેનો વિરોધ પણ ટળી ગયો. વળી 'જે માંસ ખાતો હોય તેણે યજુર્વેદના મંત્રો દ્વારા સંસ્કાર કરેલું માંસ પણ ન ખાવું. તેણે વૃથા માંસ(જે દેવતાઓ અને પિતૃઓને ગમતું ન હોય) અને શ્રાદ્ધનું શેષ એવું માંસ પણ ન ખાવું.'(મ.ભા.શાં. મો.૧૯૩/૧૪) વૃથા માંસ ભક્ષણનો નિષેધ કરેલો હોવાથી તે આમાં આવતું જ નથી, માટે તેનો નિષેધ શ્લોકમાં કર્યો નથી.

કોઈને એવો પણ વિચાર આવે કે 'કળિયુગમાં શ્રાદ્ધમાં માંસ ન આપવું' એમ નિષેધ કર્યો છે, એટલે શ્રાદ્ધનું શેષ માંસ હોય જ નહિ, તો તેનો નિષેધ કરવો તે નિરર્થક છે. તો તે અંગે અમારે એ કહેવું છે કે શ્રાદ્ધમાં માંસ આપનારા પણ અમુક લોકો હોય જ છે, એટલા માટે ચારેય યુગના સામાન્ય ધર્મનો અહીં ઉપદેશ કર્યો છે.

ઉપર કહ્યા પ્રમાણે 'કોઈ પણ રીતે માંસ ભક્ષણ ન કરવું' એવા ધર્મનો ઉપદેશ કર્યો. હવે 'ક્યારેય કોઈ પણ પ્રકારે દારૂ ન પીવો' એ દારૂનો ત્યાગ કરવારૂપ એક ખાસ ધર્મને ઉપદેશે છે કે વળી દેવોને નિવેદિત(અર્પણ) કરેલું સુરા(દારૂ)રૂપ મદ્ય ન પીવું. 'સૌત્રામણિ યાગ'માં સુરાગ્રહ(દારૂ પીવાનું) કરે છે' (શતપ.૧૨/૩/૪-૧૪) એમ જે શ્રુતિમાં કહ્યું છે તે સુરાગ્રહ(દારૂપાન) ન કરવો. અહીં જે સુરાપાન(દારૂપીવા) નો નિષેધ કરવામાં આવ્યો તે પણ એક વિશેષરૂપ ધર્મ જ છે. તેમાં શ્રુતિની સાથે વિરોધ નથી.

કોઈ પણ રીતે માંસભક્ષણ ન કરવું તેમજ સુરાપાન(દારૂનું પીવાનું) ન કરવું તે જ ધર્મ છે, એમ કહેવું તે તો વિરુદ્ધ કહેવાય. એમ શંકા ન કરવી. કારણ કે ભિન્ન ભિન્ન અધિકારીને નજરમાં રાખીને તે શબ્દો કહ્યા છે. માટે તેટલામાં જ ધર્મ આવી જાય છે એમ કહેવાનું નથી. મહાભારત આનુશાસનિક પર્વમાં કહ્યું છે કે 'યજુર્મન્ત્ર'થી સંસ્કૃત માંસને બ્રાહ્મણની આજ્ઞાથી જો ખાવામાં આવે તો દોષ થોડો લાગે છે અને તે વિના તો માંસ ખાનારો પુરુષ પાપોથી ઘેરાઈ જાય છે.'(મ.ભા.આ.૧૧૫/૪૫) આ વચન પ્રમાણે તો સંસ્કારેલું(પ્રોક્ષિત) માંસ આદિને ખાવામાં દોષ લાગે જ છે. માટે માંસભક્ષણ અનર્થરૂપ હોવાથી અહીંયા તેનો નિષેધ કરવામાં આવ્યો છે, આવું બીજાઓ પણ કહે છે. ૧૫.



**अकार्याचरणे क्वापि जाते स्वस्य परस्य वा।**
**अङ्गच्छेदो न कर्तव्यः शस्त्राद्यैश्च क्रुधापि वा।।१६।।**

**અને ક્યારેક પોતા વતે કાંઈક અયોગ્ય આચરણ થઈ ગયું હોય અથવા કોઈ બીજા વતે અયોગ્ય આચરણ થઈ ગયું હોય તો શસ્ત્રાદિકે કરીને પોતાના અંગનું તથા બીજાના અંગનું છેદન ન કરવું અથવા ક્રોધે કરીને પણ પોતાના અંગનું તથા બીજાના અંગનું છેદન ન કરવું. ॥૧૬॥**

*ભાષ્ય :* મુમુક્ષુજન પરમધાર્મિક ગણાય છે. તેઓ પણ કોઈ પ્રમાદવશ ઉશ્કેરાટથી ઉતાવળા થઈ જતા હોય છે. એટલે તેમણે ધાર્મિક શ્રદ્ધાથી પોતાના કે પારકા અંગને કાપી નાખવાનું સાહસ કરવું નહિ. તેમ હવે કહે છે, પોતાથી કે બીજાથી ક્યારેક કોઈ અયોગ્ય આચરણ થઈ ગયું હોય તો પોતાના તથા પારકા અંગને શસ્ત્રાદિકે કરીને કાપી નાખવું નહિ તથા ક્રોધે કરીને પણ તે અંગને કાપી નાખવું નહિ.

જો કે ધર્મ પાળનારા આત્મજ્ઞાની ક્યારેય અધર્મનું કાર્ય કરતા નથી, છતાં તેમને પણ ક્યારેક પ્રમાદવશ તેવો પ્રસંગ બની શકે છે. તથા ગીતામાં અને ભાગવતમાં કહ્યું છે કે 'બુદ્ધિમાન પુરુષના મનને પણ બળવાન ઇન્દ્રિયો ખેંચી જાય છે'(ગી.૨/૬૦) 'ઇન્દ્રિયોનો સમુદાય ઘણો બળવાન છે તે વિદ્વાન પુરુષને વિષય તરફ ખેંચી જાય છે.' (ભાગ.૯/૧૯/૧૭) એટલા માટે પોતાને કે બીજાને ન કરવાનું હોય તે' થઈ જવાનો પ્રસંગ આવી શકે છે. જેમ કે અસ્થાને જ્યાં નજર ન કરવી જોઈએ ત્યાં પણ રજોગુણથી રાગાત્મક દૃષ્ટિ થઈ જતી હોય છે. વધારે પડતા પ્રમાદવાળાને પણ તેથી આગળ વધવાનો પ્રસંગ થતો નથી. કારણ કે તે તરત જ ત્યાંથી પાછો વળી જાય છે.

તેથી કહે છે પોતાવતે કે કોઈ બીજા વતે ન કરવાનું થઈ જાય અથવા આપણી ધાર્મિક વૃત્તિને સહન ન કરી શકે એવા કોઈ બીજાએ

જાત જાતના ખરાબ આરોપ મૂક્યા હોય, ત્રિગુણાત્મક પ્રકૃતિવાળા માણસના સંસર્ગથી પણ કદાચ પ્રમાદને લીધે ઇન્દ્રિયોને વશ થઈ જવાય અને તેથી જ્યાં દૃષ્ટિ ન જવી જોઈએ ત્યાં રજોગુણવાળી રાગાત્મક દૃષ્ટિ જાય, આવા અયોગ્ય આચરણ વખતે જ્યારે ચક્ષુ(આંખ) આદિના ઉપર ક્રોધનો ઉભરો ચઢી આવે ત્યારે તે ચક્ષુ આદિ અંગોનો નાશ કરવો નહિ.

સદાચારરૂપ ધર્મને તત્પરતાથી પાળનારાને પણ પ્રમાદને લીધે ચક્ષુ દ્વારા આવો અધર્મનો પ્રસંગ થઈ જાય છે. હવે તે વખતે જેનાં હૃદયમાં ધાર્મિક અંધશ્રદ્ધા હોય તે ઉશ્કેરાટથી એમ નિર્ણય કરે કે 'આ ચક્ષુ(આંખ) જ અનર્થનું કારણ છે, માટે તેને ઉખેડી નાખવું જોઈએ' તેવા લોકોને શ્રીહરિ તેમ ન કરવાનું કહે છે.

જગતમાં એવું હોય છે કે કોઈક વર્ષોથી સદાચારરૂપ ધર્મને પાળવામાં તત્પર રહેતા હોય છે. કોઈ વખત રસ્તામાં ચાલતા પરસ્ત્રી વગેરેમાં અસાવધાનીથી દૃષ્ટિ ચોંટી જાય, પણ પછી તરત જ સાવધાન થઈ જાય છે, દૃષ્ટિને પાછી વાળી લે છે, પરંતુ તેના હૃદયમાં ધાર્મિક શ્રદ્ધાનો આગ્રહ વધારે હોવાથી તેને એવું મનાવા લાગે છે કે 'ખેદની વાત છે કે અમે ઘણું મોટું પાપ કરી રહ્યા છીએ'(ગી.૧/૪૫) અને તેથી તેઓ હૃદયમાં અત્યંત વ્યાકુળ થઈ જાય છે. તે સમયે તેઓ વિચારે છે કે 'ક્યારેક ઉપકાર કરનારી એવી એ આંખ(ચક્ષુ) આવા બધા અધર્મનું કારણ છે. માટે આવી આંખને ફોડી નાખવી તે જ ખરું છે.' એવું પ્રાયઃ માને છે અને તેવે સમયે કોઈક ઉતાવળનું પગલું(સાહસ) પણ ભરે છે. શ્રીહરિ કહે છે કે તે નિર્ણય અયોગ્ય છે.

મુમુક્ષુએ વિચારવું જોઈએ કે ઇન્દ્રિયો ઘણી બળવાન છે, તેથી પ્રમાદને લીધે દૃષ્ટિ આદિથી તે પાપ(વ્યભિચાર) થઈ જાય તો તે પાપ કરાવનારા રજોગુણનો નાશ કરવા માટે મહેનત કરવી જોઈએ. પરંતુ તે તે ઇન્દ્રિયનો નાશ કરવો નહિ.

પાંચરાત્ર-વિષ્ણુતંત્રમાં કહ્યું છે કે 'જીવને વિચિત્ર પ્રકારની જે દેહરૂપ સંપત્તિ મળી છે તે પરમેશ્વરને અર્પણ કરવા માટેની છે.' આ વચનને આધારે કહી શકાય છે કે પરમ કૃપાળુ પરમાત્માએ જીવને જે ચક્ષુ આદિ ઇન્દ્રિયોના સમૂહ સાથેનું શરીર આપ્યું છે તે પોતાની-પરમાત્માની આરાધના કરવા માટે આપ્યું હોય તેવું જણાય છે.

આ અંગે એમ જણાય છે કે પરમેશ્વરની આરાધના કરવા માટે જીવને જે શરીર મળ્યું છે, તેનો ઉપયોગ વિષયી મનુષ્ય વિષય ભોગવવામાં કરે છે અને બીજો મનુષ્ય ધર્મપરાયણ થઈને પણ પ્રમાદને લીધે માયિક વિષયના પ્રસંગથી દૂર રહી શકતો નથી અને પછી તે દુ:ખી થઈને તે શરીર કે જે પરમેશ્વરની આરાધનામાં ઉપયોગી છે તેનો જ સમૂળ નાશ કરે છે. એટલે વિષયીજીવ અને ધાર્મિક જીવમાં બહુ ઝાઝો ફરક નથી. કારણ કે આ શરીરનો સદુપયોગ નહિ કરવામાં તો બંને સમાન જ છે.

હવે અહીં એક બીજો વિચાર કરવામાં આવે છે, આગળ અગિયારમાં શ્લોકમાં 'કોઈ જીવપ્રાણીમાત્રની હિંસા ન કરવી.' એમ કોઈ પણ રીતે ઝીણા જંતુઓની પણ હિંસા ન કરવી આવું કહ્યું તે ખરું છે, પણ સર્પ અને વીંછી આદિક કે જે બીજાને પીડા જ કરનારા છે તેમની દાઢ આદિ કોઈ એક અંગને કાપી નાખવું, તે તો લોકોપકારક જ છે. માટે તેમાં શો વાંધો છે ?

હવે તે બાબતમાં શ્રીહરિ કહે છે કે 'આ સાપ ઘણાને કરડે છે, એમ સમજીને ક્રોધે કરીને શસ્ત્રાદિકે કરીને તે સાપના ઝેરી અંગને કાપવું નહિ. તેના અંગને કાપવું તે પ્રાણીની પીડા જ છે ને ? બીજાને દુ:ખી કરાય તે જ પીડા છે અને તે પીડા જ હિંસા શબ્દથી કહેવાય છે. પ્રાણ જાય કે પ્રાણ ન જાય પણ અન્યને પીડવાની જે ક્રિયા છે તે હિંસા જ છે.

એટલા જ માટે છાંદોગ્યોપનિષદ્‌ના સાતમાં પ્રપાઠકના પંદરમાં ખંડમાં કહ્યું છે કે "જો કોઈ પુરુષ પોતાના પિતા, માતા, ભાઈ, બહેન, આચાર્ય અથવા બ્રાહ્મણને કાંઈક કઠોરતા ભર્યા શબ્દ કહીને તેમ કહે કે 'તને ધિક્કાર છે' તે પછી અન્ય લોકો તેને કહે કે તું પિતૃઘ્ન, માતૃઘ્ન, ભ્રાતૃઘ્ન, સ્વસૃઘ્ન, આચાર્યઘ્ન તથા બ્રાહ્મણઘ્ન છો." પિતા ઈત્યાદિને દુઃખી કરવા માત્રથી જ તે પુરુષને પિતા વગેરેની હત્યા કરનારો બતાવ્યો છે. તેથી કોઈ પણ અંગને કાપવું તે હિંસા કહેવાય છે અને 'मा हिंस्यात् सर्वाभूतानि' આ શ્રુતિ તેનો નિષેધ કરે છે એટલે કોઈનું અંગ કાપવું તે પણ અનુચિત છે.

વળી જે પોતાના નોકર ચાકર હોય કે પોતાની પત્ની આદિ આત્મીયજનો હોય, તે જો આપ મેળે કે બીજા દ્વારા ધર્મનું ઉલ્લંઘન કરે, ત્યારે તે પોતાના મનુષ્ય હોવા છતાં તેના તે માલિક-ધણી આત્મીયજનના કાન અને નાક આદિને કાપી નાખતા હોય છે અથવા તે આત્મીયજનો કોઈ બીજા ઉપર શંકા કરીને તેમના કાન અને નાકને કાપતા હોય છે. તે તો અત્યંત કઠોર તથા ભયાનક અનર્થ કહેવાય, તેનો તો દૂરથી જ ત્યાગ કરવો જોઈએ. એમ હવે પછી કહે છે.

પોતાને રાજી કરવા અથવા બીજાને રાજી કરવા પોતાના નોકર ચાકર કે પોતાની પત્નીએ પરપરિચર્યારૂપ કોઈ ન કરવાનું કર્મ કર્યું હોય તો તે પોતાના નોકર ચાકર કે પત્ની વગેરેને અન્યના પ્રસંગથી તેનો ધર્મભંગ થયો છે, એવી શંકા કરીને તે કોઈનું કોઈ પણ અંગ કાપવું નહિ. માનવના ઘાતક સર્પ ઈત્યાદિના દાંત ઉખેડવા તે હિંસા કહેવાતી હોય તો કોઈ મનુષ્યના કોઈ પણ અંગને કાપવું તે હિંસા કેમ ન કહેવાય ?

આ શ્લોકનો અન્વય બે રીતે કરી શકાય છે તેમાં ૧-ક્યારેક કોઈ અકાર્યનું આચરણ થઈ જાય તો પોતાના અથવા બીજાના અંગનું છેદન

ક્રોધે કરીને ન કરવું. ૨-કોઈ અકાર્ય થવાની સંભાવના જ ન હોય છતાં બીજાએ કહેલા દોષારોપણના ખરાબ વચન સાંભળીને ક્રોધાવેશમાં પોતાના અથવા બીજાના અંગોનું છેદન ન કરવું. ૧૬.



**स्तेनकर्म न कर्तव्यं धर्मार्थमपि केनचित्।**
**सस्वामिकाष्ठपुष्पादि न ग्राह्यं तदनाज्ञया।।१७।।**

**અને ધર્મ કરવાને અર્થે પણ અમારા સત્સંગી કોઈએ ચોરનું કર્મ ન કરવું અને ધણિયાતું જે કાષ્ઠ-પુષ્પ આદિક વસ્તુ તે તેના ધણીની આજ્ઞા વિના ન લેવી. ।।૧૭।।**

***ભાષ્ય :*** આ શિક્ષાપત્રીમાં સહુ પહેલા 'બીજા કોઈને પીડવા નહિ' એમ આજ્ઞા કરતા શ્રીહરિએ કોઈ પણ પ્રાણીને મારવા નહિ, તેમજ તેના અંગને કાપવું નહિ, એમ આજ્ઞા કરી. હવે તે પ્રકારની જ અધર્મરૂપ ચોરી કરવાની મનાઈ કરે છે. 'ચોરનું કર્મ ન કરવું' અર્થાત્ છેતરપિંડીથી બીજાનું ધન લઈ લેવું તે ચોરનું કર્મ કહેવાય. પંડિત વિજ્ઞાનેશ્વરે તેનું વિવેચન યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના સ્તેય પ્રકરણના પ્રારંભમાં(યાજ્ઞ.૨૬૬) કર્યું છે. "ચોરી લૂંટથી અલગ છે, તે માલના ધણીની ગેરહાજરીમાં જે માલ છીનવી લેવામાં આવે તથા માલ લીધા છતાં કબૂલ ન કરે તો તે ચોરી ગણાય છે."(મનુ.૮/૩૩૨) આ સ્મૃતિ વચનનો ભાવાર્થ એવો છે કે 'સ્તેય એટલે ચોરી તો લૂંટથી જુદી જ છે. પદાર્થનો માલિક વગેરે ન દેખે તે રીતે જ પારકુ ધન વગેરે લઈ લેવું તે ચોરી કહેવાય છે અને માલધણીની હાજરીમાં ચોરી કરીને પછી 'મેં ચોરી કરી નથી.' એ રીતે ભયથી તેને છૂપાવવું તે પણ ચોરી જ છે.

આ કહી તે ચોરી ચાર વર્ણના મનુષ્યે અથવા તેનાથી બહાર

રહેલા ચાંડાળ આદિ કોઈએ પણ ન કરવી એમ કહ્યું છે. આ અસ્તેય-ચોરી ન કરવી તે માનવનો સાધારણ ધર્મ છે, એમ સ્પષ્ટ જણાય છે અથવા કોઈ પણ પ્રાણધારણાદિ(આજીવિકા)ને નિમિત્તે ચોરી ન કરવી.

મુમુક્ષુ પુરુષે તો આ આજ્ઞા અવશ્ય પાળવી જોઈએ. જો ન પાળવામાં આવે તો યોગની સિદ્ધિ થાય જ નહિ. યોગના યમ આદિ આઠ અંગ કહ્યા છે. તે પાંચ પ્રકારના યમમાં ત્રીજું 'अस्तेय' 'ચોરી ન કરવી' તે કહ્યું છે. જેમ કે 'અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાંચ યમ છે.'(યોગસૂત્ર ૨/૩૦) આ રીતે યોગસૂત્રમાં અસ્તેયની આવશ્યતા કહી હોવાથી 'મુમુક્ષુને માટે આવા સાધારણ ધર્મનું શું પ્રયોજન છે ?' આવી શંકા ટળી જાય છે.

આ પ્રસંગે કોઈ મનુસ્મૃતિનું વચન કહે છે કે 'જે પુરુષ યજ્ઞયાગાદિ ધર્મકર્મ નહિ કરનારા પુરુષનું ધન ઉઠાવી લઈને ધર્માચરણ કરનારા સજ્જનને આપે છે, તો તે આપનારો પુરુષ તે બંન્નેને તારે છે અર્થાત્ જેનું ધન હરી લે છે તેના પાપનો નાશ કરે છે અને જેને આપે છે તેની દરિદ્રતાનો નાશ કરે છે.' (મનુ.૧૧/૧૯) તો આ સ્મૃતિ વચનને આધારે ધર્મકાર્ય કરવા માટે ચોરી કરવાની પણ છૂટ આપી છે. ત્યારે શ્રીહરિ અહીં કહે છે કે 'ધર્મકાર્ય કરવાને માટે પણ ચોરી ન કરવી.'

જોકે મનુસ્મૃતિમાં એક વચન છે કે 'છટંક (ત્રણ દિવસ) ખાવાનું ન મળ્યું હોય અને સાતમે ટંકે(ચોથે દિવસ) પણ મળવાની સંભાવના ન હોય તો બ્રાહ્મણ સિવાય અન્ય જાતિના ખેતર વગેરેમાંથી ખાવાની વસ્તુ લેવી, પણ તે અશ્વસ્તન વિધાનથી લેવી અર્થાત્ વળતે દિવસ ખાવા માટે તે ન બચે તે રીતે લેવી.'(મનુ.૧૧/૧૬) આ પ્રમાણે આહાર(ખોરાક) મળતો હોય તો ત્રણ દિવસના ઉપવાસી પુરુષને પ્રાણધારણ કરવા(જીવવા) માટે પારકી વસ્તુ(દ્રવ્ય) લઈ લેવાની સંમતિ સ્મૃતિ ગ્રંથોમાં હોય છે.

તેમાં વળી બીજી એક વાત પણ મનુસ્મૃતિમાં કહી છે કે "જ્યારે દેશમાં ધાર્મિક રાજા રાજ્ય કરતો હોય ત્યારે યજમાન ક્ષત્રિયનો અથવા તો વિશેષે કરીને બ્રાહ્મણનો યજ્ઞ એક અંગને માટે અટકી ગયો હોય, તો નગરમાં જે વૈશ્ય ઘણા ઢોર-ઢાંખરવાળો હોય પરંતુ તે યજ્ઞયાગ કે સોમપાન કરતો હોય, તો તેવા ધનાઢ્ય વૈશ્યના ઘરમાંથી બ્રાહ્મણે અપૂર્ણ રહેલા યજ્ઞને પૂર્ણ કરવા માટે ધન હરી લેવું. યજ્ઞના બે કે ત્રણ અંગ અધૂરા હોય અને વૈશ્યના ઘેરથી તેટલું ધન ન મળે તો શૂદ્રને ઘેર ઈચ્છા પ્રમાણે ધન હરી લાવવું. કારણ કે શૂદ્રને યજ્ઞની સાથે કોઈ પણ જાતનો સંબંધ નથી.(જેનાથી તેને ધર્મકાર્ય કરવામાં ધનની જરૂર પડે) પોતાની પાસે સો ગાયો હોવા છતાં જે અગ્નિહોત્રી થયો નથી. હજાર ગાયો હોવા છતાં જેણે સોમયજ્ઞ કર્યો ન હોય, તેવા બંનેના કુટુંબમાંથી બ્રાહ્મણે અપૂર્ણ યજ્ઞને પૂર્ણ કરવા માટે વગર વિચારે ધન હરી લેવું.(મનુ.૧૧/૧૧-૧૪) આ રીતે ધર્મના કાર્ય માટે પારકું દ્રવ્ય લઈ લેવાનું કહ્યું છે, છતાં તેને ચોરી કહી નથી. ઉપરના વચનોનું તાત્પર્ય 'માલિક સૂતો હોય કે હોશમાં ન હોય, તેવી સ્થિતિમાં છળ-કપટથી લઈ લેવું' તેમાં નથી. પરંતુ જેમ રાજા કપટ વિના સ્પષ્ટ રીતે કર લઈ લે છે તેમ લેવાનું કહ્યું છે. માટે આ પ્રકરણમાં એમ પણ કહ્યું છે કે "ખળામાંથી, ખેતરમાંથી, ઘરમાંથી અથવા તો હરકોઈ પણ સ્થળેથી મળે ત્યાં ધાન્ય(અનાજ) ઉઠાવી લાવવું અને જો માલનો ધણી પૂછે તો તેને ખરી વાત કહેવી."(મનુ.૧૧/૧૭) જેનું દ્રવ્ય લીધું હોય તેનો માલિક 'આ ક્યાંથી લીધું ?' એમ પૂછે તો જે રીતે લીધું હોય તે તેને કહેવું પણ ખોટું ન બોલવું. જેની ભીતર છળ-કપટ હોય તે ચોરી કહેવાય છે. સાહસ પ્રકરણમાં નારદ પણ કહે છે કે 'કોઈ પુરુષ સૂતો હોય, પાગલ જેવો હોય કે નશો કર્યો હોય, પણ તેના દ્રવ્ય(પદાર્થ) ને છળકપટ ભર્યા વિવિધ ઉપાયોથી જે હરી લેવું તેને ચોરી કહેવાય

છે.(નારદ-૭) અને મનુ પણ કહે છે કે 'માલિકની ગેરહાજરીમાં જે માલને છીનવી લેવામાં આવે છે અને લીધા છતાં તેને કબૂલ કરવામાં નથી આવતું તે ચોરી ગણાય છે.'(મનુ.૮/૩૩૨)

છળકપટથી માલિકની જાણ બહાર લીધેલું તે ચોરી છે એવું કહેવામાં આવ્યું છે. તો કદાચ પોતાને થોડી જ આવશ્યકતા હોય અને બળતણ માટેના થોડા કાષ્ઠ કે પુષ્પ(ફૂલ) એકદમ નજીકમાં જ હોય, તેમાંથી બે-ચાર વગર પૂછે જો લઈ લીધા હોય, તો તેમાં તેના માલિકને છેતરવાની પ્રવૃત્તિ જણાતી નથી. વળી તેનો ધણી જાગતો જ હોય ત્યારે થોડા કાષ્ઠ કે પુષ્પાદિ લેવામાં આવે તો તેને ચોરી કદાચ ન કહેવાય. કારણ કે તેમાં છેતરપિંડી નથી. આવી સ્થિતિમાં શ્રીહરિ કહે છે કે 'सस्वामिकाष्ठपुष्पादि' 'ધણિયાતા કાષ્ઠ પુષ્પાદિ વસ્તુને તેના ધણીની આજ્ઞા વિના પોતાને વાપરવા માટે ન લેવી.' લેનારાના મનમાં આવા વિચાર પણ આવતા હોય છે કે 'તે તે વસ્તુનો માલિક પોતાના કામકાજમાં ખૂંતેલો છે. તેનું મોઢું પણ અવળી દિશા તરફ છે, એટલે આપણે જોઈતી વસ્તુ સરળતાથી-સુખેથી લઈ શકીશું. જો તે આપણને રોકશે ટોકશે તો તેને કહીશું કે બે-ત્રણ કાષ્ઠના ટુકડા બળતણ માટે લીધા છે. જો આપ ના કહેતા હોવ તો આ પડ્યા, એમ બોલી તે ટુકડાને ફેંકીને તુરંત ભાગી નીકળશું.

તે આવી છેતરપિંડીની ચાલાકીને મનમાં સમજીને શ્રીહરિ કહે છે કે આવી કાષ્ઠ પુષ્પાદિ જેવી અલ્પ વસ્તુ પણ તેના ધણીની આજ્ઞા લઈને લેવી, પણ આજ્ઞા વિના પોતાના ઉપયોગ માટે કોઈ વસ્તુ લેવી નહિ. આવી સ્પષ્ટતા કરી છે એટલે 'દ્વિજ લોકો ઘાસ, કાષ્ઠ અને પુષ્પને હંમેશા બધી જગ્યાએથી જરૂર પ્રમાણે લઈ શકે છે.'(યાજ્ઞ.૨/૧૬૬) એમ યાજ્ઞવલ્ક્ય ઋષિએ ગાય, અગ્નિ તથા દેવને માટે તે તે વસ્તુને લેવાની જે સંમતિ આપી છે, તેમાં કાંઈ વિરોધ નથી.

અથવા અગ્નિમાં હોમવા તથા દેવતાની પૂજા માટે પારકા કાષ્ઠપુષ્પ આદિને લેવા, એવી જે સ્મૃતિગ્રંથમાં સંમતિ આપી છે તે પણ શ્રીહરિના મત પ્રમાણે તેના ધણીની આજ્ઞા લઈને જ લેવા. આજ્ઞાનો અર્થ એ છે કે તેનો ધણી ના કહેતો ન હોય તો, જો તે ના કહે તો તે પણ ન લેવા. શાસ્ત્રમાં તે તે વસ્તુ લેવાની જે છૂટ આપી છે તે પણ 'તે કાષ્ઠ પુષ્પાદિ ન લેશો' એમ તેનો માલિક ના ન કહેતો હોય. એવી આજ્ઞાની અપેક્ષા રાખે છે. જો તે તે વસ્તુનો માલિક તેને લેવાની ના કહે, તો તે તે વસ્તુ તેના માલિકના દોષથી લેપાયેલી હોવાથી દેવતાની પૂજાને લાયક રહેતી નથી, તે તજી દેવાને લાયક છે. દેવતાની પૂજા માટે શાસ્ત્રે જેની સંમતિ આપી હોય તેવા કાષ્ઠ પુષ્પાદિકને લેવાની ના કહેનારો તેનો માલિક સ્વયં આસુરી પ્રકૃતિનો છે, એવો તેનો ભાવાર્થ છે.

માલિકની રજા લીધા સિવાય, તેની હાજરીમાં કે ગેરહાજરીમાં ઉચ્ચ કક્ષાના સદાચારી પુરુષે નીચ કક્ષાના અને ગુણહીન પુરુષના કેટલાક પદાર્થને યજ્ઞ આદિમાં જેની જરૂરત હોય તેને ઉઠાવી લેવા, તેમ ધર્મશાસ્ત્રમાં સંમતિ આપી હોય તે જણાય છે. જેમ કે 'यज्ञश्चेत् प्रतिरुद्धः स्यात्'(મનુ.૧૧/૧૧) 'બ્રાહ્મણનો યજ્ઞ એક અંગને માટે અટકી ગયો હોય' ત્યાં વળી કોઈ સ્થળે દેવતા વગેરેને માટે પુષ્પાદિને પોતાનું હોય તે રીતે નિઃશંકપણે લઈ લેવાની છૂટ પણ આપી જણાય છે. તે માટે તે પુષ્પાદિને પણ ન લેવા માટે નિવૃત્તિરૂપ ખાસ ધર્મવચન કહે છે. 'स्तेन कर्म न कर्त्तव्यं' જે લેવાથી કોઈ જાતનો પ્રત્યવાય(દોષ) ન લાગતો હોય શાસ્ત્રે સંમતિ આપી હોય તેનો શા માટે નિષેધ કરાય છે? એવી શંકા પણ ઉપરના વચનથી ટળી જાય છે.

ધણિયાતા કાષ્ઠ પુષ્પાદિને પણ ધણીની રજા સિવાય ન લેવા. આવી જે આજ્ઞા છે તે એક ધર્મની વિશેષતાને સમજાવે છે અને તેની વિગત પણ સમજાવેલી રીતે જાણી લેવી. શાસ્ત્રે સંમતિ આપી હોવા

છતાં ધણીને પૂછ્યા વિના પદાર્થને ન લેવું એમ જે કહ્યું છે, તેથી ખાસ પ્રકારના અધિકારીનું ધર્માચરણ અખંડ રહ્યું કહેવાય છે.

તે શ્રીહરિનો હૃદ્‌ગત ભાવ આ પ્રમાણે છે કે પારકા દ્રવ્ય(પદાર્થ)નું હરણ તેના માલિકની હાજરી કે ગેરહાજરીમાં ધર્મકાર્યને પાટે પણ ન કરવું. બળ વાપરીને કે છેતરપિંડીથી લોકો પારકા દ્રવ્ય(ધન આદિને)ને ઉઠાવી જાય છે, પણ મારા આશ્રિતે તે ઉઠાઉગીરી ધર્મના કામ માટે પણ ન કરવી. ભલે તે કાષ્ઠ પુષ્પાદિ વસ્તુ થોડી હોય તો પણ તે પારકી વસ્તુ ધર્મકાર્ય માટે ન લેવી. શાસ્ત્રે આપેલી સંમતિની તુલનામાં 'ધણિયાતી વસ્તુ તેના ધણીને પૂછ્યા વિના ન લેવી' આવી જે નિષેધરૂપ આજ્ઞા છે તે જીવના મોક્ષ માટેના વિશેષ સાધનરૂપ કહી છે. તેથી જ આ અસ્તેય(ચોરી ન કરવી તે) વ્રતને મુમુક્ષુ એવા મારા આશ્રિતોએ બધી જ રીતે રાખવું.

ધર્મકાર્યને માટે પારકું દ્રવ્ય લઈ આવવું, પણ બીજા ઉપયોગ માટે ન લાવવું. તે અસ્તેય વ્રત છે, આમ જે કહ્યું છે તે તો અન્ય યુગોને માટે હતું, પણ વર્તમાન સમયને માટે તો પારકું દ્રવ્ય ધર્મકાર્ય કરવાને માટે પણ વગર પૂછ્યે ન લાવવું તે જ યોગ્ય છે અને આ અસ્તેય વ્રતને જ યોગના અંગ તરીકે ગણ્યું છે. તે પાંતજલ યોગશાસ્ત્રમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે યમોને યોગના અંગરૂપે નિરૂપીને જાતિ દેશ કાળ-સમયની દીવાલના બંધન રહિત અને સાર્વત્રિક સાર્વભૌમ મહાવ્રત તરીકે વર્ણવ્યા છે.(યો.સૂ.૨/૩૧) ૧૭.



**व्यभिचारो न कर्तव्यः पुंभिः स्त्रीभिश्च मां श्रितैः।**
**द्यूतादि व्यसनं त्याज्यं नाद्यं भङ्गादि मादकम्।।१८।।**

**અને અમારાં આશ્રિત જે પુરુષ તથા સ્ત્રીઓ તેમણે વ્યભિચાર ન કરવો અને જૂગટું આદિક જે વ્યસન તેનો ત્યાગ કરવો અને ભાંગ્ય, મફર, માજમ[1], ગાંજો એ આદિક જે કેફ કરનારી વસ્તુ તે ખાવી નહિ અને પીવી પણ નહિ. ॥૧૮॥**

***ભાષ્ય :*** હવે શ્રીહરિ અત્યંત અનર્થ કરનાર પરસ્ત્રી ગમન ન કરવું, એમ આજ્ઞા કરે છે 'મારા આશ્રિત પુરુષો અને સ્ત્રીઓએ વ્યભિચાર ન કરવો' જો કે વ્યભિચાર વગેરે દુરાચાર તો અતિશય અનર્થકારી હોવાથી શાસ્ત્રો દ્વારા તેનો નિષેધ તો સર્વ સાધારણરૂપમાં કરેલો જ છે અને તેથી અહીંયા મારા આશ્રિતોએ વ્યભિચાર ન કરવો' એમ વિશેષપણે વ્યભિચારનો જે નિષેધ કર્યો છે, તેનું કોઈ ખાસ પ્રયોજન જણાતું નથી, છતાં પણ સર્વસાધારણ દર્શપૂર્ણમાસ પ્રકરણમાં 'યાગ કરનારાએ મિથ્યાવચન બોલવું નહિ.' એમ વિધાન કર્યું છે તેમ અહીંયા પણ સમજવું.

કહેવાનો ભાવ એમ છે કે 'કોઈ પુરુષ રાજ્ય કે કોઈ ખાસ સંપત્તિરૂપ ઐશ્વર્ય મેળવવા ચાહતો હોય અને તેમાં પણ કોઈ ધાર્યું પરિણામ મળે તેવી આશાથી કાંઈક યજ્ઞ આદિ સાધનની શરૂઆત કરે, તેમાં વચ્ચે તે યજ્ઞ કરનારાથી વ્યભિચારાદિ દુરાચાર થઈ જાય તો તેને દોષ(પ્રત્યવાય) તો લાગે પણ 'જે કોઈ યજમાનનો યાગ ચાલું હોય અને વચ્ચે તે કલંજ(એક પક્ષી)નું માંસ અથવા લાલ લસણ ખાઈ લે, તો તેણે શરૂ રાખેલા યાગમાં ત્રૂટી(દોષ) નહિ આવે. કારણ કે તે યાગની ફળસિદ્ધિ કહેલી છે.' તંત્રવાર્તિકમાં કહેલા આ વાક્યને અનુસારે

૧. ભાંગનાં સત્ત્વમાં બીજા વસાણાં નાખીને બનાવેલી એક પ્રકારની કેફી લુગદી માજમ કહેવાય છે.

તેણે સ્વીકારેલા ફળસિદ્ધિના ઉપાયની તુચ્છતા ન કરે અને કદાચ તેણે ચાહેલું કાંઈ ફળ પણ મળે, પણ આધુનિક રીતે કોઈ અમુક ફળ(લાભ)ની આકાંક્ષાથી જે પુરુષ તે ફળના સાધનરૂપમાં સાક્ષાત્ મારો જ એક આધાર(અવલંબન)રાખે અને જો તેવો કોઈ દુરાચાર કરે તો તેને તુચ્છ એવું એ ફળ મળે નહિ. કારણ કે ફળ પ્રાપ્તિના સાધનનાં રૂપમાં તેણે મારો આશ્રય ગ્રહણ કર્યો છે. તેથી તે જો કોઈ પણ જાતનો દુરાચાર કરે તો તે સાધનરૂપ મારા આશ્રયમાં તુચ્છતા(વૈગુણ્ય) પેદા કરે છે.

માટે જે કોઈ પણ મનુષ્ય સાધનના રૂપમાં મારો આશ્રય સ્વીકારે અને તે રાજ્ય-સત્તા કે કોઈ સંપત્તિરૂપ ઐશ્વર્યને પામવા ચાહતો હોય તો પણ તેણે તે વ્યભિચાર આદિ દુરાચારોનો અત્યંત ત્યાગ રાખવો જોઈએ. કારણ કે તે અથવા તેવા જે દુરાચારો છે તે પોતે સાધનના રૂપમાં સ્વીકારેલા મારા આશ્રયનો પણ ત્યાગ કરાવશે. અહીં મૂળ શ્લોકમાં 'मां श्रितैः' એવા શબ્દ છે અર્થાત્ ફળની સિદ્ધિને માટે બીજા બધા જ ઉપાયો(સાધનો)ને તજી દઈને, તે મન ચાહ્યા આધુનિક ફળ(લાભ)ને માટે સાધનનાં રૂપમાં અનંત ઐશ્વર્યે સંપન્ન ભગવાન એવો જે હું તે મને આશરેલા એવા ભક્તોએ વ્યભિચાર આદિ દુરાચારોને ન કરવા. આ બાબતે ગીતામાં પણ રાજ્ય આદિ ઐશ્વર્યાર્થીને ઉપાય(સાધન)ના રૂપમાં ભગવાનનો આશ્રય કહ્યો છે 'आर्तो जिज्ञासुरर्थार्थी'(ગીતા.૭/૧૬)

બીજી રીતે કહીએ તો કઠોપનિષદ્માં કહ્યું છે કે 'જેણે દુરાચાર છોડ્યા ન હોય, જે શાંતિ રહિત હોય, જે જિતેન્દ્રિય ન હોય અને જેનું મન શાંત ન હોય એવો પુરુષ માત્ર શાસ્ત્રજ્ઞાનથી જ પરમાત્માને પામી શકતો નથી.'(કઠો.૧/૨/૨૩) આ રીતે દુરાચારોને છોડી દેવા, તેને શ્રુતિમાં ભગવાનની ઉપાસનાનું અંગ કહ્યું છે.

મુમુક્ષુ મનુષ્યે તેમને માટે કહેલા સદાચારોને જેમ પાળવાના હોય છે તેમ જેનો નિષેધ કર્યો હોય તેવા દુરાચારોને પણ તજી દેવાના

હોય છે. એટલે તે બંને ઉપાસનાના અંગ છે, એવું જણાવવાને માટે શ્રીહરિએ 'मां श्रितैः' 'મારા આશ્રિતોએ' એમ અહીં કહ્યું છે.

વળી મારા આશ્રિત મુમુક્ષુઓએ જૂગટું આદિ વ્યસનોનો ત્યાગ કરવો. અહીંયા 'આદિ' એવા શબ્દથી 'વૈશ્યાગમન' આદિ વ્યસનોને પણ છોડી દેવા તેમ સમજવું. જો કે દક્ષે કહ્યું છે કે 'स्त्री द्यूतं मृगया मद्यम्' પરસ્ત્રી ગમન, જુગાર, શિકાર, મદ્યપાન વગેરે વ્યસન ત્યાજ્ય છે.' તે વ્યસનોમાં ગણાવેલા માદક પદાર્થોમાં દ્યૂતાદિ શબ્દથી આવી જતા હોવાથી 'नाद्यं भङ्गादि मादकम्' 'ભાંગ આદિ કેફી વસ્તુઓને ખાવી પીવી નહિ' એમ તેને અલગ ગણ્યા છે તે વ્યર્થ જણાય છે. તેમ છતાં કેટલાક લોકો ભાંગ આદિ કેફી પદાર્થોને પ્રતિભા(બુદ્ધિના તેજ-છટા) ને વધારે છે. એવા મિથ્યા અભિમાનથી તે ખાતા-પીતા હોય છે તે મિથ્યા માન્યતાને દૂર કરવાના આશયથી ભાંગ આદિ કેફી પદાર્થને ખાવા-પીવાનો નિષેધ કર્યો છે. વ્યભિચાર, જુગાર અને શિકાર વગેરે દુરાચારો અનર્થરૂપ છે. એમ ધર્મશાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે. એટલે આ પ્રસંગે ઝાઝું વિવેચન કર્યું નથી. ૧૮.



**अग्राह्यान्नेन पक्वं यदन्नं तदुदकं च न।**
**जगन्नाथपुरं हित्वा ग्राह्यं कृष्णप्रसाद्यपि।।१९।।**

**અને જેના હાથનું રાંધેલ અન્ન તથા જેના પાત્રનું જળ તે ખપતું ન હોય, તેણે રાંધેલ અન્ન તથા તેના પાત્રનું જળ તે શ્રીકૃષ્ણભગવાનની પ્રસાદી- ચરણામૃતના માહાત્મ્યે કરીને પણ જગન્નાથપુરી વિના અન્ય સ્થાનકને વિષે ગ્રહણ ન કરવું; અને જગન્નાથપુરીને વિષે જગન્નાથજીનો પ્રસાદ લેવાય તેનો દોષ નહિ. ॥૧૯॥**

*ભાષ્ય :* 'नाद्यं भङ्गादि' ભાંગ આદિ કેફ કરનારી વસ્તુ ખાવી નહિ, એમ અખાદ્યના નિષેધને પ્રસંગે અખાદ્ય બીજી વસ્તુ બાબતે પણ કહે છે. 'यज्ञशिष्टमपि' આગળ પંદરમાં શ્લોકમાં કોઈ પણ રીતે માંસ ન ખાવું, એમ કહી ગયા છે. તે રીતે જ માંસ સિવાયના કે જે ખાઈ શકાય છે એવા ભાત વગેરે ભોજનના પદાર્થ, ભગવાનના કે યજ્ઞના શેષ-પ્રસાદરૂપ હોય તો તે પણ પોતાના કરતા નિમ્ન ગણાતા શૂદ્ર આદિએ પકાવેલા-રાંધેલા જે હોય તો તે ન ખાવા. અહીં જે કહી રહ્યા છે તે નિરૂપણ શૈલીને સિંહાવલોકનની સાથે સરખાવીને પૂર્વાપર કહેલા અને કહેવાના વિષયોને નિરૂપિત કરે છે અથવા આ પ્રકરણ નિષેધધર્મ બાબતનું છે. એટલે આ ૧૯મો શ્લોક પણ ઉપદેશમાં નિષેધ કરનારો છે તેથી અહીં પણ પ્રકરણ સંગતિ સમજવી.

અર્થાત્ જેણે રાંધેલું અન્ન પોતાને ન ખપતું હોય તો તેના તે અન્નને શ્રીકૃષ્ણ પરમાત્માને નિવેદનારૂપમાં અર્પણ કરેલું છે. એમ નૈવેદ્યનું માહાત્મ્ય સમજીને પણ તે પ્રસાદરૂપ અન્ન ન ખાવું. ભગવાનનો પ્રસાદ છે એટલે તેને બે હાથ જોડી પ્રણામ કરીને માન આપવું, પણ ખાવું નહિ. વર્ણ અને આશ્રમની મર્યાદા પણ ભગવાને જ નક્કી કરી હોય છે. માટે ભગવાનના ભક્તોએ તે મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિ, પણ તેનું પાલન કરવું.

ભગવાનને અર્પણ કરેલું પણ ન સ્વીકારાતું જે અન્ન તેની જેમ જ તેના પાત્રમાં રહેલું એવું જળ પણ ન પીવું. શૂદ્રાદિનું રાંધેલું અન્ન ન ખાવું તથા તેના પાત્રનું જળ ન પીવું. એ બાબતને મનુના વચનોથી જાણી લેવું. જેમ કે 'नाद्याच्छूद्रस्य पक्वान्नम्' વિદ્વાન બ્રાહ્મણે શ્રદ્ધાહીન શૂદ્રના ઘેર રાંધેલું અન્ન જમવું નહિ. (મનુ.૪/૨૨૩)

આ આજ્ઞામાં ક્યારેક અપવાદ પણ હોય છે. તે જગન્નાથપુરીમાં ભગવાનને નૈવેદ્ય ધરાવેલું, તે ઉપર નિષેધ કર્યા જેવું અન્ન હોય તો

પણ તે જમવું. એમ તે ક્ષેત્રના માહાત્મ્યમાં સ્પષ્ટ કહ્યું છે. ભગવાનના તે યાગ(થાળ)માં શૂદ્રે રાંધેલું અન્ન ક્યાંથી હોય ? એવી શંકા ન કરવી. કારણ કે તાંત્રિક માર્ગથી તો શૂદ્રોને પણ ભગવાનના યાગ(થાળ)નો અધિકાર પાંચરાત્રમાં સુપ્રસિદ્ધ છે. "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુભલક્ષણ સંપન્ન શૂદ્ર, આ બધા નિત્ય તત્પરતાથી પોતાના કર્મો દ્વારા આ ભગવાનની સેવા પૂજા કરે છે."(મ.ભા.ભી.પ.૬૬/૩૯) આ વચન પણ તેમાં પ્રમાણરૂપ છે. ૧૯.



**मिथ्यापवादः कस्मिंश्चिदपि स्वार्थस्य सिद्धये।**

**नारोप्यो नापशब्दाश्च भाषणीयाः कदाचन॥२०॥**

**અને પોતાના સ્વાર્થની સિદ્ધિને અર્થે પણ કોઈને વિષે મિથ્યા અપવાદ આરોપણ ન કરવો અને કોઈને ગાળ તો ક્યારેય ન દેવી. ॥૨૦॥**

***ભાષ્ય :*** પ્રાણીઓને પીડવા, ચોરી કરવી અને વ્યભિચાર આદિ દુરાચારોનો પહેલા નિષેધ કર્યો. હવે બીજાના ઉપર તેવો જ કોઈ દોષ આરોપવો નહિ, તેમ કહે છે. 'પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે પણ કોઈના ઉપર મિથ્યા અપવાદ ન આરોપવો.' મિથ્યા અપવાદ આરોપવાથી તો તેનું બમણું પાપ લાગે છે, તે યાજ્ઞવલ્ક્ય કહે છે કે 'મિથ્યા અપવાદ આરોપનારાને બમણું પાપ લાગે છે.'(યાજ્ઞ.૩/૩૮૪)

કોઈ ઉચ્ચ કોટિનો કે નીચ કોટિનો પુરુષ હોય, કોઈ શત્રુ હોય કે ન હોય, કોઈ પણના ઉપર પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે પણ મિથ્યા અપવાદ આરોપવાથી તે ઘણું મોટું નુકશાન(અનર્થ) થાય છે. તે નુકશાન કોઈ પણ સ્વાર્થની ઈચ્છાથી પણ સહન થઈ શકે નહિ. મનુષ્યને સારું ઘર, બાગબગીચા, ખેતીની જમીન તથા સારા સ્વભાવની

સ્ત્રી આદિકથી જે સુખ મળતું હોય છે તેની તુલનામાં મિથ્યા અપવાદ આરોપવાથી પરલોકમાં થતું દુ:ખ તો અત્યંત દારુણ-ભયંકર હોય છે. એટલા માટે જ અહીં 'પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે પણ મિથ્યા અપવાદ આરોપવો નહિ.' એમ કહ્યું છે.

આરોપ મુકનારાને સ્વાર્થનો આસ્વાદ તો ઝેર ભળેલા મધના સ્વાદની જેમ તત્કાળ પૂરતો જ હોય છે. પરિણામે તો તદ્દન દુ:ખ ભોગવવું પડે છે. જે મનુષ્ય ક્રોધના ઉશ્કેરાટમાં કોઈને 'તું માતૃગામી છો' એવો અપશબ્દ કહી નાખે, તેને તો કેવળ એક અનર્થ(નુકશાન) જ મળે છે. તેને તે સમય પૂરતો પણ કોઈ પણ જાતના આસ્વાદનો આભાસ પણ થતો નથી. આમ મિથ્યા અપવાદની વિષમતાને જણાવવાને ખાતર 'સ્વાર્થની સિદ્ધિને માટે પણ' એવું વચન કહ્યું છે.

વળી ક્યારેય કોઈને ગાળ તો દેવી જ નહિ. કદાચ કોઈ પોતાની સાથે કંકાસ-કજિયો કરે તો પણ તેવો કોઈ અપશબ્દ બોલવો નહિ. ક્રોધના આવેગને સહન કરીને શમાવવો. ૨૦.



**देवतातीर्थविप्राणां साध्वीनां च सतामपि।**
**वेदानां च न कर्तव्या निंदा श्रव्या न च क्वचित्।।२१।।**

**અને દેવતા, તીર્થ, બ્રાહ્મણ, પતિવ્રતા, સાધુ અને વેદ, એમની નિંદા ક્યારેય ન કરવી અને ન સાંભળવી. ॥૨૧॥**

***ભાષ્ય :*** અપશબ્દ (ગાળ વગેરે) બોલવા નહિ. એમ કહીને શ્રીહરિ વાણીથી ખરાબ વેણ ન બોલવું. તેના પ્રસંગથી નિંદાની અસાધારણ બાબતમાં અત્યંત અનર્થરૂપતાને કહે છે. અપશબ્દમાં અને નિંદામાં થોડો ફરક છે. આગળના શ્લોકમાં 'नाऽपशब्दाश्च भाषणीयाः कदाचन।' એમ

અપશબ્દ ક્યારેય બોલવા નહિ, એમ જે કહ્યું તે અપશબ્દ બોલવાના મૂળમાં રહેલો ક્રોધ છે અને નિંદાના મૂળમાં તો અસૂયા(અદેખાઈ, પારકા ગુણોમાં દોષ જોવા) છે.

દેવતા, તીર્થ, બ્રાહ્મણ, પતિવ્રતા સ્ત્રી, સાધુ તથા વેદ; એમની નિંદા ક્યારેય કરવી નહિ અને સાંભળવી પણ નહિ. તેમાં દેવતા-અગ્નિ તથા સૂર્ય આદિ છે, તીર્થ-ભાગીરથી ગંગા આદિ છે અને બ્રાહ્મણ એ ત્રણેયની શ્રેષ્ઠતા તો જન્મસિદ્ધ કહેવાય છે. તેથી તેમાં સમાનતા છે એમ માનીને તે ત્રણેયને(દ્વન્દ્વથી) એક સાથે ગણ્યા છે.

પતિવ્રતા(સાધ્વી સ્ત્રી) આદિ ત્રણ, તેમના ચારિત્ર્યાદિની સર્વોત્તમ અદ્‌ભુતતાથી વિલક્ષણતા જણાવવા માટે તેમને ઉપર્યુક્ત ત્રણની સાથે નથી ગણ્યા, પણ તેનો અલગ જ નિર્દેશ કર્યો છે. આ છને જે ગણાવ્યા છે તેમાં પણ ઉત્તરોત્તર શ્રેષ્ઠતા હોવાથી ક્રમ જાળવ્યો છે. તેમાં દેવતા, તીર્થ તથા વિપ્રની અપેક્ષાએ પતિવ્રતાની અને પતિવ્રતાની અપેક્ષાએ સાધુની અને સાધુની અપેક્ષાએ વેદોની શ્રેષ્ઠતા છે.

તેમાં અગ્નિ આદિ દેવો તો પતિવ્રતાનાં વચન માત્રથી જ પોતાની દાહકતા(બાળવાની શક્તિ)ને સંકોચી લે છે, તે તો પ્રસિદ્ધ છે અને પતિવ્રતા સ્ત્રીની આગળ બ્રાહ્મણનું તેજ તો તુચ્છ થઈ જાય છે. તે મહાભારત વનપર્વમાં(અધ્યાય ૨૦૪) એક કથા કહી છે કે એક કૌશિક નામે તપસ્વી બ્રાહ્મણ ભિક્ષા લેવા માટે કોઈ એક ગૃહસ્થને ઘેર જાય છે. ત્યારે 'ભિક્ષા આપું છું.' એવું કહીને તે પતિવ્રતા સ્ત્રી બહારથી આવેલા ભૂખ્યા પતિની સેવામાં લાગી જાય છે. પતિની સેવા સમાપ્ત કર્યા પછી પતિવ્રતા સ્ત્રી ભિક્ષા આપવા આવે છે. તે સમયે કૌશિક બ્રાહ્મણ અને પતિવ્રતાનો જે સંવાદ થયો છે, તેના ઉપરથી પતિવ્રતાનું ગૌરવ જણાય છે અને અચેતન એવા તીર્થ કરતા પતિવ્રતાની ઉત્તમતા બાબતમાં વધું શું કહેવું ?

'જો કોઈ પુરુષ 'બ્રહ્મ નથી' એમ માને તો તે અસત્ જ થઈ જાય છે અને જો કોઈ પુરુષ 'બ્રહ્મ છે' એમ જાણે છે, તો તેથી તેને જ્ઞાનીઓ સત્પુરુષ માને છે.'(તૈ.ઉ.આ.અનુ.૬) આ તૈતરીય ઉપનિષદની આનંદવલ્લીના વચન પ્રમાણે બ્રહ્મજ્ઞાન મળવાથી સત્ શબ્દથી કહેવાતા સંતો તે બ્રહ્મવેત્તા ગણાય. પતિવ્રતા સ્ત્રીની અપેક્ષાએ તે સંતોની શ્રેષ્ઠતા માટે વિશેષ શું કહેવું ?

જેના અર્થજ્ઞાનથી અધ્યેતાઓ બ્રહ્મજ્ઞાની બને છે. તે વેદો સ્વતઃ પ્રમાણભૂત છે અને બ્રહ્મજ્ઞાનીઓએ પણ જે નિરંતર સેવવા યોગ્ય છે. તે વેદોનું પ્રતિપાદ્ય બ્રહ્મતત્ત્વ જેમ અપરિમેય છે તેમ ન માપી શકાય તેવા અપરિચ્છિન્ન વેદો તે સંતો કરતા પણ ગૌરવવંતા છે, તે હકીકત છે.

એક એકથી શ્રેષ્ઠ રહેલા પૂર્વોક્ત દેવતા, તીર્થ, વિપ્ર, પતિવ્રતા સ્ત્રી, સાધુ અને વેદોની નિંદા ન કરવી. કારણ કે નિંદા અત્યંત અનર્થ કરનારી છે. વળી તેમની નિંદાને ક્યારેય સાંભળવી નહિ. કાનથી દૂર રાખવી. શ્રીહરિએ આ શ્લોકમાં દેવતા આદિની નિંદા કરનારા દુર્જનની સાથે પણ ન રહેવું. એમ પોતાના આશ્રિતોને શીખવ્યું છે. ૨૧.



**देवतायै भवेद्यस्यै सुरामांसनिवेदनम्।**
**यत्पुरोऽजादिहिंसा च न भक्ष्यं तन्निवेदितम्।।२२।।**

**અને જે દેવતાને સુરા અને માંસનું નૈવેદ્ય થતું હોય અને વળી, જે દેવતાની આગળ બકરાં આદિક જીવની હિંસા થતી હોય, તે દેવતાનું નૈવેદ્ય ન ખાવું. ॥૨૨॥**

***ભાષ્ય :*** આહાર શુદ્ધ-સાત્વિક હોય તો અંતઃકરણ શુદ્ધ થાય અને જ્યારે અંતઃકરણ શુદ્ધ-નિર્મળ થાય છે ત્યારે વિજાતીયજ્ઞાનથી વિઘ્નરૂપ

નહિ થયેલી ધ્રુવા-અખંડ સ્મૃતિ રહે છે અર્થાત્ ધ્યાનની સિદ્ધિ થાય છે અને જ્યારે તે ધ્યાનની સિદ્ધિ થાય છે ત્યારે સર્વ કર્મજન્ય અજ્ઞાનની બધી જ ગાંઠોનો તત્કાળ નાશ થાય છે.(છા.ઉ.૭/૨૬/૨) આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સાત્ત્વિક આહારના સેવનથી સત્ત્વગુણની અભિવૃદ્ધિ થાય છે અને તે સત્ત્વગુણ વધે તો મોક્ષના ઉપાયરૂપ ભગવાનની ઉપાસનાનો પરિપાક થાય છે. આથી શ્રીહરિ મુમુક્ષુએ સાત્ત્વિક આહાર જ સેવવો એમ સૂચવે છે. તમોગુણી માલિકના હાથથી મળેલા આહારની જેમ તામસ દેવતાને અર્પણ કરેલા તેના નૈવેદ્યરૂપ આહારને પણ તે આશ્રય દુષ્ટ હોવાથી તજી દેવો. કારણ કે જાતિ, નિમિત્ત અને આશ્રયથી દૂષિત ન થયા હોય એવા અન્નથી શરીરની શુદ્ધિ કહી છે.

'देवतायै' ચંડી આદિ જે તામસી દેવીઓ છે તેને નિવેદના રૂપમાં અર્પણ કરેલા જાતિથી શુદ્ધ અને ખાઈ શકાય તેવા ફળ આદિ પણ ખાવા નહિ. તામસી દેવીના સંબંધથી તે શુદ્ધ ફળ વગેરે પણ દૂષિત થઈ જાય છે. તે દેવીઓનું તમોગુણીપણું તો 'જે ચંડિકા આદિ દેવીઓને દારૂ અને માંસનું નૈવેદ્ય થતું હોય' આ વાક્યથી જ પ્રકટ જણાય છે.

વેદોથી વિરુદ્ધ વર્તનવાળા તાંત્રિક લોકો દારૂ તથા માંસ આદિથી તે ચંડી આદિ દેવીઓને રાજી કરતા હોય છે. અન્ય સ્થળે પ્રાણીને મારીને મેળવેલા માંસના નૈવેદ્યથી દેવીને પ્રસન્ન કરવાનું કહ્યું છે. જે દેવીને ખુશી કરવાના ઉપાયરૂપમાં તે દેવીની આગળ જ પ્રાણીનો વધ કરવાનું કહેવાય છે, જે ચંડી આદિ દેવીની પ્રતિમાની આગળ બકરા આદિ પશુની હિંસા થતી હોય, અહીં આદિ શબ્દથી જે દેવીની આગળ નર બલિદાન પણ કરતા હોય તેમ સમજવું, તે દેવીનું નૈવેદ્ય ન ખાવું.

આગળ 'न भक्ष्यं' એમ પંદરમાં શ્લોકમાં 'માંસ ન ખાવું' એમ તો કહ્યું જ છે, પણ અહીંયા સામાન્યરૂપમાં કહેલો માંસ શબ્દ છે, તે માંસ સિવાયના શુદ્ધ(જાતિ આદિથી નિર્દોષ) ફળ વગેરે પણ તામસ

દેવતાને અર્પણ કર્યા હોય તે ન ખાવા એમ કહ્યું છે. પાંચરાત્રમાં કહ્યું છે કે "તમોગુણી લોકો જે ચંડી આદિ દેવીઓને માંસનું નૈવેદ્ય અપર્ણ કરીને તૃપ્ત કરે છે તે દેવીઓને અર્પણ કરેલી કોઈ પણ ખાદ્ય ચીઝ-વસ્તુ સાત્ત્વિક ભક્તોએ લેવી નહિ." આ નિષેધના ઉપરથી જાતિ, આશ્રય અને નિમિત્તથી દૂષિત ગણાતી કોઈ પણ વસ્તુ ખાવી નહિ એમ સમજવું. તેની વિગત બીજેથી જાણી શકાતી હોવાથી અહીંયા વધારે કહ્યું નથી. ૨૨.



**दृष्ट्वा शिवालयादीनि देवागाराणि वर्त्मनि।**
**प्रणम्य तानि तद्देवदर्शनं कार्यमादरात्।।२३।।**

**અને માર્ગને વિષે ચાલતે શિવાલયાદિક જે દેવમંદિર આવે, તેને જોઈને તેને નમસ્કાર કરવા અને આદર થકી તે દેવનું દર્શન કરવું. ।।૨૩।।**

***ભાષ્ય :*** શ્રીહરિએ તમોગુણી ચંડી આદિ દેવતાના ફળ વગેરે નૈવેદ્યને ખાવાની પણ ના કહી. તે રીતે જ શંકર વગેરે પણ તમોગુણ પ્રધાન દેવ જ છે. કદાચ કોઈ એમ ધારી લે કે 'શંકર તમોગુણી દેવ હોવાથી તેને પ્રણામ વગેરે કરવું તે અયોગ્ય છે.' તેમ જો થાય તો તે ઘણું અનર્થરૂપ બને, આવા અભિપ્રાયથી સ્વયં કહે છે કે 'માર્ગમાં ચાલતા હોઈએ ત્યારે શિવાલય આદિ દેવમંદિર રસ્તામાં દેખાય તો સદ્‌ભાવનાથી પ્રણામ કરવા તથા તે મંદિરમાં દર્શન આપતા તે તે દેવના આદરથી દર્શન કરવા.' તે દેવના આદરથી દર્શન કરવાનો ભાવ તે દેવની અવજ્ઞા ન કરવી તેમાં છે.

આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે 'जन्माद्यस्य'(૧/૧/૨) એ વ્યાસસૂત્ર ઈત્યાદિનો મત એવો છે કે 'જે સર્વ જગતનું મૂળ કારણ છે તે પરબ્રહ્મની ઉપાસના જ મુમુક્ષુ જીવે કરવી. શંકર આદિ દેવોની

ઉપાસના ન કરવી. કારણ કે તે દેવો જગતની સૃષ્ટિ થઈ ગયા પછીના અર્વાચીન(આધુનિક) દેવ છે અને તે જગતનું મૂળ કારણ નથી, છતાં પણ રસ્તામાં ચાલ્યા જતા હોઈએ ત્યારે સહેજે તે મંદિર રસ્તામાં આવતા હોય તો તે મંદિરોને તથા તેમાં પધરાવેલી દેવોની પ્રતિમાને મુમુક્ષુએ આદરભાવથી પ્રણામ કરવા. આ બધું જ જગત ભગવાન પુરુષોત્તમની લીલારૂપ સૃષ્ટિ છે. તેથી ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયરૂપ કાર્ય કરવા માટે તે તે શંકર આદિ દેવોને અધિકારીના રૂપમાં નીમ્યા છે. ભગવાન પુરુષોત્તમને તે માન્ય છે અને પોતે અંતર્યામી શક્તિથી તેમાં અંદર પ્રવેશેલા છે. એટલે તેમને જો પ્રણામ કરવામાં ન આવે તો તેમની અવગણના કરી કહેવાય.

આવા દેવની અવગણના કરવી તે ઘણી અનર્થ કરનારી છે, એમ સ્મૃતિ ગ્રંથમાં વસિષ્ઠે કહ્યું છે 'કોઈ દેવતાની મૂર્તિને અને યોગી સન્યાસીને દેખીને જો તેમને નમસ્કાર ન કરે તો તે મનુષ્ય પ્રાયશ્ચિતને લાયક થાય છે.' તેમજ યમસ્મૃતિમાં પણ કહ્યું છે કે 'દેવ, દેવમંદિર, કોઈ વૃદ્ધ, વિપ્ર, તપસ્વી, ગુરુ, સન્યાસી અને પતિવ્રતા સ્ત્રી, આટલાને જોઈને તેમને પ્રણામ કરવા.' ૨૩.



**स्ववर्णाश्रमधर्मो यः स हातव्यो न केनचित्।**
**परधर्मो न चाचर्यो न च पाखण्डकल्पितः।।२४।।**

**અને પોતપોતાના વર્ણાશ્રમનો જે ધર્મ તે કોઈ સત્સંગીએ ત્યાગ ન કરવો અને પરધર્મનું આચરણ ન કરવું તથા પાખંડ ધર્મનું આચરણ ન કરવું તથા કલ્પિત ધર્મનું આચરણ ન કરવું. ॥૨૪॥**

***ભાષ્ય :*** ધ્રુવાનુસ્મૃતિ - ધ્યાનની સિદ્ધિને માટે મુમુક્ષુઓએ આહારશુદ્ધિમાં વિવેક રાખવો એમ કહ્યું. વચ્ચે 'देवतायै भवेद्यस्यै' ૨૩-

૨૪માં પ્રાસંગિક વિવેચન કર્યું. હવે મુમુક્ષુઓએ ધ્યાનની સફળતા માટે ક્રિયાની-વર્ણાશ્રમના સદાચારની આવશ્યકતા ચોક્કસ રાખવી જોઈએ. તે શ્રીહરિ કહે છે કે 'પોતાના વર્ણનો અને આશ્રમનો ધર્મ કોઈએ તજી દેવો નહિ.' તે વર્ણ અને આશ્રમ, બંનેનો ધર્મ નીચે દર્શાવેલા સાત સાધનોમાં આવી જાય છે. તે સાત સાધનથી જ ધ્રુવાનુસ્મૃતિ-ધ્યાનમાં સફળતા મળે છે. તે વાક્યકારે કહ્યું છે કે 'વિવેક, વિમોક, અભ્યાસ, ક્રિયા, કલ્યાણ અનવસાદ અને અનુદ્ધર્ષ; આ સાત સાધનોથી ધ્રુવાનુસ્મૃતિ-ધ્યાનની સિદ્ધિ મળે છે.'

૧. **વિવેક :** જાતિ, નિમિત્ત અને આશ્રયથી અશુદ્ધ નહિ થયેલા અર્થાત્ પવિત્ર અન્ન આદિના ખોરાકથી શરીરને શુદ્ધ રાખવું તે વિવેક કહેવાય છે.

૨. **વિમોક :** કામાદિ વિષયોમાં આસક્ત થવું નહિ તે વિમોક કહેવાય છે.

૩. **અભ્યાસ :** શુભાશ્રય પરમાત્માનાં સ્વરૂપનું વારંવાર ચિંતન કરવું તે અભ્યાસ કહેવાય છે.

૪. **ક્રિયા :** પોતાની શક્તિ પ્રમાણે દેવયજ્ઞ આદિ પાંચ મહાયજ્ઞ કરવા તે ક્રિયા કહેવાય છે.

૫. **કલ્યાણ :** સત્ય, નિચ્છળતા-સરળતા, દયા, દાન અને અહિંસા વગેરે કલ્યાણ કહેવાય છે.

૬. **અનવસાદ :** મોક્ષ માર્ગમાં ચાલતા અતિશય દીનતા ન રાખવી, શૂરપણું રાખવું, તે અનવસાદ છે.

૭. **અનુદ્ધર્ષ :** મોક્ષમાર્ગમાં ભક્તિ કરવામાં 'આટલું તો ઘણું' એમ સંતોષ માનવો નહિ તે અનુદ્ધર્ષ છે.

તેમાં વિવેક એટલે આહારશુદ્ધિનો વિવેક હોવો જોઈએ. તે રીતે જ ક્રિયા એટલે પોતાના વર્ણ અને આશ્રમને અનુરૂપ સદાચારરૂપ કર્મ કરવા તે. જે પોતાનો વર્ણાશ્રમનો ધર્મ હોય તેને જ્ઞાનનિષ્ઠાના અધિકારી

અથવા જ્ઞાનનિષ્ઠાના અનધિકારી એવા મુમુક્ષુ કોઈએ તજી દેવો નહિ. મુમુક્ષુ જો જ્ઞાનનિષ્ઠામાં અશક્ત હોય તો પણ પાળેલો વર્ણાશ્રમનો ધર્મ તેના મનને નિર્મળ કરી દે છે અને તેને જ્ઞાનનિષ્ઠા પમાડે છે. જ્ઞાનનિષ્ઠામાં શક્તિ પામેલા મુમુક્ષુએ પણ પાળેલો વર્ણાશ્રમનો ધર્મ તેના વિઘ્નોનું નિવારણ કરે છે અને ભગવાનની ઉપાસનામાં ઉપકારક થાય છે. એટલા માટે મુમુક્ષુજનોએ પોતાની શક્તિને અનુસારે વર્ણાશ્રમના ધર્મનું પાલન અવશ્ય કરવું.

તે રીતે જ યજ્ઞ, દાન તથા તપ આદિ બધો કર્મમાર્ગ મુમુક્ષુને બંધન કરે છે. એટલે તે કર્મ હોવાથી કરવા નહિ. આવી ભ્રમણામાં પડવું નહિ. 'કર્મના ફળમાં આસક્તિનો ત્યાગ અને હું કર્મનો કર્તા છું.' એવી ભાવનાનો ત્યાગ કરવામાં આવે તો પછી કરેલા યજ્ઞ, દાન વગેરે બધા કર્મો ભગવાનની ઉપાસના કરવામાં સહાયક બને છે. તેથી મુમુક્ષુ ગૃહસ્થોએ પોતાનો આશ્રમધર્મ તજી દેવો નહિ.

આ પ્રસંગે એક શંકા થાય છે કે 'अत एव चाग्नीन्धनाद्यनपेक्षा'(બ્ર. સૂ.૪૪૩) આ બ્રહ્મસૂત્રમાં અગ્નિહોત્રાદિ કર્મથી રહિત બ્રહ્મચારીને પણ વિદ્યામાં અધિકાર વગેરેનું વર્ણન કર્યું છે, 'તો તેની માફક ગૃહસ્થને પણ ઉપાસનાની સિદ્ધિ થઈ શકે છે. માટે મુમુક્ષુ ગૃહસ્થે યજ્ઞ, દાનાદિ કર્મ કરવા નહિ, પરંતુ તે કર્મોનો ત્યાગ કરી દેવો.'

આવી શંકાનું નિવારણ કરવા શ્રીહરિ કહે છે કે 'परधर्मो न चाचर्यः' 'પરધર્મનું આચરણ ન કરવું.' ગૃહસ્થે યજ્ઞ, દાન વગેરેનો જે ત્યાગ કરવો તે તો પરધર્મ થયો. તે ત્યાગ તો અન્ય સન્યાસ આશ્રમનો ધર્મ છે. સન્યાસ સિવાયના અન્ય આશ્રમમાં રહેલા મુમુક્ષુને તે ધર્મ ઉપકારક-સહાયક નથી. જેમ પાખંડથી કે કલ્પનાથી માનેલો ધર્મ મુમુક્ષુને ઉપાસનામાં સહાયક નહિ હોવાથી પાળવાનો નથી, તેમ પરધર્મના આચરણરૂપ યજ્ઞ તથા દાન વગેરેના ત્યાગરૂપ પરધર્મ પણ પાળવાનો

નથી. એટલે જ શ્રીહરિએ પાખંડ તથા કલ્પિત ધર્મને તેના દૃષ્ટાંતના રૂપમાં કહ્યા છે.

જો કે બ્રહ્મસૂત્ર(૪૪૩)કારે વિદ્યા પ્રાપ્ત કરવામાં જ અગ્નિહોત્રાદિક કર્મ કે દાન આદિની જરૂર નથી એમ કહ્યું છે. કારણ કે તેમાં ઊર્ધ્વરેતા બ્રહ્મચારીને અધિકાર હોતો નથી. માટે તે ઊર્ધ્વરેતાઓને પોતાના આશ્રમને અનુકૂળ તથા ઉપકારક અન્ય કર્મ કરવાના હોય છે એવા અભિપ્રાયથી તે બ્રહ્મસૂત્રમાં અગ્નિહોત્ર આદિની અપેક્ષા કહી નથી.

એટલા માટે જ સૂત્રકારે 'सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत्'(બ્ર. સૂ.૪૪૪) એ સૂત્રમાં કર્મયોગી ગૃહસ્થોને વિદ્યા(જ્ઞાન) પ્રાપ્તિ માટે અગ્નિહોત્રાદિ કર્મની જરૂર હોય જ છે. તેમ કહ્યું છે અને તેમાં 'ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन'(બૃહ.ઉ.૩/૪/૪/૨૨) શ્રુતિ પ્રમાણરૂપ કહી છે. જેમ કે 'વેદાધ્યયન કરેલા બ્રાહ્મણો તે પરમાત્માને વેદોના યોગ્ય વચનોથી અધ્યયન, યજ્ઞ, દાન, તપ, અનશન આદિ નિષ્કામભાવે અનુષ્ઠાન કરેલા ઉપાયોથી જાણવા ઈચ્છે છે.'

અથવા તો શ્રીહરિ મુમુક્ષુજન હોય, મુમુક્ષુ ન હોય, બધાને પોતાના વર્ણાશ્રમના ધર્મનો ત્યાગ કરવો નહિ તેમ કહે છે. ભલે મુમુક્ષુ ન હોય, તો પણ વર્ણાશ્રમના ધર્મનો જો તે ત્યાગ કરે તો તેને પ્રાયશ્ચિત કરવું પડે. તે મનુએ કહ્યું છે કે 'થોડા ગુણવાળો હોવા છતાં પોતાનો ધર્મ ઉત્તમ છે, સારી રીતે આચરેલો એવો એ પરધર્મ શ્રેષ્ઠ નથી. પરધર્મના આશ્રયથી તો મનુષ્ય તત્કાળ જાતિ ભ્રષ્ટ થાય છે.'(મનુ.૧૦/૯૭)

મુમુક્ષુજન પણ સ્વધર્મનો ત્યાગ કરે તો તેની ઉપાસનાનું એક અંગ પણ તૂટી જાય. વળી જે મુમુક્ષુ સિદ્ધોપાયનિષ્ઠ-ભગવન્નિષ્ઠ હોય અને તે વર્ણાશ્રમના ધર્મનો ત્યાગ કરે તો તેને ભગવાનની આજ્ઞાના ઉલ્લંઘનરૂપ અયોગ્યતા પ્રાપ્ત થાય. એટલા માટે કોઈએ પણ પોતાના વર્ણાશ્રમના ધર્મનો ત્યાગ કરવો નહિ.

મુમુક્ષુ પુરુષને પરધર્મ કે પાખંડધર્મનો પ્રસંગ હોતો નથી, પણ તે સિવાયના(બુભુક્ષુ)ને તેઓનો પ્રસંગ સંભવે છે. માટે તેનો નિષેધ કર્યો છે કે પરધર્મ, પાખંડધર્મ તથા કલ્પિત ધર્મનું આચરણ ન કરવું. તેમાં પાખંડ એટલે કે વેદમાં ન કહ્યા હોય તેવા વ્રત અને તેવા વેષ આદિને જે રાખે છે તે બૌધ ભિક્ષુક અને દિગંબર જૈનાદિને સમજવા. પાખંડ શબ્દનો ગર્ભિત અર્થ એવો છે કે જે પાપથી બચાવે, તે પા-વૈદિક ધર્મ અને તેનું જે ખંડન કરે કે, તે ધર્મને નિષ્ફળ કરે, તેને પાખંડ કહેવાય છે. આવી જ નિરુક્તિ ભાનુજી દીક્ષિત કૃત અમરકોષની સુધા વ્યાખ્યામાં કરી છે કે 'पालनाच्च त्रयीधर्मः पा शब्देन निगद्यते। खण्डयन्ति तु तं यस्मात् पाखण्डस्तेन कीर्तितः' (અમર.૨/૭/૪૫) ૨૪.



**कृष्णभक्तेः स्वधर्माद्वा पतनं यस्य वाक्यतः।**
**स्यात्तन्मुखान्न वै श्रव्याः कथावार्ताश्च वा प्रभोः।।२५।।**

**અને જેનાં વચનને સાંભળવે કરીને શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ ને પોતાનો ધર્મ એ બે થકી પડી જવાય, તેના મુખ થકી ભગવાનની કથા-વાર્તા ન સાંભળવી. ॥૨૫॥**

***ભાષ્ય :*** પાખંડીઓના પ્રસંગથી સ્વયં પાંખડી હોય નહિ શું? એમ તેમના મિત્ર જેવા શઠ લોકોનો તો બધી રીતે ત્યાગ કરવો. એવા અભિપ્રાયથી શ્રીહરિ કહે છે કે જે વિષયાસક્ત પુરુષના વાક્ય સાંભળવાથી શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિથી તથા સ્વધર્મથી પડી જવાય, તેના મુખથી ભગવાનની કથા-વાર્તા ન સાંભળવી.

શઠ લોકોને વેદોમાં શ્રદ્ધા હોતી નથી. તેઓ તો વેદ બાહ્ય પાખંડીઓના મિત્ર હોય છે. એટલા માટે જ મનુ મહારાજે તેમને જેનો

સત્કાર ન કરાય એવા પાખંડીઓની વાતચિત(ગોષ્ઠી)ના પ્રસંગમાં યાદ કર્યા છે. મનુ કહે છે કે 'પાખંડીઓ(વેદ વિરુદ્ધ ધર્મનું આચરણ કરનારા), વિકર્મસ્થ(આશ્રમ વિરુદ્ધ આજીવિકાથી જીવનારા), બૈડાલ વ્રતવાળા(દંભીઓ), શઠ(જેઓ મનમાં કાંઈક હોય અને બહારથી કાંઈક દેખાડતા હોય અથવા વેદ અને શાસ્ત્રના ઉપર શ્રદ્ધા રહિત હોય), હૈતુક (વેદ વિરુદ્ધ તર્ક કરનારા), અને બગ ભક્ત જે હોય, ગૃહસ્થ પુરુષે આ બધાનો વાણીમાત્રથી પણ સત્કાર કરવો નહિ.'(મનુ.૪/૩૦) તેમાં પંડિત કુલ્લૂકે શઠ શબ્દની વ્યાખ્યા કરતા કહ્યું છે કે શઠ એટલે વેદોમાં શ્રદ્ધા વિનાના જે હોય તે.

જો કે આ શઠ લોકોને વેદોમાં શ્રદ્ધા હોતી નથી તેથી તેઓમાં શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ પણ નથી હોતી. વળી તે સદ્ધર્મથી વિમુખ પણ હોય છે, છતાં પણ તેઓ પોતાની આજીવિકા આદિના નિમિત્તે ભગવાનની કથા વાર્તા પણ કહેતા હોય છે. તેથી તેવા રૂપમાં તેમણે પ્રસ્તુત કરેલી ભગવાનની કથા પણ તેમના મુખથી ન સાંભળવી. કારણ કે તેનો સંગ ભગવાનની ભક્તિથી પાડી દે છે.

વળી તેની વાણી સાંભળવાથી જે ભક્તિમાં નિષ્ઠાવાળા તથા ધર્મમાં નિષ્ઠાવાળા ભક્તો હોય તે પણ જો પોતાની નિષ્ઠામાંથી પડી જતા હોય તો પછી તેના જેવી રુચિવાળા પડી જાય તેમાં શું કહેવું ? માટે તેવા શઠ લોકો કે જે ભક્તિ અને ધર્મના માર્ગથી બીજાને ભટકાવનારા છે, વળી સ્વયં તો ભક્તિ તથા ધર્મથી વિમુખ હોય છે અને વેદોમાં શ્રદ્ધાહીન હોય છે. એટલે જે તેવા શઠનો સંગ રાખે છે તે તેના જેવા થાય છે. તેથી જ તેવા શઠના મુખથી કહેવાતી શ્રીકૃષ્ણ ભગવાનની પુરાણ સંબંધી કથા તથા કર્ણપરંપરયા સાંભળેલી ભગવાનના ચરિત્રોની વાતો પણ ન સાંભળવી.

અથવા જે વેદાંત (ઉપનિષદો, વ્યાસસૂત્રો અને ભગવદ્ગીતા)ને સાંભળી ચૂક્યા હોય, ભણ્યા હોય, પણ વેદાંતના વિષયમાં જેને પૂરું જ્ઞાન થયું ન હોય, ભક્તિ તથા ધર્મનાં સ્વરૂપને જાણતા હોવા છતાં પણ જેને પોતાને તેમાં પૂરી શ્રદ્ધા કે સ્થિતિ ન હોય, પણ જે વિષયાસક્ત હોય, વળી જો તે ઉપદેશકુશાળ સારા વક્તા પણ હોય, છતાં પણ તેમનાં મુખથી બ્રહ્મતત્ત્વનું સ્વરૂપ તથા તેના ગુણ કર્માદિકને સાંભળવા નહિ. ઉપદેશ કરનારાને જ ભગવાનનાં સ્વરૂપ તથા કલ્યાણ ગુણોમાં નિષ્ઠા ન હોય તો તેનાં મુખથી કથાવાર્તા સાંભળનારાને ભગવાનનાં સ્વરૂપ તથા કલ્યાણગુણોમાં નિષ્ઠા ક્યાંથી થાય ? એટલા માટે જ શ્રુતિ પણ કહે છે કે વેદાંત શ્રવણ કર્યું હોય પણ જો તે બ્રહ્મનિષ્ઠ ન હોય તો તેવા ગુરુને શરણે ન જવું, પણ 'श्रोत्रियं ब्रह्मनिष्ठम्'(મુ.ઉ.૧/૨/૧૨) "પરબ્રહ્મના સ્વરૂપમાં નિષ્ઠાવાળા તથા શ્રોત્રિય વેદાંતાદિને ભણેલા ગુરુને શરણે જવું."

અથવા આ શ્લોકમાં શ્રીહરિનું કહેવાનું એવું જણાય છે કે જે વેદાંત ભણેલા લોકો પણ નિર્વિશેષ, નિગુર્ણ, નિરાકાર, નિર્ધર્મક ચિન્માત્ર જ્ઞાનૈકરસ બ્રહ્મનું ઐક્ય(કેવલ બ્રહ્મ જ સત્ય છે, તે વિના અન્ય કાંઈ છે જ નહિ અને જે દેખાય છે તે માત્ર આભાસ જ છે અર્થાત્ મિથ્યા છે. એમ બ્રહ્મનું એકપણું) કહે છે તેમનાં મુખથી ભગવાનની કથા-વાર્તા સાંભળવી નહિ.

તેવા શુષ્ક વેદાંતીઓ ભગવાનના ગુણો તથા ચરિત્રોનું વર્ણન તો કરે છે, પણ છેવટે નિર્વિશેષ અને ચિન્માત્ર બ્રહ્મના ઐક્યમાં જ રસ માણતા હોય છે. પરમેશ્વરના સમગ્ર કલ્યાણકારી શુભ ગુણના સમુદાયને તેઓ માયિક કહે છે. જીવને માટે મોક્ષપ્રદ પરમશ્રેયઃનું સાધન પણ ધર્મ તથા ભક્તિથી જૂદું જ બ્રહ્મના ઐકય જ્ઞાનને કહે

છે. તે જ્ઞાન શાસ્ત્રોક્ત કર્મમાર્ગનું વિરોધી હોય છે. માટે એવા બ્રહ્મજ્ઞાનીનો સમાગમ તો વિષકન્યાની જેમ ઘાતક છે અને મુમુક્ષુ જનને ભગવાનની ભક્તિથી તથા ધર્મથી પાડી દે છે, વિમુખ કરી દે છે, માટે તે ન કરવો. ૨૫.



**स्वपरद्रोहजननं सत्यं भाष्यं न कर्हिचित्।**
**कृतघ्नसङ्गस्त्यक्तव्यो लुञ्चा ग्राह्या न कस्यचित्।।२६।।**

**અને જે સત્ય વચન બોલવે કરીને પોતાનો દ્રોહ થાય તથા પારકો દ્રોહ થાય એવું જે સત્ય વચન તે ક્યારેય ન બોલવું અને જે કૃતઘ્ની હોય તેના સંગનો ત્યાગ કરવો અને વ્યવહાર કાર્યને વિષે કોઈની લાંચ ન લેવી. ॥૨૬॥**

***ભાષ્ય :*** પોતાનો અથવા પારકો દ્રોહ કરાવે અને વાસ્તવિક જણાતું હોય તેવું કે ખરેખર સાચું એવુંએ વચન ન બોલવું, તેને તજી દેવું એમ શ્રીહરિ કહે છે. પોતાનો તથા પારકો દ્રોહ થાય એવું સત્ય-યથાર્થ જોયેલું હોય તેવું વચન પણ ક્યારેય બોલવું નહિ.

કહેવાનો ભાવ એવો છે, શતપથ બ્રાહ્મણમાં સત્યની પ્રશંસા ઘણી કરી છે. જેમ કે પ્રજ્વલિત અગ્નિમાં રેડેલું ઘી અગ્નિને એકદમ-અત્યંત ઉત્તેજિત કરીને વધારી દે છે, તેમ પુરુષે કહેલું સત્ય તેના તેજને વારંવાર વધારી દે છે અને દિન પ્રતિદિન તેનું શ્રેય થાય છે. તેમજ યોગસૂત્ર(૨/૩૦)માં 'અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અપરિગ્રહ' આદિ યમોને યોગના અંગરૂપમાં ગણ્યા છે. વળી તે યમ જાતિ દેશ કાળ અને સમયની સીમામાં બાંધી ન શકાય, એવા સમગ્ર જગતમાં વ્યાપેલા મહાવ્રત તરીકે કહેવાય છે.'(યો.સૂ.૨/૩૧) આ સત્યની કોઈ

દેશ કાળ-સમયની સીમાથી માપણી થઈ શકતી નથી. આમ છતાં પણ 'જે વસ્તુ કે કોઈ ઘટનાને જેમ જોઈ હોય તેમ જણાવી દેવું તેટલું જ તે સત્ય નથી.' પણ તે પ્રત્યેકમાં કોઈ પણ પ્રાણી કે વ્યક્તિને ઘણું નુકશાન થાય કે કોઈનો વિનાશ થાય, તેવું તે હોય તો તે સત્ય કહેવાનું નથી. માટે પોતાનું કે પારકું નુકશાન કરે તેવું વચન બરાબર જોયેલું-જાણેલું હોય તો પણ તે સત્ય કહેવાય નહિ. પરંતુ તે સત્યનો આભાસમાત્ર જ કહેવાય.

તેટલા માટે જ યોગસૂત્રના ભાષ્યમાં વ્યાસજીએ કહ્યું છે કે 'આ સત્યવાણી સમગ્ર પ્રાણીમાત્રના ઉપર ઉપકારને માટે પ્રવર્તી છે, પણ સર્વ પ્રાણીઓના વિનાશને માટે પ્રવર્તી નથી. જો આ રીતે કહેવાયેલી વાણી પ્રાણીનો વિનાશ કરનારી હોય, તો તે સત્ય નથી. આબેહૂબ પુણ્યના જેવી જણાતી તે વાણી પુણ્યનો આભાસમાત્ર હોવાથી પાપરૂપ જ છે અને તેનાથી તો કષ્ટમય નરકની પ્રાપ્તિ થાય છે.'(યો.સૂ.૨/૩૦) આ સૂત્રનું વ્યાખ્યાન વાચસ્પતિએ પણ કર્યું છે અને તેમણે કહ્યું છે કે 'આગળ લક્ષણ બતાવીને કહેલું સત્ય પણ પરિણામે જો બીજાનું અહિત કરતું હોય તો તે સત્ય નથી, પણ તેને 'સત્યાભાસ' કહેવાય છે.' તેમજ ભગવદ્ગીતાના 'अहिंसा सत्यमक्रोधः त्यागः शान्तिरपैशुनम्' (ગીતા.૧૬/૨) આ શ્લોકની વ્યાખ્યામાં શંકરાચાર્યે પણ કહ્યું છે કે "અપ્રિય અને અસત્યે રહિત અને જે ઘટના જેવી બની હોય તેને યથાર્થરૂપમાં કહેનારું વચન સત્ય છે." ભગવાન શ્રીરામાનુજાચાર્યે પણ ગીતા(૧૬/૨)માં 'જેવા જોયેલા અને જાણેલા પદાર્થ બાબતમાં પ્રાણીમાત્રનું હિત થાય એવું જે વચન બોલવું તે સત્ય કહેવાય છે.' એમ કહ્યું છે.

તે રીતે જ લિંગપુરાણમાં પણ કહ્યું છે કે 'જે કાંઈ જોયેલું, સાંભળેલું, અનુમાન કરેલું અને અનુભવેલું હોય તેને અન્ય કોઈને પણ પીડા ન થાય, એવું યથાર્થરૂપમાં કહેવું તેને સત્ય કહેવાય છે. (લિંગ.

પુ.પૂર્વ.૮/૧૩) તે રીતે જ મહાભારત શાંતિપર્વના મોક્ષધર્મમાં કહ્યું છે કે 'સત્યને કહેવું તે શ્રેયસ્કર છે પણ સત્યને સમજવું તે ઘણું કઠણ છે. જેમાં ભૂતપ્રાણીમાત્રનું અત્યંત હિત સમાયેલું હોય તે જ સત્યનું ખરું લક્ષણ છે.'(મ.ભા.શાં.મો.૨૮૮/૧૯) સત્યની પ્રવૃત્તિના કારણની યથાર્થ સ્થિતિમાં ન પહોંચાય તો પણ સામાન્ય વિશેષ ન્યાયથી પ્રાણીની પીડા રહિત જ યથાર્થ વચનને સત્ય સમજવું.

કોઈને એવી શંકા થાય કે 'જે વસ્તુ કે ઘટના જેવી હોય, જેવી બની હોય તેને તેવા જ યથાર્થરૂપમાં કહેવું તે શું અધર્મ કહેવાય ? તો તે અંગે કહેવાનું છે કે 'યથાર્થ હોય તે ધર્મ છે અને અયથાર્થ હોય તે અધર્મ છે, એમ નથી. જેમાં પ્રાણીમાત્રનું હિત થાય એવો જે ઉપકાર તે જ ધર્મ છે અને જેમાં પ્રાણીમાત્રનો અપકાર થતો હોય તે અધર્મ છે, એમ સમજવું. જેમ કે સત્યતપા નામના એક મુનિ રસ્તા નજીક બેઠા હતા. તેની પાસે જઈને લૂંટારાઓએ પૂછ્યું કે 'અહીંથી નીકળેલો સંઘ કઈ દિશામાં ગયો ?' ત્યારે તે સત્યતપાએ તેમની આગળ કાંઈ ઉટપટાંગ 'જે આંખ દેખે છે તે બોલતી નથી અને જે વાણી બોલે છે તે દેખતી નથી.' એવો જવાબ દીધો. જો સત્યતપાએ પ્રવાસીના સંઘનો રસ્તો ખરેખર બતાવી દીધો હોત તો તે અધર્મ ગણાત અને સંઘ લૂંટાઈ જવાથી ઘણો અનર્થ થાત.

એટલા માટે રાજધર્મમાં યુધિષ્ઠિરે ભીષ્મને સત્ય શું છે ? અને અસત્ય શું છે ? એમ પૂછ્યું. ત્યારે ભીષ્મે પ્રાણીઓનો કોઈ ઉપઘાત-વિનાશ કે અથડામણ ન થાય એવું જે યથાર્થપણું તે સત્ય છે, એવા અભિપ્રાયથી કહ્યું કે 'ધર્મનું વચન તો પ્રાણીઓના અભ્યુદય-કલ્યાણને માટે કહેલું છે. એટલે જેનાથી અભ્યુદય અને નિઃશ્રેયસ સિદ્ધ થાય તે નિશ્ચિત ધર્મ કહેવાય છે. 'यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः'-ગૌતમ 'સત્યને ધારણ કરે છે માટે તે ધર્મ કહેવાય છે, માટે જેનાથી ધારણ

અને પોષણ સિદ્ધ થતા હોય તે ધર્મ છે. આવો ધર્મજ્ઞોનો નિશ્ચય છે.' 'પ્રાણીઓની હિંસા ન થાય એટલા માટે ધર્મનો ઉપદેશ કરાયો છે. એટલા માટે જે અહિંસાથી યુક્ત છે તે ધર્મ છે. એવો ધર્માત્માઓનો નિશ્ચય છે.' 'જે અન્યાયથી કોઈ ધનિકનું ધન લૂંટી લેવા ચાહતા હોય તે લૂંટારાઓને તેનો માર્ગ ન બતાવે, તે જ નિશ્ચિત ધર્મ છે. (મ.ભા.શાં. રા.૧૦૯/૧૦-૧૨, ૧૪) માટે જે સત્ય બોલવાથી અભ્યુદય, સુરક્ષા અને અહિંસાનો નાશ થતો હોય તો તેવું સત્ય ન બોલવું અને તેવું સત્ય નહિ બોલવાથી કાંઈ અધર્મ થતો નથી.

અહીં એક સંદેહ થઈ શકે છે. જેમ કે 'ધનાઢ્ય મનુષ્યની ધનસંપન્નતા પોતે જાણતા હોઈએ, છતાં લૂંટારા લોકો તે બાબતમાં પૂછે તો તેમને ધનાઢ્યની હકીકત ન બતાવવી. કારણ કે જો હકીકત બતાવવામાં આવે તો તે ધનિકને ઘણો જ અનર્થ(નુકશાન) થાય. માટે જાણકારે મૌન રહેવું જોઈએ. જો આપણા મૌનમાં શંકા થાય અને આપણને તેમાંથી છોડે નહિ, તો લૂંટારાઓ આગળ કાંઈક કહેવું જોઈએ. જો તે વખતે હકીકતથી ઊલટું જ કહેવામાં આવે તો અસત્યરૂપ અધર્મ કર્યો ગણાય. માટે 'ક્યારેય ખોટું બોલવું નહિ.'(તૈ.સં.૨/૫/૫) તેમજ શતપથ બ્રાહ્મણમાં(૨/૧/૬/૨૦) પણ અસત્યનો નિષેધ કર્યો છે.

સર્વ સામાન્ય રીતે 'ખોટું બોલવું નહિ' આવો સાધારણ નિયમ કર્યો હોવા છતાં આપણે સાચું બોલીએ અને બીજા કોઈને મોટું નુકશાન થાય, એવું હોય તો તેવી વિશેષ સ્થિતિમાં ખોટું બોલવું નિર્દોષ છે. આપણે ખોટું બોલીએ છતાં બીજાને થતું નુકશાન રોકાય નહિ તો તે અધર્મ ગણાય, પણ બીજાને થતું નુકશાન જો રોકાઈ જતું હોય તો તે બોલાયેલું અસત્ય પણ ધર્મ છે. આજ બાબતને મહાભારત શાંતિપર્વમાં વ્યાસજીએ યુધિષ્ઠિર તથા ભીષ્મના સંવાદમાં પૂર્વોક્ત સ્થળે જ કહી છે.

જેમ કે 'જો ધનિકની હકીકત ન કહેવાથી તે બચી જાતો હોય તો કોઈ પણ રીતે કશું જ બોલવું નહિ, પણ ફરજિયાત બોલવું પડે

તેમ હોય અને કાંઈ પણ નહિ બોલવાથી લૂંટારાઓના મનમાં સંદેહ થવા લાગે તો તેવી સ્થિતિમાં સાચું કહેવાને બદલે ખોટું બોલવામાં જ શ્રેય છે. આ પ્રસંગે વિચાર કરીને આવો જ નિર્ણય કરવામાં આવ્યો છે.'(મ.ભા.શાં.અનુ.૧૦૯/૧૫-૧૬)

લૂંટારાથી બીજાની જેમ પોતાની રક્ષા ખોટું બોલીને પણ કરવી. આવી બાબતને વિચારીને મૂળ શ્લોકમાં 'स्वपरद्रोहजननम्' 'પોતાનો તથા પારકો દ્રોહ થાય તેવું સત્ય વચન ક્યારેય બોલવું નહિ' એમ કહ્યું છે.

ક્યારેક ચોરી વગેરેના અપરાધી પકડાઈ ગયા પછી ન્યાયાલયમાં તેનો કેસ(મુકદમો) ચાલતો હોય ત્યારે સાક્ષીઓ જે જાણતા હોય તેવું સત્ય બોલે તો ચોર વગેરે અપરાધીઓને દંડ કે સજા થાય. તેથી સત્યવચન બોલવાથી તે બીજાને નુકશાન કરનારું થયું. તેથી તે સત્ય અધર્મ કહેવાય કે નહિ ? ના, એમ નથી. જો ઉપર કહ્યું તે પ્રમાણે હોય, તો તે સાક્ષીએ ખોટું જ બોલવાનું ઠરે. તમે કહેશો કે તે સાક્ષી ખોટું બોલે તે અમારે માન્ય છે, પણ તેમ નથી. જો સાક્ષી કાંઈ જ ન બોલે અથવા ખોટું બોલે, તો તે પણ દંડ કરવાને લાયક બને. તેને માટે સ્મૃતિમાં કહ્યું છે કે 'જે માણસ જાણતો હોવા છતાં પણ સાક્ષી પૂરતો નથી, તો તે નરાધમ પાપથી અને દંડથી કૂટ સાક્ષીને સમાન છે.(યાજ્ઞ.૨/૭૭) 'ખોટા સાક્ષી ઊભા કરનારાને અને ખોટા સાક્ષીઓને વિવાદથી બમણો દંડ અલગ અલગ કરવો.'(યાજ્ઞ.૨/૮૧)

ચોર વગેરે ગુનેગારોને જો દંડ થાય તે તો લોકોપકારક ગણાય અને ગુનેગારને ઉપઘાતક-પીડા કરનારું વચન પણ લોકોને-સમાજને ઉપકાર કરનારું હોવાથી બીજાને નુકશાન કરનારું ગણાય નહિ.

તે ઉપર કહ્યા પ્રમાણે લાભ કે નુકશાનીના લાઘવ ગૌરવ-ન્યૂનાધિકપણાને સારી રીતે વિચારીને ભૂતપ્રાણીમાત્રને પીડા કરનારું કે પીડાને ટાળનારું તેની વ્યવસ્થા સમજીને નક્કી કરવી.

અહીં એક વાર્તા કહેવાય છે કે ગંગા નદીને કિનારે કોઈ એક નાગણીએ હજારો ઈંડાઓને રાખી મૂક્યા હતા. તે સમયે એક ઘુવડે(કૌશિકે) રાતે આવીને તે બધા જ ઈંડાઓને ફોડી ફોડીને તેનો નાશ કરી દીધો. તેથી તે ઘુવડ મહાન પુણ્યનો ભાગીદાર થયો હતો. જો ન ફોડ્યા હોત તો તેમાંથી હજારો ઝેરીલા સર્પોની વૃદ્ધિ થવાથી તત્કાળ લોકોનો વિનાશ થાત. આ આખ્યાયિકા(વાર્તા)ને વ્યાસજીએ સત્ય-અસત્યની વ્યવસ્થાના પ્રકરણમાં લખી છે. જેમ કે 'તે ગંગાને કિનારે રહેતા એક ઘુવડની જેમ (હિંસા કરીને પણ) મહાન્ પુણ્ય પ્રાપ્ત કરી લે છે.'(મ.ભા.શાં.રા.૧૦૯/૮)

'કૃતઘ્નીના સંગનો ત્યાગ કરવો.' કોઈએ કરેલા ઉપકારનો તેનું ભૂંડુ કરીને જે નાશ કરે છે તેને કૃતઘ્ની કહેવાય છે. તે બધા કૃતઘ્નીઓને સ્કંદ પુરાણમાં ગણાવ્યા છે. જેમ કે "પોતાના સ્વામીનું શ્રાદ્ધ નહિ કરનાર, પિતાનું શ્રાદ્ધ નહિ કરનાર, જે વિદ્યા ભણ્યા પછી ગુરુ દક્ષિણા નહિ આપનાર, જે પુરુષ પોતાની સ્ત્રી ઉપર દ્વેષભાવ રાખે, વળી પોતાના સ્વામી, પિતા, અધ્યાપક અને સ્ત્રીની હત્યા કરનાર, કોઈએ કરેલા ઉપકારની બાબતમાં દ્વેષ ભર્યું બોલે, કામવાસનાથી પોતાનું કર્તવ્ય નહિ કરનાર, કોઈએ કરેલા ઉપકારને યોગ્ય સમયે કે સ્થળે યાદ નહિ કરનાર અને બ્રહ્મચર્યાદિ આશ્રમોને દૂષિત કરનાર, ઉપર જણાવેલા બધાને ઋષિમુનિઓની સાથે બેઠેલા મનુ મહારાજે કૃતઘ્ની કહ્યા છે.'

તેવા કૃતઘ્નીનો સંગ સહુનો દ્રોહ કરાવે છે. માટે બધી જ રીતે કૃતઘ્નીનો સંગ છોડી દેવો. એટલા માટે કહ્યું છે કે "શરણાગત, બાળક અને સ્ત્રી, આ ત્રણની હત્યા કરનારા તથા કૃતઘ્ની, તે પ્રાયશ્ચિત કરીને શુદ્ધ થઈ ગયા હોય, તો પણ તેમની સાથે વ્યવહારિક સંબંધ રાખવો નહિ."(યાજ્ઞ.૩/૨૯૮) "બાળ હત્યા કરનારા, કૃતઘ્ની, શરણાગતનો

નાશ કરનારા તથા સ્ત્રી હત્યા કરનારા પુરુષે પ્રાયશ્ચિય કર્યું હોય તો પણ તેમની સાથે સહવાસ કરવો નહિ."(મનુ.૧૧/૧૯૦)

'વ્યવહાર કાર્યને વિષે કોઈની લાંચ ન લેવી.' કોઈ પુરુષ જેને જરૂર હોય તેવાને વ્યવહારિક કોર્ટ કચેરીના કામ પ્રસંગે ડરાવે કે તું અમને આટલું ધન આપ, નહિ તો અમે તારાથી વિરુદ્ધ રહેશું.' આમ ખાનગીમાં ડરાવીને જે બીજા પાસેથી ધન પડાવતા હોય છે તેને અહીં લાંચના રૂપમાં કહે છે. કોઈ માણસ અધર્મી હોય તેનું ધન પણ લાંચના રૂપમાં ન લેવું. ક્યારેક લોકો એમ વિચારતા હોય છે કે 'આ માણસે તો અન્યાયથી ધન મેળવ્યું છે, માટે તે ધન આપણને ભલેને આપે !' છતાં આવા ખરાબ વિચાર પણ ન કરવા. યાજ્ઞવલ્ક્યે તો ત્યાં સુધી કહ્યું છે કે, લાંચિયાઓને તો દેશમાંથી તગડી મૂકવા. જેમ કે 'લાંચ લેનારા અધિકારીને દ્રવ્યહીન કરીને તેનું ધન લૂંટી લઈને દેશ બહાર કાઢી મૂકવા.'(યાજ્ઞ.૧/૩૩૯) ૨૬.



**चौरपापिव्यसनिनां सङ्गः पाखण्डिनां तथा।**
**कामिनां च न कर्त्तव्यो जनवञ्चनकर्मणाम्।।२७।।**

**અને ચોર, પાપી, વ્યસની, પાખંડી, કામી તથા કીમિયા આદિક ક્રિયાએ કરીને જનનો ઠગનારો, એ છ પ્રકારના જે મનુષ્ય, તેમનો સંગ ન કરવો. ॥૨૭॥**

*ભાષ્ય :* શ્રીહરિ છવ્વીશમાં શ્લોકમાં 'કૃતઘ્નીના સંગનો ત્યાગ કરવો' એમ કહીને હવે જેનો સંગ તજી દેવાનો હોય એવી બીજી વ્યક્તિઓને પણ અન્ય બે શ્લોકમાં કહે છે. 'ચોર, પાપી, વ્યસની, પાખંડી, કામી તથા કીમિયા આદિ ક્રિયાએ કરીને લોકોને ઠગનારો;

એ છ પ્રકારના મનુષ્યનો સંગ ન કરવો.' આગલા શ્લોકમાં 'કૃતઘ્નીના સંગનો ત્યાગ કરવો.' એમ જે કહ્યું છે તે વાક્યને પણ આ છની સાથે ગણી લેવું. જેમ કૃતઘ્નીના સંગનો ત્યાગ કરવો તેમ આ ચોર વગેરે છના સંગનો પણ ત્યાગ કરવો.

ચોર આદિ બધા પાપી જ છે છતાં તેમાં પાપીને જે અલગ બતાવ્યા છે, તે ગોબલીવર્દ શબ્દના પ્રયોગની જેમ સમાજમાં કહેવાતા ચોર આદિથી અલગ જ એવા કોઈ વિશેષ પ્રકારના પાપીને જણાવે છે. અથવા તો પાપ શબ્દથી હિંસારૂપ પાપ લક્ષિત થાય છે અર્થાત્ પાપી એટલે હિંસક-હિંસાને કરનારો. પાખંડી એટલે વેદ અને ધર્મનો નાશ કરનારા તથા ભગવાન પુરુષોત્તમનારાયણના સિવાય કોઈ અન્ય દેવતાની સર્વોત્તમતાને કહેનારા હોય છે. તે રીતના શાસ્ત્રોમાં વચન કહ્યા છે. જેમ કે 'અજ્ઞાનથી મોહ પામેલા જે લોકો સર્વ જગતને વંદન કરવા લાયક ભગવાન શ્રીનારાયણથી પણ કોઈ બીજા દેવને સર્વોત્તમ માનતા હોય છે ખરેખર તે પાખંડીઓ છે.' 'ખોપરી, ચિતાનું ભસ્મ અને હાડકાને શરીર ઉપર ધારનારા, વેદ વિરુદ્ધ ચિહ્નોને શરીર ઉપર રાખનાર, વાન પ્રસ્થાશ્રમી નહિ હોવા છતાં માથા ઉપર જટા અને વલ્કલ વસ્ત્રોને ધારનારા અને વેદોથી વિરુદ્ધ ક્રિયા કરનારા જે છે તેમને પાખંડી માનવા. સ્વયં દ્વિજ હોવા છતાં જે શ્રુતિ તથા સ્મૃતિઓમાં કહેલા સદાચારોને પાળતો નથી, તે આખા જગતમાં નિંદાને પાત્ર થયેલાને પાખંડી માનવો. અનેક પ્રકારના યજ્ઞ છે તે સમગ્ર યજ્ઞોના ભોક્તા તથા વેદ અને બ્રાહ્મણોનું હિત કરનારા દૈવતરૂપ એવા ભગવાન વિષ્ણુને છોડીને જે અન્ય દેવોને ઉદ્દેશીને હોમ કરે છે કે પૂજા અર્પણ કરે છે તેને સર્વ જગતમાં નિંદિત પાખંડી જાણવો. વળી જે દિવ્ય સદ્‌ગુણ સંપન્ન ભગવાન શ્રીનારાયણને બ્રહ્મા તથા રુદ્ર આદિ દેવોને તુલ્ય માને છે તે પણ સદાયનો પાખંડી છે.(પાદ્મોત્તર ખંડ અ.૨૩૫/૨-૯)

ઉપર જણાવેલા પાખંડીઓનો સંગ અત્યંત દૂર તજી દેવો. તેને માટે પણ વચન કહ્યા છે કે 'હે દેવિ ! અનન્ય ભાવથી શરણે આવેલા જે શ્રીકૃષ્ણ ભગવાનના એકાંતિક ભક્તો છે તે ક્યારેય પાખંડનો સંગ ન કરે.'(પાદ્મોત્તરખંડ અ.૨૩૫) "તેથી જ પાખંડીઓ અને પાપ આચરતા લોકોની સાથે ક્યારેય વાર્તાલાપ કે તેનો સ્પર્શ પણ ન કરવો."(વિ.પુ.૩/૧૮/૯૭) ઉપરના શ્લોકમાં 'कार्ष्णादयः' શબ્દથી શ્રીકૃષ્ણ ભગવાનના ભક્તોને કહ્યા છે તેમજ આદિ શબ્દથી સાક્ષાત્ અથવા પરંપરાથી શ્રીકૃષ્ણના અવતારોના ભક્તોને સમજવા.

વ્યસનીનો સંગ ન કરવો, એમ જે કહ્યું છે તે વ્યસન મૃગયા-શિકાર કરવો ઈત્યાદિ અઢાર છે. મનુએ તે વ્યસનનો ત્યાગ કરવો એમ કહ્યું છે. જેમ કે 'કામથી ઉપજેલા દસ અને ક્રોધથી ઉપજેલા આઠ, આ વ્યસન પરિણામે દુઃખ દેનારા છે. માટે રાજાએ પ્રયત્ન પૂર્વક તેમનો ત્યાગ કરવો.' તે અઢાર પ્રકારના વ્યસન જેને હોય તેના સંગનો ત્યાગ કરવો.

કામીના સંગનો ત્યાગ કરવાનું કહ્યું છે. તે કામી એટલે એકમાત્ર વિષયભોગની જ લાલસા રાખનારા. ધર્મની જરૂરત રાખ્યા સિવાય કેવળ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ; એ માયિક પંચવિષયોને જ ચાહનારા કામી કહેવાય છે. ચાર પુરુષાર્થમાં ગણેલા કામને દૂષિત ન ગણવો, કારણ કે ધર્મમાં બાધ ન આવે તે રીતના કામને તો ગ્રાહ્ય કહ્યો છે.

'કીમિયા આદિક ક્રિયાએ કરીને લોકોને ઠગનારાનો સંગ ન કરવો' લોકોને છળકપટથી ઠગી લેવા, એવું જ જેનું કામ હોય, પોતાનો સ્વાર્થ સાધવાની પણ જેમાં અપેક્ષા ન હોય, એક માત્ર ધૂતવા-ઠગવામાં જ તૃપ્તિ માનનારા જે હોય તેવાનો સંગ ન કરવો. મૂળ શ્લોકમાં 'ચ' મૂક્યો છે. તેનાથી જે ન ગણાવ્યા હોય એવા દૂરાચારીઓને પણ ગણીને તેમનો સંગ ન કરવો.

ઉપર જણાવેલા લોકોનો જો સંગ થાય તો તે સજ્જન મનુષ્યના નિર્મળ ચિત્તને પણ ડોળી નાખે છે. દુષ્ટ મનુષ્યનો સંગ જે રીતે ચિત્તને દૂષિત કરે છે તે સ્કંદપુરાણના વિષ્ણુખંડમાં રહેલા વાસુદેવમાહાત્મ્યમાં કહ્યું છે, 'મનુષ્યોને જેવા શાસ્ત્રોનો તથા જેવા પુરુષોનો સમાગમ થાય છે તેવી તેમની બુદ્ધિ થાય છે. માટે ક્યારેય અસચ્છાસ્ત્રનો કે અસત્પુરુષનો સમાગમ ન કરવો.(વાસુ.મા.૨૦/૪૨) ૨૭.



**भक्तिं वा ज्ञानमालम्ब्य स्त्रीद्रव्यरसलोलुभाः ।**
**पापे प्रवर्तमानाः स्युः कार्यस्तेषां न सङ्गमः ।।२८।।**

**અને જે મનુષ્ય ભક્તિનું અથવા જ્ઞાનનું આલંબન કરીને સ્ત્રી, દ્રવ્ય અને રસાસ્વાદ તેને વિષે અતિશય લોલુપ થકા પાપને વિષે પ્રવર્તતા હોય તે મનુષ્યનો સમાગમ ન કરવો. ॥૨૮॥**

***ભાષ્ય :*** વળી જે લોકો લોકમર્યાદાને ન માનતા હોય, ધર્મમાર્ગને પણ જેણે અસ્તવ્યસ્ત કરી મૂક્યો હોય, કેવળ જ્ઞાનને જ પ્રાધાન્ય આપતા હોય અને માત્ર બોલવામાં જ જ્ઞાન વગેરેનો આધાર લેતા હોય, તેવાઓનો સંગ પણ ન કરવો, એમ કહે છે.

જે લોકો સ્ત્રી, ધન અને રસાસ્વાદમાં અત્યંત લોભાયેલા હોય, ખરેખર જેમાં જ્ઞાનનિષ્ઠા કે ભક્તિનિષ્ઠા હોય જ નહિ, એકમાત્ર વિષયાસક્તિ જ હોય તેવા લોકો ભક્તિ અને જ્ઞાનનું અવલંબન લઈને અતિશય પાપમય પ્રવૃત્તિ કરતા હોય, તેમનો સમાગમ કરવો નહિ.

જે મનુષ્યો પાપથી ડરતા હોય તેઓ ઘણું કરીને પાપમાં આગળ વધતા નથી. કદાચ મલિન વાસનાથી તેમનો વિવેક નષ્ટ થાય અને તેઓ પાપમાં પ્રવર્તે પણ ખરા, પરંતુ પછીથી તેમને ઘણો પશ્ચાત્તાપ થતો હોય છે અથવા તો તેઓ પશુના જેવા અજ્ઞાની હોય છે. પરંતુ

આ લોકો તો અમે શાસ્ત્રોને સારી રીતે જાણીએ-સમજીએ છીએ એવો દેખાવ કરે છે. તેમનામાં જ્ઞાનનિષ્ઠા કે ભક્તિનિષ્ઠા એક પણ હોતી નથી. પરંતુ શાસ્ત્રમાંથી થોડા આત્મસ્વરૂપના જ્ઞાનમાત્રથી અને થોડા ભગવાનના નામના ઉચ્ચારણમાત્રથી જ પોતાને જ્ઞાની અને ભક્ત માને છે અને બોલે છે કે "પાપને બાળી નાખવામાં ભગવાન શ્રીહરિના નામની એટલી બધી શક્તિ છે કે પાપી માણસ તેટલું પાપ પણ કરી શકતો નથી."(સ્કં.વૈ.માર્ગ.માહા.૧૫/૫૩) "પ્રજ્વલિત અગ્નિ જેમ લાકડાને બાળી નાખે છે તેમ જ્ઞાનરૂપી અગ્નિ સમગ્ર કર્મોને ભસ્મસાત્ કરી દે છે.(ગીતા.૪/૩૭) માટે અમે પાપ કરીએ તો પણ અમારે કોઈ પણ જાતનું નુકશાન થવાનું નથી.

આવા માત્ર શબ્દ બોલીને જ્ઞાન તથા ભક્તિની આડશમાં અત્યંત વાદ કરતા હોય છે અને પરસ્ત્રીને ભોગવવામાં તત્પર રહે છે. આટલું સ્પષ્ટ કરવાથી જ્ઞાનનિષ્ઠને કે ભક્તિનિષ્ઠને પાપમાં પ્રવૃત્તિ થાય જ નહિ, તો શા માટે ભક્તિ કે જ્ઞાનનું અવલંબન કરીને પાપમાં પ્રવર્તતા હોય? એમ કહ્યું છે, આવી શંકા ટળી જાય છે. જ્ઞાનનિષ્ઠ અને ભક્તિનિષ્ઠ મુમુક્ષુઓને પોતાના જ્ઞાનનું તથા ભક્તિનું બળ અત્યંત દૃઢ હોય છે. એટલે તેઓના મનમાં વિષયી માણસનો સંગ આપણને શું કરશે ? એવી વિષયીની અવગણના હોઈ શકે છે. શ્રીહરિ કહે છે, એમ હોવા છતાં પણ તે મુમુક્ષુઓએ તે વિષયાસક્ત મનુષ્યનો સંગ ન કરવો.

આ શ્લોકમાં શ્રીહરિનો કહેવાનો ભાવ એવો છે કે સ્ત્રી, ધન અને રસાસ્વાદમાં લોલુપતાવાળા અને પાપમાં પ્રવર્તેલા જે હોય તેનો સંગ પોતાની જ્ઞાનનિષ્ઠા અને ભક્તિનિષ્ઠા બળવાન હોય તો પણ ન કરવો. વિષયી માણસનો સંગ જ્ઞાન આદિથી સિદ્ધ થયેલા પુરુષને પણ પાડી દે છે. ૨૮.



**कृष्णकृष्णावताराणां खण्डनं यत्र युक्तिभिः।**
**कृतं स्यात्तानि शास्त्राणि न मान्यानि कदाचन।।२९।।**

**અને જે શાસ્ત્રને વિષે શ્રીકૃષ્ણ ભગવાન તથા શ્રીકૃષ્ણ ભગવાનના જે વરાહાદિક અવતાર, તેમનું યુક્તિએ કરીને ખંડન કર્યું હોય એવાં જે શાસ્ત્ર તે ક્યારેય ન માનવાં અને ન સાંભળવાં. ॥૨૯॥**

*ભાષ્ય :* પાપીઓ તથા પાખંડીઓ વગેરે દુર્જનોના સંગનો નિષેધ આગળના શ્લોકમાં કર્યો. હવે અસત્ શાસ્ત્રના સંગનો નિષેધ કરે છે. બધા જ વેદાંતના ગ્રંથો(ઉપનિષદો)થી જેનાં સ્વરૂપનું જ્ઞાન થાય છે, સમગ્ર જગતની ઉત્પતિ, સ્થિતિ અને પ્રલય વગેરેને જે કરવા તે તો જેની લીલા છે અને પરમવ્યોમ અક્ષર બ્રહ્મધામમાં જે નિવાસ કરે છે. એવા પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન તથા સજ્જનોના રક્ષણ માટે પ્રકટ થતા તેમના જે અવતારો, તેમનું જેમાં કેવળ પોતાની બુદ્ધિથી જ કલ્પેલી યુક્તિઓ દ્વારા ખંડન કરેલું હોય, તેવા શાસ્ત્રો, વેદબાહ્ય ગ્રંથોને ક્યારેય મારા આશ્રિતોએ માનવા નહિ. તે શાસ્ત્રનું કદાચ આપણે ખંડન કરતા હોઈએ તે સમયે તેમાં ભાસતી યુક્તિઓની પણ પ્રશંસા કરવી નહિ. તેવા શાસ્ત્રો તો બધી જ રીતે સારહીન, અત્યંત તુચ્છ અને ત્યાજ્ય છે. તે યાજ્ઞવલ્ક્યે કહ્યું છે કે 'અસચ્છાસ્ત્રોનું વાંચન-શ્રવણ વગેરે, સોનું આદિ ખનીજ પદાર્થોની ખાણના અધિકારી થવું, પોતાની પત્નીને પણ વેચી દેવી અને તે સિવાય ઉપર કહેલા ગોવધ ઈત્યાદિને ઉપપાતક કહેવાય છે.'(યાજ્ઞ.૩/૨૪૨)

સાંખ્ય શાસ્ત્રને અનુસરેલા વિદ્વાનો વેદોને માને છે, છતાં કેટલાક સાંખ્યના અનુયાયીઓ આદિ અને અંત રહિત, વેદાદિ શાસ્ત્રોથી જ જેનું સ્વરૂપ સમજાય છે એવા સર્વેશ્વર પરમાત્માને નથી માનતા. તેઓ પ્રકૃતિ અને પુરુષ તત્ત્વને જ માને છે. જેમને પ્રકૃતિ તથા પુરુષના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયું હોય છે, તેમાંથી કોઈ એકને આદિ પુરુષ

માને છે. તે આદિ પુરુષ બદ્ધજીવોના સમાન જ હોવાથી તેને નિત્ય મુક્ત માનતા નથી.

તે સાંખ્યશાસ્ત્રમાં પરમેશ્વરનું ખંડન કરતા સૂત્રો નીચે પ્રમાણે છે. 'ईश्वरासिद्धेः'(સાં.સૂ.૧/૯૨) વેદાંત આદિ અન્ય મતમાં સ્વીકારેલા નિત્યમુક્ત અને સ્વતંત્ર એવા ઈશ્વર નથી. કારણ કે તેમાં પ્રત્યક્ષાદિ કોઈ પ્રમાણ નથી. 'बद्धमुक्तयोरन्यतराभावान्न तत्सिद्धिः'(સાં.સૂ.૧/૯૩) બદ્ધ કે મુક્ત, એ બેમાંથી કોઈ પણ એકના જેવું તેનું આત્મપણું ઈશ્વરમાં નથી. માટે ઈશ્વરની કોઈ સાબિતી નથી. 'उभयथाऽप्यसत्करत्वम्'(સાં. સૂ.૧/૯૪) બદ્ધ આત્મામાં ધર્મ તથા અધર્માદિ ગુણ હોવાથી તેના જેવા ઈશ્વરને ગણવાથી કોઈ લાભ નથી. વળી મુક્તાત્મામાં જ્ઞાન તથા ચિકીર્ષા(ક્રિયા કરવાની ઈચ્છા વગેરે ગુણ) આદિ નહિ હોવાથી મુક્તાત્માના જેવા ઈશ્વરને કહેવાથી પણ કોઈ લાભ નથી. એટલે જ કહીએ છીએ કે કોઈ ઈશ્વર નથી. "मुक्तात्मनः प्रशंसोपासासिद्धस्य वा"(સાં. સૂ.૧/૯૫) મુક્તાત્મામાં જો જ્ઞાન તથા ચિકીર્ષા આદિ ગુણ નહિ માનો તો 'स हि सर्ववित् सर्वस्य कर्ता' 'તે સર્વજ્ઞ છે તે સર્વ કર્તા છે' આ શ્રુતિની સાથે વિરોધ થશે, એમ જ્યારે કોઈ કહે ત્યારે સાંખ્યના આચાર્ય કહે છે કે શ્રુતિ જે સર્વજ્ઞપણું અને સર્વ કર્તાપણું કહે છે તે તો મુક્ત જેવા આત્માની માત્ર પ્રશંસા જ છે અથવા શ્રુતિ ઉપાસનાથી સિદ્ધ થયેલા આત્માની પ્રશંસાને કહે છે. 'प्रमाणाभावान्न तत्सिद्धिः' (સાં.સૂ.૫/૫૦) તેમાં કોઈ પ્રત્યક્ષ પ્રમાણ(સાબિતી) નથી માટે કોઈ ઈશ્વર છે એમ સિદ્ધ થાતું નથી. 'सम्बन्धाभावान्नानुमानम्'(સાં.સૂ.૫/૧૧) પ્રત્યક્ષ પ્રમાણ નહિ. હોવાથી સાધ્ય અને હેતુનો અસાધારણ ધર્મ-વ્યાપ્યવ્યાપકભાવધર્મ(વ્યાપ્તિ) નહિ હોવાથી ઈશ્વરની સિદ્ધિ(સાબિતી)માં અનુમાન પણ થઈ શકતું નથી. 'श्रुतिरपि प्रधानकार्यस्य'(સાં.સૂ.૫/૧૨) શ્રુતિ પણ જગત પ્રધાન(પ્રકૃતિ) નું કાર્ય છે, એમ કહે છે.

ઉપર દર્શાવેલા સાંખ્યશાસ્ત્રના સૂત્રોનો વિચાર કરતા જણાય છે કે તે સાંખ્યશાસ્ત્ર આદરને પાત્ર(સ્વીકારવાને લાયક) નથી. છતાં પણ વેદથી બહારના મતોની જેમ સંપૂર્ણપણે તજી દેવા લાયક(અનાદરણીય) નથી. સાંખ્યશાસ્ત્રે કરેલું પ્રકૃતિ તથા પુરુષના વિવેકનું નિરૂપણ સ્વીકારવા જેવું છે. તેમાં જે પરમેશ્વરના નિષેધ વગેરેનો જે ભાગ છે તે સ્વીકારવા લાયક નથી. એટલા જ માટે સર્વ જગતનું અભિન્ન નિમિત્તોપાદાનકારણપણું પરબ્રહ્મનું છે, એમ તેનું સમર્થન કરતા બાદરાયણ વ્યાસે શારીરક મીમાંસા(બ્રહ્મસૂત્ર)માં 'रचनानुपपत्तेश्चनानुमानम्'(બ્ર.સૂ.૨/૨/૧) ઈત્યાદિ સૂત્રોમાં સાંખ્યમતનું ખંડન કર્યું છે. વળી તેમણે જ મહાભારતમાં સાંખ્યમતને આદરણીય બતાવ્યો છે. જેમ કે 'સાંખ્ય, યોગ, પાંચરાત્ર, વેદો, પાશુપત આગમ, આ બધા શાસ્ત્રો આત્માનાં સ્વરૂપમાં પ્રમાણરૂપ છે, માટે તેમનું ખંડન તર્કોથી ન કરવું.'(મ.ભા.શાં.૩૫૯/૬૪) અહીં સમજવા માટેની હકીકત આ છે કે 'પ્રકૃતિ તથા પુરુષના સ્વરૂપનો વિવેક બતાવવા પ્રવર્તેલા સાંખ્યના આચાર્ય કપિલજીએ પ્રકૃતિ તથા પુરુષનો વિવેક જેમાં મુખ્ય છે, એવા સાંખ્ય શાસ્ત્રમાં બ્રહ્મ(પરબ્રહ્મ પરમેશ્વર)નું નિરૂપણ નથી કર્યું. તેથી કપિલજીને બ્રહ્મ(પરમેશ્વર) સ્વીકાર્ય નથી, એવું નથી. જેમ કે કર્મકાંડમાં દર્શપૂર્ણમાસ યજ્ઞના પ્રકરણમાં વાજપેય યજ્ઞનું નિરૂપણ નહિ હોવાથી વેદનું તાત્પર્ય વાજપેય યજ્ઞમાં નથી, એમ નહિ કહી શકાય. વળી કર્મકાંડના પ્રકરણમાં બ્રહ્મતત્ત્વનું નિરૂપણ નહિ થવાથી વેદોનું તાત્પર્ય બ્રહ્મમાં નથી, એમ નહિ કહી શકાય.

વળી જ્યાં વધારે પડતી અતિશયોક્તિ કહી હોય છે તે પણ પોતે કહેવા ચાહેલા તત્ત્વજ્ઞાનની દૃઢતા-ચોક્કસપણાને કહેવા માટે જ હોય છે, પણ તે તત્ત્વ સિવાયના અન્યના નિષેધ માટે અતિશયોક્તિ કહેવાતી નથી. 'વૃત્રને મારનારા હે ઈન્દ્ર ! તમારા પછી તમારા જેવો કોઈ પણ મહાન નથી.'(ઋ.વે.૮/૬/૧૯-૧) 'ચાતુર્માસ યજ્ઞ કરનારાને પુણ્ય કર્મ

અક્ષય્ય(ક્યારેય ખૂટે નહિ તેવું) થાય છે.' (શ.પ.૨/૫/૪-૧, આપ. શ્રૌ.સૂ.૮/૧/૧) આવી બધી અતિશયોક્તિ હોય છે. એટલે એમ નહિ માનવું કે વેદોને અન્ય કોઈ ધર્મ કે તત્ત્વ સ્વીકાર્ય નથી. વેદોના અન્ય પ્રકરણમાં કોઈ અન્યનું નિરૂપણ જેમ હોય છે તેમ ભાગવતના કપિલ તથા દેવહૂતિના સંવાદમાં અને કપિલ તથા આસુરિ ઋષિના સંવાદમાં બ્રહ્મ(પરબ્રહ્મ પરમાત્મા)નું નિરૂપણ જોવા મળે જ છે ને !

આગળ બતાવેલા ઈશ્વરને નહિ સ્વીકારનારા સાંખ્યસૂત્ર ભગવાન કપિલે રચ્યા હોય, તેમાં પણ કેટલાક વિદ્વાનોને સહમતિ નથી. તે સૂત્રોની વ્યાખ્યા કરનારા પણ કેટલાક વિદ્વાનો કહે છે કે 'અમુકનો(બધાનો નહિ) આશય સ્વીકારીને માત્ર આ પ્રૌઢિવાદ(વાણી વિલાસ) જ છે.' વળી જે કોઈને બહોળો અભ્યાસ ન હોય તે કપિલ આદિ આચાર્યોના હાર્દિકભાવને પૂરો જાણતા ન હોય અને ઉપરચોટિયા જ્ઞાનને સિદ્ધાંત માની બેસે છે. પછી તેઓ પોતાને તાર્કિક માનીને સામા પડે છે. એટલે સાંખ્યમતના ઉપરચોટિયા જ્ઞાનને તેનો સ્વીકૃત સિદ્ધાંત માનીને ભગવાન બાદરાયણ વ્યાસે શારીરક મીમાંસામાં તેનું તર્કો દ્વારા ખંડન કર્યું છે. એટલા જ માટે મહાભારતમાં વ્યાસમુનિએ કહ્યું છે કે 'કપિલ વગેરે ઈશ્વરોએ અને મોટા મુનિઓએ કહેલું જે તત્ત્વજ્ઞાન છે તે આત્મજ્ઞાની સાંખ્યના આચાર્યોનું સંપૂર્ણ તત્ત્વજ્ઞાન છે. હે માનવશ્રેષ્ઠ ! જે તત્ત્વજ્ઞાનમાં કોઈ પણ જાતનો ભ્રમ નથી. આમાં ગુણ ઘણા છે અને એકલા દોષોનો નાશ થાય છે.'(મ.ભા.શાં. મો.૩૦૨/૩-૪) આ રીતે તેઓએ સાંખ્ય સિદ્ધાંતમાં ભ્રમ આદિ દોષોનો અભાવ અને તેના સદ્ગુણો કહ્યા છે.

જો કે કેટલાક આધુનિક કર્મમીમાંસકો સૂત્રકાર જૈમિનિના હાર્દિકભાવને સમજ્યા વિના જ સમગ્ર સત્કર્મોથી ઉપાસના કરવા લાયક અને સર્વ કર્મોના ફળને આપનારા દેવાધિદેવને સ્વીકારતા

નથી અને તે સર્વેશ્વર પરમાત્માને માનતા પણ નથી. તે આધુનિક મીમાંસકો ન માને તેનાથી કાંઈ જૈમિનિનો મીમાંસા મત અનાદર કરવા જેવો નથી. બાદરાયણ વ્યાસમુનિ જ જૈમિનિએ સ્વીકારેલા પરબ્રહ્મ(બ્રહ્મ) પરમાત્મા તથા તેમના કલ્યાણ ગુણોને બતાવે છે. જેમ કે 'साक्षादप्यविरोधं जैमिनिः'(બ્ર.સૂ.૧/૨/૨૯) અગ્રનયન સહુનો ઉત્કર્ષ કરવાના ગુણો હોવાથી અગ્નિ શબ્દથી પરમાત્માને સાક્ષાત્ કહી શકાય છે. સામાનાધિકરણ્યમાં કાંઈ વિરોધ આવતો નથી એમ આચાર્ય જૈમિનિ માને છે. 'सम्पत्तेरिति जैमिनिस्तथा हि दर्शयति'(બ્ર.સૂ.૧/૨/૩૨) ઉપાસકના હૃદય આદિમાં વેદી આદિની ભાવના તે પ્રાણોની આહુતિમાં અગ્નિહોત્રના સંપાદન માટે છે એમ જૈમિનિ આચાર્ય શ્રુતિમાં બતાવે છે. 'मध्वादिष्वसंभवादनधिकारं जैमिनिः'(બ્ર.સૂ.૧/૪/૩૦) મધુ આદિ વિદ્યાઓમાં વસુઓને પામવાનું અસંભવ હોવાથી તેમાં વસુ આદિનો અધિકાર નથી. એમ જૈમિનિ માને છે. 'अन्यार्थं तु जैमिनिः प्रश्नप्रतिवचनाभ्यामपि चैके'(બ્ર.સૂ.૧/૪/૧૮) અહીં જીવને જે કહ્યો છે તે અન્ય બ્રહ્મને કહેવા માટે છે, એમ પ્રશ્ન તથા ઉત્તર દ્વારા જૈમિનિ આચાર્ય માને છે અને કેટલાક વાજસનેયી પણ માને છે. 'परं जैमिनिर्मुख्यत्वात्'(બ્ર.સૂ.૪/૩/૧૧) પરબ્રહ્મની ઉપાસના કરનારા મુમુક્ષુને જ આતિવાહિક ગણ(બ્રહ્મધામમાં) લઈ જાય છે. એમ જૈમિનિ આચાર્ય માને છે. કારણ કે ત્યાં બ્રહ્મ શબ્દ જ મુખ્ય છે. 'ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्यः'(બ્ર.સૂ.૪/૪/૫) 'अपहतपाप्मत्वादि' બ્રહ્મના ગુણો પ્રત્યગાત્મા(જીવ)માં આવે છે, તેમ કહ્યું હોવાથી. એમ આચાર્ય જૈમિનિ માને છે.

જૈમિનિએ પૂર્વ મીમાંસા સૂત્રોમાં જે અતિશયોક્તિ કહી છે તે તો કર્મમાં શ્રદ્ધા કરાવવા માટે કહી છે. આ બધું વેદાર્થ સંગ્રહમાં શ્રીરામાનુજાચાર્યે તથા સેશ્વરમીમાંસા ગ્રંથમાં શ્રીવેંકટનાથ સૂરિએ સ્પષ્ટ

કહ્યું છે, પણ જે ઉત્તર મીમાંસાને અદ્વૈત બ્રહ્મપરક માનનારા આધુનિક શાંકર વેદાંતીઓ તો સૂત્રકાર બાદરાયણના મતને સમજતા જ નથી. એટલે તેમની બધી પ્રક્રિયા આદરને યોગ્ય નથી. ૨૯.



**अगालितं न पातव्यं पानीयं च पयस्तथा।**
**स्नानादि नैव कर्तव्यं सूक्ष्मजन्तुमयाम्भसा।।३०।।**

**અને ગાળ્યા વિનાનું જે જળ તથા દૂધ તે ન પીવું અને જે જળને વિષે ઝીણા જીવ ઘણાક હોય તે જળે કરીને સ્નાનાદિક ક્રિયા ન કરવી. ॥૩૦॥**

***ભાષ્ય :*** મોટે ભાગે પીવાના પદાર્થ પાણી વગેરેમાં સૂક્ષ્મ જંતુઓ નજીકથી પણ પૂરા દેખાતા નથી. એટલે ગાળ્યા વગરનું પાણી જે પીવાય છે તેમાં અવશ્ય સૂક્ષ્મજંતુઓ પણ ખવાઈ જાય છે, તે ઘણું નિંદનીય છે. એટલે તેનો ત્યાગ કરાવવા શ્રીહરિ ખાસ આજ્ઞા કરે છે.

ગાળ્યા વગરનું પાણી, દૂધ અને ઝીણા જંતુઓ જેમાં ચઢી ગયા હોય એવા ઘી આદિ પ્રવાહી પદાર્થોને પીવા નહિ, વાપરવા નહિ. તે મનુ કહે છે કે 'वस्त्रपूतं जलं पिबेत्'(મનુ.સ્મૃત.૬/૪૬) 'કપડાથી ગાળીને શુદ્ધ કરેલું પાણી પીવું.' તેમજ 'માછીમારને છ માસમાં માછલાને મારવાથી જેટલું પાપ થાય છે તેટલું પાપ તો કોઈ એક દિવસ ગાળ્યા વગરનું પાણી પીવે તેને થાય છે.'(લિંગ.પુ.પૂર્વા.૮૯/૮) આની બધી વિગત બીજી સ્મૃતિઓમાં કહી છે.

તે રીતે જ જેમાં ઝીણા જંતુઓ ઘણા હોય એવા પાણીથી સ્નાન આદિક ન કરવું. આદિક એટલે લૌકિક તથા અલૌકિક કર્મો પણ ન કરવા. તેવા પાણીથી જો સ્નાન કરાવમાં આવે તો અશુદ્ધિ ટળતી નથી, પણ ઝીણા જંતુના નાશનું પાપ લાગે છે. ૩૦.

**यदौषधं च सुरया सम्पृक्तं पललेन वा।**
**अज्ञातवृत्तवैद्येन दत्तं चाद्यं न तत्क्वचित्।।३१।।**

**અને જે ઔષધ દારૂ તથા માંસ તેણે યુક્ત હોય તે ઔષધ ક્યારેય ન ખાવું, અને વળી, જે વૈદ્યના આચરણને જાણતા ન હોઈએ તે વૈદ્યે આપ્યું જે ઔષધ, તે પણ ક્યારેય ન ખાવું. ॥૩૧॥**

*ભાષ્ય :* જે ઔષધ(દવા)માં દારૂ વગેરેને ભેળવેલા મળે કે તેની શંકા થાય તો તેવું ઔષધ ન ખાવું એમ શ્રીહરિ કહે છે. ઘણું કરીને દવા ઔષધીઓમાંથી બનતી હોય છે, પણ તે દવામાં થોડા પ્રમાણમાં પણ દારૂ કે માંસ ભેળવેલા હોય તો દવા ન ખાવી. વળી જે વૈદ્ય(ડોક્ટર)નું વર્તન આપણે ન જાણતા હોઈએ, તેણે આપેલી દવામાં પણ જો દારૂમાંસ હોવાની સંભાવના જણાય, તો તે દવા પણ ન ખાવી. જો કે સ્મૃતિઓમાં બીમારીથી ઘેરાઈ ગયેલાને માંસ ખાવાની છૂટ આપી હોય છે, છતાં તે અલગ અલગ સમય અને અલગ અલગ અધિકારીને જોઈ વિચારીને કહેવાયું હોય છે.

અત્યારે તો દારૂ તથા માંસનો ત્યાગ કરવો, તે જ ઉત્તમ ધર્મ છે. એટલે મારા આશ્રિતોએ બીમારીમાં પણ માંસ ખાવાની છૂટ ન લેવી. કોઈ પણ વિપરીત પરિસ્થિતિઓમાં માંસ ખાવું નહિ, આમ માંસ ખાવાનો સદંતર નિષેધ કર્યો હોવાથી 'અનાજ ન હોય અને રોગથી ઘેરાઈ ગયા હોઈએ, એવી સ્થિતિમાં માંસ ખાધા સિવાય પ્રાણ જાય તેમ હોય તો નિયમથી માંસ ખાવું.'(યાજ્ઞ.મિતા.૧/૧૭૯) આવું મિતાક્ષરામાં કેમ કહ્યું છે ? એવી શંકાનો પણ નાશ થઈ જાય છે. ૩૧.



**स्थानेषु लोकशास्त्राभ्यां निषिद्धेषु कदाचन।**
**मलमूत्रोत्सर्जनं च न कार्यं ष्ठीवनं तथा।।३२।।**

**અને લોક અને શાસ્ત્ર તેમણે મળમૂત્ર કરવાને અર્થે વર્જ્યાં એવાં સ્થાનક જે જીર્ણ દેવાલય તથા નદી-તળાવના આરા તથા માર્ગ તથા વાવેલું ખેતર તથા વૃક્ષની છાયા તથા ફૂલવાડી-બગીચા એ આદિક જે સ્થાનક, તેમને વિષે ક્યારેય પણ મળમૂત્ર ન કરવું તથા થૂંકવું પણ નહિ. ॥૩૨॥**

***ભાષ્ય :*** જ્યાં મળ ત્યાગ કરવાથી લૌકિક, રાજ્યશાસન આદિ તરફથી દંડ વગેરે થાય તે અને અલૌકિક નરક પ્રાપ્તિ થાય તેમ ન કરવું. શ્રીહરિ કહે છે, રાજ્યશાસન તરફથી જેની મનાઈ હોય તેની લોકમાં પણ મનાઈ હોય જ. 'ગૌશાળામાં કે ગાયોના ધણ વચ્ચે, રાફડા પાસે, પાણીમાં અને ભસ્મ(રાખ) ઉપર મળ-મૂત્ર વગેરે ન કરવા.'(સ્ક.કા.ખં.૩૮/૫૦)

આ રીતે જેનો નિષેધ કર્યો હોય તે શાસ્ત્રનિષિદ્ધ કહેવાય. એટલે તે સ્થળોએ મળમૂત્રનો ત્યાગ ન કરવો. અહીં મળ શબ્દ ગોબલીવર્દન્યાયથી મળ(વિષ્ઠા)ને કહે છે. તે રીતે જ તેવા મનાઈ કરેલા સ્થાનમાં થૂકવું પણ નહિ તેમજ શેડા(લીંટ) વગેરેને પણ કાઢવા નહિ. મનાઈ કરેલા સ્થાનમાં ખબર હોવા છતાં જૂની ટેવ પડી ગઈ હોય છે તેથી તુરંત બધી જગ્યાએ લોકો થૂંકતા હોય છે. તેવી સંભાવના કરીને તેને છોડાવવા માટે અમે ભારપૂર્વક કહ્યું છે. ૩૨.



**अद्वारेण न निर्गम्यं प्रवेष्टव्यं न तेन च।**
**स्थाने सस्वामिके वासः कार्योऽपृष्ट्वा न तत्पतिम्।।३३।।**

**અને ચોર માર્ગે કરીને પેસવું નહિ અને નીસરવું નહિ અને જે સ્થાનક ધણિયાતું હોય તે સ્થાનકને વિષે તેના ધણીને પૂછ્યા વિના ઉતારો ન કરવો. ॥૩૩॥**

*ભાષ્ય :* ક્યારેક મુશ્કેલીના સમયમાં ખાનગી રીતે જવા-આવવા માટે ઘરમાં રાખેલી નાની એવી બારી, જેને માટે ચોરમાર્ગ શબ્દ પણ વાપર્યો છે. તે ચોરમાર્ગે જવાથી કે આવવાથી ઘણા ડાહ્યા માણસને પણ ડગલે ને પગલે મુશ્કેલી વેઠવી પડતી હોય છે. એટલે ખાસ કરીને શ્રીહરિ તેનો નિષેધ કરે છે. મારા આશ્રિતે અદ્વાર-ચોરમાર્ગે એટલે કે જવા-આવવાના મુખ્ય દરવાજા સિવાયના માર્ગથી, દિવાલ ઠેકીને અથવા પવન આવવાની બારીએથી પેસવું કે નીકળવું નહિ.

તે મનુએ કહ્યું છે કે 'જેનો દરવાજો બંધ કર્યો હોય તે ગામમાં તથા જેના બારણા બંધ હોય તેવા ઘરમાં છીંડીએથી પેસવું નહિ તથા રાતે ઝાડના મૂળથી દૂર રહેવું.'(મનુ.૪/૭૩) તેમજ યાજ્ઞવલ્ક્ય પણ કહે છે કે 'પોતાને જ ધાવતી ગાયને જોવી નહિ, તેમજ ચોરમાર્ગે કરીને ક્યારેય પેસવું નીકળવું નહિ.' (યાજ્ઞ.૧/૧૪૦)

એ રીતે જ ઘરધણીની રજા સિવાય તેના ઘરમાં વિસામો કરવા માટે પણ એક ક્ષણ જેટલુંએ રહેવું નહિ. તે બાબતે શ્રીહરિ કહે છે કે "કોઈનું ઘર, બાગ-બગીચાઓ અથવા બેસી શકાય એવા કોઈ પણ સ્થાનમાં લોકો દ્વારા તેના ધણીના સ્વરૂપ કે સ્વભાવને જાણ્યા સિવાય ત્યાં નિવાસ-ઉતારો ન કરવો. જો તેને જાણ્યા વિના ઉતારો કરીએ તો તેના માલિકના જે દોષ-દુર્ગુણ હોય તે ત્યાં ઉતારો કરવાથી પોતામાં પણ આવી શકે છે. ૩૩.



**ज्ञानवार्ताश्रुतिर्नार्या मुखात्कार्या न पूरुषैः।**
**न विवादः स्त्रिया कार्यो न राज्ञा न च तज्जनैः।।३४।।**

**અને અમારા સત્સંગી જે પુરુષમાત્ર તેમણે બાઈ માણસના મુખ થકી જ્ઞાનવાર્તા ન સાંભળવી અને સ્ત્રીઓ સાથે વિવાદ ન કરવો. તથા રાજા સંગાથે તથા રાજાના માણસ સંગાથે વિવાદ ન કરવો. ॥૩૪॥**

***ભાષ્ય :*** જ્ઞાનની વાત પણ સ્ત્રીઓ પાસેથી ન સાંભળવી. જો તે સાંભળવાનો પ્રસંગ વધારે રહે તો તેમાં કેટલીએ જાતના અનર્થ થવાની સંભાવના રહે છે. એમ માનીને શ્રીહરિ પોતાના આશ્રિત પુરુષોને કહે છે કે 'જેનાથી આત્મા તથા પરમાત્માનાં સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય, એવી વાતો તથા લૌકિક ઘટનાઓની વાતો સ્ત્રીઓનાં મુખથી ન સાંભળવી. જેમ સ્ત્રીનાં મુખથી લોકવાર્તાઓનું શ્રવણ અનર્થને કરે છે તેમ જ્ઞાનવાર્તાઓનું શ્રવણ અનર્થને કરે જ છે. જ્ઞાન વાર્તામાં લોક વાર્તાથી કોઈ વિશેષતા નથી. કારણ કે સતત સંસર્ગનો જે દોષ છે તે બંનેમાં એક સરખો છે. જેટલા સંગ દોષ જગતમાં પ્રસિદ્ધ છે તેમાં સ્ત્રીનો સંસર્ગ(સતત સંબંધ) છે તે સહુથી પ્રબળ અને મોહકના રૂપમાં પ્રસિદ્ધ છે.'

વળી મારા આશ્રિત પુરુષોએ સ્ત્રીઓની સાથે, રાજા તથા રાજપુરુષની સાથે ક્યારેય વાદ-વિવાદ ન કરવો. કારણ તેનાથી અત્યંત અનર્થ ભોગવવા પડે છે. ૩૪.



**अपमानो न कर्तव्यो गुरूणां च वरीयसाम्।**
**लोके प्रतिष्ठितानां च विदुषां शस्त्रधारिणाम्।।३५।।**

**અને ગુરુનું અપમાન ન કરવું તથા જે અતિશય શ્રેષ્ઠ મનુષ્ય હોય તથા જે લોકને વિષે પ્રતિષ્ઠિત મનુષ્ય હોય તથા જે વિદ્વાન મનુષ્ય હોય તથા જે શસ્ત્રધારી મનુષ્ય હોય તે સર્વેનું અપમાન ન કરવું. ॥૩૫॥**

***ભાષ્ય :*** આ લોક તથા પરલોકમાં અનર્થ કરનારું-દુ:ખ દેનારું ગુરુજનો આદિનું અપમાન ન કરવું, એમ શ્રીહરિ કહે છે. આચાર્ય આદિ ગુરુજન કહ્યા છે. જેમ કે, આચાર્ય, પિતા, મોટા ભાઈ, રાજા, મામા, સાસરો, માતા, મહેમાનો, પિતામહ-પિતાનો પિતા, બ્રાહ્મણાદિ વર્ણથી શ્રેષ્ઠપુરુષ અને કાકા; એ બધા પુરુષ ગુરુઓ કહેવાય છે. એમ પ્રાયશ્ચિત્તમયૂખમાં દેવલ મુનિએ કહ્યું છે.

તેમજ ઉંમરથી કે વર્તન ઈત્યાદિથી કોઈ મોટા હોય, લોકોમાં કોઈ ધનવાન હોય કે રાજપરિવારના આબરૂદાર હોય, વેદ અને શાસ્ત્રને ભણેલા સારા કોઈ વિદ્વાન હોય અને હથિયારધારી કોઈ લશ્કરી અધિકારી હોય, આ ગણાવ્યા તેમાં કોઈનું પણ અપમાન કર્યું હોય તો આ જગતમાં અથવા પરલોકમાં અથવા બંને લોકમાં યથાસંભવ દુ:ખપ્રદ ઘણો જ અનર્થ થાય છે. માટે તે કોઈનું અપમાન ન કરવું. આ બાબત તો ઘણી પ્રસિદ્ધ છે એટલે તેમાં પ્રમાણ આપવાનો પ્રયાસ કર્યો નથી. ૩૫.



**कार्यं न सहसा किञ्चित्कार्यो धर्मस्तु सत्वरम्।**
**पाठनीयाऽधीतविद्या कार्यः सङ्गोऽन्वहं सताम्।।३६।।**

**અને વિચાર્યા વિના તત્કાળ કાંઈ કાર્ય ન કરવું અને ધર્મ સંબંધી જે કાર્ય તે તો તત્કાળ કરવું અને પોતે જે વિદ્યા ભણ્યા હોઈએ તે બીજાને ભણાવવી અને નિત્ય પ્રત્યે સાધુનો સમાગમ કરવો. ॥૩૬॥**

***ભાષ્ય :*** જે કાંઈ લોકવ્યવહારનું કામ હોય તે ઉતાવળા થઈને તત્કાળ ન કરવું, વગર વિચારે ન કરવું. જો કરાવામાં આવે તો અનર્થ થાય છે, દુઃખ ભોગવવું પડે છે અને ધર્મસંબંધી કાર્ય તે તો કરવાનો સંકલ્પ થાય કે તરત જ કરવું. ધાર્મિક કામમાં જો મોડું થાય તો સંભવ છે, ધર્મમાં શ્રદ્ધા ઘટી જવાને લીધે તે ધર્મસંબંધી કાર્ય થઈ શકે નહિ.

અને પોતે જે વેદાદિ વિદ્યાને ભણ્યા હોઈએ તે કોઈ સત્પાત્ર મળે તો તેને ભણાવવી. જો ભણાવાય નહિ, તો તે વિદ્યા નિષ્ફળ થાય છે અથવા પોતે મેળવેલી સાંગોપાંગ તે વિદ્યા અને બીજી કોઈ પણ પોતે મેળવી હોય તો તે વિદ્યા યોગ્ય વ્યક્તિને આપવી-ભણાવવી અને સાધુઓનો સમાગમ પ્રતિદિન કરવો. કારણ કે સાધુનો સમાગમ તે મોક્ષનું દ્વાર કહેવાય છે. તે અંગે કહેવાય છે કે 'સાધુઓના સમાગમથી મનુષ્યના હૃદય તથા કાનને માટે રસાયનરૂપ અને મારા વીર્ય-પ્રતાપને જણાવનારી એવી મારી કથા-વાર્તાઓ થાય છે. તે કથા-વાર્તાના સેવનથી પ્રથમ શ્રદ્ધા પછી ભગવાનમાં પ્રેમ અને પછી પરિણામે ભક્તિ એમ અનુક્રમથી ઉદય થાય છે.'(ભાગ.૩/૨૫/૨૫) સંતોના સમાગમથી સંપાદન થતું શ્રેયઃ-મંગળરૂપ કલ્યાણ તો અપાર છે. તેને ઘણા જ શબ્દોથી કહીએ છતાં તેનું માહાત્મ્ય બરાબર કહી શકાતું નથી. એટલે સત્સંગના મહિમાને વર્ણન કરતા વિરમીએ છીએ. ૩૬.



**गुरुदेवनृपेक्षार्थं न गम्यं रिक्तपाणिभिः ।**
**विश्वासघातो नो कार्यः स्वश्लाघा स्वमुखेन च ।।३७।।**

**અને ગુરુ, દેવ અને રાજા એ ત્રણનાં દર્શનને અર્થે જ્યારે જવું ત્યારે ઠાલે હાથે ન જવું અને કોઈનો વિશ્વાસઘાત ન કરવો અને પોતાને મુખે કરીને પોતાનાં વખાણ ન કરવાં. ॥૩૭॥**

***ભાષ્ય :*** ભેટ આપ્યા જેવી કોઈ પણ વસ્તુને હાથમાં લીધા વિના અર્થાત્ ખાલી હાથે ગુરુ, દેવ અને રાજાનાં દર્શન કરવા તેમની પાસે જવું નહિ. કોઈ પણ જાતના સ્વાર્થની અપેક્ષા ન હોય, કેવળ દર્શન જ ઈચ્છતા હોઈએ, તેમણે પણ હાથમાં કાંઈ ભેટ-સામગ્રી લઈને જવું. કાંઈ અપેક્ષા રાખતા હોય તેને માટે તો શું કહેવું ? વળી ગુરુ, દેવ અને રાજાની પાસે જઈએ ત્યારે વિનીત-સૌમ્ય સાદો વેષ રાખવો. એટલે જ શ્રુતિ કહે છે કે 'શ્રુતિ શાસ્ત્રને જાણનારા અને બ્રહ્મમાં સ્થિતિવાળા ગુરુની સમીપે હાથમાં સમિધા વગેરે ભેટ લઈને જવું.(મું.ઉ.૧/૨/૧૨) સ્મૃતિમાં પણ કહ્યું છે કે 'રાજા, દેવ અને ગુરુની પાસે ખાલી હાથે ન જવું.'

વળી કોઈના હૃદયમાં પોતાનો વિશ્વાસ ઉપજાવીને પછી તેને તોડવો નહિ. તે અંગે સ્મૃતિમાં વચન કહ્યું છે કે 'જે મનુષ્ય બીજા કોઈને વિશ્વાસ આપીને પછી તેને જો દુઃખી કરે છે તો તે આ જગતમાં મહાપાપી કહેવાય છે.'

તેમજ પોતાને મોઢે પોતાના વખાણ કરવા નહિ, સાથે સાથે બીજાની નિંદા પણ કરવી નહિ. તે વ્યાસમુનિએ કહ્યું છે કે 'પારકી નિંદા અને પોતાના વખાણ, આ બે પુણ્યનો નાશ કરનારા છે.' જે સ્વમુખથી બીજાના વખાણ કરવા જોઈએ તે જ સ્વમુખથી પોતાના વખાણ અને પારકી નિંદા થાય, તે તો ઘણું અશુભ-દુર્ઘટના કહેવાય. ૩૭.



**यस्मिन् परिहितेऽपि स्युर्दृश्यान्यङ्गानि चात्मनः।**
**तद् दूष्यं वसनं नैव परिधार्यं मदाश्रितैः।।३८।।**

**અને જે વસ્ત્ર પહેર્યે થકે પણ પોતાનાં અંગ દેખાય તેવું જે ભૂંડું વસ્ત્ર તે અમારા સત્સંગી તેમણે ન પહેરવું. ॥૩૮॥**

***ભાષ્ય :*** જે વસ્ત્રોને પહેર્યા પછી પણ પોતાના અંગ દેખાતા હોય તેવા ખરાબ વસ્ત્રોને સાત્ત્વિક એવા અમારા આશ્રિતોએ પહેરવા નહિ. અંગો દેખાય તેવા બારીક વસ્ત્રોને તો રજોગુણી અને વિલાસી મનુષ્યો પહેરતા હોય છે. એટલે તેવા રજોગુણ ભર્યા વિલાસરૂપ વસ્ત્ર સાત્ત્વિક ભક્તોએ પહેરવા તે યોગ્ય નથી. ૩૮.



**धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा।**
**अज्ञनिन्दाभयान्नैव त्याज्यं श्रीकृष्णसेवनम्।।३९।।**

**અને શ્રીકૃષ્ણ ભગવાનની જે ભક્તિ તે ધર્મે રહિત એવી કોઈ પ્રકારે ન કરવી અને અજ્ઞાની એવા જે મનુષ્ય તેમની નિંદાના ભય થકી શ્રીકૃષ્ણ ભગવાનની સેવાનો ત્યાગ કરવો જ નહિ. ॥૩૯॥**

***ભાષ્ય :*** ભક્તિ વ્યવસ્થિત અને ધર્મના નિયમ સાથેની કરવી. કોઈ પ્રકારના ભયથી ડરી જઈને તે ભક્તિને તજી દેવી નહિ. આ બાબતે શ્રીહરિ કહે છે. અહીં ધર્મે રહિત ભક્તિ ન કરવી એવું કહ્યું છે તે સદાચારરૂપ ધર્મ તો તેને કહેવાય છે કે જેમાં યજ્ઞ થતા હોય, વિવિધ પ્રકારના દાન અપાતા હોય, શરીરને કષ્ટ થાય તેવા કૃચ્છ્ર-ચાંદ્રાયણાદિ વ્રતો અને ઉપવાસ વગેરે થતા હોય. તેવા ધર્મ વિનાની ભક્તિ કરવી નહિ. સમગ્ર ઇન્દ્રિયોથી માયિક પંચ વિષયનો જ્યારે ત્યાગ કરવામાં આવે ત્યારે ભક્તિ સિદ્ધ થાય છે અને તે ભક્તિ પણ પરમેશ્વરના ધ્યાનરૂપ હોવી જોઈએ. આવી ધ્યાનરૂપ ભક્તિ કરવામાં તો

સમગ્ર ઇન્દ્રિયોની પ્રવૃત્તિવાળો ધર્મ-કર્મયોગ તો વિરોધી ગણાય, આવું સમજીને તે ધર્મને તજી દઈને એકલી ભક્તિ કરવી નહિ.

જો સદાચારમય ધર્મને છોડી દે અને મનના મેલ ધોવાયા ન હોય તો ભક્તિ સફળ થતી નથી. તે શ્રુતિમાં કહે છે કે "ધર્મનિષ્ઠ બ્રાહ્મણો વેદાધ્યન, યજ્ઞયાગાદિ, વિવિધ પ્રકારના દાન, કૃચ્છ્ર તપ અને ઉપવાસ આદિ કરીને તે પરમાત્માના જ્ઞાનને મેળવવા ચાહે છે."(બૃ.ઉ.૪/૪/૨૨) "ધર્મથી પાપને ટાળે છે."(તૈ.આ.૧૦/૬૩) "જિંદગીભર સદાચારના નિયમ પાળવા."(બ્ર.સૂ.૪/૧/૧૨) આવી શ્રુતિ વગેરે હોવાથી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સદાચારરૂપ ધર્મ જિંદગીભર પાળવો. દિન પ્રતિદિનના ધાર્મિક અભ્યાસથી તેમાં વધારો કરવો. છેવટે તે ધર્મ ભક્તિના રૂપમાં બદલીને અખંડ ધ્યાનરૂપ થાય છે. તેમાં સત્ત્વગુણના વધવાથી મન નિર્મળ થઈ જાય તેટલા માટે ધર્મની આવશ્યકતા રહે છે તેમ સૂત્રકાર પણ કહે છે કે 'सर्वापेक्षा च यज्ञादिश्रुतिरश्ववत्'(ब्र.सू.३/४/२६) 'यज्ञेन दानेन' આ ઉપર કહેલા સૂત્ર તથા શ્રુતિ હોવાથી નિત્ય નૈમિત્તાદિ બધા જ કર્મ(ધર્મ)ની આવશ્યકતા રહે છે. "सहकारित्वेन च" (બ્ર.સૂ.૩/૪/૩૩) અગ્નિહોત્રાદિ કર્મ વિદ્યા પ્રાપ્ત કરવામાં સહકારી બને છે.

શંકા-કર્મયોગ(ધર્મ) ધન આદિ પદાર્થો મેળવ્યા હોય તો કરી શકાય છે અને તેવા કર્મયોગમાં અહંકાર તથા મમત્વ પણ ભર્યા હોય છે. વળી બધી જ ઇન્દ્રિયો તથા અંતઃકરણની પ્રવૃત્તિથી કર્મયોગ (ધર્મ) સાધી શકાય છે, તે ધર્મ સહિત જ ભક્તિ કરવી પણ ધર્મ વગરની નહિ. ધ્યાનની પ્રધાનતા વાળો ભક્તિયોગ હોય છે. તેમાં બધી જ ઇન્દ્રિયો અને અંતઃકરણ વગેરે એકદમ શાંત અંતઃસમ્મુખ રાખવા જોઈએ, તો એવા ધ્યાન વિશેષ ભક્તિયોગમાં પ્રવૃત્તિ પ્રધાન ધર્મ શું સહાયક બને છે ? કે શ્રીહરિએ અહીંયા ધર્મે રહિત ભક્તિ ક્યારેય કરવી નહિ, એવી આજ્ઞા શાથી કરી છે ?

સમાધાન - આવી શંકાને અહીં સ્થાન નથી. 'यज्ञार्थात् कर्मणोऽन्यत्र...'(ગીતા.૩/૯) યજ્ઞ ભગવાનની ભક્તિમાં સહાયક છે. યજ્ઞાદિ કર્મો સિવાયનો આ લોક બંધનકારી છે. માટે હે અર્જુન ! આસક્તિ રહિત થઈને ભગવાનને માટે જ કર્મોને કર. ગીતાના આ વચન પ્રમાણે અનાસક્ત ભાવે કરાતા કર્મો જીવને બંધન કરનારા હોતા નથી. આવું ભગવાન વાસુદેવનું કહેવું છે. વળી 'नहि कश्चित् क्षण मपि..'(ગીતા.૫/૭) કોઈ પણ મનુષ્ય કર્મ કર્યા વિના એક ક્ષણમાત્ર પણ રહી શકતો નથી. આવા બધાં વચનોમાં અસંગપણે કરેલા કર્મોની પ્રસંશા કરી છે.

શંકા-યજ્ઞાદિ કર્મોને વિવિદિષાના સાધન કહ્યા છે. પરંતુ આપે માનેલ ભક્તિરૂપ જે જ્ઞાન, તેના સાધન જણાતા નથી. કારણ કે 'विविदिषन्ति'ના રૂપમાં શ્રુતિ છે. પણ 'विदन्ति'જ્ઞાનરૂપ ભક્તિના સાધન નહિ. 'सनन्तपद विविदिषन्ति'ના અર્થનો એક ભાગ વેદન(જ્ઞાન)માં કરણ (યજ્ઞાદિ)નો અન્વય કરવો તે ઉચિત નથી. 'असिना जिघांसति' 'अश्वेन जिगमिषति' ઈત્યાદિ સ્થળોમાં હનન ગમન ઈત્યાદિમાં બીજી કોઈ ગતિ નહિ હોવાથી કરણનો અન્વય અભીષ્ટ છે. કારણ કે તલવાર આદિમાં હનન આદિની ઈચ્છાનું સાધનત્વ બાધિત છે. તથા અન્વય અને વ્યતિરેકથી તલવાર આદિક જે હનન(હણવા)ના હેતુ છે. એમ નિશ્ચિત થાય છે ?

સમાધાન-જોકે શ્રુતિમાં 'विविदिषन्ति'નો નિર્દેશ છે છતાં પણ 'स विजिज्ञासितव्यः'(छां.उ.८/७/१) 'तद्विजिज्ञासितव्यम्'(छां.उ.८/१/१) ઈત્યાદિકમાં 'ध्यायीत' ઈત્યાદિ અન્ય વિધિઓની સાથે એકાર્થતા હોવાને લીધે સન્ પ્રત્યયનો અર્થ 'ઈચ્છા' થાય છે તેનો અનાદર કરીને ઇષ્યમાણ કર્મની પ્રધાનતા હોવાને કારણે જ પ્રકૃત્યર્થના પ્રાધાન્યને જે રીતે સ્વીકારાય છે. તે રીતે જ 'क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः'(मुं.उ.३/१/४)

'कर्मणैव हि संसिद्धिम्'(गीता.३/२०) ઈત્યાદિક વચનોને આધારે કર્મમાં વેદનની કારણતા સિદ્ધ થઈ જાય ત્યારે 'असिना जिघांसति' વાક્યમાં જેમ પ્રકૃત્યર્થ હનનમાં કરણભૂત ખડ્ગનો અન્વય થાય છે. તે રીતે જ અહીંયા પણ વેદનમાં જ યજ્ઞાદિકનો કરણતયા અન્વય થઈ જશે. હનનાદિની ઈચ્છામાં ખડ્ગ આદિનું કરણત્વ જેમ બાધિત છે તે રીતે જ વિવિદિષામાં પણ યજ્ઞાદિ કર્મોનું કરણત્વ બાધિત છે. આથી વેદનમાં જ સ્વીકાર કરાય છે. તેનું જ ઉપપાદન કરે છે.

જો વિવિદિષાના સાધન યજ્ઞાદિકર્મ છે તો તે કર્મમાં અધિકૃત પુરુષને પહેલા વિવિદિષાની કામના અપેક્ષિત થશે. જેમ જ્યોતિષ્ટોમ યજ્ઞમાં અધિકૃતની સ્વર્ગ કામના હોય છે અને જ્યારે વિવિદિષાની કામના થશે ત્યારે તે પુરુષ શું વેદનની ઈચ્છા કરે છે કે નથી કરતો? જો વેદનની ઈચ્છા ન કરતો હોય તો વેદનના ઈષ્ટ નહિ હોવાથી વિવિદિષા પણ અનિષ્ટ થવા લાગશે. અને પછી વિવિદિષાની કામના ઉત્પન્ન થશે નહિ. કારણ કે વિવિદિષા વેદનને નિષ્પન્ન કરશે તથા કોઈ વેદનને અપવર્ગ(મુક્તિ) માનીને વિવિદિષાની ઈચ્છા કરશે. જો તે સમયે વેદનની ઈચ્છા કરે છે તો વિવિદિષાની કામનાને સમાન સમયે જ વિવિદિષા પણ રહે જ છે. अतः વિવિદિષાને માટે કર્મની અપેક્ષા રહેશે નહિ. આ પ્રમાણે વિવિદિષા સ્વતઃ પ્રયોજન થઈ શકશે નહિ. અને વેદનને માટે જ ઉદ્દેશ્યના રૂપમાં વેદનેચ્છાની જરૂર હોવાને કારણે વેદનેચ્છાથી(વિવિદિષા)થી વિવિદિષાની કામના અને વિવિદિષાની કામનાથી યજ્ઞાદિ કર્મ અને યજ્ઞાદિ કર્મોથી વિવિદિષા થશે. આ રીતે કાર્યકારણભાવને સ્વીકારવાથી વિવિદિષાની કામના આદિના દ્વારા વિવિદિષાની અપેક્ષા રહેશે. ત્યારે ત્યાં આત્માશ્રય દોષ આવશે, પણ તેની જ્ઞપ્તિમાં નહિ આવે.

હવે વિવિદિષા અને યજ્ઞાદિ કર્મોમાં અન્યોન્યાશ્રય દોષને પ્રકટ

કરે છે. યજ્ઞાદિ કર્મોના ફળના રૂપમાં સ્વીકૃત વિવિદિષાને માટે યજ્ઞાદિ કર્મોની અપેક્ષા હોવાથી અને યજ્ઞાદિ કર્મોને માટે વિવિદિષાની કામનાને માટે વેદનની ઈચ્છાની અપેક્ષા હોવાથી, વિવિદિષા અને યજ્ઞાદિકર્મોમાં અન્યોન્યાશ્રય દોષ આવશે. વિવિદિષા અને વિવિદિષાકામનામાં અન્યોન્યાશ્રય દોષ બતાવે છે.

વિવિદિષાની કામના વેદનની ઈચ્છાને આધીન હોય અને વેદનની ઈચ્છા યજ્ઞાદિ કર્મો દ્વારા વિવિદિષાની કામનાને આધીન હોય છે. આ રીતે વિવિદિષા અને વિવિદિષાકામનામાં અન્યોન્યાશ્રય દોષ આવશે. યજ્ઞાદિ કર્મોને વેદનું અંગ નહિ માનીને વિવિદિષાનું અંગ માનશે, તો ચક્રક દોષ આવશે. તે નીચે બતાવીએ છીએ 'विविदिषार्थत्वात् कर्मणः' યજ્ઞાદિ કર્મો વિવિદિષાનું અંગ હોવાથી વિવિદિષાને માટે ઉપકારકના રૂપમાં કર્મની અપેક્ષા રહેશે અને યજ્ઞાદિ કર્મોને માટે વિવિદિષાની કામના રહેશે તથા વિવિદિષાની કામનાને માટે વેદનની ઈચ્છા રહેશે અને વળી તે વિવિદિષા કર્મનું ફળ હોવાથી કર્મની અપેક્ષા રાખશે. કારણ કે સાધ્યફળ સાધનની અપેક્ષા રાખે છે. આ રીતે જ કર્મ પુનઃ વિવિદિષાની કામનાની અપેક્ષા રાખશે. આ રીતે ચક્રક દોષ આવશે. આ દોષમાં બીજો ત્રીજાની અપેક્ષા રાખે છે ત્યારે પ્રતિપક્ષી આ અંગે આશંકા કરે છે.

શંકા-લોકમાં મંદાગ્નિવાળા બીમાર માણસને ભૂખ લાગે તેવી ઈચ્છાથી ઔષધ કહેવામાં આવે છે. ત્યારે તે નક્કી થઈ ગયું હોય છે કે ઔષધ બુભુક્ષા(ભૂખ લાગે)માં હેતું છે. આ બાબત કઈ રીતે ઠીક બની શકે કે ભૂખની ઈચ્છાથી ઔષધ લેતા મનુષ્યને તે ઔષધ લેતી વેળાએ ભોજન કરવાની ઈચ્છા તે કરે છે કે નથી કરતો. જો નથી કરતો તેમ કહેશો તો તે મનુષ્યને અનિષ્ટ હોવાથી ભોજનને માટે ઔષધ લેવાની પ્રવૃત્તિ ઘટશે નહિ. જો તમે કહેશો કે ઔષધ લેતી વેળાએ ભોજનની

ઈચ્છા કરે છે તો તે સમયે બુભુક્ષા(ખાવાની ઈચ્છા) સાબિત છે. એટલે તે ઔષધથી બુભુક્ષા ભોજનથી મેળવવાની નથી રહેતી. આવી રીતનો આક્ષેપ બુભુક્ષા બાબતમાં સંભવે છે. આવી સ્થિતિમાં જે પરિહાર તમને યોગ્ય જણાતો હોય તે જ પરિહાર વિવિદિષા સાધનત્વમાં પણ છે. હવે તેનું નિરાકરણ વિચારીએ.

સમાધાન-તમારું દૃષ્ટાંત વિષમ છે. જેથી તમારું અભીષ્ટ સિદ્ધ નહિ થાય. જેમ કે બુભુક્ષામાં ઔષધ હેતુ-કારણ નથી. કારણ કે ભોજન સામાન્ય રીતે ભાવતી વસ્તુ બાબતે પહેલાથી અભીષ્ટ હોય છે. તો ભોજનમાં ઔષધ શાથી કારણ બને ? ખરેખર ઔષધનો ઉપયોગ તો તે વેળાએ ભોજન કરવામાં પ્રતિકૂળ રોગાત્મક દોષ હોય તેને દૂર કરવામાં જ હોય છે. એટલા માટે રોગરૂપ દોષને હટાવવા માટે ઔષધ બતાવવામાં આવે છે, પણ બુભુક્ષાના સ્વરૂપને સાધવા માટે ઔષધ કહેવામાં આવતું નથી.

અહીં તમે એમ નહિ કહી શકો કે અમે પણ પ્રતિકૂળ દોષોને સમાપ્ત કરનાર યજ્ઞાદિ કર્મોને વિવિદિષાનું સાધન માનીયે છીએ. તે પ્રતિકૂળ દોષ તો રજોગુણ અને તમોગુણ છે. તે રજોગુણ તથા તમોગુણની પ્રતિકૂળતા તમે શેમાં માનો છો ? વેદનમાં કે વિવિદિષામાં ? જો વેદનમાં તેમની પ્રતિકૂળતાને સ્વીકાર કરતા હોવ તો કર્મ વેદન વિરોધી તત્ત્વોનો નિરાસ કરીને વેદનમાં જ ઉપયોગી થશે, પણ વિવિદિષામાં ઉપયોગી નહિ થાય. વેદનમાં કર્મોની ઉપયોગિતા તો અમને પણ અભીષ્ટ છે. જો વિવિદિષામાં સ્વીકાર કરશો તો વિવિદિષાના વિરોધીના નાશને માટે કોઈ પુરુષ યજ્ઞાદિ કાર્યો-કર્મોમાં પ્રવૃત્ત થઈને તે વેળાએ વેદનની ઈચ્છાને સ્વીકારે છે કે નહિ ? જો સ્વીકાર ન કરે એમ માનવામાં આવે તો વેદન જ અનિષ્ટ થવા લાગશે. જેને કારણે વિવિદિષા પણ અનિષ્ટ થઈ જવાને લીધે વિવિદિષાના વિરોધીના નિરાસની પણ કામના નહિ

થાય. આ રીતે જ યજ્ઞાદિક કર્મમાં પણ પ્રવૃત્તિ સિદ્ધ થશે નહિ. જો તમે તે વેળાએ વેદનની ઈચ્છા કરતા હોવ, તો વિવિદિષા કે જે વેદનની ઈચ્છા કરે છે, તે તો સિદ્ધ જ છે. આ પ્રમાણે વિવિદિષા વિરોધીના વિનાશનો આરંભ કેવો છે ? તેના વિનાશને માટે આરંભ કરવો તે વ્યર્થ છે.

'न च विविदिषासाधनत्व इव' તમે એમ ન કહેશો કે કહેલા આક્ષેપો જે રીતે યજ્ઞાદિ કર્મોને લઈને વિવિદિષા સાધનત્વમાં છે, તેવા જ ભક્તિસાધનત્વમાં પણ છે. કારણ કે ભગવાનનાં સ્વરૂપમાં જેને ભક્તિ નથી હોતી તે ભક્તિની કામના નથી કરતો તથા જે ભક્તિથી સંપન્ન હોય તેને માટે તો ભક્તિ સિદ્ધ જ છે. આ પ્રમાણે ભક્તિ યજ્ઞાદિ કર્મો દ્વારા સાધ્ય થતી નથી. આથી કર્મોમાં ભક્તિની કામનાથી પ્રવૃત્તિ થઈ શકતી નથી. તે શાથી નથી થતી ? તો તેનો ઉત્તર કહે છે કે જે પુરુષમાં ભક્તિ ન હોય, પણ તે જો એમ જાણે કે ભક્તિ ઈષ્ટફળનું સાધન છે તો તે ઈષ્ટ ફળને મેળવવા માટે ભક્તિ કરતો હોય છે. અને વળી ભક્તિમાં પ્રવૃત્તિ હોવાથી તે પ્રવૃત્તિ સાધ્ય હોઈ શકે છે. તેનો આશય એવો છે કે ભગવાનનાં સ્વરૂપમાં સામાન્યરૂપે પ્રેમ હોવા છતાં પણ પ્રેમવિશેષથી ફળવિશેષનું જ્ઞાન જેને હોય તે પ્રેમવિશેષની કામનાથી તેને સાધવામાં પ્રવૃત્ત થઈ શકે છે. કારણ કે પ્રેમવિશેષ જ ભક્તિ છે ને ! પ્રેમાતિશયના સાધન યજ્ઞાદિ કર્મોમાં પ્રવૃત્તિ એટલે થાય છે કે તે કેવળ-માત્ર ઈચ્છા કરવાથી જ થતી નથી તો અવશ્ય ધર્મે સહિત ભક્તિ કરવી.

જેને ભક્તિયોગમાં સુદૃઢ સ્થિતિ થઈ હોય એવા ભક્તોએ પણ ધર્મનો ત્યાગ કરવો નહિ. શાસ્ત્રોમાં કહેલા સદાચાર ધર્મનું આચરણ લોકસંગ્રહ માટે પણ કરવું. તે સ્વયં ભગવાને કહ્યું છે કે 'लोकसङ्ग्रहमेवाऽपि..'(गीता.३/२०) 'લોકસંગ્રહ-લોકો અનુકરણ કરે

એવા વિચારથી પણ કર્મયોગનું આચરણ કરવા માટે તું યોગ્ય છો. હું સાવધાન થઈને જો કર્મ માર્ગમાં પ્રવર્તુ નહિ, તો હે અર્જુન ! બધી રીતે મનુષ્યો મારા વર્તનને અનુસરે છે.'(ગીતા.૩/૨૦) 'જો હું કર્મ ન કરું તો આ બધા લોકો ભ્રષ્ટ થઈ જાય અને હું વર્ણસંકરતાને કરવાવાળો બનું.'(ગીતા.૩/૨૪) વરાહ પુરાણમાં ભગવાન કહે છે કે 'શ્રુતિ અને સ્મૃતિ, આ બંને મારી આજ્ઞાઓ છે, જે તેને ઉલ્લંઘીને વર્તે છે તે મારી આજ્ઞાને તોડનારો મારો ભક્ત હોવા છતાં તે મારો દ્રોહી છે, એમ ચોક્કસ જાણવું.'

મૂળ શ્લોકમાં સર્વથા કોઈ પણ રીતે ધર્મે રહિત ભક્તિ ન કરવી એમ કહ્યું છે. ભગવાન જ મારા ઉપાય છે. એવી ભક્તિની ફળકોટીમાં પહોંચેલા ભક્તે કાર્મયોગ પણ તે ભક્તિનું ફળ શેષ છે, એમ માનીને ધર્મનું આચરણ સર્વથા કરવું. આ બાબતની વિશેષતા સત્સંપ્રદાયથી જાણી લેવી. કોઈ લૌકિક ભયનું નિમિત્ત હોય તો પણ શ્રીકૃષ્ણ ભગવાનનું ચિંતન ક્યારેય તજી દેવું નહિ. અહીં આપેલો ભય શબ્દ બીજા ભયને પણ જણાવી દે છે કે આ સંસૃતિના ભય સિવાય અન્ય કોઈ મોટો ભય જીવને નથી. તે સંસૃતિના ભયને પણ ટાળી નાખનારા એવા ભગવાનની સેવા-ભક્તિ કરવામાં બીજો ભય શું હોય ! પામરની દૃષ્ટિથી ભય કદાચ દેહાંત થઈ જાય એવો હોય તો પણ શું ? બાલભક્ત પ્રહ્લાદે ઘણી જાતનો ભય આવ્યા છતાં ભક્તિને તજી દીધી નહિ. ૩૯.



**उत्सवाहेषु नित्यं च कृष्णमन्दिरमागतैः।**
**पुम्भिः स्पृश्या न वनितास्तत्र ताभिश्च पूरुषाः॥४०॥**

**અને ઉત્સવના દિવસને વિષે તથા નિત્ય પ્રત્યે શ્રીકૃષ્ણના મંદિરમાં આવ્યા એવા જે સત્સંગી પુરુષ તેમણે તે મંદિરને વિષે સ્ત્રીઓનો સ્પર્શ ન કરવો તથા સ્ત્રીઓ તેમણે પુરુષનો સ્પર્શ ન કરવો અને મંદિરમાંથી નીસર્યા પછી પોતપોતાની રીતે વર્તવું. ॥૪૦॥**

ભગવાનની ભક્તિ કરવામાં આવશ્યક ખાસ નિયમ કહ્યા. હવે ભગવાનના ભક્તો જ્યારે ભગવાનના મંદિરમાં જતા હોય છે ત્યારે ત્યાં થતા એવા પ્રમાદજન્ય અને મનને ક્ષુબ્ધ કરી દેનારા સ્પર્શનો નિષેધ કરે છે. જો કે ભક્તજન રોજ નિયમિત ભગવાનની આરાધના ઉત્સાહ સાથે જ કરતા હોય છે, એટલે તેમને માટે તો બધા જ દિવસ ઉત્સવ રૂપ જ હોય છે, છતાં પણ જન્માષ્ટમી આદિ વિશેષ મહત્વના દિવસોમાં, તેમજ પ્રતિદિન ભગવાનના મંદિરોમાં ભક્તોની ભીડ કાયમ રહેતી જ હોય છે, એટલે ત્યાં "હું સહુથી પહેલા સારી રીતે દર્શન કરું" એવી ભાવનાથી ઉતાવળે જતા સ્ત્રી પુરુષ ભક્તજનનો પરસ્પર અંગ સ્પર્શ થતો જ હોય છે અને તે અંગ સ્પર્શ મોટે ભાગે મનને ક્ષુબ્ધ કરી દે છે, ખળભળાવી મૂકે છે. એટલા માટે ભગવાનના ભક્ત સ્ત્રી અથવા પુરુષે ભગવાનની સેવા ભક્તિમાં ખળભળાટ કરાવી દેતા, અસાવધાનીથી થતા, તે પરસ્પરના અંગ સ્પર્શને જેમ કોઈ અતિ નીચ ચાંડાળ આદિના સ્પર્શની જેમ જ દૂર કરવો. જો કે સ્ત્રી પુરુષનો આવો પરસ્પરનો સ્પર્શ તો બીજે સ્થળે પણ થવો ન જોઈએ. તે બધે સ્થળે મનને વિહ્વળ તો કરી જ દેતો હોય છે. છતાં પણ જે ભગવાનના મંદિરમાં મન વધારે સ્વસ્થ અને સાવધાન રહેવું જોઈએ, ત્યાં જ જો તેમાં વિક્ષોભ થાય તે તો અત્યંત વિરુદ્ધ ગણાય. એટલા માટે શ્રીહરિએ કહ્યુ છે કે ભગવાનના મંદિરમાં આવ્યા એવા સ્ત્રી-પુરુષોએ ખાસ ધ્યાન રાખવું. ૪૦.

**कृष्णदीक्षां गुरोः प्राप्तैस्तुलसीमालिके गले।**
**धार्ये नित्यं चोर्ध्वपुण्ड्रं ललाटादौ द्विजातिभिः।।४१।।**

**અને ધર્મવંશી ગુરુ થકી શ્રીકૃષ્ણની દીક્ષાને પામ્યા એવા જે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણના અમારા સત્સંગી તેમણે કંઠને વિષે તુલસીની બેવડી માળા નિત્ય પ્રત્યે ધારવી અને લલાટ, હૃદય અને બે હાથ એ ચારે ઠેકાણે ઊર્ધ્વપુંડ્ર તિલક કરવું. ॥૪૧॥**

*ભાષ્ય* : સદાચાર રૂપ ધર્મને વિધિ (આ કરવું) અને નિષેધ (આ ન કરવું) એ બે રૂપમાં કહેવાય છે. એટલે શ્લોક ચાલીશ સુધી શિક્ષાપત્રીના લખાણમાં નિષેધરૂપ સદાચારના નિયમો કહ્યા. હવે વિધિરૂપ સદાચારના નિયમોને કહે છે.

આપણો સંપ્રદાય સત્સંપ્રદાય છે. પ્રાપ્ય, પ્રાપ્તા, પ્રાપ્તિ, પ્રાપ્તિના સાધન અને પ્રાપ્તિના વિરોધી એ સર્વને સમજાવીને કલ્યાણકારી સદાચારોને શીખવતી જે સદ્ગુરુઓની પરંપરા તેને સત્સંપ્રદાય કહેવાય છે. એટલે આ સંપ્રદાયમાં પ્રસિદ્ધ એવી દીક્ષા સચ્છાસ્ત્રો દ્વારા સમજવી જોઈએ. તેમજ મુમુક્ષુઓએ તે દીક્ષા પ્રાપ્ત કરવી જોઈએ. હવે તે દીક્ષા અને તેને પામેલા મુમુક્ષુને માટેના ખાસ નિયમોને શ્રીહરિ કહે છે. "ધર્મવંશી ગુરુ પાસેથી શ્રીકૃષ્ણ ભગવાનની દીક્ષા પામેલા દ્વિજોએ કંઠમાં બેવડી તુલસીની કંઠી નિત્ય પહેરવી અને લલાટ હૃદય તથા બંને ભુજાઓ ઉપર ઊર્ધ્વપુંડ્ર તિલક કરવા.

ભાષ્યકાર કહે છે કે દીક્ષા કોને કહેવાય ? તેનું વિવરણ તન્ત્રશાસ્ત્રમાં કર્યું છે કે "જેમાં વિશુદ્ધ જ્ઞાન અપાતું હોય અને તે લીધા પછી કર્મો અને અનાદિકાળની વાસનાનો નાશ થતો હોય, તેવા એક સંસ્કારને તન્ત્રના વિદ્વાન મુનિઓએ દીક્ષા કહી છે.

વળી તન્ત્રસારમાં પણ એમ કહ્યું છે કે "દીક્ષા એક એવો સંસ્કાર છે કે તે એક દિવ્ય (અલૌકિક) જ્ઞાનને આપે છે અને પાપનો વિનાશ

કરે છે. એટલે તન્ત્રવેદી મુનિઓ તેને દીક્ષા કહે છે." "જેમાં જ્ઞાનનો ભંડાર હોય, વળી પાપના પ્રવાહને જે ધોઈ નાખતી હોય તેવા એક સંસ્કાર વિશેષને તંત્રવેદી મુનિઓ દીક્ષા કહે છે." તે દીક્ષા ઉપરના ત્રણ શ્લોકોમાં બતાવી, શાસ્ત્રમાં નિશ્ચિત કરેલા મંત્રને ગુરુના મુખથી ગ્રહણ કરવો તેને દીક્ષા કહી છે.

મૂળ શ્લોકમાં 'દીક્ષા' એવો સામાન્ય શબ્દ નથી લખ્યો, પણ 'કૃષ્ણદીક્ષા' એમ કહ્યું છે. એટલે આ દીક્ષા સિવાયની અવૈદિક જે પશુપત મત(શૈવ સંપ્રદાયનો એક ભાગ) આદિની દીક્ષા તે ન લેવી, એમ સમજવું. તે પશુપતમત અવૈદિક હોવાથી વ્યાસમુનિએ તેનું ખંડન કર્યું છે. જેમ કે 'पत्युरसामञ्जस्यात्'(ब्र.सू.२/२/३५) 'પશુપતિ શિવનો તે સંપ્રદાય આદર કરવાને લાયક નથી. કારણ કે જગતના કર્તા અંગે તથા સદાચાર બાબતમાં વેદોથી વિરુદ્ધતા તેમાં કહી છે.' વળી અહીં 'કૃષ્ણદીક્ષા' કહી છે તેનાથી કોઈ વેદબાહ્ય પાશુપત સંપ્રદાયની દીક્ષા સમજી ન લે, એમ ધારીને તેનો નિષેધ કર્યો છે, એમ સમજવું. શ્રીહરિએ વિષ્ણુદીક્ષા એમ નથી કહ્યું, પણ કૃષ્ણદીક્ષા એમ કહ્યું છે. તેનો મતલબ એ છે કે કૃષ્ણદીક્ષામાં કૃષ્ણ એવા શબ્દથી બનેલો અષ્ટાક્ષર મંત્ર છે. વિષ્ણુદીક્ષામાં ષડક્ષર મંત્ર કહેવાય છે, એટલે તેનાથી સ્પષ્ટતા કરવા માટે કૃષ્ણદીક્ષા કહી છે.

ભગવાનના ભક્તોને જપ કરવા કે ભજવા માટેના મંત્ર તો ભગવાનના કલ્યાણકારી ગુણોની જેમ અનંત છે, પણ દીક્ષાના અષ્ટાક્ષર મંત્રમાં અક્ષર આદિ નિત્યો અને મુક્તો જે સર્વ જગતના કારણ, અનંત આનંદમય એવા સ્વરૂપનો અનુભવ કરે છે. વળી જે સ્વરૂપ ક્ષર તથા અક્ષરથી પર છે, એવા દિવ્યસ્વરૂપને જણાવનારો કૃષ્ણ શબ્દ તેમાં વિશિષ્ટ રૂપમાં રહ્યો છે, માટે આ દીક્ષાના અષ્ટાક્ષર મંત્રમાં મુમુક્ષુજનોને નિષ્ઠારૂપ શ્રદ્ધા અધિક હોય તે યોગ્ય જ છે.

કૃષ્ણ શબ્દ સ્વસ્વારસ્યથી-પોતાની શ્રેષ્ઠતાથી પોતાના આનંદમય સ્વરૂપને સ્પષ્ટ કહે છે. તે શ્રીકૃષ્ણ પરમાત્માના આનંદમય સ્વરૂપને જ અક્ષરાદિ નિત્યો તથા મુક્તો અનુભવી રહ્યા છે. તે સ્વરૂપ જ સર્વ જગતનું કારણ છે અને ક્ષર તથા અક્ષરથી પર છે, એમ આગળ ઉપર સ્વયં ભગવાન શ્રીહરિ જ કહેશે. જેમ કે 'શ્રીકૃષ્ણની સેવા તે મુક્તિ છે.'(શિ.પ.૧૨૧) 'તે શ્રીકૃષ્ણ પર બ્રહ્મ સર્વ અવતારોનું કારણ છે.' (શિ.૧૦૮) તે શ્લોકના ભાષ્યમાં તે તે પ્રમાણની સાથે પ્રસ્તુત કરવામાં આવશે. ગૌતમી તંત્રમાં કહ્યું છે કે "ગણપતિના મંત્ર, શિવના મંત્ર તથા શક્તિના મંત્ર, તે તે દેવદેવીની ઉપાસનાના સમગ્ર મંત્રોમાં વૈષ્ણવ મંત્ર શ્રેષ્ઠ કહેવાય છે અને બધા વૈષ્ણવ મંત્રોમાં કૃષ્ણના મંત્ર વિશેષ-અધિક ફળ આપનારા છે." (ગૌ.તંત્ર ૧.૧૦)

'ગુરુના મુખથી અષ્ટાક્ષર મંત્રને ગ્રહણ કરવો તે જ દીક્ષા છે. એટલે દીક્ષા શબ્દથી ગુરુ પણ સ્ફુરે ખરા, તે ગુરુ પણ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ હોવા જોઈએ.'(મું.ઉ.૧/૨/૧૨) એવા તેમના લક્ષણ-ગુણોથી સંપન્ન ગુરુપણાને સૂચવે છે. ગુરુના ગુણ એટલે જો ગુરુ વેદાદિ શાસ્ત્રોના જ્ઞાતા અને પરબ્રહ્મનાં સ્વરૂપમાં નિષ્ઠા, આ બે ન હોય એવા ગુરુની માત્ર કુલિનતા પ્રત્યે અનાદર જણાવ્યો છે. 'प्राप्तैः' આવો શબ્દ અનુવાદ માત્ર છે, પણ તેને વિધિરૂપ ગણી શ્રીકૃષ્ણની અષ્ટાક્ષર મંત્ર દીક્ષા પામીને તુલસીની બેવડી કંઠી ગળામાં નિત્ય પહેરવી.

ભલે આ સ્થળે દીક્ષા ગ્રહણ કરવી, આવું વિધાન કર્યું નથી, જે દીક્ષા લે તેણે તુલસીની કંઠી પહેરવી જ એવો નિયમ કેમ કર્યો છે ? તેવી શંકા ટળી જાય છે.

કૃષ્ણદીક્ષાને પામેલા મુમુક્ષુઓએ ગળામાં તુલસીની બેવડી કંઠી પહેરવી. આ વાક્ય ઉપરથી જણાય છે કે આ શિક્ષાપત્રીના અધિકારી મુમુક્ષુજન છે અને આ આદેશ-આજ્ઞા પણ મુમુક્ષુજનોને કરેલી છે. આ

ગ્રંથમાં સર્વ સાધારણ જે કાંઈ આજ્ઞાઓ છે તે તો બધી પ્રાસંગિક છે. સુશોભિત આચાર્યપદ ઉપર ભગવાન શ્રીહરિએ સ્થાપેલા પોતાના બંને ભત્રીજાઓ અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજીને દીક્ષાનો ક્રમ અને વિધિ વગેરે અન્ય ગ્રંથમાં કહ્યા છે, એટલે અહીં કહ્યા નથી. તે દીક્ષાનો ક્રમ-વિધિ પંચરાત્ર શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેનો છે, તેને સત્સંગિજીવન ગ્રંથમાંથી જાણી લેવો.

દીક્ષામાં મંત્રગ્રહણ, ભક્તને યોગ્ય નામધારણ, પુંડ્ર-તિલક વગેરે, તુલસીની કંઠી અને તપ્તમુદ્રા, એ પાંચ સાથે જ હોય છે. એટલે કંઠી પહેરવી તે બાબત તો દીક્ષાની અંદર આવી જાય છે છતાં અહીં તેને અલગ શાથી બતાવી છે ? તેના ઉત્તરમાં એમ કહેવાનું છે કે દ્વિજોને જેમ યજ્ઞોપવીત અખંડ પહેરવાનું હોય છે, તેમ કંઠી પણ અખંડ ધારવાની હોવાથી તેને અહીં વિશેષપણે કહી છે. એટલા માટે દેહલીદીપ(ઉંબરામાં મૂકેલ દીવા)ની જેમ નિત્ય શબ્દ કંઠી અને તિલક બંનેથી સાથે લેવાનો છે.

ગળામાં તુલસીની કંઠી પહેરવી વગેરે આજ્ઞાઓ અપ્રમાણિક નથી. ભગવાન શ્રીહરિનું પોતાનું વચન તો સ્વતઃ-આપ મેળે જ પ્રામાણિક ગણાય છે. વળી આના સામાન્ય અર્થને કહેનારી સ્મૃતિઓ પણ પ્રમાણરૂપ તો છે જ ને ! તે સ્કંદ પુરાણમાં કહ્યું છે કે 'તુલસીના કાષ્ઠની કંઠી ગળામાં પહેરવી. તેમાં ભગવાનનાં સ્વરૂપમાં પ્રેમ વધારનારી તે કંઠી વૈષ્ણવોએ તો ખાસ કરીને-અવશ્ય પહેરવી.' "જે પાપમય બુદ્ધિવાળા અને તર્ક કરનારા લોકો તે તુલસીની કંઠી નથી પહેરતા. ભગવાનના ક્રોધાગ્નિથી બળેલા તેઓ તો નરકમાં પડે છે." પદ્મપુરાણમાં પણ વચન છે કે "જેના કંઠમાં તુલસીની કંઠી ન હોય તેવા પશુ સમાન મનુષ્યનું અન્ન માંસના જેવું અને જળ દારૂના જેવું અપવિત્ર ગણાય છે."(પાદ્મે. સૃ.૨૨/૧૪) આગમોમાં પણ કહ્યું છે કે "તુલસીના કાષ્ઠમાંથી બનાવેલી

કંઠી ભગવાનની પ્રસાદી કરીને તેને યજ્ઞોપવીતની જેમ અખંડ પહેરી રાખવી. જે મનુષ્ય નિરંતર તુલસીની કંઠીને પહેરી રાખે છે તેને ક્યારેય પાપ થતું નથી. વળી પાદ્મોત્તર ખંડમાં પણ તેવું જ વચન છે કે "સૂતી વેળાએ, ભોજન સમયે, સ્નાન તથા મલોત્સર્ગ વખતે પણ તુલસીની કંઠીને કાઢી નાખવી નહિ. જો કાઢી નાખે તો તેને દોષ લાગે છે.

ભલે આ બધા સ્માર્ત પ્રમાણો હોવા છતાં વેદોમાં તો તુલસીની કંઠીનું વિધાન નથી, માટે તે રાખવી ન જોઈએ. એમ કોઈ કહે તો તે ઠીક નથી. વેદોના વાક્યો અનંત છે અને સ્મૃતિકારો તો તે વેદ વાક્યોનો સાક્ષાત્કાર કરવામાં ઘણા જ સમર્થ છે. એટલે તે સ્મૃતિગ્રંથ કહેનારા મુનિઓ તો વેદોના અર્થોનો સાક્ષાત્કાર કરીને તેના અર્થોને સ્મૃતિનાં રૂપમાં કહે છે અને તેથી જ તે સ્મૃતિગ્રંથોનું પ્રામાણ્ય છે. જો તેમ નહિ માનીએ તો બધી જ સ્મૃતિઓ અપ્રમાણ બની જશે. અને તે વાતને સ્મૃતિ પ્રામાણ્ય અધિકરણમાં(બ્ર.સૂ.૨/૧/૧) સ્પષ્ટ કરી છે. જે કોઈ સ્મૃતિનું અપ્રમાણપણું કહેવાય છે, તે તો પ્રત્યક્ષ અને શ્રુતિનો વિરોધ હોવાથી તથા મૂળ વેદોના અનુમાનમાં કાલાત્યયાપદિષ્ટ-હેત્વાભાસ હોવાથી છે એમ સમજવું.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની પંડિત વિજ્ઞાનેશ્વર કૃત મિતાક્ષરા ટીકામાં ગોભીલે કહેલું શ્રુતિ વાક્ય છે કે "સોના સિવાયની કોઈ પણ માળા (કંઠી) વગેરે સુગંધ વગરની હોય તો તે ન પહેરવી." એમ પ્રત્યક્ષશ્રુતિનો વિરોધ છે એમ ન કહેવું, તે તો કોઈ પુરુષને માટે ધારણ કરવાનો નિષેધ છે. માટે તે કહેલા શ્રુતિ વાક્યથી દીક્ષાના અંગરૂપમાં તુલસીની કંઠી પહેરવી એમ કહેનારી સ્મૃતિનું ખંડન થતું નથી. વળી તુલસીકાષ્ઠમાં અમુક પ્રકારનો સુગંધ રહ્યો જ હોય છે. અને તે નિષેધનું વાક્ય તો સોના સિવાયના અન્ય લોહ (લોઢું) વગેરે ધાતુજન્ય માળામાં સાવકાશ-સપ્રયોજન થઈ જાય છે.

પરમ પુરુષાર્થરૂપ મોક્ષને સમજાવવા માટે સાક્ષાત્ ભગવાન નારાયણે કહેલા અને અત્યંત પ્રમાણરૂપ પાંચરાત્ર શાસ્ત્રમાં એ બાબતનું પ્રતિપાદન કર્યું છે કે "મુમુક્ષુજનના મોક્ષને માટે અધિકારને અનુસારે સામાન્ય અને વિશેષ એમ બે પ્રકારની દીક્ષા માનવામાં આવે છે." (ભારદ્વાજ સંહિતા ૨/૩) આ વાક્યથી શરૂ કરીને આગળ દીક્ષા અંગે બોલતા કહ્યું છે કે "ઊર્ધ્વપુંડ્ર(ઊભું તિલક) કરીને તેની વચ્ચે કુંકુમનો ચાંદલો કરવો, તેમજ ભગવાનના ચરણસ્પર્શથી પ્રસાદરૂપ થયેલી બેવડી કંઠી ગળામાં પહેરવી."(ભારદ્વાજ સંહિતા ૨/૧૩)

પાંચરાત્ર આગમની પ્રામાણિકતાને સહન નહિ કરી શકતો કોઈ પ્રતિપક્ષી શંકા કરીને કહે છે કે 'કયા પાંચરાત્રની પ્રશંસા કરો છો ? પરમ નિઃશ્રેયસ(આત્મકલ્યાણ)નું જ્ઞાન આપવા ભગવાન નારાયણે અત્યંત પ્રમાણરૂપ શું પાંચરાત્ર શાસ્ત્ર કહ્યું છે ? ખરેખર પાંચરાત્ર તો લોકોની બુદ્ધિમાં મોહ પેદા કરવા માટેનું છે અને તેને બતાવતા વચન પણ આ રહ્યા ! "મુરારિ માધવ નારાયણે પ્રેરણા કરેલા રુદ્રે મોહક શાસ્ત્ર રચ્યા છે, તેમજ શિવે પ્રેરેલા કેશવે પણ મોહ પેદા કરનારા શાસ્ત્ર રચ્યા છે, તે કાપાલ, લાગુડ, શાક્ત, પૂર્વ અને પશ્ચિમ ભાગમાં વહેંચાયેલું ભૈરવતંત્ર, પાંચરાત્ર અને પાશુપત તેમજ બીજા હજારો શાસ્ત્રોની રચના કરી છે."(કૂર્મ પુ.પૂ.૧૬/૧૧૮-૧૧૯)

ના, તમે કહો છો તેમ નથી. સુદર્શનસુરદ્રુમ નામના ગ્રંથમાં યાજ્ઞવલ્ક્ય ઋષિ કહે છે કે "જે મુમુક્ષુજન ૐકાર રૂપી રથમાં બેસીને પોતાના મનને સારથિ બનાવે છે. દિવ્ય બ્રહ્મલોકરૂપી સ્થાનને ખોળે છે, તો તે ભગવાન વિષ્ણુના સર્વોત્તમ સ્થાનને પામે છે. પાંચરાત્રમાં તો તેને ભગવદ્વાચક કહેલ છે." આ રીતે પોતે કહેલા વક્તવ્યમાં પાંચરાત્રનું પ્રમાણ લેતા યાજ્ઞવલ્ક્ય ઋષિએ પાંચરાત્રનું પ્રમાણપણું પ્રકટ કર્યું છે. વળી મહાભારતમાં પણ કહ્યું છે કે "મહાભારતરૂપી શતસાહસ્રી

સંહિતાને બુદ્ધિરૂપી રવાયાથી મથીને દહીંમાંથી જેમ ઘીને પ્રકટ કરે છે તેમ પાંચરાત્ર પ્રકટ કર્યું છે." "દહીંના સારભૂત માખણ છે, બે પગે ચાલનારામાં બ્રાહ્મણ જેમ શ્રેષ્ઠ છે, વેદોમાં સારરૂપ આરણ્યક ગણાય છે, ઔષધીઓમાંથી જેમ અમૃત ઊપજ્યું છે. તેમ આ પંચરાત્ર મહાન્ ઉપનિષદ્ રૂપ છે."(મ.ભા.શાં.૩૪૪/૧૧-૧૨) "ચારે વેદના સાર યુક્ત છે. સાંખ્ય તથા યોગશાસ્ત્રના નિશ્ચિત કરેલા સિદ્ધાંત યુક્ત છે."(મ. ભા.શા.૩૩૦/૧૧૧) "આ પાંચરાત્ર છે તે જ શ્રેય-કલ્યાણરૂપ છે. પરબ્રહ્મનું પ્રતિપાદન કરે છે અને સર્વોત્તમ હિત કરનારું છે. યજુર્વેદ અને સામવેદ તથા અથર્વાંગિરસ સંહિતાના સારરૂપ છે. માટે આ પાંચરાત્ર રૂપી અનુશાસન કરનાર શાસ્ત્ર બધી રીતે પ્રમાણરૂપ કહેવાશે."(મ. ભા.શા.૩૩૬/૩૨) ઉપર કહ્યા પ્રમાણે પાંચરાત્ર શાસ્ત્ર પરમ કલ્યાણકારી હોવાથી સર્વશ્રેષ્ઠના રૂપમાં બતાવ્યું છે.

તે પ્રમાણે જ શ્રી વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, "યાજ્ઞિકો જેને યજ્ઞપુરુષ કહે છે સાત્વતો-ભગવદ્‌ભક્તો જેને વાસુદેવ કહે છે અને વેદાંતના વિદ્વાનો જેને વિષ્ણુ કહે છે તેને હું નમું છું."(વિ.પુ.૫/૧૭/૧૫) આમ સમગ્ર વેદોથી જેને જાણી શકાય છે એવા પરબ્રહ્મ વાસુદેવનું શ્રેષ્ઠપણું નિરૂપણ કર્યું છે.

વરાહપુરાણમાં કહ્યું છે કે, "જે આ પાંચરાત્ર નામે શાસ્ત્ર છે તે પરમ દુર્લભ છે. મારા અનુગ્રહથી તેને તમે સારી રીતે સમજી શકશો. તેમાં કોઈ સંદેહ નથી."(વ.પુ.૬૬/૧૮) "વેદો અને પાંચરાત્રમાં કહેલી મારી એકાંતિકી ભક્તિથી અને યજ્ઞ દ્વારા હું પ્રાપ્ત થઈ શકું છું. બીજી કોઈ પણ રીતે લાખો વર્ષ અન્ય સાધન કરે તો પણ હું મળતો નથી."(વ.પુ.૬૬/૧૯) વળી તેમાં જ કહ્યું છે કે, "નિયમમાં તત્પર પુરુષ સોનાથી બનાવેલી ભગવાન યોગેશ્વરની પ્રતિમા વેદોના શ્રેષ્ઠ વિદ્વાનને આપે તો જે આપ્યું તેનાં જેટલું જ ફળ મળે. વેદના

અર્થને ન જાણનારા વિપ્રને તે પ્રતિમા આપવામાં આવે તો તેનું બમણું ફળ મળે અને પાંચરાત્રના આચાર્યને આપવામાં આવે તો હજારગણું ફળ મળે છે."(વ.પુ.૫૦/૧૭) શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે "ત્રીજા અવતારમાં તે ભગવાન નારદરૂપ ધારીને તેમણે કર્મોના સમૂહને ટાળી નાખે એવા પાંચરાત્ર આગમ શાસ્ત્રને પ્રવર્તાવ્યું હતું." (ભાગ.૧/૩/૮) આ રીતે નિષ્કામ ભક્તિભાવને પાંચરાત્ર શાસ્ત્ર ધારે છે તેમ કહ્યું છે તે પ્રમાણે જ તે ભાગવત એકાદશ સ્કંધમાં કહ્યું છે કે "જો મુમુક્ષુજન જીવમાં રહેલી અહંમમત્વની ગાંઠને તોડવા ચાહતો હોય તો તેણે પાંચરાત્ર તંત્રમાં કહેલા વિધિ પ્રમાણે ભગવાન કેશવની સેવા કરવી." (ભાગ.૧૧/૩/૪૮) આમ તંત્રમાં કહેલી રીતિથી કરાતી ભગવાનની આરાધનાને હૃદયની ગ્રંથીને ટાળવાનું સાધન કહ્યું છે.

તેમજ બ્રહ્માંડ પુરાણ - સુદર્શનસુરદ્રુમમાં કહ્યું છે કે "ઋગ્વેદ આદિ વેદો, મહાભારત, સંપૂર્ણ પાંચરાત્ર, મૂળ રામાયણ, તે બધા ગ્રંથોને અનુસરતા પુરાણો અને તેમને અનુસરતા જે કોઈ ગ્રંથ હોય તે બધા સદાગમ-સાચા અર્થમાં આગમ છે." આ રીતે પાંચરાત્રનું સદાગમોમાં સ્થાન ગણ્યું છે. તેમજ કૂર્મ પુરાણ સુદર્શનસુરદ્રુમમાં શ્લોક છે કે "હે દ્વિજ ! હું વેદ તથા પંચરાત્રથી, એકાંતિકી ભક્તિથી અને યજ્ઞયાગાદિથી પ્રાપ્ત થાઉં છું. બીજા કોઈ સાધન કરોડો વર્ષ કરે તો પણ હું પ્રાપ્ત થતો નથી." અહીં ભગવાન મેળવવાનું સાધન પાંચરાત્રને કહ્યું છે. તે પ્રમાણે સ્કંદ પુરાણમાં કહ્યું છે કે "શાસ્ત્રોમાં વેદો, સ્મૃતિઓ, તેને અનુસરતા પુરાણો, મહાભારત ઈતિહાસ અને પાંચરાત્ર, આટલા શાસ્ત્રોથી મહાન્ એવા વિષ્ણુને ઓળખવા. હે મહામતે ! બીજા ગ્રંથોમાંથી કોઈ પણ રીતે ઓળખવા નહિ." (સ્કં.વૈ.ખં.વૈ.મા.૧૯/૧૨) આ રીતે પાંચરાત્ર શાસ્ત્ર ભગવત્સ્વરૂપનાં જ્ઞાનનું સાધન છે. એમ કહ્યું છે.

ઉપર જણાવેલા આટલા બધા પ્રમાણોને અવગણીને 'પાંચરાત્રની

રચના લોકોને મોહ પમાડવા કરી છે. એમ કહેનારું કૂર્મ પુરાણનું તે વચન તો કોઈ કલંકરૂપ ક્ષેપક હોય, એવી શંકા છે માટે તે અપ્રમાણરૂપ માનવું.

કદાચ તેથી વિપરીત-કૂર્મ પુરાણનું વચન ખરું અને પાંચરાત્રનું સમર્થન કરનારા તે બધા વચનોને ક્ષેપક કેમ ન કહી શકાય ? ના, તેમ વિપરીત ન કહી શકાય. આ ગણાવેલા આટલા બધા પ્રમાણો ક્ષેપક હોઈ શકે નહિ તેમ કહેવાથી તો વેદની ઉપમા પામેલું મહાભારત પણ ખોટું ઠરે.

કૂર્મ પુરાણ પૂર્વાર્ધ ૧૬/૧૧૯માં શ્લોકમાં કહ્યું છે, તે ભલે ક્ષેપક ન હોય છતાં બધી રીતે જ્યારે વિચારીએ ત્યારે જણાય છે કે તે કૂર્મ પુરાણનું વચન પાંચરાત્ર શાસ્ત્રની પ્રામાણિકતાને બાધ કરી શકતું નથી. ત્યાં કહ્યું છે કે "તે બ્રાહ્મણોની માયાથી થયેલી ગોહત્યાને ગૌતમમુનિ કોઈ પણ હેતુથી જાણી ગયા અને તે પછી ઉગ્રક્રોધવાળા તે ગૌતમે માયા કરનારા બ્રાહ્મણોને શાપ દીધો."(કૂર્મ.પુ.પૂર્વાર્ધ.૧૬/૧૦૯)

આ સંદર્ભમાં એમ જણાય છે કે ગૌતમના શાપથી તે બધા બ્રાહ્મણો વેદોથી બાહ્ય રહેવાથી ઘણા દુઃખી થઈ ગયા. ચિંતાથી વ્યાકૂળ રહેતા તેઓ કોઈ પણ રીતે તે દુઃખથી છૂટવા ચાહતા હતા. ત્યારે ઘણા કષ્ટને અંતે તેમને તે દુઃખનો પાર પમાડવા માટે ભગવાને પોતાની આરાધના-ઉપાસનાને જણાવતું આ પાંચરાત્ર શાસ્ત્ર પ્રકટ કર્યું એમ જણાય છે.

શાપ થયો તે પ્રસંગના વચનો વિચારવા જોઈએ. ત્યાં પહેલા એમ કહેવાયું છે કે "શરણાગતનું પાલન કરનારા ભક્તવત્સલ ભગવાન વિષ્ણુએ પગે લાગતા તે વિપ્રવર્યોને જોયા. પછી તે શ્રીહરિએ શંકર(ગોપતિ)ને કહ્યું, "હે શંકર ! આ વેદ વિમુખ પુરુષમાં પુણ્યનો છાંટોએ રહ્યો નથી. હે મહાદેવ ! ધર્મ તો વેદથી જ શોભતો હોય છે. હે મહેશ્વર ! તેમ હોવા છતાં ભક્તોના ઉપર આપણને વત્સલતા છે,

એટલે આ બ્રાહ્મણોને બચાવવા જોઈએ. હે વૃષરાજ ! તેટલા માટે જ પાપ કરી ચૂકેલા અને વેદવિમુખ આ બ્રાહ્મણોની રક્ષા કરવા માટે અને તેમને મોહ પમાડવા માટે આપણે શાસ્ત્રોની રચના કરીએ. આ પ્રમાણે મુરારિ માધવ વિષ્ણુએ શંકરને પ્રેરણા કરી. (કૂ.પુ.પૂ.૧૬/૧૧૪-૧૧૭)

આમ બ્રાહ્મણોનું રક્ષણ અને તેમને મોહ, બંને કોઈ એક શાસ્ત્ર રચવાથી ન બની શકે. એટલે તેમણે કેટલાક શાસ્ત્ર તે બ્રાહ્મણોને મોહ પમાડવા કર્યા અને કેટલાક તેમને બચાવવા માટે કર્યા, હવે તે બે કામમાં કોઈને મોહ(મતિભ્રમ) થાય એવા શાસ્ત્રની રચના કરવી, તે તો ભગવાન વિષ્ણુને યોગ્ય ન કહેવાય. કારણ કે અહીંયા જ(શ્લોક ૧૧૪માં) વિષ્ણુ ભગવાન માટે રક્ષણ કરવામાં ઉપયોગી શરણ્ય અને ભક્તવત્સલ એવા બે વિશેષણ કહ્યા છે. એટલે ગૌતમના શાપથી પતિત થયેલા તે બ્રાહ્મણોને શાપ પ્રમાણે મતિભ્રમ (મોહિત) કરવા શંકર પાસે તેવું શાસ્ત્ર કરાવ્યું અને સ્વયં વિષ્ણુએ પોતાની આરાધનામાં ઉપયોગી બને તેવું તેનું પ્રતિપાદન કરનારું પાંચરાત્ર શાસ્ત્ર બ્રાહ્મણની રક્ષા કરવા રચ્યું. આમ કહેવું તે જ ન્યાય સંગત છે. તેમ વિચારવાથી બેમાંથી કોઈની પણ નિરર્થકતા નથી.

તે પછી ગૌતમના શાપથી પતિત થયેલા તે બ્રાહ્મણોએ પાશુપત આદિ અસચ્છાસ્ત્રનું અધ્યયન કરીને તેની પ્રવૃત્તિ કરી, તે પાપને લીધે તે બધાએ ઘણા લાંબા સમય સુધી નરકયાતના ભોગવી. તે પછી તેઓ આ મર્ત્યલોકમાં જન્મ્યા હોય અને તે જન્મમાં પાંચરાત્ર શાસ્ત્રમાં કહેલી ભગવાનની ભક્તિ (આરાધના) કરીને સંસાર સાગરને તરી ગયા હોય તેમ સંભવે છે.

અને વળી તે બાબત ત્યાં જ કહી છે, "મહાત્મા ગૌતમના શાપથી દાઝી ગયેલા જે અન્ય બ્રાહ્મણો હતા તે બધા બ્રાહ્મણ આદિ જાતિમાં જન્મ લેશે. પછીના જીવનમાં તેઓ ભગવાન વિષ્ણુ તથા વેદવેત્તા

બ્રાહ્મણોની નિંદા કરશે. વેદમાં નહિ કહેલા વ્રતોને કરનારા, દુરાચારી અને અસચ્છાસ્ત્રોને અનુસરેલા તે લોકો શ્રેષ્ઠ ફળ બતાવીને બીજા બધાને મોહ પમાડશે-મતિભ્રમ પેદા કરશે. તે તમોગુણી-અજ્ઞાની અને વ્રતનો આડંબર કરનારા ઢોંગી થશે."(કૂ.પુ.પૂ.૨૯-૩૧)

વહારપુરાણ સુદર્શનસુરદ્રુમમાં જણાવ્યું છે કે "પાંચરાત્ર શાસ્ત્રને ભણેલા જે હતા, તે તો પોતાની ઈચ્છા પ્રમાણે ભગવાન શ્રીહરિનાં સ્વરૂપમાં પરમ એકાંતિક ભાવને પામેલા તથા અતિસ્નેહથી તેમનાં સ્વરૂપમાં લીન જેવા હતા. પાંચવાર પૂજાના વિધિને જાણનારા તે ભગવાનને તે પ્રમાણે જ પૂજતા હતા. દિવ્યભાવથી પરિપૂર્ણ ભગવાન તો તેની પૂજાને બમણા ભાવથી સ્વીકારીને તેમને દર્શન આપતા હતા."

આ ઉપરના વિધાનથી "તે પાંચરાત્ર જ મતિભ્રમ (મોહ) કરાવનાર છે અને અન્ય આગમ રક્ષક છે." આવી શંકાનો અંત આવી જાય છે. કારણ કે, પાંચરાત્ર શાસ્ત્રના પ્રવર્તક ભગવાન વિષ્ણુને શરણાગતના રક્ષક (શરણ્ય) તથા ભક્તવત્સલ આવા બે વિશેષણ આ પ્રસંગમાં આપ્યા છે. કૂર્મપુરાણ સુદર્શનસુરદ્રુમમાં કહ્યું છે કે "પાશુપત મતને માનનારા શૈવો, ચાર્વાકો, નાસ્તિકો, પોતાના વર્ણાશ્રમના સદાચારથી વિરુદ્ધ વર્તનવાળા દ્વિજો, એ બધાને જો દ્રષ્ટિ માંડીને જોયા હોય તો વસ્ત્રોએ સહિત સ્નાન કરવું." ઉપરના વાક્યમાં પાશુપતમતની જેમ નિંદા કરી છે તેમ પાંચરાત્રની નિંદા ક્યાંય કરી હોય એવું દેખાતું નથી.

આ વાક્ય દેખીને કોઈ કહે છે કે "પાશુપત આદિની જેમ પાંચરાત્રની પણ નિંદા તો કરી જ છે. જેમ કે "તેના પછી અંશુનો પુત્ર સાત્વત(સંધક) નામે થયો. તે મહાન પ્રતાપી તથા વિષ્ણુનો ભક્ત હતો. તે વિશાળ મનનો, દાનમાં તત્પર અને ધનુર્વેદના નિષ્ણાતોમાં શ્રેષ્ઠ હતો. નારદજીના ઉપદેશથી ભગવાન વાસુદેવની પૂજા પ્રેમથી કરતો હતો. તેણે કુંડ અને ગોલક લોકોએ આશરેલું શાસ્ત્ર પ્રવર્તાવ્યું

હતું. તેના સાત્વત નામથી પ્રસિદ્ધ થયેલું તે શાસ્ત્ર મહાન શાસ્ત્ર ઘણું સુંદર (શોભન) હતું અને તે કુંડ વગેરેનું હિત કરનાર હતું."(કૂર્મ. પુ.પૂ.૨૪/૩૦)

વળી 'બૌધો, દિગમ્બર જૈનો, પાંચરાત્રને માનનારાઓ, કાપાલિકો અને પાશુપત શૈવો અને બે પ્રકારના પાખંડીઓ આ બધા દુષ્ટાત્માઓ જેમાં પ્રધાન હોય છે તે શ્રાદ્ધમાં જેનું હવિષ્યાન્ન જમે છે. તેનું તે શ્રાદ્ધ નિષ્ફળ થાય છે અને મરણ પછી તથા વર્તમાન જીવનમાં તેનું કાંઈ ફળ મળતું નથી."(કૂ.પુ.ઉ.૨૧/૩૨-૩૩) "વામ માર્ગીય શાક્તો, પાશુપત શૈવો અને પાંચરાત્રને માનનારા આ બધા કળીયુગમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો થશે."(કૂ.પુ.પૂ.૩૦/૨૫)

"પાશુપત શૈવો, જૈનો, ચાર્વાક, નાસ્તિકો અને પાંચરાત્રના મતના લોકોને જો દેખી લીધા હોય તો વસ્ત્રે સહિત સ્નાન કરવું. (કૂ. પુ.સુદર્શન સુરદ્રુમ)

ઉપર જણાવ્યા પ્રમાણે પાંચરાત્રની નિંદા કરેલી દેખાય છે. ત્યારે તેના પ્રત્યુત્તરના રૂપમાં ભાષ્યકાર કહે છે કે એમ નથી. તેમાં જે કૂર્મ પુરાણનું વચન છે તે "અંશુનો પુત્ર સાત્વત(અંઘડ) થયો." ત્યાંથી લઈને "કુંડ વગેરેનું હિત કરનાર હતું" ત્યાં સુધી. તે "પાશુપત શૈવો વગેરે"ના જેવું નિંદારૂપ નથી. કૂર્મ પુરાણના વાક્યમાં તો "સાત્વત નામે પ્રતાપી વિષ્ણુભક્ત હતો. વિશાળ મનનો, દાનમાં તત્પર અને વાસુદેવની પૂજામાં પ્રેમવાળો હતો. તેણે પાંચરાત્ર શાસ્ત્રને પ્રવર્તાવ્યું." આ વચનમાં તો પંચરાત્રના પ્રવર્તકને ભગવાનનો એકાંતિક ભક્ત કહ્યો છે. જે ભગવાનનો એકાંતિક ભક્ત હોય તે કોઈનું થોડું પણ નુકશાન કરે નહિ. વળી તેણે જે પ્રવર્તાવ્યું તે શાસ્ત્ર તે પાશુપતના જેવું અસચ્છાસ્ત્ર ન હોય. વળી તેમાં તે સાત્વતની પ્રવૃત્તિ કોઈના મોહ (મતિભ્રમ) માટે હોય તેમ બતાવ્યું નથી, વળી તે શાસ્ત્રને માટે તો 'શોભન' (સુંદર)

એવું વિશેષણ આપ્યું છે. એટલે તે સાત્વતે પ્રવર્તાવેલું શાસ્ત્ર વિશેષ નિંદા કરનારું કેમ હોય ? હા, તેમાં "કુંડ આદિનું હિત કરનારું," "કુંડ ગોલકાદિ એ આશરેલું" એવા વિશેષણ આપ્યાં છે, પણ તેનાથી પાંચરાત્રની કાંઈ નિંદા ન થાય. પરંતુ આ વિશેષણોથી તો વૈદિક ક્રિયા-કલાપમાં જેને અધિકાર ન હોય એવા કુંડ આદિને પણ ભગવાનની આરાધના રૂપ પાંચ વખત સેવા-પૂજા આદિ સદ્ધર્મને બતાવ્યો છે. અને ધર્મને લીધે કુંડ આદિને સંસાર સાગરમાંથી તારવાને લીધે તે શાસ્ત્રની પ્રશંસા થાય તેમાં તેનું તાત્પર્ય છે અને જો એમ ન હોય તો આગળ કહ્યા તે બધા શ્રીરામાયણ, મહાભારત, શ્રીવિષ્ણુ પુરાણ, વરાહ પુરાણ અને શ્રીમદ્ ભાગવત આદિ સદ્ગ્રંથોના વચન સાથે વિરોધ આવશે." "કુંડ અને ગોલક આદિએ આશરેલું" આમ કહેવાથી પાંચરાત્ર માત્ર તે કુંડ આદિએ તેનો આશ્રય કર્યો છે. એટલે બીજા વૈદિકોએ તે આશ્રય કરવા લાયક નથી, એવી શંકા ન કરવી. મોક્ષરૂપ પુરુષાર્થ અને તેના ઉપાયોને જણાવનારા વેદમાં અધિકાર નહિ હોવાથી મનમાં ખેદ પામતા કુંડાદિકોને મોક્ષરૂપ પરમ પુરુષાર્થ સિદ્ધ કરી દેનાર ભગવાનની આરાધનાને પાંચરાત્ર બતાવે છે અને તેવા લોકોના ઉપર ઉપકાર કરે છે. તો પછી જેને વેદોનો પણ અધિકાર છે એવા અન્ય લોકોના ઉપર પણ પાંચરાત્ર શાસ્ત્ર ઉપકાર કરે, તેમાં વિશેષ શું આશ્ચર્ય ?

હવે જે લોકો આક્ષેપ કરે છે કે "પાંચરાત્ર શાસ્ત્ર કુંડ વગેરેનો જ ઉપકાર કરે છે, તેને જ લાભ કર્તા છે બીજા કોઈને નહિ." તો તેમને અમે પૂછીએ છીએ કે 'આ પાંચરાત્ર શાસ્ત્ર કુંડ આદિનું હિત કરે છે, એટલે શું તેમનું હિત થાય એવું જ્ઞાન આપે છે ? કે અહિત થાય તેવું ? જો અહિત થાય તેવું જ્ઞાન આપતું હોય તો તે ઉપકાર-હિત કરનારું ન કહેવાય. જો હિત થાય એવું જ્ઞાન આપે છે એમ કહેશો તો પૂછીએ છીએ કે તે હિત વેદમાં કહેલા હિતથી વિપરીત છે

કે વિપરીત નથી ? જો વિપરીત છે એમ કહેશો તો તે શાસ્ત્ર ઉપકારક હિતકારક ન કહેવાય અને તે અવૈદિક પણ કહેવાય. જો વેદમાં કહેલા હિતથી વિપરીત ન હોય તો તે શું વેદમાં કહેલા ચાર પુરુષાર્થ અને તેના ઉપાયોમાંથી કોઈ એકને સમજાવે છે કે તે ચાર પુરુષાર્થ અને તેના ઉપાયોથી ભિન્ન કાંઈ જુદું જ બતાવે છે, એમ કહેશો તો અમે કહીએ છીએ તેનાથી કોઈ ભિન્ન જુદું હોઈ શકે નહિ. કારણ કે તે ચાર પુરુષાર્થથી ભિન્ન અન્ય કોઈ પુરુષાર્થ છે જ નહિ અને તેનો બીજો કોઈ ઉપાય પણ નથી. વેદમાં કહેલા ચાર પુરુષાર્થમાંથી જ કોઈ એકને કહેવો પડશે. અને તે ચારમાં પણ મોક્ષ સિવાય કોઈ નવો પુરુષાર્થ તે પાંચરાત્ર શાસ્ત્રમાં બતાવ્યો છે એમ તો તમે કહી શકશો નહિ. કારણ કે પાંચરાત્ર શાસ્ત્રમાં મોક્ષરૂપ પરમ પુરુષાર્થના ઉપાયભૂત પરમ પુરુષ પરમાત્માની એકાંતિકી ભક્તિરૂપ તેની આરાધનાનું અતિશય વર્ણન કરવામાં આવ્યું છે. તો આ પ્રમાણે વેદોથી અભિન્નપણે હિત(મોક્ષ)ના તાત્પર્યવાળું, પુષ્કળ ભક્તિથી ભર્યું, આ પાંચરાત્ર શાસ્ત્ર વેદોમાં અધિકારવાળા ત્રૈવર્ણિક દ્વિજોને પોષણ કરવા પર્યાપ્ત નહિ થાય.

પરંપરયા ભગવાનની આરાધના બતાવનાર વેદોના કરતા સાક્ષાત્ આરાધનાને બતાવનાર આ પાંચરાત્ર શાસ્ત્ર વેદોની તુલનામાં કિંચિત માત્ર પણ ન્યૂન નથી. ગીતામાં "दैवमेवापरे यज्ञम्"(ગીતા.૪/૨૫) અન્ય કર્મયોગના નિરૂપણ વખતે દેવની પૂજારૂપ જે કર્મયોગ પ્રસ્તુત કર્યો છે, તે આ એક પાંચરાત્ર શાસ્ત્રથી જ સિદ્ધ કરી શકાય છે. તેથી એક વાત નક્કી થાય છે કે આ પાંચરાત્ર શાસ્ત્ર છે ને બીજા બધાનું પોષણ કરનારું છે.

તેથી જ મહાભારતમાં કહ્યું છે કે "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુભલક્ષણ સંપન્ન શૂદ્ર, આ બધા નિત્ય તત્પર થઈને પોતાના કર્મો દ્વારા એ વાસુદેવની જ સેવા પૂજા કરે છે. સંકર્ષણે સાત્વતવિધિ પાંચરાત્રમાં

કહેલ પૂજાવિધિને આશરીને આ શ્રીકૃષ્ણનો મહિમા કહ્યો છે. (મ.ભા. ભી.પ.૬૬/૩૯)

મહાભારતના શાંતિપર્વમાં આગળ પ્રામાણ્યના અવસરે કહ્યું છે કે "પાંચરાત્ર શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે વસંતઋતુમાં વિપ્રને દીક્ષા આપવી. ગ્રીષ્મ ઋતુમાં ક્ષત્રિયને, શરદઋતુમાં વૈશ્યને, હેમંત ઋતુમાં શૂદ્રને અને વર્ષા ઋતુમાં સ્ત્રીઓને દીક્ષા આપવી." વળી બધા વર્ણોની જેમ બધા આશ્રમોનું પણ હિતકર્તાપણું તે સ્થળે જ કહ્યું છે. "બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યાસી, જે કોઈ પુરુષાર્થની સિદ્ધિ મેળવવા ચાહે તે કયા દેવની પૂજા કરે ?" (મ.ભા.શા.૩૩૪/૧) ત્યારે ત્યાં કહ્યું છે કે "આ મહાન્ જ્ઞાન (ઉપનિષદ્) ચાર વેદોના વિજ્ઞાનથી સંપન્ન છે. આમાં સાંખ્ય તથા યોગનો સિદ્ધાંત પણ ખૂબ જ ભર્યો છે અને આની પ્રસિદ્ધિ પાંચરાત્ર આગમ એવા નામથી છે." (મ.ભા.શા. મો.૩૩૯/૧૧૧) "આજ શ્રેય છે, આજ સર્વશ્રેષ્ઠ હિત છે અને આજ બ્રહ્મ છે." (મ.ભા.શા.૩૩૫/૩૨) આમ પંચરાત્રની પ્રક્રિયાનું નિરૂપણ ચારે વર્ણ અને ચારે આશ્રમીઓના હિત માટે કર્યું છે.

વળી તે મહાભારતમાં તે સ્થળે જ કહ્યું છે કે "આ પૃથ્વીનો રાજા ઉપરિચર (વસુ) નામે હતો. તે ઈન્દ્રના સમાન પ્રભાવશાળી અને ભગવાન નારાયણનો અનન્ય ભક્ત હતો. તે ભગવાન નારાયણના મુખથી પ્રકટ થયેલા સાત્વત(પાંચરાત્ર)ના વિધિને આશરીને પહેલા ભગવાન નારાયણનું પૂજન કરતો હતો. અને તેના શેષ પ્રસાદીરૂપ પદાર્થોથી પિતૃઓની પૂજા કરતો અને તેમાંથી બચેલા પદાર્થોથી પિતામહોને અને તે પછી બીજા પિતૃઓ, ઋષિઓ, વિપ્રો અને આશ્રિતોને વહેંચીને સહુની પૂજા કરતો હતો." (મ.ભા.શા.૩૩૬/૧૭-૧૯)

વળી વરાહ પુરાણમાં વચન છે કે "વેદ અને પાંચરાત્રમાં જણાવેલા કર્મોથી સંપૂર્ણ થયેલી તથા વેદ અને પાંચરાત્રમાં કહેલી એવી ભક્તિથી

હું પ્રાપ્ત થાઉં છું. અથવા વેદોના ઉચ્ચારણથી પાંચરાત્રમાં કહેલી ભગવાનની પૂજા કરવાથી અને વર્ણાશ્રમમાં કહેલા પંચમહાયજ્ઞોથી હું પ્રાપ્ત થાઉં છું." આ ઉપર કહેલા પ્રમાણ વચનોને લીધે "પાંચરાત્ર, ભાગવત અને વૈખાનસ સંબંધી તંત્રને લક્ષ્મીપતિ ભગવાને વેદોના જ્ઞાનથી વિમુખોને માટે કહ્યું છે. આવા વચનોની છણાવટ પણ થઈ જાય છે. કારણ કે વેદો પણ દુર્બોધ છે. વળી અમુક વર્ણના મનુષ્યને વેદ ભણવાનો અધિકાર હોતો નથી. તેમજ અધિકાર હોવા છતાં જે વેદોના લાભથી વંચિત રહી ગયા હોય તેમને વેદોમાં કહેલા પોતાના ઉદ્ધારના ઉપાયો ન મળ્યા હોય તેવા લોકોને ધ્યાનમાં રાખીને તેમના ઉદ્ધાર માટે જ જો પાંચરાત્ર શાસ્ત્ર પ્રવર્ત્યું હોય તો તેટલા માત્રથી જ જે વેદો ભણવાના અધિકારી છે તેમણે પાંચરાત્ર શાસ્ત્રનો લાભ તજી દેવો ન જોઈએ. પાંચરાત્ર શાસ્ત્ર તો અહિંસા અને સત્ય વચનની જેમ સહુ કોઈને પણ લાભ લીધા જેવું છે.

પાણી માટેના હજારો કૂવાઓ ચોતરફ દેખાતા હોય પણ તેમનું પાણી પશુ પી શકતા નથી. પાણીની તૃષાથી વિહ્વળ થતા તે પશુઓને દેખીને અત્યંત દયાળુ રાજા એક સારું તળાવ કરાવે, તેમાં સુખેથી ઊતરી શકાતું હોય, શેરડીના રસ જેવું મીઠું પાણી તેમાં ભરપૂર હોય, તેના પાણીને પશુઓ તો પીવે, પણ તરસ્યો થયેલો કોઈ મનુષ્ય તે પાણીને ન પીવે ? જે તળાવમાં પશુ સુખેથી ઊતરી શકતા હોય તેમાં મનુષ્ય

વિધિ પ્રમાણે તે પૂજા કરવી." સુદર્શનસુરદ્રુમમાં જમદગ્નિ મુનિએ કહેલું ઉપરનું વચન પણ તેવા અભિપ્રાયથી ભરેલું છે.

આગળ જે એક વચન કહ્યું છે કે "બૌધ, દિગમ્બર જૈન પાંચરાત્રના અનુયાયી વગેરેને જો દૃષ્ટિ માંડીને જોયા હોય તો વસ્ત્રે સહિત સ્નાન કરવું." આ વચન તો ભારત આદિમાં પ્રસિદ્ધ વચનોને જે ઉપર કહી ગયા છીએ તેની સાથે વિરોધ થતો હોવાથી આરણીય માન આપવા જેવું નથી. તેમજ સુદર્શનસુરદ્રુમમાં વચન છે કે "જે લોકો પાંચરાત્ર શાસ્ત્રને માનતા ન હોય, જે વેદોની નિંદા કરતા હોય, જે નાસ્તિકોના મતને માનતા હોય અને જે પાંચરાત્ર શાસ્ત્રની નિંદા કરતા હોય, તે કોઈને પણ દૃષ્ટિ માંડીને કોઈ દેખે અથવા ધ્યાન માંડીને કોઈ સાંભળે તો તે દેખનારો અને સાંભળનારો તે ક્ષણે જ પતિત થઈ જાય છે." આ રીતે પાંચરાત્રની નિંદા કરનારાઓની પણ નિંદા કરી હોય છે.

અબ્ભક્ષ શબ્દનો તાત્પર્યાર્થ જેમ કેવળ પાણી પીને જ રહેનારો થાય છે, તેમ કેટલાક લોકો પાંચરાત્રવિદનો અર્થ કેવળ પાંચરાત્રને જ માનનારો થાય, એમ માનીને માત્ર પાંચરાત્રમાં જ નિષ્ઠા હોવાથી વેદોને દોષ આપનારો એવો અર્થ કરે છે, તે પણ ખોટું છે. તેનું તાત્પર્ય શું છે, એવું તેણે સાંભળ્યું નથી.

હવે તે પાંચરાત્રના વિરોધી થોડો ફેરફાર કરીને બોલે છે કે "અત્યારે અમે પાંચરાત્ર તદ્દન અપ્રમાણિક છે એમ કહેતા નથી, પણ વાસુદેવની આરાધનાના અંશનો અમે વિરોધ કરીએ છીએ. તેમાં પ્રથમ તો ચક્ર આદિ તપ્તમુદ્રાઓએ સહિતનો જે દીક્ષાવિધિ કહેવામાં આવે છે તે શ્રુતિ તથા સ્મૃતિથી વિરુદ્ધ છે. જેમ કે "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, સ્ત્રી હોય કે પુરુષ પોતાનાં બધાં શરીરને ચક્ર આદિ તપ્તમુદ્રાઓથી અંકિત કરે."(ભારદ્વાજ સંહિતા ૩/૫૯) આ જે કહ્યું છે

તેમાં જ વિવાદ છે. શ્રુતિમાં ચક્રને તપાવીને લીધેલી છાપનો નિષેધ કર્યો છે. જેમ કે, "चमूषच्छ्येनः... महिषो विवक्ति" (સામવેદ ૩.૯/૧/૩, ઋગ્વેદ ૮/૭/૪/૯/૧૯ ) આ શ્રુતિનો ભાવાર્થ એવો છે કે "પરમાત્માનું ધ્યાન કરવાની ટેવવાળો પણ જો ચક્ર આદિ તપ્તમુદ્રાનું ચિહ્ન શરીર ઉપર ધારણ કરે છે, તો તે તિર્યગ્યોનિ-પશુપક્ષી આદિના જન્મને પામીને સંસાર સાગરમાં ડૂબી જાય છે." આવી કહેવાતી શ્રુતિથી તેનો બાધ થતો હોવાથી તે તપ્તમુદ્રાનું ધારણ અપ્રમાણિક છે. એ રીતે સ્મૃતિથી પણ તેનો બાધ થાય છે. તે સુદર્શનસુરદ્રુમમાં મનુ કહે છે કે "પોતાના કે બીજાના શરીર ઉપર દ્વિજે બ્રહ્મા આદિ ત્રણ દેવોના ચિહ્નને અંકિત કરવા નહિ." વળી તે ગ્રંથમાં જ શાતાતપ પણ કહે છે "વિપ્રે પોતાના અંગો ઉપર દેવતાના આયુધોના ચિહ્નને ધારવા નહિ. મોહથી જો તે ચિહ્નોને ધારે છે તો તે પતિત થઈ જાય છે. તેમાં કોઈ સંદેહ નથી." તેમજ તે પ્રસંગે યમ પણ કહે છે કે "પોતાના શરીર ઉપર કોઈ ચિહ્ન ધારવા નહિ અને શરીરને તપ્તમુદ્રાથી બાળવું નહિ. જો સ્વચ્છંદીપણાથી તે કરે છે, તો દાઝેલા અંગવાળા તે મનુષ્યને શ્રુતિ તથા સ્મૃતિ સંબંધી કર્મમાં અધિકાર રહેતો નથી." હારીત તો એમ કહે છે કે "તપાવેલા ચક્રથી જેણે છાપ લીધી હોય અને જે આયુધને ધારણ કરતા હોય, મસ્તકે ચિહ્નને ધારતા હોય કે કંઠ ઉપર ચિહ્નને કરતા હોય, તે બધા પાખંડી છે અને શ્રૌત સ્માર્ત બધા જ કામોમાંથી બહાર કરેલા છે. કોઈ પાખંડી હોય, પતિત હોય, ખોટ ખામીવાળો હોય, ચક્રની તપ્તમુદ્રાને ધારી રહેલો દ્વિજ હોય, બાળકનો પ્રસવ કરનારી સૂતિકા સ્ત્રી અને આગ મૂકનારો, આટલા લોકોને જો દૃષ્ટિ માંડીને જુએ તો સવસ્ત્ર સ્નાન કરવું." સુદર્શનસુરદ્રુમ તથા સ્મૃતિસાર સંગ્રહમાં પણ એવા શબ્દ છે કે "પાશુપત મતાનુયાયી, શૈવ, દિગંબર જૈન, નાસ્તિક, ચાર્વાકો અને ચક્રની તપ્તમુદ્રાને ધારણ કરેલાને જોઈને સવસ્ત્ર સ્નાન કરવું." "શિવનું

ચિહ્ન (લિંગ) ધરી રહેલા જે જટાધારી હોય કે માથું મુંડાયેલા હોય અને ચક્રની તપ્તમુદ્રાને ધારણ કરનારા જે દ્વિજ હોય તેને ક્યારેય દેખવા નહિ." "કૂકડો, ભૂંડ, ચક્રની તપ્તમુદ્રા ધારણ કરેલો, રજસ્વલા સ્ત્રી અને પાખંડી; આ પાંચ શ્રાદ્ધકર્મમાં દોષ લગાડનારા છે." "જે પુરુષ નિત્ય વૈદિક અને સ્માર્ત ક્રિયા કરતો હોય તેણે પોતાનાં શરીર ઉપર કોઈ પણ જાતના ચિહ્ન કરવા નહિ. તેમજ વિષ્ણુ આદિના સંબંધ વાળી તપ્તમુદ્રાઓથી તો તે પતિત થઈ જાય છે." તે રીતે જ સુદર્શનસુરદ્રુમના બૃહદાદિકમાં કહે છે કે "કોઈ મનુષ્ય અજ્ઞાનથી અથવા લોભથી કે રાગથી સુદર્શન ચક્રનું ચિહ્ન ધારતો હોય, તો કુલઘાતી તે પુરુષને દેખીને સવસ્ત્ર સ્નાન કરવું." તે પછી ત્યાં જ કહ્યું છે કે "હે રાજન્ ! જેનાં શરીર ઉપર ચક્રનું ચિહ્ન કર્યું હોય અથવા લિંગનું ચિહ્ન હોય તે પુરુષને શ્રૌત તથા સ્માર્ત ક્રિયાઓનો અધિકાર રહેતો નથી." "જે મૂઢ પુરુષ શંખ, ચક્ર અને લિંગનું ચિહ્ન ધારે છે તેને પાખંડી જાણવો અને બધા જ સત્કર્મમાં તેનો બહિષ્કાર કરવો." આવા ચક્ર આદિ તપ્તમુદ્રાઓના વિરોધનાં અનેક વચન છે.

ઉપર પ્રમાણેના પાંચરાત્રના વિરોધી સ્મૃતિ વચનોથી પાંચરાત્રને કાંઈ હાનિ થવાની નથી. તપ્તમુદ્રાનું પ્રતિપાદન કરનારા પાંચરાત્ર દ્વારા તે સ્મૃતિઓની પ્રામાણિકતા જ નહિ રહે. એમ જો જવાબ આપવામાં આવે તે યોગ્ય નથી. કારણ કે જેને વેદોનો આધાર છે તેવી શ્રુતિમૂલક સ્મૃતિઓનાં વચન પ્રમાણ ગણાય છે અને તેનાથી તેવા પાંચરાત્રનું જ અપ્રામાણિકપણું થશે.

ઉપર પ્રમાણે દીક્ષાના અંગભૂત તપ્તમુદ્રા લેવામાં અનેક પ્રકારના પૂર્વ પક્ષી(વિરોધી)એ દૂષણો બતાવ્યા હવે ભાષ્યકાર આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ તે અંગેનો ભ્રમ દૂર કરવા શાસ્ત્ર અને યુક્તિ વચનોથી દીક્ષા વિધિના અંગોને યોગ્ય રીતે દૃઢ કરે છે.

આક્ષેપોને સાંભળ્યા પછી ભાષ્યકાર કહે છે કે તમે જે દોષ બતાવ્યા તે તેમ નથી. તમે કહ્યું કે "બ્રહ્મનિષ્ઠ હોવા છતાં જો કોઈ તપ્તમુદ્રઓને ગ્રહણ કરે તો તેને દોષ લાગે છે અને પરિણામે તેને ફરીને સંસારમાં ભટકવું પડે છે." એ ઠીક કહ્યું નથી. તમે જે શ્રુતિનો અર્થ કર્યો તે અસંગત છે અર્થાત્ ઠીક કર્યો નથી. કારણ કે બ્રહ્મનિષ્ઠ ભક્તને માટે તો વ્યાસસૂત્રમાં પૂર્વે કરેલા કર્મ છૂટી જાય છે અને પછીથી નવું કોઈ કર્મ લાગતું નથી, એમ સ્પષ્ટતાથી નિર્ણય જાહેર કર્યો છે. જેમ કે 'तदाधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात्' (બ્ર.સૂ.૪/૧/૧૩) આત્મકલ્યાણને માટે પ્રયત્ન કરી રહેલા સાધકને દોષ લાગે છે એવું પણ કહી શકાશે નહિ. જે હજી સાધના કરી રહ્યો હોય તેમાં અન્ય લોકમાં જવાનું સામર્થ્ય, પ્રશંસા પાત્ર સફળતાની પ્રાપ્તિ અને પોતાના તથા આત્મીયજનોના ઉદ્ધારનું સામર્થ્ય, જે બધું ચમૂષાદિ શબ્દોથી કહેવા માગે છે, તેવા બધા ગુણ, જે હજી સાધના કરતો હોય, તેમાં ક્યારેય હોઈ શકે નહિ, તે સર્વથા અસંભવ છે. તે બધા ગુણ તો જે સિદ્ધયોગી હોય તેમાં જ હોઈ શકે છે અને તેવા યોગીને તે પછીનું કર્મ (ઉત્તરકાલીન) પાપ લાગતું નથી. તે મંત્રાર્થમાં જણાવેલું પશુપક્ષી આદિના રૂપમાં પુનઃ સંસારમાં પ્રવેશવા રૂપ કર્મ તો અત્યંત અસંગત છે. પશુપક્ષી આદિના ભાવને પામ્યા પછી સંસારમાં પ્રવેશ થાય છે, એમ નહિ કહી શકાય. મોઢું ફાડીને(ખોલીને) જ સુવાતું નથી. તેમ સંસારભાવ પામનારને તિર્યગ્ભાવ(પશુ આદિની યોનિ) પામવાનું નિશ્ચિત નથી. કોઈ પણ રીતે તિર્યગ્ભાવનો નિર્વાહ કરો છતાં ત્યાં તિર્યગ્ભાવ અને સંસાર પ્રવેશ, બેમાંથી એક શબ્દ તો વ્યર્થ જણાવાનો જ છે.

વળી જે શ્રુતિ પાંચરાત્રના વિરુદ્ધમાં મૂકી છે તેનો અર્થ પણ યોગ્ય રીતે કરવામાં આવ્યો નથી. દૂર દૂરના પદો સાથે અન્વય કરવા રૂપ દોષ તેમાં રહ્યો છે. (तुरीयं धाम सचमान) પરબ્રહ્મનો ધ્યાનશીલ આવો

અન્વયાર્થ કરો છો તેમાં સમુદ્ર પદ અવરોધ કરે છે અને (महिषो भूत्वा समुद्रं विवक्ति) તિર્યગ્ જાતિને પામીને સંસાર સાગરને સેવે છે. આવો અન્વયાર્થ જ્યારે કરો છો ત્યારે ત્યાં 'तुरीयं धाम' પદ અવરોધ કરે છે. તે કારણથી અહીં મીમાંસાશાસ્ત્રનો વિરોધાધિકરણની રીત અપનાવવાનો અવસર તમારે માટે યોગ્ય નથી.

પાંચરાત્રના સિદ્ધાંતમાં કોઈ સ્મૃતિનો વિરોધ નથી. મનુએ તેનો નિષેધ કર્યો નથી. મનુએ ત્રણ ડંખ (સતત ઘસાવાથી ચામડી ઉપર થતી કઠણ ગાંઠ જેવું નિશાન-કિણ) વિપ્રને ન થવા જોઈએ તેમ કહ્યું છે. તેમાં એક તો ધનુષ્યની દોરીનો ડંખ, બીજુ જુગાર રમનાર છરી રાખતો હોય તેનું કમર પર પડતું નિશાન અને ત્રીજું યુદ્ધને માટે નિરંતર રખાતા છરી જેવા હથિયારનું હાથ ઉપરનું નિશાન. આ ત્રણ ડંખવાળા વિપ્રનો મનુએ નિષેધ કર્યો છે. મનુએ કહેલા દ્વિજ શબ્દથી તો ક્ષત્રિય પણ કહી શકાય છે, તો તે દ્વિજનો અર્થ વિપ્ર કરવો ઠીક નથી એમ ન કહેશો. કારણ કે 'दन्तविप्राण्डजा द्विजाः' એ કોશમાં દ્વિજ શબ્દનો વિપ્ર રૂપ મુખ્ય અર્થ કહ્યો છે. ઝાઝા ભાગના કોશોમાં દ્વિજનો અર્થ ક્ષત્રિય કર્યો હોય તેવું જણાતું નથી.

વળી બીજા જે વચન તપ્તમુદ્રા આદિના વિરોધમાં દેખાડ્યાં છે, તે બધા તપ્તમુદ્રાનું પ્રતિપાદન કરતા પંચરાત્રનું સમર્થન કરનારા જે વચનો છે, તેનાથી તે વધારે બળવાન હોય એવું કાંઈ પ્રમાણ મળતું નથી. જેનું મૂળ પ્રત્યક્ષ શ્રુતિઓ હોય એવી સ્મૃતિઓમાં તારતમ્ય-ઓછા વત્તાપણું હોતું નથી. શ્રુતિઓનું પ્રામાણ્ય તો એક સરખું જ હોય છે. વાસ્તવમાં શ્રુતિનાં જે વચન નિષેધ કરનારા હોય છે. તેમનો બાધ પ્રત્યક્ષ શ્રુતિઓથી થઈ જાય છે. મીમાંસાના વિરોધાધિકરણ પ્રમાણે તેનાં નિષેધ વચનોની પ્રામાણિકતા રહેતી નથી. કારણ કે તે શ્રુતિ જ જેને તપ્તમુદ્રાનું ખંડન કરનારી કહી છે, ચક્રની તપ્તમુદ્રા લેવાની આજ્ઞા કરે છે, તે શ્રુતિનો અર્થ નીચે પ્રમાણે છે.

"પૃથિવી આદિ પાંચ ભૂતોના પરિણામથી થયેલ જે દેહરૂપી સમુદ્ર તેને પૂર્વ પૂર્વ કર્મને અનુસારે પામતો અને તે પરમાત્માનું અપૃથકસિદ્ધ વિશેષણ હોવાથી ઈશ્વરાંશ કહેવાતો જીવ છે. તે સુદર્શન ચક્ર આદિ જે ભગવાનના આયુધો છે તેની છાપો(તપ્તમુદ્રા)ને ધારણ કરીને પોતાનો ઉદ્ધાર કરવામાં તથા આત્મીયજનોનો ઉદ્ધાર કરવામાં સમર્થ થાય છે. પ્રકૃતિનાં કાર્ય એવા દેહ, ઈન્દ્રિયો, મન અને પ્રાણ; આ બધાથી છૂટેલો તે જીવ બ્રહ્મપુર ધામમાં નિત્યો અને મુક્તોની સભામાં ભળી જાય છે અર્થાત્ આવાં પ્રશંનીય સ્વરૂપને પામેલો તે જીવ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર જે લોકમાં રહે છે તેમનાથી એકદમ જુદા જ અપ્રાકૃત દિવ્ય બ્રહ્મધામમાં મહત્વને પામીને પ્રવેશ કરે છે."

આટલા વિવરણથી સમજી શકાય છે કે ચક્ર આદિ તપ્તમુદ્રાઓ ભક્તિ અને પ્રપત્તિ, કોઈ એકના દ્વારા મોક્ષનું સાધન બને છે. આનાથી જેટલા તપ્તમુદ્રાનું નિષેધ કરનારા જે વચન છે તે બધા વિરોધાધિકરણ ન્યાયથી અપ્રમાણ ઠરે છે.

આ "चमूषच्छ्येनः" મંત્ર તો "पवमान सोमदेता" કર્મમાં બોલાય છે. અને તે સોમદેવતાની પ્રશંસા કરે છે, પણ ચક્ર આદિ તપ્તમુદ્રાનું નિરૂપણ નથી કરતો. તે સોમદેવતાની પ્રશંસા રૂપ 'ચમૂષચ' મંત્રનો અર્થ નીચે પ્રમાણે કરાય છે.

"ચમસ રૂપ સાધનમાં ગતિશીલ, પ્રશંસનીય, શક્તિમાન, દ્રવણશીલ, સ્ફૂચકપાલાદિ દસ આયુધોને ધારણ કરનાર, ઊર્મિઓના પ્રેરક સમુદ્રના જેવા મહનીય સોમદેવતા ચતુર્થ સ્થાનને સેવે છે." જે મંત્ર જે દેવતાના ઉદ્દેશ્યથી બોલાય છે તે મંત્ર તે દેવતાનો છે એવો કોઈ નિયમ નથી. ઈન્દ્રરૂપ દેવતાને ઉદ્દેશીને બોલાતો "संगमनो वसूनाम्" એ મંત્ર ઈન્દ્રપરક જ રહેતો નથી. તે ગાર્હપત્ય પરક પણ છે. વળી તે જ મંત્રને ત્રીજા અધિકરણમાં ગાર્હપત્યમાં વિનિયોગ કર્યો હોવાથી,

ગાર્હપત્ય પરતાનું સમર્થન કર્યું છે. આ ચમૂષચ્ મંત્રનો સોમદેવતામાં જ વિનિયોગ કર્યો હોવાથી તે સોમદેવતા પરક જ છે એમ કહેવું તે યોગ્ય નથી. નારાયણનું પ્રતિપાદન કરનાર પાંચરાત્ર શાસ્ત્રમાં કહ્યું છે કે ચક્રની પ્રતિષ્ઠા કરતી વેળાએ તેના સ્થાપન વખતે તેનાં તેનાં નામના મંત્રને બોલવા. તેને જાણનારા પાસે "विद्यां गदाम्" "चमूषच्छ्येन" ઈત્યાદિ ઋચાઓ બોલવી. આ પ્રમાણે ચક્રધારણમાં પણ 'चमूषच' મંત્રનો વિનિયોગ કર્યો હોવાથી તેને ચક્રધારણપરક છે એમ કહેવામાં કાંઈ ક્ષતિ નથી.

અહીં ફરીને વાદી કહે છે ચક્ર આદિની તપ્તમુદ્રા (છાપો) લેવી તે પ્રામાણિક છે. એમ પાંચરાત્ર સાબિત કરી શક્યું નથી. તે પાંચરાત્રને આધારે 'चमूषच्' મંત્ર ચક્રાદિને ધારણ કરવાનું કહે તે પણ અસંભવ છે. આ મંત્ર ચક્રાદિની તપ્તમુદ્રા ધારણ કરવી, એમ ક્યારેય કહે જ નહિ. વાસ્તવમાં ઉપર જે વચનો કહ્યા તે પ્રમાણે ચક્રની પ્રતિષ્ઠામાં 'चमूषच्'નો વિનિયોગ કહ્યો છે, પણ તેની તપ્તમુદ્રા (છાપો) લેવી, એમ કહ્યું નથી. માટે તે 'चमूषच्' શ્રુતિ ચક્ર ધારણ કરવાનું કહેતી નથી, તેથી 'ચક્ર ધારણ કરવું' તે શ્રુતિથી પ્રમાણિત છે એમ કહી શકાશે નહિ. તેમજ તપ્તમુદ્રા ધારણ કરવાનો નિષેધ કરનારા સ્મૃતિ વચનોને પણ વિરોધાધિકરણની રીતે અપ્રમાણિક કહી શકાશે નહિ. આમ બધું કહી રહ્યા પછી ભાષ્યકાર કહે છે કે "તમે કહો છો તેમ નથી. સ્કંદ પુરાણમાં કહ્યું છે કે "હે દેવિ ! વિપ્ર જો ભગવાન ગોવિંદના ચક્રાદિ આયુધોની છાપોને પોતાના શરીર ઉપર ધારણ કરે છે તો તે મહાન્ દિવ્ય સ્વરૂપને પામીને વિષ્ણુ ભગવાનના તુરીય ધામને પામે છે. એમ 'चमूषच्छयेन:' આ શ્રુતિ કહે છે." સ્કંદ પુરાણના આ વચન પ્રમાણે તે 'चमूषच्'શ્રુતિ ચક્રાદિને ધારણ કરવાનું કહે છે.

તુષ્યતુ દુર્જન ન્યાયથી વિરોધીને રાજી કરવા તે 'चमूषच्' શ્રુતિ ચક્રને ધારણ કરવાનું નથી કહેતી, એમ સ્વીકારી લઈએ તો પણ એકનિષ્ઠ એવી બીજી શ્રુતિઓ દ્વારા નિશ્ચિત થયેલ ચક્રાદિ આયુધ ધારણનો અપલાપ કોણ કરી શકે ?

હવે તે શતપથ બ્રાહ્મણની દસ કરતાં પણ વધારે શ્રુતિઓ પૂર્ણ રૂપમાં અહીં પ્રસ્તુત કરી છે. તેમાં કાત્યાયન પ્રશ્ન કરે છે અને મહર્ષિ યાજ્ઞવલ્ક્ય તેનો પ્રબળ પ્રત્યુત્તર આપે છે. તેમાં જગતનું કારણ તત્ત્વ, કાર્ય નિર્વાહક દેવો, વસિષ્ઠ આદિ બ્રહ્મર્ષિઓ, આદિત્ય આદિ જગદાધાર પોષક દેવો, અંગેના તથા તે સિવાયના બીજા ઘણા પ્રશ્ન કાત્યાયન પૂછે છે અને તેના પ્રત્યુત્તર યથાર્થરૂપમાં યાજ્ઞવલ્ક્ય મહર્ષિ આપે છે. તે પ્રત્યેક શ્રુતિના અંતમાં કે ઉપાંત વાક્યોમાં ચક્રાદિની તુપ્તમુદ્રાઓ ભુજાઓ ઉપર ધારવી. સુદર્શન ચક્ર અને બે રેખાવાળું ઊર્ધ્વપુંડ્ર કરવું. બંને ભુજાઓ ઉપર તપ્તમુદ્રારૂપ ચક્ર ધારવું. તેનાથી તે ધારણ કરનારો બ્રહ્મસાયુજયને પામે છે. તપ્તમુદ્રા તથા ઊર્ધ્વપુંડ્રને જે ધારે છે તેને ફરીને આ સંસૃતિમાં અવતરવું પડતું નથી. આવા તે બધા વાક્ય ચક્ર ધારણ તથા ઊર્ધ્વપુંડ્રને ધારણ કરવાનું વિધાન કરે છે અને બ્રહ્મધામની પ્રાપ્તિરૂપ તેનું ફળ છે તેમ પણ કહે છે.

તે રીતે જ શેષાંશ ખિલશ્રુતિઓ પણ તપ્તમુદ્રા આદિ વિષ્ણુના આયુધ ચિહ્નોનું અને ઊર્ધ્વપુંડ્રાદિનું વિધાન કરે છે. જેમ કે ખિલશ્રુતિ "બાહુના મધ્ય ભાગે વિષ્ણુનું સુદર્શન ચક્ર ધારણ કરવું, જે પુષ્કળ શક્તિ પ્રદાન કરનાર અત્યંત તેજસ્વી ચક્રને અહર્નિશ ધારણ કરનારા લોકો અન્ય તેજને રોકે છે."(સુદર્શનસુરદ્રુમે ખિલશ્રુતિ) સચ્ચરિત્રરક્ષા સામવેદની મૈત્રાયણી શાખામાં કહ્યું છે કે "પવિત્ર એટલે અગ્નિ, તે અગ્નિની હજાર ધારા છે અને તે ધારાઓથી યુક્ત સુદર્શન ચક્ર છે. તે ચક્રની તપ્તમુદ્રાને ધારણ કરનારો બ્રાહ્મણ પરમાત્માના સાયુજય-સાધર્મ્ય અને સાલોક્યને પામે છે."

સચ્ચરિત્ર રક્ષા - ઋગ્વેદ ખિલમાં કહ્યું છે કે "અપાર શક્તિ સંપન્ન વિષ્ણુનું ચક્ર કે જે દેવોને બળ આપનારું છે, તે ચક્રની તપ્તમુદ્રાને જે ધારણ કરે છે તે ધારક સ્વર્ગમાં જાય છે કે જ્યાં બધા જ કર્મોને છોડી દઈને વૈરાગ્ય પામેલા સંયમી પુરુષો જાય છે.

સચ્ચરિત્ર રક્ષા અથર્વવેદમાં કહ્યું છે કે "અમે આ ભગવાન વિષ્ણુનાં આયુધોના ચિહ્નોથી અંકિત છીએ. જે ચક્રાદિના ચિહ્ન ધારણ કર્યા છે તેથી આ લોકમાં ઘણા ભાગ્યશાળી છીએ, જે આ ચિહ્નોને ધારે છે તે વિષ્ણુના પરમ ધામને પામે છે." સચ્ચરિત્રરક્ષા ઋગ્વેદની બાષ્કલ શાખામાં પણ કહ્યું છે કે "જે માનવશ્રેષ્ઠો સંસાર સાગરને પાર કરવા માટે વિષ્ણુના કમળ અને ચક્રના ચિહ્નને બાહુના મૂળમાં ધારે છે. બીજા પુરાતન લોકો શરીર ઉપર તમારા ચિહ્નોને રાખે છે."

સચ્ચરિત્ર રક્ષા યજુર્વેદ કઠશાખામાં કહ્યું છે કે "લલાટ આદિ અંગોના ઉપર ઊર્ધ્વપુંડ્રને કરનારો તથા ચક્રાદિની તપ્તમુદ્રાઓને ધારી રહેલો જે મહાત્મા પુરુષ છે, તે પરથી પર અને મહાન કરતા પણ મહાન, તેમજ હૃદયમાં રહેલા છે એવા પર વિષ્ણુને સસ્વર મંત્રથી ધારીને તેનું ધ્યાન કરે છે."

સચ્ચરિત રક્ષા અથર્વવેદ મહોપનિષદ્ બ્રહ્મસૂક્તમાં કહ્યું છે કે "બ્રહ્મવેતાઓ એવું સમજે છે કે વિપ્રે જમણા હાથે સુદર્શન ચક્રની છાપ લેવી તથા ડાબા હાથે શંખની છાપ લેવી."

ઉપર જણાવેલી બધી શ્રુતિઓ ચક્રાદિની તપ્તમુદ્રા લેવી એમ પ્રતિપાદન કરે છે. અને તેના વિરોધી જે સ્મૃતિનાં વચનો છે તેને વિરોધાધિકરણની જેમ અપ્રામાણિક માનવા. તેમાં કોઈ દોષ નથી. વધારે પડતો વિચાર નથી કરવો એમ ધારીને વિસ્તારના ભયથી 'पवित्रम्' ઈત્યાદિ શ્રુતિઓને અહીં પ્રસ્તુત કરી નથી.

મહર્ષિઓ તપ્તમુદ્રાની છાપો લેવી જોઈએ એમ કહે છે. જેમ કે સુદર્શનસુરદ્રુમમાં વૃદ્ધ મનુ કહે છે, "પુરુષ ઊર્ધ્વપુંડ્રને તથા ચક્રની તપ્તમુદ્રાને જો નિત્ય ધારે છે તો તેનાથી તેનું બધું અશુભ નાશ પામે છે અને શુભની વૃદ્ધિ થાય છે."

સુદર્શનસુરદ્રુમમાં વૃદ્ધ પરાશર કહે છે "દ્વિજે બધા જ વર્ણના લોકોએ ભગવાનનું સાલોક્ય પામવા માટે અગ્નિથી તપાવેલા ચક્રની છાપો આપવી."

સુદર્શનસુરદ્રુમમાં યમ કહે છે, "વિપ્રે શરીર ઉપર યજ્ઞોપવીત રાખવું, મસ્તકે શિખા રાખવી અને ચક્રની તપ્તમુદ્રા લેવી. ચક્રની છાપ જેણે ન લીધી હોય તેવા વિપ્રની કરેલી બધી જ ધાર્મિક ક્રિયાઓ નિષ્ફળ થાય છે."

ત્યાં શંખમુનિ કહે છે કે "બ્રાહ્મણે શંખ, ચક્ર અને ગદા આદિની છાપો યજ્ઞોપવીત આદિની જેમ નિત્ય ધારવી, તેમાં પણ જે વૈષ્ણવ હોય તેણે તો તે છાપો ખાસ વિશિષ્ટ રૂપમાં ધારવી."

તે જ ગ્રંથમાં વ્યાસમુનિ કહે છે, "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શ્રદ્ધાવાળો શૂદ્ર તેમણે ચક્ર અને પાંચજન્યની તપ્તમુદ્રાઓ લેવી."

તો આ પ્રમાણે શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલી ચક્રની તપ્તમુદ્રાનું વિધાન પાંચરાત્ર કરે છે, તેના માટે કિંચિત માત્ર અંશનું પણ અપ્રમાણિકપણું નથી. જે લોકો ચક્રની તપ્તમુદ્રાની નિંદા કરીને સંતોષ માનતા હોય, તેમને આ પ્રસંગે સાચી વાત સમજાવવાને માટે આ બધા પ્રમાણોને રજૂ કર્યા છે.

વિષ્ણુ પુરાણમાં "ચાર વેદ, છ અંગ, ન્યાયશાસ્ત્ર, પુરાણ અને ધર્મ શાસ્ત્ર આ બધા મળીને ચૌદ વિદ્યાઓ કહેવાય છે. વળી તે ચૌદમાં આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ-સંગીતશાસ્ત્ર તથા અર્થશાસ્ત્ર આ ચારને ભેળવવામાં આવે તો અઢાર વિદ્યાઓ કહેવાય છે." (વિ.પુ.૩/૬/૨૭-

૨૮) એમ અઢાર વિદ્યાઓ ગણાવી છે. પણ તેમાં પાંચરાત્રને ગણ્યું નથી, તેથી તે પાંચરાત્ર શાસ્ત્ર પ્રમાણરૂપ ન ગણાય, એમ કોઈ કહે તો તે ઠીક નથી. ત્યાં ગણતરીમાં લીધું નથી તેથી પાંચરાત્ર અપ્રામાણિક છે, એમ કહેવું તે અસંભવ છે અને જો તેમ જ થતું હોય, તો તેમાં મહાભારતને ક્યાં ગણ્યું છે ? એટલે મહાભારત પણ અપ્રામાણિક ઠરશે. જો તમે કહેશો કે ચૌદવિદ્યામાં મહાભારતને નથી ગણ્યું પણ વિદ્યાસ્થાનનાં રૂપમાં ગણેલા યજ્ઞ પ્રકરણમાં "બ્રાહ્મણો, ઈતિહાસો, પુરાણો, કલ્પો... વગેરે ગણ્યા છે."(તૈ.આ. ૨/૧૦) તેથી મહાભારતને પણ ઈતિહાસના રૂપમાં ગણ્યું છે. એટલે તેની અપ્રામાણિકતા નથી. તો પછી તમે એ પણ વિવેક પૂર્વક વિચારો કે પાંચરાત્રની પણ ભારતમાં ગણના કરી છે, એટલે તે પ્રામાણિક છે. પાંચરાત્રનું મૂળ એકાયન શાખા છે, તેથી તેનું પ્રામાણ્ય નિશ્ચિત છે અને તે વેદની એક શાખા છે. એમ ભૂમવિદ્યામાં ગણેલી છે, તે પદ્મ સંહિતામાં કહ્યું છે કે "સત્ અને બ્રહ્મ શબ્દથી એક પરમેશ્વરનું પ્રતિપાદન કરનાર એકાયન વેદ આદ્ય છે, તેને અને બધી દિશાઓમાં એકાયનની શાખામાં મંત્રોને....." પાંચરાત્ર શાસ્ત્રના વક્તા સ્વયં નારાયણ હોવાથી તે ઈશ્વર પ્રત્યક્ષમૂલ છે, તેથી વેદની જેમ જ પાંચરાત્ર પ્રમાણરૂપ છે. આ વિગતોનો વિસ્તાર 'आगमप्रामाण्य' આદિ ગ્રંથોમાં જોઈ લેવો જોઈએ.

આ રીતે પાંચરાત્રમાં કહ્યા પ્રમાણે દીક્ષાની વિગતો તથા તુલસીની કંઠી પહેરવી, એમ કહેવાય છે તે યોગ્ય જ છે. આગમ પ્રમાણમાં સૂચવેલા મ.ભા.શાંતિપર્વમાં કહ્યું છે કે "વૈષ્ણવ ભક્તે પ્રયત્ન પૂર્વક દીક્ષાના બધાજ નિયમોને અવશ્ય પાળવા. દીક્ષા લીધેલા ભક્તના ઉપર ભગવાન શ્રીહરિ ખાસ પ્રસન્ન રહે છે. દીક્ષા વગર પ્રસન્ન રહેતા નથી.

સ્કંદ પુરાણમાં પણ કહ્યું છે કે, "તેથી મારા ભક્તે તુલસીની કંઠી કાળજી રાખીને પહેરવી. ઊર્ધ્વપુંડ્ર(ઊભું તિલક) અને શંખ વગેરેની છાપો

તથા તુલસીના આભૂષણ રાખવા. આંગળીમાં ડાભની વીંટી પહેરવી અને મારું સ્મરણ રાખીને સંધ્યોપાસના આદિ કર્મોને કરવા."(સ્કં. વૈ.મા.મા.૪/૧૬)

ચક્રની તપ્તમુદ્રામાં જેમ નિષેધ વાક્યો કહે છે તેમ તુલસીની કંઠી પહેરવામાં કોઈ પણ વેદની શાખામાં નિષેધનો આભાસ પણ જણાતો નથી. સાંખ્ય શાસ્ત્રની જેમ પાંચરાત્રની સંપૂર્ણ પ્રામાણિકતાને નહિ માનનારાઓને પણ તુલસીની કંઠી પહેરવા બાબતમાં અપ્રામાણિકતા કહેવાનો સમય જ મળતો નથી. ખરેખર પાંચરાત્ર શાસ્ત્રની પ્રામાણિકતા તો વ્યાસ સૂત્રના(૨/૨/૩૯) उत्पत्तिसम्भवाधिकरणના શ્રીભાષ્યમાં પ્રતિપાદિત કરી છે. તે વાત પણ અલગ છે, એટલે અહીં તેનું નિરૂપણ નથી કરવું.

હવે એક બીજી રીતે પાંચરાત્રની પ્રામાણિકતાનો નિષેધ કરે છે કે "અંગોએ સહિત બધા વેદોમાં નિષ્ઠા(વિશ્વાસ) નહિ રહેવાથી શાંડિલ્ય મુનિ પંચરાત્ર શાસ્ત્રને ભણ્યા" આ વાક્યમાં વેદોની નિંદા દેખાય છે. માટે તે પાંચરાત્ર અપ્રામાણિક છે. તેના પ્રત્યુત્તરમાં ભાષ્યકાર કહે છે કે વેદોની નિંદા નથી કરી. પાંચરાત્રની માત્ર પ્રશંસા કરી છે. જેમ કે ઐતરેય આરણ્યકમાં શ્રુતિ છે કે "જે સૂર્યોદય થયા પહેલા અગ્નિહોત્રનો હોમ કરે છે તે સવાર-સવારમાં જ મિથ્યા બોલે છે."(ઐ.આ.૫/૨૫/૬) આ શ્રુતિમાં કરેલી સૂર્યોદય પહેલા કરેલા હોમની જે નિંદા છે તે સૂર્યોદય પછી કરાતા અગ્નિહોત્રના હોમની પ્રશંસા માટેની છે.

તે રીતે જ છાંદોગ્યોપનિષદના સાતમાં અધ્યાયમાં ભૂમ વિદ્યા કહી છે તેમાં "ऋग्वेदं भगवोऽध्येमि" વગેરે મંત્રોમાં સમગ્ર વિદ્યાઓમાં શોકને તારનારું આત્મજ્ઞાન નથી મળ્યું એમ જે કહેવાયું છે, તે પછીથી કહેવાતી ભૂમ વિદ્યાની પ્રશંસા માટે જ છે. પણ વેદાદિ શાસ્ત્રોની નિંદા માટે તે નથી. તેમ જ શાંડિલ્યના કહેલા બધા શબ્દ પાંચરાત્ર શાસ્ત્રની

પ્રશંસા માટેના જ છે. ખરેખર તો સાંગવેદોનું પ્રતિપાદ્ય તત્ત્વ નહિ પ્રાપ્ત થવાથી નારદજીએ જેવા શબ્દ કહ્યા છે તેવા જ શબ્દ શાંડિલ્યે તેવા તાત્પર્યથી જ કહ્યા છે. એટલા માટે તે પાંચરાત્રની જ પરમહંસ સંહિતામાં કહ્યું છે કે "હે ભગવન્ ! સાંગોપાંગ અને સવિસ્તર વેદોનું મેં અધ્યયન કર્યું છે. તર્કશાસ્ત્રની સાથે મેં બધા જ અંગોને ગુરુમુખથી સાંભળ્યા છે. સર્વજ્ઞ ભગવાન શ્રીહરિએ ભક્તોના ઉપર દયા કરીને જેમ વેદાંતોનો સાર સાર ગ્રહણ કરીને સુખ થાય તે રીતે સંક્ષેપથી કહ્યો છે. તેવું આ શાસ્ત્રોમાં નથી, તેમાં તો સંદેહ વિના કાંઈ નથી. હું ક્વચિત તેમાં કલ્યાણના ઉપાયોને દેખી શકીશ ? કે જેનાથી જિજ્ઞાસાની પૂર્તિ થાય ?

આ પ્રસંગે કોઈને શંકા થાય કે આ શિક્ષાપત્રી ગ્રંથમાં શ્રીહરિએ જ્યાં 'वेदाश्च व्याससूत्राणि'...ઈત્યાદિ (શિ.૯૩-૯૫) ત્રણ શ્લોકોમાં પોતાના ઈષ્ટ આઠ શાસ્ત્રોને ગણાવ્યા છે. તે અવસરે તેમાં પાંચરાત્રને ગણ્યું નથી. એટલે આ ગ્રંથના લેખક ભગવાન શ્રીહરિને પાંચરાત્રનું પ્રમાણપણું સ્વીકાર્ય નથી.

આ શંકાના સમાધાનમાં ભાષ્યકાર આચાર્યશ્રી કહે છે કે "તે ગ્રંથોની ગણના કરી તેનાથી ત્યાં 'આટલા જ પ્રમાણરૂપ ગ્રંથ છે.' એવો પ્રસંગ નથી. ત્યાં તો વેદાદિગ્રંથોમાં પોતાની અત્યંત સંમતિને જ કહી છે. જેટલા ગણાવ્યા છે તેનાથી જ પ્રયોજનની સિદ્ધિ થઈ જતી હશે, પણ તેનાથી અન્ય પ્રમાણોની અવગણના કરી હોય એવું જણાતું નથી. અને જો અવગણના કરી હોય તો બધા જ પ્રમાણોમાં ખળભળાટ થઈ જાય." "આ ગ્રંથ મને ઈષ્ટ છે." આવું જ વચન કહ્યું છે. આની સામે એમ કહેવામાં આવે કે બીજા ગ્રંથોને પણ પ્રમાણરૂપ માનતા હોવ તો પછી 'વેદાદિ આઠ ઈષ્ટ છે' એમ શા માટે કહ્યું છે ? ત્યારે ભાષ્યકાર કહે છે કે તે બાબતની જ્યારે વ્યાખ્યા કરશું ત્યારે નિરૂપણ કરશું.

એટલા માટે જ ભગવાન શ્રીહરિએ સુધાસિંધુ ગ્રંથ(હ.વા.સુ.સિં.પર)માં કહ્યું છે કે "પાંચરાત્ર શાસ્ત્રથી ભગવાનના દિવ્ય વિગ્રહ આદિનું જ્ઞાન મેળવવું." વળી એક બીજી વાત એ છે કે પોતે શ્રીહરિએ વાસુદેવ સ્વરૂપે પાંચરાત્ર શાસ્ત્રને પ્રવર્તાવ્યું છે. તે પોતાને અભિમત માન્ય કેમ ન હોય ? તેથી જ ભગવાન શ્રીહરિના ચરણારવિંદની સેવામાં તત્પર રહેતા અને શ્રીહરિની દિવ્ય કૃપાદૃષ્ટિના પરમ પાત્રરૂપ એવા શ્રીમુક્તાનંદ સ્વામીએ 'उत्पत्त्यसंभवाधिकरण'(બ્ર.સૂ.૨/૨ ૩૯-૪૨)માં વિવરણ વખતે પાંચરાત્ર શાસ્ત્રનું પરમ પ્રામાણ્ય કહ્યું છે અથવા 'वेदाश्च' (શિ.પ.૯૩) શ્લોકમાં જે ચકાર મૂક્યો છે તેનાથી ભગવત્પ્રત્યક્ષ જ મૂળ હોવાથી સપ્રામાણ્ય પાંચરાત્રને ગ્રહણ કર્યું હોવાથી શ્રીસહજાનંદ સ્વામીના મતે તેના અપ્રામાણ્યનો અવકાશ જ નથી.

હવે મૂળ વાત પર આવીએ. 'धार्ये' આ શબ્દના લિંગ અને વિભક્તિ બદલીને તુલસીની કંઠી ગળામાં ધારવી અને લલાટ હૃદય તથા બાહુઓ ઉપર ઊર્ધ્વપુંડ્ર(ઊભું તિલક) કરવું. એમ વાક્ય રચના કરવી. ઊર્ધ્વપુંડ્ર તો શ્રુતિ તથા સ્મૃતિગ્રંથોમાં પ્રસિદ્ધ જ છે. તે સચ્ચિરિત્રરક્ષા કઠશાખામાં કહ્યું છે કે "જેણે ઊર્ધ્વપુંડ્ર કર્યું હોય એવો પુરુષ સાંખ્ય તથા યોગ શાસ્ત્ર દ્વારા સમજી શકાય એવા પરમેશ્વર નારાયણનું ધ્યાન કરે છે તો તેનાથી સમગ્ર સાંસારિક બંધનોથી છૂટીને તે સર્વવ્યાપક એવા ભગવાનને પામે છે."

પાદ્મોત્તર પુરાણ(પાદ્મો.૨૨૪/૬૯)માં અને સચ્ચચરિત્રરક્ષા મહોપનિષદમાં કહ્યું છે કે "લલાટ આદિ અંગ ઉપર ઊર્ધ્વપુંડ્રને કરી ચક્રની તપ્તમુદ્રાને ધારણ કરનારો ઉદાર મનવાળો પુરુષ સદા હૃદયમાં રહેલા સર્વ પરથી પર અને સર્વ મહાનથી પણ મહાન એવા શ્રેષ્ઠ સર્વવ્યાપક પરમાત્માનું સસ્વર-મંત્ર સહિત જે ધ્યાન કરે છે તે તેવા પરમાત્માને પામે છે."

સચ્ચરિત્ર કઠ શાખામાં પણ કહ્યું છે કે "ઊર્ધ્વપુંડ્રને ધારણ કરી ચક્રની છાપ લઈને જે પુરુષ પુરુષસૂક્તના મંત્ર બોલીને અર્ઘ્ય આદિ ઉપચારો વડે ભક્તિભાવ સાથે ભગવાન નારાયણની પૂજા કરે છે, તો તે મહાત્મા સર્વ વ્યાપક એવા ભગવાનનાં દિવ્ય ધામને પામે છે."

તે રીતે જ શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે. વળી તપ્તમુદ્રાની છાપો લેવાના પ્રસંગે કહેલી બધી સ્મૃતિઓને પણ ઉદાહરણના રૂપમાં કહે છે. જેમ કે મહાભારત શાંતિપર્વ મોક્ષધર્મમાં અને નારદપાંચરાત્ર(ના. પં.૩/૧/૧૭)માં કહ્યું છે કે "પ્રથમ સ્નાન કર્યા પછી નિર્મળ ઝીણા શુદ્ધ વસ્ત્ર પહેરવા, પગ હાથ અને મુખને ધોવા, આચમન કરવું. ડાભની પવિત્રી-મુદ્રિકા હાથમાં પહેરવી અને પછી શુદ્ધ ઉજ્જવળ ઊર્ધ્વપુંડ્ર કરવું."

પદ્મપુરાણસ્થ હરિભક્તિ વિલાસમાં તેમજ સ્કંદ પુરાણના વૈષ્ણવ ખંડાન્તર્ગત માગશર માસનાં માહાત્મ્ય(૩/૧૫)માં કહ્યું છે કે "હે ચતુરાનન ! સાવધાન રહેતો મારો ભક્ત સાંજે અને સવારે મારી પૂજામાં અને હોમ કરે ત્યારે મને રાજી કરવા, પોતાનું મંગળ કરવા અને સુરક્ષાને માટે સર્વ ભયને ટાળનારું એવું ઊર્ધ્વપુંડ્ર નિત્ય કરી રાખવું." તેમજ ઉપર કહેલા માગશર માસના માહાત્મ્યમાં(૨/૧૯) કહ્યું છે કે "આળસ નહિ કરનારો વૈષ્ણવ પુરુષ લલાટ આદિ અંગો ઉપર ભગવાનના નામમંત્ર બોલીને કહેલી સંખ્યા મુજબ ઊર્ધ્વપુંડ્ર(ઊભા તિલક) કરવા." બૃહન્નારદીય સારસંગ્રહમાં પણ કહ્યું છે કે "ઊર્ધ્વપુંડ્ર, શંખ આદિ આયુધોની છાપો અને તુલસીની કંઠી વગેરેને ધારણ કરીને હાથમાં દર્ભ(ડાભ) રાખી ભગવાનનું સ્મરણ કરતા કરતા ભક્તજન સંધ્યોપાસનાદિક નિત્ય કર્મ કરે."

"સામાન્ય રૂપમાં દ્વિજાતિને માટે અધ્યયનાદિના પ્રસંગે મનમાં વિચારેલા સર્વ સાધારણ દૈનિક કર્મને સંક્ષેપથી કહે છે." આવું અવતરણ

કરીને 'સંધ્યા, સ્નાન, જપ, હોમ'(પરાશર સ્મૃતિ ૧/૩૯) આવા પરાશર મુનિનાં વચનની વ્યાખ્યા કરનારા માધવાચાર્યે બ્રાહ્મ મૂહુર્તમાં જાગવાથી શરૂ કરીને સ્નાન કર્યા. પછી વસ્ત્ર પહેરવા સુધીનું નિરૂપણ કર્યું અને તે પછી હવે ઊર્ધ્વપુંડ્રનો વિધિ કહીએ છીએ. એમ પ્રારંભીને ઊર્ધ્વપુંડ્ર કરવાનું નિરૂપણ કર્યું છે. તે બ્રહ્માંડ પુરાણમાં, પરાશર માધવીયમાં કહ્યું છે કે "સાવધાન પુરુષે સવારે અને સાંજે, પૂજા વખતે જપ કરે ત્યારે અને હોમના સમયે ભગવાનનું નામ બોલીને વિધિ અનુસારે ઊર્ધ્વપુંડ્ર કરવું." વળી બૃહન્નારદીય કમલાકર આહ્નિકમાં પણ વચન છે કે "સ્નાન, દાન, જપ, હોમ, સંધ્યા અને સ્વાધ્યાય કર્મ કરતી વેળાએ જો ઊર્ધ્વપુંડ્ર કરેલું ન હોય તો તેનાં બધાં આહ્નિક કર્મ નિષ્ફળ થાય છે." તેમજ સ્કંદ પુરાણમાં કહ્યું છે કે "હે વિપ્રેન્દ્ર ! યજ્ઞ, દાન, જપ, હોમ, સ્વાધ્યાય અને પિતૃ સંબંધી શ્રાદ્ધાદિક કર્મ, ઊર્ધ્વપુંડ્રના વિના કર્યું હોય તો તે વૃથા થઈ જાય છે." (સ્કં.વૈ.માગ.મા.૩/૩૧) વિષ્ણુ સ્મૃતિ સચ્ચરિતરક્ષામાં કહ્યું છે કે "યજ્ઞોપવીત, શિખાબંધન અને ઊર્ધ્વપુંડ્ર કર્યા સિવાય કરેલું કર્મ બ્રાહ્મણને અપવિત્ર કરે છે અને નિષ્ફળ થાય છે." આમ સામાન્યરૂપમાં કહેવાતું અને કરાતું જે ઊર્ધ્વપુંડ્ર તેને શ્રીકૃષ્ણની દીક્ષા લીધા પછી કરવું, એમ ખાસ વિધાન કરવું તે નકામું જણાય છે.

આમ જ્યારે કોઈએ વિરોધ જણાવ્યો ત્યારે ભાષ્યકાર આચાર્યશ્રી કહે છે કે તમે જે કહો છો તે તેમ નથી. 'જેમ ખોટું બોલવું નહિ.' આવો ખોટું બોલવાનો નિષેધ સર્વ સામાન્ય છે છતાં 'અગ્નિહોત્રમાં ખોટું બોલવું નહિ' એવું વિધાન છે. તેમ ઊર્ધ્વપુંડ્રનો વિધિ સામાન્ય રીતે જે છે જ છતાં ગોપીચંદન અથવા ભગવાનની પૂજા કરતા વધેલું જે કેસર કુંકુમાદિકે યુક્ત એવું જે ચંદન તે હજી કહેવાનું બાકી છે. એટલે તે કહેલા ચંદનથી કરેલા ઊર્ધ્વપુંડ્રનું વિશેષરૂપમાં કરેલું વિધાન યોગ્ય જ છે. કોઈ મુખ્ય કર્મના અંગરૂપમાં કહેલું જે કર્મ છે તે મુખ્યકર્મ

પૂરું થઈ ગયા પછી અંગભૂત કર્મની અપેક્ષા રહેતી નથી. તેથી ઊલટું ઊર્ધ્વપુંડ્રને તો નિત્ય ધારવાનું વિધાન કર્યું છે.

આ બધું જોતા વિચારતા કેટલાક લોકો ઊર્ધ્વપુંડ્રને અવૈદિક કહેતા હોય છે, ઉપર પ્રમાણેના વિધાનથી તેનો ઉત્તર મળી જાય છે. સમગ્ર તંત્ર શાસ્ત્રના નિષ્ણાંત માધવાચાર્યે આહ્નિક પ્રકરણમાં ઊર્ધ્વપુંડ્ર લીધું છે, તેમજ મદનપારિજાત આદિ ગ્રંથોમાં પણ ગૃહસ્થોને ઉપયોગી બને એટલા માટે આહ્નિક વિધિને કહેવાનો આરંભ કરીએ છીએ એમ શરૂઆત કરીને "હવે ક્રમથી આવેલો તિલક વિધિ કહીએ છીએ." આવા શબ્દોથી ઊર્ધ્વપુંડ્રનું નિરૂપણ કર્યું છે.

ઊર્ધ્વપુંડ્રના આકાર સ્મૃતિગ્રંથોમાં વિવિધ પ્રકારના કહ્યા છે. પરાશર માધવીયમાં અને બ્રહ્માંડ પુરાણમાં કહ્યું છે કે "દિવેટ ઉપર પ્રકટાવેલી જ્યોતના જેવું, વાંસના પાન જેવું, કમળની કળીના સમાન તિલક કરવું. પોયણું, માછલી કે કાચબાને આકારે અથવા શંખના આકારે ઊર્ધ્વપુંડ્ર(ઊભું તિલક) કરવું એમ વિધાન છે." વિવિધ પ્રકારના ઊર્ધ્વપુંડ્રોમાં ભગવાન શ્રીહરિના ચરણના આકારે મુમુક્ષુએ ઊર્ધ્વપુંડ્ર કરવું, એમ સમજવું. અને તે રીતે જ શ્રુતિ તથા સ્મૃતિમાં વિધાન છે. તે આથર્વણ સચ્ચરિત્રરક્ષામાં કહ્યું છે કે "જે ભક્ત પોતાના કલ્યાણને માટે ભગવાનનાં ચરણના આકારનું અને વચ્ચે જગ્યા(છિદ્ર)વાળું ઊર્ધ્વપુંડ્ર કરે છે તે પરમેશ્વરનો વહાલો થાય છે અને તે પુણ્યને પામે છે." "મહાન ભાગ્યશાળી મારા એકાંતિક અને મારા હિત-પ્રિયમાં પ્રેમ રાખનારા એવા બધા ભક્તો વચ્ચે અવકાશ યુક્ત, ભગવાનના ચરણારવિંદના આકારનું ઊર્ધ્વપુંડ્ર કરે."(પાદ્મોત્તરખંડ ૨૨૫/૨૧) "ઊર્ધ્વપુંડ્ર સીધું (સરળ) સૌમ્ય, સારા પડખાવાળું (સુપાર્શ્વ) ઘણું સુંદર, વચ્ચે જગ્યાવાળું અને ભગવાનના ચરણારવિંદના સમાન આકારવાળું હોવું જોઈએ, સર્વજીવ પ્રાણીમાત્રનું હિત કરવામાં તત્પર અને મહાન

ભાગ્યશાળી એવા એકાંતિક ભક્તો તેવા ઊર્ધ્વપુંડ્ર(તિલક)ને કરે છે." (સ્કં.પુ.વૈ.મા.મા.૨/૩૧) પ્રમાણરૂપે પાંચરાત્રના બીજા વચન પણ છે, પરંતુ વિસ્તાર વધી જવાના ભયથી અહીં કહ્યા નથી.

આવા પ્રમાણ વચનોથી નિશ્ચિત થાય છે કે તે ઊર્ધ્વપુંડ્રની વચ્ચે જગ્યા રાખવી. સ્કંદપુરાણ સારસંગ્રહમાં જણાવ્યું છે કે "ચાર આંગળ જેટલું ઊંચા છેડાવાળું, બે આંગળ પહોળું, વચ્ચે જગ્યાવાળું અને મનોહર એવું ઊર્ધ્વપુંડ્ર દ્વિજે હરખથી કરવું." "બે આંગળ અથવા ત્રણ આંગળ પહોળું જે ઊર્ધ્વપુંડ્ર તેની વચ્ચે અવકાશ રાખવો. વચ્ચે અવકાશ વગરનું ઊર્ધ્વપુંડ્ર જે કરે છે તે તો દ્વિજોમાં અધમ છે. વળી તે તો ઊર્ધ્વપુંડ્રમાં લક્ષ્મીની સાથે રહેલા વિષ્ણુને દૂર ખસેડી મૂકે છે. વચ્ચે અવકાશ જગ્યાવાળું જે ઊર્ધ્વપુંડ્ર છે તે તો ભગવાનનું મંદિર છે."(સ્કં.વૈ.માગ. મા.૨/૩૨/૩૩) આવા પ્રમાણરૂપ વચન શાસ્ત્રોમાં કહ્યા છે. કદાચ કોઈ ગ્રંથમાં જુદા જુદા આકારનું અને વચ્ચે અવકાશ ન હોય તેવું કહ્યું હોય તેની અહીં ચર્ચા કરવી નથી. વળી જે દંડના જેવા આકારનું ઊર્ધ્વપુંડ્ર ક્યાંય કહ્યું હોય તે ઉપર્યુક્ત ઊર્ધ્વપુંડ્રથી વિરુદ્ધ નથી. તેવું તિલક પણ મુમુક્ષુઓ માટે પ્રવર્તેલું હોય છે. ૪૧



**तत्तु गोपीचन्दनेन चन्दनेनाथवा हरेः।**
**कार्यं पूजावशिष्टेन केसरादियुतेन च।।४२।।**

**અને તે તિલક જે તે ગોપીચંદને કરીને કરવું અથવા ભગવાનની પૂજા કરતાં બાકી રહ્યું અને કેસર-કુંકુમાદિકે યુક્ત એવું જે પ્રસાદીનું ચંદન, તેણે કરીને તિલક કરવું. ॥૪૨॥**

*ભાષ્ય :* શ્રીકૃષ્ણ ભગવાનની દીક્ષા જેણે લીધી હોય તેણે ઊર્ધ્વપુંડ્ર-ઊભું તિલક કરવું. હવે તે તિલક કરવામાં વપરાતા પદાર્થને કહે છે.

મંત્ર આદિના ભેદથી વૈષ્ણવી દીક્ષા જુદી જુદી હોય છે, તેમાં મુમુક્ષુને શ્વેત માટીથી ઊર્ધ્વપુંડ્ર(તિલક) કરવાનું ક્યાંક કહ્યું છે. તો તેવું ઊર્ધ્વપુંડ્ર તિલક પણ કરી શકાય છે, એમ કહેવા માટે તેમાં વિકલ્પનો નિર્દેશ મૂળ શ્લોકનો તુ શબ્દ કરે છે. તેનો અર્થ એવો છે કે ૧-શ્રીકૃષ્ણની દીક્ષા જેણે લીધી હોય તેણે શરીર ઉપર રાખવાનું ઊર્ધ્વપુંડ્ર તો ગોપીચંદનથી કરવું. ૨-શ્રીકૃષ્ણની દીક્ષા જેણે લીધી હોય તેણે ગોપીચંદનથી ઊર્ધ્વપુંડ્ર શરીર ઉપર રાખવું. બંને વાક્ય એક જ છે, તેમ હવે કહેવાશે તે તિલકના પદાર્થમાં એક વાક્યતા જ છે.

ગોપીચંદનની વિશેષતા વાસુદેવોપનિષદમાં કહી છે તે શ્રુતિથી પ્રમાણિત છે. નારદજીએ પ્રણામ કરીને સર્વેશ્વર ભગવાન વાસુદેવને ઊર્ધ્વપુંડ્રનો વિધિ અને તેના પદાર્થ અંગે પૂછ્યું. ત્યારે નારદને ભગવાન વાસુદેવે કહ્યું જે "વિષ્ણુ ચંદન વૈકુંઠલોકમાં ઊપજ્યું છે, તે મને પ્રેમ કરે છે. મારા ભક્ત બ્રહ્મા વગેરેએ શરીર ઉપર ધાર્યું છે, મારા અંગ ઉપર રોજ તેની અર્ચા થાય છે. ગોપીઓએ તે વિષ્ણુ ચંદનને મારા અંગ ઉપરથી સાફ કર્યું-ધોયું, તેથી તે ગોપીચંદન કહેવાયું છે. તે ચંદન મારા અંગ ઉપરનો લેપ છે, પુણ્યરૂપ છે, ચક્તીર્થમાં અંદર રહેલું છે. ચક્રથી સંયુક્ત છે, પીળારંગનું છે અને મુમુક્ષુ જનને મુક્તિનું સાધન છે."

વાસુદેવોપનિષદ્‌માં ગોપીચંદનની આટલી વિશેષતાઓ કહી છે, ૧-વૈકુંઠલોકમાં ઉપજ્યું. ૨-ભગવાનને પ્રેમ કરે છે માટે તે ભગવાનને પ્રિય છે. ૩-બ્રહ્મા આદિ ભક્તજનોએ તેને સેવ્યું છે. ૪-શ્રીકૃષ્ણ ભગવાનના દિવ્ય અંગનો અંગરાગ-લેપ છે. ૫-તેમના એકાંતિક ભક્ત એવી ગોપીઓના હાથનો સ્પર્શ પામેલું. એટલા માટે સામાન્ય માટીથી આ ગોપીચંદનની વિશેષતાને લીધે જ શ્રીકૃષ્ણની દીક્ષા પામેલા મુમુક્ષુ આત્માઓને આ ગોપીચંદનથી ઊર્ધ્વપુંડ્ર-તિલક કરવાનું ભગવાન શ્રીહરિએ કહ્યું છે. આ બાબત ચોક્કસ થવાથી બીજી કોઈ માટીનું મહત્ત્વ ન રહ્યું. તે કહેવાય છે કે "તિલક-પુંડ્ર કરવા માટે નીચે પ્રમાણેની માટી

લેવી. પહાડની ટોચ ઉપરથી માટી, નદીના કિનારાની, બીલીના ઝાડના મૂળની, કોઈ જળાશયની, સમુદ્ર કિનારાની, ગંગાને નજીકના કોઈ ભગવાનના ક્ષેત્રની માટી તિલક કરવા લેવી."(પાદ્મોત્તરખંડ ૨૨૫/૩૫) ઉપર જણાવેલી બધી જ માટી ગોપીચંદનને બદલે તિલક કરવામાં વપરાય નહિ. કારણ કે તેની વિશેષતા આગળ કહી છે.

ગોપીચંદનથી ઊર્ધ્વપુંડ્ર કરવું તે તો શ્રુતિ તથા સ્મૃતિમાં નિશ્ચિત છે. તે વાસુદેવોપનિષદમાં કહ્યું છે કે 'પછી ગોપીચંદનને નમસ્કાર કરવા. પાપને નાશ કરનારા હે ગોપીચંદન ! ઈત્યાદિ બોલીને તેનાથી ઊર્ધ્વપુંડ્ર કરવું." બ્રહ્મપુરાણાન્તર્ગત આચારમયૂખમાં કહ્યું છે કે "દ્વારકામાં થયેલા ગોપીચંદનથી ઊર્ધ્વપુંડ્ર તિલક નિત્ય કરવું.(૪૨/૧) તે કરવાથી પ્રતિદિન થતા પાપોનો નાશ કરે છે." "આચમન કરીને ગોપીચંદન નામની માટીથી તિલક કરવું, તે તિલક ઊભું સીધું સૌમ્ય અને દંડને આકારે હોવું જોઈએ."(નાર.પુરુ.મા.૨૦/૨૯) તે રીતે જ સ્કંદપુરાણ વૈષ્ણવ ખંડ માગશર માહાત્મ્યમાં કહ્યું છે કે "જે દ્વિજ ગોપીચંદનનું સુંદર ઊર્ધ્વપુંડ્ર-ઊભું તિલક કપાળમાં નિત્ય રાતે અને દિવસે હંમેશા રાખે છે, તેનું પુણ્ય તો મહા મહિનામાં કુરુક્ષેત્ર અને પ્રયાગમાં સૂર્યગ્રહણના અવસરે સ્નાન-દાનથી જે થાય છે તેના જેવું થાય છે. હે ગરુડ ! પછી તે ભગવાન વિષ્ણુના ધામમાં દેવની જેમ સારી રીતે રહે છે."(સ્કં.વૈ.મા.મા.૩/૭) મદનપારિજાતમાં સત્યતપા કહે છે "ગોમતીને કિનારે ગોપીઓની વાવમાંથી નીકળેલી માટીને-ગોપીચંદનને તિલકનાં રૂપમાં જે મસ્તકે ધારણ કરે છે, તે બધા જ પાપોથી છૂટી જાય છે." તેમજ પરમાનંદમંદારમાં ગૌતમ મુનિનું વચન છે કે "હે અંબરીષ ! મહાન પાપના વિનાશ માટે નજર કરો. જેણે પોતાના કપાળમાં નિત્ય ગોપીચંદનનું તિલક કર્યું હોય છે, તે પુરુષ બ્રહ્મહત્યારો, ગોહત્યા કરનારો અથવા ઘણા તર્ક કરીને બધી જાતના પાપ કરનારો હોય તો પણ ગોપીચંદનના સંબંધથી તત્કાળ તે બધા જ પાપોથી છૂટી જાય

છે." બ્રહ્મપુરાણ નીલકંઠાહ્નિકમાં કહે છે કે, "બ્રહ્મહત્યા અને ગોહત્યા કરનારો, પાખંડી તથા બધી જ જાતના પાપોને કરનારો કોઈ હોય, તો પણ તે મનુષ્ય ગોપીચંદનના સંબંધથી પવિત્ર થઈ જાય છે."

ગૌતમકૃત આચારસૂત્રમાં(પ્ર.૧/૮) ઉલ્લેખ કર્યો છે કે "ગોપીચંદનને ધારનારો પુરુષ કેવળ અંધકારનો નાશ કરવા માટે સૂર્યરૂપ બને છે અર્થાત્ સૂર્ય જેવો તેજસ્વી થાય છે." આ બધા વચનો સંગ્રહગ્રંથમાંથી લીધા છે.

શ્રીહરિ અથવા એમ કહીને બીજો પક્ષ કહે છે - ભગવાનની પૂજા કરતા બાકી રહેલા ચંદનથી તિલક કરવું. ગોપીચંદન અને પૂજા કરતા બાકી રહેલું ચંદન, બંનેને ભગવાનનો સંબંધ તો સમાન જ છે, એટલે તે બંને ઘણા શ્રેષ્ઠ ગણાય એમ માનવું છે. ગૌતમકૃત આચારસૂત્રમાં(પ્ર.૧ ખં.૮) કહ્યું છે કે "શાલગ્રામના સ્વરૂપ ઉપર લાગેલું કુંકુમ અથવા ચંદન, તેને જે મહિમાથી ધારે છે તે મુક્ત થઈ જાય છે." બ્રહ્માંડપુરાણ મદનપારિજાતમાં જણાવ્યું છે કે "વિપ્ર દૈવયોગે ચંદનથી તિલક કરે, એ રીતે જ ભગવાનના ભક્ત એવા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ ગોપીચંદનથી અથવા ભગવાનની પૂજા કરતા બાકી રહેલા ચંદનથી નિશ્ચિત કહેલા ઊર્ધ્વપુંડ્ર કરવા."

મૂળ શ્લોકમાં 'केसरादियुतेन' શબ્દ છે તેનો સીધો અર્થ કેસર આદિથી યુક્ત ચંદન એવો થાય છે. અન્ય પક્ષ કરવો હોય તો કેસર આદિથી યુક્ત ચરણ ધોયેલા જળથી, જેમાં ચંદન મેળવેલું ન હોય, કેવળ કેસર જ મેળવ્યું હોય તેથી તિલક કરવું. ગોપીચંદનને ભગવાનનાં સ્વરૂપનો સંબંધ પરોક્ષ છે અને કેસરયુક્ત ચંદનને શ્રીહરિનાં સ્વરૂપનો સંબંધ સાક્ષાત્ છે, તે બેમાં આટલો વિશેષ છે. ૪૨.



**तन्मध्य एव कर्तव्यः पुण्ड्रद्रव्येण चन्द्रकः।**
**कुङ्कुमेनाथवा वृत्तो राधालक्ष्मीप्रसादिना।।४३।।**

**અને તે તિલકના મધ્યને વિષે જ ગોળ એવો જે ચાંદલો તે જે તે ગોપીચંદને કરીને કરવો અથવા રાધિકાજી અને લક્ષ્મીજી તેનું પ્રસાદી એવું જે કુંકુમ તેણે કરીને તે ચાંદલો કરવો. ॥૪૩॥**

*ભાષ્ય :* ઊર્ધ્વપુંડ્ર-ઊભું તિલક કરવાનું કહ્યું. હવે તે તિલકને મધ્યે જે અન્ય કરવાનું છે તે કહે છે કે તે તિલકની વચ્ચે ચંદ્રના જેવો ગોળ ચાંદલો કરવો. તે કહ્યું છે કે 'ઊર્ધ્વપુંડ્રમાં સ્વયં ભગવાન લક્ષ્મીજીની સાથે નિવાસ કરીને રહે છે.'(નારદીય પુરુ.મા.૨૦/૩૦) આ વચન પ્રમાણે ભગવાનની સાથે લક્ષ્મીજીનું સાન્નિધ્ય પણ જણાય છે. એટલે તે તિલકને મધ્યે ચાંદલાની વાત કહી છે તે આવશ્યક છે. તે ચાંદલો ગોપીચંદનાદિ જે પદાર્થથી તિલક કર્યું હોય તેનાથી કરવો. ભારદ્વાજ સંહિતાના સારસંગ્રહમાં કહ્યું છે કે 'બારીક હળદરના ચૂર્ણથી અથવા સુગંધી કુંકુમથી ઊભા તિલકની વચ્ચે લક્ષ્મીનું સ્થાન કરવું.' વિષ્ણુધર્મોત્તરસારસંગ્રહમાં ઉલ્લેખ છે કે 'ઊર્ધ્વપુંડ્રની વચ્ચે દિવ્ય(હળદરનું) ચૂર્ણ ધારવું. તે લક્ષ્મીજીને પ્રસન્ન કરનારું છે અથવા સુશોભિત કરે છે. વિજયમાં પુણ્યરૂપ છે અને બધા જ દોષોનો નાશ કરનારું છે.' દીક્ષાવિધિમાં પણ તે વચન છે કે "વચ્ચે અવકાશવાળું અને સૌમ્ય એવું ઊર્ધ્વપુંડ્ર ગોપીચંદનથી કરેલું સદા રાખવું અને તેને શોભાડવા માટે લક્ષ્મીરૂપ હળદર ધારવી. વિષ્ણુ ધર્મોત્તર સારસંગ્રહમાં અત્રિનું વચન છે કે "હે નૃપ ! વૈષ્ણવ ભક્તે લક્ષ્મીના રાજીપા માટે ઊર્ધ્વપુંડ્રની વચ્ચે હળદરના ચૂર્ણને અથવા કુંકમને નિત્ય ધારવું." આ કહ્યાં તે વચનોને ધ્યાનમાં રાખીને શ્રીહરિએ કહ્યું છે કે ભગવાનનાં સ્વરૂપના સંબંધથી યુક્ત અર્થાત્ પ્રસાદીના ચંદન આદિથી અથવા રાધિકાજી અને લક્ષ્મીજીના પ્રસાદીના કુંકુમથી તે તિલકને મધ્યે ચાંદલો કરવો. ૪૩.

**सच्छूद्राः कृष्णभक्ता ये तैस्तु मालोर्ध्वपुण्ड्रके ।**
**द्विजातिवद्धारणीये निजधर्मेषु संस्थितैः ।।४४।।**

**પોતાના ધર્મને વિષે રહ્યા અને શ્રીકૃષ્ણના ભક્ત એવા જે સચ્છૂદ્ર તેમણે તો તુલસીની માળા અને ઊર્ધ્વપુંડ્ર તિલક તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યની પેઠે ધારવાં. ।।૪૪।।**

*ભાષ્ય* **:** દ્વિજને-બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને દીક્ષાના અંગરૂપે જે ઊર્ધ્વપુંડ્રાદિ ધારણ કરવાના કહ્યા, તે હવે સચ્છૂદ્રને માટે પણ કહે છે. દ્વિજોને દીક્ષાના અંગરૂપ ઊર્ધ્વપુંડ્ર જેમ નિત્ય ધારવાનું કહ્યું તેમ સચ્છૂદ્રોને પણ દીક્ષાના અંગરૂપ પુંડ્ર-તિલક 'શૂદ્રે તો ગોળ પુંડ્ર કરવું.' ગોળ કરવાનું જે કહેવાય છે, આવું સ્મૃતિમાં કહેલું વચન તે ગોળ તિલક કરનારને જ દીક્ષાનો અધિકાર છે એવી શંકાનો નિષેધ કરવા માટે કહ્યું છે. માટે કહે છે કે સ્વધર્મમાં રહેલા સચ્છૂદ્ર એવા જે ભગવાનના ભક્ત તેમણે તુલસીની કંઠી અને ઊર્ધ્વપુંડ્ર તે દ્વિજાતિવત્-બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના જેવા કરવા. કારણ સચ્છૂદ્રને દ્વિજાતિની જેમ જ ધર્મ પાળવામાં અધિકાર છે. તે નારદ પંચરાત્રમાં કહ્યું છે કે "આ ભૂમિ ઉપરના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને તેમની સ્ત્રીઓ સદ્‌ગુરુ પાસેથી વૈષ્ણવી દીક્ષા સંપૂર્ણ રીતે લે, તે સચ્છૂદ્ર તો ગોવાળ, વાળંદ અને પ્રજાપતિ આદિને જાણવા. તે સચ્છૂદ્રોને દ્વિજોની જેમ કર્મવિશેષોમાં અધિકાર છે. તે બાબતની ચર્ચા શૂદ્રકમલાકર ગ્રંથમાં કરી છે. ૪૪.



**भक्तैस्तदितरैर्माले चन्दनादीन्धनोद्भवे।**
**धार्ये कण्ठे ललाटेऽथ कार्यः केवलचन्द्रकः।।४५।।**

**અને તે સચ્છૂદ્ર થકી બીજા જે જાતિએ કરીને ઊતરતા એવા ભક્તજન તેમણે તો ચંદનાદિક કાષ્ઠની જે બેવડી માળા તે ભગવાનની પ્રસાદી કરાવીને કંઠને વિષે ધારવી અને લલાટને વિષે કેવળ ચાંદલો કરવો પણ તિલક ન કરવું. ॥૪૫॥**

*ભાષ્ય :* અસચ્છૂદ્ર ગોળ ચાંદલો જ કરે, તે તેમને માટે દીક્ષાનું અંગ છે. એવા અભિપ્રાયથી શ્રીહરિ હવે કહે છે કે સચ્છૂદ્ર સિવાયના બીજા જે ભક્તો તેમણે ચંદન આદિ કાષ્ઠની બેવડી કંઠી ગળામાં પહેરવી અને લલાટમાં ઊર્ધ્વપુંડ્ર વગરનો એકલો ચાંદલો જ કરવો. મૂળ શ્લોકમાં ભક્ત શબ્દ લખ્યો છે, તેનાથી તેમને દીક્ષામાં અધિકાર છે એમ વ્યક્ત થાય છે. ૪૫.



**त्रिपुण्ड्ररुद्राक्षधृतिर्येषां स्यात्स्वकुलागता।**
**तैस्तु विप्रादिभिः क्वापि न त्याज्या सा मदाश्रितैः।।४६।।**

**અને જે બ્રાહ્મણાદિકને ત્રિપુંડ્ર જે આડું તિલક કરવું તથા રુદ્રાક્ષની માળા ધારવી, એ બે વાનાં પોતાની કુળપરંપરાએ કરીને ચાલ્યાં આવ્યાં હોય અને તે બ્રાહ્મણાદિક અમારા આશ્રિત થયા હોય તોપણ તેમણે તે ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષનો ક્યારેય ત્યાગ ન કરવો. ॥૪૬॥**

*ભાષ્ય :* ઉપર કહ્યા પ્રમાણે ઊર્ધ્વપુંડ્ર-તિલક અને તુલસીની કંઠી ધારણ કરવાનું પોતાના આશ્રિતોને શ્રીહરિએ કહ્યું, પણ બ્રાહ્મણ આદિક જો શ્રીહરિના આશ્રિત થાય તો તેમને ઊર્ધ્વપુંડ્ર અને તુલસીની કંઠી ધારવી પડે. પછીથી તેમને ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષની માળા ધારણ કરવાનું તો અનુકૂળ ન રહેને ? આવી શંકા થાય તો તે અંગે શ્રીહરિ કહે છે,

જેને શિવમાં દૃઢભક્તિ હોય અને શૈવના બાહ્ય ચિહ્નો રાખતા હોય, એવા બાપ દાદાની પરંપરામાં લલાટમાં ત્રિપુંડ્ર અને કંઠમાં રુદ્રાક્ષ ધારવાનું ચાલ્યું આવતું હોય, એવા વિપ્ર વગેરે મારા આશ્રિત થયા હોય કે થવાનું ચાહતા હોય તેમણે ભસ્મથી કરાતું ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષની માળા વગેરેને ક્યારેય તજી દેવા નહિ. એટલે કે યોગ્ય લાગે તો રાખવા અથવા તજી દેવા. મારો આશ્રય કરવામાં કે અભીષ્ટકાર્યની સફળતામાં તજી દેવા કે ન તજી દેવા એવો કોઈ ચોક્કસ નિયમ નથી.

આવો અનિયમ જાણીને શંકા થવાથી કોઈ કહે કે 'न त्याज्या' વાક્યનો અર્થ 'કોઈ ચોક્કસ નિયમ નથી' એમ કેમ કરવામાં આવે છે? 'न त्याज्या' ન ત્યાગ કરવો એનો અર્થ તો 'धार्या' ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષ ધારવા એવો અર્થ જ જણાય છે.

ત્યારે ભાષ્યકાર આચાર્યશ્રી કહે છે કે તમે કહો છો તે ઠીક છે. 'ત્યાગ ન કરવો' આ વાક્યમાં ત્યાગનો નિષેધ કહેનારો જે નકાર છે તેનાથી પ્રવર્તનનો વિરોધી નિવર્તનનો બોધ થાય ત્યારે ત્યાગ પ્રવર્તના વિરોધી નિવર્તના ગ્રાહ્ય જણાય પરંતુ અહીંયા તેવી સ્થિતિ નથી. કારણ કે નઞ્થી કેવળ વર્જન(પરિસંખ્યા)નો જ બોધ થાય છે એવો અભિપ્રાય છે કે ત્યાજ્યાથી નઞ્ના દ્વારા ત્યાગમાં જણાતા કેવળ વિધેયત્વના અભાવના નિયમથી બોધ થાય છે. જ્યાં વિધિ વાચક લિઙાદિ પ્રત્યય નઞ્ની સાથે ઉચ્ચારાય છે ત્યાં નિવર્તનાનો જ બોધ થાય છે, આવી વ્યુત્પત્તિ નથી. કારણ કે કોઈ કોઈ સ્થળે અનિયતતા(વ્યભિચાર) પણ દેખાય છે. વિષકટંકાદિવત્ અપ્રતિકૂળ અર્થમાં, સુધાકનક આદિની જેમ અનનુકૂળમાં અને ઉદાસીન કાષ્ઠલોષ્ઠાદિમાં ત્યાજ્યા નથી તથા ઉપાદેય પણ નથી. न त्याज्या આ પ્રયોગ જો સ્વીકારનો જ બોધ કરાવે તો 'नोपादेय' તે વ્યાહત(વિરુદ્ધ) થશે. तत् तत्र हि त्यागे અહીં ત્યાગમાં જ વિધેયતા છે. અને જો ઉપાદાનમાં પણ વિધેયતા હોય તો તે બંનેમાં

કેવળ અભાવનો જ બોધ છે. આ પ્રમાણે ત્યાગ વિધેયતા અને ઉપાદાન વિધેયતાના અભાવનું અવબોધન નञ्‌ની સાથે સહોચ્ચારણ વિશેષ જ કરાવે છે. આ સિવાય બીજે પણ નञ्‌થી સહોચ્ચારિત વિધિ અર્થાત્ પ્રવર્તનાનો બોધક પ્રત્યય નિવર્તનાનો બોધ કરાવે છે.

જો સંન્યાસીને ઉદ્દેશીને કોઈ એમ કહે કે "તેણે ધન સંપાદન કરવું નહિ" તો તેણે ધન સંપાદનથી અટકી જવું જોઈએ અને તે જો ન અટકે તો તે પ્રવૃત્તિ પાપજનક જણાય છે. તે જ વાક્ય જો ગૃહસ્થ ધનિક વણિકને ઉદ્દેશીને કહેવામાં આવે 'તેણે ધનાર્જન કરું નહિ' તો તેમાં જો પ્રવૃત્તિ કરે તો પ્રત્યવાય જનકતાની પ્રતીતિ થતી નથી. પરંતુ ધનાર્જનથી તો નિયમતઃ વિધેયતા છે કે પ્રવૃત્તિના અભાવની જ વિધેયતા જણાય છે.

ક્યારેક શાસ્ત્રીય રીતે કરેલા નિષેધમાં પણ કાંઈ છૂટ આપી હોય છે. જેમ કે કોઈએ ક્યારેય જૂઠું બોલવું નહિ, આમ જૂઠું બોલવાનો નિષેધ હોવા છતાં વિવાહ આદિના કામકાજને પૂરું કરવામાં જૂઠું બોલાય તો તેમાં વધારે દોષ લાગતો નથી. આવી બાબતને 'अभ्यनुज्ञाविधि'કહેવાય છે, તેમ અહીં ત્રિપુંડ્ર ધારણમાં પણ સમજવું.

શંકા-તો શું ત્રિપુંડ્ર અભ્યનુજ્ઞા હોવાથી ઊર્ધ્વપુંડ્ર આદિને કરવામાં પણ અનિયમ છે ? દીક્ષાના અંગના રૂપમાં કહેલાં ઊર્ધ્વપુંડ્ર ધારણમાં નિયમ નહિ હોય તો દીક્ષાના અંગોમાં ખામી ગણાશે.

સમાધાન-અહીં કોઈની તુલનામાં અનિયમ નથી. કારણ કે અભ્યનુજ્ઞાનો વિષય ત્રિપુંડ્ર ધારણ જો દીક્ષાના અંગમાં ખામી જણાવે તો તે ઊર્ધ્વપુંડ્ર ધારણને પ્રતિબંધિત કરશે નહિ. એક જ વ્યક્તિમાં ઊર્ધ્વપુંડ્ર અને ત્રિપુંડ્ર ધારણ કરાવવા તે દુર્ઘટ છે-તે ઘટી શકે નહિ, તેવું નથી. છતાં તે સરળ પણ નથી. કારણ કે તે બંનેનું એક વ્યક્તિમાં વિધાન કરવું ઉચિત નથી. તેનો નિષેધ પણ દેખાય છે. જેમ કે સ્કંદપુરાણમાં

વચન છે કે 'ઊર્ધ્વપુંડ્રના ઉપર જે ત્રિપુંડ્ર કરે છે તે નરાધમ વિષ્ણુના ઘરને તોડીને ચોક્કસ નરકને પામે છે.' 'જે વિપ્રના ત્રિપુંડ્રના ઉપર ઊર્ધ્વપુંડ્ર દેખાતું હોય, તો તેવા વિપ્રને દેખીને અથવા તેને અડીને કપડાં સહિત સ્નાન કરવું.' અલગ સમયને ઉદ્દેશીને આમ નથી કહ્યું. તુલસીની કંઠી તો કંઠમાં સદાય ધારવી અને પુંડ્ર આદિનું ધારવું આમ અગાઉ કહેલું જ છે.

કોઈક તો એમ માને છે કે કોઈ દુઃખિયો, જિજ્ઞાસુ કે અર્થાથી-સ્વાર્થી માણસ અમારો આશ્રય કરવા માટે જ તેણે અન્ય ચિહ્ન તજી દેવા નહિ. જે રીતે ઈચ્છા હોય તે રીતે અમારો આશ્રય ભલે કરે. આ ગ્રંથમાં જ ઉપર જે ઊર્ધ્વપુંડ્રાદિના નિયમો બતાવ્યા છે, તે તો ખાસ દીક્ષા જેણે લીધી હોય તેવા મુમુક્ષુઓને ઉદ્દેશીને કહ્યા છે એમ સમજવું. એવો ભગવાન શ્રીહરિનો આશય છે.

ખરેખર તો કોઈ સ્વાર્થી હોય કે મુમુક્ષુ હોય, જે કાંઈ કામનાથી મારો આશ્રિત થવા ચાહે છે. તે જેમ ચાહે તેમ અન્ય સંપ્રદાયના ચિહ્નોને છોડી દીધા સિવાય જ મારો આશ્રય ભલેને કરે ! દીક્ષા લીધા વિના પણ જો તે સાચા દિલથી મારા નામનું ભજન કરતો હોય કે મારી સેવા પૂજા કરતો હોય તો તેનો મન ચાહ્યો મોક્ષ પણ હું આપું છું, તે અંગે હું ઉદાર છું અને અતિશય પ્રેમાળ છું. આ શ્લોકમાં આમ તો શ્રીહરિએ ઘણી ઉદારતા પ્રગટ કરી છે.

વળી કેટલાક તો એમ પણ કહે છે કે દીક્ષાના ઉપરના કેટલાક અંગો પૂરા પળાતા ન હોય તો પણ ખાસ ખામી ન ગણાય. કોઈ તો શ્લોકનો 'न त्याज्या' અર્થ તે ત્રિપુંડ અને રુદ્રાક્ષને ધારવા એવો કરે છે. મૂળમાં નઞ્નો અર્થ પ્રવર્તનાની વિરોધી નિવર્તના કર્યો છે. એટલે વંશ પરંપરાથી આવેલ પુંડ્ર ધારણ કરવું તે ધર્મ છે. તે અંગે શ્રુતિ પણ છે 'श्रीणामेक उदकं गामवाजति, मांसमेकः पिंशति...' પુંડ્ર કરવા માટે કોઈ

મનુષ્ય સુંદર સુવાળી માટીને પાણીથી ભીંજવે છે. કોઈ ગોરોચનને ભીંજવે છે. અને કોઈ ગોમયના(છાંણાં)ની રાખને ભીંજવે છે અને પુંડ્ર કરે છે. તેમાં કોઈ મતભેદ નથી. પિતા વગેરે પુત્રના હિત માટે જે વ્રતને પાળતા હતા. વળી જે પુંડ્રને પિતૃ પિતામહાદિ કે ધાર્યું હોય તેને તેના વંશજોએ ધારવું. આ શ્રુતિની વ્યાખ્યા મહાભારતની ટીકામાં નીલકંઠ વિદ્વાને કરી છે. તો તેમાંથી વિશેષ જાણી લેવું. ૪૬.



**ऐकात्म्यमेव विज्ञेयं नारायणमहेशयोः।**
**उभयोर्ब्रह्मरूपेण वेदेषु प्रतिपादनात्।।४७।।**

**અને નારાયણ અને શિવજી એ બેનું એકાત્મપણું જ જાણવું. કેમ જે, વેદને વિષે એ બેનું બ્રહ્મરૂપે કરીને પ્રતિપાદન કર્યું છે. ॥૪૭॥**

*ભાષ્ય :* ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષ ધારણના પ્રસંગથી શ્રીહરિ પોતાના બધા જ આશ્રિતોને કહે છે. વળી નારાયણ પરાયણ મારા આશ્રિતોએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ; આ ત્રણ દેવોમાં તમોગુણના પ્રવર્તક મહેશ-શંકરમાં પણ સત્ત્વગુણના પ્રવર્તક વિષ્ણુ-નારાયણની જેમ પ્રેમ રાખનારા જ થવું. કારણ કે મહેશમાં પણ પરબ્રહ્મ અનુપ્રવેશેલા છે, તેમજ જગતના સંહારના પદ ઉપર નીમાયેલા તે અધિકારપદથી પણ વિષ્ણુના સમાન જ છે. તેમાં નારાયણ અને મહેશ-શંકરની વાત કહે છે. અહીં નારાયણ એટલે ઉપર જણાવેલી ત્રણ મૂર્તિઓમાં પ્રકટેલા વિષ્ણુ તે જગતની સ્થિતિને જાળવી રાખનારા છે અને મહેશ એટલે રુદ્ર, તે જગતનો યોગ્ય સમયે સંહાર કરનારા છે. તે બંનેનું એકાત્મપણું જાણવું.

સમગ્ર જગતનું પરમ કારણ સ્વયં પરબ્રહ્મ જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયની વ્યવસ્થા માટે અંશતઃ ઉક્ત ત્રણ દેવોની અંદર રહ્યા છે. ભલે અંદરથી ભેદ હોવા છતાં પરમાત્માની સાથે એકાત્મપણું છે.

માટે મારા આશ્રિતોએ તે એકાત્મપણાનું અનુસંધાન રાખવું. કારણ કે તેઓ પરબ્રહ્મ પરમાત્માના આપેલા પદને ધારી રહ્યા છે. ભલે સ્વરૂપથી જૂદા હોય, પણ તેનું કાંઈ પ્રયોજન નથી.

તો આ કહ્યા પ્રમાણે વિષ્ણુ-નારાયણ અને શિવના એકાત્મપણાનું અનુસંધાન રાખનારા અમારા આશ્રિતોને ભગવાનની વિભૂતિ છે એવી દૃષ્ટિથી વિષ્ણુની જેમ શિવના ઉપર પણ પ્રેમ થાય જ. એટલા માટે મારા આશ્રિતોએ શિવના ઉપર પ્રેમ જ રાખવો. જો પ્રેમ રાખવામાં ન આવે તો દ્વેષબુદ્ધિ થાય અને તે પછી દક્ષની જેમ અપરાધ વધવાથી અનેક પ્રકારના અનર્થો થાય છે. કારણ કે તે બંનેનું બ્રહ્મરૂપે કરીને (પરબ્રહ્મનો અસાધારણ ગુણ જે જગતની સૃષ્ટિ આદિનું કારણપણું તે ગુણથી યુક્ત હોય તેવા રૂપે કરીને) વેદોમાં પ્રતિપાદન કરેલું છે. "જે પરબ્રહ્મથી આ સમગ્ર ભૂતપ્રાણીમાત્ર જન્મે છે. જન્મેલા તે બધા જેનાથી જીવે છે અને અંતે આ લોકમાંથી જતા જેમાં પ્રવેશે છે."(તૈ.ઉ.ભૃ.૧) આ તૈત્તિરીય શ્રુતિમાં પરબ્રહ્મનું સર્વજગતની ઉત્પત્તિ આદિમાં અસાધારણ કારણપણું કહ્યું છે. તે રીતે જ 'जन्माद्यस्य यतः'(વ્યા.સૂ.૧/૧/૨) એ વ્યાસસૂત્રમાં પણ કહ્યું છે.

તે આ સર્વ જગતની સૃષ્ટિ આદિમાં અસાધારણ કારણપણું બ્રહ્માદિ ત્રણ મૂર્તિઓનું છે, એમ ક્યાંક વેદમાં કહેવાયું છે. તેમાં પરબ્રહ્મે અનુપ્રવેશ કરીને શક્તિ સ્થાપી હોય તે જણાવે છે. એટલે નારાયણ અને શિવજી, એ બંને તે પરબ્રહ્મના અવતાર વિશેષ હોય તેમ જણાય છે. સ્વરૂપથી એકાત્મપણું કહેવાનો શ્રીહરિનો અભિપ્રાય નથી. અન્ય પ્રસંગે તે બંનેનું અલગપણું શ્રીહરિએ જ કહ્યું છે. નારાયણથી શિવનું ભિન્નપણું અને અર્વાચીનપણું શ્રુતિસ્મૃતિમાં પ્રસિદ્ધ છે તેથી વિવરણ કર્યું નથી.

અથવા (એમ કહીને ભાષ્યકાર બીજી રીતે અર્થ ઘટાવે છે) નારાયણ જ પરમ કારણભૂત પરમાત્મા છે અને તેમાં જ નારાયણ શબ્દ

યોગરુઢ અર્થ બંધ બેસે છે. મહેશ-શંકર તો તેમનો એક અવતાર છે. માટે તે બંનેનું એકાત્મપણું જાણવું. મહેશ અવતાર છે એમ માનીને તે સ્વરૂપમાં ભેદ માનવો નહિ. તેમાં આટલો તફાવત છે કે ભગવાનનો કોઈ અવતાર સાક્ષાત્ હોય છે અને કોઈક અવતાર અનુપ્રવેશથી હોય છે. ભગવાનનો જેમાં અનુપ્રવેશ થતો હોય છે તે સ્વરૂપનો ઘટાડો(અપકર્ષ) થવા છતાં અવતારમાં કાંઈ ખામી(ન્યૂનતા) હોતી નથી.

જગતના સંહાર માટેનો જે રુદ્ર(મહેશ)નો અવતાર છે તે તો નારાયણનો જ છે. માટે અવતારરૂપ જે મહેશ તેને માનવા તે જ યોગ્ય છે, પણ તેનો અણગમો(દ્વેષ) રાખવો તે ઠીક નથી. જો રુદ્રને નારાયણનો અવતાર નહિ માનવામાં આવે તો નારાયણની જેમ જ પરબ્રહ્મનો અસાધારણ ગુણ જે સર્વ જગતની સૃષ્ટિ કરવી ઈત્યાદિ તે કોઈ જગ્યાએ વેદોમાં રુદ્રના ગુણના રૂપમાં પ્રતિપાદન કરવું તે યોગ્ય ન ગણાય. માટે જ અહીં મૂળ શ્લોકમાં કહ્યું છે કે 'उभयोः' બંનેનું, નારાયણની જેમ રુદ્રનું પણ બ્રહ્મરૂપે વેદોમાં પ્રતિપાદન કર્યું છે.

અથવા (એમ કહીને ભાષ્યકાર એક ત્રીજો વિકલ્પ કહે છે) જે શિવનું ઉત્કૃષ્ટપણું(પારમ્ય) કહેતા હોય તથા જે નારાયણનું ઉત્કૃષ્ટપણું કહેતા હોય, તે બંનેને આ પ્રસંગે થોડું કહીએ છીએ કે તે તેની ઉત્કૃષ્ટતા(શ્રેષ્ઠતા)ને કહેનારાઓએ કોઈનો અનાદર ન કરવો. પરંતુ તેમને પ્રણામ જ કરવા. તે બંનેના ભક્તોએ નારાયણમાં મહેશનો અનુપ્રવેશ અને મહેશમાં નારાયણનો અનુપ્રવેશ સમજવો. તેઓ માત્ર દેવ છે એટલું જ નહિ પણ તે બંને જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયમાં કારણરૂપ છે, આમ વેદોમાં પ્રતિપાદન કર્યું છે.

તે બાબતમાં નીચે કહીએ તે પ્રમાણે વિચારવું. વેદોમાં ક્યાંક "એક નારાયણ જ હતા"(સચ્ચરિતરક્ષા-મહોપનિષદ્) એમ નારાયણમાં પરબ્રહ્મનું લક્ષણ કહે છે. અને ક્યાંક અથર્વશિર ઉપનિષદ્માં તો કહ્યું

છે કે "દેવો સ્વર્ગમાં ગયા, તે દેવોએ રુદ્રને પૂછ્યું, આપ કોણ છો ? ત્યારે રુદ્રે કહ્યું, સહુ પ્રથમ હું એક હતો. અત્યારે હું છું અને ભવિષ્યમાં પણ હોઈશ. મારાથી અલગ બીજો કોઈ નથી." આ શ્રુતિથી રુદ્રમાં પરબ્રહ્મનું લક્ષણ ઘટાવવામાં આવે છે. તે આમ નારાયણ અને મહેશ ભિન્ન ભિન્ન હોય તો બંનેમાં પરબ્રહ્મનું લક્ષણ કેમ ઘટે ? અને તે બંનેમાં તે લક્ષણ કહીએ તો પરબ્રહ્મ બે થાય.

એટલે શૈવો અને વૈષ્ણવો બંનેએ એક વાત અવશ્ય ધ્યાનમાં લેવી કે શિવની શ્રેષ્ઠતા કહેનારા શૈવોએ નારાયણમાં શિવનો અનુપ્રવેશ માનવો. તેથી શિવે જેમાં શક્તિ સ્થાપી હોય એવા શિવાત્મક નારાયણમાં શ્રેષ્ઠતા કહેવી અને નારાયણની ઉત્કૃષ્ટતા કહેનારા વૈષ્ણવોએ શિવમાં નારાયણનો અનુપ્રવેશ માનવો. તેથી નારાયણે જેમાં શક્તિ સ્થાપી હોય એવા નારાયણાત્મક શિવમાં ઉત્કૃષ્ટતા કહેવી. આ પ્રમાણેની સમજણ સ્વીકારવાથી શિવમાં નારાયણત્મકપણું અને નારાયણમાં શિવાત્મકપણું માનનારા તે તે દેવોમાં તારતમ્ય માનનારા શૈવો તથા વૈષ્ણવોએ પોતાના ઉપાસ્ય સિવાયના અન્યને પ્રણામ કરવા તે જ યોગ્ય છે, પણ દ્વેષ તો કરવો જ નહિ. કારણ કે દ્વેષભાવ છે તે તો પોતાના સિદ્ધાંત પ્રમાણે પણ અપાર અનર્થને કરે છે.

હવે આ શબ્દોનો ક્રમ(અન્વય) આમ સમજવો. જેમ કે શિવની શ્રેષ્ઠતાને કહેનારા તથા નારાયણની શ્રેષ્ઠતાને કહેનારા, બંનેએ નારાયણ અને મહેશ-શંકરનું એકાત્મપણું જાણવું. એકાત્મપણું એટલે કે તે બેમાં પોતાના સિવાયના બીજાની સાથે આત્માપણું સમજવું. તે કદાચ કોઈ પ્રશ્ન કરે કે નારાયણ અને શિવ એ બેમાં પરબ્રહ્મતા કોની સમજવી ? તેનો પ્રત્યુત્તર તો 'स श्रीकृष्णः परंब्रह्म' શિક્ષાપત્રી શ્લોક ૧૦૮ના ભાષ્યમાં કહેવાશે. ૪૭.



**शास्त्रोक्त आपद्धर्मो यः स त्वल्पापदि कर्हिचित् ।**
**मदाश्रितैर्मुख्यतया ग्रहीतव्यो न मानवैः ।।४८ ।।**

**અને અમારે આશ્રિત જે મનુષ્ય, તેમણે શાસ્ત્રે કહ્યો જે આપદ્ધર્મ, તે અલ્પ આપત્કાળને વિષે મુખ્યપણે કરીને ક્યારેય ગ્રહણ ન કરવો. ॥૪૮॥**

*ભાષ્ય :* આગળના શ્લોકમાં પ્રસંગ પ્રાપ્ત નારાયણ અને શંકરનું એકાત્મપણું કહ્યું. હવે શ્રીહરિ પોતાના આશ્રિતોને દૈનિક જીવનનું કર્ત્તવ્ય શીખવવાનું ચાહે છે. તેમાં ભગવાનના ભક્તોએ સદાચારરૂપ ધર્મ અવશ્ય પાળવો જોઈએ, એમ જણાવવાની સાથે આપત્કાળનો ધર્મ ગૌણ છે એમ કહે છે. આપદ્ધર્મ તો પ્રાણ જાય એવી સ્થિતિમાં જ ગ્રહણ કરાય છે, પણ અલ્પ-થોડી ઘણી આપત્તિમાં તે આપદ્ધર્મ મુખ્યરૂપમાં ન સ્વીકારવો.

મનુ આદિએ કહેલા ધર્મશાસ્ત્રમાં કહેવામાં આવે છે કે "બ્રાહ્મણ જો અધ્યાપન આદિથી પોતાના કુટુંબની આજીવિકા કરી શકે નહિ તો તેને ક્ષત્રિયના કર્મથી આજીવિકા કરવી. કારણે કે તે તેના પછીના વર્ણની આજીવિકા છે. બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બંને વર્ણના કર્મોથી પણ જો પોતાની આજીવિકા ચાલે નહિ, તો પછી બ્રાહ્મણે કેવી રીતે આજીવિકા કરવી ? તેનો ઉત્તર એટલો જ છે કે તેણે ખેતીવાડી તથા ગોપાલન કરીને વૈશ્યની આજીવિકાથી જીવવું."(મનુ.સ્મૃ.૧૦/૮૧-૮૨) "ક્ષત્રિયને આજીવિકા સંબંધી દુઃખ આવી પડે, તો તેણે રસ આદિકને વેચીને વૈશ્યની પેઠે આજીવિકા કરવી." "વૈશ્યની વ્યાપાર આદિકથી આજીવિકા ચાલતી ન હોય તો તેણે શૂદ્રના કર્મ કરીને પણ આજીવિકા સંપાદન કરવી."(મનુ.૧૦/૯૮) "શૂદ્ર જો દ્વિજોની સેવા કરીને પોતાના સ્ત્રી-પુત્રાદિકનું પોષણ પણ કરી શકતો ન હોય, તો તેણે શિલ્પી-કલાકાર સુતાર વગેરેનું કામ કરીને આજીવિકા કરવી."(મનુ.૧૦/૯૯)

"ભૂખથી પ્રાણીનો નાશ થાય એવી સ્થિતિમાં મનુષ્ય હર કોઈની પાસેથી અન્ન ખાય તો પણ જેમ કીચડથી આકાશ લેપાતું નથી, તેમ પાપથી લેપાતો નથી."(મનુ.૧૦/૧૦૪)

ઉપર જણાવેલા મનુસ્મૃતિના વાક્યોમાં આપત્કાળનો ધર્મ-બીજા વર્ણની આજીવિકા ગ્રહણ કરવી તથા સહુ કોઈનું અન્ન ખાવું વગેરે કહ્યો છે. તેને પ્રાણ જાય તેવી સ્થિતિના વિના પણ થોડા આપત્કાળમાં મુખ્યપણે ન સ્વીકારવો.

ધર્મશાસ્ત્રકારો પણ પ્રાણ જાય એવી સ્થિતિને જ આપદ્ધર્મ પ્રકરણમાં માને છે. તે પણ મનુએ કહ્યું છે કે "પોતાના વર્ણની આજીવિકાથી ન ચાલતું હોય અને જો દુઃખી થતો હોય તો તેણે આપદ્ધર્મ ગ્રહણ કરવો."(મ.સ્મૃ.૧૦/૧૦૧) અહીં વ્યાખ્યાકારોએ આજીવિકાના અભાવમાં પ્રાણ જાય તેવો આપત્કાળ ગણવો, એમ સ્પષ્ટ કહ્યું છે. એટલે બ્રાહ્મણ સ્વયં ઘણો મોટો વિદ્વાન-વિદ્યાસંપન્ન હોય તો પણ અલ્પ આપત્કાળને મુખ્યરૂપમાં ગ્રહણ કરે નહિ.

"न हवा एवं विदि किञ्चनाऽनन्नं भवति"(छा.उ.पू.२/१) "પ્રાણવિદ્યાના જ્ઞાતાને કાંઈ પણ અભક્ષ્ય નથી અર્થાત્ પ્રાણવિદ્યાનિષ્ઠ પુરુષને અભક્ષ્ય ભક્ષણનો દોષ લાગતો નથી." આવા શ્રુતિના વાક્યને અવલંબીને પ્રાણ જાય એવો આપત્કાળ નહિ હોવા છતાં વિદ્યાના આશ્રયને આધારે ન રહેવું. બધા જ આપત્કાળને અવસરે અભક્ષ્યનાં ભક્ષણની આજ્ઞા કરી છે, સંમતિ આપી છે. સર્વોત્તમ વિદ્યાના જ્ઞાતાઓને પણ પ્રાણ જાય એવા આપત્તિના સમયે જ સર્વનું અન્ન ખાવાની અનુમતિ આપી હોય છે.

બ્રાહ્મણ ગ્રંથમાં એક આખ્યાયિકા છે કે કોઈ એક સમયે કુરુદેશમાં પથ્થરના કાંકરા વરસ્યા(અશ્મવૃષ્ટિ થઈ) તે વખતે વિદ્વાન ચાક્રાયણ

નામે ઋષિ પ્રાણ જાય તેવી વિપત્તિને પામ્યા. ખાવાના પદાર્થની શોધ કરતા એક મહાવતની પાસે પહોંચ્યા અને તેને ખાતા વધેલી બાફેલી કળથી મહાવત પાસેથી માગીને ખાધી. જ્યારે પાણી પીવા માટે મહાવતે પૂછ્યું ત્યારે તે ઋષિએ તે પાણી તેનું એઠું છે એમ કહીને પીધું નહિ. 'न ह वा एवं विदि' આ શ્રુતિ તો માત્ર પ્રશંસા વાક્ય(અર્થવાદ) છે.

તે બાબતને સૂત્રકાર પણ કહે છે કે "सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात्"(બ્ર.સૂ.૩/૪/૨૮) "પ્રાણ વિદ્યા નિષ્ઠને સર્વનું અન્ન ખાવાની જે અનુમતિ છે તે પ્રાણ જાય તેવા સંકટને સમયે કહ્યું છે અને બ્રહ્મવેતાઓને બધાને માટે કહ્યું છે." એટલે અલ્પ આપત્કાળને મુખ્યરૂપમાં ગ્રહણ કરવો નહિ. એટલે આનાથી એવું સૂચવ્યું છે કે "તે શાસ્ત્રે કહેલો આપત્કાળનો ધર્મ ગ્રહણ કર્યો હોય પછી તે સંકટ ટળી જાય ત્યારે તે આપદ્ધર્મનો તત્કાળ ત્યાગ કરવો. ચારે વર્ણના મનુષ્યોને આપત્કાળને સમયે પોતાથી પછીના વર્ણની આજીવિકા ગ્રહણ કરવી, એવો જે ધર્મ તે સામાન્ય હોવાથી મૂળ શ્લોકમાં માનવો." મનુષ્યોએ એમ સામાન્ય નિર્દેશ કર્યો છે. આપત્કાળનો ધર્મ પ્રાણ જાય તેવી સ્થિતિ વિના ન ગ્રહણ કરવો. આ ઉપદેશ માનવમાત્રને માટે એક સરખો હોવા છતાં "मदाश्रितैः" મારા આશ્રિતોએ પણ આવો જે શબ્દ લખ્યો છે તે ભગવાનનાં સ્વરૂપના આશ્રયનું બળ લઈને પ્રમાદ ન કરવો, એવું યાદ રાખવા માટે લખ્યો છે. ૪૮



**प्रत्यहं तु प्रबोद्धव्यं पूर्वमेवोदयाद्रवेः।**
**विधाय कृष्णस्मरणं कार्यः शौचविधिस्ततः।।४९।।**

**અને અમારા સત્સંગી તેમણે નિત્યે સૂર્ય ઊગ્યાથી પ્રથમ જ જાગવું અને શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કરીને પછી શૌચવિધિ કરવા જવું. ।।૪૯।।**

***ભાષ્ય :*** શ્રીહરિ હવે પોતાના બધા જ આશ્રિતોએ પ્રતિદિન એક સમાન પાળવાનો નિત્યવિધિ કહે છે. 'प्रत्यहम्' ઈત્યાદિ છ શ્લોકોમાં તે નિત્યવિધિ છે.

જો કે સવારે બ્રાહ્મમુહૂર્ત(સૂર્યોદય પહેલા ૪૮ મિનિટ)માં ઊઠી જવું. શૌચ કરવું, દાંતણ તથા સ્નાન કરવું, ધોયેલા વસ્ત્ર પહેરવા વગેરે બધાને માટે અનુકૂળ જ છે. એટલે આ આજ્ઞા આશ્રિતોને માટે જ ખાસ વિશેષ છે એવું નથી. વળી આ શ્લોકમાં આશ્રિત એવો શબ્દ પણ કહ્યો નથી કે જેથી અમુક અધિકારીનો નિર્દેશ કરીને કોઈ મહત્ત્વપૂર્ણ વિશેષ આજ્ઞા કરી હોય, છતાં ધર્મશાસ્ત્રો(સ્મૃતિ)માં કહ્યું હોય છે કે "બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠવું, પરસ્પર અવિરુદ્ધ ધર્મ તથા અર્થનો વિચાર કરવો."(મનુ.૪/૯૨)

"હે નૃપ ! બુદ્ધિમાન પુરુષ સ્વસ્થ ચિત્તથી બ્રાહ્મમુહૂર્તમાં જાગે. ધર્મ તથા તેના અવિરોધી અર્થનું પણ ચિંતન કરે."(વિ.પુ.૩/૧૧/૫) આ પ્રમાણે ધર્મ તથા અર્થનું અનુચિંતન કરવાની પણ આજ્ઞા કરી છે.

અહીં શિક્ષાપત્રીમાં તો "विधाय कृष्णस्मरणम्" શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કરવાની આવશ્યકતાનું નિરૂપણ કર્યું છે અને તે પછી ઊર્ધ્વપુંડ્ર(તિલક) તથા ચાંદલો કર્યાનું વિધાન, શ્રીકૃષ્ણના મંત્રનો જપ તથા પૂજા વિધાન વગેરે પોતાના આશ્રિતોને ઉદ્દેશીને વિશેષવિધિ કહ્યો હોય તેમ જણાય છે. તો પછી શૌચાદિનું વિધાન કર્યું તેમાં

તો તેમને ભાવના(સ્વરસ) નથી ને ? ભાષ્યકાર કહે છે તમે એમ ન બોલશો. સર્વ સાધારણને માટે જે નિયમ પ્રચલિત હોય તેને અહીં માત્ર યાદ કર્યા છે અને તે પછી વિશિષ્ટ બાબતનું વિધાન કર્યું છે. તે તે અંગે વિધિ-વિધાન કર્યું હોવા છતાં "तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्"(મુ.ઉ.૧/૨/૧૨) તે વિશેષ સમજણને માટે ગુરુને શરણે જાય. આ વચનની જેમ જ વિશેષ વિધાન કરાવવાનું તાત્પર્ય છે "विधाय कृष्णस्मरणम्" એ વાક્યમાં કોઈ આજ્ઞા કરી જણાતી નથી, છતાં તે અપ્રાપ્ત હોવાથી વિધિ-આજ્ઞા સમજવી.

આ નિત્યવિધિમાં સંધ્યા આદિ કર્મનું વિધાન તો નથી કર્યું ? ભાષ્યકાર કહે છે, તમે વિધાન નથી કર્યું એમ ન કહેશો. તે સંધ્યા આદિ બધા જ વર્ણોને માટે એક સમાન નથી અને આ નિત્યવિધિ કેવળ આશ્રિતોને ઉદ્દેશીને જ કહેવાય છે. એટલે સંધ્યા આદિ કર્મને અહીં બતાવ્યું નથી. એટલે નિત્યકર્મ નિરૂપણના પ્રકરણમાં સંધ્યા આદિનું નિરૂપણ નથી કર્યું, તે ખામી છે એ શંકા ટળી જાય છે. સર્વને માટે એક સમાન વિધિ નહિ હોવાથી અને આગળ કહ્યા પ્રમાણે કેવળ પોતાના આશ્રિતો માટેનો જ નિત્યવિધિ કહેવાનું તેમને અભિપ્રેત છે.

વળી 'स्ववर्णाश्रमधर्मो यः'(शि.प.२४) "પોતાના વર્ણાશ્રમના ધર્મનો કોઈએ ક્યારેય ત્યાગ કરવો નહિ." એમ આગળના તે પ્રકરણમાં પોતાના વર્ણાશ્રમના ધર્મનું આવશ્યકપણું કહ્યું જ છે.

"शास्त्रोक्त आपद्धर्मो यः" આ પૂર્વ શ્લોક(૪૮)માં "આપત્કાલીન ધર્મ તો પ્રાણ જાય તેવી વિપત્તિમાં જ ગ્રહણ કરવો." એમ કહ્યું હોવાથી જે વર્ણનો જે ધર્મ કહ્યો હોય તે તો વગર આપત્કાળે ક્યારેય તજી દેવો નહિ, તે તો આપોઆપ સિદ્ધ થઈ જાય છે. તેમજ ચાલું વિધાનમાં "कर्त्तव्यमूर्ध्वपुंड्रं च" "પુરુષોએ ચાંદલાએ સહિત ઊભું તિલક કરવું." આ મૂળ વચનમાં રહેલો 'ચ' છે તે સંધ્યાદિક કર્મને સાથે જ કહી દે

છે. કોઈ તેનું વિધાન પણ કહે છે 'प्रत्यहं तु' આ વાક્યમાં રહેલા તુ શબ્દથી નિદ્રામાંથી ઊઠ્યા પછી સાવધાન થઈને આશ્રિતોએ શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કરવું, એવો આવશ્યક કર્ત્તવ્યરૂપ વિલક્ષણતા ભર્યો આદેશ સૂચિત થાય છે. તે શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કર્યા પછી શૌચક્રિયા અને તેનો શુદ્ધિ વિધિ કરવો. ૪૯



**उपविश्यैव चैकत्र कर्तव्यं दन्तधावनम्।**
**स्नात्वा शुच्यम्बुना धौते परिधार्ये च वाससी।।५०।।**

**અને પછી એક સ્થાનકને વિષે બેસીને દાતણ કરવું અને પછી પવિત્ર જળે કરીને સ્નાન કરીને પછી ધોયેલું વસ્ત્ર એક પહેરવું અને એક ઓઢવું. ॥૫૦॥**

***ભાષ્ય :*** દાતણ એક જગ્યાએ બેસીને જ કરવું. તેને માટે પ્રમાણ સ્મૃતિમાં કહ્યું છે, "ઊભા રહીને ચાલતા ચાલતા અને આડા પડ્યા પડ્યા દાતણ કરવું નહિ." તે પછી શુદ્ધ જળથી સ્નાન કરવું. જળની શુદ્ધિ અહીં બે રીતે કહેવા માગે છે. એક તો પોતાની આંખથી જ જે શુદ્ધિ દેખાતી હોય અને બીજી શુદ્ધિ વિશેષ પ્રક્રિયાથી કરેલી હોય, જેને પોતે દેખી ન હોય, છતાં તે વિશ્વાસને લાયક હોય. વળી જે જળમાં ઝીણા જંતુઓ હોય અથવા કાદવ આદિથી જે દૂષિત હોય તે જળથી સ્નાન કરવું નહિ. તેમજ જળ નિર્મળ હોવા છતાં ચાંડાળ આદિ પાપી મનુષ્યના સંસર્ગથી દૂષિત હોય તો તેનાથી પણ સ્નાન કરવું નહિ. સ્નાન કરવા માત્રથી જ જે પાપોનો નાશ કરે એવું પાવનપણું અહીં શુદ્ધ-શુચિ શબ્દથી કહેવા માગે છે. એટલે તે તીર્થનું જળ પણ કહી શકાય છે. જળમાં તીર્થપણું તો મહાત્મા પુરુષોની ચરણરજના સંપર્કથી આવે છે. ક્યારેક અમુક જળમાં શુદ્ધિ તો તેની ઉત્પત્તિકાળથી જ નક્કી હોય છે.

જળની શુદ્ધિ અંગે ભાષ્યકાર જણાવે છે કે કોઈ અધિક ગુણનો લાભ ભલે ન થાય પણ તેમાં દોષ ન હોવો જોઈએ. એવી અપેક્ષા રખાય છે.

સ્નાન કર્યા પછી બે વસ્ત્ર ધારણ કરવા. એટલે કે એક કમરથી નીચે પહેરવું અને બીજું ઓઢવું. તે શ્રીવિષ્ણુપુરાણમાં કહ્યું છે કે "હોમ અને દેવપૂજા આદિ ક્રિયાઓમાં, પાઠ કરતી વેળાએ, આચમન તથા જપ કરવાના સમયે માત્ર એક વસ્ત્રભર ન રહેવું."(વિ.પુ.૩/૧૨/૨૦) તેમજ પરાશર માધવીયમાં ગોભીલે કહ્યું છે કે "માત્ર એક જ વસ્ત્ર પહેરીને જમવું નહિ તથા દેવપૂજા આદિ કર્મ ન કરવું. જેણે ધોતીનો પાછળનો કચ્છ(છેડો) ન પહેર્યો હોય, ખેસ ન ઓઢ્યો હોય અને વસ્ત્ર રહિત હોય, તે બધા નગ્ન જ કહેવાય છે. એટલે વૈદિક તથા ધર્મશાસ્ત્ર સંબંધી કર્મ નગ્નના રૂપમાં કરવાનું ક્યારેય વિચારે પણ નહિ." ઈત્યાદિ વચન સ્મૃતિઓમાં છે. તેમજ એક બાબત પરાશરમાધવીયમાં વ્યાસમુનિએ વિશેષ કહી છે કે "ઓઢવાનું વસ્ત્ર પહેરવું નહિ તથા પહેરવાનું ધોતિયું ઓઢવું નહિ. તેમજ ડાહ્યા માણસે અંતર્વસ્ત્ર(કૌપીન-જાંઘિયા) વિના ધોતિયું પહેરવું નહિ. ૫૦.



**उपविश्य ततः शुद्ध आसने शुचिभूतले।**
**असङ्कीर्ण उपस्पृश्यं प्राङ्मुखं वोत्तरामुखम्।।५१।।**

**અને તે વાર પછી પવિત્ર પૃથ્વીને વિષે પાથર્યું અને શુદ્ધ ને કોઈ બીજા આસનને અડ્યું ન હોય અને જે ઉપર સારી પેઠે બેસાય એવું જે આસન, તેને વિષે પૂર્વ મુખે અથવા ઉત્તર મુખે બેસીને આચમન કરવું. ॥૫૧॥**

*ભાષ્ય :* તે પછી ગાયના છાણથી લીપેલી કે ધોઈ-વાળીને સાફ કરેલી ભૂમિ ઉપર સારી પેઠે બેસી શકાય તેવું શુદ્ધ આસનિયું કે જે

રેશમી કામળીનું અથવા મૃગચર્મનું અલગ કર્યું હોય, તેના ઉપર પૂર્વ અથવા ઉત્તર મુખે બેસવું. આસન એક વ્યક્તિ બેસે તેવું જ હોવું જોઈએ, પણ મોટી જાજમ કે તેનું મોટું પાથરણું પૂજાના આસનમાં ન લેવું. તે અંગે આચારમયૂખમાં વ્યાસનું વચન છે કે "રેશમનું અથવા કામળીનું આસન કરવું." તે આસન ઉપર બેઠા પછી આચમન કરીને ઊર્ધ્વપુંડ્ર(ઊભું તિલક) કરવું. ૫૧.



**कर्तव्यमूर्ध्वपुण्ड्रं च पुम्भिरेव सचन्द्रकम्।**
**कार्यः सधवनारीभिर्भाले कुङ्कुमचन्द्रकः।।५२।।**

**અને પછી સત્સંગી પુરુષમાત્રને ચાંદલે સહિત ઊર્ધ્વપુંડ્ર તિલક કરવું અને સુવાસિની જે સ્ત્રીઓ તેમણે તો પોતાના ભાલને વિષે કુંકુમનો ચાંદલો કરવો. ॥૫૨॥**

***ભાષ્ય :*** તે ચાંદલાની સાથે ઊર્ધ્વપુંડ્ર-ઊભું તિલક પુરુષોએ જ કરવું એમ કહે છે. આ ઊર્ધ્વપુંડ્ર કરવાની બાબત તો "कृष्णदीक्षां गुरोः" શ્લોક-૪૧માં કહેલી જ છે, છતાં પણ શ્રીકૃષ્ણની પૂજા કરવા માટે કહેવું છે. એટલે તેમાં તિલક તથા ચાંદલાને કહેવું તે પણ આવશ્યક છે. તેથી તે બાબતને દૃઢ કરવા માટે અહીં ફરીવાર તિલક-ચાંદલાનો ઉલ્લેખ કરવો પડ્યો છે.

શંકા-પુરુષોની જેમ સ્ત્રીઓને પણ જપ વગેરે કરવાનું હોય છે અને તે જપ કરતી વેળાએ તિલકની પણ જરૂર તો હોય જ છે, તો પુરુષોએ જ ઊર્ધ્વપુંડ્ર કરવું એમ વિધાન શાથી ? તે શંકાના સમાધાનમાં શ્રીહરિ કહે છે કે સ્ત્રીઓને જપાદિના અંગના રૂપમાં તિલકની જરૂરત નથી. સ્ત્રીઓને ઉદ્દેશીને તિલક કરવાનું ક્યાંય કહ્યું નથી.

ભૃગુએ કહ્યું છે કે, "કપાળમાં કુંકુમ, નાકમાં નથ(વાળી), હાથમાં કંકણ અને ગળામાં કંઠસૂત્ર(મંગળસૂત્ર), આટલી વસ્તુઓને સધવા સ્ત્રી ક્યારેય દૂર ન કરે અર્થાત્ તે બધાને તેઓએ અંગોમાંથી કાઢી નાખવા નહિ." આ સ્મૃતિ વાક્ય પ્રમાણે સધવા સ્ત્રીઓને કુંકુમનું વિધાન કર્યું છે. કપાળમાં જે કુંકુમ કહ્યું તે ગોળ ચાંદલાના રૂપમાં રાખવું. વાંકું કે ત્રાંસું રાખવું નહિ. તે ગોળ કુંકુમનો ચાંદલો સધવા સ્ત્રીઓએ પૂજાના અંગના રૂપમાં જરૂરત માનીને કરવો. ત્રાંસો ચાંદલો તો શૈવોનું ચિહ્ન ગણાય છે એમ સમજવું. ૫૨.



**पुण्ड्रं वा चन्द्रको भाले न कार्यो मृतनाथया।**
**मनसा पूजनं कार्यं ततः कृष्णस्य चाखिलैः।।५३।।**

**અને તે વિધવા સ્ત્રીઓએ પોતાના ભાલને વિષે તિલક ન કરવું ને ચાંદલો પણ ન કરવો અને તે પછી તે સર્વે જે અમારા સત્સંગી, તેમણે મને કરીને કલ્પ્યાં જે ચંદન-પુષ્પાદિક ઉપચાર તેમણે કરીને શ્રીકૃષ્ણ ભગવાનની માનસી પૂજા કરવી. ॥૫૩॥**

*ભાષ્ય :* વિધવા સ્ત્રીઓને પોતાના અંગ ઉપર કુંકુમનો ઉપયોગ કરવાનો પ્રસંગ જ નથી. એટલે તેમને માટે કુંકુમના ચાંદલાના આકારનો કોઈ નિયમ જ કહ્યો નથી. ઊર્ધ્વપુંડ્ર તો કોઈ પણ સ્ત્રીએ કરવાનું નથી. વિધવા સ્ત્રીઓએ તો કપાળમાં તિલક કે ચાંદલો, કાંઈ જ કરવાનું નથી. એટલે વિધવા સ્ત્રીઓએ તો પોતાનું કપાળ તિલક અને ચાંદલા વગરનું ખાલી જ રાખવું.

તે પછી અમારા બધા જ આશ્રિતો, સ્ત્રીઓ, પુરુષો, બ્રાહ્મણો કે બીજા, તે સહુએ પ્રતિદિન પોતપોતાની મર્યાદામાં રહીને ઉપર કહ્યા

પ્રમાણે સ્નાનાદિક કરીને શ્રીકૃષ્ણની પૂજા અવશ્ય કરવી. તેમાં પહેલા માનસીપૂજા કરવી અને પછી બાહ્ય પૂજા કરવી. માનસીપૂજા એટલે કે મનમાં જે શ્રીકૃષ્ણનાં સ્વરૂપનું ધ્યાન કરતા હોઈએ તેમનું મનથી ધારેલા અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, તુલસીપત્ર, પુષ્પ, ફળ આદિ બધા ઉપચારોથી પૂજા કરવી. ૫૩



**प्रणम्य राधाकृष्णस्य लेख्यार्चां तत आदरात्।**
**शक्त्या जपित्वा तन्मन्त्रं कर्तव्यं व्यावहारिकम् ।।५४।।**

**અને તે પછી શ્રીરાધાકૃષ્ણની જે ચિત્રપ્રતિમા તેનું આદર થકી દર્શન કરીને નમસ્કાર કરીને પછી પોતાના સામર્થ્ય પ્રમાણે શ્રીકૃષ્ણનો જે અષ્ટાક્ષર મંત્ર તેનો જપ કરીને તે પછી પોતાનું વ્યાવહારિક કામકાજ કરવું. ।।૫૪।।**

***ભાષ્ય :*** ઉપર કહ્યા પ્રમાણેની માનસીપૂજાને પૂરી કરે. માનસીપૂજામાં જે સ્વરૂપને મનમાં ધાર્યું હોય તે જ સ્વરૂપ બહાર ભગવાનની પ્રતિમામાં સાક્ષાત્ વિરાજે છે, એવી ભાવના કરવી. પોતાના સ્વામી ઈષ્ટદેવ સાક્ષાત્ સન્મુખ વિરાજે છે, એમ ધારીને ભક્તજને ઊભા થવું અને જમીન ઉપર ઢળી પડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા અને બાહ્ય ઉપચારોથી ભગવાનનાં સ્વરૂપની આરાધના-ભક્તિ કરવી. તે બાબતને 'प्रणम्य राधाकृष्णस्य' એ વાક્યથી કહી છે. તે રાધાકૃષ્ણ ભગવાનની ચિત્રપ્રતિમાને આદરથી પ્રણામ કરવા અને તેમની પૂજા કરવી. આ બાહ્ય પૂજન કહ્યું છે. ચિત્ર પ્રતિમાની પૂજા એટલા માટે કહી છે કે તેમાં પૂજાના કોઈ ખાસ મંત્ર બોલવાની જરૂર રહેતી નથી. એટલે સહુ કોઈને પૂજા કરવામાં સરળતા રહે છે. ચિત્રપ્રતિમામાં સ્નાન કે ચંદનની અર્ચા વગેરે મનોભાવથી કરવા-કરાવવાના હોય છે, પણ બાહ્ય નહિ.

તે પૂજા પૂરી થયા પછી ધર્મગુરુ આચાર્યશ્રી પાસેથી શ્રીકૃષ્ણનો મંત્ર મળ્યો હોય તેનો જપ શક્તિપ્રમાણે અવશ્ય કરવો. "यज्ञानां जपयज्ञोऽस्मि"(ગીતા.૧૦/૨૫) "યજ્ઞોને મધ્યે જપયજ્ઞ તે હું છું." આ વાક્યમાં જપયજ્ઞને શ્રેષ્ઠ બતાવ્યો છે. તેમાં પણ શ્રીકૃષ્ણનો મંત્ર તો સમગ્ર ફળ મેળવવાનું સાધન છે, સહુથી ઉત્તમ છે અને તેને મુમુક્ષુજનો ગ્રહણ કરી શકે છે.

મહાભારતમાં કહ્યું છે કે, "ભગવાન શ્રીકૃષ્ણ જ સંપૂર્ણ જગતની ઉત્પત્તિ અને પ્રલયનું સ્થાન છે. આ બધું ચરાચર વિશ્વ તેમને માટે જ પ્રકટ થયું છે."(મ.ભા.સભા.૩૮-૨૩) "જે વેદવેત્તા અને અધ્યાત્મ શાસ્ત્રના વિદ્વાન બ્રાહ્મણ છે તે પરમાત્મા શ્રીકૃષ્ણને જ સનાતન ધર્મરૂપ કહે છે." "ભગવાન ગોવિંદ પવિત્રોને પણ પાવન કરવાવાળા પરમ પવિત્ર કહેવાય છે. આ પુણ્યોનું પણ પુણ્ય અને મંગલોનું પણ મંગલ છે."(મ.ભા.વન.૮૮/૨૫-૨૬) આવા સદ્ગ્રંથોમાં સર્વથી પરતર તરીકે શ્રીકૃષ્ણનું નિરૂપણ કર્યું હોવાથી તેમનો મંત્ર સહુથી શ્રેષ્ઠતમ હોય તેમાં શું અધિક કહેવું ?

જો કે 'जपित्वा' 'જપ કરીને' આ શબ્દોમાં કોઈ આજ્ઞા દેખાતી નથી, છતાં પણ તે અપ્રાપ્ત હોવાથી તેમજ વ્યાવહારિક કામમાં(કર્ત્તવ્યતામાં) વિધિ-આજ્ઞાની અપેક્ષા નહિ હોવાથી જપનો પણ વિધિ પરિણમે છે. એટલે કે જપ કરવો અને પછી વ્યાવહારિક કાર્ય કરવું. શરીરના નિર્વાહમાં ઉપયોગી દ્રવ્યાર્જન કરવું. ઈત્યાદિમાં ધર્મનો બાધ ન થાય તે રીતે અર્થ તથા કામ સંબંધી પ્રવૃત્તિ કરવી તેને વ્યાવહારિક શબ્દથી કહ્યું છે. ૫૪



**ये त्वम्बरीषवद्भक्ताः स्युरिहात्मनिवेदिनः।**

**तैश्च मानसपूजान्तं कार्यमुक्तक्रमेण वै।।५५।।**

**અને જે અમારા સત્સંગીમાં અંબરીષ રાજાની પેઠે આત્મનિવેદી એવા ઉત્તમ ભક્ત હોય તેમણે પણ પ્રથમ કહ્યું તેવી રીતે અનુક્રમે કરીને માનસી પૂજા પર્યંત સર્વે ક્રિયા કરવી. ॥૫૫॥**

*ભાષ્ય :* પૂર્વના કોઈ પુણ્યલેશથી ભગવાન શ્રીહરિનો આશ્રય કર્યા પછી પણ જે ભક્તો પોતાના કલ્યાણ માટે ઉતાવળ ન કરતા હોય, તેવા ભક્તને પણ પોતાના આશ્રિતોમાં ગણીને કૃપા કરવા ચાહતા ભગવાન શ્રીહરિએ શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિના અંકુરની રક્ષા માટે પૂજા-સેવાની આજ્ઞા કરીને તેમને વ્યાવહારિક કામ કરવાની છૂટ આપી.

તે સિવાયના જે બીજા ભક્તો પરમ પુરુષાર્થરૂપ મોક્ષને મેળવવા તથા પરબ્રહ્મ પુરુષોત્તમનારાયણને પામવા ઉતાવળ કરતા હોય, તેમણે તો વ્યાવહારિક પ્રવૃત્તિ છોડી દેવી જોઈએ. સવારે ઊઠીને સાંજે સૂવે ત્યાં સુધી નિરંતર ભગવાનની સેવાપરાયણ જ રહેવું. બાગમાંથી ફૂલ ચૂંટી લાવવા, ફૂલના હાર ગૂંથવા, ધૂન-ભજન ગાવા, સ્તુતિ કરવી, નમસ્કાર અને પ્રદક્ષિણા આદિ કરવા, આમ અનેક રીતે ભગવત્પરાયણ થવું. જો ભગવત્પરાયણ ન થવાય તો મોક્ષ અને ભગવાનની પ્રાપ્તિમાં કારણભૂત ભક્તિયોગ કોઈ પણ રીતે સંભવે નહિ. તે ભક્તિયોગ તો સર્વાધિક પ્રેમથી ભર્યો હોય છે તથા અખંડ સ્મરણના અભ્યાસથી પ્રાપ્ત થાય છે. માટે ભગવત્પરાયણ થવું આવશ્યક છે. એટલા માટે જે ખરો એકાંતિક ભક્ત હોય તે તો કોઈ લૌકિક કામને અથવા દેહના નિર્વાહ સંબંધી કામને પણ પરમપુરુષ પરમાત્માની આરાધનાના અંગભૂત માનીને કરે છે, પણ વ્યાવહારિક બુદ્ધિથી નથી કરતો. વળી બીજા જે વર્ણ કે આશ્રમ સંબંધી કામ આવી પડતા હોય છે, તેને પણ પોતાના

સ્વામી અને ઈષ્ટદેવની આજ્ઞાપાલનનાં રૂપમાં તથા તેમના દાસભાવે અને તેમની આરાધનાના એક અંગરૂપ માનીને કરે છે.

જેમ કે પૂર્વે અંબરીષ નામે ભક્ત રાજા હતા. તે પોતાને તથા જે કાંઈ તેમનું બધું પોતાનું હતું તેને મનથી દૃઢપણે ભગવાનને સમર્પિત કરી ચૂક્યા હતા. શરીરની બધી ઈન્દ્રિયોથી સદાય તેમની જ સેવા કરીને પરા ભક્તિને પામ્યા હતા. તે ભાગવતમાં કહ્યું છે કે, "તે અંબરીષ રાજાએ પોતાના મનને શ્રીકૃષ્ણનાં ચરણમાં જોડી દીધું. તે વાણીથી તેમના ગુણ ગાવા લાગ્યા. હાથથી ભગવાનના મંદિરને વાળવું કે સાફ કરવું, એવી સેવા કરતા હતા. તેઓ કાનથી તેમની કથાનું શ્રવણ કરતા હતા. આંખોથી ભગવાનની મૂર્તિ તથા ભગવાનના ક્રીડા સ્થળોનાં દર્શન કરતા હતા. ભગવદ્‌ભક્તનો ચરણસ્પર્શ હાથ વગેરેથી કરતા હતા. નાકથી ભગવાનને ચરણોમાં અર્પેલા પુષ્પ વગેરેનો સુગંધ લેતા હતા. ભગવાનને ચઢાવેલા તુલસીનો સ્વાદ જીભથી ચાખતા હતા. પગથી તેમના તીર્થોની યાત્રા કરતા હતા. મસ્તકથી તેમના ચરણોમાં વંદન કરતા હતા. તેમજ તેઓ ફૂલહાર તથા ચંદનની સેવા દાસભાવે કરતા હતા. આ પ્રમાણે પોતાનાં શરીરથી થતી બધી જ ક્રિયાઓ તેમણે ભગવાન વિષ્ણુને અર્પણ કરી દીધી હતી. સર્વાત્મભાવ પામીને ભગવન્નિષ્ઠ તે અંબરીષ રાજા ભગવદ્‌ભક્ત વિપ્રોની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવતા હતા.(ભાગ.૯/૪/૧૮-૨૧) "આ રીતે તપ સાથે સ્વધર્મ અને ભક્તિયોગથી ભગવાનને રાજી કરનારા અંબરીષે ધીરે ધીરે હૃદયમાં રહેલી લૌકિક અને પારલૌકિક વાસનાનો ત્યાગ કર્યો હતો."(ભા.૯/૪/૨૬)

તેથી જ અંબરીષ રાજાની જેમ જે ભક્તિયોગમાં આગળ વધ્યા હોય, 'તેમણે હંમેશા પ્રેમથી શ્રીકૃષ્ણની સેવા પરાયણ થવું.'(શિ.પ.૫૮) આમ ભગવત્સેવા પરાયણ થવાની વિશેષ બાબતને કહેવા માટે આજ્ઞા

કરી છે. તેમાં માનસી પૂજા પર્યંત તો સહુને માટે એક સરખા જ નિયમો કહ્યા છે.

'ये त्वम्बरीषवद्' આ શ્લોકમાં કહેલા ભક્ત પોતાના પુણ્ય ગૌરવને લીધે બીજા ભક્તો કરતા થોડા અલગ પડી જાય છે. પૂર્વના ઘણા જ પુણ્ય હોય ત્યારે મુમુક્ષુમાં એક ભગવત્પરાયણતા અને અધિક ત્વરા(ઉતાવળ)નો ગુણ આવે છે. એટલે શ્રીહરિએ કહ્યું કે, "અંબરીષ રાજાની પેઠે જે આત્મનિવેદી ઉત્તમ ભક્ત હોય", આત્મનિવેદી એટલે કે જે સ્વયં પોતાને શેષ-દાસના રૂપમાં અર્પણ કરે, નોકર જેમ ઉઠાવી લાવેલા પદાર્થોને પોતાના માલિકને આપી દે છે, તેમ જે પોતાના શેષી માલિક જે ભગવાન, તેની સમીપમાં જે દાસભાવે પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે છે તે આત્મનિવેદી કહેવાય છે.

આત્મા પરમાત્માનો શેષ-દાસ છે અને પરમાત્મા શેષી-સ્વામી છે. પરંતુ જે લોકો જીવાત્મા પરમાત્માનો શેષ છે, તેવા ભાવને અવગણીને એમ માને છે કે હું સ્વતંત્ર છું, જ્ઞાતા, કર્તા અને ભોક્તા છું. ભવિષ્યમાં યજ્ઞનો કર્તા, દાન કરનાર અને આનંદ માણનારો હું જ હોઈશ. આવી ધારણાથી પોતાને ખુશી રાખવા કોશિશ કરે છે. ખરેખર તે ચોર જ છે કે જે પારકું ગણાતું પોતાના આત્મારૂપી દ્રવ્ય, તેને પોતાને માટે કલ્પે છે. મહાભારતમાં કહ્યું છે કે, "જે આત્માનું સ્વરૂપ છે તેથી ઊલટી રીતે માને છે તે આત્માનું અપહરણ કરનાર ચોરે કયું પાપ નથી કર્યું ?"(આદિ.પ.૯૮/૭)

પરંતુ જેમાં સત્ત્વગુણ અધિક વર્તતો હોય એવા જે પુરુષો હોય છે તે આત્માનાં સ્વરૂપને યથાર્થરૂપમાં જાણે છે અને પછી તે આત્મારૂપી દ્રવ્યને તત્કાળ જ પર અને શેષી એવા પરમાત્માની સમીપે સમર્પિત કરી દે છે. આ સમર્પણમાં જેમ કોઈ કડા કે મુકુટ આદિ ઘરેણાને હાથમાં લઈને પોતાના સ્વામીની સમીપે મૂકે છે તેમ મૂકવાની કોઈ

વસ્તુ નથી. તે આત્માનું સમર્પણ એટલે ભગવાન મારા શેષી-સ્વામી છે અને હું તેનો શેષ-દાસ છું, એવા અનુસંધાનની સાથે તેમની સાથે વગર વિરોધે વર્તવું તે છે.

હવે અંબરીષના જેવા આત્મનિવેદી ભક્ત એટલે કે જેણે અંબરીષ રાજાની જેમ હું ભગવાનનો શેષ-દાસ છું અને ભગવાન મારા શેષી-સ્વામી છે, એવું આત્મસ્વરૂપ જેણે સ્વીકાર્યું હોય તે આ બધા શબ્દોનો એકીકૃત અર્થ એ નીકળે છે કે અંબરીષની જેમ એક ભગવાનના જ શેષ-દાસરૂપ પોતાને માનીને ભક્તિયોગને માર્ગે ચાલેલા ભક્તોએ વ્યાવહારિક અન્ય આસક્તિ છોડી દઈને પહેલા કહેવાયેલું માનસીપૂજા સુધીનું કાર્ય કરવું.

ઉપર કહ્યું તેનો ભાવાર્થ એવો છે કે ભક્તિયોગ તેને કહેવાય છે કે જ્યારે નિયમિત રીતે ભજન શરૂ કરે, ત્યારે મનને નિશ્ચળ રાખીને પ્રેમ સહિત ભગવાનનાં દર્શનસમાનાકારે-સાક્ષાત્ દર્શન થતાં હોય તે રીતે તેમનું સતત ચિંતન કરવું. તે દર્શનસમાનાકાર ચિંતન લાંબે કાળે પરિપક્વ સ્થિતિને પામે છે, ત્યારે ભગવાનને મેળવવાનું સાક્ષાત્ સાધન બને છે. તે સાક્ષાત્કાર પર્યંતનો ભક્તિયોગ મન નિશ્ચળ થયા વિના સિદ્ધ થાય નહિ. એટલે મનની નિશ્ચળતા એકાગ્રતા માટે સૂતા-ફરતા બેસતા-ઊઠતા બધી જ ક્રિયાઓને કરતી વેળાએ અત્યંત પ્રેમપૂર્ણ રીતે ભગવાનનું સ્મરણ હંમેશા કરવું જોઈએ. આવા ભગવત્સ્મરણના અભ્યાસથી મનની સ્થિરતા-એકાગ્રતા થાય છે. પછી તે નિયમિત ચાલી રહેલા ભક્તિયોગમાં મન સ્થિર થવાથી દર્શનસમાનાકારે-સાક્ષાત્ ભગવત્સ્વરૂપનો અનુભવ થતો હોય તે રીતે ચિંતન ચિરકાળ સુધી થતું રહે છે.

કહ્યો તે ભગવત્સ્મૃતિનો-ભગવાનના અખંડ સ્મરણનો અભ્યાસ બાહ્ય-જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો પોતપોતાની રીતે જ્ઞાન અને ક્રિયાઓમાં

જોડાયેલી રહેતી હોય તો સિદ્ધ-સફળ ન થાય. તે માટે ભક્તિયોગમાં જોડાયેલા ભક્તે સહુ પહેલા બધી જ ઈન્દ્રિયોને ઘણા પ્રેમથી ભગવાન સંબંધી ક્રિયા-પ્રવૃત્તિમાં જ અવશ્ય જોડી દેવી. અંબરીષ રાજા જેમ આંખોને ભગવાનની મૂર્તિ તથા ક્રીડા સ્થળોનાં દર્શન કરવામાં અને વાણીને ભગવાનના ગુણાનુવાદમાં જોડી રાખતા હતા, તેમ ભગવાનમાં જોડી રાખવા. આ અંગે ગીતામાં પણ કહ્યું છે કે, "અખંડ સ્મરણનો અભ્યાસ કરવામાં પણ જો તું અસમર્થ હો, તો મારા સંબંધી બધી ક્રિયાઓ કરવામાં તત્પર થા, મારે માટે બધી ક્રિયા કરનાર તું મારી પ્રાપ્તિરૂપ સિદ્ધિ ને પામીશ."(ગીતા.૧૨/૧૦) ભાષ્યકાર શ્રીરામાનુજાચાર્યે આ શ્લોકની વ્યાખ્યા લખી છે કે, "કહ્યા પ્રમાણે ભગવત્સ્મરણના અભ્યાસમાં પણ જોતું અસમર્થ હો તો મારા સંબંધી કામ કર. જેમ કે, મંદિરો બાંધવા, ફળ ફૂલ માટે બાગ-બગીચા કરવા, દીવાઓ કરવા, મંદિરમાં વાળવું, છાંટવું, લીંપવું, ફૂલ ચૂંટી લાવવા, પૂજા કરવી, ધૂન-કીર્તન કરવા, પ્રદક્ષિણા કરવી, સ્તુતિ કરવી, નમસ્કાર કરવા; આ બધી ક્રિયાઓને ખૂબ જ પ્રિય ધારીને કર. અત્યંત પ્રિય માનીને મારે માટેની ક્રિયાઓને કર, તો તું જલ્દીથી અભ્યાસયોગ જેમાં પહેલા હોય એવા મારા સ્વરૂપમાં ચિત્તને સ્થિર કરીને મારી પ્રાપ્તિરૂપ સિદ્ધિને પામીશ."

તેથી બધી જ ઈન્દ્રિયોને ભગવાન સંબંધી કામમાં જોડી રાખવી. તે ભક્તિયોગના અંકુરરૂપ છે. એટલે ભક્તિયોગમાં જોડાયેલા પોતાના આશ્રિતોને ઉદ્દેશીને આજ્ઞા કરે છે. જોકે, શ્લોકમાં બધી ઈન્દ્રિયોને ભગવાન સંબંધી ક્રિયામાં કાયમ જોડી રાખવી, એવી આજ્ઞા સ્પષ્ટ જણાતી નથી, છતાં પણ પૂજા કરવી, તેમના મંત્રનો જપ કરવો, સ્તુતિ કરવી, તેમના નામની ધૂન અને કીર્તન ગાવા ઈત્યાદિ કહીને હંમેશા પ્રેમથી પરમાત્માને રાજી કરવાની ક્રિયામાં જોડાવું, એવી આજ્ઞા કરી જણાય છે. અને તે આજ્ઞા પણ હંમેશા પ્રેમથી શ્રીકૃષ્ણની સેવા પરાયણ થવું

તેમાં પર્યવસાન પામે છે. "अर्च्य एव तैः"(શિ.પ.૫૬) આ શ્લોકમાં કહેલી પૂજા વગેરે તો તેના અંગરૂપ છે.

તો અહીંયા આ ઉપદેશમાં સવારે ઊંઘમાંથી ઊઠીને સાંજે ફરીને સૂવે ત્યાં સુધી બધી ઈન્દ્રિયોની વૃત્તિ-પ્રવૃત્તિને શ્રીકૃષ્ણની સેવામાં જોડી રાખવી, એમ કહેવા ચાહે છે. એટલે પહેલા જે શ્લોક ૪૯માં જાગતી વખતે ભગવાનના ગુણોને યાદ કરવા અને તે પછી સ્નાન કરી શુદ્ધ થઈને ઊર્ધ્વપુંડ્ર કરવું, તેમજ માનસી પૂજા કરવી, તે બંને મનને ભગવાનનાં સ્વરૂપ-સેવામાં જોડવું વગેરે ભક્તિયોગની અંતર્ગત જ છે. માટે તે સહુએ માનસી પૂજા પર્યંત કહેલા ક્રમથી કરવું તેમ કહ્યું છે. ૫૫



**शैली वा धातुजा मूर्तिः शालग्रामोऽर्च्य एव तैः।**
**द्रव्यैर्यथाप्तैः कृष्णस्य जप्योऽथाष्टाक्षरो मनुः।।५६।।**

**અને તે જે આત્મનિવેદી ભક્ત તેમણે પાષાણની અથવા ધાતુની જે શ્રીકૃષ્ણ ભગવાનની પ્રતિમા અથવા શાલિગ્રામ, તેની જે પૂજા તે દેશકાળને અનુસરીને પોતાના સામર્થ્ય પ્રમાણે પ્રાપ્ત થયાં જે ચંદન, પુષ્પ, ફળાદિક વસ્તુ તેણે કરીને કરવી અને પછી શ્રીકૃષ્ણ ભગવાનનો જે અષ્ટાક્ષર મંત્ર તેનો જપ કરવો. ॥૫૬॥**

*ભાષ્ય :* બાહ્ય ઈન્દ્રિયોની વૃત્તિ-પ્રવૃત્તિને ભગવત્પરાયણ કરવી હોય તો ભગવાનની મૂર્તિનો આશ્રય અવશ્ય કરવો જોઈએ. એવા અભિપ્રાયથી આગળનો શ્લોક 'शैली वा धातुजा' કહે છે. તેમાં ભગવાનનું સ્વરૂપ જો બાહ્યઈન્દ્રિયોને ગોચર-ગ્રાહ્ય ન હોય તો ઈન્દ્રિયોની વૃત્તિનું જોડાણ નહિ બની શકે અને જ્યાં સુધી ભગવાનનાં સ્વરૂપમાં ઈન્દ્રિયોની વૃત્તિ-પ્રવૃત્તિ નહિ જોડાય ત્યાં સુધી પ્રેમપૂર્વક ભગવત્સ્મરણનો અભ્યાસ

થઈ શકશે નહિ અને જો ભગવત્સ્મરણનો અભ્યાસ નહિ થાય, તો ભક્તિયોગ પણ સંપાદન થઈ શકશે નહિ. તે રીતે જ જ્યાં સુધી ભક્તિયોગ સંપન્ન નહિ થાય ત્યાં સુધી જીવને સંસારમાં ભટકવાનું રહેશે જ. એટલા માટે કરુણાનિધિ ભગવાન પોતે આશ્રિતોની ભાવના પ્રમાણે કોઈ પણ મૂર્તિરૂપે નજીકમાં રહે છે.

કેટલાક અસુરો તો શિશુપાળની જેમ શ્રીકૃષ્ણમાં-તેમની મૂર્તિમાં પણ દ્વેષ રાખે છે. ચો તરફ વિરાજતા, સર્વના શરીરી-અંતરાત્મા અને સર્વ શક્તિમાન એવા ભગવાનનો પોતાના આશ્રિત-ભક્તોની ભાવના પ્રમાણે મૂર્તિના રૂપમાં આવિર્ભાવ(પ્રકટપણું) થાય છે, તેનો વિશ્વાસ શા માટે ન કરવો ? શું આ ભગવાન સર્વજ્ઞ નથી ? શું ભક્તોના પ્રેમભાવને નથી જાણતા ? જાણતા હોવા છતાં ચો તરફ નજીક જવામાં શું એ અસમર્થ છે ? સર્વત્ર વ્યાપીને નથી રહ્યા ? પ્રકૃતિથી ઉત્પન્ન પાષાણમય મૂર્તિમાં રહેવું દોષરૂપ છે, એમ સમજી તે મૂર્તિનો ત્યાગ કરીને એ શું દૂર રહ્યા છે ? સર્વ વ્યાપક નથી ? તેઓ સર્વ સ્થળે રહ્યા હોવા છતાં પાષાણ આદિ મૂર્તિઓમાં પરિકલ્પેલી હાથ ચરણ આદિ અવયવોની રચના જ શું તેમને ત્યાંથી દૂર રાખે છે ? સમસ્ત ચિદ્ અચિદ્ જેમનું શરીર કહેવાય છે અને જે સર્વાકારે રહ્યા છે તેમને માટે મૂર્તિરૂપ આકારની કલ્પના કરવી તે શું તેમનો વિરોધ કરે છે ? વળી શ્રુતિમાં જેમના દિવ્ય આકારનું વર્ણન છે, એવા પરમાત્માનું સ્મરણ કરાવતા આકારોની મૂર્તિમાં રચના કરવી, તે શું સમાધિના દર્શનથી વિપરીત છે ? જે લોકોને સમજાવીએ છીએ છતાં તે વિશ્વાસ કરતા નથી અને હિરણ્યકશિપુની જેમ ઊલટાનો દ્વેષ કરે છે તો તેની છાતીને ચીરવા માટે જેમ સ્તંભમાંથી પ્રકટ્યા હતા તેમ તે પરમાત્માએ તે મૂર્તિમાંથી શું અવતરવું-પ્રકટ થવું પડશે ? ચાલો, છોડીએ આવો અનાવશ્યક પ્રલાપ !

ચિત્ર પ્રતિમા કરતા પાષાણ કે ધાતુ વગેરેની મૂર્તિમાં ભક્તજનને

પૂજા-સેવા કરવાની અનુકૂળતા વધારે રહે, એમ સમજીને અહીંયા પાષાણ કે ધાતુ આદિની મૂર્તિને પૂજવાનું કહ્યું છે. જેમાં આવાહન કરવાની જરૂર રહેતી નથી અને પરમાત્મા જેમાં નિરંતર સાક્ષાત્ વિરાજમાન હોય છે, આવી વિશેષતા સમજીને શાલગ્રામને જણાવ્યા છે.

સોનાના અલંકાર કે તેવી કાંઈ વસ્તુ પૂજા માટે હોવી જ જોઈએ એવો કાંઈ નિયમ નથી. દેશકાળ આદિને અનુસારે જે કાંઈ પણ પત્ર, પુષ્પ, ફળ, જળ આદિ પદાર્થ મળે તેનાથી શ્રીકૃષ્ણની પ્રતિમાની પૂજા કરવી. તેમાં માત્ર નિશ્છળ ભાવ જ જોઈએ. આ કહ્યા પ્રમાણે પૂજા કરવાથી બાહ્ય ઇન્દ્રિયો બની શકે તેટલી ભગવત્પરાયણ થઈ શકે છે. આ પછી અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો. તે મંત્ર સાક્ષાત્ ગુરુમુખથી પામી શકાય છે. તે કોઈ ગ્રંથમાં જાહેર કરાતો નથી. ૫૬



**स्तोत्रादेरथ कृष्णस्य पाठः कार्यः स्वशक्तितः ।**
**तथानधीतगीर्वाणैः कार्यं तन्नामकीर्तनम् ।।५७।।**

**અને તે પછી શ્રીકૃષ્ણ ભગવાનનાં જે સ્તોત્ર અથવા ગ્રંથ તેનો જે પાઠ તે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવો અને જે સંસ્કૃત ન ભણ્યા હોય તેમણે શ્રીકૃષ્ણ ભગવાનનું નામકીર્તન કરવું. ॥૫૭॥**

***ભાષ્ય :*** અષ્ટાક્ષર મંત્રનો જપ કર્યા "પછી પોતાની શક્તિ પ્રમાણે સ્તોત્ર આદિનો પાઠ કરવો." આ સ્તોત્ર પાઠ કરવાથી વાક્ ઇન્દ્રિયને ભગવાન સંબંધી કામમાં જોડી કહેવાય. સ્તોત્રપાઠ વખતે મનની વૃત્તિ ભગવાનમાં રાખવી અને સ્તોત્રના અર્થનું અનુસંધાન પણ રાખવું. જપમાં અને સ્તોત્રપાઠમાં અર્થનું અનુસંધાન ખાસ રાખવાનું હોય છે. "અને જે સંસ્કૃત ન ભણ્યા હોય તેમણે શ્રીકૃષ્ણનું નામ સંકીર્તન કરવું." આ

છેલ્લા વાક્યથી એમ જણાય છે કે જપમાં તથા સ્તોત્રપાઠમાં અર્થનું જ્ઞાન અવશ્ય હોવું જોઈએ. તે જ્ઞાન ન હોય તો સંસ્કૃત ન ભણ્યા હોય, તેવાને પણ કેવળ સ્તોત્ર બોલવા પૂરતું જ સંભવે છે.

વળી, સંસ્કૃત ભણ્યા હોય તેમણે પણ ભગવાનનું નામ સંકીર્તન(ધૂન) તો કરવાનું જ છે. અથવા સંસ્કૃત ન ભણ્યા હોય તથા સ્તોત્રનું અર્થજ્ઞાન જેને ન હોય તેમણે ભગવાનનું નામ સંકીર્તન કરવું, એમ તાત્પર્ય છે.

જો કે વર્ણાશ્રમના સદાચારરૂપ ધર્મો પણ ભગવાનની આરાધનાના રૂપમાં પાળ્યા હોય, તો તે ધર્મોથી ભગવાન સંબંધી કર્મમાં તત્પરતા થાય છે જ, એટલે તે ધર્મને આ પ્રસંગે અવગણતા નથી. તે તે સમયે તે ધર્મને પાળવાના જ છે. તે સિવાયના ભજનના અવસરમાં તો ઉપર કહી ગયા તે રીતે ઇન્દ્રિયોને વિશેષપણે કરીને ભગવાનનાં સ્વરૂપમાં જોડવાની જ છે અને તેમ કરવાથી જ નિરંતર ભગવત્સંબંધી કર્મમાં લાગ્યા રહેવાથી તે અખંડ સ્મૃતિનો અભ્યાસ થાય જ, એવો આશય અહીં સમજવો.

જે વર્ણાશ્રમ આદિના ધર્મો પણ ભગવાનની આરાધનાનાં રૂપમાં કહ્યા છે તે ભગવત્પરાયણ કર્મ છે, તેનું ભગવત્પરાયણપણું શરીર શરીરીભાવનાં અનુસંધાન સાથે વર્ણાશ્રમના ધર્મ દ્વારા છે અને અહીં પૂજા, જપ, સ્તોત્રપાઠ વગેરે જે કહ્યું તે તો સાક્ષાત્ ભગવત્પરાયણતા છે, તે વિશેષતામાં અધિક આદર રાખીને તેને શબ્દો દ્વારા કહ્યા છે. ૫૭.



**हरेर्विधाय नैवेद्यं भोज्यं प्रासादिकं ततः।**
**कृष्णसेवापरैः प्रीत्या भवितव्यं च तैः सदा।।५८।।**

**અને પછી શ્રીકૃષ્ણ ભગવાનને નૈવેદ્ય કરીને પછી તે પ્રસાદી એવું જે અન્ન તે જમવું અને તે જે આત્મનિવેદી વૈષ્ણવ તેમણે સર્વ કાળને વિષે પ્રીતિએ કરીને શ્રીકૃષ્ણ ભગવાનની સેવાપરાયણ થવું. ।।૫૮।।**

*ભાષ્ય :* શરીરના નિર્વાહ માટે ભક્તજન જે કાંઈ દ્રવ્યાર્જન કરે કે જમવા માટે રસોઈ બનાવે તે બધું પોતાને માટે છે એમ ધારીને ન કરે, પરંતુ તે બધું ભગવાનને રાજી કરવા માટે જે કર્મ કરવાનું હોય તેમાં ઉપયોગી બને, એવા તેના અંગરૂપમાં કરે. તે કહે છે કે, "हरेर्विधाय" દેહના નિર્વાહ માટે આવશ્યક ધન સંપાદનથી લઈને ભોજન તૈયાર થાય ત્યાં સુધીની સર્વ ક્રિયા ભગવાનની પૂજા(યાગ) માટે જ છે, એમ સમજીને તે તે ક્રિયાને પ્રેમપૂર્વક કરે.

રસોઈ તૈયાર કરી પૂજા વખતે તે ભગવાનને નૈવેદ્યના રૂપમાં અર્પણ કરવી. પછી તે પ્રસાદીભૂત નૈવેદ્યને હું ભગવાનને શરણે ગયેલો તેમનો દાસ છું, એવી ભાવનાથી જમે અથવા પ્રસાદરૂપ આ ભોજન છે તે જમવાથી ભગવાનનાં સ્વરૂપમાં મારી ભક્તિની અભિવૃદ્ધિ કરનારું છે એમ માનીને તે જમે, તો ઉપર કહ્યા પ્રમાણેની દ્રવ્યાર્જન ભોજનાદિ બધી ક્રિયાઓને ભગવાનને અર્થે થતી ક્રિયાઓની અંતર્ગત ગણવી. એટલે આ ક્રમથી બધી જ ઇન્દ્રિયોને ભગવાન સંબંધી ક્રિયાઓમાં જ જોડી દેવી. એમ કહેવા માટે કહે છે કે, તે આત્મનિવેદી ભક્તોએ હંમેશા પ્રેમથી શ્રીકૃષ્ણની સેવામાં તત્પર રહેવું. ૫૮.



**प्रोक्तास्ते निर्गुणा भक्ता निर्गुणस्य हरेर्यतः।**
**सम्बन्धात्तत्क्रियाः सर्वा भवन्त्येव हि निर्गुणाः।।५९।।**

**અને નિર્ગુણ કહેતાં માયાના જે સત્ત્વાદિક ત્રણ ગુણ તેણે રહિત એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેના સંબંધ થકી તે આત્મનિવેદી ભક્તની જે સર્વે ક્રિયા તે નિર્ગુણ થાય છે, તે હેતુ માટે તે આત્મનિવેદી ભક્ત જે તે નિર્ગુણ કહ્યા છે. ॥૫૯॥**

***ભાષ્ય :*** શંકા - જીવનો મોક્ષ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો જ્યારે પોતપોતાના વિષયોથી વિરામ પામે છે ત્યારે પરમાત્માના ધ્યાન આદિ સાધનોથી થાય છે અને બધી જ ઇન્દ્રિયોની પ્રવૃત્તિથી જ થાય છે તો તે કર્મોનું વિધાન મોક્ષના ઉપાયનાં રૂપમાં શા માટે કરવામાં આવે છે ?

ત્યારે તે શંકાના સમાધાનરૂપમાં શ્રીહરિ કહે છે, તે આત્મનિવેદી ભક્તો પોતાને હું ભગવાનનો એક શેષ છું-દાસ છું, એમ સમજીને બધી જ રીતે પોતાના સ્વામી જે ભગવાન તેની આરાધના-ઉપાસના માટે મથી રહ્યા હોય છે. અત્યંત પ્રેમપૂર્વક બધી જ ઇન્દ્રિયોની પ્રવૃત્તિથી આગળ કહી ગયા તે રીતે ભગવાનને માટે જ કર્મ કરે છે, એટલા માટે જ તેમને નિર્ગુણ કહેવાય છે.

નિર્ગુણ એટલે તે મુક્તો, મુક્તિ અવસ્થામાં પ્રકૃતિ કે તેનું કાર્ય ટળી જાય છે. ત્યારે પ્રકૃતિના સત્ત્વાદિ ગુણ જતા રહે છે. જો કે જ્યાં સુધી પ્રારબ્ધ કર્મની સમાપ્તિ થતી નથી ત્યાં સુધી પ્રકૃતિ જીવને છોડતી નથી. એટલે સાધનાવસ્થામાં ભક્તને નિર્ગુણ કહેવા તે બરાબર ન ગણાય, છતાં પણ હયાત રહેલી એવી પ્રકૃતિ કહ્યા તેવા નિર્ગુણ ભક્તને માટે નવા જન્મનું બીજ રાખી શકતી નથી. માટે જ તે આત્મનિવેદી ભક્તોને નિર્ગુણ-ગુણાતીત મુક્ત કહ્યા છે. મૂળ શ્લોકમાં પ્રોક્ત શબ્દ છે તેનો ભાવ એવો છે કે નિર્ગુણ ભક્તોને મુક્તના રૂપમાં ઉદ્ઘોષિત

કરવામાં આવ્યા છે. પ્રકૃતિ(માયા) હાજર હોય, છતાં તે નિર્ગુણ ભક્તને શું કરી શકે ?

આત્મનિવેદીને મુક્તોની સભામાં ગણવાનું કારણ કહે છે. "निर्गुणस्य हरेः" નિર્ગુણ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન, તેમના સંબંધથી આત્મનિવેદી ભક્તની બધી ક્રિયાઓ નિર્ગુણ થાય છે અને તેથી જ તેમને નિર્ગુણ કહ્યા છે.

ઇન્દ્રિયોની પ્રવૃત્તિ અંદર હોવાથી જ કર્મ બંધન કરતું નથી. કર્મ કરતી વેળાએ કર્મ કરનારો પુરુષ જો "આ મારું છે" એવો સ્વાર્થભર્યો સંકલ્પ કરીને કાંઈક કરે, તો તે થયેલું કર્મ તે કરનારાને બંધન કરે છે. પરંતુ આ આત્મનિવેદી ભક્તે કરેલી સમગ્ર ક્રિયાઓ તો સત્ત્વાદિ સમગ્ર ગુણોથી સર્વથારહિત નિત્યનિર્દોષ, સર્વથી પર પુરુષોત્તમ શ્રીકૃષ્ણના સંબંધને પામેલી છે. પ્રીતિપૂર્વક શ્રીકૃષ્ણને માટે જ કરેલી છે. એટલે તે બધી સ્વયં નિગુર્ણ જ કહેવાય છે, ભક્તને બંધન કરનારી હોતી નથી. ગુણ શબ્દથી તો તેમાં રહેલું બંધન કરવાપણું સમજી શકાય છે. ભગવાનમાં પ્રેમ કરીને, તેમને માટે જ બધી ઇન્દ્રિયોથી કરાતું કર્મ ધીરે ધીરે(ક્રમશઃ) અપાર પ્રેમપૂર્વક ભવત્સ્મરણના અભ્યાસનું પોષણ કરે છે, અભ્યાસને વધારે છે. આમ ભગવાનના ભક્તિયોગની સિદ્ધિનું સંપૂર્ણ સાધન બનતું તે કર્મ ભક્તને બંધન કરનારું કેમ થઈ શકે ? પરંતુ ભગવત્સંબંધથી કરાયેલું તે કર્મ તો મુક્તિ જ આપે. ૫૯



**भक्तैरेतैस्तु कृष्णायानर्पितं वार्यपि क्वचित्।**
**न पेयं नैव भक्ष्यं च पत्रकन्दफलाद्यपि।।६०।।**

**અને એ જે આત્મનિવેદી ભક્ત તેમણે શ્રીકૃષ્ણ ભગવાનને અર્પણ કર્યા વિનાનું જળ પણ ક્યારેય ન પીવું અને પત્ર, કંદ, ફળાદિક જે વસ્તુ તે પણ શ્રીકૃષ્ણ ભગવાનને અર્પણ કર્યા વિનાનું ન ખાવું. ॥૬૦॥**

*ભાષ્ય :* ઉપર કહી ગયા તે પ્રમાણે ભગવાનનાં સ્વરૂપનાં પ્રેમપૂર્વક અખંડ સ્મરણને માટે સમગ્ર કર્મોને ભગવાનને માટે જ કરનારા તે આત્મનિવેદી ભક્તોએ ભગવાનને અર્પણ કર્યા વગરના કંદ, મૂળ તથા ફળ વગેરેનો પણ ત્યાગ કરવો; એમ શ્રીહરિ કહે છે. "भक्तैरेतैस्तु" તે આત્મનિવેદી ભક્તોએ ભગવાનને અર્પણ કર્યા વગરનું પત્ર, કંદ અને ફળ વગેરે પણ ન ખાવા.

ભગવાનને અર્પણ ન કર્યું હોય તેવું પાણી કે કંદમૂળ, ફળ વગેરેને જો ખાવા કે પીવામાં આવે તો સંભવ છે કે તેના અંતઃકરણના તેજમાં ઝાંખપ આવી જાય. ભગવાનની અખંડ સ્મૃતિ માટે આહારશુદ્ધિનું પણ પ્રતિપાદન કર્યું હોય છે. જેમ કે શ્રુતિ છે, "આહારની શુદ્ધિ હોય તો અંતઃકરણની શુદ્ધિ રહે છે, અંતઃકરણ શુદ્ધ હોય તો ભગવત્સ્વરૂપની અખંડ સ્મૃતિ રહે છે."(છા.ઉ.૭/૨૬/૨) એક ભગવાનના જ ભક્તે ભગવાનને નિવેદિત કર્યા સિવાયનું અન્ન ન જમવું, તે આહારશુદ્ધિ અત્યંત મુખ્ય છે. તેથી જ સ્મૃતિમાં કહ્યું છે કે "પત્ર, પુષ્પ, ફળ, જળ તથા અન્ન વગેરે ખાવા-પીવાના પદાર્થને વૈષ્ણવ ભક્ત ભગવાનને અર્પણ કર્યા વગર ક્યારેય ખાય કે પીવે નહિ."

ભલે, તે આત્મનિવેદી ભક્તોની બધી જ ક્રિયાઓ ભગવાનને માટે જ થતી હોય છે, એટલે તેઓ રોજ ભગવાનની પૂજારૂપ યાગ કરીને તેના પ્રસાદરૂપ અન્ન-જળ આદિને ગ્રહણ કરતા હોય છે અને તેનાથી જ તેના શરીરનું પોષણ(ધારણ) થતું હોય છે અને તે આના

પહેલાં કહેવાયું પણ છે. છતાં પણ કોઈ મનુષ્ય આ ભક્તને પોતાને ઘેર બોલાવે અને પછી તેમનો આદર સત્કાર કરતા પ્રેમથી ફળ-જળ આપે, ભક્તની પાસે લાવીને આપે તોપણ તે ભક્તે તે ફળ-જળ આદિ વસ્તુ ભગવાનને અર્પણ કર્યા વિના ન ગ્રહણ કરવું. તે બાબતને સ્પષ્ટ સમજાવવા માટે અહીં આદેશ કર્યો છે.

અથવા બધું જ કર્મ ભગવાનને માટે કરનારા તે આત્મનિવેદી ભક્તોએ અનાયાસે જે જે ખાવા-પીવાની ભોગ્ય વસ્તુ મળે તે બધું જ ભગવાનને નિવેદિત કરવું. તેમાં પોતે ક્યારેય પોતાને માટે 'આ ભોગ્ય છે' એવી ભાવના કરવી નહિ, એમ કહ્યું છે. તેમાં પાણી આદિક અનાયાસે મળે તેમાં અતિશય ઝાઝો પ્રયત્ન કરવો પડતો નથી. માટે જે કાંઈ દૈવેચ્છાથી પ્રાપ્ત થયું હોય તે ભગવાનને સમર્પણ કર્યા વિના વાપરવું-ભોગવવું નહિ. અર્થાત્ સ્વયં પોતાને માટે ભોગવવા લાયક છે એવી ભાવના ન કરવી. તેવું જ વચન પણ કહ્યું છે કે "જે કાંઈ મળે તે બધું ભગવાનને અર્પણ કરવું."(સ્કં.પુ.૧૧/૧૧/૩૫)

અથવા તો આત્મનિવેદી ભક્તોના વર્તનને કહે છે. તે ભક્તોએ ભગવાનને અર્પણ કર્યા વગરનું પાણી પણ ક્યારેય પીવું નહિ. તેમજ ભગવાનને અર્પણ કર્યા સિવાયના પત્ર, કંદ, મૂળ અને ફળ આદિક પદાર્થોને તે ભક્તોએ ક્યારેય ખાવા નહિ. ખાવા માટેના ફળ, કંદ તથા પાન, પીવા માટેનું પાણી, એવું જે કાંઈ ભક્તોને મળે તો તે ભગવાનને અર્પણ થયું ન હોય તો ક્યારેય ખાવું-પીવું નહિ. તેનો ભાવાર્થ એ થયો કે તુરંત તે તે વસ્તુ પ્રેમપૂર્વક ભગવાનને અર્પણ કરે. આનાથી એ સૂચિત થાય છે કે ભગાવનની સાથે ભક્તનું વર્તન પ્રેમરસથી ભર્યું સુકોમળ હોય છે.

અથવા તો ભગવાનને જે પ્રેમપૂર્વક અર્પણ ન કર્યું હોય તેવું પાણી પણ આ ભક્તોએ પીવું નહિ. તે પાણી અપેય છે એમ ગણવું.

વળી તેવી રીતનું જ ફળ, પત્ર આદિને પણ અભક્ષ્ય છે એમ ગણવું. ભગવાનને અર્પણ કરેલા જ અન્ન જળ લેવાની જે વાત કહી તેનો ભાવાર્થ એ છે કે ઘણા ડાહ્યા મનુષ્યો પદાર્થની શુદ્ધિનો મહિમા જાણતા હોય છે. એટલે તેઓ વસ્તુને તેની જાત ઉપરથી આ શુદ્ધ છે એમ સમજીને મનોનિગ્રહમાં આ ઉપયોગી થશે એમ ધારી લે છે અને પછી તે ફળ, કંદ, પાન અને પાણીને ધીરે ધીરે(ક્રમશઃ) વાપરે છે, પણ તેનાથી તો તેમને કેવળ શરીરથી હેરાન થયાનું જ ફળ મળે છે. કારણ કે, તે ફળ જળ આદિ પદાર્થ પ્રેમપૂર્વક ભગવાનને અર્પણ કરવારૂપી સંસ્કારને પામ્યા નથી. એટલે તે અપેય અને અભક્ષ્યના જેવા કેવળ તમોગુણી જ કહેવાય છે, પણ તે ભગવાનના એકાંતિક અને આત્યંતિક ભક્તોએ આપેલા ભગવાનના પ્રસાદરૂપ ફળ, જળ આદિની જેમ તે સત્ત્વગુણની વૃદ્ધિ કરનારા નથી. કંદમૂળનો જ આહાર કરીને રહેતા વિશ્વામિત્ર ઋષિ શું કામ, ક્રોધ જેવા દોષને વશ થયા ન હતા ? જો કે અહીંયા તો ભગવાનને અર્પણ થયેલા પ્રસાદરૂપ અન્નની પ્રશંસા જ છે, તોપણ ભગવાનને નૈવેદ્ય અર્પણ કરનારા ભક્તની ભાવશુદ્ધિ જ પ્રસાદના મહિમાનું કારણ છે. એટલે પ્રસાદની જે પ્રશંસા છે તે આખીર તો ભક્તની જ પ્રશંસા છે.

વાસ્તવમાં પ્રથમ જે દીક્ષા કહેવાણી તે બે પ્રકારની છે. તેમાં પહેલી જે દીક્ષા છે, તે જેમાં મુમુક્ષુપણું હોય તેને અધિકારી ગણીને અપાય છે અને બીજી દીક્ષા તો જ્ઞાનની તથા તેના વર્તનની ઉત્કૃષ્ટતાને વિચારીને અપાય છે. તેમાં પુણ્યકર્મથી પ્રાપ્ત થતા સ્વર્ગાદિ લોક નાશવંત છે, એમ મુમુક્ષુ વિચારે છે. પછી એમ પણ સમજાય છે કે શાશ્વત સુખમય મોક્ષ તો કરેલા નાશવંત કર્મથી મળે નહિ. પછી તે ઘણો જ ઉદાસ થાય છે અને તે કોઈ સારા જ્ઞાની ગુરુને શરણે જાય છે. ત્યારે કરુણાથી ભીના ગુરુવર્ય તેને કહે છે કે તને હજી સાચો વૈરાગ્ય થયો

નથી. તને મોક્ષના ઉપાયનું જ્ઞાન પણ હજી થયું નથી. તેમજ આત્મ સ્વરૂપનું પણ યથાર્થ જ્ઞાન તને થયું નથી. સમગ્ર લોકોના શરણરૂપ ભગવાન શ્રીકૃષ્ણ જ તારા માટેના જ્ઞાન આદિ ઉપાયો તને આપશે. એટલા માટે તે શ્રીકૃષ્ણનું જ ચિંતન કરતા કરતા સમયની રાહ જોઈને તું બેસ. એમ કહીને વિશેષ અભિપ્રાય સાથે જે દીક્ષામાં સામાન્ય મંત્ર આપવામાં આવે છે તે પહેલી દીક્ષા સાધારણ દીક્ષા કહેવાય છે.

જ્યારે મુમુક્ષુને હું ભગવાનનો શેષ-દાસ છું, એવું આત્મસ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે ગુરુ દ્વારા શિષ્યને મહામંત્ર આપવામાં આવે છે, પણ તેના પહેલા મુમુક્ષુએ પોતાનું સર્વસ્વ ભગવાનના ચરણોમાં નિવેદન કરવાનું રહે છે અને મુમુક્ષુ અધિકારીને હું ભગવાનનો કિંકર-દાસ છું, મારું સર્વસ્વ ભગવાન જ છે અને હું ભગવાનનો શેષ છું, એવા જ્ઞાનને પ્રકટ કરનારો મહામંત્ર જેમાં ગ્રહણ કરાય છે તે બીજી મહાદીક્ષા છે. તે મહાદીક્ષાને પાંચરાત્ર તથા ભારદ્વાજ સંહિતામાં કહી છે. આવી દીક્ષા પામેલા આત્મનિવેદી કહેવાય છે અને એટલા માટે જ અહીં "ये त्वम्बरीषवत्" એવો શબ્દ કહ્યો છે.

અને વળી આ ગ્રંથમાં પ્રથમ સામાન્ય દીક્ષાવાળા ભક્તોના નિયમો છ શ્લોક ૫૦-૫૫ સુધીમાં કહ્યા છે અને તે પછી 'શૈલીવા' પાંચ શ્લોક ૫૬-૬૦ સુધીમાં આત્મનિવેદી ભક્તના વિશેષ નિયમ કહ્યા છે. આ સામાન્ય દીક્ષા અને મહાદીક્ષારૂપ વિભાગનું કારણ તો તેમાં કહેવાતા મંત્રો જ છે. તે રહસ્ય ગ્રંથોથી જાણી શકાય છે. માટે આ ગ્રંથમાં પ્રકાશિત કર્યા નથી. ૬૦



**सर्वैरशक्तौ वार्धक्याद् गरीयस्याऽऽपदाथवा।**
**भक्ताय कृष्णमन्यस्मै दत्त्वा वृत्यं यथाबलम्।।६१।।**

**અને વળી સર્વે જે અમારા સત્સંગી, તેમણે વૃદ્ધપણા થકી અથવા કોઈ મોટા આપત્કાળે કરીને અસમર્થપણું થઈ ગયે સતે પોતે સેવવાનું જે શ્રીકૃષ્ણનું સ્વરૂપ તે બીજા ભક્તને આપીને પોતે પોતાના સામર્થ્ય પ્રમાણે વર્તવું. ॥૬૧॥**

*ભાષ્ય :* ભક્તજનો રોજ ભગવાનની મૂર્તિની પૂજા કરતા હોય છે. તેમાં જે ભક્તને વૃદ્ધાવસ્થામાં અશક્તિ આવી જાય અને તેથી બાહ્યપૂજા ન થઈ શકે તો તે મૂર્તિ બીજા ભક્તને પૂજા કરવા માટે આપવી. જો તેમ ન કરાય તો પ્રતિષ્ઠા કરેલી મૂર્તિની પૂજા અટકી જાય. જે પૂજા ન થાય તે ભગવાનનો અપરાધ ગણાય. માટે તે મૂર્તિ અન્ય ભક્તને પૂજવા આપવી અને પોતે જ્યાં સુધી અનુકૂળતા હોય ત્યાં સુધી સેવા કરવી, એમ કહે છે.

સામાન્ય દીક્ષાને પામેલા તથા મહાદીક્ષાને પામેલા અમારા સર્વ ભક્તોએ વૃદ્ધાવસ્થાને લીધે શરીર અશક્ત થઈ જાય અથવા તો દેશમાં ગૃહયુદ્ધ જેવો ઉપદ્રવ આવી પડે ત્યારે ભગવાનની મૂર્તિની પૂજા થઈ શકે નહિ. ફરીથી અનુકૂળતા થાય કે ન થાય, પણ અન્ય ભક્તને તે અર્ચાસ્વરૂપ સોંપી દેવું. પછી પોતે યથાશક્તિ વર્તવું. આંખો તથા હાથ વગેરે બાહ્ય ઈન્દ્રિયો કમજોર થઈ ગઈ હોય પણ મનોબળ સારું હોય તો માનસી પૂજા સંપૂર્ણ રીતે કરવી. તેમાં પણ અંતિમ સમય નજીક જણાતો હોય અને સ્થિરતાને અભાવે માનસી પૂજા ન થઈ શકે તો માત્ર પરમાત્માનું સ્મરણ જ કરવું. અનંત કલ્યાણગુણ સંપન્ન શ્રીપુરુષોત્તમ કે જેનું ચિરકાળથી ધ્યાન ચિંતન કરતા હોઈએ, પ્રેમપૂર્વક ચિંતન અંત સમયે પણ થતું હોય તો તે આત્યંતિક કલ્યાણ કરે છે. કદાચ છેલ્લી ઘડીએ બિલકુલ ભાન ન રહે તો શરણે રહેલાનું સાવધાન મનથી રક્ષણ

કરનારા ભગવાન તે સમયે તે ભક્તને સંભારે છે, સંભાળી લે છે. જ્યાં સુધી સાનભાન હોય ત્યાં સુધી યથાશક્તિ મનોવૃત્તિ ભગવાનના સ્વરૂપમાં રાખવી. આમ છેલ્લી સ્થિતિને સમજાવી છે. ૬૧.



**आचार्येणैव दत्तं यद्यच्च तेन प्रतिष्ठितम्।**
**कृष्णस्वरूपं तत्सेव्यं वन्द्यमेवेतरत्तु यत्।।६२।।**

**અને જે શ્રીકૃષ્ણનું સ્વરૂપ પોતાને સેવવાને અર્થે ધર્મવંશના જે આચાર્ય તેમણે જ આપ્યું હોય અથવા તે આચાર્યે જે સ્વરૂપની પ્રતિષ્ઠા કરી હોય તે જ સ્વરૂપને સેવવું અને તે વિના બીજું જે શ્રીકૃષ્ણનું સ્વરૂપ, તે તો નમસ્કાર કરવા યોગ્ય છે પણ સેવવા યોગ્ય નથી. ॥૬૨॥**

*ભાષ્ય :* શ્રીકૃષ્ણની મૂર્તિ સર્વ શુભ ગુણોથી સંપન્ન અને શ્રેષ્ઠ છે, તેમ કહેવામાં કાંઈક વિશેષતા છે, તેને શ્રીહરિ બતાવે છે. 'आचार्येणैवेति' ધર્મવંશી આચાર્યે રોજ પૂજવા માટે જે મૂર્તિ આપી હોય અને તેમણે જ સહુને પૂજા દર્શન આદિને માટે જે મૂર્તિની પ્રતિષ્ઠા કરી હોય, તે બે પ્રકારની મૂર્તિઓ જ શુભાશ્રય પરમાત્માના રૂપમાં સેવવી-પૂજવી, ગ્રહણ કરવી. આચાર્યશ્રીએ જ આપેલો મંત્ર ધ્યાનમાં સાધન-અવલંબન રૂપ જેમ બને છે તેમજ પરમાત્માનું ધ્યેય સ્વરૂપ પણ તેણે કહ્યું-બતાવ્યું હોય તે જ ધ્યાનમાં અવલંબન રૂપ થઈ શકે છે. જેમ વેદોનું અધ્યયન એક સંસ્કાર છે, ગુરુમુખે થયેલો મંત્રોપદેશ જેમ સંસ્કાર છે તેમ આચાર્યે મૂર્તિની જે પ્રતિષ્ઠા કરી હોય તે મૂર્તિનો એક પ્રકારનો સંસ્કાર છે. તે પ્રતિષ્ઠારૂપ સંસ્કાર આચાર્યે ન કર્યો હોય તો તે ભગવાનનું મૂર્તિરૂપ સ્વરૂપ ભક્તને ધ્યાન ગોચર થઈને ઉપકાર(અનુગ્રહ) કરતું નથી. આચાર્યે સ્થાપેલા સ્વરૂપમાં આટલી વિશેષતા છે. બાકી બીજી શ્રીકૃષ્ણની મૂર્તિઓ તો ભગવાનનું રૂપ હોવાથી વંદન કરવા લાયક છે. ૬૨.

**भगवन्मन्दिरं सर्वैः सायं गन्तव्यमन्वहम्।**
**नामसङ्कीर्तनं कार्यं तत्रोच्चै राधिकापतेः।।६३।।**

**અને અમારા જે સર્વે સત્સંગી તેમણે નિત્ય પ્રત્યે સાયંકાળે ભગવાનના મંદિર પ્રત્યે જવું અને તે મંદિરને વિષે શ્રી રાધિકાજીના પતિ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેના નામનું ઉચ્ચ સ્વરે કરીને કીર્તન કરવું. ॥૬૩॥**

*ભાષ્ય :* સેવા-પૂજા માટે ભગવાનની મૂર્તિનો પ્રસંગ ઉપરના શ્લોકમાં કહ્યો, તે પ્રસંગ ઉપરથી શ્રીહરિ આજ્ઞા કરે છે કે 'भगवन्मन्दिरं' સર્વ ભક્તોએ, સહુને માટે અમે અથવા અમારા આશ્રિતોએ કરાવેલા ભગવાનના મંદિરે રોજ સાંયકાળે જવું. ત્યાં ભગવાનનાં દર્શન કરીને આનંદના આવેશમાં ઊંચે અવાજે ભગવાનનું નામ સંકીર્તન કરવું. આ શ્લોકમાં મંદિરે જવું અને જેને ગાતા આવડતું હોય, કંઠ સારો હોય તેમણે શરમાયા સિવાય ઊંચેથી ધૂન-ભજન કરવા, એમ બે આજ્ઞાઓ કરી છે. ૬૩



**कार्यास्तस्य कथावार्ताः श्रव्याश्च परमादरात्।**
**वादित्रसहितं कार्यं कृष्णकीर्तनमुत्सवे।।६४।।**

**અને તે શ્રીકૃષ્ણની જે કથા-વાર્તા તે પરમ આદર થકી કરવી ને સાંભળવી અને ઉત્સવને દિવસે વાજિંત્રે સહિત શ્રીકૃષ્ણનાં કીર્તન કરવાં. ॥૬૪॥**

*ભાષ્ય :* ભગવાનના ગુણો અને લીલાચરિત્રોનું વર્ણન પરમ આદરભાવથી કરવું અને બીજા કરતા હોય તો સાંભળવું, એમ કહે છે. 'कार्या इति' રાધિકાના પતિ એવા શ્રીકૃષ્ણ ભગવાનની કથા અને

વાર્તાઓને પરમ આદરભાવથી કરવી અને સાંભળવી. વળી, કોઈ પણ ઉત્સવના દિવસે તો વીણા, વાંસળી અને મૃદંગ આદિ વાજીંત્રોને વગાડીને ભગવાનના કીર્તન ગાવા. ૬૪



**प्रत्यहं कार्यमित्थं हि सर्वैरपि मदाश्रितैः।**
**संस्कृतप्राकृतग्रन्थाभ्यासश्चापि यथामति।।६५।।**

**અને અમારા આશ્રિત જે સર્વે સત્સંગી તેમણે જે પ્રકારે પૂર્વે કહ્યું એ પ્રકારે કરીને જ નિત્ય પ્રત્યે કરવું અને સંસ્કૃત અને પ્રાકૃત એવા જે સદ્ગ્રંથ તેમનો અભ્યાસ પણ પોતાની બુદ્ધિને અનુસારે કરવો. ॥૬૫॥**

*ભાષ્ય :* પ્રતિદિન કરવાના કાર્યોમાં વિશેષ કહે છે. प्रत्यहमिति જેને વ્યાવહારિક કાર્ય કરવાની આજ્ઞા કરી છે તેવા સમગ્ર અમારા આશ્રિતોએ સવારે બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવાની આજ્ઞાથી લઈ આ કહી રહ્યા છીએ તે બધું તે પ્રમાણે કરવું. કરેલી બધી આજ્ઞાઓ એકદમ નવી કે આધુનિક નથી. વૈષ્ણવ ધર્મનું પ્રતિપાદન કરનારા ઋષિમુનિઓના રચેલા ગ્રંથોમાં તે બધું પ્રસિદ્ધ જ છે.

અહીં સુધી જે ઉપદેશની વાત કહી તેની દૃઢતા કરવા માટે જીવાત્માનું હિત કરનારા જે ગ્રંથો, તેમનું અધ્યયન કરવાનું કહે છે. संस्कृतेति – તત્ત્વદર્શી મહાપુરુષોએ દેવભાષા(સંસ્કૃત)માં કે દેશભાષા(પ્રાદેશિક બોલી)માં રચેલા સત્ય, તત્ત્વ અને જીવાત્માના ખરા હિતના સાધનને બતાવનારા ગ્રંથોનો અભ્યાસ કરવો. કોઈ વ્યક્તિએ લખેલા ગ્રંથની સાથે ઉપનિષદોનો અભ્યાસ પણ કરવો. તર્ક સંગત વિચારોમાં જેને સૂજ હોય તેમણે શાસ્ત્ર પ્રતિપાદિત સિદ્ધાંતોનું વારંવાર પૂર્વાપર અનુસંધાન સાથે યથામતિ મનન કરવું, તેને જ અભ્યાસ કહેવાય છે. ૬૫



**याद्दशैर्यो गुणैर्युक्तस्ताद्दशे स तु कर्मणि।**
**योजनीयो विचार्यैव नान्यथा तु कदाचन।।६६।।**

**અને જે મનુષ્ય જેવા ગુણે કરીને યુક્ત હોય તે મનુષ્યને તેવા કાર્યને વિષે વિચારીને જ પ્રેરવો, પણ જે કાર્યને વિષે જે યોગ્ય ન હોય તે કાર્યને વિષે તેને ક્યારેય ન પ્રેરવો. ॥૬૬॥**

*ભાષ્ય :* ઉપર પ્રમાણે જીવના આત્યંતિક કલ્યાણને માટે પાળવાના ધર્મના નિયમ કહ્યા. 'તે પછી વ્યાવહારિક કામ કાજ કરવું.' એમ જેની આજ્ઞા આપી તે વ્યાવહારિક કામમાં પ્રસંગને યોગ્ય શ્રેયને માટે બતાવે છે. यादृशैः જે માણસ જેવા ગુણવાળો હોય તેને તે ગુણને યોગ્ય કામમાં પ્રેરવો, પણ બીજી રીતે નહિ. જો વિચાર કર્યા સિવાય પ્રેરવામાં આવે તો તેના કામમાં નુકશાન થાય. બધી રીતે તે તે કામને યોગ્ય સાધન સંપત્તિ હોવા છતાં જે માણસ જે કામને લાયક ન હોય તેને તે કામ કરવાનું કહે તો તેનાથી તે સાધન સંપત્તિનો વિનાશ જ થાય છે. વ્યવહારમાં જોડાયેલાઓએ યોગ્ય અયોગ માણસને ઓળખીને તે પ્રમાણે કામ કરાવવામાં વિવેક રાખવો. ૬૬



**अन्नवस्त्रादिभिः सर्वे स्वकीयाः परिचारकाः।**
**सम्भावनीयाः सततं यथायोग्यं यथाधनम्।।६७।।**

**અને પોતાના જે સેવક હોય તે સર્વની પોતાના સામર્થ્ય પ્રમાણે અન્ન-વસ્ત્રાદિકે કરીને યથાયોગ્ય સંભાવના નિરંતર રાખવી. ॥૬૭॥**

*ભાષ્ય :* પોતાની કે પોતાના પરિવારની સેવા(કામકાજ) કરનારા જે નોકર ચાકર વગેરે હોય તેમને અન્ન-વસ્ત્રાદિકે કરીને રાજી રાખવા. ઘરધણીમાં મદદગારોને સાચવી લેવાનું ચાતુર્ય હોય તો તે મહાન ગુણ

છે અને તે પારકા માણસ પાસે પણ પોતાનું હિત કાર્ય કરાવી શકે છે. શ્રીહરિ કહે છે કે अन्नेति-સમય સમય પ્રમાણે પોતાના નોકર ચાકરને તેની જીવિકાને અનુરૂપ યોગ્યતા જોઈને પોતાની ધનશક્તિ પ્રમાણે કાંઈક આપીને રાજી રાખવા. ૬૭



**यादृग्गुणो यः पुरुषस्तादृशा वचनेन सः।**
**देशकालानुसारेण भाषणीयो न चान्यथा।।६८।।**

**અને જે પુરુષ જેવા ગુણવાળો હોય તે પુરુષને તેવાં વચને કરીને દેશ-કાળાનુસારે યથાયોગ્ય બોલાવવો પણ એથી બીજી રીતે ન બોલાવવો. ॥૬૮॥**

*ભાષ્ય :* ઘણું કરીને પરસ્પર હેત અનુકૂળ બોલવાથી જ થાય છે. જો બોલવામાં ખામી રહેતી હોય તો હેતનું બંધન રહેતું નથી. તો દેશકાળને અનુરૂપ બોલવાનું ચાતુર્ય મનુષ્ય જીવનમાં આવશ્યક છે. એવું સમજીને શ્રીહરિ કહે છે, यादृगिति કોઈ મનુષ્ય જાતિથી, કુળને લીધે કે વિદ્યા આદિ સદ્‌ગુણોને કારણે ઘણો મોટો કહેવાતો હોય, ભલે તે ઉંમરમાં બાળક જેવો જણાતો હોય, તો પણ તેની મોટાઈ(ગૌરવ)ને અનુસારે તેને બોલાવવો જોઈએ. જેનો સ્વભાવ ઓછું બોલવાનો હોય તો તેને ઓછા શબ્દોમાં કેટલાક ગંભીર શબ્દો બોલીને તેને યોગ્ય રીતે બોલાવવો. જે વધારે બોલવાની ટેવવાળો હોય તો તેણે સામી વ્યક્તિને ગમે તેવા વધારે શબ્દોથી બોલાવવો.

વ્યક્તિના ગુણ જોઈને બોલવું, તેમજ દેશ આદિ સ્થાન વગેરેને અનુસારે પણ બોલવામાં વિવેક રાખવો જોઈએ. તે કહે છે, देशेति કોઈ પોતાનો બાળમિત્ર હોય, પણ જો તે ન્યાયાલયમાં ન્યાયાધીશના

પદ ઉપર બેઠો હોય તો તેને મન ફાવે તેવા શબ્દોમાં બોલાવાય નહિ. પરંતુ ન્યાયાલય જેવા સ્થાનને યોગ્ય, જેમ કોઈ રાજાની પાસે હોય તેમ વિનય ભર્યા શબ્દોથી બોલાવાય. એ જ રીતે કોઈને ઘેર શોકનો પ્રસંગ આવ્યો હોય, તે સમયે જો પોતે જાય તો બધું વિચારીને તે વાતાવરણને અનુરૂપ બોલવું જોઈએ, પણ શોકાતુરની સાથે હરખભર્યો વ્યવહાર કરાય નહિ. માટે દેશ, કાળ અને વ્યક્તિ વિશેષને સમજીને બોલનારો વ્યવહારમાં પણ શ્રેય(લાભ)ને પામે છે. ૬૮



**गुरुभूपालवर्षिष्ठत्यागिविद्वत्तपस्विनाम्।**
**अभ्युत्थानादिना कार्यः सन्मानो विनयान्वितैः।।६९।।**

**અને વિનયે કરીને યુક્ત એવા જે અમારા આશ્રિત સત્સંગી તેમણે ગુરુ, રાજા, અતિવૃદ્ધ, ત્યાગી, વિદ્વાન અને તપસ્વી; એ છ જણા આવે ત્યારે સન્મુખ ઊઠવું તથા આસન આપવું તથા મધુર વચને બોલાવવું ઈત્યાદિક ક્રિયાએ કરીને એમનું સન્માન કરવું. ॥૬૯॥**

***ભાષ્ય :*** હવે જેને દેખીને સામે ઊઠીને જવું જોઈએ તેવા યોગ્ય પુરુષોની સમક્ષ ઊઠીને જવું. તે કર્તવ્ય છે, એમ શ્રીહરિ કહે છે. गुर्विति - ગુરુ, રાજા, અતિવૃદ્ધ, ત્યાગી, વિદ્વાન અને તપસ્વી, એ છ જણ આવે ત્યારે સન્મુખ ઊઠવું, આસન આપવું તથા મધુર વચને બોલાવવું. ઈત્યાદિ ક્રિયાએ કરીને તેમનું સન્માન કરવું. જે ભણાવી વિદ્યા આપીને નવો જન્મ આપે છે તે ગુરુની સામે ઊઠીને જવા વગેરેથી તેમનું સન્માન કરવું. ઉંમરમાં નાનો હોવા છતાં ધર્મનો રક્ષક જે રાજા, તેનું પણ સામે ઊઠીને જવું ઈત્યાદિથી સન્માન કરવું. જે ઉંમરથી ઘણા વૃદ્ધ હોય, તેની જ માફક આશ્રમથી વૃદ્ધ ત્યાગી હોય, વેદાદિ શાસ્ત્રોને ભણેલા વિદ્વાન હોય અને તેની જ જેમ જે તપસ્વી હોય, એ બધા આવે ત્યારે તેમની

સન્મુખ ઊઠીને વિનયથી તેમનું સન્માન કરવું. તેમાં મુખ્ય શાસ્ત્ર તો વેદ અને બીજા જે શાસ્ત્ર કહેવાય છે, તે તો વેદના અંગ છે અને કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતો કરીને પોતાના શરીરને સૂકવી નાખતા તપસ્વી ભલે કોઈ શાસ્ત્રને ભણ્યા ન હોય, તોપણ તે સત્કાર કરવાને યોગ્ય છે. સન્માન કરવામાં યથાયોગ પ્રણામ પણ કરવા.

પ૪માં શ્લોકમાં 'વ્યાવહારિક કાર્ય કરવું' એવી આજ્ઞા કરી છે અને તેને અનુરૂપ વિશેષ આજ્ઞાઓ આ ગ્રંથમાં લખી છે, પણ તેમાં પ્રસ્તુત શ્લોકની શી સંગતિ છે ? આવો પ્રશ્ન થાય ત્યારે ભાષ્યકાર કહે છે કે આ ક્રમમાં રાજાની સંગતિ તેના વંશ(અન્વય)થી છે. તેમજ ગુરુ વગેરેની સન્મુખ ઊઠીને સન્માન કરવાનું જે કહ્યું છે તે તો લૌકિક શ્રેયને માટે પણ છે, એમ બધું સુસંગત છે. ૬૯



**नोरौ कृत्वा पादमेकं गुरुदेवनृपान्तिके।**
**उपवेश्यं सभायां च जानू बद्ध्वा न वाससा।।७०।।**

**અને ગુરુ, દેવ ને રાજા એમને સમીપે તથા સભાને વિષે પગ ઉપર પગ ચઢાવીને ન બેસવું તથા વસ્ત્રે કરીને ઢીંચણને બાંધીને ન બેસવું. ॥૭૦॥**

*ભાષ્ય :* આ કહ્યું તે રીતે ગુરુ આદિના સત્કાર કરવાની રીત કહી. હવે તે ગુરુ આદિની સમીપે બેસવામાં અયોગ્ય આસનનો નિષેધ કરતા શ્રીહરિ કહે છે. नोराविति - ગુરુ, મૂર્તિરૂપે રહેલા દેવ તથા રાજાની સમીપમાં પગ ઉપર પગ ચઢાવીને કે વસ્ત્રથી ઘૂંટણોને બાંધીને ન બેસવું. તેમજ સભામાં પણ પગ ઉપર પગ ચઢાવીને તથા વસ્ત્રથી ઘૂંટણોને બાંધીને ન બેસવું. અહીં ગુરુ, દેવ અને રાજાની સમીપે જે

રીતના આસને બેસવાની ના કહી છે તે રીતે જ અતિવૃદ્ધ, ત્યાગી, વિદ્વાન અને તપસ્વીની સમીપે પણ તેનો નિષેધ કર્યો છે, માટે તે પ્રમાણે ન બેસવું. ૭૦



**विवादो नैव कर्त्तव्यः स्वाचार्येण सह क्वचित्।**
**पूज्योऽन्नधनवस्त्राद्यैर्यथाशक्ति स चाखिलैः ॥७१॥**

**અને અમારા આશ્રિત જે સર્વ સત્સંગી તેમણે પોતાના આચાર્ય સંગાથે ક્યારેય પણ વિવાદ ન કરવો અને પોતાના સામર્થ્ય પ્રમાણે અન્ન, ધન, વસ્ત્રાદિકે કરીને તે પોતાના આચાર્યને પૂજવા. ॥૭૧॥**

*ભાષ્ય :* દેહ નિર્વાહ માટે લૌકિક કામકાજમાં લાગેલા મનુષ્યોએ પણ ઘણું કરીને કોઈની સાથે વિવાદ ન કરવો જોઈએ. તો રોજનો સંબંધ રહેવાથી આચાર્યની સાથે પણ થઈ શકતો વિવાદ બધી રીતે નુકશાન કરનારો છે. એટલે સંભવી શકતો તે વિવાદ અત્યંત દૂરથી તજી દેવો, એમ શ્રીહરિ કહે છે. विवाद इति – પોતાનું જીવન ક્લેશ વગર ચાલતું હોય તો ન્યાય ભરી બાબત માટે પણ કોઈની સાથે વિવાદ ન કરવો. 'આ મારું છે, પણ એનું નથી' એમ કહીને કોઈ એક જ પદાર્થને માટે પરસ્પર વિરુદ્ધ જે બોલાતું હોય તે વિવાદ કહેવાય છે. તેમાં આચાર્યની સાથે તો કોઈ નિમિત્ત હોય, જીવન વ્યવહારમાં મુશ્કેલી પડતી હોય, પોતાની બાબત ન્યાયસંગત હોય તોપણ વિવાદ કરવો નહિ. 'પોતાના આચાર્ય' આવો શબ્દ છે એટલે આચાર્યનો ઉપકાર પોતાના ઉપર સાક્ષાત્ છે, તેમ જણાય છે અથવા આચાર્યની સાથે વિવાદ-જીભાજોડી કરવી નહિ. તે વિવાદ તો ખાનગીમાં પણ ન કરવો. તેમાં કારણ એ છે કે તે પૂજ્ય છે. માટે સહુએ વૃદ્ધોએ પણ

અન્ન, ધન, વસ્ત્ર વગેરેથી કે ઊઠી સામે જઈને સત્કાર કરવો. પગે લાગવું, આત્મા તથા આત્મીયજનોને અર્પણ કરવા વગેરેથી તેમને પૂજવા, તો આ પ્રમાણે પૂજ્ય વ્યક્તિની સાથેનો વિવાદ તો આ લોક અને પરલોકમાં ઘણો જ અનર્થ કરે છે. ૭૧



**तमायान्तं निशम्याशु प्रत्युद्गन्तव्यमादरात्।**
**तस्मिन् यात्यनुगम्यं च ग्रामान्तावधि मच्छ्रितैः ।।७२।।**

**અમારા જે આશ્રિત જન તેમણે પોતાના આચાર્યને આવતા સાંભળીને આદર થકી તત્કાળ સન્મુખ જવું અને તે આચાર્ય પોતાના ગામથી પાછા પધારે ત્યારે ગામની ભાગોળ સુધી વળાવવા જવું. ॥૭૨॥**

*ભાષ્ય :* તે રીતે જ આચાર્ય પોતાને ગામ જ્યારે આવતા હોય ત્યારે મારા આશ્રિતોએ ગામની ભાગોળ સુધી તેમને સત્કારવા માટે સન્મુખ જવું અને જ્યારે તે પોતાના ગામથી પાછા પધારતા હોય ત્યારે મારા આશ્રિતોએ તેમને સત્કાર સાથે વળાવવા માટે ગામની ભાગોળ સુધી જવું. તો આ રીતે સામે જઈને સત્કાર કરનારા તથા પાછળ પાછળ વળાવવા જનારા શિષ્યોએ આચાર્યની સાથે વિવાદ કરાય જ નહિ. તે શ્રીહરિ કહે છે तमायान्तम् મારા આશ્રિતોએ પોતાના આચાર્યને આવતા સાંભળીને તત્કાળ આદરથી સામે જવું અને તે પોતાના ગામથી પાછા પધારતા હોય ત્યારે ગામની ભાગોળ સુધી વળાવવા જવું. તે પરાશર માધવીયમાં વચન છે કે "ગુરુ-આચાર્ય આવતા હોય ત્યારે સન્મુખ જવું અને પાછા જતા હોય ત્યારે તેમની પાછળ વળાવવા જવું." ૭૨



**अपि भूरिफलं कर्म धर्मापेतं भवेद्यदि।**
**आचर्यं तर्हि तन्नैव धर्मः सर्वार्थदोऽस्ति हि।।७३।।**

**અને ઘણુંક છે ફળ જેને વિષે એવું પણ જે કર્મ તે જો ધર્મે રહિત હોય તો તેનું આચરણ ન જ કરવું. કેમ જે, ધર્મ છે તે જ સર્વ પુરુષાર્થનો આપનારો છે. માટે કોઈક ફળના લોભે કરીને ધર્મનો ત્યાગ ન કરવો. ॥૭૩॥**

*ભાષ્ય :* શ્રીહરિએ પહેલા તો પોતાના આશ્રિતોને દેહનિર્વાહ કરવા માટે લૌકિક કર્મ કહ્યું. તે લૌકિક કર્મ-વ્યવહારમાં પ્રવર્તેલાઓને માટે આવશ્યક બાબતોને આટલા શ્લોકોમાં કહી. તે પછી ભક્તિયોગમાં આવશ્યક ગુણોની ચકાસણી કરી. તુરંત પરિવારની સંભાળ લેવાનું ચાતુર્ય કહ્યું. સમાજ વ્યવહારમાં વાણીની કુશળતા બતાવી. પછી ગુરુ અને રાજા વગેરેનું સન્માન કરવાની ભલામણ કરી અને છેલ્લે અયોગ્ય વિવાદ તજી દેવાનું શીખવ્યું. આમ બધું અનુક્રમે કહ્યું. આ રીતે સમગ્ર નિયમ વિશેષોને દૃઢપણે ધારીને લૌકિક કામ-કાજમાં લાગેલા ભક્તજને શાસ્ત્રમાં કહેલા સદાચારમય ધર્મને અનુસરીને જ વર્તવું પણ ક્યારેય ધર્મથી વિરુદ્ધ વર્તવું નહિ. તેમ શ્રીહરિ પોતાના ભક્તોને કહે છે. अपीति – જેમાં ઘણો જ લાભ થાય એવું દેખાતું હોય, એવું જે કાર્ય, તે જો ધર્મથી રહિત અર્થાત્ શાસ્ત્રથી વિરુદ્ધ હોય તો તે ન કરવું. ધર્મ તો પ્રેરણા કરનારો છે. એટલે તેથી વિરુદ્ધ વર્તન તો નિષિદ્ધ જ છે. જેમાં ધર્મ ન હોય તેને તજી દેવું. કારણ કે, ધર્મ રાખશો તો બધું રહેશે. ધર્મ સર્વ પુરુષાર્થોને આપનારો છે એમ કહ્યું છે. શાસ્ત્રાનુસાર ધર્મ પાળવામાં આવે તો તે અર્થ અને કામને આપે છે. જો ફળની અપેક્ષા રાખ્યા સિવાય નિષ્કામભાવે ધર્મ પાળવામાં આવે તો તે મોક્ષને પણ આપે છે. તો આવા ધર્મનું ઉલ્લંઘન કરવું અને અધર્મનું આચરણ કરવું તે તો મહાન અનર્થ કરનારું છે. જે કાર્યમાં લાભ દેખાતો હોય પણ તે જો શાસ્ત્રનિષિદ્ધ હોય તો તે કાર્યને તજી દેવું. ૭૩



**पूर्वैर्महद्भिरपि यदधर्माचरणं क्वचित्।**
**कृतं स्यात्तत्तु न ग्राह्यं ग्राह्यो धर्मस्तु तत्कृतः ।।७४।।**

**અને પૂર્વે થયા જે મોટા પુરુષ તેમણે પણ જો ક્યારેક અધર્માચરણ કર્યું હોય તો તેનું ગ્રહણ ન કરવું અને તેમણે જે ધર્માચરણ કર્યું હોય તો તેનું ગ્રહણ કરવું. ।।૭૪।।**

***ભાષ્ય :*** શંકા - કદાચ કોઈ વિચિત્ર યોગને લીધે ધર્મમાર્ગથી પડી જવાય તોપણ શું ? તેનાથી કાંઈ ઝાઝું નુકશાન થતું નથી. કારણ કે, દેવતાઓ તથા ઋષિઓનાં જીવનમાં સંભળાય છે કે તેઓ શાસ્ત્રમાં કહેલ ધર્મથી નીચું ઊંચું-આઘું પાછું વર્ત્યા હોય, મોટાનું આચરણ જ આપણે માટે પ્રમાણ છે. એમ કોઈ વિચારતા હોય તો તેમને માટે શ્રીહરિ કહે છે, पूर्वैरिति - પૂર્વે મોટા મોટા દેવો અથવા મહર્ષિઓએ ધર્મવિરુદ્ધ કાંઈ વર્તન કર્યું હોય તોપણ તે આપણે સ્વીકારવું નહિ. તેમનું બીજું શ્રેષ્ઠ વર્તન જે હોય તે જ આપણે માટે પ્રમાણ-સ્વીકાર્ય છે. જે મહાપુરુષો પોતાના તપના પ્રભાવથી વેદોનો સાક્ષાત્કાર કરીને ધર્મની મર્યાદાઓને નિશ્ચિત કરી શકે છે તે દેવો અથવા મહર્ષિઓનાં વર્તન આપણે જોવા-વિચારવાના નથી. તેમણે બતાવેલા સન્માર્ગમાં જ આપણે રહેવાનું છે. તે મહાભારતમાં કહ્યું છે કે, "ધર્મ પાળવાની બુદ્ધિ વાળા ધર્માત્મા પુરુષે દેવતાઓએ કે ઋષિમુનિઓએ જે કર્મ(ક્રિયા) કર્યાં હોય તે પ્રમાણે બીજાએ કરવું નહિ. તેમજ તે સાંભળીને તેની નિંદા પણ કરવી નહિ."(મ.ભા.શાં.મો.૨૯૨/૧૭) ૭૪



**गुह्यवार्ता तु कस्यापि प्रकाश्या नैव कुत्रचित्।**
**समदृष्ट्या न कार्यश्च यथार्हार्चाव्यतिक्रमः।।७५।।**

**અને કોઈની પણ જે ગુહ્યવાર્તા તે તો કોઈ ઠેકાણે પણ પ્રકાશ કરવી જ નહિ અને જે જીવનું જેવી રીતે સન્માન કરવું ઘટતું હોય તેનું તેવી રીતે જ સન્માન કરવું, પણ સમદષ્ટિએ કરીને એ મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિ. ॥૭૫॥**

*ભાષ્ય :* કોઈની ગુહ્ય(ખાનગી છુપાવ્યા જેવી) વાત જાહેર કરવામાં આવે તો તે બીજાને અને જાહેર કરનારાને, બંનેને નુકશાન કરે છે. એટલે તે બાબતને લૌકિક વ્યવહારની પ્રવૃત્તિમાં પણ તજી દેવી, આવું સમજીને શ્રીહરિ કહે છે કે કોઈની ખાનગી બાબત પ્રકટ કરવી નહિ. गुह्यवार्ता - કોઈ શત્રુની પણ ગુપ્ત માહિતી ખુલ્લી કરવી નહિ, તો પછી તટસ્થની કે મિત્રની તો કેમ કરાય ? કદાચ પોતાને કોઈ સારો લાભ થતો હોય તો પણ કોઈની ગુપ્ત બાબતને ઉઘાડી કરવી નહિ.

ભગવદ્ગીતામાં કહ્યું છે કે, "વિદ્યા વિનય આદિ સદ્ગુણોથી સંપન્ન કોઈ બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને ચાંડાળમાં જ્ઞાનૈકાકાર દૃષ્ટિથી દેખનારા જ્ઞાની પુરુષો સમદૃષ્ટિ રાખે છે, તો તેમાં આદરભાવ માનીને ક્યારેય બહાર વ્યવહારમાં રહેલો ઊંચ-નીચનો ભેદ અવગણવો નહિ અને ઊંચ-નીચની મર્યાદાને ઉલ્લંઘીને જો બધાનો સત્કાર વાણીથી તથા બાહ્ય ઉપચારોથી એક સરખો જ કરવામાં આવે તો પરિણામે અનર્થ જ (નુકશાન જ) થાય છે. એટલે આત્મતત્ત્વને યથાર્થરૂપમાં સમજનારાએ પણ બહારના વ્યવહારને અનુરૂપ ઊંચ-નીચનો સત્કાર કરવામાં તારતમ્ય અવશ્ય રાખવું. બધાનો સત્કાર એક સમાન જ ન કરવો. તે અંગે શ્રીહરિ પોતાના આત્મજ્ઞાની આશ્રિતોને વિશેષ સતર્ક રાખીને કહે છે. કેટલાકનો સત્કાર મનોવૃત્તિ માત્રથી (મનના સંકલ્પથી) કરવો. અમુકનો ઊઠી સામે જઈને સત્કાર કરવો, તો કોઈનો સત્કાર

ઊઠી સન્મુખ જઈ પ્રણામ કરીને કરવો. કેટલાકનો સત્કાર તો ઊઠી, સામે જઈ, પ્રણામ કરી અને ચરણોને સ્પર્શીને કરવો. તે બધાને યથાયોગ્ય માન આપવું, પણ મર્યાદાને તોડવી નહિ. પવિત્ર-અપવિત્રના સ્પર્શાસ્પર્શનો વિવેક આત્મવેત્તાએ પણ રાખવો. શાસ્ત્રકૃત મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિ. ૭૫



**विशेषनियमो धार्यश्चातुर्मास्येऽखिलैरपि।**
**एकस्मिन् श्रावणे मासि स त्वशक्तैस्तु मानवैः ।।७६।।**

**અને અમારા જે સર્વે સત્સંગી તેમણે ચાતુર્માસને વિષે વિશેષ નિયમ ધારવો અને જે મનુષ્ય અસમર્થ હોય તેમણે તો એક શ્રાવણ માસને વિષે વિશેષ નિયમ ધારવો. ॥૭૬॥**

*ભાષ્ય :* હવે શ્રીહરિ કેટલાક નૈમિત્તિક ધર્મોને પાળવાની આજ્ઞા કરે છે. विशेषेति – મારા સમગ્ર આશ્રિતોએ વર્ષાકાલીન ચાતુર્માસમાં ધર્મસંબંધી વિશેષ નિયમ રાખવા. જે મનુષ્ય અશક્ત હોય તેમણે એક શ્રાવણમાસમાં વિશેષ નિયમ ધારવા. કોઈ શંકા કરે કે નિયમ રાખવામાં અશક્ત હોય તે તો છોડી દેશે, થોડા એ નિયમ રાખવાનો આગ્રહ શું ? ત્યારે ભાષ્યકાર કહે છે કે શાસ્ત્રના વિધાનને ન માને તે તો પશુ જ કહેવાય. તેથી મનુષ્ય માનીને જ શ્રીહરિએ આ બધા વિધાનો કર્યા છે. જો પશુ હોય તો ભલેને નિયમોનો ત્યાગ કરે ! ૭૬



विष्णोः कथायाः श्रवणं वाचनं गुणकीर्तनम्।
महापूजा मन्त्रजपः स्तोत्रपाठः प्रदक्षिणाः।।७७।।
साष्टाङ्गप्रणतिश्चेति नियमा उत्तमा मताः।
एतेष्वेकतमो भक्त्या धारणीयो विशेषतः।।७८।।

**અને તે વિશેષ નિયમ તે કયા ? તો ભગવાનની કથાનું શ્રવણ કરવું તથા કથા વાંચવી તથા ભગવાનના ગુણનું કીર્તન કરવું તથા પંચામૃત સ્નાને કરીને ભગવાનની મહાપૂજા કરવી તથા ભગવાનના મંત્રનો જપ કરવો તથા સ્તોત્રનો પાઠ કરવો તથા ભગવાનને પ્રદક્ષિણાઓ કરવી. ॥૭૭॥**

**તથા ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કરવા, એ જે આઠ પ્રકારના નિયમ, તે અમે ઉત્તમ માન્યા છે. તે માટે એ નિયમમાંથી કોઈ એક નિયમ જે તે ચોમાસાને વિષે વિશેષપણે ભક્તિએ કરીને ધારવો. ॥૭૮॥**

*ભાષ્ય :* ધર્મમાં વિશેષ નિયમોને શ્રીહરિ કહે છે. विष्णोरित्यादिना – 'અવશ્ય કરવા-પાળવા છે.' એમ નિયમથી જેનું વિધાન કરાતું હોય તે નિયમ કહેવાય છે. તે નિયમો નીચે પ્રમાણે છે. ૧-ભગવાનની કથા સાંભળવી, ૨-કથા વાંચવી, ૩-સદ્‌ગુણ ભર્યા કીર્તન ગાવા, ૪-ષોડશોપચાર પૂર્ણ મંત્રોચ્ચાર સહિતની પૂજા-તે મહાપૂજા, ૫-ષડક્ષર, અષ્ટાક્ષર, દ્વાદશાક્ષર આદિ મંત્રોનો જપ, ૬-અષ્ટોત્તરશતનામ અને સહસ્ર નામ વગેરે સ્તોત્રોનો પાઠ, ૭-પ્રદક્ષિણા, ૮-સાષ્ટાંગ પ્રણામ વગેરે નિયમો સાક્ષાત્ ભગવત્સ્વરૂપના સંબંધવાળા હોવાથી ઉત્તમ કહેવાય છે. જોકે, ચાતુર્માસમાં શાક વગેરેના ત્યાગરૂપ પણ વિશેષ ધર્મ નિયમો વર્ણવ્યા છે. તે નિયમો કરતા પણ ઉપર જે આઠ નિયમ કહ્યા તે વધારે સારરૂપ છે. કારણ કે, તે બધા ભગવાનના ગુણશ્રવણ આદિરૂપ છે. જો કે ઉપર જણાવ્યા તે બધા નિયમોને એક વ્યક્તિ ધારી શકે નહિ, છતાં તેમાંથી કોઈ પણ નિયમ યથાસંભવ ભક્તિભાવથી

અવશ્ય ધારવા. આ બધા નિયમ પ્રેમભર્યા શુદ્ધભાવથી પાળવા પણ તેમાં ફળની અપેક્ષા ન રાખવી. ફળની આશાથી ધારવામાં આવતા નિયમ કામ્યકર્મ કહેવાય છે. માટે તે કામ્યકર્મ રૂપ નિયમ મોક્ષ ચાહનારાએ સ્વીકારવાના નથી. ૭૭-૭૮



**एकादशीनां सर्वासां कर्तव्यं व्रतमादरात्।**
**कृष्णजन्मदिनानां च शिवरात्रेश्च सोत्सवम्।।७९।।**

**અને સર્વ જે એકાદશીઓ તેમનું વ્રત જે તે આદર થકી કરવું તથા શ્રીકૃષ્ણ ભગવાનના જે જન્માષ્ટમી આદિક જન્મદિવસ તેમનું વ્રત જે તે આદર થકી કરવું તથા શિવરાત્રીનું વ્રત જે તે આદર થકી કરવું અને તે વ્રતના દિવસને વિષે મોટા ઉત્સવ કરવા. ॥૭૯॥**

*ભાષ્ય :* જો વ્રત કરવામાં આવે તો ભગવાન અત્યંત રાજી થાય અને જો ન કરવામાં આવે તો ઘણો અનર્થ થાય. એવું એક વ્રત જે પ્રેમપૂર્વક કરવું જોઈએ. તે શ્રીહરિ કહે છે, एकादशीति - બધી એકાદશીઓનું વ્રત-ઉપવાસ આદિના નિયમોએ સહિત આદરથી કરવું. જેમ પુણ્યકર્મના ફળમાં ઘણો જ આદર હોય છે તેમ 'આ વ્રત મારે માટે કરું છું' આવી ભાવના રાખીને આદરથી કરવું. ભગવાનના જે જન્મના દિવસો હોય, તે નિમિત્તે પણ વ્રત ઉપવાસ અને ઉત્સવ વગેરે ઉત્સાહ પૂર્વક કરવા. અહીં કૃષ્ણ જન્મદિનમાં કૃષ્ણ શબ્દ વાપર્યો છે તેનો અર્થ વસુદેવના પુત્ર કૃષ્ણ એવો કરવાનો નથી. પરંતુ તે સિવાય સર્વ સાધારણ ભગવાનના બધા જ અવતારોને માટે કૃષ્ણ શબ્દનો બહુવાર પ્રયોગ થાય છે અને થયો છે. "જે જન્મ લેતા નથી છતાં અનેક રૂપે થાય છે."(તૈ.આ.૩/૧૩/૧) આ શ્રુતિ પ્રમાણે જન્મ એટલે અવતરવું એમ કહેવાય છે.

ભગવાનના જન્મના દિવસોએ ભગવાનનો ઉત્સવ વિશેષ પ્રમાણમાં કરવો. ભગવાન સંબંધી વ્રત કહ્યું અને પછી ભાગવત એટલે કે ભગવદ્ ભક્તનું વ્રત કરવાનું કહે છે. શિવ-શંકર ભગવાનના ભક્તોમાં અગ્રગણ્ય છે. "શિવ મહાન ભગવદ્ ભક્ત છે" એવું પ્રામાણિક વચન છે. તે શિવજીનું વ્રત શિવરાત્રીના દિવસે ભગવાનના ઉત્સવની જેમ ઉત્સાહથી કરવું. એકાદશી, અવતારના જન્મદિનો અને શિવરાત્રી, આ દિવસોના વ્રત નિત્ય કરવાના હોય છે. માટે તેને નિત્યવ્રત કહ્યા છે. નારદપંચરાત્રમાં કહ્યું છે કે, "વિષ્ણુભક્ત વૈષ્ણવોને માટે આ વ્રતો નિત્ય કહ્યા છે. જેમ કે, દરેક મહિનાના બંને પખવાડિયાની બધી જ એકાદશીઓ, ભાદરવા સુદિ બારશ-વામન દ્વાદશી અને શ્રીરામચંદ્રજીના પ્રાકટ્યની તિથિ ચૈત્ર શુક્લ નવમીની તિથિ કે જે અલૌકિક સિદ્ધિને આપે છે."(નારદ પાંચરાત્ર) ૭૯



**उपवासदिने त्याज्या दिवा निद्रा प्रयत्नतः।**
**उपवासस्तया नश्येन्मैथुनेनेव यन्नृणाम्।।८०।।**

**અને જે દિવસે વ્રતનો ઉપવાસ કર્યો હોય તે દિવસે અતિશય યત્ને કરીને દિવસની નિદ્રાનો ત્યાગ કરવો, કેમ જે, જેમ મૈથુને કરીને મનુષ્યના ઉપવાસનો નાશ થાય છે, તેમ જ દિવસની નિદ્રાએ કરીને મનુષ્યના ઉપવાસનો નાશ થઈ જાય છે. ॥૮૦॥**

*ભાષ્ય :* ઉપવાસને દિવસ તજી દેવાની વાત કહે છે. उपवासदिने – ઉપવાસને દિવસ આળસ આદિને લીધે દિવસે પણ ઊંઘ આવે. એટલા માટે પ્રયત્નપૂર્વક દિવસે આવતી નિદ્રા-ઊંઘનો ત્યાગ કરવો. મૈથુન કરવાથી જેમ ઉપવાસનો ભંગ થાય છે તેમ દિવસે ઊંઘવાથી પણ ઉપવાસ ભાંગી જાય છે. તેને માટે સમયમયૂખમાં દેવલનું વચન છે કે

"દિવસે ઊંઘવાથી અને મૈથુન કરવાથી ઉપવાસનો નાશ થાય છે." જો કે દિવસે સૂવાનું તો સર્વ સામાન્ય રીતે નિષિદ્ધ જ છે. તે પરાશરમાધવીયમાં અત્રિએ કહ્યું છે કે, "દિવસે ઊંઘવાનો તથા સ્ત્રીસંગનો ત્યાગ કરવો." એમ હોવા છતાં અહીંયા જે દિવાનિદ્રાનો નિષેધ કર્યો છે તે વ્રતનો ભંગ કરનાર હોવાથી અનર્થ કરે છે, એમ સમજાવવા માટે છે. ૮૦



**सर्ववैष्णवराजश्रीवल्लभाचार्यनन्दनः।**
**श्रीविठ्ठलेशः कृतवान् यं व्रतोत्सवनिर्णयम्।।८१।।**

**कार्यास्तमनुसृत्यैव सर्व एव व्रतोत्सवाः।**
**सेवारीतिश्च कृष्णस्य ग्राह्या तदुदितैव हि।।८२।।**

**અને સર્વ વૈષ્ણવના રાજા એવા જે શ્રીવલ્લભાચાર્ય તેના પુત્ર જે શ્રીવિઠ્ઠલનાથજી, તે જે તે જે વ્રત અને ઉત્સવના નિર્ણયને કરતા હવા. ॥૮૧॥**

**અને તે વિઠ્ઠલનાથજીએ કર્યો જે નિર્ણય, તેને જ અનુસરીને સર્વે વ્રત ને ઉત્સવ કરવાં અને તે વિઠ્ઠલનાથજીએ કહી જે શ્રીકૃષ્ણની સેવારીતિ તેનું જ ગ્રહણ કરવું. ॥૮૨॥**

*ભાષ્ય :* જે વ્રતોને કરવાની આજ્ઞા કરી તથા વ્રતના દિવસોમાં જે ઉત્સવ કરવાની આજ્ઞા કરી, તેની વિવિધતા કેમ સમજવી ? હવે તે બાબતે શ્રીહરિ કહે છે સર્વેતિ- જો કે શ્રીવલ્લભાચાર્ય છેલ્લે સિદ્ધાંતમાં જગત તથા બ્રહ્મતત્ત્વનો અભેદ સ્વાભાવિક છે એમ કહે છે. છતાં જ્યારે તેઓ ભેદ માને છે તે અવસરે શ્રીકૃષ્ણ જ સર્વસેવ્ય છે, શ્રીકૃષ્ણનાં સ્વરૂપમાં કરેલ પરા ભક્તિ જ જીવનો મોક્ષ કરે, એમ માને છે. તેમના આટલા જ મંતવ્યથી ખુશી થયેલા દયાનિધિ ભગવાન શ્રીહરિ સ્વયં

તેમની પ્રશંસા કરે છે. ભગવાનનો આવો સ્વભાવ છે કે 'યજ્ઞ દ્વારા ઈન્દ્રાદિ દેવોની આરાધના કરનારાઓ પણ ખરેખર મારા શરીરની જ આરાધના કરે છે.' આવો વિચાર રાખીને યજ્ઞ કરનારાને તેનું ફળ આપે છે. તે રીતે જ સુશોભન હૃદયવાળા(સુહૃદભાવ રાખનારા) એવા આ શ્રીહરિ જે કોઈ પણ સમયે પોતાની આરાધના-ઉપાસના કરનારાને વૈષ્ણવાગ્રેસર-સમગ્ર વૈષ્ણવોના રાજા છે એમ શું નહિ માને ?

તે વૈષ્ણવ સાર્વભૌમ શ્રીવલ્લભાચાર્યના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી હતા. તેમણે શ્રીકૃષ્ણ ભગવાન સંબંધી એકાદશી આદિ વ્રતોનો તથા અન્નકૂટ આદિ ઉત્સવોનો નિર્ણાયક જે ગ્રંથ રચ્યો હતો, મારા આશ્રિતોએ તે ગ્રંથને અનુસારે જ બધા વ્રત તથા ઉત્સવો કરવા, પણ તેનું ઉલ્લંઘન કરવું નહિ. છેલ્લે કહેલા વાક્ય ઉપરથી જણાય છે કે જે બાબતમાં સ્પષ્ટતા ન જણાતી હોય તે બાબત બીજા થકી પણ લઈ લેવી. વ્રત તથા તિથિઓનો નિર્ણય અને તેના વિવિધ પ્રકાર વગેરે જે હોય તે તેમાંથી લઈ લેવા. તેમજ ઉત્સવોનો નિર્ણય પણ તેમાંથી ગ્રહણ કરવો. વળી, જે શ્રીકૃષ્ણની મૂર્તિની સેવાની રીતિ, તેમજ આરતી વગેરેમાં જેનાં દર્શન થતા હોય તે વસ્ત્ર અલંકાર આદિ, ફૂલોના હાર, ચંદન વગેરે, ભગવાન માટેના થાળ-ભોગ આદિ બધા સેવાના ઉપચારો પણ વિઠ્ઠલનાથજીએ કહ્યા છે તે પ્રમાણે ગ્રહણ કરવા. ૮૧-૮૨.



**कर्तव्या द्वारिकामुख्यतीर्थयात्रा यथाविधि।**
**सर्वैरपि यथाशक्ति भाव्यं दीनेषु वत्सलैः।।८३।।**

**અને સર્વે જે અમારા આશ્રિત તેમણે દ્વારિકા આદિક જે તીર્થ, તેમની યાત્રા જે તે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાવિધિએ કરીને કરવી. અને વળી પોતાના સામર્થ્ય પ્રમાણે દીનજનને વિષે દયાવાન થવું. ॥૮૩॥**

**ભાષ્ય :** દ્વારિકા વગેરે તીર્થોની યાત્રા યથાશક્તિ કરવી, એમ કહે છે. कर्तव्येति- શ્રીકૃષ્ણનો સંબંધ અધિક હોવાથી દ્વારિકાનો મહિમા વધારે ગણાય છે અને તેથી જ તીર્થોમાં દ્વારિકાનું નામ પહેલા લીધું છે. એટલે દ્વારિકા આદિ તીર્થોની યાત્રા તે તીર્થના વિધિને અનુસરીને કોઈ પણ જાતના ફળની આશા રાખ્યા સિવાય જ કરવી. શાસ્ત્ર અને મહાપુરુષો મુમુક્ષુ જીવાત્માઓને કોઈ પણ જાતના ફળની અપેક્ષા રાખ્યા સિવાય કર્મ કરવાનું વિધાન કરે છે. તેથી જેમ કહ્યું હોય તેમજ મુમુક્ષુઓએ કરવું.

નિષ્કામભાવે કરેલું કર્મ ભક્તિરૂપ થાય છે. જે મુમુક્ષુઓ ભગવદ્ ભક્તિ કરવામાં ઠીક સ્થિતિ પામ્યા હોય તેમને નિષ્પન્ન કહ્યા છે અને જે શરૂઆતમાં જ હોય, ભક્તિ કરવામાં સ્થિર ન થયા હોય તેમને અનિષ્પન્ન કહ્યા છે. તો સમગ્ર નિષ્પન્ન તથા અનિષ્પન્ન મુમુક્ષુઓએ તીર્થયાત્રા કરવી. અનિષ્પન્ન મુમુક્ષુને પુણ્ય તીર્થોની યાત્રા કરવાથી તેનું મન નિર્મળ થાય છે અને તે પછી તેને ભક્તિનો ઉદય થાય છે. અને નિષ્પન્ન મુમુક્ષુઓને તો પોતાનું જ પ્રયોજન હોવાથી 'આ તીર્થો ભગવાનના સંબંધથી પવિત્ર પૂજ્ય અને મહિમાને પામ્યા છે. એટલા માટે મારે પ્રેમપૂર્વક તે સેવવાના છે.

પુણ્ય તીર્થોની યાત્રા હાથ-પગ આદિ અવયવોની શક્તિ હોય તે પ્રમાણે કરવી, પણ યાત્રા કરવી જ એવો આગ્રહ નથી. ભક્તિ પ્રવાહના તો ઘણા દ્વાર છે. દીનજનોના ઉપર દયાવાન થવું, તે સમગ્ર

તીર્થોની યાત્રા કરવાથી પણ મોટું પુણ્ય છે. દયા ન હોય તો કરેલી બધી તીર્થયાત્રા નિરર્થક થાય છે. માટે દયાવાન અવશ્ય થવું એમ 'भाव्यं दिनेषु' શબ્દોથી કહ્યું છે.

અથવા યથાશક્તિ તીર્થયાત્રા કરવી અને યાત્રિકોએ દીનજનો ઉપર દયાવાન થવું અર્થાત્ તીર્થમાં રહેલા દીનજનોને યથાશક્તિ દાન આપવું. ૮૩.



**विष्णुः शिवो गणपतिः पार्वती च दिवाकरः।**
**एताः पूज्यतया मान्या देवताः पञ्च मामकैः।।८४।।**

**અને અમારા જે આશ્રિત તેમણે વિષ્ણુ, શિવ, ગણપતિ, પાર્વતી અને સૂર્ય એ પાંચ દેવ પૂજ્યપણે કરીને માનવા. ॥૮૪॥**

**ભાષ્ય :** પરમ પુરુષાર્થ મોક્ષ પરાયણ મારા એકાંતિક ભક્તોએ ધર્મશાસ્ત્ર તથા સદાચારની પરંપરાથી ચાલી આવેલી પંચાયતનની પૂજા કરવી. 'પંચાયતનની પૂજા કરીએ તો અન્યદેવની ઉપાસના કરી કહેવાય,' એવી ભાવનાથી તે પૂજા તજી દેવી નહિ. પૂજ્ય દેવોની માત્ર પૂજા કરવાથી કાંઈ એકાંતિકપણાનું ઉલ્લંઘન થતું નથી. ઉલ્લંઘન તો ત્યારે કહેવાય કે તે તે દેવોને સર્વોત્કૃષ્ટ-સર્વોપરિપણે સ્વીકારવામાં આવે.

તે પંચાયન દેવોમાં મુખ્ય વિષ્ણુ છે. વિષ્ણુથી આરંભીને શિવ આદિની જે પૂજા કરવી તે પંચાયતન પૂજા કહેવાય છે. તે શ્રીહરિ કહે છે विष्णुरिति- વિષ્ણુને પહેલા નિર્દેશ કર્યો હોવાથી તેની પ્રધાનતા જણાય છે. તે પછીથી શિવ, ગણપતિ, પાર્વતી અને સૂર્ય કહ્યા છે. આ પાંચ દેવતાઓને મારા આશ્રિતોએ પૂજ્યપણે માનવા સમજવા. ૮૪.



**भूताद्युपद्रवे क्वापि वर्म नारायणात्मकम्।**
**जप्यं च हनुमन्मन्त्रो जप्यो न क्षुद्रदैवतः।।८५।।**

**અને જો ક્યારેક ભૂત-પ્રેતાદિકનો ઉપદ્રવ થાય ત્યારે તો નારાયણકવચનો જપ કરવો અથવા હનુમાનજીના મંત્રનો જપ કરવો પણ એ વિના બીજા કોઈ ક્ષુદ્ર દેવનાં સ્તોત્ર અને મંત્રનો જપ ન કરવો. ॥૮૫॥**

*ભાષ્ય :* અન્ય દેવતાની ઉપાસના અંગે શ્રીહરિ કહે છે કે કદાચ કોઈ વખતે કોઈ ભૂત-પ્રેત, પિશાચ આદિનો ઉપદ્રવ થાય તો તે ઉપદ્રવ ટાળવા માટે શ્રીમદ્ ભાગવતના ષષ્ઠ સ્કંધના આઠમા અધ્યાયમાં વિશ્વરૂપે ઈન્દ્રને જે નારાયણકવચ સ્તોત્ર કહ્યો છે તેના પાઠ કરવા અથવા હનુમાનજીના મંત્રનો જપ કરવો, પણ કોઈ ક્ષુદ્ર દેવ-દેવીના મંત્રનો જપ કરવો નહિ અને આ હનુમાનજી તો ભગવાનના એકાંતિક ભક્ત છે, તેના મંત્રનો જપ કરવો તે નિર્દોષ છે. ૮૫.



**रवेरिन्दोश्चोपरागे जायमानेऽपराः क्रियाः।**
**हित्वाऽऽशु शुचिभिः सर्वैः कार्यः कृष्णमनोर्जपः।।८६।।**

**અને સૂર્યનું ને ચંદ્રમાનું ગ્રહણ થયે સતે અમારા જે સર્વે સત્સંગી તેમણે બીજી સર્વે ક્રિયાનો તત્કાળ ત્યાગ કરીને પવિત્ર થઈને શ્રીકૃષ્ણ ભગવાનના મંત્રનો જપ કરવો. ॥૮૬॥**

**ભાષ્ય :** ઘણા લોકો ગ્રહણની વેળાએ મંત્રની સિદ્ધિ કરવાની ઈચ્છાથી ક્ષુદ્ર દેવદેવીના મંત્રોનો જપ કરતા હોય છે, પણ અમારા આશ્રિતોએ તે તુચ્છ માર્ગ સંપૂર્ણપણે છોડી દેવો. પરંતુ ગ્રહણ જેવા સમયે નાહીને પવિત્ર થયેલા સહુએ સમગ્ર કલ્યાણના મૂળભૂત એવા શ્રીકૃષ્ણનો મંત્ર જપવો. એમ શ્રીહરિ કહે છે रवेरिति સૂર્ય તથા ચંદ્રનું ગ્રહણ થાય

ત્યારે લૌકિકી બધી જ ક્રિયાઓનો ત્યાગ કરીને શુદ્ધપણે શ્રીકૃષ્ણના મંત્રનો જપ કરવો. અહીં લૌકિક ક્રિયાઓને તજી દેવાની વાત કહી છે, પણ ગ્રહણ નિમિત્તે પિતૃતર્પણાદિ જે ક્રિયાઓ કરાતી હોય તેનો ત્યાગ કરવો નહિ, પણ તે ક્રિયાઓ કરવી. ૮૬.



**जातायामथ तन्मुक्तौ कृत्वा स्नानं सचेलकम्।**
**देयं दानं गृहिजनैः शक्त्याऽन्यैस्त्वर्च्य ईश्वरः।।८७।।**

**અને તે ગ્રહણ મુકાઈ રહ્યા પછી વસ્ત્ર સહિત સ્નાન કરીને જે અમારા ગૃહસ્થ સત્સંગી હોય તેમણે પોતાના સામર્થ્ય પ્રમાણે દાન કરવું અને જે ત્યાગી હોય તેમણે ભગવાનની પૂજા કરવી. ॥૮૭॥**

**ભાષ્ય :** પછી જ્યારે તે ગ્રહણ છૂટી જાય ત્યારે સહુએ શુદ્ધિ માટે વસ્ત્રે સહિત સ્નાન કરવું. પછી ગૃહસ્થોએ યથાશક્તિ દાન કરવું અને ગૃહસ્થ સિવાયના બીજા જે હોય તેમણે ભગવાનની માત્ર પૂજા જ કરવી, એમ શ્રીહરિ કહે છે. जातायामिति- સૂર્ય તથા ચંદ્રનું ગ્રહણ છૂટી જાય ત્યારે ગૃહસ્થ સિવાયના બીજા આશ્રમમાં રહેલાઓએ કેવળ ભગવાનની પૂજા કરવી. ગૃહસ્થોએ તો દાન આપવું અને પૂજા પણ કરવી. કારણ કે, ગૃહસ્થને બંને કરવાનો અધિકાર છે. ૮૭.



**जन्माशौचं मृताशौचं स्वसम्बन्धानुसारतः।**
**पालनीयं यथाशास्त्रं चातुर्वर्ण्यजनैर्मम।।८८।।**

**અને અમારા સત્સંગી એવા જે ચારે વર્ણના મનુષ્ય, તેમણે જન્મનું સૂતક તથા મરણનું સૂતક તે પોતપોતાના સંબંધને અનુસારે કરીને યથાશાસ્ત્ર પાળવું. ॥૮૮॥**

**ભાષ્ય :** ગ્રહણના નિમિત્તનું સ્નાન ઉપરના શ્લોકમાં કહ્યું. તેના પ્રસંગે સુપ્રસિદ્ધ હોવા છતાં તેને જણાવે છે. શ્રીહરિ કહે છે जन्मेति- ચારે વર્ણના મારા આશ્રિતોએ જન્મ નિમિત્તનું તથા મૃત્યુ નિમિત્તનું સૂતક પોતપોતાના સંબંધને અનુસારે યથાશાસ્ત્ર પાળવું. તે સૂતક દસ દિવસનું કે ઓછુંવત્તું હોય છે. તેનો બાહ્ય કોઈ અણસાર દેખાતો નથી, માત્ર શાસ્ત્રથી જ તે જણાય છે. માટે ક્યારેય તેનો અનાદર ન કરવો. પરંતુ તે સૂતકના નિયમોને અનુસરવું. જ્યાં સુધી સૂતક હોય ત્યાં સુધી કોઈ પવિત્ર કાર્ય કરવું નહિ. ચારે વર્ણનો આ સમાન ધર્મ છે. ભલે મારા ભક્તો મારા પરાયણ રહેતા હોય, તોપણ જ્યાં સુધી શરીરનો સંબંધ જીવને રહે છે ત્યાં સુધી શરીરનો બ્રાહ્મણાદિ વર્ણધર્મ જતો નથી. માટે તે તે વર્ણના મનુષ્યે સંબંધનું સૂતક કહ્યા પ્રમાણે યથાવિધિ વિધિનિષ્ણાત મારા આશ્રિતોએ પણ પાળવું. આ સૂતકનો નિર્ણય તો તે બાબતના ધર્મશાસ્ત્રોથી જાણી લેવો. અત્યારે તેના નિર્ણયનો યત્ન અમે કરતા નથી. ૮૮.



**भाव्यं शमदमक्षान्तिसन्तोषादिगुणान्वितैः।**
**ब्राह्मणैः शौर्यधैर्यादिगुणोपेतैश्च बाहुजैः।।८९।।**

**અને જે બ્રાહ્મણ વર્ણ હોય તેમણે શમ, દમ, ક્ષમા અને સંતોષ એ આદિક જે ગુણ તેમણે યુક્ત થવું અને જે ક્ષત્રિય વર્ણ હોય તેમણે શૂરવીરપણું અને ધીરજ એ આદિક જે ગુણ તેમણે યુક્ત થવું. ॥૮૯॥**

**ભાષ્ય :** આગળના ૮૮માં શ્લોકમાં ચારે વર્ણની પ્રાસંગિક વાત નીકળી એટલે હવે ચારે વર્ણના લક્ષણ કહે છે. भाव्यमिति- શમ એટલે આંતરિક ઇન્દ્રિયોને વશ કરવી, દમ એટલે બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, ક્ષમા-બીજા પીડતા હોય તોપણ ચિત્તમાં પીડનારના પ્રત્યે નફરત ન કરવી, સંતોષ-દૈવેચ્છાથી જે મળે તેનાથી ચલાવી લેવું અને સત્ય વગેરે લક્ષણોથી યુક્ત બ્રાહ્મણે થવું. તે સ્મૃતિમાં કહ્યું છે કે, "હે વિપ્રેન્દ્ર ! સત્ય, દાન, તપ, શુદ્ધિ, કોમળતા, બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ અને દયા; આટલા ગુણો જેમાં દેખાય તે બ્રાહ્મણ કહેવાય છે." "જેણે પોતાની ઇન્દ્રિયોને જીતી હોય, જે ધર્મપરાયણ હોય, શાસ્ત્રાધ્યયન ચિંતનમાં તત્પર હોય, પવિત્ર હોય અને જેણે કામ તથા ક્રોધને વશ કર્યા હોય, તે પુરુષને દેવતાઓ બ્રાહ્મણ માને છે. વેદાદિ શાસ્ત્રોને ભણે તથા બીજાને ભણાવે, સ્વયં યજ્ઞોને કરે તથા કરાવે અને યથાશક્તિ દાન આપતો રહે તેને દેવો બ્રાહ્મણ કહે છે."(મ.ભા.વ.૧૮૦/૨૧-૨૪) "ક્ષમા, દયા, અનુભવાત્મક જ્ઞાન, સત્ય, શમ, દમ, અધ્યાત્મમાં સ્થિરતા અને જ્ઞાન; એ બધા બ્રાહ્મણના લક્ષણ છે.(કૂર્મ.પુ.ઉ.૧૫/૨૭) "શમ, દમ, તપ, શુદ્ધિ, ક્ષમા, સરલતા, જ્ઞાન, વિજ્ઞાન તથા આસ્તિકતા, આ બધા બ્રાહ્મણમાં ગુણ-કર્મ સ્વાભાવિક જ હોય છે."

તેમજ ક્ષત્રિયોએ શૌર્ય ધૈર્ય આદિ ગુણોથી યુક્ત થવું. તે કહ્યું છે કે, "શૌર્ય, તેજ, ધીરજ, કુશળપણું, યુદ્ધમાં પાછી પાની ન કરવી,

દાન અને બીજાને વશ કરવાની શક્તિ; આટલા ગુણ-કર્મ ક્ષત્રિયમાં સ્વાભાવિક જ હોય છે.(ગીતા.૧૮/૪૨-૪૪) ૮૯.



**वैश्यैश्च कृषिवाणिज्यकुसीदमुखवृत्तिभिः।**
**भवितव्यं तथा शूद्रैर्द्विजसेवादिवृत्तिभिः।।९०।।**

**અને વૈશ્ય વર્ણ હોય તેમણે કૃષિકર્મ તથા વણજવ્યાપાર તથા વ્યાજવટો એ આદિક જે વૃત્તિઓ તેમણે કરીને વર્તવું અને જે શૂદ્ર વર્ણ હોય તેમણે બ્રાહ્મણાદિક ત્રણ વર્ણની સેવા કરવી એ આદિક જે વૃત્તિઓ તેમણે કરીને વર્તવું. ॥૯૦॥**

**ભાષ્ય :** વૈશ્યોએ ખેતી, વ્યાપાર તથા વ્યાજવટું, એ આદિક આજીવિકાથી જીવવું અને શૂદ્રોએ બ્રાહ્મણ આદિ ત્રણ વર્ણોની સેવા કરીને જીવન ચલાવવું. ખેતી, ગાયોનું પાલન અને વ્યાપાર કરવો તે વૈશ્યના સ્વાભાવિક ગુણ કર્મ છે અને બ્રાહ્મણ આદિ ત્રણ વર્ણની સેવા કરવી તે શૂદ્રના સ્વાભાવિક ગુણ કર્મ છે.(ગીતા.૧૮/૪૪) ૯૦.



**संस्काराश्चाह्निकं श्राद्धं यथाकालं यथाधनम्।**
**स्वस्वगृह्यानुसारेण कर्तव्यं च द्विजन्मभिः।।९१।।**

**અને જે દ્વિજ હોય તેમણે ગર્ભાધાનાદિક સંસ્કાર તથા આહ્નિક તથા શ્રાદ્ધ એ ત્રણ જે તે પોતાના ગૃહ્યસૂત્રને અનુસારે કરીને જેવો જેનો અવસર હોય અને જેવી ધનસંપત્તિ હોય તે પ્રમાણે કરવાં. ॥૯૧॥**

**ભાષ્ય :** ઉપર પ્રમાણે વર્ણોના લક્ષણ કહ્યા, તેમાં દ્વિજોએ સંસ્કાર વગેરે સમયાનુસારે કરવા. તે કહે છે, ગર્ભાધાનાદિ સંસ્કાર આહ્નિક કર્મ

અને શ્રાદ્ધ, આ ત્રણ પોતાના ગૃહ્યને અનુસારે યથાશક્તિ યથા સમય કરવા. તેમાં પરાશરે "સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય, પિતૃતર્પણ અને દેવતાની પૂજા; આ છ કર્મને આહ્નિક કહ્યા છે."(પરા.સ્મૃતિ.૧/૩૮) શ્રાદ્ધ પિતૃ કર્મ છે. આ બધું દ્વિજોએ પોતપોતાના ગૃહ્યસૂત્રને અનુસારે કરવું. તે તે શાખાવાળાઓએ બોધાયનાદિ ગૃહસૂત્રાનુસારે કરવું, પણ ભિન્ન શાખા પ્રમાણે ન કરવું. શ્રાદ્ધાદિમાં મુખ્ય કે ગૌણ પક્ષ ધનની અનુકૂળતા પ્રમાણે ગ્રહણ કરવો. ૯૧.



**अज्ञानाज्ज्ञानतो वापि गुरु वा लघु पातकम्।**
**क्वापि स्यात्तर्हि तत्प्रायश्चितं कार्यं स्वशक्तितः।।९२।।**

**અને ક્યારેક જાણે અથવા અજાણે જો નાનું-મોટું પાપ થઈ જાય તો પોતાની શક્તિ પ્રમાણે તે પાપનું પ્રાયશ્ચિત કરવું. ॥૯૨॥**

**ભાષ્ય :** ઉપર કહ્યા પ્રમાણે સમયને અનુરૂપ સંસ્કાર ઈત્યાદિ કરવા, એમ કહ્યું. પછી જો તે કર્તવ્ય ચૂકી જવાય કે જાણે અજાણે જો નાનું-મોટું કાંઈ પાપ થઈ જાય તો પ્રાયશ્ચિત કરીને તે પાપનું નિવારણ કરવું. તે શ્રીહરિ કહે છે કે अज्ञानादिति- કદાચિત કોઈ પાપ થઈ જાય તો નાનું કે મોટું પ્રાયશ્ચિત શરીરની શક્તિ હોય તે પ્રમાણે કરવું. અને જો શરીરના અવયવો સશક્ત હોય તો નાનું પ્રાયશ્ચિત ન કરવું. ૯૨.



वेदाश्च व्याससूत्राणि श्रीमद्भागवताभिधम्।
पुराणं भारते तु श्रीविष्णोर्नामसहस्रकम्।।९३।।

तथा श्रीभगवद्गीता नीतिश्च विदुरोदिता।
श्रीवासुदेवमाहात्म्यं स्कान्दवैष्णवखण्डगम्।।९४।।

धर्मशास्त्रान्तर्गता च याज्ञवल्क्यऋषेः स्मृतिः।
एतान्यष्ट ममेष्टानि सच्छास्त्राणि भवन्ति हि।।९५।।

**અને ચાર વેદ તથા વ્યાસસૂત્ર તથા શ્રીમદ્ભાગવત નામે પુરાણ તથા મહાભારતને વિષે તો શ્રીવિષ્ણુસહસ્રનામ. ॥૯૩॥**

**તથા શ્રીભગવદ્ગીતા તથા વિદુરજીએ કહેલી જે નીતિ તથા સ્કંદપુરાણનો જે વિષ્ણુખંડ તેને વિષે રહ્યું એવું જે શ્રીવાસુદેવમાહાત્મ્ય. ॥૯૪॥**

**અને ધર્મશાસ્ત્રના મધ્યમાં રહી એવી જે યાજ્ઞવલ્ક્ય ઋષિની સ્મૃતિ, એ જે આઠ સચ્છાસ્ત્ર, તે અમને ઈષ્ટ છે. ॥૯૫॥**

**ભાષ્ય :** આ રીતે શ્રીહરિએ સર્વ સાધારણ ધર્મોનું નિરૂપણ કર્યું. હવે મુમુક્ષુ ભક્તોએ ખાસ કરીને જાણવા યોગ્ય ખરું તત્ત્વ, મોક્ષનો ઉપાય અને મોક્ષરૂપ પુરુષાર્થનું સ્વરૂપ તેમને સમજાવવા ચાહે છે. તેમાં પોતાને અભીષ્ટ શાસ્ત્રોને નામ નિર્દેશ સાથે જણાવે છે કે જે શાસ્ત્રોને શબ્દપ્રમાણ માનવામાં આવ્યા છે, જેમાં ભ્રાંતિ કે છેતરપિંડીની કોઈ સંભાવના જ નથી, એવા વેદો જેનું મૂળ છે. વળી જે વેદ પ્રતિપાદ્ય સિદ્ધાંતોનું પોષણ-પ્રસારણ કરે છે તે શાસ્ત્રોને મધ્યે કેટલાક શાસ્ત્ર વેદોની જેમ પોતાને ઈષ્ટ-ગમે છે. તે જણાવતા શ્રીહરિ કહે છે वेदाश्च- સંસ્કાર આદિને પોતપોતાના ગૃહ્યસૂત્રને અનુસારે કરવાનું શ્લોક ૯૧માં કહ્યું. તેમાં શાસ્ત્રનો આધાર બતાવવાનો પ્રસંગ ઊભો થયો. તે પછી

તો વેદ અને તેને અનુસરનારા તથા તેના સિદ્ધાંતનું પોષણ કરનારા અનેક શાસ્ત્રો તરફ શ્રીહરિની દષ્ટિ ગઈ. પછી તે ગ્રંથોમાં કેટલાકના ઉપર પોતાનો વિશેષ પ્રેમભાવ બતાવે છે કે ૧-ચાર વેદ, ૨-વ્યાસસૂત્ર, ૩-શ્રીમદ્ભાગવત પુરાણ, મહાભારતમાં રહેલા ૪-વિષ્ણુસહસ્રનામ સ્તોત્ર ૫-ભગવદ્ગીતા અને ૬-વિદુરનીતિ, સ્કંદપુરાણના વૈષ્ણવ ખંડમાં રહેલું ૭-વાસુદેવમાહાત્મ્ય તથા ધર્મશાસ્ત્રોમાં રહેલી ૮-યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ; આ આઠ શાસ્ત્ર તે અમને અભીષ્ટ છે. આ ગ્રંથો પોતાને ગમે છે તેનો અર્થ એ છે કે આ ગ્રંથોમાં રહેલી અમુક વિગતો રુચે છે. આ ગ્રંથો ઉપર રુચિ પ્રકટ કરવાનો અર્થ એવો નથી કે આ સિવાયના વૈદિક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરનારા બીજા ગ્રંથો અપ્રમાણરૂપ છે. જો એમ માનવામાં આવશે તો શ્રીવિષ્ણુપુરાણ આદિ સાત્વિક ગ્રંથોનું પણ પ્રમાણપણું ખંડિત થઈ જશે.

વેદો અને વ્યાસસૂત્ર આદિ ગ્રંથ સચ્છાસ્ત્ર છે. માનવજીવન ઉપર અનુશાસન કરે તે શાસ્ત્ર છે, તેમાં પણ તત્ત્વ, મોક્ષનો ઉપાય અને મોક્ષનું સ્વરૂપ, તે વિચાર-વિમર્શમાં જે ખરા સાબિત થયા હોય તે સત્ય શાસ્ત્ર છે અર્થાત્ સચ્છાસ્ત્ર છે. આ સચ્છાસ્ત્રોમાં વેદો અપૌરુષેય છે અર્થાત્ કોઈ વ્યક્તિ વિશેષના રચેલા નથી. એટલે તેમાં ભ્રાંતિ કે છેતરપિંડી જેવા વ્યક્તિમાં હોય તે દોષો નથી. એટલે વેદોની પ્રામાણિકતા સર્વમાન્ય-પ્રસિદ્ધ છે.

સચ્છાસ્ત્રનાં રૂપમાં પ્રસિદ્ધ તે આઠ ગ્રંથોની અન્ય કરતા વિશેષતા શું છે કે જેને લીધે તે શ્રીહરિના પ્રેમ ભાજન થયા. તેમાં વેદોની વિશેષતા એ છે કે તેને જાણતા હોય કે ન જાણતા હોય બધા જ માનવ સમાજનું તે વેદો શુભ-મંગળ કરે છે, તેમજ જન્મ આપનારી માતાની જેમ તેનું ગમતું તથા હિત કરે છે. તેને માટે મનુએ કહ્યું છે કે આ બ્રહ્મ(વેદ)જ્ઞાની તથા

અજ્ઞાની સહુને માટે શરણું છે. આ બ્રહ્મ(વેદ) સ્વર્ગ ચાહનારાને માટે કે શાશ્વત મોક્ષ ચાહનારાને માટે પણ શરણું આધાર છે.(મનુ ૬/૮૪) વ્યાસસૂત્રની વિશેષતા સમગ્ર વેદોના તાત્પર્યરૂપ પરબ્રહ્મના સ્વરૂપનો નિર્ણય કરવો તે છે અને તેને જ બ્રહ્મમીમાંસા કહી છે. શ્રીમદ્ભાગવતની વિશેષતા પરબ્રહ્મની પ્રાપ્તિના ઉપાયરૂપ ભક્તિનું પુષ્કળ પ્રમાણમાં નિરૂપણ કરવામાં છે. તેમજ ખાસ કરીને ભાગવત ધર્મને સમજાવવા તે શ્રેષ્ઠ છે. કારણ કે ભાગવત ધર્મના નિરૂપણમાં જે ખામી રહી ગઈ હતી તેનો શોક વ્યાસજીએ ભાગવતના પ્રારંભમાં જણાવ્યો હતો.

મહાભારતમાં શ્રીવિષ્ણુસહસ્રનામ સ્તોત્રની વિશેષતા સમગ્ર પુરુષાર્થનો સંપાદક, અતિશય મધુર અને ઘણું નાના ઉપાય(કલ્યાણનાં સાધન જોઈએ)ના રૂપમાં જે હોવું તે છે. ગીતાની વિશેષતા સાક્ષાત્ ભગવાનના મુખથી પ્રકટ થવું અને સર્વશ્રેષ્ઠ પ્રાપ્તિ(શરણ)રૂપ ઉપાયને બતાવવું તેમાં છે. વિદુરનીતિની વિશેષતા વિદુર જેવા વક્તાની વિલક્ષણતામાં અને ધર્મપરાયણતામાં છે. વાસુદેવમાહાત્મ્યની વિશેષતા પરબ્રહ્મરૂપ દેવતાની શરણાગતિમાં છે. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની વિશેષતા બીજી સ્મૃતિઓની અપેક્ષાએ અધ્યાત્મ સંબંધી વિચારોની અધિકતામાં છે. કારણ કે તેમાં યતિ ધર્મ નિરૂપણના પ્રકરણમાં જીવાત્માનું સ્વરૂપ, બ્રહ્મસ્વરૂપ, મુક્તિના ઉપાયનું સ્વરૂપ અને અર્ચિરાદિ માર્ગનું નિરૂપણ વગેરે વિષયોની ચર્ચા ઘણી કરી છે. વળી તેના રચયિતા યાજ્ઞવલ્ક્ય ઋષિ બ્રહ્મવેત્તામાં મુખ્ય ગણાય છે. ૯૩-૯૫.



**स्वहितेच्छुभिरेतानि मच्छिष्यैः सकलैरपि।**
**श्रोतव्यान्यथ पाठ्यानि कथनीयानि च द्विजैः ।।९६।।**

**અને પોતાના હિતને ઈચ્છતા એવા જે અમારા સર્વે શિષ્ય, તેમણે એ આઠ સચ્છાસ્ત્ર જે તે સાંભળવાં અને અમારા આશ્રિત જે દ્વિજ તેમણે એ સત્શાસ્ત્ર જે તે ભણવાં તથા ભણાવવાં તથા એમની કથા કરવી. ॥૯૬॥**

*ભાષ્ય :* હિતનો બોધ આપનારા ઉપર કહેલા વેદો તથા વેદાર્થનું પોષણ કરનારા સચ્છાસ્ત્રોને હિતવાંછુ મારા સમગ્ર આશ્રિતોએ સાંભળવા અને જે અધ્યયન કરવામાં સમર્થ હોય તેણે અધિકાર પ્રમાણે ભણવા અને જે તેનું વ્યાખ્યા-વિવેચન કરી શકે તેવા હોય તેમણે તેનું વ્યાખાન-પ્રવચન વગેરે કરવું. ૯૬.



**तत्राचारव्यवहृतिनिष्कृतानां च निर्णये।**
**ग्राह्या मिताक्षरोपेता याज्ञवल्क्यस्य तु स्मृतिः ।।९७।।**

**અને તે આઠ સચ્છાસ્ત્રમાંથી આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત એ ત્રણનો જે નિર્ણય કરવો તેને વિષે તો મિતાક્ષરા ટીકાએ યુક્ત એવી જે યાજ્ઞવલ્ક્ય ઋષિની સ્મૃતિ તેનું ગ્રહણ કરવું. ॥૯૭॥**

*ભાષ્ય :* શ્રીહરિએ ધર્મશાસ્ત્રોમાં યાજ્ઞવલ્કય સ્મૃતિ ઉપર આદર ભાવ બતાવ્યો, તેથી તેનું પ્રામાણ્ય નક્કી હતું જ, છતાં પણ તેના અર્થને સમજવા માટે બીજી વ્યાખ્યાઓ કરતા મિતાક્ષરા ટીકા જ આદરણીય છે, એવા ભાવથી કહે છે કે-तत्रेति આચાર વ્યવહાર અને પ્રાયશ્ચિત્તના નિર્ણય માટે શ્રીહરિએ યાજ્ઞવલ્કય સ્મૃતિને ખાસ સ્વીકારી છે, માટે તેની ટીકા મિતાક્ષરા પણ તે આચાર વ્યવહાર અને પ્રાયશ્ચિતના નિર્ણયમાં પ્રમાણરૂપ છે એ સમજવું. પરંતુ તે ટીકા અધ્યાત્મવિચારના પ્રકરણમાં

તેટલી આદરણીય નથી. અધ્યાત્મ પ્રકરણમાં જે જીવ તથા બ્રહ્મનું એકપણું કહેવા વ્યાખ્યાન કર્યું છે તે અનાદરણીય છે. આચાર આદિના નિર્ણય માટે પ્રર્વતેલા ધર્મશાસ્ત્રમાં આત્માનાં સ્વરૂપના નિર્ણય માટે આપણે પગ મૂકવો જોઈએ નહિ, એમ પણ કોઈ કહે છે. ૯૭



**श्रीमद्भागवतस्यैषु स्कन्धौ दशमपञ्चमौ।**
**सर्वाधिकतया ज्ञेयौ कृष्णमाहात्म्यबुद्धये।।९८।।**

**અને વળી એ આઠ સચ્છાસ્ત્રને વિષે જે શ્રીમદ્ભાગવત પુરાણ, તેના દશમ ને પંચમ નામે જે બે સ્કંધ, તે જે તે શ્રીકૃષ્ણ ભગવાનના માહાત્મ્ય જાણવાને અર્થે સર્વથી અધિકપણે જાણવા. ॥૯૮॥**

*ભાષ્ય :* જે સમગ્ર વેદોથી સમજી શકાય છે એવા શ્રીકૃષ્ણ ભગવાનનો મહિમા સમજવા માટે શ્રીમદ્ભાગવતનો દશમ સ્કંધ તથા પંચમ સ્કંધ અધિક આવશ્યક છે એમ કહે છે. श्रीमदिति- જોકે શ્રુતિઓ(વેદો)માં ભગવાનના આનંદ આદિ ગુણોનું વર્ણન ઘણું છે. વધારે શું કહેવું ? પરબ્રહ્મનું સ્વરૂપ અને ગુણોથી અસીમ અધિકપણું અને સમગ્ર કલ્યાણમય ગુણોથી પરિપૂર્ણપણું વેદોમાં પતિપાદન કર્યું છે. છતાં પણ સહુથી શ્રેષ્ઠ સૌશીલ્ય(સુશીલતા વિનય-વિવેકીપણું)રૂપ પરમાત્માનો ગુણ વેદોમાં પ્રકાશિત થઈ શક્યો નથી. કોઈપણ જાતનો અંતરાય (પડદો) રાખ્યા સિવાય નાનાની સાથે મોટાએ મળી જવારૂપ જે સંબંધ છે તે સૌશીલ્ય છે. અને તે ગુણ પરમાત્માનો આશ્રય કરવામાં ઘણો ઉપયોગી છે. તે આ સૌશીલ્ય ગુણ દશમ સ્કંધમાં રહ્યો છે. તેથી દશમ સ્કંધ શ્રીકૃષ્ણનો મહિમા સમજવામાં અત્યંત ઉપકારક છે. અને તેથી તે શ્રુતિઓ (વેદો)કરતા પણ વધારે મહત્વ ધરાવે છે

એમ સમજવું. આ રીતે જ પંચમ સ્કંધની વિશેષતા પણ ઓળખવી. પંચમ સ્કંધમાં ભગવાનના ઉપાસક ભક્તનો મહિમા કહ્યો છે. અને તેના દ્વારા ભગવાનનો મહિમા પણ મોક્ષ આપે ત્યાં સુધી વિશેષપણે વર્ણવ્યો છે. ૯૮



**दशमः पञ्चमः स्कन्धौ याज्ञवल्क्यस्य च स्मृतिः।**
**भक्तिशास्त्रं योगशास्त्रं धर्मशास्त्रं क्रमेण मे।।९९।।**

**અને દશમસ્કંધ તથા પંચમસ્કંધ તથા યાજ્ઞવલ્ક્યની સ્મૃતિ એ જે ત્રણ, તે અનુક્રમે કરીને અમારું ભક્તિશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર છે, કહેતાં દશમસ્કંધ તે ભક્તિશાસ્ત્ર છે અને પંચમસ્કંધ તે યોગશાસ્ત્ર છે અને યાજ્ઞવલ્ક્યની સ્મૃતિ તે ધર્મશાસ્ત્ર છે એમ જાણવું. ॥૯૯॥**

*ભાષ્ય* **:** ઉપર કહી ગયા તે પ્રમાણરૂપ વેદાદિ શાસ્ત્રોમાં વાંચન વગેરે દ્વારા પ્રથમ પ્રવેશ કરવો. પછી તે બધાને શોધીને તેમાં સારરૂપ અંશ તથા અસારરૂપ અંશનો વિભાગ કરવો. પછી જે સારાંશ હોય તે સ્વીકારી લેવો. તે ગીતામાં પણ કહ્યું છે કે, "ચોતરફ પાણીથી સંપૂર્ણ ભરેલા જળાશયમાંથી તરશ્યો માણસ તો તરશ મટે તેટલું જ પાણી લે છે તેમ સમગ્ર વેદોમાંથી વૈદિક મુમુક્ષુએ જેટલું મોક્ષનું સાધન હોય તેટલું જ લેવું." (ગીતા ૨-૪૬)

સારાંશના પણ ૧-સાર, ૨-સારતર, અને ૩-સારતમ, એમ ત્રણ ભાગ છે. તેમાં ૧-ફળના અનુંસંધાન વિના નિષ્કામભાવે જે કરાય તે કર્મ સારભૂત છે. પરંતુ તે સારભૂત કર્મ મનને નિર્મળ(શુદ્ધ) કરે છે અને પછી ભગવાનની ઉપાસનામાં ઉપયોગી થયેલું તે કર્મ મોક્ષમાં ઉપયોગી બને છે. ૨-મેલ પરિપક્વ થઈ ગયો હોય પછી સાધક યોગને યોગ્ય મનને પામે છે. તે પછી યમ-નિયમાદિ આઠ અંગવાળા યોગના

અભ્યાસથી તૈયાર થયેલા મનમાં અખંડતેલની ધારાની જેમ પ્રેમથી જે સતત ભગવાનનું સ્મરણ થાતું હોય તે સારતર છે, કે જે છેવટે ભગવાનનો સાક્ષાત્કાર કરાવે છે. ૩- અવિવેકી મનુષ્યને જેમ માયિક વિષયમાં ગાઢ રાગ-આસક્તિ હોય છે તેમ ભગવાનનાં સ્વરૂપમાં જે અત્યંત રાગ-પ્રેમાસક્તિ ભક્તને થાય છે તે સારતમ છે. અને તેને જ ફળ-ભક્તિ શબ્દથી કહેવાય છે. તે રાગાનુબંધ પોતે સેંકડો પ્રયત્ન કરે પણ તેનાથી મળી શકતો નથી. જડભરતના જીવન જેવું જીવન કરે તોપણ તે દુષ્પ્રાપ્ય છે. કેવળ એકમાત્ર ભગવાનના અનુગ્રહથી જ તેવો રાગાનુબંધ પ્રેમાતિશય મળી શકે છે. બીજા પદાર્થની જેમ પોતાના પ્રયત્નથી તે મળી શકે તેવો નથી. તે પ્રેમાતિશય તો એક માત્ર માગી શકાય છે. તે શ્રીવિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, "અવિવેકી લોકોને માયિક વિષયોમાં જેવી પ્રીતિ હોય છે, તેવી પણ નિર્દોષ પ્રીતિ તમને સતત સંભારી રહેલો એવો જે હું, તે મારા હૃદયમાંથી ક્યારેય દૂર ન થાય."(વિ.પુ.૧.૨૦.૧૯)

ભગવાન તો શરણાગત વત્સલ છે. ક્યારેક કોઈની ભાવશુદ્ધિ દેખીને તે પ્રમાણે પોતાના સ્થાન કરતા પણ વધારે પ્રીતિ આપે છે. ઉપર કહેલા ત્રણ પ્રકારના સારમાં સારતમનાં રૂપમાં દશમસ્કંધને ગ્રહણ કરવો. સારતરનાં રૂપમાં પંચમસ્કંધને લેવો અને સારના રૂપમાં યાજ્ઞવલ્ક્યસ્મૃતિને સમજણમાં રાખવી.

તે આઠ શાસ્ત્રોમાંથી સાર, સારતર અને સારતમને બુદ્ધિથી વિચારી ને ગ્રહણ કરવાનું કહ્યું છે. પણ ઉપર કહેલા તે વેદાદિ ગ્રંથોમાં બધી રીતે જે પ્રવેશ કરી શકતા ન હોય તેમણે માત્ર દશમસ્કંધને સારી રીતે વાંચી-વિચારીને "આપણે આવી જ ભક્તિ માંગવી છે" એમ મનમાં નક્કી કરવું. પંચમ સ્કંધને વાંચી-વિચારીને મોક્ષને માટે ભગવાનના યોગ માટે પ્રયત્ન કરવો, એમ સમજવું. મનમાં એવી શંકા થાય કે જેનાં

મનના દોષ ટળ્યા ન હોય એવા અમે યોગાભ્યાસ કઈ રીતે કરી શકશું ? તો તેવા ઉદ્વેગ સમયે બ્રહ્મવેત્તાઓમાં અગ્રેસર એવા યાજ્ઞવલ્કય ઋષિએ કહેલી સ્મૃતિનો વિચાર - વિમર્શ કરીને પોતાને યોગ્ય સદાચારમય ધર્મ પરાયણ રહેવું. આમ સમજવું.

દશમ સ્કંધને ભક્તિશાસ્ત્ર કહ્યું છે, ભક્તિશાસ્ત્ર એટલે ભક્તિપરાયણ શાસ્ત્ર, આમાં કહેલો ભક્તિશબ્દ તે એક પ્રકારની ભક્તિ જ છે. તેમાં કર્મયોગ આદિ અંગોની જરૂર પડતી નથી, તેમાં સાધનપણાંનો ભાવ પણ નથી. તે તો સ્વયં પોતાના પ્રયોજનરૂપ જ છે. દશમસ્કંધમાં ગોપીઓ વગેરેના ભક્તિરસનું નિરૂપણ થયું છે. તે ભક્તિરસ ભક્તિયોગ નથી. તે ગોપીઓએ યોગાભ્યાસ કર્યો નથી. ઉદ્ધવે પણ કહ્યું છે કે, "વનમાં ફરનારી વ્યભિચારી સ્વભાવની આ જાતિથી હીન એવી સ્ત્રીઓ(ગોપીઓ) ક્યાં ? અને પરમાત્મા શ્રીકૃષ્ણમાં આનો ગાઢ પ્રેમભાવ ક્યાં ?" (ભાગ.૧૦.૪૭.૫૯) આવો જે રૂઢ પ્રેમભાવ છે તે ભક્તિયોગ કરતાં અધિક છે. ભક્તિયોગમાં અંતિમ વિશ્વાસની જરૂર રહે છે પણ રૂઢ પ્રેમાનુબંધને તેની જરૂર નથી. ભક્તિયોગ તો સમાધિમાં સ્મરણ કરાતા એવા ભગવાનનો માનસ સાક્ષાત્કાર જ કરાવે છે. આ પ્રેમાનુબંધન તો જેનું સ્મરણ થતું હોય તે પ્રિયતમને ધ્યાનમાં બેઠા વગર પણ ચોતરફ પ્રકટ કરે છે. યોગથી જેની દૃષ્ટિ ખુલી ગઈ હોય તેને પણ ભક્તિયોગની અપેક્ષા રહે છે, પણ પ્રેમાન્ધોને તેની જરૂરત રહેતી નથી. ઉદ્વેગ અને ભયથી ભાન ભૂલેલો કંસ શું કૃષ્ણને ચોતરફ દેખતો નહિ ? "તે કંસ હંમેશા ઉદ્વિગ્ન ભાવથી ચક્રધારી પરમેશ્વર શ્રીકૃષ્ણને પાણી પીતા, ખાતા, ચાલતા, સૂતા અને શ્વાસ લેતાં લેતાં પણ સર્વ અવસ્થાઓમાં પોતાની આગળ જ દેખતો હતો."(ભાગ.૧૦.૪૪.૩૯) જો કંસની આવી સ્થિતિ હતી તો પછી પ્રેમાન્ધ ગોપીઓને સર્વ અવસ્થાઓમાં શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ દેખાય તેમાં શું

કહેવું ? એટલે જ જેને બીજા બધા ભાવ સમાપ્ત થઈ ગયા હતા એવી ગોપીઓ હંમેશા શ્રીકૃષ્ણને જ દેખતી હતી.

તો આવી રીતના કોઈ અદ્ભુત ભક્તિરસનો નિરંતર અનુભવ કરનારા ભક્તને આથી અધિક બીજું કાંઈ મેળવવાનું કે માંગવાનું પણ હોતું નથી. તે આ ભક્તિને ફળભક્તિ કહેવાય છે એટલે દશમસ્કંધ તો ઉપર કહી તેવી ભક્તિને કહેનારો-આપનારો છે. શ્રીહરિ કહે છે કે આવું મારું માનવું છે તો અમારા આશ્રિતોએ દશમસ્કંધને ભક્તિશાસ્ત્રના રૂપમાં માનવો.

પંચમસ્કંધ તો યોગીઓના ચરિત્રને બતાવીને મુમુક્ષુઓને યોગમાર્ગ તરફ લઈ જાય છે, એટલે મારા માનવા પ્રમાણે પંચમસ્કંધ યોગશાસ્ત્ર છે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં તો સહુને માટે એક સરખી રીતે તેમના તેમના ધર્મોનું નિરૂપણ કર્યું છે. તે અંગે મારું માનવું તો એવું છે કે જે ધર્મ પાળવાથી મનમાં નિર્મળતા આવે, તો તે શાસ્ત્ર તેનું મુખ્ય પ્રતિપાદન કરનાર છે. એમ સમજીને અમારા આશ્રિત મુમુક્ષુઓએ તે શાસ્ત્રને ગ્રહણ કરવું. ૯૯.



**शारीरकाणां भगवद्गीतायाश्चावगम्यताम्।**
**रामानुजाचार्यकृतं भाष्यमाध्यात्मिकं मम।।१००।।**

**અને શ્રીરામાનુજાચાર્યે કર્યું એવું જે વ્યાસસૂત્રનું શ્રીભાષ્ય તથા શ્રીભગવદ્‌ગીતાનું ભાષ્ય એ જે બે, તે અમારું અધ્યાત્મશાસ્ત્ર છે એમ જાણવું. ॥૧૦૦॥**

***ભાષ્ય :*** ઉપર કહ્યા તે પ્રમાણરૂપ ગ્રંથોમાં વ્યાસસૂત્ર તથા ભગવદ્‌ગીતાના તાત્પર્યનો નિર્ણય કરવો હોય ત્યારે શાંકરભાષ્ય કે બીજું

કોઈ તેના સગાભાઈ જેવું ભાષ્ય પ્રમાણરૂપમાં ન લેવું. કારણ કે, તે બધા મિથ્યાવાદ (માયાવાદ) આદિથી દૂષિત છે. પરંતુ શ્રુતિતાત્પર્યથી સિદ્ધ થયેલો જે વિશિષ્ટાદ્વૈત મત છે, તે પ્રમાણેનું ભાષ્ય જ સ્વીકારવું. એમ શ્રીહરિ કહે છે. शारीरकाणामिति- શારીર એટલે પરમાત્મા, સર્વ જગત પરમાત્માનું શરીર છે. જીવને શારીર કહી શકાશે નહિ. કારણ કે તે તો કર્માધીન હોવાથી પ્રત્યેક જીવને એક એક જ શરીર નિશ્ચિત હોય છે. એટલે અસંકોચન્યાયથી શારીર શબ્દ મુખ્યરૂપમાં પરમાત્માનો જ બોધ કરાવે છે. એટલે શારીર-પરમાત્માને કહે છે એટલે તે શારીરક સૂત્રો કહ્યા છે. તે સૂત્રોને ભગવાન બાદરાયણ વ્યાસે રચ્યા છે. "अथातो ब्रह्मजिज्ञासा" થી લઈને "अनावृत्तिः शब्दानावृत्तिः शब्दात्" સુધીના ૫૪૫ સૂત્રો છે. આ સૂત્રોને જ વિદ્વાનો શારીરકમીમાંસા કહે છે. એટલે એ વાત નિશ્ચિત છે કે સૂત્રોનું હાર્દ-રહસ્ય અભિપ્રાય શારીર (પરમાત્મા) છે. પરબ્રહ્મના ઉપર્યુક્ત શારીરભાવનું જે વાસ્તવમાં ખરેખર સમર્થન કરતા હોય, તે જ સૂત્રોના આશય-રહસ્યને સમજનારા ગણાય. પરંતુ જે લોકો અવાસ્તવિક રૂપમાં વ્યાવહારિક સત્તા માત્ર જ માનતા હોય તેમને સૂત્રનો આશય અભિપ્રાય જાણનારા કેમ કહી શકાય ! પરમાત્માનું આ શારીરપણું અંતર્યામિબ્રાહ્મણમાં પ્રસિદ્ધ છે. પરમાત્માના શારીરત્વનો વિપરીત અર્થ કરનારાના વ્યાખ્યાનો શારીરકસૂત્રોનો અર્થ સમજયામાં પ્રમાણરૂપ નથી. તેથી ભગવદ્રામાનુજાચાર્યે રચેલા વ્યાખ્યાન(શ્રીભાષ્ય) પ્રમાણે જ આ સૂત્ર ગ્રંથનો અર્થ સમજવો. અને શ્રીરામાનુજાચાર્યના વ્યાખ્યાનથી જ અંતર્યામી બ્રાહ્મણથી જાણેલા અને સર્વ જગત જેનું શરીર છે એવા પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિ થશે અને સમગ્ર વેદાંત વાક્યોની સંગતિ પણ થશે. આવો ભાવ "શારીરક" શબ્દથી પ્રકટ થાય છે.

भगवद्गीतायाश्च - ગીતા તો ભગવાનની છે અથવા ભગવાને કહેલી છે, તે ભગવાન પરબ્રહ્મ વાસુદેવ છે. તે સ્મૃતિમાં કહ્યું છે

કે "હે સત્તમ ! આ રીતે આ મહાન "ભગવાન" શબ્દ પરબ્રહ્મરૂપ શ્રીવાસુદેવનો જ વાચક છે. બીજા કોઈનો નહિ." "આ ભગવાન શબ્દનો પ્રયોગ પરમાત્મામાં મુખ્ય છે તથા બીજાને માટે તો ગૌણ છે"(શ્રી વિ.પુ.૬.૫.૭૬-½) તેઓ ભગવાન શબ્દથી એટલા માટે કહેવાય છે, જે સમગ્ર દોષ કહેવાય છે તેમાંથી એક પણ દોષ ભગવાનમાં નથી, માટે તે નિત્ય નિર્દોષ છે. અને સમગ્ર જે કલ્યાણકારી ગુણો છે તેમના તો તે નિધિ છે. તે પણ સ્મૃતિ માં કહ્યું છે કે - ત્યાગ કરવા યોગ્ય માયાના ત્રણ ગુણ અને તેના ક્લેશ આદિ સિવાયના જ્ઞાન, શક્તિ, બળ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ આદિ સદ્ગુણો જ ભગવાન શબ્દના વાચ્ય છે. (શ્રીવિ.પુ.૬.૫.૭૯) ખરેખર આ ભગવાન એવા શબ્દથી તો પરબ્રહ્મ જ કહેવાય છે, તેને જે નથી માનતા અને તેને માયિક કહેતા હોય તેમની કરેલી ગીતાની વ્યાખ્યા ભગવાનને માન્ય ક્યાંથી હોય ? જે લોકો સર્વજ્ઞત્વાદિ અનેક કલ્યાણ ગુણયુક્ત પરબ્રહ્મને માનતા હોય તેમની કરેલી આ ભગવદ્ગીતાની વ્યાખ્યા ભગવાનને માન્ય હોય છે. ભગવાન શ્રીરામાનુજાચાર્યે **'ઉભયલિંગાધિકરણ'**(બ્ર.સૂ.૩/૨/૫)માં તેનું સમર્થન કર્યું છે. તેથી ભગવદ્રામાનુજાચાર્યે કરેલું ગીતાભાષ્ય જ ભગવાન શ્રીહરિને માન્ય છે. તેવો તેમનો આશય છે. જો કે શારીરકમીમાંસા તથા ગીતાના વ્યાખ્યાન રૂપે લખાયેલા કેટલાક ગ્રંથો છે, પણ તે યથાર્થરૂપમાં આત્મસ્વરૂપનું જ્ઞાન કરાવતા નથી. શ્રીમદ્રામાનુજાચાર્યે રચેલું ભાષ્ય જ આત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન કરાવે છે. એટલે તે જ ભાષ્ય આધ્યાત્મિક છે એમ મારું માનવું છે. અધ્યાત્મ શાસ્ત્રો દ્વારા પ્રતિપાદ્ય એવો જે હું તે મારો આ આશય સમજવો, તેમાં પ્રમાદ કરવો નહિ. ૧૦૦.



एतेषु यानि वाक्यानि श्रीकृष्णस्य वृषस्य च।
अत्युत्कर्षपराणि स्युस्तथा भक्तिविरागयोः।।१०१।।
मन्तव्यानि प्रधानानि तान्येवेतरवाक्यतः।
धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः।।१०२।।

**અને એ સર્વે સચ્છાસ્ત્રને વિષે જે વચન, તે જે તે શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ તથા ધર્મ તથા ભક્તિ તથા વૈરાગ્ય એ ચારનાં અતિ ઉત્કર્ષપણાંને કહેતાં હોય. ॥૧૦૧॥**

**તે વચન જે તે બીજાં વચન કરતાં પ્રધાનપણે માનવાં અને શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ તે ધર્મે સહિત જ કરવી એવી રીતે તે સર્વે સચ્છાસ્ત્રનું રહસ્ય છે. ॥૧૦૨॥**

*ભાષ્ય :* શ્રીહરિએ પ્રમાણરૂપ સ્વીકારેલા આઠ શાસ્ત્રોમાં ઘણી બાબતો એવી પણ હોય છે કે જે મુમુક્ષુભાવ વગરના લોકોને ગ્રાહ્ય હોય, છતાં પણ તે પ્રમાણ ગ્રંથોનું તાત્પર્ય તેવી બાબતમાં નથી. તે શાસ્ત્રોમાં તેના અધિકારને અનુસારે વાતો કહી હોય છે. બધી જ બાબતમાં તે શાસ્ત્રોનું રહસ્ય-તાત્પર્ય હોતું નથી. હાર્દિક તાત્પર્ય તો જે કાંઈ અત્યંત હિત(કલ્યાણ)રૂપ હોય તેમાં જ હોય છે. તે બધા શાસ્ત્રોનું હાર્દ તો જીવના દુઃખોની અત્યંતિક નિવૃત્તિ પૂર્વક પરમાનંદની પ્રાપ્તિ છે. તેવા હિતની પ્રાપ્તિ તો પર જ્યોતિને પામેલા(મુક્તાત્મા)ને જ કહેવાય.

માટે દેહ ને અંતે પ્રાપ્ય (પ્રાપ્ત કરવાના) તો પરમપુરુષ પરમાત્મા શ્રીકૃષ્ણ છે, તેમની પ્રાપ્તિમાં ઉપયોગી સાધન ધર્મ તથા ભગવદ્ ભક્તિ છે અને તે સિવાય બીજે સ્થળે વૈરાગ્ય છે. માટે કહ્યા તે ધર્મ આદિમાં જ વેદોનું તાત્પર્ય છે. તેથી જે પ્રમાણરૂપ શાસ્ત્ર ગણાવ્યા તેમાં શ્રીકૃષ્ણ ભગવાન, સદ્ધર્મ, ભક્તિ અને વૈરાગ્યનું પ્રતિપાદન કરનારા જે વાક્ય હોય તેને જ મુખ્ય માનવા. એમ શ્રીહરિ કહે છે. एतेष्विति-શ્રીકૃષ્ણ

ભગવાન, સદ્ધર્મ, ભક્તિ અને વૈરાગ્યનું અતિશય પ્રતિપાદન કરનારા જે તે આઠ ગ્રંથોના વાક્ય હોય, તેને અન્ય વાક્યો કરતા અત્યંત હિતને સમજાવનારા હોવાથી મુખ્ય માનવા. કારણ કે, તે વેદો તથા તેને અનુસરતા બધા ગ્રંથોનું રહસ્ય ધર્મેસહિત શ્રીકૃષ્ણની ભક્તિ કરવામાં છે. તે સિવાયનું બીજું બધું તો તેના અધિકારીઓને અનુકૂળ પડે તેમ કહેવું પડ્યું છે. ૧૦૧-૧૦૨.



**धर्मो ज्ञेयः सदाचारः श्रुतिस्मृत्युपपादितः।**
**माहात्म्यज्ञानयुग्भूरिस्नेहो भक्तिश्च माधवे।।१०३।।**

**અને શ્રુતિ સ્મૃતિ તેમણે પ્રતિપાદન કર્યો એવો જે સદાચાર તે ધર્મ જાણવો અને શ્રીકૃષ્ણ ભગવાનને વિષે માહાત્મ્યજ્ઞાને સહિત જે ઘણો સ્નેહ, તે ભક્તિ જાણવી. ॥૧૦૩॥**

*ભાષ્ય :* ઉપર કહી ગયા તે રીતે મુમુક્ષજનોને માટે યોગ્ય એવું ઉપેય-પ્રાપ્ય પરમાત્માને તથા ઉપાય-મોક્ષના સાધનોને શાસ્ત્ર કહે છે, એવું બતાવ્યું. હવે તે ઉપાયોના-કલ્યાણનાં સાધનોના સ્વરૂપના નિરૂપણ કરે છે. ઉપેય-પ્રાપ્ય-પરમાત્માનાં સ્વરૂપનું નિરૂપણ તો જ્ઞાનના વિવેચન પ્રસંગમાં નિરૂપણ કરશે. તેમાં સહુ પ્રથમ ધર્મનું સ્વરૂપ કહે છે. ધર્મો જ્ઞેયઃ શ્રુતિ તથા સ્મૃતિઓમાં પ્રતિપાદન કરેલ જે સદાચાર, તેને ધર્મ જાણવો. “પ્રેરણારૂપ ધર્મ છે” એમ કહ્યું છે. એટલે શ્યેનયાગ કરવાનું શ્રુતિપ્રતિપાદિત હોવા છતા તે ધર્મ નથી. કારણ કે જે શ્યેનયાગ છે તે સદાચાર નથી, તે તો પર-બાજપક્ષી માટે અનર્થરૂપ હોવાથી દુર્જન નો આચાર-દુરાચાર છે. બુદ્ધિની અનંત ધારાઓ હોવાથી જ કર્મ જીવને બંધન કરે છે. “નિશ્ચયાત્મક ભાવ નહિ હોવાથી ભગવાનથી

વિમુખોની બુદ્ધિ ઘણા વિભાગવાળી હોય છે. તેથી વિપરીત મુમુક્ષુઓની નિશ્ચયાત્મિકા બુદ્ધિ તો એક જ રૂપમાં હોય છે. તેથી ધર્મનાં સ્વરૂપમાં વિલક્ષણતા નથી. તેથી આ મુમુક્ષુનાં પ્રકરણમાં ધર્મનાં સ્વરૂપનું નિરૂપણ કરવું તે અયોગ્ય નથી. એટલે મુમુક્ષુઓએ આદર કરવા લાયક-સ્વીકારવા યોગ્ય ધર્મ તેને જાણવો કે જે શ્રુતિ તથા સ્મૃતિઓએ કહેલા સદાચાર રૂપ હોય. બ્રહ્મવેત્તા સંતોનો જે આચાર હોય તે સદાચાર છે. "अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः"(તૈ.ઉ.૨.૬.૧) પરબ્રહ્મનાં સ્વરૂપને સ્વીકારીને તેમાં જે શ્રદ્ધા રાખે તે સંત કહેવાય છે. તે સંતોનો શુભ આચાર તો નિષ્કામ કર્મ છે.

હવે ભક્તિનું સ્વરૂપ કહે છે. माहात्म्येति- સાધારણ રીતે પુષ્કળ સ્નેહ તો પ્રજા વગેરેમાં હોઈ શકે છે. છતાં તે ભક્તિ કહેવાતી નથી. કારણ કે સ્નેહનો વિષય ભગવાનથી જુદો છે. ઘણા પૂજ્ય તથા જે મોટા હોય, તેમાં જે ઘણો પ્રેમ તે ખરેખર ભક્તિ છે. તે અંગે વિદ્વાનો કહે છે. "महनीय-પૂજ્યોમાં પ્રીતિ તે ભક્તિ છે" આવો બધો વિચાર કરીને ભક્તિનું લક્ષણ કર્યું છે, સ્વરૂપ ગુણ વગેરેના મહિમાનાં જ્ઞાન સાથે સહુથી અધિક પૂજ્ય એવા જે ભગવાન, તેનાં સ્વરૂપમાં જે અત્યંત સ્નેહ તેને ભક્તિ કહેવાય છે. તે સૂત્ર પણ છે "પરમેશ્વરમાં સર્વાધિક પ્રેમ તેને ભક્તિ કહેવાય છે."(શાંડિલ્ય.સૂ.૧/૨) ભગવાનનાં સ્વરૂપમાં અતિશય સ્નેહ થવાનું કારણ તો માહાત્મ્યનું જ્ઞાન છે. માહાત્મ્યનું જ્ઞાન ન હોય તો થયેલો સ્નેહ પણ દૃઢતર-અત્યંત દૃઢ ન થાય. તેમ જ તે ઉત્તરોત્તર-જતે કાળે અતિશયપણાંને ન પામે. જો માહાત્મ્યનું જ્ઞાન હોય તો ભક્તિની વૃદ્ધિ નિશ્ચિત થાય છે. ભગવાનનાં માહાત્મ્યનું જ્ઞાન ભગવાનની ભક્તિને વધારે છે. એમ તો ગીતામાં પણ કહ્યું છે. "મારા ઐશ્વર્યને અને મારા અનન્ત કલ્યાણરૂપ ગુણને જે જાણે છે તે મારા સ્વરૂપમાં શુદ્ધ ભક્તિયોગને પામે છે."(ગીતા.૧૦/૭) વળી તે

ગીતામાં જ માહાત્મ્યજ્ઞાનથી પરિપક્વ થયેલી ભક્તિની વૃદ્ધિ બતાવી છે. "હું સર્વ જગતની ઉત્પત્તિનું કારણ છું અને મારાથી જ બધું ગતિશીલ છે. એમ સમજીને જ્ઞાનીજનો ભક્તિભાવાન્વિત થઈને મને ભજે છે."(ગીતા.૧૦/૮) ૧૦૩.



**वैराग्यं ज्ञेयमप्रीतिः श्रीकृष्णेतरवस्तुषु।**
**ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम्।।१०४।।**

**અને શ્રીકૃષ્ણ ભગવાન વિના અન્ય પદાર્થમાં પ્રીતિ નહિ, તે વૈરાગ્ય જાણવો અને જીવ, માયા અને ઈશ્વર, તેમનાં સ્વરૂપને જે રૂડી રીતે જાણવું તેને જ્ઞાન કહીએ. ॥૧૦૪॥**

*ભાષ્ય :* વૈરાગ્યનું સ્વરૂપ શ્રીહરિ કહે છે. વૈરાગ્યમાં શ્રીકૃષ્ણ સિવાય અન્ય કોઈપણ વસ્તુ હોય તેમાં પ્રીતિનો અભાવ-પ્રેમભાવ ન હોય તે વૈરાગ્ય કહેવાય છે. સામાન્ય રૂપમાં માઈક પંચવિષયમાં વૈરાગ્યવાળા વિરક્ત મુમુક્ષુને પણ શ્રીકૃષ્ણ સિવાયના વિશુદ્ધ આત્મસ્વરૂપમાં વિશુદ્ધ રાગ-પ્રેમ અવશ્ય હોય જ છે. છતાં તે પરિશુદ્ધ આત્મસ્વરૂપ પણ પરાત્પર પુરુષોત્તમનું શેષ જ છે ને ! આત્મસ્વરૂપ તે શેષ છે, તે શેષ ભૂત આત્મસ્વરૂપમાં રાગ પ્રેમ હોય તો શેષી પર સ્વરૂપમાં પણ રાગ-પ્રેમ હોય જ. માટે શ્રીકૃષ્ણ સિવાયની અન્ય કોઈપણ વસ્તુમાં જેને પ્રેમ ભાવ ન હોય, તે તેનો વૈરાગ્ય કહેવાય છે. આવું લક્ષણ કર્યું છે તે યોગ્ય જ છે.

ઉપર જે ભક્તિ તથા વૈરાગ્યનું નિરૂપણ કર્યું તે ભક્તિ તથા વૈરાગ્ય બંનેને જ્ઞાનની આવશ્યકતા રહે છે, એટલે હવે જ્ઞાનનું નિરૂપણ કરે છે. ज्ञानं च જીવ, માયા અને ઈશ્વરનાં સ્વરૂપને રૂડી રીતે જાણવું,

તે જ્ઞાન કહેવાય છે. માયિક પંચવિષયમાં દોષ દૃષ્ટિ નહિ હોય તો વૈરાગ્ય ઊપજશે નહિ. અને ભગવાનનાં સ્વરૂપનું વિશેષ જ્ઞાન નહિ હોય તો મહાત્મજ્ઞાનપૂર્વકની ભક્તિનો ઉદય પણ નહિ થાય. એટલા માટે તત્ત્વજ્ઞાનની જરૂરત રહે છે.

તેમાં જીવ એટલે ક્ષેત્રજ્ઞનો સમૂહ, માયા એટલે દેહ આદિ વિવિધ આકારોના આશ્રય ભૂત પ્રકૃતિ, ઈશ એટલે જીવ તથા માયામાં અંતઃ પ્રવેશ કરીને તે બંનેના નિયામક પરમાત્મા કહેવાય છે. અહીં જે માયા શબ્દથી પ્રકૃતિ ને કહી છે, તે તેમાં વિચિત્ર કાર્યોને ઉપજાવવાનું સામર્થ્ય છે એટલે કહી છે. પણ અદ્વૈતીઓની જેમ માયા શબ્દ નો અર્થ મિથ્યા કરવાનો નથી. આ રીતે જીવ માયા અને પરમાત્માના સ્વરૂપને સુષ્ઠુ-રૂડી રીતે સમજવું તે જ્ઞાન કહેવાય છે. તેટલા માટે ચિત્, અચિત્ અને ઈશ્વર; આ ત્રણ તત્ત્વોને સમજવા જોઈએ એમ કહ્યું છે. ૧૦૪.



**हृत्स्थोऽणुसूक्ष्मश्चिद्रूपो ज्ञाता व्याप्याखिलां तनुम्।**
**ज्ञानशक्त्या स्थितो जीवो ज्ञेयोऽच्छेद्यादिलक्षणः।।१०५।।**

**અને જે જીવ છે તે હૃદયને વિષે રહ્યો છે ને અણુ સરખો સૂક્ષ્મ છે ને ચૈતન્યરૂપ છે ને જાણનારો છે અને પોતાની જ્ઞાનશક્તિએ કરીને નખથી શિખાપર્યંત સમગ્ર પોતાના દેહ પ્રત્યે વ્યાપીને રહ્યો છે અને અછેદ્ય, અભેદ્ય, અજર, અમર ઈત્યાદિક છે લક્ષણ જેનાં, એવો જીવ છે એમ જાણવો. ॥૧૦૫॥**

*ભાષ્ય :* જાણવા-સમજવા માટે જે ત્રણ તત્ત્વોને ઉપર કહ્યા તેમાં હવે જીવનાં સ્વરૂપનું નિરૂપણ કરે છે. **हृत्स्थः** જીવ છે તે હૃદયમાં રહ્યો છે અને તે વિજ્ઞાનમય છે. શ્રુતિ કહે છે "આ જીવાત્મા હૃદયમાં રહ્યો

છે."(પ્ર.ઉ.૩/૬) "વિજ્ઞાન સ્વરૂપ એવો આત્મા હૃદયમાં રહ્યો છે. અંતર્જ્યોતિ અને પ્રાણોને નિકટ રહ્યો છે." (બૃ.ઉ.૪/૩/૭)

શંકા : જીવ ભલે ક્યારેક હૃદય પ્રદેશમાં રહેતો હશે, પણ તે હૃદયમાં ચોક્કસ રહે જ છે. એમ કહી શકાશે નહિ. "જીવ જાગ્રત અવસ્થામાં નેત્રમાં હોય છે, સ્વપ્નમાં કંઠમાં હોય છે, સુષુપ્તિમાં હૃદયમાં અને તુરીય સ્થિતિમાં મસ્તકમાં રહે છે." (બ્રહ્મોપનિષદ્ તથા ગરુ.પુ.૮૬/૬૬) આ પ્રમાણને અનુસારે જીવ જાગ્રત આદિ અવસ્થાઓમાં અલગ અલગ સ્થાનોમાં હોય છે તેમ શ્રુતિ કહે છે.

ઉપરની શંકાનો ઉત્તર ભાષ્યકાર કહે છે કે આત્મા અણુ સરખો સૂક્ષ્મ છે, તે જાગ્રત અવસ્થામાં નેત્રમાં જ રહે, તો શ્રોત્રથી સાંભળવું વગેરે ક્રિયાઓ નહિ થઈ શકે. તમે કહેલી શ્રુતિનો નેત્ર શબ્દ બધી ઇન્દ્રિયોને કહેનારો છે એમ સમજવું. તે તે અવસ્થામાં તે તે ઇન્દ્રિયો વગેરે સ્થાનમાં જીવનું રહેવું એટલે તે તે ઇન્દ્રિય વગેરે સ્થાનનો અધિષ્ઠાતા આધાર નિયામક જીવ છે એમ સમજવું. તે તે સ્થાનમાં જીવનું અધિષ્ઠાતાના રૂપમાં રહેવું, એટલે પોતાનાં સ્વરૂપથી તેને વિષે રહેવું એવો અર્થ નથી. કારણ કે અણુ સરખો સૂક્ષ્મ જીવ એકી વખતે અનેક સ્થળોમાં સ્વરૂપથી રહી શકે નહિ. જો અનુક્રમથી તે તે સ્થાનમાં સ્વરૂપથી તેનો તેનો અધિષ્ઠાતા બનીને રહે, તો જ્યારે જોવાની કે સાંભળવાની ક્રિયા કરતો હોય ત્યારે જીવ ચાલવું કે આપવું વગેરે ક્રિયાઓને તે જ સમયે કરી શકે નહિ. તેથી સમગ્ર ઇન્દ્રિયોનું મૂળ આધાર(કંદ)ભૂત હૃદય છે. તે હૃદય પ્રદેશમાં જ રહેલા જીવનું જ્ઞાન ફેલાવાથી તે જીવનું તે તે ઇન્દ્રિયોનું અધિષ્ઠાનપણું કહી શકાશે. એટલા માટે જ શ્રીરામાનુજાચાર્યે શ્રીભાષ્યમાં કહ્યું છે કે, "જીવને બધી જ ઇન્દ્રિયોની ક્રિયાને અનુરૂપ થવા માટે સમગ્ર ઇન્દ્રિયોનાં મૂળરૂપ સ્થાન(હૃદય)માં રહેવું તે યોગ્ય છે, એટલે "જીવ ચક્ષુમાં જ નથી રહેતો." "જીવ સ્વપ્ન અવસ્થામાં કંઠમાં

રહે છે" એમ જે કહ્યું તેનો મતલબ તો એવો છે કે સ્વપ્નમાં જીવને કંઠ સમીપની નાડી સાથે સંબંધ હોય છે. "તે વખતે આ નાડીઓમાં તે સૂવે છે."(છા.ઉ.૮/૬/૩) એમ અમુક નાડીઓમાં સ્વપ્નનું સ્થાન શ્રુતિ કહે છે. તે નાડીઓનો સંબંધ તો સમગ્ર નાડીઓના મૂળભૂત હૃદય દ્વારા જ રહેતો હોય છે. બધી નાડીઓ હૃદય પ્રદેશમાંથી જ પસાર થતી હોય છે. "એક સોને એક નાડીઓ હૃદયની હોય છે." (છાં.ઉ.૮/૬/૬) એમ શ્રુતિ પણ કહે છે. વળી જે "સુષુપ્તિ વખતે હૃદયમાં રહે છે." એ વાક્યમાં જે હૃદય શબ્દ છે તે તો હૃદયમાં રહેલા પરમાત્માને કહે છે. "હે સૌમ્ય ! તે સમયે સત્(પરમાત્મા)ને પામે છે."(છાં.ઉ.૬/૮/૧) આ શ્રુતિ પરમાત્માને સુષુપ્તિનાં સ્થાન રૂપે જણાવે છે. મસ્તકમાં રહેવાની જે વાત કહી છે તે તો છેલ્લા શરીરમાંથી જ્યારે જીવની ઉત્ક્રાંતિ-ઊર્ધ્વગતિ થાય છે તે સમયની વાત છે. આ બાબતમાં શ્રુતિનું પ્રમાણ છે જે "તે નાડીઓને મધ્યે એક નાડી મસ્તક સુધી ગઈ છે, અને તે નાડી દ્વારા ઊર્ધ્વગતિને પામતો જીવ અમૃતત્વ(મોક્ષ)ને પામે છે."(કઠ ઉ.૨/૬/૧૬) આ શ્રુતિ તે મોક્ષ ગતિને કહે છે. તેટલા માટે જ તુરીય શબ્દ પણ ઊર્ધ્વગતિની સ્થિતિમાં રહેલા જીવને માટે કહ્યો છે.

આથી એ સાબિત થાય છે કે જીવ હૃદયમાં રહ્યો છે. કોઈ કહેશે કે 'જેમ ચંદનનો બિંદુ શરીરનાં કોઈ પણ ભાગમાં હોય તો તેના આનંદનો અનુભવ થાય છે, તેમ જીવ પણ શરીરના કોઈ પણ ભાગમાં રહ્યો હોય તોપણ તેનો અનુભવ થઈ શકે છે. ત્યારે એવું કહેવામાં આવે છે કે તેમ નથી, જીવ હૃદય પ્રદેશમાં સ્થિતિ કરીને રહ્યો છે. તે બાબતને સૂત્રકાર પણ ટેકો આપે છે.' 'अवस्थितिवैशिष्यादिति चेन्नाभ्युपगमाद्धृदि हि'(ब्र.सू.२/३/२५) 'गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात्' (ब्र.सू.१/२/११) "હૃદય રૂપી ગુહામાં પ્રવેશેલા જીવ અને પરમાત્મા છે." આ સૂત્રમાં કહેલો ગુહા શબ્દ હૃદય કમળને કહે છે.

જીવનું તાત્ત્વિક નિરૂપણ કરવું હોય ત્યારે પ્રથમ તેનું સ્વરૂપ અને તે પછી તેને રહેવાનું સ્થાન કહેવું જોઈએ, પણ અહીંયા તેમ નહિ કરતા પ્રથમ જીવના સ્થાનનું નિરૂપણ કર્યું છે, તે એટલા માટે છે કે જીવાત્માને દેહથી ભિન્ન જણાવવા માટે તેમ કર્યું છે. ખરેખર દેહનો એક ભાગ હૃદય છે, તેમાં રહેલો જે જીવ છે તે દેહ તો નથી જ, એમ એનો અર્થ જણાય છે. જીવ હૃદયમાં રહ્યો છે, એમ ઉપર જે કહ્યું તેના વિરુદ્ધ દેહાત્મવાદી(ચાર્વાક) પોતાનું મંતવ્ય રજૂ કરે છે કે પૃથ્વી આદિ ભૂતોના સમૂહ સિવાય બીજો ચેતન(જ્ઞાન સંપન્ન) જીવ છે જ નહિ. કોઈ એમ ન કહેશો કે પાંચભૂતોના સમુદાયમાં ચૈતન્ય(જ્ઞાન)સંભવે નહિ. કેમ જે, જ્યાં પૃથ્વી આદિ ભૂતોનો સમુદાય એકઠો થાય છે ત્યાં અમુક પરિણામ થતાં તેમાં ચૈતન્ય(જ્ઞાન)નો ઉદય આપોઆપ થાય છે. તે ચૈતન્ય પણ પૃથ્વી, જળ, તેજ, વાયુના પરિણામ ભૂત શરીરરૂપે જ હોય છે. જેમ કિણ્વ(શરાબના ખમીરના બીજ) આદિમાંથી મદ શક્તિ (નશો) પેદા થાય છે. તે રીતે જ પૃથ્વી આદિ એકેય ભૂતમાં ન હોવા છતાં પણ તે ચૈતન્યનો ઉદય ભૂતોના સંઘાતમાંથી જ સ્વતઃ થાય છે. ભૂતસંઘાત રૂપ શરીરમાં ચૈતન્ય ઊપજ્યા પછી વ્યવહારમાં જે અહંગ્રહ (હું એવો ભાવ) આવશ્યક હોય છે. તેની પૂર્તિ માટે કોઈ અતીન્દ્રિય (ઇન્દ્રિયોથી ન અનુભવાય) એવા આત્માની જરૂરત પણ નહિ રહે. તે ચૈતન્ય જેમાં રહ્યું છે એવા શરીરરૂપ પંચભૂતના સંઘાતથી જ તે અહંગ્રહની પૂર્તિ થઈ જશે અને તેથી જ 'હું જાડો છું.' 'હું પાતળો છું.' એવું સામાનાધિકરણ્ય (એકપણું) પણ ઠીક રીતે બંધ બેસી જશે.

જો ભૂતોના સમૂહરૂપ દેહ જ ચેતનજીવ છે એમ માનીએ તો એક જ દેહ 'આ' અને 'હું' એમ બંને બાબતનો વિષય બની જાય. તેથી 'હું દેહને જોઉં છું.' આ અનુભવમાં જોનારો અને જોવાતો તે બંને એક દેહ જ થઈ જાય, તો તે શું યોગ્ય છે ? હવે દેહને જ જીવ

માનનાર ચાર્વાક તેનો જવાબ આપે છે કે, "આત્મા દેહથી અલગ છે, એમ જે માને છે તેને પણ 'દેવદત્ત પોતે પોતાને વિચારે છે.' એ વાક્યમાં કર્તાપણું અને કર્મપણું એકમાં જ આવશે. એટલે ત્યાં જે આકાર ભેદથી (જુદા જુદા દૃષ્ટિકોણથી) સમાધાન કરવામાં આવે છે તેમ દેહને જ આત્મા માનનારા એવા અમારા વાદમાં પણ આકારભેદથી સમાધાન થઈ શકે છે.

શંકા - ચૈતન્ય અને તેનું કાર્ય સુખ વગેરે ગુણ દૃશ્ય એવા દેહના જ જો ગુણધર્મ હોય. તો જેમ દેહ દેખાય છે તેમ ચૈતન્ય અને સુખ વગેરે ગુણ પણ દેહની જેમ જ દેખાવા જોઈએ, પણ તે નથી દેખાતા. ત્યારે દેહાત્મવાદી (ચાર્વાક) કહે છે કે પૃથ્વી દૃશ્ય છે, તેનો ગુણ ગંધ છે. ત્યાં પૃથ્વી દેખાય છે પણ ગંધ દેખાતો નથી. વિષયોનો સ્વભાવ જ એવો હોય છે. એટલે રૂપ આદિ વિષય તે તે ઇન્દ્રિયોથી જ અનુભવી શકાય છે. તો આ પ્રમાણે જે ચૈતન્ય રૂપ ગુણ છે તે મનથી કરાતા પ્રત્યક્ષથી જ અનુભવાય છે. એટલે તે દેહની જેમ આંખોથી કેમ જોઈ શકાય ? આ રીતે ઇન્દ્રિયોથી ગ્રહણ થતાં વિષયોના સ્વભાવની વિલક્ષણતા માનીએ એટલે દેહાત્મવાદમાં દેહ જ આત્મા છે અને તેમાં અહમર્થ અને ઈદમર્થ ('હું' અને 'આ' એવો જે ભાવ) તે બંને એક હોવાથી પોતાના શરીરમાં જેમ 'આ હું છું' એવો અનુભવ થાય છે, તેમ અન્યના શરીરમાં પણ 'આ હું છું' એમ માનવું પડશે. એવી શંકાને સ્થાન રહેશે નહિ.

ધર્મી એવા દેહનો અનુભવ બાહ્ય ઇન્દ્રિયોથી થાય છે એમ મનથી પણ થાય છે, પરંતુ દેહનો ધર્મ જે ચૈતન્ય છે તેનો અનુભવ કેવળ મનથી જ થઈ શકે છે અને જે 'અહંગ્રહ'(હું એવો ભાવ) છે, તેનો અનુભવ પણ માનસ છે. એટલે અન્ય(બીજા)નાં શરીરમાં રહેલું સ્થૂળપણું જે 'આ' એમ આંખથી જોઈ શકાય છે તેમ તે અન્યના શરીરમાં રહેલો અહંગ્રહ (હું એવો ભાવ) તે આપણા બાહ્ય ઇન્દ્રિયોથી

ગ્રહણ કરી શકાતો નથી. 'હું સ્થૂળ છું.' 'હું કૃશ છું.' એવો જે જાડા-પાતળાપણાનો સહુને બાહ્ય અનુભવ સાક્ષાત્ થાય છે તેમાં સ્થૂળતા તથા કૃશતાના બાહ્ય અનુભવની જેમ જ હું પણા(અહંતા)નો અનુભવ બાહ્ય ઈન્દ્રિયોથી (લોકગ્રાહ્ય) થતો નથી.

શંકા - ખરેખર વિચારીએ તો 'અહમર્થ' (હું એમ અનુભવ) તથા 'ઈદમર્થ'(આ એમ અનુભવ)ની એકતા કહેવામાં કાંઈ અસંગતિ (અનુપપત્તિ) નથી. તો પછી પોતાને વિષે જેમ 'હું' એવો વ્યાવહારિક શબ્દ વપરાય છે તેમ બીજાને વિષે પણ 'હું' એવો શબ્દ વપરાવો જોઈએ.

સમાધાન - ના, એમ તો હું શબ્દ ન વપરાય. હું એ શબ્દનો સ્વભાવ જ એવો છે કે તેને પોતાને માટે જ વપરાય. 'હું' એ શબ્દ તેને ઉચ્ચારણ કરનારી વ્યક્તિમાં જ અર્થસંગત છે. અન્ય (પર) વ્યક્તિમાં હું એવા અનુભવની કલ્પના પણ એના શબ્દ માત્રથી કેવળ ભયરૂપ જ હોય છે. ભૌતિક શરીર(પિંડ)માં તે શરીર સિવાયના રૂપ વગેરેની જેમ કોઈ 'હું' એવી વસ્તુ નથી. પોતાના શરીરની જેમ બીજાનાં શરીરને પણ ખુલ્લી આંખે દેખવામાં આવે તો તેવા તેવા આકારવાળા(શરીરરૂપી) આત્માને જ અનુભવીએ છીએ. શબ્દ તો માત્ર અનુભવાતા પદાર્થનો ઉલ્લેખ જ કરે છે. તેમાં પરના(બીજા)ના અનુભવનો ઉલ્લેખ(નિરૂપણ) કરવામાં 'હું' આવો શબ્દ સમર્થ નથી, એટલે 'અન્ય વ્યક્તિમાં 'અહંગ્રહ' (હું એવો ભાવ) કરી શકાતો નથી. એ તો ખાલી પ્રવાદ છે. પૃથ્વી આદિ ભૂતોના સંઘાતરૂપ કે જેને દેહ કહેવામાં આવે છે અને જેમાં ચૈતન્ય (જ્ઞાન) ઊપજ્યું હોય છે. તે શરીરનાં જ સુખ દુઃખ આદિ ગુણ ધર્મ છે. અને તે પણ શરીરના આંતરિક ગુણ ધર્મ છે. એટલે તેમાં પર(બીજા)ના ઈન્દ્રિયોનો પ્રવેશ અસંભવ છે. એટલે બાહ્ય ગુણધર્મોની જેમ તે ગ્રહણ કરી શકાતા નથી. માટે આ નક્કી થાય છે કે જીવતત્ત્વ શરીરથી ભિન્ન નથી. દેહાત્મવાદી ચાર્વાકની માન્યતા આ કહ્યું તે પ્રમાણે છે.

આ વિષે સત્ય તત્ત્વને જાણનારા મહાપુરુષો કહે છે કે 'શરીરમાં જ્ઞાન સ્વતઃ ઊપજે છે.' એ બાબતને સાબિત કરવી ઘણી કઠણ છે. કારણ કે જે પૃથ્વી આદિ ભૂતોથી શરીર ઉત્પન્ન થયું છે, એમ જે કહેવાય છે તે ભૂતોમાં જ ચૈતન્ય (જ્ઞાન) નથી. જેનાથી શરીર થયું છે તે પદાર્થોમાં જ ચૈતન્ય ન હોય, તો પછી તે પદાર્થોથી બનેલા શરીરમાં તે ચૈતન્ય હોય જ ક્યાંથી ? તે એક નિયમ છે કે, 'કાર્યમાં (શરીરાદિમાં) જે વિશેષ (ચૈતન્ય આદિ) ગુણ હોય તે ગુણ પહેલાથી તેના કારણમાં હોવા જ જોઈએ.' કારણ કે ઘટમાં જે રૂપ હોય છે તે તેના કપાલ (ઘડાના અરધા ભાગ)માં પહેલાથી હોય જ છે એમ તે દેખાય જ છે.

ચાર્વાક (દેહાત્મવાદી) કહે છે કે - કિણ્વાદિથી (મદ્યના ખમીરના બીજથી) જેમ મદશક્તિ-નશો ઊપજે છે, તેમ પૃથ્વી આદિ ભૂતોના મળેલા સંઘાતમાં પહેલા ન હોય તેવી ચૈતન્ય શક્તિ ઊપજે છે તે પ્રત્યક્ષ દેખાય છે. તેમાં કોઈક જગ્યાએ જ જણાતી ઘટ આદિમાં રૂપની ઉત્પત્તિ કારણગુણપૂર્વકની કહી, તેનાથી આ પ્રત્યક્ષ જણાતી ચૈતન્ય (જ્ઞાન)ની ઉત્પત્તિમાં શો બાધ છે ? શો વાંધો છે ? કાર્યમાં જે ગુણ જણાતા હોય તે કારણમાં પહેલાથી રહ્યા જ હોય, અને તેમાં ઘડાના રૂપનું દૃષ્ટાંત આપો છો. આવું તમારું જે અનુમાન તે પ્રત્યક્ષથી જે ચૈતન્ય દેખાય છે તેનો બાધ કરી શકશે નહિ.

ચાર્વાક કહે છે કે ખરેખર તો અનુમાનને પ્રમાણ જ ન કહેવાય. ધુમાડાને દેખીને અગ્નિ લેવા માટેની પ્રવૃત્તિ તો સંદેહથી અથવા ભ્રાંતિથી પણ થઈ શકે છે. તેમાં યથાર્થ (પ્રજ્ઞા) જ્ઞાનની આવશ્યકતા હોતી નથી. ધુમાડાની પાસે જાય પછી કદાચ અગ્નિ મળી જાય તે તો આકસ્મિક કહેવાય છે.

ચાર્વાકની સામે શંકા - ધુમાડો અને અગ્નિના ચોક્કસ સાથે જ

રહેવા રૂપ વ્યાપ્તિથી જ્યાં અનુમાન રૂપ પ્રમાણ વિદ્યમાન હોય ત્યાં સંદેહ કે ભ્રાંતિની કલ્પના શા માટે કરવી જોઈએ ?

ચાર્વાક કહે છે - એવું નથી તે ચોક્કસ અનુમાન ત્યાં નથી. અનુમાનને પ્રમાણરૂપ સાબિત કરી શકાય તેમ છે જ નહિ.

તેની સામે શંકા - અનુમાનની સાબિતી તો સાધ્ય (અગ્નિ) અને હેતુ (ધુમાડા)નું સેંકડોવાર સાથે જ રહેવાપણું દેખવાથી થાય જ છે તો !

ચાર્વાક - રસોઈઘર વગેરે અમુક સ્થાનોમાં કેટલાક અગ્નિ તથા ધુમાડારૂપ પદાર્થનુ સાહચર્ય ભલે દેખાયું હોય પણ ભૂતકાળના અગ્નિ ધુમાડાઓ, ભવિષ્યકાળના તે અગ્નિ ધુમાડાઓ તથા વર્તમાન કાળમાં ઘણા દૂર પ્રદેશમાં રહેલા તે અગ્નિ ધુમાડાઓનું ચોક્કસ સાહચર્ય અનુભવાયું છે તે થોડું છે અને તેના કરતા જેનો અનુભવ નથી થયો એવા અગ્નિ ધુમાડાનો સાહચર્યાંશ પુષ્કળ છે, ઘણો છે. એટલે તેમાં વ્યભિચાર(ધુમાડો અને અગ્નિના સાહચર્યની અનિયમિતતા)ની શંકા થઈ શકે છે. એટલે વ્યાપ્તિ(ધુમાડો અને અગ્નિનું ચોક્કસ સાહચર્ય) અસંભવ છે.

હવે ભાષ્યકાર ચાર્વાકને (દેહાત્મવાદીને) જવાબ આપે છે કે, તમે જે કહો છો તે તેમ નથી. રસોઈઘર વગેરે હજારો સ્થળોએ અનેક અગ્નિ અને ધુમાડા રૂપ વ્યક્તિનું ચોક્કસ સાહચર્ય નિયમિત જ્યારે જોવા મળે છે ત્યારે તેના સજાતીય અન્ય જે ભૂતકાલીન તથા ભવિષ્યકાલીન નહિ જોયેલા અગ્નિ અને ધુમાડા રૂપ વ્યક્તિના સાહચર્યમાં કોઈ સંદેહનું કારણ હોય નહિ. ત્યારે ત્યાં વ્યભિચાર(ધુમાડો અને અગ્નિના સાહચર્યની અનિયમિતતા)ની શંકા થઈ શકે નહિ. કારણ કે જે વસ્તુ સ્પષ્ટ રીતે દેખાતી હોય તેના જેવી જ બીજી વસ્તુમાં અન્ય કોઈ કારણ વિના 'નથી દેખી' એટલામાંથી જ તેમાં સંદેહ કરવો તે પ્રમાણરૂપ ન ગણાય. એટલા માટે જ સામાન્ય પ્રત્યાસત્તિ(ઘનિષ્ઠ સંબંધ)ના બળથી સંપૂર્ણપણે

ધુમાડો અને અગ્નિના ચોક્કસ સાહચર્ય રૂપ વ્યાપ્તિનિશ્ચય(અવિનાભાવ સંબંધ) થઈ જ શકે છે. એટલે અનુમાન અપ્રમાણરૂપ નથી.

વળી એક બીજી વાત એ પણ છે કે અનુમાનને તદ્દન અપ્રમાણરૂપ ગણશો તો બધો જ લોકવ્યવહાર તૂટી જશે. અબોધ નાના બાળકો જ્યારે તે તે વસ્તુને અથવા વ્યક્તિને પ્રથમ પ્રથમ પોતાના નિર્દોષ વિશાળ નેત્રોથી જુએ છે ત્યારે તેમને માત્ર તેના તેના આકારનું જ જ્ઞાન થાય છે, પણ તેમના નામને કે જાતિ આદિ વિશેષ પ્રકારોને તેઓ જાણતા હોતા નથી. પછી પોતાના વડીલોનો વ્યવહાર દેખે, તેના નામ અને જાતિ વગેરેને સાંભળે અને પછી વિચારે છે, ત્યારે અનુમાનથી જ બધું જ્ઞાન તેમને થાય છે. કોઈ ગામડામાં રહેનારો માણસ જંગલ તરફ જાય છે ત્યારે ત્યાં કોઈ દિવસ ન દેખ્યા હોય એવા જંગલી પશુઓના આકારને દેખે, ત્યારે તેને પહેલાં સાંભળેલું વાક્ય યાદ આવે છે કે 'નીલગાય ગાયના જેવી હોય છે.'(गोसदृशो गवयः) પછી તેને પોતાની ગાય યાદ આવે છે અને તેને આધારે અનુમાને કરીને જ તે નીલગાયનું ખરું જ્ઞાન મેળવે છે. બીજું વધું શું કહેવું. અનુમાન પ્રમાણનું ખંડન કરવા લાગેલા તમે પ્રત્યક્ષવાદી કોઈ ખામી ભર્યાં લિંગ(હેતુ)ને વળગી રહ્યા છો, તેમાં પણ તમે અનુમાનને જ આશર્યા છો.

વળી દેહાત્મવાદીએ આગળ કહ્યું કે, 'પ્રત્યક્ષ અનુભવાતા પદાર્થમાં અનુમાનને શો વાંધો છે ?' તો તે અંગે ભાષ્યકાર કહે છે કે ગર્ભમાં રહેલા બાળકને તેને યોગ્ય સમયે ચૈતન્ય(જ્ઞાન) ઊપજે છે, તે ચૈતન્યનો સાક્ષાત્કાર શું કોઈ કરી શકે છે ? અથવા તે ચૈતન્ય રૂપ અને ઔષ્ણ્ય (ગરમી)ની જેમ બાહ્ય છે ? જો કહેશો કે ચૈતન્ય તો માનસ છે, તો તે ચૈતન્ય પણ તેના તેના આત્માએ જ જાણી શકાય છે અને અન્ય વ્યક્તિના ચૈતન્યને તો તેની ચેષ્ટાથી જ જાણી શકાય છે. અરે ! પોતે પોતાના ચૈતન્યને ઊપજવાના પ્રકારનો સાક્ષાત્કાર પણ કોઈ કરી શકતું

નથી. એટલે જ અનુમાન પ્રમાણથી ભૂતસંઘાત રૂપ શરીરમાં કોઈ અપૂર્વ ચૈતન્ય ઊપજે છે એવો દેહાત્મવાદ બાધિત થાય જ છે.

ચાર્વાક - કારણ સ્વરૂપમાં નશો ન હોવાં છતાં જેમ કિણ્વાદિથી(મદ્યના ખમીરના બીજથી)મદશક્તિ-નશો ઊપજે છે તેમ ભૌતિક દેહમાં ચૈતન્ય ઊપજે છે. માટે કાર્યના ગુણ કારણ ગુણપૂર્વક જ હોય છે. એ અનુમાનમાં આપેલો હેતુ સદ્ હેતુ નથી, પરંતુ તે હેત્વાભાસ દોષ છે. એમ તમે કહી શકશો નહિ, કેમ જે કારણમાં હોય તો કાર્યમાં એ ગુણ આવે એ નિયમ તો કાર્યમાં રહેલા વિશેષ ગુણોને જ લાગું પડે છે, પણ સામાન્યગુણમાં નહિ. નશો તો સામાન્ય ગુણ છે વિશેષ નથી માટે તેમાં તેવો નિયમ નથી.

ભાષ્યકાર કહે છે કે અત્યાર સુધી તમે ભૂતસંઘાત રૂપ દેહમાં અપૂર્વચૈતન્યના આવિર્ભાવની વાત કહેતા હતા. હવે તે વાદને પડતો મૂકીને કારણગુણપૂર્વક ચૈતન્યના આર્વિભાવના સિદ્ધાંતને અપનાવો છો, તો સાંભળો. શરીરમાં ચૈતન્ય સંપાદન કરવા માટે શરીર જેમાંથી બન્યું હોય તે હાથ-પગ વગેરેમાં ચૈતન્ય માનવું પડશે. વળી તે હાથપગ વગેરેમાં ચૈતન્ય સંપાદન કરવા માટે તેના આરંભક(કારણભૂત) સૂક્ષ્મ પદાર્થોમાં પણ ચૈતન્ય કલ્પવું પડશે. આમ તેના તેના કારણરૂપે જ્યાં સુધી દેહના કારણોની પરંપરા પૂરી ન થાય ત્યાં સુધી તે તે સૂક્ષ્મ પદાર્થોમાં પણ પર્યાપ્ત ચૈતન્ય સ્વીકારવું પડશે. જો એમ માનવામાં આવે તો તે બધાથી બનેલા દેહમાં અનેક ચેતનો માનવા જોઈએ, પણ જો એમ ન હોય તો તે અનેક ચૈતન્યમાં અંગાંગીભાવની વ્યવસ્થા રહે નહિ. અને જીવે પોતે નક્કી કરેલી મર્યાદા પણ જળવાય નહિ, કેમ જે ભેગા થયેલા ઝાઝા જીવો ડખો જ કરે.

વળી ફરીને દેહાત્મવાદી કહે છે કે - ઘડો ઈત્યાદિ માટીના વાસણોને નીંભાડામાં પકાવે છે, ત્યારે તે ઘડા વગેરેમાં પૂર્વે ન હોય

તેવું જુદું જ રૂપ ઊપજે છે. તે ઘડા વગેરેના રૂપમાં કારણગુણપૂર્વકતા નથી. તે રીતે જ કોઈ વિલક્ષણ પરિપાકના બળથી શરીર ગર્ભમાં હોય ત્યારે જ તેમાં અકસ્માત્, પહેલા ન હોય તેવા, અપૂર્વ ચૈતન્યનો આવિર્ભાવ થાય છે.

તે સિવાય એક બીજું પણ ઉદાહરણ છે, જેમ કે એક સંયોગમાત્રથી જ ક્યારેક કોઈ અપૂર્વરૂપ ઉત્પન્ન થાય છે. એટલે તમારો નિયમ કારણગુણપૂર્વક કાર્યગુણ હોય છે તે તૂટી જાય છે. અને તેવું દેખાય પણ છે કે પાણીમાં ચૂનાનું અને હળદરનું ચૂર્ણ મેળવવામાં આવે તો તરત તેમાં લાલ રંગ ઉત્પન્ન થાય છે.

ત્યારે ભાષ્યકાર કહે છે કે ભલે ત્યાં એમ બનતું હોય પરંતુ તમે કહો છો કે શરીર ગર્ભમાં હોય ત્યારે જ તેમાં અકસ્માત્ અપૂર્વ(ન હોય) એવા ચૈતન્યનો આવિર્ભાવ થાય છે. જો તે તેમજ હોય તો તે ચૈતન્ય જ્યાં સુધી શરીર રહે છે ત્યાં સુધી કેમ ટકતું નથી ? નીંભાડામાં પકાવેલા ઘડાનો રંગ તો જ્યાં સુધી ઘડો રહે છે, ત્યાં સુધી રહે જ છે. પણ ચૈતન્ય તો જ્યાં સુધી શરીર રહે છે ત્યાં સુધી રહેતું નથી. શરીર દૃઢ સ્વસ્થ હોવા છતાં સુષપ્તિ આદિમાં ચૈતન્ય વિલીન થયેલું દેખાય છે. તેમજ ચૈતન્યના ગુણધર્મ સુખ વગેરે પણ સુષુપ્તિમાં લીન વર્તે છે. લાલાશથી તદ્દન વિભિન્ન એવી હળદર તથા ચૂના જેવી વસ્તુના સંયોગ માત્રથી પાણીમાં ઊપજેલી લાલાશ પણ પાણીમાંથી ક્યારેય જતી હોય તેમ દેખાતું નથી. તેથી જ દેખાતું ચૈતન્ય (જ્ઞાન) અને સુખ વગેરે તે પ્રતિદિન જતું આવતું રહેતું હોવાથી જ્યાં સુધી તેનો આશ્રય (શરીર) રહે છે ત્યાં સુધી તે રહેતું નથી. એટલે તે શરીરનો ગુણધર્મ નથી, એમ નિશ્ચય થાય છે. પકાવવાથી ઘડામાં જે રંગ ઊપજ્યો હોય છે અથવા ચૂનો અને હળદરના સંયોગ માત્રથી જે લાલરંગ ઊપજ્યો હોય છે, તે વારંવાર આવે અને જતો રહે તે સંભવતું નથી.

ચાર્વાક કહે છે, સુષુપ્તિમાં ચૈતન્ય(જ્ઞાન) જતું રહે છે અને જાગૃત અવસ્થામાં ફરી તે પાછું આવે છે, એમ નહિ માનવાનું. પરંતુ સુષુપ્તિ અવસ્થામાં જે ચૈતન્ય જાગ્રત ન હોય(અનુદ્ભુત હોય) તે જાગ્રત અવસ્થામાં પ્રગટે છે.(ઉદ્ભુત થાય) છે, સુષુપ્તિ અને જાગ્રત બંને અવસ્થામાં આટલો જ ફરક છે, માટે ભૂતસંઘાતરૂપ શરીરમાં રહેલું ચૈતન્ય જ્યાં સુધી શરીર રહે છે ત્યાં સુધી રહે જ છે. તેમાં કાંઈ ખામી નથી. ત્યારે ભાષ્યકાર કહે છે, ઘડો વગેરે પદાર્થની જેમ ચૈતન્ય જડ નથી, માટે તે પોતાના સ્વરૂપની સત્તામાત્રથી ચોક્કસ પ્રકાશિત રહે છે. એટલે "તે ચૈતન્ય છે ખરું પણ અનુદ્ભૂત છે." એમ કહી શકાય જ નહિ. ચાર્વાક જેમ અદ્વૈતમતના વેદાંતીઓ બાહ્યવૃત્તિથી રહિત એકમાત્ર 'હું' એમ કેવલ ચૈતન્ય માત્રની સ્ફૂર્તિ સુષુપ્તિમાં પણ રહે છે એવું કહે છે તેમ અમે પણ સુષુપ્તિમાં કેવલ ચૈતન્યની સ્ફૂર્તિ રહે છે તેમ કહીએ છીએ.

ભાષ્યકાર કહે છે કે તમે અદ્વૈત વેદાંતીની જેમ કહી શકો નહિ, કારણ કે ચૈતન્ય એક પ્રકારનો ગુણ છે. તેની સ્ફૂર્તિ કોઈ આશ્રય સિવાય સંભવે નહિ, પરંતુ તે કોઈને આશ્રયે જ સ્ફૂરે છે. અદ્વૈત વેદાંતીઓ તો આશ્રયે સહિત ચૈતન્યને દેહથી જુદું જ માનતા હોવાથી બાહ્ય સંયોગ ન હોવા છતાં તેમને ચૈતન્યની સ્ફૂર્તિ સંભવે છે. જ્યારે તમારે મતે તો દેહ જ ચૈતન્યનો આશ્રય છે એટલે જો ચૈતન્ય પોતાના આશ્રયે સહિત સ્ફૂરણાયમાન થાય તો તે દેહની સાથે જ તેની સ્ફૂર્તિ હોવી જોઈએ. એટલે ચૈતન્યની બાહ્ય સંબંધ વિના કેવળ આંતર સ્ફૂર્તિ કઈ રીતે હોઈ શકે ?

ચાર્વાક - અદ્વૈત વેદાંતી જેમ જ્ઞાનને નિર્વિશેષ કહે છે તેમ અમે પણ સર્વથા - કોઈ પણ જાતના વિષય વિના ચૈતન્યને સુષુપ્તિમાં માનીએ છીએ. ભાષ્યકાર કહે છે, તમે નિર્વિશેષજ્ઞાનવાદીની જેમ

નિર્વિષય ચૈતન્યને સુષુપ્તિમાં કહી શકશો નહિ, કારણ કે તે અદ્વૈત વેદાંતીઓ નિર્વિષય જ્ઞાન (ચૈતન્ય)ને જ આત્મા માને છે. એટલે તેઓને તે કહેવું ઘટી શકે છે. બાહ્ય ભૌતિક શરીરને જ ચૈતન્યરૂપી ગુણવાળું માનનારા એવા તમને તો તેમ કહેવું બંધ બેસશે નહિ. જો તમે તે અદ્વૈત વેદાંતીના મતને અનુસરતા હોવ તો દેહથી જુદા તે ચૈતન્યને જ જીવાત્માના રૂપમાં સ્વીકાર્યું ગણાશે.

ખરેખર વિચારીએ તો જણાશે કે જ્ઞાન ક્યારેય નિર્વિષય હોઈ શકે જ નહિ. જ્ઞાનને કોઈ પણ વિષય તદ્દન ન જ હોય છતાં તેને જ્ઞાન કહેવું, તે કેવું છે ? તો, "વંધ્યા(વાંજણી) સ્ત્રી વીરપુરુષની જનની છે." એમ કહેવા જેવું અત્યંત વિરુદ્ધ જ છે. શબ્દની જેમ ચૈતન્ય પણ પ્રસર્યા વિનાની વૃત્તિનો આશ્રય બનીને રહ્યું છે એમ જો તમે કહો તો તે પણ ઠીક નથી. કારણ કે તમારે મતે જેમાં ચૈતન્યનો આર્વિભાવ થયો હોય એવો ભૂતસંઘાત જ આત્મા છે. એટલે ચૈતન્યવૃત્તિ રહિત દશામાં તો આત્માનો જ નાશ થયો કહેવાશે. તમારા મતે શબ્દ પણ તેના આશ્રયભૂત દ્રવ્ય રહે ત્યાં સુધી રહેનારો નથી. કારણ કે તમે શબ્દને નિત્ય એવા આકાશનો ધર્મ(ગુણ) માનતા નથી. અરે, તમે તો આકાશનો જ અંગીકાર કર્યો નથી. જો શબ્દને વાયુનો ગુણ માનશો તો તે આશ્રયના નાશની સાથે તેનો નાશ પણ સંભવે છે.

ફરીને ભાષ્યકાર દેહાત્મવાદીને પૂછે છે કે આત્માને દેહરૂપે જ માનનારા તમે બાહ્ય ઈન્દ્રિયોની બધી ક્રિયાઓને રોકી દીધા પછી મનને એકાગ્ર કરીને 'આ હું છું ' એમ જ્યારે પોતાનો અનુભવ કરો છો ત્યારે તે માનસ પ્રત્યક્ષમાં તે પ્રત્યક્ષનો વિષય ધર્મી કોણ હોય છે ? તે બતાવો. દેહથી અલગ તો તમે આત્માને માનતા નથી, તેથી તમારે આ સ્થૂળ દેહને જ પ્રત્યક્ષનો વિષય ધર્મી માનવો પડશે. જો દેહને જ આત્મા માનવામાં આવે તો પછી દેહના કરચરણાદિક અવયવોનું ભાન પણ તે

વખતે અવશ્ય થવું જ જોઈએ. દેહમાં રૂપ છે, તે રૂપને પ્રત્યક્ષ દેખીએ છીએ ત્યારે તેના સ્પર્શનો અનુભવ થતો નથી, તેમ અવયવી દેહના ભાન વખતે અવયવોનું ભાન પણ થાય. એમ તમે ચાર્વાકો કહી શકો નહિ. કેમ જે રૂપનો અનુભવ અને સ્પર્શનો અનુભવ અલગ અલગ ઇન્દ્રિયોથી થાય છે, એટલે તેની જેમ અહીં કહેવાશે નહિ. અહીંયા તો અવયવી ભૂતસંઘાતરૂપ દેહ જો માનસ પ્રત્યક્ષમાં જણાતો હોય તો તેના અવયવોનું પણ માનસ પ્રત્યક્ષ સ્વીકારવું એ જ યોગ્ય છે. જગતમાં અવયવોનો અનુભવ ન કરનારો કોઈ પણ પુરુષ અવયવીનો અનુભવ કરતો હોય તેવું નથી. ત્યારે તમે કહેશો જે, જ્યારે અવયવીનો અનુભવ થતો હોય ત્યારે જ સાથે જ અવયવોનો પણ અનુભવ થાય. એ નિયમ તો બાહ્ય વ્યવહારમાં જ છે. આંતરવૃત્તિ(માનસ વ્યવહાર)માં તે નથી, એમ જે કહેવું તે તો અસંભવનું વર્ણન કરવા જેવું છે.

પંચવિષયોનાં સુખને જ પુરુષાર્થ માનનારા આ દેહાત્મવાદીઓમાં અને તિર્યગજાતિ(પશુ પક્ષીઓ)માં પુરુષાર્થની બાબતમાં શું ભેદ છે ? એટલે આવી સમજણવાળાને તો કોઈ પુરુષાર્થ હોતો જ નથી, તેમને માટે તો પ્રાણીના જન્મનો હેતુ એ જ તેમનો પણ હેતુ કહેવાય. આ પ્રમાણે જે પોતાની ઊર્ધ્વગતિને ક્યારેય વિચારી શક્તા નથી, પરંતુ અધોગતિ તરફ જ દષ્ટિવાળા ઘેટા-બકરાં જેવા દેહાત્મવાદીઓની સાથે વધારે ચર્ચા શું કરવી. આટલાથી બસ છે.

જીવાત્માને વિભુ(વ્યાપક) માનનારા નૈયાયિક તથા વૈશેષિક આવીને કહે છે કે જીવ તો વિભુ(વ્યાપક) છે, તેને 'હૃદયમાં રહેલો' એમ કહીને તેનાં સ્વરૂપને સીમિત કેમ કહો છો ?

ભાષ્યકાર કહે છે જીવ વિભુ-વ્યાપક નથી, પરંતુ તે અણુમાત્ર જ છે. એટલે તે શરીરના કોઈ એક ભાગમાં રહ્યો છે, એમ કહેવું તે યોગ્ય છે.

ન્યાય વૈશેષિકના વિદ્વાનો કહે છે કે, "જે આ વિશેષ જ્ઞાન પ્રચુર આત્મા ઇન્દ્રિયોની મધ્યે રહ્યો છે." એમ જીવાત્માને કહીને પછી "એ અજન્મા આત્મા મહાન છે, ઘણો વિશાળ છે."(બૃ.ઉ.૪/૪/૨૨) એમ શ્રુતિમાં જીવને મહાન કહ્યો છે, એટલે તે અણુ સરખો સૂક્ષ્મ નથી, પરંતુ વિભુ-વ્યાપક જ છે. સ્મૃતિ પણ કહે છે કે, "જેનાથી આ સંપૂર્ણ જડતત્ત્વ વ્યાપ્ત છે તે આત્માને તું અવિનાશી જાણ." (ગીતા.૨/૧૭) "આ જીવાત્મા કાપી શકાય, બાળી શકાય, કહોવાવી શકાય, સૂકવી શકાય તેવો નથી. પરંતુ તે નિત્ય અને સર્વમાં રહેલો છે."(ગીતા.૨/૨૪) એટલે જીવ અણુ સરખો નથી, પણ વ્યાપક છે.

ભાષ્યકાર કહે છે કે જીવ સર્વગત-વ્યાપક છે એમ કહેનારા વચનો તો "મહાન વાયુ સર્વગત છે."(ગીતા.૯/૬) આ વચનની જેમ અન્યથાસિદ્ધ-બીજો અર્થ બતાવનાર છે. કેમ જે ગીતામાં તે સ્થળે એક જ વ્યક્તિનું સર્વ વ્યાપકપણું કહેવાનું તાત્પર્ય નથી. પણ વાયુત્વ જાતિ વગરનો કોઈ પ્રદેશ નથી એટલું જ ત્યાં કહેવાનું છે. તેમ આ ગીતા (૨/૨૪)નું વચન પણ સર્વભૂત પ્રાણીમાત્ર આત્મત્વજાતિપણાથી વ્યાપ્ત છે. ઉપર જણાવેલી(બૃહ.ઉ.૪/૪/૨૨) શ્રુતિ તો પરમાત્માનાં સ્વરૂપને જણાવે છે. એટલે તે જીવનાં સ્વરૂપને કહેતી નથી. "જે વિજ્ઞાન પ્રચુર આત્મા ઇન્દ્રિયોને મધ્યે રહ્યો છે." એમ જીવાત્માને પ્રસ્તુત કરીને, વચ્ચે "મનના અભ્યાસથી અને ધ્યાનથી જાણેલો આત્મા" પરમાત્માને પ્રસ્તુત કર્યા છે.

ભાષ્યકારને બીજું એક કહેવાનું એ છે કે જો જીવને વિભુ(વ્યાપક) માનવામાં આવે તો જીવની ઉત્ક્રાંતિ (ઊર્ધ્વગમન) ગતિ(ગમન) અને આગતિ (પાછું આવવું) જે શ્રુતિઓમાં કહી છે તે ખોટી પડશે. જેમ કે "તે ઇન્દ્રિયોના મહાપ્રકાશથી આ આત્મા બહાર નીકળે છે. તે આંખોમાંથી, મસ્તકમાંથી અથવા શરીરના અન્ય કોઈ ભાગથી બહાર નીકળે છે."(બૃહ.ઉ.૪/૪/૨) આ ઉત્ક્રમણ કહ્યું. "જે કોઈ પણ જીવ

આ લોકથી જાય છે તે બધા ચંદ્રલોકમાં જાય છે."(કૌ.ઉ.૧/૨) આ ગતિ(થોડા સમય માટેની પ્રાપ્તિ) કહી છે. "કર્મોના ફળને ભોગવ્યા પછી ફરીને કર્મ કરવા માટે આ લોકમાં આવે છે."(બૃહ.ઉ.૪/૪/૬) આમ પાછું આવવાનું શ્રુતિ કહે છે.

નૈયાયિક કહે છે ખરેખર તો શરીરમાંથી ઉત્ક્રમણ(ઊર્ધ્વગતિ) તો પ્રાણવાયુનું થાય છે, તે પ્રાણથી યુક્ત એવા જીવનું તો ઔપચારિક રીતે કહેલું છે, તેથી જીવને વિભુ કહેવામાં કાંઈ વાંધો આવતો નથી. ત્યારે ભાષ્યકાર કહે છે કે પ્રાણનું ઉત્ક્રમણ પણ જીવનાં ઉત્ક્રમણથી જ થાય છે. એવું શ્રુતિ પ્રતિપાદન કરે છે. એટલે તે શ્રુતિની સાથે વિરોધ થશે. "ઉત્ક્રમણ(ઊર્ધ્વગતિ) કરતા તે જીવની પાછળ મુખ્ય પ્રાણ ઉત્ક્રમણ કરે છે."(બૃહ.ઉ.૪/૪/૨) "યજ્ઞ પછી યજ્ઞ કરવાને કારણે વૃષ્ટિ થઈ" આ વાક્યની જેમ (અનુ)ત્યાર પછી એવો હેતુ દર્શાવે છે. ભલે, પ્રાણવાયુનાં ઉત્ક્રમણને જીવમાં ઔપચારિક રીતે કહીને તમે ઉત્ક્રાંતિ શ્રુતિનો વિરોધ નિવારો, પણ જીવની ગતિ તથા આગતિ(ગમન અને આગમન)ને કહેનારી શ્રુતિનો અર્થ કોઈ પણ રીતે બંધ બેસશે નહિ. વળી, શ્રુતિમાં જીવને સ્પષ્ટપણે અણુ સરખો કહ્યો જ છે. જેમ કે "આ અણુ સરખો આત્મા છે, તેને ચિત્તથી સમજવો."(મુણ્ડકો.૩/૧/૯)

નૈયાયિક કહે છે - મહાન(વિભુ) એવા આત્માને ચિત્તરૂપી ઉપાધિ વડે અણુ સરખો સમજવો. એટલે આત્માનું અણુત્વ ઓપાધિક છે.

ભાષ્યકાર કહે છે - તમે એમ કહી શકશો નહિ. તમારા કહેવા પ્રમાણે વાક્યના અન્વયનું તાત્પર્ય તૂટી જાય છે. તાત્પર્યાર્થ તો ચિત્તથી સમજવો એવો છે. નૈયાયિકે જીવને જે અણુ શબ્દથી કહ્યો છે તે કાંઈ તેનું પરિમાણ (માપ) બતાવવા માટે નથી કહ્યો. આ અણુ શબ્દ જીવને દુર્જ્ઞેય કહેવા માટે અત્યંત સૂક્ષ્મપણે કહ્યો છે. એટલે તેનું પરિમાણ ગણવું અનાવશ્યક છે.

ત્યારે ભાષ્યકાર કહે છે કે - જીવના અણુ પરિમાણ(માપ)ને કહેનારા એકનિષ્ઠ(અનન્યથા સિદ્ધ) સત્યપરક શ્રુતિ વાક્યોની સાથે એકાર્થતા સ્પષ્ટ દેખાય છે. જેમ કે, "જીવ આરની તીખી અણીના જેવો અત્યંત ઝીણો દેખાયેલો છે."(શ્વે.ઉ.૫/૮) "વાળના અગ્ર ભાગના સો ટુકડા કરવામાં આવે, પછી તેમાંથી એક ટુકડો લઈને તેના ફરીને સો ટુકડા કરવામાં આવે, પછી તે સૂક્ષ્મ થયેલા એક ટુકડા જેવા જીવને અતિ સૂક્ષ્મ જાણવો."(શ્વે.ઉ.૫/૯)

વળી સૂત્રકાર પણ જીવના અણુપણાને કહે છે. જેમ કે, "જીવની ઉત્ક્રાંતિ, ગતિ તથા આગતિ(આગમન)ને શ્રુતિઓ કહે છે. તેથી જીવ અણુ સરખો સૂક્ષ્મ છે."(બ્ર.સૂ.૨/૩/૨૦) "ગમન તથા આગમન તો જીવે પોતે જ કરવાનું છે, એમ માનવું."(બ્ર.સૂ.૨/૩/૨૧) "જીવ અણુ નથી તેને શ્રુતિમાં મહાન કહ્યો છે, ના એમ નથી તે મહાન તો પરમાત્માને કહ્યા છે."(બ્ર.સૂ.૨/૩/૨૨) "જીવને સાક્ષાત્ અણુ કહ્યો છે અને આરની તીખી અણી જેવું તેનું માપ પણ શ્રુતિમાં કહ્યું છે." (બ્ર.સૂ.૨/૩/૨૩)

જીવ અણુ જેવો હોવા છતાં પણ તે પોતાના ધર્મભૂતજ્ઞાન દ્વારા શરીરના બધા જ અવયવોમાં વ્યાપીને રહ્યો હોવાથી તેને સુખ આદિનો અનુભવ થઈ શકે છે. તે બાબતને સૂત્રકારે પ્રભા(કિરણ)ના દૃષ્ટાંતથી નિરૂપણ કર્યું છે. જેમ કે, "એક સ્થળે રહેલા સૂર્ય વગેરે જેમ પોતાના પ્રકાશ(પ્રભા)થી અનેક સ્થળે દેખાય છે, તેમ જીવ પણ પોતાના ધર્મભૂત જ્ઞાનથી સંપૂર્ણ શરીરમાં વ્યાપીને રહ્યો હોય છે."(બ્ર.સૂ.૨/૩/૨૬)

શંકા - અણુ જેવા આત્માનું જ્ઞાન તે ધર્મ છે. તે જ્ઞાન પગનાં તળિયાથી લઈને મસ્તક સુધી પ્રસરીને રહ્યું છે અને તેના આશ્રયથી અન્યત્ર પણ પ્રસરે છે, તે કઈ રીતે ઘટે ?

કેમ ન ઘટે ? પ્રભાવાન સૂર્ય વગેરેની ગુણરૂપ પ્રભા (પ્રકાશ)

પોતાના આશ્રય સૂર્યાદિથી અન્ય પ્રદેશમાં શું નથી પ્રસરતી-ફેલાતી ? રૂપ વગેરે ધર્મ અદ્રવ્ય છે, તેનો એ નિયમ છે કે તે પોતાના આશ્રયથી અન્ય પ્રદેશમાં ન રહે, પણ પ્રભા(પ્રકાશ) અને જ્ઞાન શ્વેતરૂપ આદિની જેમ અદ્રવ્ય નથી, પરંતુ તે દ્રવ્ય જ છે.

શંકા- જો જીવને અણુ માનવામાં આવે તો જીવના સંકોચ અને વિકાસ કહેનારી શ્રુતિની સાથે વિરોધ થશે. તે શ્રુતિ કહે છે - "હે વત્સ ! આ અનેક શાખાવાળા મોટા વૃક્ષની જે એક શાખાને જીવ તજી દે છે, પછી તે શાખા સુકાઈ જાય છે."(છાં.ઉ.૬/૧૧/૨)

ભાષ્યકાર કહે છે - તમે કહો છો તેમ શ્રુતિનો અર્થ નથી. તે શ્રુતિનું તાત્પર્ય તો જીવનાં ધર્મભૂત જ્ઞાનના સંકોચમાં જ છે. તે વૃક્ષમાં રહેલા જીવને ભોગનું કારણ જે અદૃષ્ટ(કર્મ) છે. તેના નાશને લીધે જીવનાં ધર્મભૂત જ્ઞાનનો સંકોચ થાય છે અને તે શાખાનો ત્યાગ કરવાથી તે શાખા સુકાઈ જાય છે. એટલે આ શ્રુતિને જીવનાં અણુત્વની સાથે કાંઈ વિરોધ નથી.

શંકા - જીવ જો અણુ સરખો સૂક્ષ્મ હોય તો સૌભરિ વગેરેએ જે અનેક શરીર ધાર્યા હતા તે અણુ સરખા એક જીવથી કેમ ધારી શકાય ?

ભાષ્યકાર કહે છે કે - ધર્મભૂત જ્ઞાન જેટલું પ્રસરે છે, ફેલાય છે, તેટલાથી તે એક શરીરને અથવા ઘણા શરીરોને ધારણ કરી શકે છે. શરીરને ધારણ કરી રાખવામાં મુખ્ય હેતુ તો ધર્મભૂત જ્ઞાન જ છે. તે ધર્મભૂત જ્ઞાન પોતાના આશ્રયરૂપ શરીરમાં પગના તળિયાથી લઈને મસ્તક સુધી કર્મથી પ્રસરે છે અને બીજે તો યોગના પ્રભાવથી પ્રસરે છે, બેમાં આટલો ફરક છે.

આમ વિકાસ શબ્દરૂપી કહેવાતું વિલક્ષણ સંયોગ રૂપ ધર્મભૂત જ્ઞાનનું પ્રસરવું તે તો પ્રારબ્ધ કર્મ નિમિત્તે અથવા યોગ શક્તિ નિમિત્તે

શરીરમાં સુષુપ્તિ સમયમાં પણ રહ્યું હોય છે. એટલે તે સમયે પણ શરીરનું ધારી રાખવું, સંગત રહે છે, સંભવે છે.

શંકા - સુષુપ્તિ સમયમાં બધી જ ઇન્દ્રિયો શાંત થઈ ગઈ હોય છે પછી ધર્મભૂત જ્ઞાનને પ્રસરવાનું કોઈ દ્વાર તો હોતું નથી. એટલે ધર્મભૂત જ્ઞાનનાં પ્રસરણની સાથે જોડાયેલા શરીરનું ધારણ કઈ રીતે થઈ શકશે ?

ભાષ્યકાર કહે છે કે - ભલે, ધર્મભૂત જ્ઞાનનો ઇન્દ્રિયોના વિષયોની સાથે સંયોગ ન હોય, છતાં તેથી વિલક્ષણ કહેલા સંયોગરૂપ કર્મના નિમિત્તથી થયેલા ધર્મભૂત જ્ઞાનનું પ્રસરણ તો થવાનું જ છે. સુષુપ્તિમાં જવાનું તો જાગ્રત અવસ્થામાં કરેલા પરિશ્રમથી થયેલા દુઃખને ટાળવા માટે થાય છે.

શંકા - જે શરીરોમાં ખરેખર આત્માનો નિવાસ નથી, પણ ફક્ત ધર્મભૂત જ્ઞાન દ્વારા જ જે ધરાયેલા હોય છે, એવા જે બીજા શરીર હોય, તેમાં આત્મ સ્વરૂપના સુખનો અનુભવ કરવા પ્રવૃત્તિ ન થઈ શકે. તેની સાથે સુષુપ્તિ માટે પણ પ્રવૃત્તિ ક્યાંથી થાય ?

ભાષ્યકાર તેનું સમાધાન કરે છે કે ધર્મભૂત જ્ઞાનમાત્રથી જ ધારણ કરેલા શરીરોમાં ખરું આત્માનું સ્વરૂપ નથી, છતાં તે શરીરોનું સંચાલન જે મૂળ શરીરમાં રહેલો આત્મા કરે છે તેને તેના સંચાલનના પ્રયાસનું દુઃખ તો થાતું જ હોય છે. એટલે તે દુઃખની નિવૃત્તિ માટે તે શરીર દ્વારા સુષુપ્તિ અવસ્થામાં પ્રવૃત્તિ થાય છે.

આત્મસ્વરૂપનાં સુખનો અનુભવ કરવા માટે સુષુપ્તિની પ્રવૃત્તિ થાય છે એવું જે ન્યાયસિદ્ધાંજનમાં વિષ્ણુચિત્ત સૂરિનું વચન છે. "સુષુપ્તિમાં સુખાનુભવ થાય છે. જો તે સુખ ટળી જાય તો નારાજ થાય છે. અને તે સુખને માટે અન્ય સર્વનો ત્યાગ કરાય છે." એમ

સેંકડો શ્રુતિ તથા સ્મૃતિઓ કહે છે. તે તો શરીરમાં આત્મા રહ્યો હોય તે શરીર અંગેનું વચન છે.

આ રીતે જીવાત્માનું અણુ સ્વરૂપ વ્યવસ્થિત રીતે નિરૂપાયું જીવાત્માનું અણુસ્વરૂપ નક્કી થવાથી જૈન (આર્હત) મતનું પણ ખંડન થઈ ગયું છે. તે જૈનો જીવાત્માના સ્વરૂપને સંકોચ તથા વિકાસ પામતું માને છે. એટલે કે જેવડું શરીર હોય તેવડાં માપનું જીવનું સ્વરૂપ છે એમ તેઓ કહે છે. જ્યારે શરીર પ્રમાણેનો જીવાત્મા માન્યો ત્યારે બાલ્ય આદિ અવસ્થાના ભેદથી તેમજ હાથી તથા કીડી આદિ યોનિના ભેદથી ચામડી વધે ઘટે છે તેમ જીવાત્માનાં સ્વરૂપમાં પણ વધ ઘટ માનવી પડશે. તેથી જીવાત્મામાં વિકારીપણું આવ્યું કહેવાય અને તે વિકારી હોવાથી જીવાત્માને અનિત્ય નાશવંત પણ કહેવાય. એટલે જ સૂત્રકારે પણ જૈનમતનું ખંડન કર્યું છે. તે સૂત્ર "एवं चात्माकात्स्न्र्यम्" (બ્ર.સૂ.૨/૨/૩૨) મોટા શરીરમાંથી નીકળેલો જીવાત્મા નાના શરીરમાં પ્રવેશ પામી શકે નહિ. "न च पर्यायादप्यविरोधो विकारादिभ्य:" (બ્ર.સૂ.૨/૨/૩૩) "પર્યાયથી પણ અવિરોધ નહિ, વિકાર આદિના કારણથી."

"स चानन्त्याय कल्पते"(શ્વે.ઉ.૫/૯) આ શ્રુતિ જીવાત્માનું અનંતપણું કહે છે પણ તે ધર્મભૂત જ્ઞાનનું કહે છે એમ સમજવું. આવી રીતે ધર્મભૂત જ્ઞાન દ્વારા અનંતપણું સ્વીકારવાથી ઉપરની શ્વેતાશ્વરની શ્રુતિ(૯/૫) પ્રમાણે કેટલાક એમ માનતા હોય છે કે, "અણુ સરખો એવો જે જીવ છે તે મુક્તિદશામાં અનંત ભાવને પામે છે." તેનો પ્રત્યુત્તર તેમને મળી ગયો જાણવો. બીજા કેટલાક એમ પણ માનતા હોય છે કે, "જીવનું સંસારી દશામાં અણુ સ્વરૂપ છે. અને સંસાર છૂટ્યા પછી જીવનું વિભુત્વ થઈ જાય છે." જો તેમ હોય તો જીવનું સ્વરૂપ નિર્વિકાર છે, તેવું સમર્થન તેઓ કેવી રીતે કરશે ? તે તો તેમણે જ વિચારવાનું રહ્યું.

"શ્વેતાશ્વતર ઉપનિષદ વગેરેની શ્રુતિમાં કહેલા ખાસ શબ્દોથી અને કેટલાક લિંગ-કારણોથી પ્રત્યગાત્મા-જીવનું અવ્યાપકપણું અને અણુપણું સાબિત થાય છે."

તે તે શરીર વગેરેમાં પ્રવેશ કરતા જીવનો ક્યાંય પ્રતિકાર-પ્રતિષેધ (રૂકાવટ) ન થાય, આવા આશયથી મૂળ શ્લોકમાં જીવને સૂક્ષ્મ કહ્યો છે. કહેવાનો ભાવ એવો છે કે જીવ આકાશાદિની માફક સ્પર્શરહિત દ્રવ્ય હોવાથી તેનો ક્યાંય પ્રતિકાર(રૂકાવટ) થતો નથી. કોઈક અણુવત્ સૂક્ષ્મ એમ કર્મધારય સમાસ કરીને આખ્યાન કરે છે. તેમાં બંને પદનું સ્વારસ્ય જળવાતું હોવાથી તે યોગ્ય છે.

શંકા - જીવાત્માને સ્પર્શરહિત અણુરૂપ દ્રવ્ય માનવાથી જીવે દેહનો ત્યાગ કરવો. તેમજ ગમન આગમન વગેરે કઈ રીતે થશે ?

ભાષ્યકાર તેનો જવાબ આપે છે કે મનની જેમ. કારણ કે મન પણ એવું જ સૂક્ષ્મ છે માટે અદષ્ટ(કર્મ)ની પ્રેરણાને અનુસારે જીવનું નિષ્ક્રમણ તથા જવું-આવવું વગેરે સંભવશે.

તે જીવાત્મા જ્ઞાનસ્વરૂપ છે, એમ મૂળમાં ચિદ્રૂપ શબ્દથી કહે છે. જીવ જ્ઞાનસ્વરૂપ છે એમ માનવાથી જીવને આગંતુક ચૈતન્યવાળો અને પથ્થર જેવો જડ કહેનારા કણાદના અનુયાયીઓને જવાબ આપી દીધો કહેવાય. જીવ જ્ઞાનસ્વરૂપ છે એમ શ્રુતિ કહે છે - "જીવાત્મા વિજ્ઞાન સ્વરૂપ છે."(પ્ર.ઉ.૪/૯) જીવનો વિજ્ઞાન શબ્દથી પણ નિર્દેશ કર્યો છે. "विज्ञानं यज्ञं तनुते"(તૈ.ઉ.આ.૫/૧) "विज्ञाने तिष्ठन्"(બૃહ.ઉ.૩/૭/૨૨) આ રીતે જીવ જ્ઞાનસ્વરૂપ હોવાથી તેનું સ્વયંપ્રકાશપણું સિદ્ધ થાય છે. તે શ્રુતિ કહે છે, "हृद्यन्तज्योर्तिः पुरुषः"(બૃહ.ઉ.૪/૩/૭) જીવ હૃદયમાં રહે છે અને અંતર્જ્યોતિ (સ્વયંપ્રકાશ) છે. "अत्राऽयं पुरुषः स्वयं ज्योतिर्भवति" (બૃહ.ઉ.૪/૩/૯) તેથી આ જીવાત્મા સ્વયં પ્રકાશ છે.

ભલે જીવાત્મામાં અણુત્વ, શેષત્વ, નિયામ્યત્વ અને નિત્યત્વાદિ

ગુણધર્મો છે, છતાં પણ તે તે ગુણધર્મોથી જીવાત્માનાં સ્વરૂપની સ્વયંપ્રકાશતા કહેવાતી નથી. કારણ કે તે તે ગુણધર્મોને તો અન્ય પ્રમાણોથી પણ જાણી શકાય છે, પરંતુ જ્ઞાનસ્વરૂપ એવા જીવાત્માની સ્વયંપ્રકાશતા તો માત્ર ધર્મી એવા આત્માના સ્વરૂપનો જ અનુભવ કરનાર એવું 'હું પણું' જ છે. એટલે 'હું'(અહં) એમ સદા પ્રકાશમાન જે આત્મસ્વરૂપ છે તે પ્રત્યકત્વ(પોતાને જ ભાસતું) અને એકપણે પ્રકાશે છે એમ માનવામાં આવે છે.

આ રીતે "અહં- હું" એમ સ્વયંપ્રકાશ આત્મસ્વરૂપને પ્રત્યક્ના રૂપમાં અને એકત્વના રૂપમાં સ્વીકારવાથી શ્રીભાષ્યમાં નિષ્પ્રકારક જ્ઞાનનો જે નિષેધ કર્યો છે તેની સાથે વિરોધ નહિ આવે, આ પ્રમાણે જીવાત્માના સ્વરૂપની સ્વયંપ્રકાશતા "હું સુખેથી સૂતો હતો" એવા પ્રત્યભિજ્ઞાન૧ની સરસતાથી સાબિત થાય છે. સુષુપ્તિના સમયમાં જીવાત્મા જો સ્વયંપ્રકાશના રૂપમાં ન હોય તો જાગ્રત સમયમાં આવું પ્રત્યભિજ્ઞાન થઈ શકે નહિ. કારણ કે સુષુપ્તિમાં સંભવિત માન્યો ન હોવાથી "હું સુખેથી સૂતો હતો." એવા જીવાત્માના અનુભવનું અનુસંધાન તે પ્રત્યભિજ્ઞાન સૂતી વખતે અનુકૂલપણે અનુભવેલા આત્માના અનુસંધાન રૂપ જ છે.

શંકા - 'હું સુખેથી સૂતો હતો' એવા અનુભવને જે પ્રત્યભિજ્ઞાન કહો છો તે તો વીતી ગયેલા નિદ્રાસમયના અનુભવનું અનુમાન જ છે. તેને તમે ભલે પ્રત્યભિજ્ઞાન કહેતા હોવ, પણ તે નિશ્ચિતભાવમાં તો તેને અનુમાન જ માનવું પડશે. કારણ કે નિદ્રા સમયે તો બાહરનું અને અંદરનું બધું જ જ્ઞાન વિરામ પામી ગયું હોય છે, એટલે નિદ્રિત સ્થિતિમાં નિદ્રાનો કોઈ પણ પ્રકારનો અનુભવ સંભવતો જ નથી. એટલે

૧.પ્રત્યભિજ્ઞાન-સંસ્કાર સહિત ઇન્દ્રિયોમાંથી થતું જ્ઞાન. સરખા સ્વરૂપની વસ્તુને જોઈને પૂર્વની વસ્તુનું સ્મરણ થઈ આવવું તે ઓળખ.

તે નિદ્રાકાલીન પ્રત્યભિજ્ઞાન કોઈ પણ રીતે સંભવે નહિ. આ બાબતમાં તે સુખાનુભવમાં અમુક અંશે અનુમાન અને અમુક અંશે પ્રત્યભિજ્ઞાન એમ માનવું પણ યોગ્ય નથી. નિદ્રિત સ્થિતિના સુખનું પ્રત્યભિજ્ઞાન જાગ્રતમાં થાય છે એટલે તત્કાલીન સુખનું જ્ઞાન જાગ્રત અવસ્થા સુધી પહોંચી ન શકે તેમ પણ નહિ કહી શકાય.

ભાષ્યકાર આ શંકાનો જવાબ આપે છે કે નિદ્રા(સ્વાપ)માં સુખ સંભવે નહિ. "અત્યારે જાગ્રતમાં જેવું સુખ થાય છે તે રીતે જ 'હું સૂખેથી સૂતો હતો.' એવું જ્ઞાન તો તે પ્રત્યભિજ્ઞાનથી થતું નથી. 'સુખેથી સૂતો હતો' તે વાક્યમાં નિદ્રા સમયનાં સુખને જ કહેવાનું તાત્પર્ય જણાય છે. જેમ કે - "હું ધીરેથી ચાલ્યો હતો" "મેં મધુરગાન કર્યું હતું" આ બંને વાક્યોમાં જે ધીમી ગતિ અને મધુરગાનનું સ્મરણ થાય છે, તે ચાલી લીધા તથા ગાઈ લીધા પછીના સમયનું ભાન નથી. પરંતુ જ્યારે ચાલવાનું અને ગાવાનું થયું તે સમયનું જણાય રહ્યું છે. તેથી જ જીવાત્માનું સ્વરૂપ સ્વતઃ સુખરૂપ હોવાથી નિદ્રાવસ્થામાં અનુભવાયેલું જીવાત્માનું સ્વરૂપસુખ જ સવારે પ્રત્યભિજ્ઞાનમાં જણાય છે. એમ કહેવું તે જ ઉચિત છે.

'સુખેથી સૂતો હતો' સૂવાની ક્રિયામાં સુખ વિશેષણ જેવું જણાય છે પણ ખરેખર તે ક્રિયાનું વિશેષણ નથી, પરંતુ તે સુખરૂપ આત્માનું વિશેષણ છે. ક્રિયામાં સુખ બાધિત થઈ જાય છે. સુખાનુભવ વ્યક્તિ દ્વારા જ થાય છે, એટલે તે સુખનુ અનુસંધાન જીવાત્મા સુધી પહોંચે છે અને તે પણ સુખસ્વરૂપ જે જીવાત્મા છે તેના સ્વરૂપમાં રહેલા સુખનું જ પ્રત્યભિજ્ઞાન જાગ્યા પછી થાય છે.

વાસ્તવમાં નિદ્રા વખતે જીવાત્માને બહારનું અને અંદરનું કાંઈ પણ જ્ઞાન હોતું નથી. અર્થાત્ જીવાત્મામાં જ્ઞાનનો અભાવ હોય છે. સિદ્ધાંતમાં અભાવને અધિકરણરૂપ માનવામાં આવે છે. એટલે જ્ઞાનના

અભાવનું અધિકરણ(આધાર-આશ્રય)જીવાત્મા છે. તેથી નિદ્રા (સ્વાપ) પણ જીવાત્માના સ્વરૂપનું જ વિશેષણ બને છે. અને તેમાં કોઈ પણ દોષ નથી.

શંકા - 'હું' સુખેથી સૂતો હતો' આ વાક્યમાં તમે એક અંશમાં પ્રત્યભિજ્ઞાન(સુખસ્વરૂપ જીવાત્માના જ્ઞાન)ને માનો છો અને એક અંશમાં વર્તમાન સમયે જે સુખાનુભવ થાય છે તેમાં અનુમાન માનો છો, એમ એક જ અનુભવમાં બે ન સંભવે.

ભાષ્યકાર કહે છે કે તમે માનો છો તેમ નથી. 'હું સુખેથી સૂતો હતો.' એ અનુભવમાં જે અંશમાં આંતરિક વિચારનું તાત્પર્ય ભંગ ન થાય તે અંશમાં આંતરિક વિચારની હાનિ થતી નથી. અને જે અંશમાં તેનાં સ્વાસ્થ્ય-તાત્પર્યનો ભંગ થતો હોય તે અંગમાં ન છૂટકે અનુમાન સ્વીકારવું પડે છે.

તેમાં નિદ્રાવસ્થામાં બધી જ ઇન્દ્રિયોનું જ્ઞાન બંધ થઈ ગયું હોય છે, એટલે તે વખતે અનુભવ થવો અસંભવ હોય છે. નિદ્રાવસ્થામાં સુખનો વિચાર કરવામાં સ્વારસ્ય હોતું નથી. એટલે તે નિદ્રા સ્થિતિમાં સુખનો વિચાર ભલે અસંભવ હોય પણ અહમર્થ સ્વયં પ્રકાશ સ્વરૂપમાં અથવા જીવાત્માના સ્વરૂપમાં રહેલું જે સુખ તે અંશમાં સુખરૂપે સૂતો હતો, એવા વિચાર બાબતમાં તાત્પર્ય હોવાથી પ્રત્યભિજ્ઞાનરૂપ જ્ઞાનમાં કાંઈ ક્ષતિ હોતી નથી.

ખરેખર તેને આ રીતે કહી શકાય છે કે, "હું સુખેથી સૂતો હતો" એ વાક્યમાં જે સુખનું અનુસંધાન થાય છે, તે નિદ્રા આવ્યા પહેલાનું જે આત્મસ્વરૂપમાં રહેલું સુખ, તે પોતાનો આશ્રય જે જીવાત્મા તેમાં નિદ્રાના સુખનો આભાસ થાય છે. અને આભાસ કરાવનારો પણ નિદ્રા (સ્વાપ) સમયે સુખરૂપ રહેલા જીવાત્માના સ્વરૂપનો સંસ્કાર જ છે. અને તે સંસ્કાર પણ સુખરૂપ જીવાત્માના આશરે ભાસે છે. તેથી "હું સુખેથી

સૂતો હતો" એવા અનુભવમાં સુખના અંશમાં પ્રત્યભિજ્ઞારૂપ જ્ઞાન છે અને શયન(સ્વાપ)ના અંશમાં અનુમાનરૂપ જ્ઞાનનું અનુસંધાન થાય છે. એક જ સુખાનુભવમાં પ્રત્યભિજ્ઞાન અને અનુમાન બંનેને માનશો તો ન્યાયસંમત જાતિસાંકર્ય દોષ આવે એવી કુશંકાને કોઈ સ્થાન નથી. કારણ કે અવયવોની ગોઠવણી સિવાયનો જાતિ નામનો કોઈ પદાર્થ જ નથી. તેથી તે દોષ આવશે નહિ.

શંકા - શયન વખતના ધર્મિસ્વરૂપના અનુભવને સંસ્કારનું જે કારણ કહ્યું તે યોગ્ય નથી. કારણ કે તે અનુભવ તો નિત્ય હોય છે. ઘણા લાંબા સમયના વીતેલા અનુભવને યાદ કરતી વેળાએ સંભવ નહિ હોવાથી તે સ્મરણના નિર્વાહને માટે અનુભવના સંસ્કારને કારણ માનવામાં આવતો હોય છે. જે અનુભવ નિત્ય હોય છે, તેથી તેમાં કોઈ વિસંગતિ હોતી જ નથી. એટલે અનુભવને સંસ્કારનું કારણ ગણવું તે વ્યર્થ છે અને તે નિત્ય અનુભવને પણ જો તમે સંસ્કારમાં કારણ (હેતુ) માનશો તો તેના સમાન જ અનેક સંસ્કાર ઉત્પન્ન થશે.

ભાષ્યકાર આ આક્ષેપનું સમાધાન કહે છે કે નિત્ય તથા અનિત્ય અનુભવના ભેદથી સંસ્કાર તથા સ્મૃતિમાં કાર્યકારણભાવનો ભેદ કલ્પશો તો ગૌરવરૂપ દોષ આવશે. સંસ્કાર અનુભવથી ઊપજે છે એટલે સંસ્કારના જનક અનુભવરૂપ એક જ કારણ સ્મૃતિમાં માનવામાં આવે તો તે વધારે ઉચિત ગણાય. અનુભવ ભલે નિત્ય હોય છતાં તેનાથી સંસ્કાર ઊપજી શકે છે. નિત્ય અનુભવથી સંસ્કારને ઊપજવામાં નિદ્રાકાળ સહકારી બને છે, અને તેથી નિરંતર સંસ્કારોત્પત્તિનું વારણ થઈ શકે છે. નિદ્રાની સ્થિતિમાં પણ પ્રત્યેક ક્ષણે સંસ્કારનું ઊપજવું માન્ય ન હોય તો તે સમયે ઊપજેલો એક જ સંસ્કાર બીજા સંસ્કારોને ઉત્પન્ન થતાં રોકે છે તેમ માનવું પડે.

'જીવાત્મા જ્ઞાન(જ્ઞપ્તિ) માત્ર જ છે.' આવું માનનારા નિર્ગુણવાદી

શાંકર મતનું ખંડન કરતા હોય તે રીતે જીવની બીજી વિશેષતાને કહે છે. 'ज्ञातेति' જીવાત્મા જેમ જ્ઞાનસ્વરૂપ છે તેમ તેની સાથે જીવમાં જ્ઞાતાપણું (જ્ઞાતૃત્વ) પણ સ્વાભાવિક રીતે રહ્યું છે.

આ જાણીને અદ્વૈતી (નિરાકારવાદી) કહે છે કે, જીવમાં જ્ઞાતાપણું (જ્ઞાતૃત્વ) સ્વાભાવિક રહ્યું છે, એમ શાથી કહો છો ? જીવ તો ચૈતન્ય રૂપ અને નિર્વિકાર છે, તેમાં જ્ઞાતાપણું (જ્ઞાતૃત્વ) એટલે કે જાણવાની ક્રિયામાં કર્તાપણું કહેવું તે ઠીક નથી, કારણ કે જાણવાની ક્રિયામાં કર્તાપણું તો વિક્રિયારૂપ કહેવાય. તે જીવમાં ન કહી શકાય.

તેના ઉત્તરમાં ભાષ્યકાર કહે છે - તમે કહો છો તે તેમ નથી. જ્ઞાતૃત્વ(જાણવાની ક્રિયામાં કર્તાપણું) વિક્રિયારૂપ નથી. વિક્રિયા તો તેને કહેવાય કે જેના સ્વરૂપમાં ઊલટ સૂલટ ફેરફાર થાય. જીવમાં જાણવાપણું(જ્ઞાતૃત્વ) માનવા માત્રથી તેના સ્વરૂપમાં કાંઈ ઊલટ સૂલટ ફેરફાર(અન્યથાભાવ) થતો નથી. જ્ઞાન સ્વરૂપ જીવને જ્ઞાતા કહેવાથી તેમાં કાંઈ વિક્રિયા જણાતી નથી. અને જ્ઞાતા એટલું કહેવાથી જો જીવમાં વિક્રિયા આવતી હોય તો તે 'જીવ છે' આમ કહેવાથી પણ તેમાં વિક્રિયા આવી શકે છે. અમે જે જાણવાપણું(જ્ઞાતૃત્વ) કહ્યું છે તેનો મતલબ જીવ જ્ઞાનનો આશ્રય છે એમાં છે, તેજસ્વી સૂર્ય આદિકનું તેજ જેમ સ્વાભાવિક છે તેમ જીવને જ્ઞાન તે તેનો સ્વાભાવિક ગુણધર્મ છે, તેથી તેમ માનવામાં કાંઈ ખામી છે નહિ.

જ્ઞાન જીવનો સ્વાભાવિક ગુણ હોય તો દરેક જીવના જ્ઞાનનો પ્રસાર(ફેલાવો) એક સમાન કેમ નથી ? આવી શંકાનું સમાધાન તો તે છે કે જીવે જેવું પુણ્ય પાપરૂપ કર્મ કર્યું હોય તેવો તેનાં જ્ઞાનનો પ્રસાર (ફેલાવો) થાય છે. જો જ્ઞાતૃત્વ(જાણવાપણું) તે જીવનો ગુણ ન હોય તો 'હું જાણું છું' એમ કહેવાથી જણાતું જે જ્ઞાતૃત્વ, તે કોનો ગુણ (ધર્મ) છે ? જડ એવા દેહેન્દ્રિયાદિનો તો તે ગુણ નથી જ !

અદ્વૈતી-અંતઃકરણ જડ છે, છતાં તેમાં જ્ઞાન(ચિત્ત)નો ઓછાયો (પડછાયો) પડવાથી જ્ઞાનરૂપ જીવમાં જ્ઞાતૃત્વનો માત્ર આરોપ જ છે.

જ્ઞાનનો પડછાયો (ચિચ્છાયાપત્તિ) તે શું છે ?

અદ્વૈતી-જેમ ફૂલનો પડછાયો સ્વચ્છ સ્ફટિક મણિમાં પડે છે તેમ જ્ઞાનનો (ચિત્‌નો) પડછાયો (પ્રતિફલન) અંતઃકરણમાં પડે છે.

રૂપરહિત જ્ઞાનનો પડછાયો પડી શકે નહિ. કારણ કે આંખથી દેખાતી બે વસ્તુમાં જ બિંબ પ્રતિબિંબભાવ બની શકે છે. જો એમ કહેશો કે જ્ઞાનની સમીપતાથી અંતઃકરણમાં તે જ્ઞાનનો આરોપ (અધ્યાસ) માત્ર જ છે, એમ પણ કહી શકશો નહિ. કારણ કે તમે જ્ઞાનમાં કે અંતઃકરણમાં, બેમાંથી એકમાં પણ ખરેખર જ્ઞાતાપણાં(જ્ઞાતૃત્વ)ને માનતા જ નથી. એટલે જ્ઞાનની સમીપતાથી પણ અંતઃકરણમાં તે અધ્યાસ(આરોપ) સિદ્ધ કરી શકાશે નહિ. અગ્નિની સમીપે રહેવાથી લોઢાના ગોળામાં જે આરોપિત થતી ગરમી(ઓષ્ણ્ય) છે તે અગ્નિનો વાસ્તવિક ગુણ (ધર્મ) છે.

અદ્વૈતી - જેમાં પ્રતિબિંબ દેખાય છે એવા દર્પણ વગેરેનો એવો સ્વભાવ જ છે કે પોતાનામાં જે પ્રતિબિંબ પડે છે તેને પોતાની અંદર જ બતાવે છે. તે દર્પણ જેમ મુખને પોતાની અંદર બતાવે છે તેમ દર્પણના સ્વભાવવાળું અંતઃકરણ પણ જ્ઞાન સ્વરૂપ(જ્ઞપ્તિસ્વરૂપ) જીવને પોતાની અંદર બતાવે છે. અને તેથી જ 'હું જાણું છું' આવો ભ્રમ પેદા થાય છે. વાસ્તવમાં જીવમાં જ્ઞાતૃત્વ ગુણધર્મ નથી.

ભાષ્યકાર - જીવાત્મા સ્વયંપ્રકાશ છે, જ્ઞાનસ્વરૂપ છે, તેની અભિવ્યક્તિ કરવા માટે અન્ય કોઈની જરૂર રહેતી નથી, કારણ કે જીવાત્માનું સ્વરૂપ સદાય અભિવ્યક્ત(પ્રકટ) જ છે. થોડીવાર માની લઈએ કે જીવાત્માની અભિવ્યક્તિ માટે કોઈ વસ્તુની જરૂર રહે છે, તેવી સ્થિતિમાં તમારા કહેવા મુજબ જડ એવો અહંકાર(અંતઃકરણ)

જો જ્ઞાનસ્વરૂપ જીવને અભિવ્યક્ત કરે છે એમ જે કહેવું તે તો ઠારેલો કોયલો સૂર્યને અભિવ્યક્તિ કરે છે-પ્રકટ દેખાડે છે, તેનાં જેવું બેહૂદું કહેવાય. તેમજ અભિવ્યક્ત(પ્રકટ) કરનારા દર્પણાદિકનો પણ એવો સ્વભાવ નથી કે તે અભિવ્યક્ત કરવાની વસ્તુને પોતાની અંદર પ્રકટ કરે. ઘટ(ઘડો) આદિ વસ્તુને પ્રકટ બતાવનાર દીવો વગેરે ઘટ આદિને પોતાની અંદર રહ્યા હોય તેમ કાંઈ બતાવતા નથી.

દીવો કાંઈ ઘટ આદિને અભિવ્યક્ત નથી કરતો, પણ તે ઘટ આદિને દેખવામાં અવરોધ કરનારા અંધારાને દૂર કરવામાં તે સહાયક બને છે. ઘટ આદિની અભિવ્યક્તિ તો ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી જ થાય છે. એમ જો તમે કહેતા હોવ તો ભલે તે કહો તે કહેવાથી ચક્ષુ આદિ ઇન્દ્રિયો શું ઘટ આદિને પોતાની અંદર વ્યક્ત-પ્રકટ કરે છે ?

અદ્વૈતી - અમે કહીએ છીએ કે દપર્ણની જેમ અંતઃકરણનો સ્વભાવ એવો છે કે જેનું સાંનિધ્ય હોય તે વસ્તુને પોતાની અંદર જ હોય તેમ તેને દર્શાવે છે, પણ અન્ય વસ્તુને દર્શાવનારા બધાનો એવો સ્વભાવ હોય તેવું નથી.

ભાષ્યકાર - જો તમે એમ માનો છો તો અમે કહીએ છીએ કે મુખનાં પ્રતિબિંબને અભિવ્યક્ત કરવામાં દર્પણની કાંઈ ભૂમિકા નથી. મુખનાં તે પ્રતિબિંબને તો તે તે વ્યક્તિની આંખો જ વ્યક્ત-પ્રકટ બતાવે છે. તેમાં(દર્પણના) પોતાના ઉપર પડતા નેત્રોના જ્યોતિઃપ્રવાહને પરાવૃત્ત કરવાનો(પાછા ધકેલવાનો) દર્પણનો સ્વભાવ છે. દર્પણમાં જે મુખનું પ્રતિબિંબ દેખાય છે. તેમાં તો નેત્રોનો જ્યોતિઃપ્રવાહ દર્પણ સાથે અફળાઈને તેટલાં જ દૂર અંતરે રહેલા મુખને દેખે છે. જ્યોતિઃપ્રવાહની વચ્ચે દર્પણ જણાય છે. મુખની અને દર્પણની સપાટી સમાન હોવાથી તેમજ મુખનો વિભાગ અલગ છે તેમ જણાતું નહિ હોવાથી મુખનો દર્પણમાં આરોપ થાય છે.

પરંતુ અહીં તો જ્ઞાનસ્વરૂપ જીવાત્મા અને અંતઃકરણમાં બિંબ પ્રતિબિંબભાવ તે રીતે કહી શકાશે નહિ. નેત્રોના જ્યોતિઃપ્રવાહની જેમ જીવાત્માનો કોઈ પ્રભાપ્રવાહ અંતઃકરણ સાથે અથડાઈને અટકતો હોય તેવું સંભવતું નથી. અને તે જીવાત્માનો પ્રભાપ્રવાહ જો અથડાતો હોય તો તેજ પ્રભા જ્ઞાન સ્વરૂપ છે એટલે તે જેનો આશ્રય કરીને રહી હોય તેને જ્ઞાન(પ્રભા)નો આશ્રય કહેવાય. તેથી જ્ઞાનસ્વરૂપ જીવનો આશ્રય કરવા રૂપ જ્ઞાતૃત્વ સ્વતઃ સિદ્ધ થઈ જાય છે.

જો તમે ચેતન(જીવ)ની પ્રભાને ચેતનનાં સ્વરૂપથી અભિન્ન માનશો તો નેત્રોના જ્યોતિઃપ્રવાહને દર્પણ જેમ રોકે છે, તેમ તે ચેતનની પ્રભાની ગતિનો અટકાવ કહી શકાશે નહિ. કારણ કે તમે ચેતનનાં સ્વરૂપને વ્યાપક(વિભુ) માનો છો. મિથ્યાવાદીઓએ આપેલું મુખ અને દર્પણના બિંબ પ્રતિબિંબનું દૃષ્ટાંત જ ખોટું(વિષમ) છે. તે દૃષ્ટાંતમાં તો સાચા દર્પણમાં સાચા મુખનો આરોપ થાય છે અને અહીંયા તો સાચા જ્ઞાન(સંવિદ્)નો મિથ્યા અંતઃકરણમાં આરોપ કરવામાં આવે છે.

અદ્વૈતી - કોઈ પણ દૃષ્ટાંત સર્વાંશમાં (સંપૂર્ણ રીતે) મળતું આવે નહિ. અને તે બધી રીતે મળતું આવે એવું અમારે કહેવું પણ નથી. અમારે તો અહીંયા પાસે રહેલા દર્પણમાં મુખભાગનો જેમ આરોપ થાય છે તેમ નજીક રહેલા અંતઃકરણમાં જ્ઞાનાંશ(સંવિદંશ)નો આરોપ બતાવવો છે અને આટલું જ દૃષ્ટાંતમાંથી લેવું સમજવાનું છે.

ત્યારે તેની સામે ભાષ્યકાર કહે છે કે કોઈ પણ પ્રકારના વિશેષ, આકાર, પ્રકાર, ગુણ કે ધર્મને નહિ માનનારા, તેમજ જ્ઞાન(જ્ઞપ્તિ) માત્રને જ આત્મા(જીવ) માનનારા અદ્વૈતીઓને મતે સમીપનો દેશ - પ્રદેશાદિ નહિ હોવાથી નજીક(સન્નિહિત) રહેલા અંતઃકરણમાં જ્ઞાનાંશ (સંવિદંશ)નો આરોપ પ્રતિપાદિત કરવો તે અશક્ય છે. અને તે આરોપ (અધ્યાસ)નો પ્રેરક ભેદ(અલગાવ) નથી જણાતો, એમ સાબિત કરવું

પણ અસંભવ છે. કારણ કે તેઓ સ્વરૂપથી જુદા એવા ભેદનો સ્વીકાર કરતા જ નથી.

ભાષ્યકાર સામેના અદ્વૈતીને પૂછે છે કે જ્ઞાનસ્વરૂપ જીવાત્માનો સ્વાભાવિક ગુણ જે જાણકાર(જ્ઞાતૃત્વ)પણું છે તેને આરોપિત કહેવા કરવાનો દુરાગ્રહ તમે શા માટે કરો છો ?

અદ્વૈતી કહે છે કે શ્રુતિમાં જીવાત્માને નિર્વિકાર કહ્યો છે, એટલે તેની સાથે વિરોધ થતો હોવાથી અમે જ્ઞાતૃત્વને આરોપિત કહીએ છીએ.

ભાષ્યકાર કહે છે કે જીવનું જ્ઞાતૃત્વ(જાણકારપણું) પણ શ્રુતિઓમાંથી જ જણાય છે. એટલે તે જ્ઞાતૃત્વને મિથ્યા કેમ કહેવાય ? જીવનું જ્ઞાતૃત્વ કહેનારી શ્રુતિઓને અમે બતાવીએ છીએ. જેમ કે "જે હું આને સૂંઘું છું, એમ જે જાણે છે તે આત્મા છે, તે વિષયોને મનથી ભોગવીને બ્રહ્મલોકમાં રમણ કરે છે."(છાં.ઉ.૮/૧૨/૪-૫) "જેની ઇચ્છાઓ સત્ય છે, જેના સંકલ્પો સત્ય છે."(છાં.ઉ.૮/૭/૧) "બ્રહ્મને યથાર્થ જાણનારો મૃત્યુને દેખતો નથી."(છાં.ઉ.૭/૨૬/૨) "આ જે જોનારો, સાંભળનારો, સૂંઘનારો, રસ ચાખનારો, મનન કરનારો, જાણનારો, ક્રિયા કરનારો વિજ્ઞાનસ્વરૂપ પુરુષ (જીવાત્મા) છે." (પ્ર.ઉ.૪/૯) "એવી રીતે જ ચોતરફ જોનારા-જાણનારા આત્માની આ સોળ કળાઓ છે." (પ્ર.ઉ.૬/૫) "બાહ્ય અને આભ્યંતર જાણનારાની વિજ્ઞાન શક્તિ નિત્ય હોવાથી તેનો સર્વથા વિનાશ થતો નથી."(બૃ.ઉ.૪/૩/૩૦)

અદ્વૈતી - જીવાત્માને નિર્વિકાર કહેતી શ્રુતિઓની સાથે વિરોધ થતો હોવાથી ઉપર કહેલી જીવનાં જ્ઞાતૃત્વ(જાણકારપણા)ને કહેનારી શ્રુતિનાં વચન તો આરોપિત જ્ઞાતાપણાને બતાવનારા છે, એમ માનવું.

ભાષ્યકાર - તેથી ઊલટું અર્થાત્ જીવાત્માનું જ્ઞાતૃત્વ કહેતી ઉપર બતાવેલી શ્રુતિઓથી વિરુદ્ધ કહેનારી શ્રુતિઓને આરોપિત કેમ ન કહેવાય ?

ખરેખર જીવાત્માને જ્ઞાતા કહેવા માત્રથી જ તેમાં વિકારિતા આવે નહિ. કારણ કે જીવાત્માનાં સ્વરૂપમાં તેનાથી કોઈ ઊલટ સૂલટ ફેરફાર થતો જ નથી. એમ અમે પહેલા કહ્યું જ છે. એટલે જીવાત્મા જ્ઞાતા છે એ વાત નક્કી થઈ. ઉપર કહ્યા પ્રમાણે જીવાત્માને જ્ઞાતા અને કર્તા સિદ્ધ કર્યો, એટલે જે લોકો એનાથી વિરુદ્ધ બોલે છે કે "જીવાત્મા 'અહમર્થ' ('હું' એમ અનુભવાતો પદાર્થ) નથી, તે તો અંતઃકરણ છે. જીવાત્મામાં 'હું' એવો જે અનુભવ થાય છે તે કેવળ ભ્રમ જ છે." આવા તેમના બધા શબ્દ દૂર ફેંકાઈ જાય છે.

અહમર્થ આત્માનું પ્રતિપાદન શ્રુતિઓ કરે છે. જેમ કે જેનું બધું અજ્ઞાન ટળી ગયું હતું એવા મંત્રદષ્ટા વામદેવ ઋષિને અહમર્થરૂપમાં "હું મનુ થયો અને હું સૂર્ય થયો."(બૃ.ઉ.૧/૪/૧૦) એમ આત્મસાક્ષાત્કાર થયો હતો. તે રીતે મુક્તોને પણ "હું અન્ન છું, હું અન્ન છું, હું અન્નનો ભોક્તા છું, હું અન્નનો ભોક્તા છું, હું સર્વલોકોએ સ્તુતિ કરાતો, હું સર્વલોકોએ સ્તુતિ કરાતો આશ્ચર્ય કરનારો છું."(તૈ.ઉ.ભૃ.૧૦/૬) તે રીતે પરમેશ્વરનો સંકલ્પ પણ છે. જેમ કે, "હાલમાં હું આ જે તેજ, જળ અને પૃથ્વી રૂપ ત્રણ દેવતામાં પ્રવેશ કરીને." (છાં.ઉ.૬/૩/૨)

વળી એક વિચારવાની વાત આ પણ છે કે અહમર્થ('હું' એમ અનુભવાતો પદાર્થ)થી જો અંતઃકરણ કહેવાતું હોય, તો મોક્ષ દશામાં તે તે અંતઃકરણનો વિનાશ થવાનો છે, એટલે મોક્ષ અવસ્થામાં પોતાનો નાશ થશે એમ જો જાણવામાં આવે, તો બધા જ લોકો તે મોક્ષની વાતથી દૂર ભાગી જાય. કારણ કે મોક્ષ થશે ત્યારે મને ઘણું સુખ મળશે, એવી ભાવનાથી તો બધા મોક્ષ માટે પ્રયત્ન કરે છે. તે વિષયના યામુનાચાર્યકૃત સંવિત્સિદ્ધિના ૮ શ્લોકોને શ્રીરામાનુજાચાર્યે શ્રીભાષ્યમાં ટાંક્યા છે. જેમ કે,

જો જીવાત્માને અહમર્થ ન કહીએ તો તેનું પ્રત્યકપણું(स्वस्मै

भासमानत्वं प्रत्यकत्वम्) બને નહિ. પરાક્(બાહ્ય વિષયભૂત) પદાર્થથી પ્રત્યક્ પદાર્થ 'હું' એવી બુદ્ધિને લીધે જુદો પડે છે. ૧

હું સમગ્ર દુઃખોથી છૂટીને અનંત આનંદયુક્ત અને સ્વતંત્ર વિરાજમાન થાઉં, આવી ઈચ્છાથી જ મુમુક્ષુ પુરુષ શ્રવણ, મનનાદિ સાધનોમાં પ્રવર્તે છે. ૨

જો મુમુક્ષુને એમ જાણવા મળે કે મોક્ષમાં 'હું' પદાર્થનો વિનાશ થાય છે, તો તે જ્યાં મોક્ષની વાત થતી હશે ત્યાંના ગંધથી પણ ભાગી જશે. ૩

હું નાશ પામીશ, છતાં કોઈ જ્ઞપ્તિ(જ્ઞાન, સંવિત્, ચિત્ વગેરે શબ્દથી કહેવાતો અને હું થી જુદો એવો આત્મા) કાયમને માટે રહેશે, આવું સમજીને કોઈ પણ પુરુષ મોક્ષ મેળવવા પ્રયત્ન કરશે જ નહિ. ૪

તે જ્ઞપ્તિ(જ્ઞાન)ને હું સાથે સંબંધ છે અને તેનાથી જ તેનું અસ્તિત્ત્વ અને જ્ઞપ્તિત્ત્વ(જ્ઞાનપણું) બને છે. જો હું(અહં) સાથેનો તેનો સંબંધ તૂટે તો તે જ્ઞપ્તિ જ સંભવે નહિ. ૫

જેમ છેત્તા(કાપનાર) અને છેદ્ય(કાપવાની વસ્તુ) ન હોય તો છેદન(કાપવા)ની ક્રિયા થઈ શક્તી નથી, તે રીતે જ હું સાથેનો સંબંધ તૂટે તો તે જ્ઞપ્તિ જ સંભવે નહિ. માટે હું પદાર્થ(અહમર્થ) જે જ્ઞાતા છે તે જ પ્રત્યક્ આત્મા છે. એમ નિશ્ચિત છે. ૬

શ્રુતિ પણ કહે છે કે, "અરે ! વિશેષજ્ઞાતાને કઈ રીતે જાણવો." (બૃ.ઉ.૨/૪/૧૪) ગીતામાં પણ કહ્યું છે કે, "એને જે જાણે છે તેને ક્ષેત્રજ્ઞ કહે છે."(ગીતા.૧૩/૨) ૭

અને "नात्मा श्रुतेः" (બ્ર.સૂ.૨/૩/૧૮) સૂત્રથી શરૂ કરીને સૂત્રકાર પણ કહેશે કે, "ज्ञोऽत एव" (બ્ર.સૂ.૨/૩/૧૯) આ કહ્યા તે કારણોથી જ જીવાત્મા જ્ઞાતા છે, એટલે તે કેવળ જ્ઞપ્તિ (જ્ઞાન) માત્ર જ નથી એમ કહ્યું છે. ૮

તેમજ ન્યાયસિદ્ધાંજનમાં પણ શ્રીવેદાંતદેશિકે કહ્યું છે કે, "જીવાત્મા 'હું' પદાર્થ(અહમર્થ) છે. કારણ કે તે પ્રત્યકના રૂપમાં પોતાને માટે પ્રકાશે છે. 'હું આત્મા છું,' એમ પ્રકાશે છે. 'મુક્તાવસ્થામાં મને સુખ મળશે' એવી ઇચ્છાથી શ્રવણાદિ સાધન કરે છે. 'अहमन्नं' આવું મુક્તિનું વચન, 'हन्ताऽहमिमास्तिस्रः' આવું પરબ્રહ્મનું વચન, "मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये" આવું મુમુક્ષુનું વચન, આ ત્રણેય વચનોમાં "अहमहं" એમ અહમર્થ - 'હું' પદાર્થરૂપ આત્મા સિદ્ધ થાય છે. તે રીતે જ 'હું સૂતો હતો' તે વાક્યમાં અને પોતાના શરીરના નામ જાતિ આદિનું અજ્ઞાન સુષુપ્તિમાં મને હતું. વગેરેમાં પણ પોતાને માટે પ્રકાશપણું દેખાય છે તે હું પદાર્થ છે અને સૂતા પહેલાના સમયની બધી જ ક્રિયાઓનું જેને સ્મરણ હોય છે તે હું પદાર્થ (અહમર્થ) આત્મા છે અને તે સ્થિર છે."

ઉપર જીવાત્મા જ્ઞાતા છે એમ કહીને તેનું જ્ઞાતાપણું(જ્ઞાતૃત્વ) કહ્યું. જીવાત્માનું જ્ઞાતૃત્વ સાબિત થયાની સાથે તેનું કર્તાપણું(કર્તૃત્વ) પણ સિદ્ધ થયું અને તેથી ચેતન-જ્ઞાતા એવો હું (અમુક ક્રિયાને) કરું છું, આ વાક્યમાં જ્ઞાન તથા કર્તૃત્વનો અનુભવ એક વ્યક્તિને થતો હોય તેમ (સામાનાધિકરણ્યથી) જોઈ શકાય છે.

આ બાબતમાં અદ્વૈતીઓ (શાંકરમતને માનનારા) જીવાત્માને કર્તા માનતા નથી. તેઓ કઠોપનિષદ્‌ની શ્રુતિ "બુદ્ધિમાન પુરુષો શરીર ઇન્દ્રિયો અને મન સાથે જોડાયેલા જીવાત્માને ભોક્તા કહે છે." (ક.ઉ.૧/૩/૪) બતાવીને કહે છે કે જીવાત્મામાં કર્તાપણાનો ગુણ સ્વાભાવિક નથી. કર્તૃત્વ(કર્તાપણું) તો અંતઃકરણમાં રહ્યું છે. તે જાસૂદના ફૂલ(જપા કુસુમ)ની લાલિમા જેમ સ્ફટિકમાં આભાસિત થાય છે, તેમ જીવાત્મામાં કર્તૃત્વ આભાસિત થાય છે. એટલે જ શ્રુતિ કહે છે કે "તે આત્મા બુદ્ધિવૃત્તિઓના સમાન થઈને આ લોક તથા પરલોક બંનેમાં ફરે છે. તે બુદ્ધિવૃત્તિને અનુસારે માનો ચિંતન કરે છે અને

પ્રાણવૃત્તિઓને અનુરૂપ થઈને માનો ચેષ્ટા કરે છે."(બૃ.ઉ.૪.૩.૭) એટલે સ્વયં જીવાત્મા અકર્તા હોવા છતાં બુદ્ધિ(અંતઃકરણ)ના સાન્નિધ્યથી તેમાં કર્તૃત્વનો અધ્યાસ(આરોપ) શ્રુતિમાં દેખાય છે. સ્વયં અકર્તા એવો પણ આ આત્મા બુદ્ધિની સાથે ન ઓળખાય તેવી સમાનતાને પામીને લોકોમાં ફરે છે. વાસ્તવમાં તે કાંઈ ચિંતન કે કાંઈ ચેષ્ટા કરતો નથી પરંતુ બુદ્ધિના ગુણધર્મનો જીવમાં આરોપ થવાથી તે ચિંતન કે ચેષ્ટા કરતો હોય તેમ શ્રુતિનો આશય જણાય છે.

ભગવાન શ્રીકૃષ્ણ પણ જીવાત્માના કર્તાપણાનો નિષેધ કરે છે. "તેમાં આમ હોવા છતાં જે અશિક્ષિત બુદ્ધિવાળો હોવાથી દુર્મતિ માણસ કેવળ એકલા જીવને જ કર્તા માને છે તે ખરેખર જાણતો નથી." (ગીતા.૧૮/૧૬) "વાસ્તવમાં બધા જ કર્મ પ્રકૃતિના ગુણ દ્વારા થતા હોય છે, પરંતુ અહંકારથી મોહિત અંતઃકરણવાળો અજ્ઞાની જીવાત્મા હું કર્તા છું, એમ માને છે."(ગીતા.૩/૨૭) સૂત્રકાર વ્યાસ મુનિ પણ "कर्त्ता शास्त्रार्थवत्त्वात्"(બ્ર.સૂ.૨/૩/૩૩) "જીવાત્મા કર્તા છે કારણ કે વિધિ તથા નિષેધને જણાવનારા શાસ્ત્રની તેમાં સાર્થકતા છે." એમ જીવમાં કર્તૃત્વ છે, તેવું કહીને પછી "આ કર્તૃત્વ જીવમાં વાસ્તવમાં નથી, પરંતુ તેમાં તે આરોપિત છે." એમ પછીના સૂત્રમાં કહે છે. જેમ કે, "यथा च तक्षोभयथा"(બ્ર.સૂ.૨/૩/૩૯) જેમ સુતાર પોતાની કલા-કારીગરીમાં વાંસલો આદિ ઓજારને આધારે જ કલામાં કર્તા બને છે. તે પોતાના શરીરથી તો અકર્તા જ હોય છે. એ રીતે જ જીવાત્મા પણ અંતઃકરણના યોગથી જ કર્તા બને છે. પોતે સ્વરૂપથી તો અકર્તા જ હોય છે.

અદ્વૈતીઓનો (શંકરાચાર્યનો) આવો મત કહેવાય છે કે જેમ અગ્નિમાં ગરમી (ઉષ્ણતા) સ્વાભાવિક હોય જ છે, તેમ જીવાત્મામાં કર્તાપણું (કર્તૃત્વ) સ્વાભાવિક નથી. જે કર્તૃત્વ સમીપે રહેલા અંતઃકરણ

(બુદ્ધિ)ના ગુણધર્મોના અધ્યાસ (આરોપ)થી થયું છે. એટલે જગતમાં સુતાર વાંસલો વગેરેનો હાથથી ઉપયોગ કરીને કામ કરે(કર્તા બને) છે ત્યારે તે દુઃખી થાય છે, પણ તે જ સુતાર ઘેર આવીને વાંસલો વગેરે ઓજારોને મૂકી દે છે ત્યારે સ્વસ્થ, શાંત થઈને નવરાશ લે છે ત્યારે તે જેમ સુખી થાય છે, તેમજ અજ્ઞાન(અવિદ્યા)ને લીધે થયેલી દ્વૈત ભાવનાથી ઘેરાયેલો જીવાત્મા સ્વપ્ન તથા જાગ્રત અવસ્થામાં કર્તા હોય છે, તેથી તે દુઃખી થાય છે. પછી તે જ જીવાત્મા તે કષ્ટને ટાળવા માટે પરબ્રહ્મમાં વિલીન થાય છે. અને કાર્ય તથા કારણના સમુદાયથી છૂટીને અકર્તા રહીને સુખી થાય છે. આમ અદ્વૈતીના મતે જીવાત્માનું અકર્તાપણું વર્ણવ્યું તે બરાબર નથી. હવે સત્ય અર્થના રૂપમાં કર્ત્તૃત્વને કહે છે.

ભાષ્યકાર કહે છે કે તમે જે જીવાત્માનું અકર્ત્તૃત્વ કહ્યું, તે યથાર્થ નથી. તમે કઠોપનિષદ્‌ની શ્રુતિમાં "आत्मेन्द्रियमनोयुक्तम्" (कठ.उ.१/३/४) અંતઃકરણનું કર્ત્તૃત્વ જણાતું નથી. તેમજ તે શ્રુતિમાં જીવાત્માનાં કર્ત્તૃત્વનો નિષેધ પણ જણાતો નથી. તે શ્રુતિમાં તો જીવ જ્યારે રૂપાદિ વિષયોને ભોગવે છે ત્યારે તે દેહ, ઈન્દ્રિયો અને મન વગેરે ભોગના સાધન બને છે, એવું જણાય છે. જો એમ માનવામાં નહિ આવે તો ઈન્દ્રિયો વગેરેનું પણ કર્ત્તૃત્વ થશે. જીવાત્માને જેમ મન(અંતઃકરણ)નું સામીપ્ય છે તે રીતે જ શરીર તથા ઈન્દ્રિયો વગેરેને એક સરખું જ સામીપ્ય છે.

ભગવદ્‌ગીતાનો "प्रकृतेः क्रियमाणानि" (ગી.૩/૨૭) એ જે શ્લોક તમે કહ્યો તેમાં તો જીવને સાંસારિક પ્રવૃત્તિમાં અનેક પ્રકારનું જે કર્ત્તૃત્વ છે તે પ્રકૃતિના સત્ત્વ આદિ ગુણોના સંબંધથી છે, એટલું જ કહ્યું છે. અને તે ગીતામાં જ બતાવ્યું છે કે "પ્રકૃતિના સત્ત્વાદિ ગુણોનો જે સંગ (સંબંધ) છે, તે જ જીવને ઊંચ નીચ યોનિઓમાં જન્મનું કારણ બને છે."(ગીતા.૧૩/૨૧) વળી, ગીતામાં જ જીવાત્માનું કર્તાપણું(કર્ત્તૃત્વ)

કર્તૃ શબ્દથી જ સાબિત થાય છે. "अधिष्ठानं तथा कर्ता"(ગીતા ૧૮/૧૪) આમ જીવાત્માનો કર્તૃ શબ્દથી નિર્દેશ કર્યો છે.

"એમ હોવા છતાં જે મનુષ્ય બુદ્ધિ અશુદ્ધ હોવાને લીધે કર્મોની બાબતમાં શુદ્ધ સ્વરૂપ આત્માને કર્તા સમજે છે, તે મલિન બુદ્ધિવાળો અજ્ઞાની મનુષ્ય યથાર્થરૂપમાં સમજતો નથી."(ગીતા.૧૮/૧૬) આ શ્લોકમાં ભગવાન એવું કહે છે કે કર્ત્તૃત્વ શક્તિવાળો જીવાત્મા આગલા ૧૪માં શ્લોકમાં કહેલા અધિષ્ઠાન આદિ પાંચ સાધનોને અનુસારે શરીરથી, વાણીથી તથા મનથી સારા અને નરસાં કર્મોને કરે છે. પણ તે તે કર્મ કરતી વેળાએ જો જીવાત્મા સ્વતંત્રપણે પોતાને કર્તા જુએ છે, તે તો તે દુર્બુદ્ધિ કહેવાય છે. ગીતાના આ ઉપર કહેલા (૧૮/૧૬માં) શ્લોકમાં તો જીવાત્માના કર્ત્તૃત્વનો નિષેધ બિલકુલ કર્યો નથી. જો નિષેધ કરવામાં આવે તો "केवलम्" શબ્દ શ્લોકમાં છે તે ખોટો પડે. જો જીવાત્માને કર્તા માનવામાં ન આવે તો ગીતા(૧૮/૧૫) "મનુષ્ય મન વાણી અને શરીરથી... જે કર્મને પ્રારંભે છે-કરે છે." આ શ્લોકમાં કહેલો 'પ્રારંભે છે' આ શબ્દનું સ્વારસ્ય તૂટી જાય.

જીવાત્માના કર્ત્તૃત્વનો નિષેધ કરવા તમે ઉપર જે "स समानः सन्नुभौ लोकौ'(બ્ર.ઉ.૪/૩/૭) શ્રુતિ બતાવી છે, તે જીવના કર્ત્તૃત્વનો નિષેધ નથી કરતી. તેમાં અંતઃકરણ(બુદ્ધિ)ના સાન્નિધ્યથી અંતઃકરણના કર્ત્તૃત્વાદિ ધર્મોનો જીવમાં આરોપ (અધ્યાસ) જણાતો નથી. કારણ કે તેમ કહેનાર કોઈ શબ્દ જ નથી. તે શ્રુતિમાં જે 'સમાન' શબ્દ છે તે માને સહિતપણાને કહે છે. માન એટલે અભિમાન અર્થાત્ દેહાત્માભિમાન અંતઃપ્રકાશરૂપ આ જીવાત્મા દેહાત્માભિમાનથી આ લોકોમાં ફરે છે. એવો અર્થ 'समान' ઈત્યાદિનો થાય છે. તે શ્રુતિમાં રહેલા 'ध्यायतीव' 'लेलायतीव' શબ્દોમાંનો 'इव' શબ્દ અલ્પતાને-અધૂરાઈને જણાવે છે. તેમાં કહેવાનો ભાવાર્થ એવો છે કે 'ध्यायतीव' પોતાનું હિત વિચારતો

આ જીવ સમગ્રપણે હિતને વિચારી શક્તો નથી. પરંતુ વિચારતો હોય ને શું ? 'लेलायतीव' પોતાના હિતની ચેષ્ટા કરતો આ જીવ સમગ્રપણે ચેષ્ટા-આચરણ કરી શકતો નથી. પરંતુ ચેષ્ટા કરતો હોય ને શું ?

અથવા તો તૈત્તિરીય બ્રાહ્મણની શ્રુતિ "तस्मादेवं विद्वान् वीवनृत्येत् प्रचलेत्" (तै.बा.पं.२/६/८)માં વિશિષ્ટ નૃત્ય અને ગતિનો પ્રેરક એવા ઉન્માદ રહિત વિશિષ્ટ નૃત્ય અને શ્રેષ્ઠગતિને દર્શાવવા માટે જેમ 'इव' શબ્દનો પ્રયોગ થાય છે તેમ ઉપર્યુક્ત બૃહદારણ્યકોનિષદની શ્રુતિ પણ ચિંતન અને ચેષ્ટાના પ્રેરક(પ્રયોજક) સત્યસંકલ્પપણું અને અબાધિત શક્તિતા કે જે કેવળ પરમાત્માના જ ગુણ છે. તે ગુણ જીવાત્મામાં સંભવે નહિ, એટલે 'ध्यायतीव' 'लेलायतीव' પદમાં 'इव' શબ્દનો પ્રયોગ થયો છે.

જીવાત્માનાં કર્તાપણાંનો નિષેધ કરવામાં સૂત્રકારનું મંતવ્ય(હાર્દ) નથી. કારણ કે તેમણે આગળ બતાવેલા "कर्ता शास्त्रार्थवत्त्वात्" (બ્ર.સૂ.૨/૩/૩૩) સૂત્રમાં જીવાત્માના કર્તાપણાનું જ સમર્થન કર્યું છે. અને તે પછીના સૂત્ર(૨/૩/૩૯)થી તો વાણી આદિ ઇન્દ્રિયોથી સંપન્ન એવો તે જીવાત્મા 'જ્યારે ઇચ્છે છે ત્યારે ક્રિયા કરે છે.' જ્યારે નથી ઇચ્છતો ત્યારે તે કરતો નથી.' જેમ કે સુતાર વાંસલો આદિ ઓજાર સમીપમાં હોવા છતાં જ્યારે ઇચ્છા થાય ત્યારે શિલ્પાદિ ક્રિયા કરે છે અને ઇચ્છા ન થાય તો નથી કરતો. એટલે કર્ત્તૃત્વને સતત ચાલું રહેવાનો પ્રસંગ આવતો નથી એમ કહે છે. અને જો તેમ ન હોય તો કર્ત્તૃત્વનું જે સમર્થન કર્યું છે તેની સાથે વિરોધ થાય.

અદ્વૈતી - "कर्ता शास्त्रार्थवत्त्वात्" (૨/૩/૩૩) આ સૂત્રમાં જીવાત્માનું કર્તાપણું(કર્ત્તૃત્વ) સ્વાભાવિક છે એવું સમર્થન નથી કર્યું. તે સૂત્રમાં તો જીવાત્માનું કર્ત્તૃત્વ અવિદ્યા(અજ્ઞાન)ને લીધે છે, એમ કહે છે. ત્યારે ભાષ્યકાર કહે છે કે જો એમ જ હોય તો પછીના

અધિકરણમાં પણ અવિદ્યાજન્યની જ બાબત કહી હોવાથી તે પુનરુક્તિ-પિષ્ટપેષણ જ થશે. કેમ જે જીવાત્માનું કર્ત્તૃત્વ અજ્ઞાનજન્ય(ઔપાધિક) છે અને અકર્ત્તૃત્વ સ્વાભાવિક છે, એવા ભાવાર્થનું સમર્થન કરવામાં જ તમે "यथा च तक्षोभयथा"(બ્ર.સૂ.૨/૩/૩૩) સૂત્રમાં તો જીવાત્માના સામાન્ય કર્તાપણા(કર્ત્તૃત્વ)નું સમર્થન કર્યું છે, પણ તે પછી તે કર્તાપણું અજ્ઞાનજન્ય(ઔપાધિક) હોવાથી તેની અવાસ્તવિકતા(અસત્યતા)નું નિરૂપણ "यथा च तक्षोभयथा"(બ્ર.સૂ.૩/૨/૩૯) સૂત્રથી કરવામાં આવે છે.

ત્યારે ભાષ્યકાર કહે છે કે તમે કહો છો તે તેમ નથી. સામાન્યપણે કર્તાપણું જીવાત્મામાં હોય જ તો તેમાં કોઈ સંશય થાય નહિ. એટલે તમે જે કહ્યું કે "સામાન્યકર્તાપણાંનું સમર્થન કરાય છે." તેવું સમર્થન કરવાની જરૂરત ઊભી થાય જ નહિ. 'હું આ કરું છું,' તેને સહુ કોઈ જાણે જ છે. વળી બીજી એક વાત ધ્યાનમાં લેવી જોઈએ કે, "જે વાસ્તવમાં હોય જ નહિ તેનાં સમર્થનની વાત જ ક્યાંથી થઈ શકે ? ખરેખર તો અવાસ્તવિક બાબતનું તો ખંડન કરીને જીવાત્માનાં અકર્તાપણાંનું જ સમર્થન કરવું જોઈએ.

અદ્વૈતી - અમારું તાત્પર્ય તો અકર્તાપણાંના સમર્થનમાં જ છે.

ભાષ્યકાર - તો પછી સૂત્ર તથા ભાષ્યમાં જુદું તક્ષાધિકરણ કરવાની શી જરૂર હતી ? 'कर्ता शास्त्रार्थवत्त्वात्' વગેરે સૂત્રોથી પૂર્વપક્ષ કરીને "यथा च तक्षोभयथा" વગેરે સૂત્રોથી સિદ્ધાંત કહીને બંનેનું એક જ અધિકરણ થવું જોઈએ !

અદ્વૈતી - સાંખ્યમતમાં પ્રસિદ્ધ પ્રકૃતિનાં કર્તાપણાનાં નિરાકરણ માટે આ અલગ બે અધિકરણ થયા છે.

ભાષ્યકાર કહે છે કે સાંખ્ય શાસ્ત્રના મત મુજબ પ્રકૃતિમાં કર્ત્તૃત્વ રહ્યું હોય કે તમારા મત મુજબ અંતઃકરણમાં કર્ત્તૃત્વ રહ્યું હોય, પણ તે કર્ત્તૃત્વ જીવમાં આરોપિત છે, એમ તમે બંને એક સરખી રીતે જ માનો છો.

અદ્વૈતી - સાંખ્ય મતમાં સ્વીકારેલા પ્રકૃતિનાં કર્તાપણાને રદબાતલ કરીને અંતઃકરણથી આવૃત્ત જીવાત્માનાં કર્તાપણાનું સમર્થન કરીએ છીએ.

ભાષ્યકાર કહે છે સાંભળો, બુદ્ધિથી(અંતઃકરણથી) આવૃત્ત (ઉપહિત) આત્માના કર્ત્તૃત્વનું સમર્થન કરો છો તે કર્ત્તૃત્વ ખરેખર કોનું ? પરમાત્માનું કે જીવાત્માઓનું ? બુદ્ધિથી આવૃત્ત પરમાત્મામાં તે કર્ત્તૃત્વ સમર્થન કરીએ છીએ એમ તો તમે કહી શકો નહિ. કારણ કે બુદ્ધિ(અંતઃકરણ)ની સૃષ્ટિ થઈ ત્યારે તો તે પરમાત્મા બુદ્ધિથી આવૃત્ત (ઉપહિત) ન હતા. જો એમ કહેશો કે બુદ્ધિની સૃષ્ટિ વખતે પણ પરમાત્મા બુદ્ધિથી આવૃત્ત હતા, તો બુદ્ધિથી આવૃત્ત પરમાત્મામાં કર્ત્તૃત્વ આવે છે અને તે કર્ત્તૃત્વ આવવાથી પરમાત્મા બુદ્ધિથી આવૃત્ત થાય છે, એમ અન્યોન્યાશ્રય નામનો દોષ આવી જાય છે.

બુદ્ધિની(અંતઃકરણની) ઉત્પત્તિ નથી, એમ પણ તમે નહિ કહી શકો. કારણ કે મહત્તત્વનો પણ લય શ્રુતિમાં કહ્યો છે. હવે બુદ્ધિની સૃષ્ટિ(ઉત્પત્તિ)માં પરમાત્માનું કર્ત્તૃત્વ કહેવા માટે એક અન્ય બુદ્ધિથી આવૃત્ત પરમાત્મા બુદ્ધિને સરજે છે. એમ પણ તમે કહી શકો નહિ, કારણ કે સૃષ્ટિના પૂર્વે પરમાત્મા એક જ હતા એ નિર્ણયની સાથે તમારે વિરોધ આવશે.

હવે બીજો પક્ષ એ કે બુદ્ધિથી આવૃત્ત (અંતઃકરણોપહિત) જીવાત્માઓમાં કર્ત્તૃત્વનું સમર્થન કરીએ છીએ, એમ પણ તમે કહી શકો નહિ. કારણ કે બુદ્ધિથી આવૃત્ત (અંતઃકરણોપહિત) થયા પહેલા તમારે મતે જીવાત્મા અને પરમાત્માનો વિભાગ જ સંભવતો નથી.

અદ્વૈતી - બ્રહ્મ(પરમાત્મા)નું જીવપણું અને કર્ત્તૃત્વ (કર્તાપણું) આ બંને તે બુદ્ધિથી આવૃત્ત(અંતઃકરણોપહિત) થયા પછી જ થાય છે.

ભાષ્યકાર - એમ કહેશો તોપણ ઉપર જણાવેલો અન્યોન્યાશ્રય દોષ

તો આવે જ છે. વળી બીજી એક બાબત પૂછીએ છીએ કે "જીવાત્મામાં કર્ત્તૃત્વ આરોપિત(ઔપાધિક) છે, એમ શા માટે તમે માનો છો ?"

અદ્વૈતી - જીવાત્મામાં જે કર્તૃત્વ છે તે દુઃખરૂપ છે, જો તેને સ્વાભાવિક માનીએ તો તે મુક્તિ અવસ્થામાં પણ આવે અને ત્યાં પણ મુક્તાત્માને દુઃખ ભોગવવાનું થાય, એટલા માટે જીવાત્મામાં કર્તૃત્વને આરોપિત (અધ્યસ્ત) માનવું તે જ યોગ્ય છે.

ભાષ્યકાર - જીવને મુક્તિ અવસ્થામાં કર્ત્તૃત્વ રહ્યું છે. તે શ્રુતિ કહે છે. જેમ કે "મુક્તાત્મા હસે છે, ક્રીડા કરે છે અને તેનાથી આનંદ માણે છે."(છાં.ઉ.૮/૧૨/૩) તે એક રૂપે થાય છે, બે રૂપે થાય છે અને ત્રણ રૂપે પણ થાય છે.(છાં.ઉ.૭/૨૬/૨) વળી, જીવાત્મામાં સામાન્ય રૂપે જે કર્ત્તૃત્વ રહ્યું છે તે બધું દુઃખરૂપ નથી. સારા હાર અને ચંદન આદિને જ્યારે ભોગવવામાં આવે છે ત્યારે તે કર્ત્તૃત્વ(કર્તાપણું) સુખરૂપ દેખાય છે.

અદ્વૈતી - હાર અને ચંદન આદિના ઉપભોગમાં પણ જીવાત્માને કાંઈ ને કાંઈ દુઃખનો પ્રસંગ તો દેખાય છે.

ભાષ્યકાર - જીવાત્માનું અકર્તાપણું (અકર્ત્તૃત્વ) માનશો તોપણ તે રીતનો જ દુઃખ પ્રસંગ દેખાય છે. વળી, જગતમાં દુઃખનું મૂળ નિષ્ક્રિયતા દેખાય છે અને શાસ્ત્રોક્ત વિધિ-નિષેધાત્મક કર્મોમાં નિષ્ક્રિયતા તો નરકમાં નાખે છે, તેમ શાસ્ત્ર કહે છે. એટલે સ્વાભાવિક જ્ઞાનસંપન્ન જીવાત્માને પ્રતિકૂળ વિષયમાં જેમ દુઃખ થાય છે તેમ અનુકૂળ વિષયમાં થતું નથી. એ રીતે જ કર્તાપણાના સ્વભાવવાળા જીવાત્માને પ્રતિકૂળ કાર્યની પ્રવૃત્તિમાં દુઃખ આવે છે. અનુકૂળ કાર્યની પ્રવૃત્તિમાં દુઃખ આવતું નથી. આ પ્રમાણે જીવાત્મામાં કર્તૃત્વ સ્વાભાવિક (અનધ્યસ્ત) માનવામાં કોઈ પ્રકારની ખામી જણાતી નથી. આ રીતે સૂત્રકારના મતે જીવાત્મામાં કર્ત્તૃત્વ (કર્તાપણું) નિશ્ચિત થયું છે.

આ પ્રસંગે જીવાત્માનાં કર્તાપણામાં જે કાંઈક વિશેષતા છે તે અંગે વિચાર રજુ કરીએ છીએ.

ઉપર કહી ગયા તે જીવાત્માનું કર્તાપણું(કર્ત્તૃત્વ) પરમાત્માને આધીન છે એમ સૂત્રકાર વ્યાસમુનિ કહે છે, જેમ કે, "परात्तु तच्छ्रुतेः" (બ્ર.સૂ.૨/૩/૪૦) "જીવાત્માનું કર્ત્તૃત્વ પરમાત્માને આધીન છે" તેમ શ્રુતિ કહે છે. તે શ્રુતિ આવું પણ કહે છે કે "જનોની અંદર પ્રવેશેલા સર્વાન્તર્યામી પરમાત્મા સહુનું શાસન કરે છે."(તૈ.આ.૩/૧૧/૨) "જે આત્મા(જીવાત્મા)માં રહ્યા છે. આત્માની અંદર છે, જેને આત્મા જાણતો નથી, આત્મા જેનું શરીર છે, જે અંદર રહીને આત્માનું નિયંત્રણ કરે છે."(શત.બ્રા.૧૪/૫/૩૦)

શંકા - જીવાત્માનું કર્ત્તૃત્વ(કર્તાપણું) જો પરમાત્માને આધીન હોય તો શાસ્ત્રોમાં કહેલા બધા વિધિ તથા નિષેધો વ્યર્થ થઈ જશે.

સમાધાન : જીવ પૂર્વ પૂર્વ જન્મમાં જેવી વાસના હોય તેવી પ્રવૃત્તિ પછીના જન્મમાં કરે છે. ત્યારે પરમાત્મા તેને અનુરૂપ પ્રેરણા કરે છે તેથી વિધિ-નિષેધો ખોટા પડતા નથી. આ અંગે સૂત્રકાર વ્યાસમુનિ કહે છે કે "कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धाऽवैयर्थ्यादिभ्यः"(બ્ર.સૂ.૨/૩/૪૧) "જીવે કરેલા પ્રયત્નને જોઈને અંતર્યામી પરમાત્મા તેને અનુમતિ આપે છે, જેથી વિધિ નિષેધાદિ વ્યર્થ ન થાય."

અહીંયા એમ સમજવાનું છે કે બધા જ જીવોની જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ અને શરીર ઇન્દ્રિયો વગેરે સાધન સામગ્રી પરમાત્માને હાથ છે. માટે જીવ જે કાંઈ પ્રવૃત્તિ કરે છે તેના મૂળમાં કારણરૂપ પરમાત્મા હોય છે. જીવાત્માના બધા જ કર્ત્તૃત્વ(કર્તાપણાં)માં કાળ અને પ્રારબ્ધ જેમ સાધારણ કારણ હોય છે તેમ પરમાત્મા પણ સાધારણ કારણ તો છે જ, પરંતુ તદુપરાંત વિશેષ કારણ પણ છે. જેમ કે "જે લોકોની અંદર પ્રવેશીને તેનું શાસન કરે છે અને સર્વાત્મા છે."(તૈ.આ.૩/૧૧/૨) "જે

અધ્યક્ષ છે અને અનુમતિ આપે છે."(પાંચરાત્ર, જિતં તે સ્તોત્ર) "એ પરમાત્મા જ સત્કર્મ કરાવે છે." (કૌ.ઉ.૩/૮) આ બધી શ્રુતિઓનું તાત્પર્ય જોતાં જીવના કર્તૃત્વમાં અસાધારણ કારણપણું પણ પરમાત્માનું જ સિદ્ધ થાય છે.

જીવના કર્તૃત્વમાં પરમાત્માનું જે અસાધારણ કારણપણું કહ્યું તે જીવની ઈચ્છા થયા પછીની કર્મપ્રવૃત્તિમાં જ છે. કેમ જે જીવ પ્રથમ જે શુભ અશુભ ઈચ્છાપૂર્તિ માટે કર્મ કરે છે, તેમાં જ જો પરમાત્માનું અસાધારણ કારણપણું માનીએ, તો પરમાત્માની પ્રેરણાથી જ બધાં કર્મોને કરનારા જીવને વિધિ-નિષેધને પાળવાનો અવકાશ જ ન રહે. એટલા માટે જીવ જ્યારે સત્ત્વાદિ ત્રણ ગુણોની વધઘટને લીધે, જૂની વાસના જાગ્રત થવાથી કે એવા વિશેષ કારણોથી ક્યારેક કાંઈક ઈચ્છે છે અને તેને અનુરૂપ પ્રયત્ન પણ કરે છે. જીવની તે પહેલી વારની ઈચ્છામાં અને પ્રવૃત્તિમાં પરમાત્મા તટસ્થ રહે છે. એમ હોવા છતાં તેના પ્રકાશકપણે પરમાત્મા સાધારણકારણ તો રહે જ છે. ઘણી પ્રાચીન વાસનાથી પ્રેરાયેલો જીવ પવનથી અથવા પાણીથી ખેંચાતા ઘાસના જડ તરણાની જેમ સંપૂર્ણ પરાધીન નથી હોતો. કારણ કે તેને શાસ્ત્રોમાં જણાવેલા પાપ કર્મોને સમજવાની શક્તિ હોય છે.

તો ઉપર કહ્યા પ્રમાણે જીવે પોતે કરેલી પહેલીવારની શુભાશુભ ક્રિયાઓને અનુરૂપ પરમાત્મા તેમાં સંમત થાય છે. પણ તે પછીથી જીવની બીજી, ત્રીજી, ચોથી વગેરે કર્મપ્રવૃત્તિ શરૂ થાય છે. પહેલીવારની શુભાશુભ પ્રવૃત્તિમાં પરમાત્માએ જે સંમતિ આપી હોય છે તે તેનાં ફળ આપવાનાં રૂપમાં હોય છે. જીવને ઊર્ધ્વગતિ આપવાની જે પરમાત્માની ઈચ્છા કે અધોગતિ પમાડવાની ઈચ્છા, તે બધી જ ક્રિયાપ્રવૃત્તિઓમાં નથી હોતી. પરંતુ જીવ જ્યારે પરમાત્માથી અત્યંત પ્રતિકૂળ પ્રવૃત્તિ કરે છે ત્યારે તેઓ જીવની અધોગતિ થવાનો માત્ર સંકલ્પ કરે છે. તેમજ જીવ

જ્યારે પરમાત્માને અત્યંત અનુકૂળ પ્રવૃત્તિ કરે છે ત્યારે તેઓ જીવની ઊર્ધ્વગતિ થાય એવો માત્ર સંકલ્પ કરે છે. આમ જીવની ઊર્ધ્વગતિ અને અધોગતિમાં પરમાત્માનું આટલું પ્રેરકપણું હોય છે. અને પરમાત્માનો તે સંકલ્પ પણ જીવે કરેલાં પરમાત્માને અતિશય ગમતા કાર્યના તથા અતિશય અણગમતા કાર્યનાં ફળ આપવાના રૂપમાં હોય છે. ઉપર કહ્યા પ્રમાણે પરમાત્મા ક્યાંક સત્તામાત્રથી, ક્યાંક સંમતિ આપીને અને ક્યાંક પ્રયોજક-પ્રેરકપણે બધું પ્રવર્તાવે છે, એ સિદ્ધ થાય છે. આ બાબતની વધારે સ્પષ્ટતા અન્ય ગ્રંથોમાંથી જાણી લેવી.

તે જીવાત્મા અણુ સરખો સૂક્ષ્મ હોવા છતાં પોતાના ધર્મભૂત જ્ઞાનની પ્રભાથી પગના તળિયાથી લઈને મસ્તક સુધી પોતાનાં શરીરમાં વ્યાપીને રહે છે, એમ શ્રુતિ કહે છે. વ્યાપ્યેતિ-જીવ પોતાનાં સંપૂર્ણ શરીરમાં સર્વ પ્રકારે વ્યાપીને રહ્યો છે અથવા જ્યાં યોગના બળથી જીવે સૌભરિની જેમ અનેક શરીરો ધાર્યા હોય ત્યાં તથા પ્રારબ્ધ કર્મથી જે શરીર ધાર્યું હોય તે એકમાં જ રહીને યોગબળથી મેળવેલા બધાં જ શરીરોમાં ધર્મભૂત જ્ઞાનના બળથી રહે છે. એમ કહ્યું છે એટલે સૌભરિ વગેરેએ એક જ સમયે અનેક શરીર ધાર્યા હતા. તે બધા શરીરમાં રહેનાર જીવને વ્યાપક માનવાની જરૂર રહેતી નથી.

જીવાત્મા અવિનાશી છે, માટે તેમાં અચ્છેદ્યપણું અદાહ્યપણું ઈત્યાદિ સ્વભાવો રહ્યા છે. કપાવું, બળવું, સડી જવું ઈત્યાદિ ગુણો તો ભૌતિક શરીરના છે, જીવાત્માના નથી, માટે જીવાત્મા વિનાશ પામતો નથી. તે ભગવાને જ ગીતામાં કહ્યું છે, "જીવાત્મા કપાય તેવો નથી, બળે તેવો નથી, સડી જાય તેવો નથી, તેમજ સુકાય તેવો પણ નથી." (ગીતા.૨/૨૪)

ઉપર જે જીવનું સ્વરૂપ કહ્યું તેનાથી સૂચિત થાય છે કે જીવાત્મા ઈન્દ્રિયોથી જુદો છે. શરીર જીવતું હોવા છતાં ચક્ષુ આદિ ઈન્દ્રિયોનો

વિનાશ થતો દેખાય છે, એટલે તે ચક્ષુ આદિ ઇન્દ્રિયો આત્મા નથી. તે ઇન્દ્રિયોના વિનાશથી જીવાત્માનો વિનાશ થતો નથી. અને જો વિનાશ થતો હોય તો અનુભવ કરનારા આત્માના નહિ રહેવાથી કોઈ પણ બાબતનું સ્મરણ જ ન થઈ શકે.

વળી ચક્ષુ આદિ બધી ઇન્દ્રિયોથી ગ્રહણ થતાં વિષય નક્કી જ હોય છે. એટલે "મેં જે ઘડાને દેખ્યો હતો તે જ હું અત્યારે તેને અડું છું." એવું બંનેનું અનુસંધાન એક આત્મા વિના થઈ શકે નહિ. તેમજ ચક્ષુ આદિ પાંચે જ્ઞાનેન્દ્રિયો એક શરીરમાં સ્વતંત્રપણે આત્મા થઈને રહ્યા હોય તો સંભવ છે કે તેમાં ક્યારેક પરસ્પર વિવાદ પણ થાય. એક જ ગામમાં અનેક ગામધણી રહેતા હોય, ત્યારે ક્યારેક ગામધણીમાં મતભેદ થવાથી ગામનું કાંઈ પણ કાર્ય થઈ શકે નહિ. તેવું શરીરમાં પણ થાય. પરસ્પર વિવાદ ક્યારેય થાય નહિ, એવો કોઈ નિયમ કહી શકાતો નથી. તેમજ ઊંઘતી વેળાએ બધી ઇન્દ્રિયો નિષ્ક્રિય થઈ જાય છે, જો ઇન્દ્રિયો જ જીવાત્મા હોય તો ઊંઘમાં સ્વપ્નના પદાર્થને દેખવા વગેરેનો અનુભવ થાય નહિ. તેથી એ નક્કી થાય છે કે ચક્ષુ આદિ બધી કે કોઈ એક પણ ઇન્દ્રિય જીવાત્મા નથી.

તે રીતે જ શરીરમાં મનને પણ આત્મા તરીકે કહી શકાય નહિ. "मनसाह्येषः पश्यति"(બૃ.ઉ.૧/૫/૩) મનથી આ દેખે છે. એ શ્રુતિમાં કર્તા એવા આત્માના કરણરૂપમાં મનને બતાવ્યું છે, વળી તે મન અહંકારથી ઊપજ્યું છે એટલે ઉત્પન્ન થતું અને વિનાશ પામતું હોવાથી તે અવિનાશી આત્મા હોઈ શકે નહિ. આ રીતે વિચાર કરતા સિદ્ધ થાય છે કે દેહ અને ઇન્દ્રિયો વગેરેથી જુદો વિજ્ઞાનસ્વરૂપ અને જ્ઞાતા એવો જીવ નિત્ય છે, એ સિદ્ધ થયું.

જે બૌદ્ધો પ્રત્યેક ક્ષણમાં ઉત્પન્ન થઈને વિનાશ પામતા વિજ્ઞાનને આત્મા માને છે. તેના મતમાં કોઈ પણ જાતની કોઈ પણ સ્મૃતિ

કહી શકાશે નહિ. તેમજ કોઈ પણ જાતની પ્રવૃત્તિ કરવી અને તેના પરિણામ(ફળનો) અનુભવ થવો ઇત્યાદિનું પણ પ્રતિપાદન કરી શકાશે નહિ.

બૌદ્ધ કહે છે - પ્રત્યેક ક્ષણમાં ઉત્પન્ન થઈને નાશ પામતું વિજ્ઞાન ભલે અલગ અલગ હોય, પણ તે વિજ્ઞાનનો સતત વહેતો રહેતો પ્રવાહ એક હોવાથી સ્મૃતિ થવામાં કે કરેલા સાધનનાં ફળ ભોગવવામાં કાંઈ અસંગતિ(અનુપપત્તિ) થતી નથી. "જે કર્મ કરતી વેળાએ તે કર્મની વાસના જે વિજ્ઞાન પ્રવાહમાં વહેતી થઈ હોય તે વિજ્ઞાન પ્રવાહમાં જ કર્મનું ફળ એકતાથી જોડાઈ જાય છે. જેમ કે "સુતરાઉ કપડામાં લાલ રંગ લાગી જાય છે તેમ અથવા કપાસના છોડ ઉપર ફૂલમાં લાલાશ આવી જાય છે તેમ."

સિદ્ધાંતી - હાં, તે કહેવું ઘણુ રૂપાળું લાગે છે પણ વ્યવસ્થિત સાબિત કરવું અશક્ય છે. ક્ષણભંગવાદિ બૌદ્ધોના મતે નાશ પામેલું બધું પ્રત્યેક ક્ષણમાં ઉત્પન્ન થાય છે. એવા બધા જ ક્ષણોનું ઉત્તરપણું એક સરખું હોવાથી પ્રવાહના એકપણાને સાબિત કરી શકાતું નથી અને તેમના મતે દેશ પણ ક્ષણિક હોવાથી તેની એકતા સાબિત કરી શકાતી નથી. અને વળી આપેલું દૃષ્ટાંત પણ ઊલટું છે. સુતરાઉ કપડું અને રંગના અવયવો બધું જ સ્થિર છે પણ ક્ષણિક નથી. તમે જેને કહેવા ચાહો છો તે પદાર્થના અવયવો અત્યંત સૂક્ષ્મપણે તેમાં જ રહ્યા હોય છે તે કપાસના છોડ ઉપર ફૂલ લાગતી વખતે પ્રકટ થાય છે.

આ બાબતમાં કોઈ પ્રાચીન વિદ્વાને (હેમચંદ્રાચાર્ય જૈન મુનિએ ) કહ્યું છે કે "એક વ્યક્તિએ કાંઈ કર્મ કર્યું અને બીજી જ ક્ષણે તે વ્યક્તિ બીજી બની જાય તો તે બીજી વ્યક્તિને સમાનતાને આધારે પહેલી વ્યક્તિએ કરેલા કર્મનું ફળ કઈ રીતે મળી શકે ? ક્ષણિકવાદના સિદ્ધાંતમાં કરેલા કર્મનો ફળભોગ સમજવો પણ કઠણ છે. ક્ષણિકવાદને આધારે

સંસાર(ભવ)ને પણ સમજાવી શકાતું નથી અને સંસારનો કોઈ અર્થ પણ રહેતો નથી. જો આત્મા વિજ્ઞાન પ્રવાહના રૂપમાં ક્ષણિક હોય તો તેને દુઃખ પણ ક્ષણિક હોવું જોઈએ. તો પછી તે દુઃખથી છૂટવા કોશિશ કરવી પણ નકામી છે. પ્રયત્ન કરવાવાળો જો ક્ષણિક હોય તો દુઃખથી છૂટકો પણ બીજી વ્યક્તિનો જ થવાનો. એટલે બૌદ્ધના ક્ષણિકવાદ ઉપર આધાર રાખનારો સિદ્ધાંત નકામો છે. તે રીતે જ વ્યક્તિનું જ્ઞાન, સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞા આદિને પણ ક્ષણિકવાદ સમજાવી શકતો નથી. એટલે ઉપર જણાવેલી તેની કમજોરી સામે ધ્યાન આપ્યા વિના ક્ષણભંગનો સિદ્ધાંત કહેનારો કોઈ મહાસાહસિક(બલાત્કાર કરનારો) જ ગણાય છે."

ઉપર સિદ્ધાંતના ગ્રંથમાં જીવનું જે સ્વરૂપ નિરૂપિત કર્યું છે તેને આત્મ જિજ્ઞાસુએ સ્વીકારવું. વેદોને માનનારા કપિલ આદિ કે નહિ માનનારા ચાર્વાક આદિ બધા જ ઉપરના સિદ્ધાંતના વિરોધી છે. વિપક્ષીઓના મંતવ્યમાં યુક્તિસંગતતા નથી, તેમજ તેને અનૂકુળ શાસ્ત્રનું પ્રમાણ પણ મળતું નથી. માટે તેના તરફ આદર કર્યા સિવાય જ જે પક્ષમાં પરાશર તથા વ્યાસ આદિએ હકીકત સ્પષ્ટ કરી છે, જે વૈદિક સિદ્ધાંતને અનુરૂપ છે. ગીતા આદિ સ્મૃતિવચનોને તેમજ યુક્તિઓને અનુકૂળ છે, એવો સિદ્ધાંત કે જેમાં જીવાત્મા અણુ સરખો સૂક્ષ્મ છે, જ્ઞાન સ્વરૂપ છે, જ્ઞાતા છે તથા કર્તા છે; તેને સહુએ માનવો.

અહીં જીવને જ્ઞાતા અને અણુ શબ્દથી કહ્યો છે તેથી તે જીવનું લક્ષણ કે જેમાં જ્ઞાતૃત્વની સાથે અણુત્વ હોય, એમ થયું છે. જ્ઞાતૃત્વતો સર્વજ્ઞ પરમાત્મામાં હોય છે, પણ તેમનાથી અલગ જણાવવા માટે જીવમાં અણુત્વ કહ્યું છે. જીવ હૃદયમાં રહ્યો છે અને અણુ સરખો સૂક્ષ્મ છે, એમ કહેવાથી પ્રત્યેક શરીરમાં રહેલા જીવ પરસ્પર ભિન્ન છે, એમ સૂચવ્યું છે તેથી મૂળ ગ્રંથમાં જીવ અનંત છે, એમ નિરૂપણ નથી કર્યું ? એવી શંકા રહેતી નથી. કારણ કે ગ્રંથમાં માત્ર સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

હવે અદ્વૈતવાદી શંકરમતના લોકો કહે છે કે દરેક શરીરમાં જીવાત્મા એક જ છે. જુદો જુદો નથી. પ્રત્યેક શરીરમાં આત્મા અલગ અલગ છે. એમ જે તમે કહ્યું તે બરાબર નથી, કારણ કે આત્માની ભિન્નતામાં-અનેકતામાં કોઈ પ્રમાણ મળતું નથી. પ્રત્યક્ષ પ્રમાણથી આત્માની ભિન્નતા છે એવી ખાત્રી થતી નથી. કારણ કે આંખ આદિ ઇન્દ્રિયોમાં જીવના સ્વરૂપને અનુભવવાની સામર્થી જ નથી. હરેક વ્યક્તિ પોતે પોતાને-જીવાત્માના સ્વરૂપને માનસ પ્રત્યક્ષથી અનુભવે છે પણ બીજાનાં શરીરમાં પોતાનું માનસ પ્રત્યક્ષ કામ કરતું નથી. એટલે પ્રત્યેક શરીરમાં અલગ અલગ આત્મા છે, એ પ્રત્યક્ષ પ્રમાણથી જણાતું નથી.

દરેક શરીરમાં જીવાત્મા જુદો જુદો છે એવું જ્ઞાન અનુમાન પ્રમાણથી પણ થતું નથી કારણ કે તેનો કોઈ હેતુ મળતો નથી. પંડિતપણું (ઘણું ડહાપણ) અને મૂર્ખપણું તે બંને એકી સાથે એક વ્યક્તિમાં રહેતા નથી. તેથી પંડિતાઈ અને મૂર્ખાઈ અલગ અલગ વ્યક્તિમાં હોઈ શકે છે. એટલે પંડિત અને મૂર્ખ માણસ તેના ગુણોને આધારે અનુમાન કરીને જુદા જુદા જણાય છે. અર્થાત્ બંનેના જીવાત્મા એક નથી તે સાબિત થઈ શકે છે. આ રીતે પ્રત્યેક શરીરમાં જીવાત્મા ભિન્ન ભિન્ન છે એમ અનુમાન કરી શકાય છે. એમ જો તમે કહેતા હોવ તે પણ બરાબર નથી, કેમ જે તે હેતુનું નિરૂપણ જ થઈ શકે એમ નથી. આત્મા અનેક છે એમ જે તમે અનુમાનથી કહેવા માગો છો તે અનુમાન જ દોષયુક્ત છે. તેમાં કોઈ સદ્હેતુ નથી. આવું પણ તમે નહિ કહી શકો કે પંડિતપણું અને મૂર્ખપણું અજવાળું તથા અંધારાની જેમ પરસ્પર વિરોધી છે. તે જ અનુમાનમાં હેતુ છે. કારણ કે પંડિતત્ત્વ અને મૂર્ખત્વ એક જગ્યાએ એકી વખતે રહે નહિ. એટલે તે હેતુથી અનુમાન કરી શકાય કે પંડિત અને મૂર્ખ બંનેના આત્મા અલગ અલગ છે. આવું પણ તમે નહિ કહી શકો. કેમ જે પંડિતપણું અને મૂર્ખપણું જેમાં રહે છે તે આત્માઓમાં

ભેદ સિદ્ધ થાય તો જ સિદ્ધ થનારી બાબત છે. આત્માઓમાં ભેદ તો પંડિતાઈ અને મૂર્ખામીએ બે સિદ્ધ થાય તો જ સિદ્ધ થનારી બાબત છે, આમ તેમાં પરસ્પરનો આધાર લેવો પડે તેવો દોષ આવે છે.

તેની સામે એમ કહેવામાં આવે કે પંડિતત્વ અને મૂર્ખત્વના ભેદને જો તમે નહિ માનો તો 'સફેદ ગાય', 'કાળી ગાય', એવા બધા પદાર્થોમાં રહેલ પરસ્પર વિરોધ જ નહિ રહે. આમ સર્વ પ્રકારનું અલગપણું ટળી જવાથી સંસારમાં બધો વ્યવહાર જ સમાપ્ત થઈ જશે. ત્યારે તેના જવાબમાં એકાત્મવાદી(અદ્વૈતી) કહે છે કે "જો આત્માનું અદ્વૈતપણું સાબિત થતું હોય તો સંસારમાં બધો સામાન્ય વ્યવહાર ભલે ટળી જાય, તે અમારે માટે સ્વીકાર્ય છે. કારણ કે અમારો સિદ્ધાંત અદ્વૈત બ્રહ્મનો છે.

વળી એ અદ્વૈતી બીજી રીતે પણ તેનો મત સ્થાપી રહ્યા છે. ઝાડની કોઈ ડાળી ઉપર પંખી બેઠું હોય ત્યારે તે પંખીનો ડાળી સાથે સંયોગ ગણાય, પણ તે પંખીનો મૂળની સાથે તે વખતે જ સંયોગ હોતો નથી. તેમ કોઈ વ્યક્તિમાં અમુક અંશે પંડિતાઈ હોય અને અમુક અંશે તેમાં મૂર્ખાઈ પણ રહી શકે છે. તેથી ભિન્ન ભિન્ન દેહમાં આત્મા ભિન્ન છે એમ કહી શકાય નહિ.

જ્ઞાન, સુખ, દુઃખ જેવા ગુણો આત્માના અમુક પ્રદેશમાં રહેલા છે એવું તો આત્માને ભિન્ન ભિન્ન માનનારા નૈયાયિકોને પણ ઈષ્ટ છે. વળી તમે વિશિષ્ટાદ્વૈતીઓ એવું પણ નહિ કહી શકો કે અમુકને એમ જણાય છે જે હું સુખી છું. જ્યારે બીજો કોઈ કહે છે હું સુખી નથી. આમ દરેકમાં વિવિધતા હોવાથી જીવાત્મા જુદા જુદા જ છે. કેમ જે એક મહાન આકાશ છે તેના ઘડો આદિ ઉપાધિના ભેદથી અનેક વિભાગ દેખાય છે. તેમ 'એકમેવ' બ્રહ્મના અંતઃકરણરૂપ ઉપાધિના ભેદથી અનેક આત્માના ભેદ અને તેમાં સુખી તથા દુઃખી એવા ભેદ

દેખાય છે. તે ઉપાધિના ટળવાથી બ્રહ્મત્વ એક જ રહે છે તેમાં કોઈ ભેદ-અલગાવ છે જ નહિ.

વળી એકાત્મવાદી (અદ્વૈતી) કહે છે કે આત્માની ભિન્નતા સાબિત કરવામાં અર્થાપત્તિ પ્રમાણ પણ ઉપયોગી નહિ થાય. (અર્થાપત્તિ = કોઈ દેવદત્ત નામનો માણસ દિવસે ખાતો નથી છતાં તે ઘણો હૃષ્ટપુષ્ટ છે. એવું જ્યારે અનુભવાય ત્યારે તે દિવસે નહિ ખાનારો દેવદત્ત રાતે ખાતો જ હશે. એવી કલ્પના ચોક્કસ કરી શકાય છે.) કેમ જે, પ્રસ્તુત બાબતમાં પ્રતિપાદન કરવા યોગ્ય એવો ભેદ (અલગાવ) જ નિશ્ચિત થયો નથી એટલે ઉપપાદક(પ્રતિપાદક) કારણ શું ખોળવું ? "આ જીવ બદ્ધ છે તે જીવની મુક્તિ થઈ" એવી બદ્ધ મુક્તની ઉપપાદ્યની વ્યવસ્થા નહિ હોવાથી ઉપાદક આત્માનો ભેદ (અનેકપણું) પણ કહી શકાશે નહિ.

વળી અમે કહીએ છીએ કે આજથી પૂર્વે કોઈની મુક્તિ થઈ જ નથી. કારણ કે એક જ બ્રહ્મ અવિદ્યાથી ઢંકાઈને(આચ્છાદિત થઈને) અનેક રૂપોમાં આજ પણ સંસારમાં વારંવાર ભટક્યા કરે છે. તે ક્યારેક મુક્ત થશે. 'શુકદેવ મુક્ત થયા છે, વામદેવ આદિ ઋષિ મુક્ત છે.' ઈત્યાદિ વ્યવહારોથી પણ મુક્તિની સિદ્ધિ થતી નથી. કારણ કે તે બધો વ્યવહાર પણ સ્વપ્નમાં થયેલા પુરુષના મોક્ષની જેમ મિથ્યા છે અથવા એમ કહી શકાય કે અવિદ્યાને કારણે ભાસતા અંતઃકરણમાં બ્રહ્મભૂત તાત્વિક બિંબના અતાત્ત્વિક પ્રતિબિંબરૂપ બધા જીવો છે અર્થાત્ બધા જીવ અતાત્ત્વિક છે. અવિદ્યાના ભેદે કરીને તે બધા અલગ અલગ ભાસે છે. આમ તે અવિદ્યાના ભેદને કારણે બદ્ધ અને મુક્તની વ્યવસ્થા બંધ બેસાડાય છે, પણ ખરેખર આત્માનો ભેદ(પરસ્પર આત્માની ભિન્નતા-અનેકતા) સિદ્ધ કરી શકાતો નથી.

ફરીને આગળ વધતા એકાત્મવાદી કહે છે કે વેદરૂપ પ્રમાણથી પણ જીવાત્મા ભિન્ન ભિન્ન છે તે સાબિત થતું નથી. કેમ જે શ્રુતિઓથી

તો આત્માની એકતા જ જણાઈ રહી છે. આત્માની અભિન્નતાને કહેનારી તે શ્રુતિઓ આવી છે. "अथातोऽहंकारादेशः"(છાં.ઉ.૭/૨૫/૧) થી આરંભીને "अहमेवेदं सर्वम्" "आत्मैवेदं सर्वम्"(છાં.ઉ.૭/૨૫/૨) "नेह नानाऽस्तिकिञ्चन"(છાં.ઉ.૪/૪/૧૯) આ બધી શ્રુતિઓ આત્માની એકતાને કહે છે. જે મહાપુરુષોએ પોતાની માયિક ઉપાધિને તોડી નાખી હતી તેમના દ્વારા આત્માની એકતાનું અનુસંધાન પણ શ્રુતિઓમાં વિદ્યમાન છે. જેમ કે "तद्धैतत् पश्यन् ऋषिर्वामदेवः प्रतिपेदे अहं मनुरभवं सूर्यश्चाऽहं कक्षीवानृषिरस्मि" (બૃ.ઉ.૧/૪/૧૦) "હું મનુ, સૂર્ય, કક્ષીવાન ઋષિ છું." આ રીતે જ્ઞાની વામદેવ ઋષિનું ચિંતન આત્માની એકતા વિના સંભવે નહિ.

સ્મૃતિઓમાં પણ આત્મા(જીવાત્મા)ની એકતાનું પ્રતિપાદન થયેલું છે. જેમ કે "तस्यात्मपरदेहेषु...."(વિ.પુ.૨/૧૪/૩૧) તે પોતાના અને અન્ય પ્રાણીઓના શરીરમાં રહેતા થકાં પણ એક જ છે. આવું જે વિશેષ જ્ઞાન તે જ પરમાર્થ છે. દ્વૈતભાવનાવાળા અપમાર્થદર્શી છે.

"यद्यन्योऽस्ति परः कोऽपि मत्तः पार्थिवसत्तम!। तदैषोऽहमयं चान्यो वक्तुमेवमपीष्यते।।"(વિ.પુ.૨/૧૩/૯૦) હે નૃપશ્રેષ્ઠ ! જો મારાથી ભિન્ન બીજો કોઈ પણ હોય તો આ હું છું અને આ બીજો છે. એમ કહી શકાય.

"वेणुरन्ध्रविभेदेन भेदः षड्जादिसंज्ञितः। अभेद व्यापिनो वायोस्तथा सौ परमात्मनः" (વિ.પુ.૨/૧૪/૩૨) જેમ અભિન્ન ભાવથી વ્યાપ્ત એક જ વાયુના વાંસળીના છિદ્રોના ભેદથી ષડ્જ આદિ ભેદ થાય છે તે રીતે જ પરમાત્મામાં ઔપાધિક દેવમનુષ્યાદિ ભેદ જણાય છે.

"सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि। ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः।।"(ગી.૬/૨૯) યોગયુક્તાત્મા અને સર્વમાં સમદષ્ટિવાળો પુરુષ સર્વભૂતોમાં આત્માને અને સર્વભૂતોને પોતાના આત્મામાં રહેલા દેખે છે.

"मत्तः सर्वमहं सर्वं मयि सर्वं सनातने।"(વિ.પુ.૧/૧૯/૮૫) "મારાથી આ સર્વ જગત્ રહ્યું છે અને હું સર્વરૂપ છું, સનાતન એવા મારામાં અખિલ જગત રહ્યું છે." આ ઉપર કહ્યા પ્રમાણે આત્માની એકતા કરી છે, પણ આત્મા(જીવ)માં અલગ ભેદ નથી.

એકાત્મવાદી અનુમાનના ચાર પ્રયોગ કહે છે.

૧. વિવાદાસ્પદ બધા શરીર, મારા દ્વારા જ આત્માવાળા છે, કારણ કે તે બધા શરીર છે. સર્વ સંમત શરીરની જેમ.

૨. જેની બાબતમાં નિર્ણય કરી શકાયો નથી એવા બધા જ ચેતનો હું જ છું, કારણ કે તે ચેતન છે, જેવો કે હું છું.

૩. સમગ્ર સુખ અને દુ:ખને હું જ ભોગવું છું, કારણ કે તે સુખ અને દુ:ખ છે, મારા સુખ અને દુ:ખની જેમ જ.

૪. ચર્ચાસ્પદ બધાં જ શરીર, દેવદત્તના દ્વારા જ આત્માવાળા છે. કારણ કે તે બધા શરીર છે. સર્વ સ્વીકૃત દેવદત્તના શરીરની જેમ.

તેમાં પહેલા અનુમાનમાં વિવાદાસ્પદ વિષયરૂપ શરીરોમાં શરીરત્વ હેતુથી આત્મૈક્ય સિદ્ધ કરાયું છે.

બીજા અનુમાનમાં વિવાદાધ્યાસીત ચેતન સમુદાયમાં ચેતનત્વહેતુથી અહંપદવાચ્યત્વરૂપ આત્મૈક્ય સિદ્ધ કરાયું છે.

ત્રીજા અનુમાનમાં સુખ અને દુ:ખોમાં સુખ-દુ:ખ હેતુથી એકાત્મ ભોગ વિષયરૂપ સુખ અને દુ:ખત્વને સિદ્ધ કરીને આત્મૈક્યને સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે.

ચોથા અનુમાનમાં વિવાદાધ્યાસીત શરીરરૂપ પક્ષમાં શરીરત્વ હેતુથી દેવદત્તના આત્માના રૂપથી આત્મસંબંધને સિદ્ધ કરીને આત્મૈક્યને સિદ્ધ કરવામાં આવ્યું છે.

ઉપર મુજબ આત્માના એકત્વને માનનારા અદ્વૈતનો મત કહીને હવે અનુક્રમે તેનું નિરાકરણ કરે છે.

આત્માનું એકપણું કહેનારો તમારો આત્મૈક્યવાદ સાબિત કરી શકાશે નહિ. શાથી સાબિત નહિ થાય ? અનુમાન દ્વારાએ જ અમે પ્રત્યેક શરીરમાં આત્મા અલગ અલગ રહ્યો છે એવો આત્મભેદ સાબિત કરી દઈએ છીએ. તે કઈ રીતે કરશો ? એવા પશ્નના જવાબમાં આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ કહે છે કે "સુખીપણું, દુઃખીપણું, પંડિતપણું, મૂર્ખપણું આદિ પરસ્પર વિરુદ્ધ આત્માના ગુણો (વૈધર્મ્ય) જ આત્મા અલગ અલગ છે એવો હેતુ છે. ઉપર અન્યોન્યાશ્રય દોષ બતાવીને આત્મૈક્યવાદીએ જે કહ્યું હતું કે પંડિતપણું અને મૂર્ખપણું બંનેમાં વિરોધનું નિરૂપણ કરવું અસંભવ છે, તો આત્મૈકત્વવાદીનું તે કથન યોગ્ય નથી. કારણ કે પંડિતપણામાં અને મૂર્ખાઈમાં વિરોધનું નિરૂપણ નહિ થાય તો વ્યવહારમાં સામાન્ય વિરોધનો ઉચ્છેદ થઈ જશે. એટલે તે ઉચ્છેદને તે આત્મૈકત્વવાદી સ્વીકાર નહિ કરી શકે. જેમ કે, "આ અમારા મતથી વિરુદ્ધ છે." એમ માનીને તો વિવાદ કરાય છે. અવિરુદ્ધ પદાર્થમાં પણ જો વિવાદ કહેશો તો પોતાના સિદ્ધાંતમાં પણ વિવાદ થવા લાગશે. પછી આત્મૈકત્વવાદીનો આત્મૈક્યને સિદ્ધ કરવાનો પ્રયત્ન થશે નહિ. પંડિતત્વ અને મૂર્ખત્વમાં કે સુખમાં અને દુઃખમાં વિરોધ નથી એવો પ્રતિષેધ જ્યારે કરવો હોય ત્યારે આત્મૈક્યવાદીએ વિરોધ તથા અવિરોધમાં પ્રથમ વિરોધનો સ્વીકાર કરવો પડશે, કારણ કે વિરોધ પ્રાપ્ત થાય-વિરોધનું અસ્તિત્વ હોય ત્યારે જ તેનો પ્રતિષેધ સંભવે છે. "प्राप्तौ सत्यां प्रतिषेधः" આ ન્યાયથી વિરોધ પ્રાપ્તિને સ્વીકારાશે નહિ, તો તેનો પ્રતિષેધ પણ થઈ શકશે નહિ. જો પ્રતિષેધ કરવામાં નહિ આવે તો પંડિતપણાની અને મૂર્ખપણાની સાબિતી થશે અને તમારા આત્મૈકત્વનો સિદ્ધાંત સિદ્ધ થશે નહિ.

આત્મૈકત્વવાદી (અદ્વૈતી) ફરીને કહે છે કે સર્વથા વિરોધની સિદ્ધિ નહિ થાય એવું અમારું કહેવું નથી. પરંતુ જ્યાં બે ધર્મો

પંડિતત્વ અને મૂર્ખત્વના વિરોધને લીધે ધર્મીના વિરોધની કલ્પના થાય છે. ત્યાં અન્યોન્યાશ્રયદોષ આવવાથી બે ધર્મોના વિરોધની અસિદ્ધિ થાય છે. જેમ કે પંડિતત્વ અને મૂર્ખત્વ, આ બે ધર્મોના ભેદથી ધર્મી આત્માઓના ભેદની કલ્પના કરવામાં આવશે, તો ત્યાં 'ધર્મના ભેદથી ધર્મીનો ભેદ' અને 'ધર્મીના ભેદથી ધર્મનો ભેદ' એમ અન્યોન્યાશ્રય દોષ આવે છે. એટલે પંડિતત્વ અને મૂર્ખત્વ ધર્મોનો વિરોધ સાબિત થતો નથી. જ્યાં અન્યોન્યાશ્રય દોષ લાગું પડતો નથી ત્યાં તો બે વિરુદ્ધ ધર્મોમાં વિરોધ થશે જ.

જેમ કે ઘટ (ઘડો) પટ (વસ્ત્ર) આદિના જ્ઞાનમાં પ્રત્યક્ષ રીતે ભેદ નિશ્ચિત થાય છે, એટલે ત્યાં ધર્મીનો વિરોધ ધર્મને આધારે નહિ થાય. તે રીતે જ અન્યોન્યાશ્રય દોષ ત્યાં લાગું થતો નથી. એટલે ત્યાં ઘટત્વ અને પટત્વ ધર્મોનો વિરોધ સાબિત થશે. એટલે ત્યાં સ્વરૂપ ભેદ માટે વિરોધ નથી.

હવે આત્મા એક જ છે તે સિવાય અન્ય કાંઈ છે જ નહિ, એવું માનનારા આત્મૈકત્વવાદી અદ્વૈતીને આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ કહે છે કે પંડિતત્વ તથા મૂર્ખત્વરૂપ ધર્મોને આધારે થતી ધર્મી આત્માની અનેકતાનો નિષેધ અન્યોન્યાશ્રય દોષ કહીને કરો છો, તે તમારી માન્યતા ખોટી છે. માણસ સુખી હોય ત્યારે તેનું મુખ પ્રફુલ્લિત દેખાય છે અને જ્યારે તે દુઃખી હોય ત્યારે તેનું મુખ ઝાંખુ-સંકુચિત હોય એવું પ્રત્યક્ષથી અનુભવાય છે. જો કે અહીંયા સ્વરૂપનો ભેદ વિરુદ્ધ ધર્મથી કલ્પાય છે છતાં સ્વરૂપ ભેદની કલ્પના કરાવનાર ધર્મવિરોધ અન્યથી સાબિત થાય છે તેથી અહીં અન્યોન્યાશ્રય દોષ આવતો નથી.

સુખિત્વ, દુઃખિત્વ આદિનું પ્રાદેશિકપણું સ્વીકારીને આત્મૈકત્વવાદીએ જે વિરોધ દર્શાવ્યો હતો તે પણ સારહીન છે, કારણ કે તેનો અન્ય પ્રદેશ સાથે સંબંધ હોવાથી તે પ્રદેશનું સ્મરણ રોકી શકાશે

નહિ. જે દેશના સંબંધનો અનુભવ થતો હોય છે તે દેશના સંબંધ સાથે સ્મરણ થાય એવો કોઈ નિયમ નથી. પહેલા જેને હું ડાબે હાથે અડ્યો હતો તેને અત્યારે હું જમણે હાથે અડું છું, એવો અનુભવ થાય છે. આત્મા એક જ છે તેમાં દ્વિત્વ નથી એમ માનનારાને ચૈત્રના શરીરથી જે અનુભવ થયો હોય તો તે મૈત્રના શરીરમાં પણ જણાશે.

અદ્વૈતવાદી જીવોની ભિન્નતાને ઔપાધિક માને છે. તેમાં પણ બે મત છે. એક શરીરોપાધિક જીવ અને બીજો અંતઃકરણોપાધિક. તેમાં જે શરીરોપાધિક જીવે સુખાદિકનો અનુભવ કર્યો હોય તે અન્યશરીરોપાધિકને પણ થાય છે. જેમ કે સૌભરિ આદિકને એકથી વધારે શરીર હતા અને તેનો અનુભવ તેમને બધા શરીરમાં થતો હતો. અંતઃકરણોપાધિક જીવનું સ્વરૂપ કહેશો તો તે પણ બંધ બેસશે નહિ. પ્રત્યેક કલ્પકાળના નાશ સમયે અંતઃકરણ સુદ્ધાનો નાશ થાય છે, પણ કેટલાક યોગીઓને-સિદ્ધોને કેટલાએ કલ્પોના જ્ઞાનનું અનુસંધાન રહેતું હોય છે. એટલે અંતઃકરણોપાધિક જીવને માનવામાં પણ નિર્દોષતા નથી.

આત્મૈકત્વવાદી અદ્વૈતી આગળ કહી ગયા છે કે જીવાત્માના બંધન તથા મોક્ષની વ્યવસ્થા પણ સ્વપ્નમાં દેખેલા પુરુષના મોક્ષની જેમ મિથ્યા છે, પરંતુ તેમનું આ કથન તદ્દન ખોટું છે. કારણ કે કોઈ મુમુક્ષુ પોતાના આચાર્ય શુકદેવ આદિની મુક્તિને જો મિથ્યા સમજે તો પછી તે આચાર્યના ઉપદેશમાં વિશ્વાસ રાખીને પોતાના મોક્ષ માટે પ્રયત્ન કરે ખરો ? વળી તે બીજા મુમુક્ષુને પણ મોક્ષનો ઉપદેશ કરે જ નહિ. અદ્વૈતી એકજીવવાદને આશરીને કહે છે કે જે એક જ જીવ છે તે આ મારા શરીરમાં રહેલો છે તે જ હોઈ શકે છે ? એવી શંકા રાખીને તે મોક્ષના સાધનોનો પ્રયત્ન કરે. આમ તેનું કહેવું પણ ઠીક નથી. કારણ કે તે તમે કહો છો મોક્ષની સામે પ્રશ્ન થાય છે કે જે મોક્ષની શંકાભરી આશા રાખો છો તે મોક્ષ શું સ્વપ્નમાં દેખેલા પુરુષના મોક્ષ કરતા

જુદી રીતનો છે કે તેના જેવો જ છે ? કે જે મોક્ષ મેળવવામાં શંકા સાથે આધુનિક લોકોને પ્રવૃત્તિ થાય ! તમે તો બ્રહ્મ સિવાયના સમગ્રને એક રીતે જ મિથ્યા કહો છો, તે સિવાય અન્ય વસ્તુનું અસ્તિત્ત્વ જ સ્વીકારતા નથી.

વળી આત્મૈક્યવાદીએ અનેક જીવવાદની દષ્ટિએ બન્ધમોક્ષની વ્યવસ્થા જે કહી તે પણ વિશ્વસનીય નથી. પાણીમાં ઊઠતા તરંગોમાં જેમ ચંદ્રમાના અતાત્ત્વિક પ્રતિબિંબ પડે છે, તેમ અંતઃકરણમાં અતાત્ત્વિક પ્રતિબિંબ રૂપ જે આત્માને માનવામાં આવે છે તેમાં કોઈ એક તરંગ શાંત થઈ જાય તો તેમાં પ્રતિબિંબિત આત્મસ્વરૂપનો પણ ઉચ્છેદ થઈ જાશે. આ પ્રમાણે પ્રત્યેક અંતઃકરણમાં પ્રતિબિંબિત બ્રહ્મચૈતન્યના પ્રતિબિંબરૂપ જીવ પણ સ્વરૂપથી જ નષ્ટ થઈ જશે. તે પછી તે ઉચ્છિન્ન જીવમાં મુક્તપણાનો વ્યવહાર કઈ રીતે સંભવશે. જીવનું સ્વરૂપ હોય ત્યારે તેમાં મુક્ત થયાનો વ્યવહાર થાય ને ! એટલે અવિદ્યામાં પ્રતિબિંબરૂપ માનેલા જીવનો અવિદ્યાની નિવૃત્ત થયા પછી ઉચ્છેદ થાય પણ તેનો મોક્ષ થતો નથી.

આત્મૈકત્વવાદી અદ્વૈતી કહે છે કે સેંકડો શ્રુતિ વચનો અને સ્મૃતિ દ્વારા આત્માની એકતા અર્થાત્ આત્મા એક જ છે આવું જ્ઞાન થાય છે. એટલે આચાર્યશ્રી કહે છે કે ઠીક છે. આત્માનું ઐક્ય-અદ્વૈતજ્ઞાન થાય છે, પણ તે ઐક્ય કેવા પ્રકારનું થાય છે, તે વિચારવું જોઈએ. તે આત્મૈક્ય-અદ્વૈત જ્ઞાન સંખ્યાની દષ્ટિએ છે કે સજાતીય દ્વિતીય રહિત (પોતાને તુલ્ય અન્ય કોઈ પણ ન હોય)ના રૂપમાં છે. જો એમ કહેશો કે તે આત્મા ચેતન વ્યક્તિ સામાન્યરૂપમાં અન્ય બીજા ચેતન આત્માથી રહિત છે. તો આવી રીતનું ઐક્ય-એકપણું કહી શકાશે નહિ. "नित्यो नित्यानाम्...."(કઠ.ઉ.૨/૫/૩, તથા શ્વે.ઉ.૬/૧૩) "નિત્યોને મધ્યે નિત્ય તથા ચેતનોને મધ્યે ચેતન એક પરમાત્મા અનેકને સ્વર્ગાદિ ફળ આપે

છે." જો આત્માનું એકપણું કહેશો તો ઉપર કહી તે શ્રુતિમાં અનેક ચેતન આત્મા હોય તેવું સમજાય છે. આ શ્રુતિમાં કહેલું ચેતન આત્માનું અનેકપણું કાલ્પનિક નથી, પણ તે વાસ્તવિક છે. ચેતન આત્માનું અત્યંત હિત કહેનારી શ્રુતિ ક્યારેય તેને ભ્રમ થાય તેવી કાલ્પનિક વાત કહેશે જ નહિ. જો તમે એમ કહેશો કે પછીથી તે ભ્રમનો નિષેધ કરવાને માટે શ્રુતિ કાલ્પનિક વસ્તુ કહે છે. તો તેના જવાબમાં આચાર્યશ્રી કહે છે કે સ્વતઃ આપમેળે ભ્રમ પામેલાને ભ્રમ ટાળવા માટે, તેના હિત માટે સત્ય વસ્તુ કહેવી તે યોગ્ય ગણાય, પણ ચેતન વ્યક્તિને ભ્રમનો નિષેધ કરવા માટે પ્રથમ તેને ભ્રાંત કરવું તે યોગ્ય નથી.

દેહથી વિલક્ષણ અને જુદા જીવાત્માનાં સ્વરૂપને કોઈ પ્રત્યક્ષ પ્રમાણથી જાણતું નથી અને સંપૂર્ણ કર્મફળોને આપનારા પરમાત્માને પણ કોઈ પ્રત્યક્ષ પ્રમાણથી જાણતા નથી. આ રીતે નહિ જાણેલા પદાર્થોનું પ્રતિપાદન શ્રુતિ તેના નિષેધ માટે કરે છે, એમ જે કહેવું તે તો પ્રકારાંતરથી એમ જ કહ્યું ગણાય કે શ્રુતિ જીવોને ભ્રમથી આક્રાંત (દબાણ) કરી રહી છે. આથી એમ સ્વીકારવું પડશે કે શ્રુતિ જીવને પોતાને તુલ્ય બીજો કોઈ નથી એવું એકત્વનું પ્રતિપાદન કરતી નથી, પણ પરમાત્માને તુલ્ય બીજો કોઈ પણ નથી એવું પરમાત્માના એકપણાનું પ્રતિપાદન કરે છે.

પરમાત્મા સિવાયના જે કોઈ પણ ચેતન કે જડ(ચિત્ કે અચિત્) તે બધા પરમાત્માના શરીર હોવાથી પ્રકાર(વિશેષણ) છે. તે બધા પરમાત્માને પરતંત્ર હોવાથી તેમાં શેષત્વ રહ્યું છે. એટલે કે જડ કે ચેતનમાં કોઈ અન્ય પરમાત્માને સમાન નથી. ચિત્ અચિત્ રૂપ સમગ્ર જગત પરમાત્માનાં નિયંત્રણમાં છે. એટલે કે તે પરમાત્માના શરીર છે. જાતિ જેમ વ્યક્તિને આધીન છે, ગુણ જેમ ગુણીને આધારે છે, પરતંત્ર છે. જાતિ ગુણ આદિ કોઈ વસ્તુમાં પરમાત્માને છોડીને સ્વતંત્રતા નથી.

આ પ્રમાણે મુખ્ય ધર્મી, ગુણી કે વિશેષ્ય એવા પરમાત્માનું એકત્વ - અદ્વૈતપણું વિચારીને બૃહદારણ્યક ઉપનિષદ્ અંતર્યામી બ્રાહ્મણ(૪/૪/૧૯) માં શ્રુતિ "नेह नानाऽस्ति किंचन" પ્રકાર જગત અને પ્રકારી પરમાત્માની ભિન્નતાનો નિષેધ કરતી નથી. આ બાબતને દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજાવે છે. જેમ કે દેવદત્ત નામે માણસ છે. તેનું શરીર, જાતિ, ગુણ તેણે પહેરેલા વસ્ત્ર અને ઘરેણા વગેરે દેવદત્ત પાસે છે છતાં કોઈ એમ કહે કે અહીં દેવદત્ત એક જ છે." આમ કહેવાથી તેનું શરીર જાતિ, ગુણ વગેરેનો નિષેધ થતો નથી.

અહીં આત્મૈક્યવાદી અદ્વૈતી મીમાંસાના અપચ્છેદાધિકરણન્યાયથી 'नेह नाना-' ઈત્યાદિ પ્રપંચનિષેધક શ્રુતિઓ દ્વારા ભેદપ્રતિપાદક શ્રુતિઓને બાધ કરનારી કહે છે. ત્યારે શ્રીરઘુવીરાચાર્યજી કહે છે કે શ્રુતિઓનો વિષય ભિન્ન ભિન્ન હોવાથી જો પરસ્પર વિરોધ શાંત થઈ જતો હોય, તો અપચ્છેદન્યાયને આધારે ભેદનિષેધક શ્રુતિથી ભેદપ્રતિપાદકશ્રુતિઓના બાધની જે કલ્પના કરવી તે ઘણી હલકી કલ્પના ગણાય છે.

શ્રુતિઓનો અર્થ કરવામાં જ્યાં પરસ્પર વિરોધ આવે ત્યારે પ્રતિપાદ્ય વિષયની વ્યવસ્થા ગોઠવીને નિર્વિરોધ અર્થ કરવો તે મીમાંસાનું ફળ છે, પણ વિરોધી વચનોમાં કોઈ એકનો અર્થ ગૌણ કે ખોટો માનવો તે મીમાંસાનું ફળ નથી. તે બાબતે મહાપુરુષોએ કહ્યું છે કે, "मीमांसाशास्त्रसन्दर्भ..."(शतदूषणी) મીમાંસા શાસ્ત્રના બધા જ સંદર્ભ (ન્યાય) વિષય ભેદથી શ્રુતિઓના વિરોધને શમાવીને સમન્વય માટે હોય છે, પણ એક શ્રુતિ દ્વારા અન્ય શ્રુતિઓનો બાધ કરવા માટે નથી."

આ બાબત અપચ્છેદ ન્યાયને ઘટાવવો તે યોગ્ય નથી. મીમાંસા. (૬/૫/૧૯)નું અધિકરણ અપચ્છેદ ન્યાયનું કહેવાય છે. જ્યોતિષ્ટોમ યજ્ઞમાં બહિષ્પવમાન સ્તોત્રનું સંપાદન કરવા માટે હવિર્ધાન મંડપથી

બહિષ્વમાન સ્થાનમાં જવા માટે કીડીઓની જેમ એક પંક્તિમાં બધા - પ્રસ્તોતા, ઉદ્‌ગાતા, પ્રતિહર્તા, બ્રહ્મા, યજમાન અને પ્રશાસ્તા મસ્તકથી થોડા આગળના ભાગમાં નમે, અને તે પ્રત્યેકની આગળ ચાલનારના ધોતિયાને હાથ અડાડીને ચાલે, પંક્તિબદ્ધ ચાલતા તે યાજ્ઞિકોમાં જે કોઈનો હાથ આગળ ચાલનારાથી છૂટો પડી જાય તો કર્મમાં ખામી આવી ગણાય. એટલે તે દોષને ટાળવા પ્રાયશ્ચિત કરવાનું કહ્યું છે. અહીં અપચ્છેદનનો અર્થ વિભાગ(છૂટી જવું) કહ્યો છે.

પ્રસ્તોતા જો છૂટી જાય (अपच्छिन्द्यात्) વિભાગ કરે તો યજમાન બ્રહ્માને દક્ષિણા આપે. જો પ્રતિહર્તાનો હાથ છૂટી જાય તો સર્વસ્વ આપીને યજમાન યજ્ઞ કરે તથા જો ઉદ્‌ગાતા છૂટી જાય તો યજમાન દક્ષિણા વગર યજ્ઞને કરે. ફરીવાર તે યજ્ઞને કરીને પ્રથમના યજ્ઞમાં જે દક્ષિણા આપવાની હતી તે આપે. એકી સાથે બેના હાથ છૂટી જાય તો વિકલ્પનો સ્વીકાર કરવો. આવું આગળના અધિકરણમાં સિદ્ધાંત રાખીને ઉદ્‌ગાતા તથા પ્રતિહર્તા દ્વારા ક્રમથી હાથ છૂટી જાય ત્યારે કયા નિમિતનું પ્રાયશ્ચિત કરવું, તે અંગેનો વિચાર અપચ્છેદાધિકરણમાં કરવામાં આવ્યો છે.

વાક્યથી સ્પષ્ટ થનાર એવા પ્રાયશ્ચિતના ઉત્તરવિજ્ઞાનને પૂર્વપ્રાયશ્ચિતવિજ્ઞાન બાધિત કરી શકતું નથી. કારણ કે તે પ્રત્યક્ષ વાક્યથી અવશ્ય ઊપજે છે. ઉત્પન્ન થનારું ઉત્તરપ્રાયશ્ચિતવિજ્ઞાન સ્વવિરુદ્ધ પૂર્વપ્રાયશ્ચિતવિજ્ઞાનને બાધ કર્યા વિના ઉત્પન્ન થઈ શકતું જ નથી. આથી પૂર્વનું દુર્બળપણું અને ઉત્તરનું પ્રબળપણું માનવામાં આવે છે.

અપચ્છેદન્યાયને આત્મૈકત્વવાદી અદ્વૈતી સ્વીકારીને કહે છે કે ભેદશાસ્ત્રને બાધિત કરીને જ "नेहनानाऽस्ति किंचन" ઈત્યાદિ નિષેધ શાસ્ત્રનું જ્ઞાન થાય છે, માટે તે પ્રબળ છે.

આ અપચ્છેદ ન્યાય અહીંયા લાવવો તે અનુચિત છે. વિરોધ અને આગળ પાછળ થનાર કાર્યનો નિયમ ન હોય તે બાબતમાં અપચ્છેદન્યાય લઈ શકાય છે. ઉદ્‌ગાતા અને પ્રતિહર્તાના અપચ્છેદનો નિયમ નથી, કે જેનાથી દક્ષિણા સહિત કે દક્ષિણા રહિત યાગોમાં વિરોધ આવે. ત્યારે નિયમ નથી કે જેનાથી દક્ષિણા સહિત કે દક્ષિણા રહિત યાગોમાં વિરોધ આવે ત્યારે નિયમ સંભવે છે. બે માંથી કોઈ એકનો અપચ્છેદ પણ સંભવે છે. એટલે વિરોધનો પ્રસંગ આવ્યા સિવાય પણ નિમિત્તાનુસાર પ્રાયશ્ચિત સંભવે છે. ઉદ્‌ગાતા અને પ્રતિહર્તાના અપચ્છેદમાં પૌર્વાપર્યનો નિયમ પણ નથી. કારણ કે પ્રમાદવશ તે અપચ્છેદ ક્યારેક જ થતો હોય છે. જો બંનેના અપચ્છેદમાં પૌર્વાપર્યનો નિયમ હોય તો દક્ષિણાસહિત અને દક્ષિણારહિત યજ્ઞવાળા પ્રાયશ્ચિત વિધાયક શાસ્ત્રોની ઉપસ્થિતિમાં પૌર્વાપર્યના નિયમ થાય. ઉદ્‌ગાતાનો અપચ્છેદ પ્રથમ નહિ પણ કદાચ બાદમાં પણ થઈ શકે છે.

પ્રસ્તુત પ્રસંગમાં ભેદને કહેનારા વચનોનો તથા ભેદનો નિષેધ કરનારા વચનોનો સ્પષ્ટપણે જ વિરોધ હોવાને લીધે વિરોધ અને પૂર્વપછીનો ક્રમ નિશ્ચિત થયેલો છે, પણ જ્યાં સુધી પ્રયોગ છે ત્યાં સુધી અપચ્છેદન્યાયની પ્રવૃત્તિ ગ્રાહ્ય છે, પણ ખરેખર ભેદબોધકશાસ્ત્ર તથા અભેદબોધક શાસ્ત્રોમાં અપચ્છેદન્યાયની પ્રવૃત્તિ ગ્રાહ્ય નથી. અને આ ન્યાયની પ્રવૃત્તિ સર્વત્ર સ્વીકારાશે તો "अग्नीषोमीयं पशुमालभेत" અને "मा हिंस्यात् सर्वा भूतानि" એ બે વાક્યોમાં પણ અપચ્છેદન્યાયની પ્રવૃત્તિ થશે.

જેમ કે "नेहनानाऽस्ति किंचन" આ વાક્ય ભેદનો બાધ કરીને પોતાના અર્થને કહે છે. તેમ અહીં હિંસા તથા અહિંસાનો નિષેધ જણાવનાર વાક્યમાં "मा हिंस्यात् सर्वाभूतानि" તથા "अग्नीषोमीयं पशुमालभेत" ભાવ તથા અભાવના કહેનારા હોવાથી પછીથી કહેવાયેલું

નિષેધ શાસ્ત્ર "अग्नीषोमीयं पशुमालभेत" આ શાસ્ત્રનો બાધ કરીને પોતાનો અર્થ કહેવામાં સમર્થ બનશે. "अग्नीषोमीय" વિધિ શાસ્ત્રનો બાધ કરીને "मा हिंस्यात्" આ નિષેધ શાસ્ત્ર હિંસાનો નિષેધ કરે, તે યોગ્ય નથી. કારણ કે ઉત્સર્ગાપવાદન્યાયને માન્ય રાખીને વિધિશાસ્ત્રની પ્રબળતા જે માન્ય રાખી છે તેની સાથે વિરોધ થશે. "मा हिंस्यात्" સામાન્ય હિંસાનો નિષેધ કરનાર ઉત્સર્ગ શાસ્ત્ર છે અને "अग्नीषोमीयं..."શાસ્ત્ર અપવાદ શાસ્ત્ર છે. એટલે ઉત્સર્ગશાસ્ત્ર કરતા અપવાદરૂપ વિધિશાસ્ત્ર પ્રબળ હોવાથી નિષેધ શાસ્ત્રની પ્રવૃત્તિ "अग्नीषोमीय" વિધિશાસ્ત્ર સિવાયના સ્થળે થશે.

આ સ્થળે જો અપચ્છેદન્યાયને લાગું કરવામાં આવશે તો "अग्नीषोमीय" વિધિશાસ્ત્રનો બાધ "मा हिंस्यात्" નિષેધશાસ્ત્રથી થઈ જશે. જો શ્રુતિવાક્યોમાં ક્યાંક બાધ આવે તો વિરોધાધિકરણ ન્યાયથી ભેદનિષેધક શ્રુતિ "नेहनानाऽस्ति किंचन" ઈત્યાદિ શ્રુતિઓનો બાધ ભેદપ્રતિપાદક શ્રુતિઓથી કરવો જોઈએ.

ત્યારે આત્મૈકત્વવાદી અદ્વૈતી કહે છે કે વિરોધાધિકરણમાં તો પ્રત્યક્ષશ્રુતિ સાથે સ્મૃતિનો વિરોધ થાય ત્યારે શ્રુતિથી સ્મૃતિનો બાધ સ્વીકાર્યો છે. અહીંયા તો પરસ્પર શ્રુતિઓમાં વિરોધ જણાય છે તેથી વિરોધાધિકરણન્યાય અહીં કઈ રીતે લાવી શકાય ?

ત્યારે આચાર્યશ્રી કહે છે કે તમે કહો છો તે ઠીક નથી. શ્રુતિ અને સ્મૃતિવાક્યોમાં વિરોધ આવે ત્યારે વિચારવું જોઈએ કે કોણ પ્રબળ છે અને કોણ દુર્બળ છે. શ્રુતિ તો બીજા પ્રમાણની અપેક્ષા વિના (સ્વતંત્ર) પ્રમાણ હોવાથી વગર વિલંબે અર્થ બોધ કરે છે. તેથી તે પ્રબળ પ્રમાણ ગણાય છે. સ્મૃતિમાં તો શ્રુતિ જેનું મૂળ હોય એવી સ્મૃતિ જ પ્રામાણિક છે, તેથી તેની શ્રુતિની પ્રામાણિકતા મેળવ્યા પછી વિલંબથી અર્થબોધ થાય છે. એટલે શ્રુતિની સરખામણીમાં સ્મૃતિ દુર્બળ ગણાય છે.

આથી જ્યાં શ્રુતિ અને સ્મૃતિના વચનોમાં વિરોધ આવે ત્યાં શ્રુતિથી સ્મૃતિવાક્યનો બાધ થાય છે. એ જ રીત શ્રુતિવાક્યોમાં પણ સરખી જ રીતે સ્વીકારાય છે.

ભેદનો નિષેધ કરનાર શ્રુતિને જેનો નિષેધ કરે છે તે ભેદરૂપ પ્રતિયોગીની પ્રસિદ્ધિની અપેક્ષા રહે છે, એટલે ભેદ પ્રતિપાદક શ્રુતિઓની અપેક્ષાએ ભેદનો નિષેધ કરનાર શ્રુતિનો અર્થ બોધ વિલંબે થાય છે, માટે અભેદપ્રતિપાદક શ્રુતિ આ રીતે દુર્બળ ગણાય છે. એટલે અમે જે ઉપર કહી ગયા તે રીતે કોઈ પણનો બાધ કર્યા વિના જ સમન્વયથી અર્થ કહેવો તે મીમાંસકોને અતિ પ્રિય લાગે છે.

જો કે આગળ કહેવાયું છે કે પ્રહ્લાદજી અને વામદેવ આદિને "अहं बोध" 'હું જ બધું છું' એમ કહીને આત્માની એકતાના અનુસંધાનના બળથી આત્માનું એકપણું જે સિદ્ધ કરાયું હતું. તે તો સમગ્ર જીવોના અંતરાત્માના રૂપમાં રહેલા પરમાત્મા પોતાના આત્મા છે એવા અનુસંધાનથી કહ્યું છે. "मत्तः सर्वं मयि सर्वं सनातने"(વિ.પુ.૧/૧૯/૮૫) "ભગવાન મારા રૂપમાં રહ્યા છે. સંપૂર્ણ જગત મારાથી જ થયું છે અને હું જ બધું છું, સનાતન એવા મારામાં બધું રહ્યું છે." વામદેવ આદિ તત્ત્વદર્શીઓને પ્રાકૃત જીવની માફક શરીરમાં હું પણાની ભાવના નથી, પણ પોતાના આત્મામાં અંતર્યામી પરમાત્માની ભાવનાથી "अहं मनुरभवं सूर्यश्च"(બૃ.ઉ.૧/૪/૧૦) "હું મનુ તથા સૂર્ય હતો."

આ કહ્યું તે રીતે જ "अहमेवेदं सर्वम्"(છાં.ઉ.૭/૨૫/૧) "આ બધું હું જ છું." "आत्मैवेदं सर्वम्"(છાં.ઉ.૭/૨૫/૨) "આ બધું આત્મા જ છે." આ કહ્યું તે રીતે શ્રુતિઓનો સમન્વિત અર્થ સમજવો. આ બાબતનું વિશેષ વિવેચન શ્રીરામાનુજાચાર્ય કૃત શ્રીભાષ્યમાં છે ત્યાંથી જાણી લેવું.

"तस्यात्मपरदेहेषु सतोऽप्येकमयं हि यत्...."(વિ.પુ.૨/૧૪/૩૧) "જે આ પોતાનું શરીર છે તથા બીજાના શરીર છે તે બધા પરસ્પર અત્યંત જુદા જુદા જણાય છે. તે વિષમ શરીરોમાં રહેલા જીવાત્માઓના શરીરમાં દેખાતા કાળો-શ્યામ-વૃદ્ધ-મનુષ્ય અને પશુ આદિના જે ભાવો છે તેના ભેદક આકાર ખરેખર સત્ય નથી. અગ્નિના સાન્નિધ્યથી જેમ લોઢામાં ગરમી આરોપાય છે. તેમ દેહના સાન્નિધ્યથી આત્મામાં બધા ભાવો આરોપાય છે, પરંતુ આત્માનું ખરું સ્વરૂપ તો વિજ્ઞાનઘન છે. અને તે જ સત્ય છે." વિષ્ણુ પુરાણના આ શ્લોકમાં આત્માના દ્વૈતભાવ(અનેકતા)નો નિષેધ કરાતો નથી, પણ જીવોના દેવ આદિ શરીરમાં ઊંચ નીચ આદિ વિષમતા હોવા છતાં પણ તે તે શરીરોમાં કર્મથી જોડાયેલા અને જ્ઞાનરૂપ એક સમાન આકારવાળા જીવોનું વિષમતા વિનાનું તુલ્યપણું કહ્યું છે. પોતાના કે બીજાના શરીરમાં રહેલા જીવાત્માનું સ્વરૂપ જે વિજ્ઞાનૈકાકાર છે તે ત્રણેય કાળમાં એક સરખું છે. તેથી તે જીવાત્મામાં શરીરને લીધે દેખાતું ઊંચનીચપણું મિથ્યા જ્ઞાનીઓને અસત્ય રીતે જણાય છે.

અને તે બાબત સત્ય હોવાથી "पुमान्न देवो न नरो न पशुर्न च पादपः..."(વિ.પુ.૨/૧૩/૯૮) "હે રાજન્ ! પુરુષ(જીવ) તો દેવતા નથી, મનુષ્ય નથી, પશુ નથી અને ઝાડ પણ નથી. આ બધા તો કર્મજન્ય શરીરોની આકૃતિઓના ભેદ છે. આ શ્લોકની સાથે "तस्यात्मपरदेहेषु"નો અર્થ એકરૂપમાં મળતો આવે છે. "यद्यन्योऽस्ति परः कोऽपिः....."(વિ. પુ.૨/૧૩/૯૦) આ શ્લોકમાં પણ આત્માના એકત્વનું પ્રતિપાદન કર્યું નથી. પરંતુ જ્ઞાનૈકાકારરૂપ પ્રકારની એકતાને કહેવા ચાહે છે. તે કઈ રીતે ? તો એ શ્લોકમાં પર અને અન્ય બે શબ્દો રહ્યા છે. તેમાં 'પર' શબ્દથી ભિન્ન (અલગ) એવો નિર્દેશ કરીને 'અન્ય' શબ્દથી તેમાં જ્ઞાનથી અન્ય આકારત્વનું જ નિરાકરણ કર્યું છે. આવો અર્થ નહિ માનીએ તો, અર્થાત્ આત્મા અનંત છે, તેના ભેદનું નિરાકરણ કરવામાં આવશે

તો અન્ય અને પર આ બે શબ્દોમાંથી કોઈ એકનું નિરર્થકપણું થશે. પ્રકૃતિના સંસર્ગથી પૂર્ણતયા શુદ્ધ આત્માના સ્વરૂપમાં આત્મા શક્તિનો ભેદ હોવા છતાં પ્રકારનો ભેદ નહિ હોવાથી "હું આ રીતનો છું. આ અન્ય પ્રકારનો છે." આવી રીતનો નિર્દેશ કઈ રીતે ઘટી શકશે ?

પ્રકૃતિના સંસર્ગ રૂપ ઉપાધિને હટાવીને વિચાર કરવામાં આવે તો આત્માના કેવળ જ્ઞાનાકાર સ્વરૂપને લઈને "अयमहमस्मि" "હું આ પ્રકારનો છું." "આ અન્ય પ્રકારનો છે." આ રીતનો નિર્દેશ કઈ રીતે ઘટાવી શકાશે ? આવો પૂર્વોક્ત શ્લોકનો આશય છે. જો આત્માના વ્યક્તિભેદનું નિરાકરણ અભિમત હોય તો "अयमहम्" એવું કહેવું જ પૂરતું હતું. દૃશ્યમાન પ્રકારથી વિલક્ષણતાનો પરિચાયક હોવાથી સમીપતરવર્તીનો વાચક 'एतद्' શબ્દનો પ્રયોગ અને તેનાથી વિપરીત આકારનો બોધક હોવાથી 'અન્ય' શબ્દનો પ્રયોગ અને તેનાથી વિપરીત આકારનો બોધક હોવાથી 'અન્ય' શબ્દના પ્રયોગનું સ્વારસ્ય છે. "वेणुरन्ध्रविभेदन भेदः षड्जादिसंज्ञितः। अभेदव्यापिनो वायोस्तथाऽसौ परमात्मनः"(વિ.પુ.૨/૧૪/૩૨) આ શ્લોકમાં પણ અનેક આત્માઓનો દેવ મનુષ્ય આદિના રૂપમાં વ્યવહાર તેમના જ્ઞાનૈકાકાર સ્વરૂપને લઈને નથી કર્યો. પરંતુ અમુક શરીરના સંસર્ગને લીધે કર્યો છે, એટલે તેનાથી આત્માનું ઐક્ય(એકપણું) સાધી શકાશે નહિ. દૃષ્ટાતંમાં પણ વાયુત્વ જાતિને લીધે એક આકારના રૂપમાં સમાન હોવા છતાં વાયુના અંશોનો છિદ્રના ભેદથી ષડ્જ આદિ સંજ્ઞાનો ભેદ થાય છે. તે જ રીતે એક માત્ર જ્ઞાનાકાર આત્માઓના સ્વરૂપ વિલક્ષણ ન હોવા છતાં તે તે શરીરોના સંસર્ગથી દેવ મનુષ્ય આદિનો વ્યવહાર થતો અનુભવાય છે.

વળી ગીતામાં જે કહ્યું છે કે "सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि। ईक्षते योगमुक्तात्मा सर्वत्र समदर्शनः।।"(ગીતા.૬/૨૯) ગીતાના આ વાક્યનો પણ એ જ આશય છે કે "પ્રકૃતિના સંસર્ગથી રહિત

જીવાત્માનું સ્વરૂપ જ્ઞાનાકારે એક સમાન છે, એટલે જ્ઞાનાકારે એક આત્માને જાણી લીધો હોય તો બધા જ આત્માના સ્વરૂપનું જ્ઞાન થઈ જાય છે. દેવ આદિ ભેદ તો પ્રકૃતિના સંસર્ગથી થયો છે. આથી જ્ઞાનયોગથી સંયુક્ત પુરુષ જ્ઞાનદૃષ્ટિથી બધા જ પ્રાણીઓ પ્રત્યે સમદૃષ્ટિવાળો રહે છે.

આત્મૈકત્વવાદીએ ઉપર જે અનુમાનના પ્રયોગો કહ્યા છે, તેમાં બાધ વગેરે દોષો રહ્યા છે. તેને હવે શ્રીરઘુવીરાચાર્યજી કહે છે. "विगीतानि शरीराणि मयैवात्मवन्ति शरीरत्वात्" "વિગીત (વિવાદાસ્પદ) શરીરો મારા વડે આત્માવાળા છે, કારણ કે તે શરીર છે." ઉપર કહેલા અનુમાનમાં આત્માનો ભેદ (અનેકપણું) કહેનારી શ્રુતિઓ સાથે બાધ નામનો દોષ આવશે.

જે અનુમાન પ્રયોગોમાં 'अस्मत्' શબ્દનું 'मया' આવું પદ મૂક્યું છે તેમાં 'અપસિદ્ધાંત' નામે દોષ આવે છે. અદ્વૈતીઓ અહમ્ નો અર્થ અંતઃકરણ કરે છે. આત્મા તો જ્ઞાનમાત્ર છે. આમ જોઈએ તો 'આત્મા' ખરેખર 'अहम्' આવી પ્રતીતિનો વિષય નથી. આ અંગે વાચસ્પતિ મિશ્રરચિત શાંકરભાષ્યની ભામતી ટીકાનું વચન છે કે "પ્રત્યગાત્મા સ્વયંપ્રકાશ હોવાને લીધે અવિષય છે." આવા ભાષ્યકારના આક્ષેપના ઉત્તરમાં ભામતીકાર અરધું સ્વીકારીને સમાધાન કરે છે. "પ્રત્યગામા અર્થાત્ સર્વાન્તર્યામી ચૈતન્ય સ્વયંપ્રકાશ હોવાને લીધે અવિષય તથા અનંશ છે. આવું કહેવું તે ખરું છે. છતાં પણ સત્ત્વ અને અસત્ત્વનાં રૂપમાં અનિર્વચનીય(જેનું વિવેચન સંભવ ન હોય) એવી અનાદિ અવિદ્યા(અજ્ઞાન)થી કલ્પેલા બુદ્ધિ, મન, સૂક્ષ્મ-સ્થૂળ શરીર અને ઇન્દ્રિયોથી પરિચ્છિન્ન હોવાને લીધે તે ખરેખર અપરિચ્છિન્ન હોવા છતાં પણ પરિચ્છિન્નની જેમ, અભિન્ન હોવા છતાં ભિન્નની જેમ, અકર્તા હોવા છતાં પણ કર્તાની જેમ, અભોક્તા હોવા છતાં પણ ભોક્તાની

જેમ, અવિષય હોવા છતાં પણ અહમાકારક જ્ઞાનના વિષયની જેમ જીવભાવને પામીને અવભાસિત થાય છે.

આ સિદ્ધાંત પ્રમાણે જણાવેલા અનુમાનમાં "मयैवात्मवत् भवन्ति" અહીં अस्मत् શબ્દના નિર્દેશને વ્યુત્પત્તિથી વિપરીત બતાવ્યો છે. અર્થાત્ આત્મા અસ્મત્ પ્રતીતિનો વિષય નહિ હોવા છતાં અસ્મત્પ્રતીતિના વિષય જેવો છે. એટલે અનુમાન પ્રયોગમાં 'मयैव' આનાથી અસ્મત્ શબ્દ દ્વારા આત્માનો નિર્દેશ કર્યો છે, તે વ્યુત્પત્તિને અનુરૂપ નથી. "इवेनाऽतत्त्वस्यैव समर्थनात्" ઈવ શબ્દ દ્વારા આપ જેવા અદ્વૈતીના સિદ્ધાંતમાં અતત્ત્વનું જ સમર્થન કરવામાં આવ્યું છે. કારણ કે અદ્વૈતીના માનવા પ્રમાણે જીવભાવાપન્ન આત્મા મિથ્યા છે. એમ તેઓ અનુમાનમાં 'अस्मत्' શબ્દથી આત્માનો નિર્દેશ કરી શકે ? જે તત્પ્રતીતિનો(તે એવા જ્ઞાનનો) વિષય ન થતો હોય ત્યાં તત્ શબ્દની વ્યુત્પત્તિ થતી નથી. જે ઘટ શબ્દથી ઉલ્લિખિત પ્રતીતિનો અવિષય હોય તે ઘટ શબ્દથી વાચ્ય બને નહિ.

જે આત્મા પ્રતીતિનો વિષય નહિ હોવા છતાં અંતઃકરણરૂપ ઉપાધિના બળથી અસ્મત્પ્રતીતિનો વિષય કહેવાય છે. અંતઃકરણ ઉપાધિ છે એટલે જ ત્યાં આગળ જીવને ચિદાત્મા હોવાને લીધે સ્વયંપ્રકાશ કહે છે, તેને અવિષય માનીને પણ ઔપાધિક રૂપે અહંપ્રતીતિનો વિષય કહ્યો છે.

એટલે અસ્વાભાવિક(અવાસ્તવિક) ઔપાધિક આત્મા અસ્મત્પ્રતીતિનો વિષય બને છે. આ પ્રમાણે તેમાં 'अस्मत्' શબ્દની મયા અહમ્ ઈત્યાદિની પ્રવૃત્તિ થવાની જ છે. આ રીતે ઉપર કહેલા અનુમાન પ્રયોગો 'अस्मत्' શબ્દથી ઘટિત થઈ જશે. આ વાત પણ બરાબર નથી. ચૈતન્યમાત્રને એક માનવાથી પણ અંતઃકરણરૂપ ઉપાધિથી વિશિષ્ટ જીવનો પ્રત્યેક શરીરમાં ભેદ સિદ્ધ થઈ જશે. જેનાથી અદ્વૈતીનું

આત્મૈક્ય વિષયક અનુમાન બાધિત થઈ જશે. વસ્તુતઃ સંવિત્ માત્ર જ એક તત્ત્વ છે, માટે તેમાં કોઈ દોષ નહિ લાગે. એમ કહેશો તો તે પણ ઠીક નથી. 'मयैव' એ વાક્યમાં 'मया' અને 'एव' આ બે શબ્દોથી જે અર્થ કહેવાય છે તે સ્વ પોતાનાથી ભિન્ન(ભેદ)નો જ બોધ કરાવે છે. આ રીતે અનુમાન દ્વારા આત્માનું અભેદ(એકત્વ) સિદ્ધ થાતું નથી.

જેમ કે "घटः पटो न" આ વાક્ય ઘડામાં પટ(વસ્ત્ર)ના ભેદને કહે છે. તે 'मयैव' एव શબ્દની સાથે ઉચ્ચારેલા શબ્દથી ઉપસ્થાપ્ય અર્થનો ઈતર પદાર્થ વ્યાવર્તક ધર્મ જે આત્મત્વ છે તેનાથી યુક્ત આત્માની વિરોધિતા જેમાં હોય તે ઈતર આત્માનો ભેદ જ ભિન્નતાના રૂપમાં કહેવાય છે. એટલે ઉપર કહેલા આત્માના અભેદ(એકત્વ) સાધક અનુમાનમાં પણ ભેદનો બોધ થાય છે.

'अस्मत्' શબ્દની પ્રવૃત્તિ કોઈ અર્થવિશેષમાં થાય છે. તેમાં કોઈ ઈતર વ્યાવર્તક અસાધારણ ધર્મ નિમિત્ત બને છે જેને શક્યતાવચ્છેદક ધર્મ કહેવાય છે તેની કોટીમાં અંતઃકરણત્વ સામાન્યનો અનુપ્રવેશ ન થાય પરંતુ અંતઃકરણ વિશેષનો અનુપ્રવેશ થાય છે. તેથી જ 'અસ્મત્' શબ્દ દ્વારા ઉપસ્થાપ્ય અર્થમાં અન્યથી ભિન્નતાનું જ્ઞાન થશે. આ પક્ષને અદ્વૈતવાદી આદરપૂર્વક સ્વીકારે છે. કારણ કે તેઓ સ્વયંપ્રકાશ સંવિત્માં અસ્મત્પ્રત્યયવિષયતાને અસંભવ માને છે. આ સત્યને પ્રકટ કરતા શ્રીરઘુવીરાચાર્યજી કહે છે કે જો 'अस्मत्' શબ્દના પ્રવૃત્તિનિમિત્તમાં અંતઃકરણોપાધિનો અંતઃકરણ વિશેષમાં અનુપ્રવેશ કર્યા વગર જ અંતઃકરણત્વ સામાન્યનો અનુપ્રવેશ કરવામાં આવશે. તો જેમ પ્રત્યેક શરીરમાં અંતઃકરણનો ભેદ સ્વીકારાય છે, તેમ "आत्मभेद" પણ સ્વીકાર કરવો પડશે. પરિણામે જે આત્મૈકત્વ સિદ્ધિ સાધવી છે તે સિદ્ધ નહિ થાય. અને સાધ્યસિદ્ધિને બદલે અન્ય અર્થની સિદ્ધિ થશે. 'प्रकृतादर्थान्तरम्' અર્થાંતરનામે નિગ્રહસ્થાનની પ્રાપ્તિ થશે. જેમ

વસ્ત્રો અને ઘડા(ઘડાઓ)માં પરસ્પર અલગાવ માનવામાં આવે છે. છતાં પણ ઘટત્વ સામાન્ય ધર્મથી બધા જ ઘટ એક ગણાય છે. તે રીતે જ અંતઃકરણોમાં ભેદ(અલગાવ) હોવા છતાં અંતઃકરણત્વરૂપે અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્ય જીવને કહી શકાય છે. આ પ્રમાણે આત્મભેદ માનવા છતાં આત્મત્વ સામાન્ય ધર્મથી પૂરું શરીર 'अस्मत्' શબ્દથી ઉપસ્થાપ્ય ચેતનથી અધિષ્ઠિત સિદ્ધ થશે જ. આ પ્રમાણે આત્માનો અલગાવ માનીને પણ આત્મૈક્યની સિદ્ધિ પ્રાકરણિક સાધવા ઈચ્છેલ અર્થ સાથે સંબદ્ધ નહિ હોવાથી તે અર્થાંતર ગણાય છે. વિશેષ ચૈતન્યને લઈને આત્મૈક્યવાદી બાધને માનતા નથી.

તે કહે છે, "यदि विशेष्यैक्यं यत्र तत्र" જ્યાં વિશેષ્યની એકતા હોય છે તે એક વિશેષણથી વિશિષ્ટમાં અન્ય વિશેષણથી વિશિષ્ટનો ભેદ નથી હોતો. પરંતુ કોઈ પણ જગ્યાએ જો ભેદનો અનુભવ થાતો હોય તો તે વિશેષણોના ભેદને લીધે હોય છે. એવું તે આત્મૈક્યવાદી માને છે. પણ તેનું નિરાકરણ કરતા આચાર્યશ્રી કહે છે કે તેવી સ્થિતિમાં સંવિત્(ચૈતન્ય) સ્વતઃ અવિષય હોવા છતાં સ્વરૂપભેદ કે અન્ય આગંતુક આકાર વિશેષના વિના તેમાં કેવળ ઉપાધિના સંબંધને લઈને અસ્મત્ પ્રત્યયના વિષયવસ્તુ ઉપપાદન કરશું તો ઉપાધિમાં જ અસ્મત્ પ્રતીતિની વિષયતા શાંત થઈ જશે.

જેમ ઘટ(ઘડો) આદિની અંદર રહેલા આકાશમાં ગોળપણું આદિ આકારનો ઉલ્લેખ જેમ ઘટાકારની ઉપાધિ જે ઘટ તેમાં વિશ્રાંતિ પામે છે. તેમજ આત્મસ્વરૂપમાં 'અહમ્' નો ઉલ્લેખ તે પામરનો કરેલો ઉલ્લેખ જ મનાશે. અને તે પછી વાદનો અવસર પામીને અનુમાન પ્રયોગમાં તેવો ઉલ્લેખ કરવો તે તો અનુમાન કરનારાની મૂર્ખતા છે.

બીજી એક વાત એ છે કે 'अनेन मयेति शब्देन' 'सर्वाणि शरीराणि मयैवाऽऽत्मवन्ति शरीरत्वात्' આ પ્રયોગમાં 'मया' શબ્દથી સાધ્યકોટિમાં

આત્માની ઉપસ્થિતિ કઈ રીતે થશે ? સંવિત્‌પણાથી(ચૈતન્યત્વના રૂપમાં) ઉપસ્થિતિનો બોધ થાય છે. એમ તમે કહેશો તો અમારે કહેવાનું એ છે કે સ્વયંપ્રકાશ ચૈતન્યમાં સ્વરૂપે કરીને અસ્મત્ પ્રતીતિ વિષયના રૂપમાં તેવો બોધ અને શબ્દ પ્રયોગ સંભવ નથી. એવું આગળ તમે જ કહી ચૂક્યા છો.

જો તમે એમ કહેશો કે "ઉપાધિ વિશેષ આકારના રૂપમાં 'मया' શબ્દ દ્વારા કહેલા અનુમાન પ્રયોગમાં આત્માની ઉપસ્થિતિ હોય છે. પણ તે તમારો જવાબ યોગ્ય નથી. "तथाविध आकारविशिष्टस्य" ઉપાધિ વિશેષ આકારથી વિશિષ્ટ સંવિત્સ્વરૂપને અમારા વિશિષ્ટાદ્વૈત મતમાં આત્માનાં રૂપમાં માનવામાં આવતું નથી, એટલે અમારા મત પ્રમાણે તેમાં સાધ્યની અપ્રસિદ્ધિનો દોષ આવશે. કારણ કે વાદી અને પ્રતિવાદી બંને દ્વારા સાધ્ય તથા હેતુ સ્વીકાર્ય હોવા જોઈએ. વિવાદ તો માત્ર સાધ્યના સંબંધને લીધે હોય છે. આ નિયમોને અનુસારે જે આત્મસ્વરૂપમાં અભીષ્ટ ન હોય તેને જો સાધ્યની કોટીમાં લેવાશે તો સાધ્યાપ્રસિદ્ધિ દોષ અવશ્ય થશે.

ઉપર કહેલા અનુમાનમાં 'मया' આવા નિર્દેશનું તાત્પર્ય ઉભયવાદી સંમત અંતઃકરણવિશેષાવચ્છિન્ન આત્મતત્ત્વના રૂપમાં આત્માનો સાધ્યકોટિમાં પ્રવેશ માનવામાં આવે તો પણ દોષ તો આવશે જ.

કારણ કે અમારા વિશિષ્ટાદ્વૈતિઓ દ્વારા સ્વીકૃત પરમાત્મામાં તો તે સિદ્ધ સાધન દોષ આવશે. અમારા મત પ્રમાણે પરમાત્મા વિભુ અને સર્વાંતર્યામી છે. એટલે સમગ્ર જીવાત્માઓના અંતરાત્માના રૂપમાં માન્ય છે. અંતઃકરણથી અવચ્છિન્ન તે પરમાત્માને લીધે બધા જ શરીરોની આત્મવત્તા(આત્માઓનો સંબંધ) નિશ્ચિત છે જ. એટલે આત્મૈક્યવાદીએ કરેલા તે અનુમાનમાં સિદ્ધસાધનતા નામે દોષ આવશે જ.

'मयैव' માં 'एव' શબ્દથી પક્ષભૂત સમગ્ર શરીરોમાં मदितराऽनात्मत्व જ સાધ્યના રૂપમાં વિવક્ષિત છે. જેનો પ્રતિયોગી(વિરોધી) ઈતરાત્મકત્વ છે, તે ઈતરાત્મકત્વ પ્રસિદ્ધ છે કે પ્રસિદ્ધ નથી ? 'यद्यस्ति तदा बाधः ઈતરાત્મકત્વ પ્રસિદ્ધ છે, એમ જો કહેશો તો ભેદની સિદ્ધિ થઈ જશે અને તેથી અભેદસાધક અનુમાનનો બાધ થઈ જશે. "यदि नास्ति तदा साध्याऽप्रसिद्धिः" જો ઈતરાત્મકત્વરૂપ પ્રતિયોગી(વિરોધી)ની પ્રસિદ્ધિ નથી, એમ જો કહેશો તો સાધ્યાપ્રસિદ્ધિરૂપ દોષ આવશે.

સાધ્યાપ્રસિદ્ધિ અને બાધ આદિ દોષોથી બચવા અન્ય પ્રયોગની કલ્પના કરીને તેમાં દોષ બતાવે છે. "यदि चात्मपदप्रवृत्तिनिमित्तं स्वप्रतियोगि.....भेदविशिष्टान्यमिति प्रयुजयते" અહીંયા આત્મપદપ્રવૃત્તિ નિમિત્ત પક્ષમાં ઉક્ત સંબંધથી ભેદવિશિષ્ટાન્યત્વને સાધ્ય કહ્યું છે. જેમાં ભેદ હોય તેને અનુયોગી અને જેનો ભેદ હોય તેને પ્રતિયોગી કહે છે તેમજ 'સ્વ' પદથી ભેદનું ગ્રહણ થશે. આ રીતે ભેદપ્રતિયોગિવૃત્તિત્વ તથા ભેદાનુયોગિવૃત્તિત્વ સંબંધથી 'અન્ય' પદાર્થમાં ભેદનું વૈશિષ્ટ્ય સ્વીકારવામાં આવશે તો બાધ નામે દોષ લાગશે. એટલે બંને સંબંધને કહ્યા છે. આ રીતે કહ્યા તે પક્ષમાં ભેદાન્યત્વને સાબિત કરવા માટે તર્કાનુગૃહીત અનૌપાધિક ધર્મરૂપ હેતુનું ઉપપાદન કરવું તે સંભવતું નથી. આમ કહીને સ્વરૂપાસિદ્ધિ અને સાધ્યાપ્રસિદ્ધિ દોષ પણ આવશે, તેથી કહે છે કે "भेदार्थमेव दूष्यतो भवतः" આત્માભેદ(આત્મૈકત્વ)ની સિદ્ધિને માટે તમે ભેદ પદાર્થને જ દૂષિત(ખંડિત) કરી રહ્યા છો. અને ભેદથી ઘટિત સાધ્યના આકારનું નિર્વચન ઉક્ત સંબંધદ્વયથી ભેદ "विशिष्टान्यत्वम्"ના રૂપમાં કરી રહ્યા છો. તમારું આ કામ શત્રુસ્થાનનો આશરો કર્યા જેવું છે અને તમારી વિપરીત બુદ્ધિને પ્રકટ કરી રહ્યું છે.

ઉપર કહ્યા મુજબ આત્માના અદ્વૈતપણાની સિદ્ધિ કહેશો તો

26

તમારી સામે દ્વૈતપ્રતિપાદન કરનારી શ્રુતિઓનો બાધ આવશે અને તેનું નિરાકરણ કરવું અશક્ય બનશે. તે અંગે શ્રીરઘુવીરાચાર્યજી કહે છે કે,

श्रुतिनामविरोधेन तत्त्वं निश्चिन्वतां पुनः।

आनन्त्यमात्मनां सिद्धं सर्वदर्शनसम्मतम्।।

ક્યાંય પણ કોઈ શ્રુતિની સાથે વિરોધ ન થાય એ રીતે તાત્વિક અર્થને પસંદ કરનારાઓના મત પ્રમાણે આત્માઓની અનંતતા(અનેકતા) સિદ્ધ થાય છે. જે સર્વદર્શન સંમત છે.

ઉપર કહ્યા મુજબ માયાવાદ(અદ્વૈતવેદાંતી)નું ખંડન કર્યું અને હવે ભેદાભેદવાદનું ખંડન કરે છે. "ये चात्मनामैक्यमनैक्यं च स्वाभाविकमाचक्षते" ભેદાભેદવાદી ઈશ્વર, જીવ અને જડ રૂપ પ્રપંચ (જગત)ને સત્ ચિત્ અને આનંદરૂપ પરબ્રહ્મના સત્ ચિત્ તથા આનંદ સ્વરૂપોના અંશરૂપ માને છે. અને તેવા રૂપમાં જ તેમને પરબ્રહ્મનાં પરિણામ રૂપ માને છે. તેઓ આત્માની એકતા તથા અનેકતા, બંનેને સ્વાભાવિક કહે છે. તેમના મતમાં અજ્ઞત્વ તથા સર્વજ્ઞત્વનું સાંકર્ય(એકબીજામાં ભળી જવા)રૂપ દોષ લાગે છે. તેનો પરિહાર(સમાધાન) કોઈ પણ રીતે શક્ય નથી.

ઈશ્વરમાં રહેલું સર્વજ્ઞપણું અને જીવમાં રહેલું અલ્પજ્ઞપણું, તે બંને ગુણ એક જ પરબ્રહ્મમાં આવે છે, એમ માનવાથી સાંકર્યદોષ નિવારી શકાતો નથી. આમ કહેવાથી પણ ચાલશે નહિ કે ઈશ્વર, જીવ અને જડ પદાર્થો પરબ્રહ્મના જ અંશ છે. એમાં ભેદ માનવાથી તે ત્રણેયમાં સર્વજ્ઞત્વાદિ રૂપ સ્વભાવભેદ વ્યવસ્થિત થઈ જશે અને તેનાથી સ્વભાવની વિપરીતતા જણાશે નહિ. આ રીતે પણ આવતા દોષોનું સમાધાન થઈ શકશે નહિ.

કારણ કે "भेदस्येवाऽभेदस्यापि स्वाभाविकत्वात्" જેમ તમે ભેદને સ્વાભાવિક માનો છો તેમજ અભેદને પણ સ્વાભાવિક માનો છો, તેથી

તે અંશોનું સર્વજ્ઞપણું, અલ્પજ્ઞપણું અને અજ્ઞપણું એ ત્રણેય સ્વભાવ તેમના કારણભૂત પરબ્રહ્મમાં લાગશે જ.

"स्वतोऽभिन्नमंशान्तरं जानतः" પરબ્રહ્મના અન્ય અંશ જીવને પોતાનાથી અભિન્ન સમજનારા સર્વજ્ઞ પરમાત્માને સર્વત્ર અંશનાં સુખદુઃખ પોતાના જ છે, એમ મનાતું હોવાથી તે બધા જ અશુભ કાર્યોનો આશ્રય પણ થવા લાગશે. જડ પદાર્થોની જેમ આ જીવો પણ હમણા પેદા થયા છે, એમ તેનો આરંભકાળ માનવા રૂપ દોષ પણ લાગશે. "जीवानामादिमत्त्वं च स्यात्" તેમાં દૃષ્ટાંત છે. જેમ કે પોતાના કારણભૂત સુવર્ણથી અલગ પડેલા કડાં કે મુકુટ આદિ આભૂષણ વાસ્તવમાં સુવર્ણના જ હોય છે છતાં પણ તેમાં સાદિત્વ(ઉત્પન્ન થવાપણું) સ્વીકારાય છે.

તે જ રીતે સૃષ્ટિ સમયે પોતાના કારણભૂત સન્માત્ર પરબ્રહ્મથી વિખૂટા પડેલા જીવ જો કે પરબ્રહ્મના સ્વરૂપથી અભિન્ન હોય છે. છતાં તેમાં લાગતા સાદિત્વ ધર્મનો નિષેધ કરી શકાશે નહિ.

"न हि सन्मात्रतो विभक्तत्त्वे" જીવોમાં સત્ અને ચિત્ સ્વભાવ પ્રકટ જણાય છે. તથા મહદાદિ પદાર્થોમાં કેવળ સત્ સ્વભાવ જ પ્રકટ જણાય છે. આ પ્રમાણે કેવળ સત્ સ્વભાવની અભિવ્યક્તિને લઈને મહદાદિ પદાર્થ જીવોથી અલગ મનાય છે. આટલું હોવા છતાં પણ મહદાદિથી જીવોની કાંઈ વિશેષતા રહેશે નહિ કે જેનાથી મહદાદિ પદાર્થ સાદિ(ઉત્પન્ન થનારા) કહેવાય અને જીવ સાદિ નહિ પણ અનાદિ કહેવાય, એવું સિદ્ધ થશે નહિ. જ્યારે મહદાદિ પદાર્થ અને જીવો બંને પરબ્રહ્મના જ પરિણામ છે. તેમાં અંશતઃ ભેદ હોવાથી એક મહદાદિને સાદિ(ઉત્પન્ન થનાર) અને બીજા જીવોને અનાદિ કહેવા તે યોગ્ય જણાતું નથી. તમે ભેદાભેદવાદી કહેશો કે મહદાદિની જેમ જીવોને પણ સાદિ(જન્ય) માની લેવામાં આવે ! તેમાં અનિષ્ટ શું છે ? ના,

તેમ નથી. "नात्मा श्रुतेर्नित्यत्वाच्चताभ्यः"(વ્યા.સૂ.૨/૩/૧૮) સૂત્રકાર મહર્ષિ બાદરાયણ વ્યાસે ઉક્ત સૂત્રમાં જીવોની ઉત્પત્તિનો નિષેધ કર્યો છે. તે રીતે જ શ્રુતિ પણ કહે છે કે "न जायते म्रियते वा विपश्चित्" (કઠ.ઉ.૧/૨/૧૮) જ્ઞાન સ્વરૂપ જીવાત્માનો ક્યારેય જન્મ થયો નથી તેમજ ક્યારેય તેનું મૃત્યું પણ થવાનું નથી.

તેની સામે ભેદાભેદવાદી શંકા કરે છે કે ભોક્તા ભોગ્ય અને નિયંતાના રૂપમાં તે કેવળ સત્‌નો જ વિભાગ છે. જેમ પાણીનો એક વિભાગ હિમખંડ(બરફ)ના રૂપે હોય છે તેમ કેવળ સદ્રૂપ બ્રહ્મનો વિભાગ ભોગ્ય મહત્ આદિના રૂપમાં થાય છે. પાણીનો એક વિભાગ તરંગ તથા બુદબુદ(પરપોટા)નાં રૂપમાં હોય છે, તે રીતે સન્માત્ર બ્રહ્મનો બીજો વિભાગ ભોક્તા જીવના રૂપમાં ગણાય. તેમજ પાણીનો અન્ય સમુદિત ભાગ નદી સરોવરનાં રૂપમાં હોય છે. તે રીતે સન્માત્ર બ્રહ્મનો વિભાગ નિયંતાનાં રૂપમાં માનવામાં આવે.

પ્રલયકાળમાં મહત્ આદિ ભોગ્યવર્ગની વિભાગ શક્તિ વિદ્યમાન રહેતી નથી, પણ પરિણામ શક્તિ જ રહે છે. જો પરિણામ શક્તિ ન રહે તો ઉત્પત્તિ કાળે ફરીને તેનું પરિણામ થાય નહિ. જ્યારે પ્રલયકાળમાં જીવોની વિભાગ શક્તિ તો રહે છે. આ કારણે જ જીવો અનાદિ છે, એમ કહેવું એ પણ સંગત-બંધ બેસતું ગણાય છે. એટલે કે જીવોને નિત્ય માનવામાં આવે છે. "अनेनैव विशेषेण जीवानामनादित्ववादस्तु संगतः"

હવે રઘુવીરજી મહારાજ ઉપરોક્ત શંકાનું ખંડન કરે છે. "मैवम्" વિકલ્પપૂર્વક વિભાગ શક્તિનું નિરાકરણ કરતા કહે છે કે પ્રલયકાળમાં પણ જીવોમાં રહેનારી તે વિભાગશક્તિ તે શું છે ? શું તે પોતાના સ્વરૂપભેદનો ત્યાગ કરીને પછીથી ભેદપ્રાપ્તિની યોગ્યતા છે ? કે નામ

અને રૂપના વિભાગની કેવળ યોગ્યતા છે ? તેમાં પ્રથમ વિકલ્પ ઠીક નથી. સ્વરૂપભેદનો ત્યાગ કર્યા પછી ભેદપ્રાપ્તિની યોગ્યતા તે વિભાગ શક્તિ ન થઈ શકે. એમ શાથી કહો છો ? તેના જવાબમાં કહીએ છીએ કે "कटकमुकुटादीनाम्" જેમ કડાં તથા મુકુટ આદિ ઘરેણાને જ્યારે ભાંગી નાખવાંમા આવે ત્યારે તે પોતાના સ્વરૂપભેદને સમાપ્ત કરીને સુવર્ણપિંડમાં વિલીન થઈ જાય છે. અને ફરીને સુવર્ણપિંડથી અલગ થઈને પોતાનાં સ્વરૂપમાં આવે છે. તેવી રીતે જ જીવ પોતાના સ્વરૂપભેદને સમાપ્ત કરીને સન્માત્ર બ્રહ્મમાં વિલીન થઈ જાય અને પછી ફરીને સૃષ્ટિ થાય ત્યારે સન્માત્રબ્રહ્મથી અલગ થાય, એમ માનવામાં જીવનું સાદિપણા(ઉત્પન્ન થવાપણા)રૂપ દોષનું નિવારણ થઈ શકશે નહિ. એમ શાથી કહો છો ? "उक्तविभागशक्तेरुभयत्राऽविशेषात्" જે વિભાગ શક્તિ કહી તે કડાં અને મુકુટ આદિ અને જીવોમાં સમાન છે. એટલે કડાં આદિ ઘરેણા જે રીતે સાદિ (જન્ય) છે તે રીતે જીવ પણ સાદિ કહેવાશે.

ભેદાભેદવાદીનાં મતમાં કડાં આદિ અને જીવોમાં પ્રકારાંતરથી વિષમતા(અસમાનતા) બતાવીને હવે બીજી શંકા કરે છે. જીવોનો સ્વરૂપભેદ જ્યારે સમાપ્ત થઈ જાય ત્યારે તેનો કડાં અને મુકુટ આદિની જેમ કોઈ ભેદ રહેશે નહિ. "सति स्वरूपभेदे" જો સ્વરૂપ ભેદ વિદ્યમાન રહે તો પણ નામરૂપ ભેદની યોગ્યતાને જો સ્વીકારવામાં આવશે તો અપસિદ્ધાંત થશે. આ રીતે જીવાત્માનાં સ્વરૂપમાં જ અનંતતા છે તે બાબત સિદ્ધ થઈ જાય છે.

આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ આગળ કહેવાયેલા પ્રબંધનો સાર સંગૃહીત કરીને પ્રસ્તુત કરે છે કે,

आत्मानं देहमाहुः कतिचन कतिचिच्चेन्द्रियं केचिदाहु–,
विज्ञानस्यान्ववायं कतिचन जगदुर्नित्यविज्ञानमात्रम्।

त्रय्यन्तैकान्तवृद्धाः कुमतिविलसितं सर्वमेतद्विलङ्घ्य
ज्ञाता कर्त्ता मिथोऽन्यो हृदि हृदि विलसत्येष इत्याहुरेनम्।। १।।

કેટલાક ચાર્વાક લોકો દેહને આત્મા માને છે, તો કોઈ ઇન્દ્રિયોને આત્મા માને છે. બૌદ્ધો વિજ્ઞાનપ્રવાહને આત્મા માને છે, તો કોઈ નિત્યવિજ્ઞાનને જ આત્મા માને છે. વેદાંત શાસ્ત્રના નિષ્ણાત શ્રીભાષ્યકાર આદિક મહાપુરુષો તો પહેલા કહેલા કુબુદ્ધિના ફળરૂપ વિવાદોનું નિરાકરણ કરીને આત્માઓને જ્ઞાતા, કર્તા, પરસ્પર ભિન્ન અને દરેક હૃદયમાં અલગ અલગ રહેલા છે એમ માને છે.૧.

स्वयंज्योतिरणुः सोऽयमहंप्रत्ययगोचरः।
हृद्यः कौस्तुभवद् भूयात्सख्या येन तु चेष्टते।। २।।

આચાર્યશ્રી - મૂલ અર્થનું અનુસંધાન કરતા કરતા મંગલ શ્લોકને પ્રસ્તુત કરે છે. જીવાત્મા સ્વયંપ્રકાશ અને અણુ છે. તથા અહં એવી મતિનો વિષય છે. વળી જેને કારણે તે શ્વાસોશ્વાસ જેવી તમામ ક્રિયાઓ કરી રહ્યો છે, એવો તે શ્રીહરિને કૌસ્તુભમણિના જેવો અતિ વહાલો બને.૨. ૧૦૫.



**त्रिगुणात्मा तमः कृष्णशक्तिर्देहतदीययोः।**
**जीवस्य चाहंममताहेतुर्मायावगम्यताम्।।१०६।।**

**અને જે માયા છે તે ત્રિગુણાત્મિકા છે ને અંધકારરૂપ છે ને શ્રીકૃષ્ણ ભગવાનની શક્તિ છે અને આ જીવને દેહ તથા દેહનાં જે સંબંધી તેમને વિષે અહંમમત્વની કરાવનારી છે, એમ માયાને જાણવી. ॥૧૦૬॥**

*ભાષ્ય :* હવે માયાનું નિરૂપણ કરે છે. ત્રિગુણાત્મા પ્રકૃતિ વિચિત્ર વસ્તુઓને પેદા કરે છે અને વિસ્મયરૂપ હોવાથી તેનો નિર્દેશ માયા

શબ્દથી કર્યો છે. માયા સિવાય અન્ય કોઈ આટલું વિસ્મયરૂપ નથી. બ્રહ્માંડના અવકાશમાં જે કાંઈ વિચિત્ર જણાય છે તે બધું માયારૂપ પ્રકૃતિનો વિલાસમાત્ર જ છે. એટલે માયા શબ્દ વિસ્મયના રૂપમાં પ્રસિદ્ધ થયો છે એમ કહી શકાય છે.

આ માયા શબ્દથી નિર્દેશ કરીને અદ્વૈતી(શાંકર સિદ્ધાંતી)ઓ પ્રકૃતિનાં મિથ્યાત્વની શંકા કરે છે, તે ખોટી પડે છે. કોઈ પદાર્થ વાસ્તવમાં હોય છતાં તે જો વિસ્મયકારી હોય તો તેને માટે માયા શબ્દનો પ્રયોગ કરાય છે. જેમ કે શ્રીવિષ્ણુપુરાણમાં પ્રહ્લાદની રક્ષા પ્રસંગે કહ્યું છે કે "તે શીઘ્રગામી સુદર્શન ચક્રે તે બાળકની રક્ષા કરીને શંબરાસુરની હજારો માયાઓને એક પછી એક કરીને નષ્ટ કરી દીધી."(વિ.પુ.૧/૧૯/૨૦) તે માયાના અસ્ત્રો મિથ્યા ન હતા. કારણ કે સુદર્શન ચક્રે એક પછી એક એમ કરીને તેનો વિનાશ કર્યો હતો.

કોઈ ઐન્દ્રજાલિક જ્યાં ઈન્દ્રજાલ કરે છે ત્યાં પણ તત્કાળ જ તે તે વસ્તુઓને પેદા કરે એવા મણિ અથવા મંત્ર આદિ વિસ્મયજનક દેખાય છે જ. શ્રુતિ પણ કહે છે કે "માયા શબ્દથી પ્રકૃતિને ઓળખવી અને માયાવી શબ્દથી મહાન્ પરમેશ્વરને જાણવા."(શ્વે.ઉ.૪/૧૦) "માયાના નિયંતા પરમાત્મા તેમાંથી આ વિશ્વને ઉત્પન્ન કરે છે અને તેમાં અન્ય જીવ માયાથી બંધાયેલો રહ્યો છે."(શ્વે.ઉ.૪/૯) આ રીતે મંત્રમાં પ્રસ્તુત કરેલી જે માયા તે શું છે ? એમ જાણવાની જરૂર જણાઈ ત્યારે ૪/૧૦ની શ્રુતિએ તેની વ્યાખ્યા કરીને કહ્યું છે કે માયા તે પ્રકૃતિ છે અને માયાપતિ તે પરમેશ્વર છે. એટલે શ્વેતાશ્વતરની આ ૪/૧૦ શ્રુતિના અર્થથી પ્રકૃતિને ઉદ્દેશીને અદ્વૈતીઓ માયાનો અર્થ મિથ્યાત્વ કરે છે, તે ખોટું પડે છે. કારણ કે પૂર્વ પ્રસ્તુત માયાને ઉદ્દેશીને પછી માયા શબ્દની વ્યુત્પત્તિ આશ્ચર્યરૂપ અર્થમાં નિરૂપિત કરી છે.

અદ્વૈતીઓ માયા શબ્દનો અર્થ સદ્ તથા અસદ્ એ બંને અર્થથી વિલક્ષણ જુદો જ અનિર્વચનીય કરે છે, તે તો માયામૃગના પ્રમાણથી બધિત થઈ જાય છે એટલે અસંગત છે. માયામૃગ આદિ શુક્તિ રજત(છીપમાં જણાતા ચાંદીના આભાસ)ની જેમ મિથ્યા નથી. માયાનો મૃગ તો મારીચ રાક્ષસ થયો હતો, એટલે તે રાક્ષસની સૃષ્ટિ વાસ્તવમાં હતી. જો માયામૃગ વાસ્તવમાં ન હોય તો શ્રીરામના બાણથી તેનું મૃત્યુ થયું કેમ કહેવાય ? વળી મિથ્યાભૂત શુક્તિ રજતમાં માયા શબ્દનો પ્રયોગ કરાતો નથી.

અદ્વૈતી - "नासदासीत्" સૃષ્ટિ થઈ તે પહેલા કોઈ વસ્તુ અસત્ ન હતી તેમજ સત્ પણ ન હતી. તે સમયે તો 'તમ' એકલું જ હતું.(તૈ. બ્રા.૨/૮/૯/૩) આ શ્રુતિ સૃષ્ટિ થયા પહેલા સત્ તથા અસત્નો નિષેધ કરીને કેવળ તમના(અંધકારના) જ અસ્તિત્ત્વનું નિરૂપણ કરે છે. એટલે આકાશ આદિ સૃજ્ય પદાર્થોના ભ્રમમાં મૂળભૂત તમ શબ્દથી કહેવાતી સદસદ્વિલક્ષણ જ વસ્તુ સિદ્ધ થાય છે અને તે વસ્તુ આ માયા છે. તે 'मायां तु प्रकृतिं विद्यात्' એ શ્વેતાશ્વતરના શ્રુતિ વાક્યમાં કહી છે.

સિદ્ધાંતી - તમે કહ્યું તે તેમ નથી, તે સૃષ્ટિના પ્રારંભ કાળમાં સત્ તથા અસત્નો નિષેધ કરવા માત્રથી જ તમે અદ્વૈતીએ માનેલું અનિર્વચનીયપણું તમ(અંધકાર)માં સિદ્ધ થતું નથી. "જ્યારે સત્ કે અસત્ બેમાંથી એક પણ ન હોય એવે સમયે તે સત્ અસત્ બંનેથી વિલક્ષણ એવું સત્ હોવું જોઈએ." એમ જો તમે કહેતા હોવ તો ઠીક છે. હવે એવે સમયે જેનો નિષેધ કરો છો તે સત્ અને અસત્ શી વસ્તુ છે ? તે બાબતનો વિચાર કરવો જોઈએ.

જો તમે એમ કહેશો કે તે સત્ એટલે પારમાર્થિક અને અસત્ એટલે નિરૂપ નામે વસ્તુ કહી શકાય, તો અમે કહીએ છીએ તે તેમ હોય તો પછી પારમાર્થિક અને નિરૂપનો નિષેધ કર્યા પછી તો ત્યાં

કેવળ તમસની જ સત્તાનું વર્ણન રહ્યું. એટલે તમારા કહેવા પ્રમાણે તે તમસનું તમે માનેલું અનિર્વચનીયત્વ સિદ્ધ થયું, પણ અહીં તે સત્ તથા અસત્નો નિષેધ જણાતો નથી. કારણ કે તે વખતે પણ સત્ પારમાર્થિક એવું જે બ્રહ્મસ્વરૂપ તે તો હોય જ છે અને અસત્ એવું જે શશશૃંગ-સસલાનું સિંગડું તેનું તો ક્યારેય અસ્તિત્ત્વ જ હોતું નથી. એટલે જેનું અસ્તિત્ત્વ જ ન હોય તેનો તે સમયમાં નિષેધ કેમ કરી શકાય ? અને જે કોઈ પણ સમયમાં જે કોઈ પણ વસ્તુનો નિષેધ કરાતો હોય, તે નિષિદ્ધ વસ્તુ કાલાંતરમાં હતી, એમ કાળ સાથે સંબંધને જણાવે છે.

જો અદ્વૈતી સત્ તથા અસત્ આ બે શબ્દોથી વ્યાવહારિક અને પ્રતિભાસિક વસ્તુનો નિષેધ કરતા હોય તો તત્કાલીન તમસની સદસદ્વિલક્ષણતા સિદ્ધ થવાથી તે તમ પારમાર્થિક ગણાશે અથવા તો તે તમ તુચ્છ કહેવાશે. તેથી પ્રસ્તુત વાક્ય "नासदासीन्नोसदासीत् तम आसीत्तदानीम्" થી તમે સ્વીકારેલ અનિર્વચનીય સિદ્ધ કરી શકાશે નહિ.

ઉપર્યુક્ત શ્રુતિમાં જે સત્ અસત્નો નિષેધ તે સમયે જે કર્યો છે, તે તો આત્યંતિક પ્રલયમાં વ્યષ્ટિ ચેતન-જીવો અને અચેતન જડ તત્ત્વનો માયામાં જે લય થયો હતો તેને ધ્યાનમાં રાખીને કર્યો છે.

જો અદ્વૈતી આ શ્રુતિ વાક્યનો અર્થ એમ કરે કે સૃષ્ટિ થઈ તેના પૂર્વ કાળમાં સત્ તથા અસત્ તત્ત્વનું અસત્પણું અત્યંત અભાવનું પ્રતિપાદન કરવામાં તાત્પર્ય નથી, પણ તમસનું સત્ અસત્ તત્ત્વથી વિલક્ષણપણું સૂચવવા માત્રમાં જ તાત્પર્ય છે. તમસ હતું તે સત્ પણ નહિ અને અસત્ પણ નહિ, એવો તે શ્રુતિ વાક્યનો પરિનિષ્પન્ન બોધ છે એમ જણાય છે.

સિદ્ધાંતી-એમ કહેશો તો પછી "नासदासीन्नो सदासीत्"(તે. બ્રા. ૨/૮/૯/૩) આ શ્રુતિની વિષય નિરૂપણ શૈલી જ નીરસ થઈ જશે. શ્રુતિનું સ્વારસ્ય તો તે સમયમાં સત્ તથા અસત્નો નિષેધ કરવામાં

જ જણાય છે. તમારા કહેવા પ્રમાણે તાત્પર્યગ્રાહક તો કેવળ તમારા આગ્રહ સિવાય બીજું કાંઈ દેખાતું નથી.

વળી બીજી એક બાબત વિચારો કે જો આ વાક્યથી તમસનું અનિર્વચનીયત્વ સિદ્ધ થાય છે, એમ માની લઈએ તો "अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते"(ગીતા.૧૩/૧૨) આ ગીતાના વાક્યમાં કહેલું શુદ્ધ આત્માના સ્વરૂપનું અનિર્વચનીયત્વ શું માનવું નહિ પડે ? "अनृतेन हि प्रत्यूढाः" "બ્રહ્મ પ્રાપ્તિમાં વિરોધી સાંસારિક ફળવાળા કર્મથી ઢંકાયેલા."(છાં.ઉ.૮/૩/૨) આ છાંદોગ્યોપનિષદ્‌ના વાક્યથી અનિર્વચનીયત્વની સિદ્ધિ થતી નથી. કારણ કે ઋત શબ્દ શ્રેયસ્કર અનુકૂળ કર્મને કહે છે તથા અનૃત શબ્દ તેથી વિરુદ્ધ-પ્રતિકૂળ કર્મને કહે છે.

"જેમ ફૂલથી ખીલેલા છોડનો સુગંધ દૂરથી પણ અનુભવાય છે તેમ પુણ્યરૂપ કર્મની ઉત્તમતા દૂરથી પણ અનુભવાય છે."(તૈ.આ.૧૦/૯) આ વાક્યના પછી કહે છે કે "એ પ્રમાણે અનૃતથી પોતાને-આત્માને બચાવે" અહીં અનૃત શબ્દનો અર્થ પુણ્યથી વિરુદ્ધ કર્યો છે. એટલે અનૃત શબ્દથી અનિર્વચનીયતા સાબિત થતી નથી. તેમજ ઋત શબ્દને "ऋतं सत्यं तथा धर्मः" આ વાક્યમાં સત્ય તથા ધર્મના રૂપમાં કહ્યો છે. "ऋतं पिबन्तौ"(કઠ.૧/૩/૧) આ કઠોપનિષદ્‌માં "સત્યનું પાન કરનારા" એવો અર્થ કર્યો છે. આ રીતે મુમુક્ષુને માટે તો પુણ્ય પણ પાપ જ ગણાય. કારણ કે અનૃત શબ્દથી પુણ્ય કે પાપ જે કહો તે મોક્ષમાં વિરોધી કર્મ સામાન્ય જ કહ્યું છે. એટલે કર્મથી ઘેરાયેલા લોકો સાચા વાક્યાર્થને સમજી શકતા નથી. એટલે આનાથી અનિર્વનીયની સિદ્ધિ થતી નથી.

વળી તમે અદ્વૈતી સત્ અસત્ તથા તેથી વિલક્ષણરૂપ(જૂદું)ને અનિર્વચનીયત્વ હઠાગ્રહથી માનો છો તે તો સાચા અર્થમાં કહી શકાય તેમ છે જ નહિ. આ જગતમાં કોઈ એવી વસ્તુ નથી કે જે સત્ તથા

અસત્થી જૂદી જ હોય. મનુષ્યને જેવો અનુભવ થતો હોય છે તેવી બધી જ વસ્તુઓ 'છે' અથવા 'નથી' એમ જ જણાય છે, પણ તેથી અન્યથા(ઊલટી) જણાતી નથી. તેથી અનુભવમાં જેનો ઉલ્લેખ થઈ શકતો નથી, એવા આ સદસદ્વિલક્ષણપણાનો આકાર કેવો માનવો ? જે બાબતનો અનુભવ થતો હોય તેને અનુસારે જ વિષય વ્યવસ્થા થતી હોય છે. જેમ કે આસમાની(નીલ) પીળો ઈત્યાદિ રંગનો જે આકાર હોય તેની જેવી પ્રતીતિ(અનુભવ) થાય તેવી નીલ કે પીળો એવા રંગની વિષયતા થાય છે, પણ આસમાની કે પીળા રંગની વિષયતા તેથી વિલક્ષણ(જૂદી જ) થતી નથી. એટલે જ અમે કહીએ છીએ કે તમે ધારેલું સદસદ્વિલક્ષણ સાબિત થતું નથી.

પરંતુ 'છે' એવો જો અનુભવ થાય તો તે વિષયની 'સત્' એવે આકારે વિષયતા થાય છે અને જો બાધ થતો હોય તો તે વિષયની અસદકારે વિષયતા થાય છે. તેથી જ પ્રબુદ્ધ(અભિયુક્ત) પુરુષો કહે છે કે "જગત અસત્ નથી, કારણ કે તેની પ્રતીતિ થાય છે, જગત સત્ પણ નથી કારણ કે તેનો બાધ થાય છે. આમ જે અદ્વૈત માને છે તે ઠીક નથી," પણ અમે કહીએ છીએ કે 'જગત્ સત્ છે કારણ કે તેની પ્રતીતિ થાય છે અને જગત અસત્ નથી. કારણ કે તેનો બાધ થતો નથી.'(સં.સિ.૧૮૩) એમ જગત બાબતમાં માનવું જોઈએ.

અદ્વૈતી - 'પરસ્પર વિરુદ્ધ એવા સત્ત્વ તથા અસત્ત્વનો એક જ પદાર્થમાં સમાવેશ થઈ શકે નહિ. અને જો માનીએ તો ઘટ આદિ પદાર્થોમાં પણ તે સત્ત્વ અસત્ત્વ બંનેનો એક સાથે સંભવ માનવો પડે. તેવા ભયથી જ અમારે ઘટાદિ પદાર્થોમાં પણ સદસદ્વિલક્ષણપણું અંગીકાર કરવું પડે છે.

સિદ્ધાંતી - તે સત્ત્વ તથા અસત્ત્વ બંનેનો એક સાથે સંભવ શાથી માનવો પડે ?

અદ્વૈતી - પ્રતીતિ(અનુભવ) અને બાધ થતો હોવાથી.

સિદ્ધાંતી - તે પ્રતીતિ કઈ અને બાધ પણ કયો ?

અદ્વૈતી - ઘટ છે એ પ્રતીતિ અને ઘટ નથી એ બાધ.

સિદ્ધાંતી - અરે ભલા માણસ ! જો એમ જ અનુભવાતું હોય તો બંને પ્રતીતિ અને બાધને સાચારૂપમાં માની લોને ! તે બંનેને વિરોધ નથી એમ જ તમારે તેનું સમર્થન કરવું જોઈએ. બેમાંથી કોઈ એકની પ્રતીતિ(અનુભવ)નું અન્યથાપણું કલ્પીને કોઈ એકનો આકાર સાચો માનવો. જે સત્ત્વ અને અસત્ત્વ એ બંને પ્રકારની પ્રતીતિ(અનુભવ)ને અનુસરનારાએ તે બંને પ્રકારની પ્રતીતિથી ઊલટું કલ્પવું તે યોગ્ય ગણાય નહિ. ખરેખર તો ઘટ આદિમાં કોઈ દોષ ન હોય તો તેનો નિષેધ કરવો તે અસંભવ છે. એટલે તે ઘટાદિનું અસ્તિત્વ અને નાસ્તિત્વ તો તેની કોઈ અવસ્થા છે. તેથી તે એક જ વસ્તુમાં કાળભેદથી સંભવી શકે છે.

અદ્વૈતી - જો અનિર્વચનીય માનવામાં નહિ આવે તો શુક્તિમાં રજતની પ્રતીતિ(અનુભવ) જે થાય છે તે કઈ રીતે ઘટશે ? કારણ કે જે અત્યંત અસત્ હોય તેની પ્રતીતિ(ખ્યાતિ-અનુભવ) કઈ રીતે થઈ શકે ? અને અત્યંત અસત્‌ની પ્રતીતિ માનવામાં આવે તો માધ્યમિક બૌદ્ધનો સિદ્ધાંત અપનાવ્યો ગણાશે. વળી જે સત્ તત્ત્વ હોય તેનો પછી બાધ પણ નહિ થાય.

સિદ્ધાંતી - તમે કહો છો તે તેમ નથી. વસ્તુની પ્રતીતિ(ખ્યાતિ) અને બાધને સમજવા માટે તો વૈશેષિક દાર્શનિકે માનેલી અન્યથાખ્યાતિ આદિના સિદ્ધાંતને સ્વીકારવામાં આવે તો બધું યોગ્ય રીતે સંભવી શકે છે અને તેથી જ અપ્રામાણિક એવું અનિર્વચનીય કલ્પવું તે ઠીક નથી.

અદ્વૈતી - અન્યથાખ્યાતિ એટલે કે અન્ય સ્થળમાં રહેલી રજત આદિ વસ્તુનું અન્યમાં શુક્તિઆદિમાં જણાવું તે, પણ અન્ય સ્થળે રહેલી વસ્તુનું અન્ય સ્થળે ભાન કઈ રીતે થઈ શકે ?

સિદ્ધાંતી - દોષને લીધે તે સંભવી શકે છે.

અદ્વૈતી - તેવો દોષ કોઈ હોય તેવું તો દેખાતું નથી.

સિદ્ધાંતી - તો તમે દોષને લીધે અનિર્વચનીય વસ્તુનો અનુભવ થાય છે એવું ક્યાં જોયું છે ? તમારા દુરાગ્રહ સિવાય તે અનિર્વચનીય વસ્તુમાં અન્ય કોઈ વસ્તુ દેખાતી નથી. હા, તમારી અદ્વૈતીની પ્રક્રિયા કેવી છે તે હું કહું છું, સાંભળો. બજારમાં દુકાને કે બીજે કોઈ સ્થળે પુરુષે ચળકતું રજત(ચાંદી) દેખ્યું હોય છે, ત્યારથી રજત જ્ઞાનના સંસ્કાર પુરુષના અંતઃકરણમાં સ્થિર સુષુપ્ત રહ્યા હોય છે. પછી જ્યારે દૃષ્ટિથી જોઈ શકાય તેટલું થોડે દૂર કાંઈ ચળકતો પદાર્થ દેખાય છે ત્યારે તેનાથી અંતઃકરણમાં જે રજત(ચાંદી)ના સંસ્કાર સુષુપ્ત હોય છે તે એકદમ જાગ્રત થાય છે. શુક્તિત્વ પ્રકારક જે અવિદ્યા(અજ્ઞાન) છે તેના દોષને લીધે તે અવિદ્યા(અજ્ઞાન) જ રજતરૂપ પદાર્થને આકારે અને આ રજત છે એવા જ્ઞાનને આકારે પરિણામે છે. આવું માનવાથી પણ વધારે તમે પરસ્પર વિરુદ્ધ જણાતા સત્ અને અસત્, એવા જે બે આકાર તેમનાથી તદ્દન વિલક્ષણ એવી અનિર્વચનીય વસ્તુની જે કલ્પના કરો છો, એટલે તમારું તે અનિર્વચનીયત્વ પણ તમારે માટે પણ અનિર્વચનીય જ છે.

માયા શબ્દથી કહેવાતી તે આ પ્રકૃતિ સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોને લીધે જ નિરૂપિત થાય છે. એમ શ્રીહરિ કહે છે કે ત્રિગુણાત્મા-એટલે કે સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ જ જેનો સ્વરૂપ નિરૂપક ધર્મ છે. ત્રિગુણાત્મા શબ્દમાં રહેલો આત્મ શબ્દ છે તે તેના સ્વરૂપને જણાવે છે.

સાંખ્યના આચાર્યો તો સત્ત્વ, રજ અને તમ, આ ત્રણ ગુણ ભેળા મળેલા હોય તે જ અર્થાત્ સંયુક્ત તે ત્રણ ગુણો જ પ્રકૃતિ છે એમ માને છે. તેમાં જે ગુણ શબ્દનો વ્યવહાર થાય છે તે તો પ્રકૃતિના પરોપકારી

સ્વભાવને કહેવા માટે છે. આ પ્રકૃતિની બધી જ પ્રવૃત્તિ પુરુષ(જીવ)ને માટે જ હોય છે.

તે અંગે પંડિત ઈશ્વરકૃષ્ણ કહે છે કે "પુરુષના ઉપર ઉપકાર કરનારી અને ગુણયુક્ત પ્રકૃતિ અનેક પ્રકારના ઉપાયોથી, પ્રત્યુપકારથી રહિત તથા ગુણશૂન્ય એવા નિત્ય પુરુષના પ્રત્યુપકારની અપેક્ષા રાખ્યા સિવાય જ પોતાને પ્રકાશિત કરીને વિરમે છે."(સાં.કા.૬૦) પુરુષ(જીવ)રૂપી પશુને બાંધવા માટેની ત્રેવડી દોરીરૂપ હોવાથી ગુણવાળી એવો નિર્દેશ કર્યો છે.

સાંખ્યનો ત્રિગુણાત્મક સ્વતંત્ર પ્રકૃતિનો સિદ્ધાંત બરાબર નથી. કારણ કે સત્ત્વ, રજ અને તમ, આ ત્રણ પ્રકૃતિના ગુણ છે. પ્રકૃતિ ગુણસ્વરૂપ નથી. ત્રણ ગુણ તે જ પ્રકૃતિ નથી. તેને માટેના પ્રમાણરૂપ વચનો નીચે આપીએ છીએ. જેમ કે "બધો જ મનુષ્ય સમુદાય પ્રકૃતિ જન્ય ગુણો દ્વારા પરવશ થઈને કર્મ કરવા માટે પ્રેરાય છે."(ગીતા.૩/૫) "લગભગ બધા કર્મો પ્રકૃતિના ગુણો દ્વારા કરાતા હોય છે."(ગીતા.૩/૨૭) "પ્રકૃતિના ગુણોથી મોહિત થયેલા પુરુષો."(ગીતા.૩/૨૯) "પ્રકૃતિને તેના ગુણોએ સહિત તે પુરુષ જાણે છે."(ગીતા.૧૩/૨૩) "પુરુષ શરીરના ઉત્પત્તિના કારણરૂપ પ્રકૃતિના ત્રણેય ગુણોને પાર કરીને."(ગીતા.૧૪/૨૦) "સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ આ ત્રણેય ગુણ પ્રકૃતિથી ઉત્પન્ન થયા છે."(ગીતા.૧૪/૫) "પ્રકૃતિના ગુણથી જન્ય પંચવિષયોનો ત્યાગ કરી, વૈરાગ્યથી વૃદ્ધિ પામેલી ભક્તિથી મનુષ્ય આ જન્મમાં જ મારો સાક્ષાત્કાર કરે છે."(ભાગ.૩/૨૫/૨૭) "પ્રકૃતિના ગુણ વિદ્યમાન હોય તો જીવનું કૈવલ્ય કેમ થાય ?"(૩/૨૭/૧૯) "પ્રકૃતિના ગુણ સત્ત્વ, રજ અને તમ છે તે જગતની ઉત્પતિ, સ્થિતિ અને પ્રલયના હેતુ છે."(ભાગ.૧૧/૨૨/૧૨) "આ સૃષ્ટિના પ્રારંભમાં પ્રકૃતિ સત્ત્વાદિ ગુણોથી વ્યષ્ટિ(વ્યક્તિરૂપ) પ્રપંચને રચે છે."(ભાગ.૧૧/૨૨/૧૭)

"પ્રકૃતિના સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોથી જગતને ધારણ કરે છે."(સ્કંદ.૧/૨/૨૭) "મારી ગુણમયી માયા(પ્રકૃતિ) અનેક રીતે ભેદ તથા ભેદબુદ્ધિને ગુણોથી ઉપજાવે છે."(ભાગ.૧૧/૨૨/૩૦) યાજ્ઞવલ્ક્યે કહ્યું "હે પુરુષશ્રેષ્ઠ ! સત્ત્વ, રજ અને તમ, એ પ્રકૃતિના ત્રણ ગુણ છે."(મ.ભા.શાં.૩૧૫/૧) "ત્રિગુણાત્મિકા પ્રકૃતિના સંબંધથી નિર્ગુણ એવો આત્મા પણ ત્રિગુણમય જેવો થઈ જાય છે."(મ. ભા.શાં.૩૦૫/૧૧) પ્રકૃતિના ગુણ ત્રણ જ છે, પણ તેને ગુણમયી એટલે કહી છે કે તેના ગુણો પ્રચુર પ્રમાણમાં છે.

માયા(પ્રકૃતિ)ના કાર્ય એવા મહત્તત્ત્વ આદિમાં એક એક ગુણ પ્રચુર માત્રામાં(પુષ્કળ) હોવા છતાં પણ ત્રિગુણાત્મકપણું તો હોય જ છે. એટલે તેનાથી અલગ સૂચવવા માટે અહીંયા તમઃ શબ્દ કહ્યો છે. મહત્તત્ત્વ આદિ સમગ્ર કાર્યનું મૂળ અને ત્રણેય ગુણ જેમાં એક સમાન હોય છે. વળી જે તરંગ શમી ગયા હોય તેવા સાગરના જેવી હોય છે, એવી કારણવસ્થામાં રહેલી પ્રકૃતિને અહીં તમઃ શબ્દથી કહી છે. (માયા, પ્રકૃતિ અને પ્રધાન, આ ત્રણ નામ એક જ તત્ત્વના છે. તે ધ્યાનમાં રાખવું.)

"મહત્તત્ત્વ અવ્યક્તમાં લીન થાય છે. અવ્યક્ત અક્ષરમાં લીન થાય છે અને અક્ષર તમમાં લીન થાય છે."(સુબા.ઉ.૨) આમ પ્રલયને કહેતી શ્રુતિમાં તમમાં બધાનું અવસાન કહ્યું છે. "તે સમયે અસત્ ન હતું તેમજ સત્ પણ ન હતું, કેવળ તમ હતું."(તૈ.બ્રા.કા.૨/૮/૯/૩) આ શ્રુતિ કહે છે કે સૃષ્ટિની પૂર્વ અવસ્થામાં 'તમ' હતું. આત્યંતિક પ્રલયમાં મૂળ પ્રકૃતિમાં ડૂબેલો અચિત્ના જેવો જીવ પણ ગાઢ અંધકારમાં હોય તેમ નામ તથા રૂપના વિભાગથી રહિત હોવાથી તે પ્રકૃતિને તમના રૂપમાં કહી છે.

હવે ભાષ્યકાર કહે છે કે જેને તમ શબ્દથી અહીંયાં શિક્ષાપત્રીમાં કહી છે તે માયા(પ્રકૃતિ) સાંખ્યમતમાં સ્વીકારેલી પ્રકૃતિના જેવી સ્વતંત્ર નથી કહી. પરંતુ તે બ્રહ્માત્મક હોવાથી પરતંત્ર છે એમ શ્રીહરિ કહે છે. कृष्णशक्तिः- કૃષ્ણની અર્થાત્ સર્વ જગતનું કારણ પરબ્રહ્મ છે તેની શક્તિ છે. એટલે કે કાર્યમાં ઉપયોગી અપૃથક્સિદ્ધ વિશેષણરૂપ છે. જેમ દાહમાં ઉપયોગી કોઈ અપૃથક્સિદ્ધ ધર્મરૂપી શક્તિ અગ્નિમાં રહી છે. તેમ માયા(પ્રકૃતિ) પરબ્રહ્મનું શરીર છે. તેથી તે તેનું અપૃથક્સિદ્ધ વિશેષણ કહેવાય છે. જગતની સૃષ્ટિ કરવી ઈત્યાદિમાં માયા ઉપયોગી બને છે. તેથી તેને પરબ્રહ્મની શક્તિ પણ કહેવાય છે. માયાનો અને પરબ્રહ્મનો શરીરશરીરિભાવ તો અંતર્યામી બ્રાહ્મણમાં કહ્યો છે. તે પ્રસિદ્ધ જ છે "હું બહુ રૂપે તેજ, જળ અને પૃથ્વી રૂપે પ્રકટ થાઉં"(છા.ઉ.૬/૨/૩) આમ બહુ રૂપે થવાનો પ્રથમ સંકલ્પ કરીને જગતની સૃષ્ટિ કરનારા પરબ્રહ્મના સંકલ્પ પ્રમાણે બહુ થવારૂપ સર્ગમાં માયાનો ઉપયોગ થાય છે એમ સમજવું. પરબ્રહ્મ સ્વરૂપથી તો એક જ છે છતાં તેઓ પોતાના શરીરભૂત જે ચેતન તથા અચેતન, તેમના દ્વારા તેઓનું બહુરૂપ થવાનું હોય છે. એટલા માટે જ કહ્યું છે કે "તે રીતે આ સંપૂર્ણ જગત્ પરબ્રહ્મની શક્તિ છે."(વિ.પુ.૧/૨૨/૫૬)

ઉપર પ્રમાણે તો માયા પરબ્રહ્મની શક્તિ છે અને તેમને આધીન છે, પણ તે સ્વતંત્ર નથી. આવું પ્રતિપાદન કરવાથી સ્વતંત્ર પ્રધાન(પ્રકૃતિ) વાદનો નિરાસ થઈ જાય છે. તે કપિલના સાંખ્યમતને માનનારા વિદ્વાનો એમ કહે છે કે એક અવ્યક્ત(પ્રધાન, પ્રકૃતિ, માયા, અવિદ્યા અને અવ્યક્ત આદિ શબ્દો સમનાર્થક છે)નામે સર્વ જગતનું સ્વતંત્ર કારણ ત્રિગુણાત્મક છે. જો તેમ ન હોય તો આવું વિચિત્ર જગત ઊપજે નહિ. આ જગત સુખ દુઃખ અને મોહરૂપે વિચિત્ર જણાય છે, તેનું કારણ પણ તેના જેવું જ સુખ દુઃખ અને મોહાત્મક હોવું જોઈએ.

માટીના જેવા સ્વભાવવાળા ઘડો કે કુંડિયું વગેરે ઘડાયેલા ઘાટ પોતાના જેવા જ માટીરૂપ પદાર્થને કારણનાં રૂપમાં જરૂરી જણાવે છે. સ્વનું રૂપ એટલે આ જગતનું સમાન કારણ જગત સુખ દુઃખ અને મોહથી ભર્યું છે તે પ્રસિદ્ધ છે, તો તેના જેવા તો સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણ છે. જગતમાં કોઈને સોનું વગેરે મળે તો તે સુખરૂપ જણાય છે, મળેલું સોનું કોઈ બળજબરીથી લઈ જાય તો તે દુઃખરૂપ જણાય છે અને તે સોનાની જેને ઉપેક્ષા(અનાદર) હોય તે તેના તરફ દોડીને જાતો નથી. તેથી તેને માટે તે મોહરૂપ છે. એટલે આ જગતમાં જે કાંઈ છે તે બધું ત્રિગુણાત્મક જ જણાય છે. આથી આ જગતનું ઉપાદાન(જેમાંથી તે થયું છે તે) કારણ પણ તેના જેવું જ હોવું જોઈએ.

તે ઉપાદાન કારણ અસીમ હોવું જોઈએ. એટલે પરિમિત કહેવાતું મહત્તત્ત્વ જગતનું ઉપાદાન કારણ નથી. જે સીમિત હોય તે સહુનું ઉપાદાન કારણ થઈ શકે નહિ. એટલે સીમિત(પરિમિત) ગણાતા એવા મહત્તત્ત્વ આદિ સમગ્ર કાર્યને કરવા શક્તિમાન થતા નથી. એટલા માટે 'अजामेकां'(તૈ.આ.૧૦/૧૦/૨) આ શ્રુતિમાં કહેલી માયા છે તે અમાપ એક સમાન સત્ત્વ, રજ અને તમોગુણના સમુદાય(અવિષમ)રૂપ જે છે તે સર્વ જગતનું કારણ છે.

મહત્તત્ત્વ આદિમાં ત્રણ ગુણની સમાનતા નથી વિષમતા(વધ ઘટ) છે. એટલે ત્રિગુણાત્મક અવ્યક્ત દ્રવ્ય ગુણોની સમાનતાને લીધે મહત્તત્ત્વ આદિ તે કાર્ય સમુદાયથી કાંઈ વિશેષ ગણાય છે. તે અવ્યક્ત આ સર્વ જગતનું નિર્માણ કરવામાં કોઈ અનુભવી(અભિજ્ઞ)ની અપેક્ષા(જરૂરત) રાખતું નથી. જેમ દૂધ દહીંના રૂપમાં બદલાય છે ત્યારે તેમાં કોઈ નિયામક(મદદગાર) હોતો નથી. તેમજ વરસાદનું પાણી નાળિયેર કે તાડના ફળ આદિમાં વિવિધરૂપે પરિણમે છે તેમાં તે કોઈ અનુભવી નિયામકની જરૂરત રાખતું નથી. જેમાં આપોઆપ(સ્વતઃ) ક્રિયા

શક્તિ રહી હોય અને બદલાઈ જવાનો જેનો સ્વભાવ હોય એવા તે અવ્યક્તને અનેક પ્રકારે કાર્યના રૂપમાં બદલાવામાં અન્ય કોઈ વિશેષ જ્ઞાતા નિયામક(અધિષ્ઠાતા)ની જરૂર રહેતી નથી. આથી તે અબ્રહ્માત્મક અવ્યક્ત સ્વતંત્ર રીતે જ સર્વ જગતનું કારણ છે. (આ કાપિલ સાંખ્યનો મત કહ્યો, હવે તેની અયોગ્યતાને કહે છે.)

ભાષ્યકાર કહે છે કે ઉપર મુજબનો સાંખ્ય સિદ્ધાંત સેંકડો શ્રુતિઓ અને સ્મૃતિઓના મંતવ્યથી વિરુદ્ધ છે. તેમજ તેમાં કોઈ વ્યાવહારિકતા નથી તથા તર્કસંગત વિચાર પણ નથી. એટલે વેદોના આચાર્ય ભગવાન વ્યાસે આ કાપિલ સાંખ્યમતને વૈદિક માર્ગમાંથી બહાર કાઢી નાખ્યો છે. કારણ કે શ્રુતિઓ તો સર્વ જગતનું કારણ, સર્વજ્ઞ તથા સર્વ શક્તિમાન એવા પરબ્રહ્મને જ વર્ણવે છે. "જે સાધારણ રીતે અને વિશેષ રીતે બધું જ જાણે છે અને જેનું જ્ઞાનમય તપ છે. એવા આ સર્વના કારણભૂત બ્રહ્મશબ્દથી વાચ્ય પરમાત્મા અક્ષરથી મુખ્ય છે. તે નામ, રૂપ અને અન્નરૂપે થાય છે."(મું.ઉ.૧/૧/૯) "તે આ પરમાત્માથી આકાશ ઉત્પન્ન થયું."(તૈ.ઉ.આ.૧) "તે પરમાત્માએ ઈચ્છા કરી, હું પ્રકટ થાઉં અને નામ રૂપ ધારણ કરીને અનેકરૂપે થાઉં. તેણે વિચારાત્મક તપ કર્યું. વિચારાત્મક તપ કરીને જે કાંઈ આ છે તે બધું ઉત્પન્ન કર્યું, ઉપજાવીને તેમાં પ્રવેશ્યા. તેમાં પ્રવેશીને પોતે જ મૂર્તરૂપે તથા અમૂર્તરૂપે થયા. જે કહી શકાય તથા ન કહી શકાય તથા આશ્રય આપનાર અને નહિ આપનાર, ચેતન અને અચેતન તે સમગ્ર રૂપે થયા."(તૈ.ઉ.આ.૬/૬)

"આ પ્રત્યક્ષ જણાતા પ્રાણીઓ જેનાથી ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થયેલા તે જેનાથી જીવે છે અને છેલ્લે આ લોકમાંથી પ્રયાણ કરે છે અને જેમાં તે લીન થાય છે, તેને તત્ત્વથી જાણવાની ઈચ્છા કર. કારણ કે તે બ્રહ્મ છે."(તૈ.ઉ.૩/૧/૧) "જગતની સૃષ્ટિ થયા પહેલા એક પરમાત્મા જ નિશ્ચિત હતા. તે સિવાય નામ રૂપાત્મક ચેષ્ટા કરનારું કાંઈ હતું નહિ.

પરમાત્માએ ઈચ્છા(વિચાર) કરી હું લોકોની સૃષ્ટિ કરું. પછી તેમણે લોકોને સર્જ્યા."(ઐ.ઉ.૧/૧/૧) "આ જે જગત દેખાય છે તે પહેલા એક બ્રહ્મ જ હતું."(બૃ.ઉ.૧/૪/૧૧) "હે પ્રિયદર્શન ! આ નામરૂપાત્મક દેખાય છે તે જગત્ સૃષ્ટિના પહેલા સત્-પરબ્રહ્મ પરમાત્માના રૂપમાં જ હતું."(છાં.ઉ.૬/૨/૧)

"તે સચ્છબ્દ વાચ્ય પરબ્રહ્મ પરમાત્માએ વિચાર કર્યો ચિદચિત્ સૃષ્ટિના રૂપમાં અનેકરૂપે હું થાઉં."(છાં.ઉ.૬/૨/૩) "તે વન કયું હતું ? તેમાં તે ઝાડ કેવું હતું ? કે જેમાંથી આ દ્યુલોક(અંતરીક્ષ) અને પૃથ્વીને કારીગરે ઘડી કાઢયા ! બુદ્ધિથી ખૂબ જ વિચાર કરીને કહું છું કે તે વન પરબ્રહ્મ હતા અને વૃક્ષ પણ તે જ હતા. તે સ્વયં પરબ્રહ્મે જ આ અંતરીક્ષ અને પૃથ્વી આદિ લોકોને ઘડ્યા છે અને સમગ્ર ભુવનો-લોકોને ધારણ કરીને તેમાં રહ્યા છે."(ઋગ્વેદ.૮/૩/૧૬/૪, તૈ.સં.૪/૬/૨/૫) "સર્વ જગતના રચયિતા, પ્રધાનના પણ કારણ અને સર્વના નિયંતા એવા પરમાત્માને જાણનારો પુરુષ નિષ્પાપ અને નિર્વાસનિક થઈને તેમના સામ્ય-સમાન ગુણધર્મ યોગને પામે છે."(મું.ઉ.૩/૧/૩)

ઉપર મુજબ શ્રુતિઓની જેમ સ્મૃતિઓ પણ પરબ્રહ્મને જ સર્વ જગતનું કારણ કહે છે. મનુએ કહ્યું છે કે "આ દેખાતું બધું જગત આત્યંતિક પ્રલય થયા પછી અંધકારમય હતું. પ્રત્યક્ષથી દેખાય નહિ અને અનુમાનથી કલ્પી શકાય નહિ તેવું હતું. જ્યાં તર્ક પણ ચાલે નહિ, કોઈ રીતે જાણી શકાતું ન હતું, ચો તરફથી સુષુપ્તિમાં હોય તેવું હતું.(૧/૫)" "તે પ્રલયને અંતે અવ્યક્ત સ્વયંભૂ અને અનંત ઐશ્વર્યે સંપન્ન એવા ભગવાન તમ-પ્રકૃતિના પ્રેરકના રૂપમાં પ્રકટ થયા. જેમણે આ બધું મહાભૂત આદિ જગત પ્રકટ કર્યું હતું." "વિવિધ પ્રજાની સૃષ્ટિ કરવા ચાહતા તે ભગવાને સંકલ્પ કરીને પોતાના શરીરથી પહેલા જળ ઉત્પન્ન કર્યું અને પછી તેમાં પોતાની શક્તિરૂપ બીજ રોપ્યું.(૧/૬-૮)"

"હું સંપૂર્ણ જગતને ઉત્પન્ન કરનાર તથા પ્રલય કરનારો છું અર્થાત્ સમગ્ર જગતનું મૂળ કારણ છું."(ગીતા ૭/૬) "હું વાસુદેવ જ સંપૂર્ણ જગતની ઉત્પત્તિનું કારણ છું અને મારે લીધે જ સર્વ જગતની પ્રવૃત્તિ ચાલી રહી છે."(ગીતા.૧૦/૮) યુધિષ્ઠિરે પૂછ્યું "હે પિતામહ ! આ સંપૂર્ણ સ્થાવરજંગમ જગતની ઉત્પત્તિ ક્યાંથી થઈ ? અને પ્રલય કાળમાં આ શેમાં લીન થાય છે ? તે આપ મને બતાવો."(મ.ભા.શાં.૧૮૨/૧) "ભગવાન નારાયણ સંપૂર્ણ જગત્સ્વરૂપ છે. હે દ્વિજરાજ ! તેમનાથી જ ત્રિગુણાત્મક અવ્યક્ત ઉપજ્યું છે."(મ.ભા.શાં.૧૮૧/૧) "તે અવ્યક્ત નિષ્ક્રિય પુરુષમાં લીન થાય છે."(મ.ભા.શાં.૧૮૦/૧૩) "આ જગત વિષ્ણુથી ઉત્પન્ન થયું છે અને તેમાં જ રહ્યું છે. તે જ જગતની ઉત્પત્તિ અને લયના કર્તા છે અને આ જગત પણ તે જ છે."(વિ.પુ.૧/૧/૩૧)

ઉપર જણાવેલી સેંકડો શ્રુતિ તથા સ્મૃતિઓનો વિરોધ થતો હતો. તેથી સૂત્રકાર વ્યાસમુનિએ પ્રધાન કારણવાદ(સાંખ્યમત)નું ખંડન કર્યું છે. "શ્રુતિમાં ઈક્ષ ધાતુનો પ્રયોગ હોવાને લીધે શબ્દ પ્રમાણથી શૂન્ય પ્રધાન(ત્રિગુણાત્મિકા પ્રકૃતિ) જગતનું કારણ નથી."(બ્ર.સૂ.૧/૧/૫) "જો તમે એમ કહેતા હોવ કે પ્રધાન(માયા)ને જગતનું કારણ માનવામાં નહિ આવે તો સાંખ્યમતમાં કહેલા સ્મૃતિ ગ્રંથો અનવકાશ(નિરર્થક) થઈ જશે ! ત્યારે જવાબમાં કહેવામાં આવે છે કે તેને માન્ય રાખશું તો મનુ આદિના રચેલા બીજા અનેક સ્મૃતિ ગ્રંથો અનવકાશ(નિરર્થક) થઈ જશે. (બ્ર.સૂ.૨/૧/૧) "કેવળ અનુમાનથી જ સાબિત કરાતી માયા(પ્રધાન) જગતનું કારણ નથી. કારણ કે જડ માયા-પ્રકૃતિ(પ્રધાન)થી અનેક પ્રકારની સૃષ્ટિ-રચના સંભવ નથી."(બ્ર.સૂ.૨/૨/૧)

સૂત્રકારનો ભાવાર્થ આવો છે કે જે જગતની વિચિત્ર રચના દેખાય છે, તે સારા અનુભવી નિયામક-અધિષ્ઠાતાને સ્વીકાર્યા સિવાય અચેતન-જડ એવી પ્રકૃતિ(માયા)થી થઈ શકે નહિ. સારા અનુભવી નિયામકના

વિના કોઈ પણ કાર્ય કોઈ અચેતન ઉપાદાનમાંથી થયું હોય તેવું અમે જોયું નથી. ઘટ(ઘડો) કે જે માટીમાંથી થાય છે. તે પણ કોઈ અનુભવી નિયામક એવા કુંભાર દ્વારા જ થતો દેખાય છે. જે સાંખ્યના મતમાં કહ્યું કે દૂધનું દહીં જે થાય છે તેમાં અને વરસાદનું પાણી નાળિયેર(ફળ)માં પહોંચે છે તે અનુભવી નિયામકના વિના જ થાય છે. તે પણ બરાબર નથી. દહીં બનવામાં અને નાળિયેરના ફળમાં પાણી પહોંચવામાં પણ વિશેષ જ્ઞાતા અનુભવી અધિષ્ઠાતા પરમાત્મા રહ્યા જ છે. પરમેશ્વર વિના તે થાય જ નહિ. એટલે ગુણોની સામ્યાવસ્થા વાળી જડ પ્રકૃતિ(માયા)માં ગુણોનું વૈષમ્ય(વધઘટ) કરનારા અધિષ્ઠાતા નહિ હોવાથી તે પ્રકૃતિથી આ જગતની રચના થઈ શકશે જ નહિ.

સાંખ્ય મત - જેમ કોઈ દેખી નહિ શકતો અને ઠીક રીતે ચાલી શકતો હોય એવો અંધ મનુષ્ય પણ સારી રીતે દેખી શકે, એવા પોલિયાના રોગી પાંગળાને ખભા ઉપર બેસાડી તેની આંખોથી દેખીને જેમ તત્કાળ કોઈ કામ કરી શકે છે, તેમ અચેતન(જડ) પ્રકૃતિ પણ ચેતન પુરુષ(જીવ)ના સંયોગ માત્રથી જ જગતની રચના વગેરે કાર્ય કરી શકે છે.

ભાષ્યકાર કહે છે, તમારું એ માનવું યોગ્ય નથી. પ્રકૃતિ તથા પુરુષ(જીવ) નિત્ય તત્ત્વો છે. તેમાં પ્રકૃતિ વિભુ(સર્વત્ર વ્યાપક) છે. તેથી પુરુષ તથા પ્રકૃતિનો સંયોગ નિત્ય રહેશે, તેથી જગતની સૃષ્ટિ નિત્ય થતી જ રહેશે. ક્યારેય પણ પ્રલય થશે જ નહિ. માટે તમે જે જડ પ્રકૃતિ પણ સૃષ્ટિ કરી શકે એમ કહ્યું તે અપ્રયોજક દોષથી યુક્ત છે. વળી તમે આપેલ દૃષ્ટાંત પણ બરાબર નથી અર્થાત્ વિષમ છે. તમારા મતે પુરુષ(જીવ)ના સાન્નિધ્ય સિવાય તેમાં બીજો કોઈ કર્તૃત્વાદિ ગુણ છે જ નહિ. તમારે મતે પુરુષ-ચેતન નિષ્ક્રિય છે અને તેમાં જ્ઞાતૃત્વ(જ્ઞાતાપણું) આદિ કોઈ પણ ગુણ નથી. અને તે જ્ઞાતૃત્વાદિ

ગુણો તો વિકારરૂપ છે તેથી તે નિર્વિકાર એવા પુરુષમાં સંભવતા નથી. આમ તમારું માનવું છે અને દેખતા પાંગળા(પંગુ)માં તો રસ્તાને જોવું, તે તો બતાવવું ઈત્યાદિને ધારવાની શક્તિ છે, બીજી બાજું પ્રકૃતિમાં તે એક પણ ગુણ નથી.

વળી સાંખ્યમાં એમ કહેવામાં આવ્યું છે કે પ્રકૃતિના સાન્નિધ્યથી પુરુષ(જીવ)માં પ્રકૃતિ(માયા)ના ગુણધર્મોનો અધ્યાસ(આરોપ) થાય છે અને તે પછી આ જગતની સૃષ્ટિ થાય છે.

ભાષ્યકાર - તે પણ યોગ્ય નથી. 'પ્રકૃતિના સાન્નિધ્યથી પ્રકૃતિના ગુણ ધર્મોનો જે અધ્યાસ પુરુષમાં થાય છે.' એમ જે કહ્યું, તેમાં કહેલું સાન્નિધ્યનું નિરૂપણ કરવું તે ઘણું કઠિન છે. તે સાન્નિધ્યનો અર્થ પ્રકૃતિનો પુરુષને સંયોગ જ કહેશો, તો તે સંયોગ તો સર્વદા છે જ ને ! અને તે જ દોષ છે. તે સંયોગ એટલે એક પ્રકારનો વિકાર તે સૃષ્ટિનો હેતુ છે, એમ પણ કહી શકાશે નહિ. કારણ કે બધા જ વિકારો અધ્યાસથી થતા હોય ત્યાં તે વિકારનો હેતુ અધ્યાસ ક્યાંથી થાય ? એટલે તે અસંભવ છે. એટલે જેમાં શાસ્ત્ર પ્રમાણરૂપ નથી. અનુમાન જ કરાતું હોય એવો પ્રધાન(માયા) કારણવાદ સંભવ નથી-યુક્તિ સંગત નથી.

સાંખ્યે જે કહ્યું કે કાર્યને સરૂપ-સમાન એક સરખું કારણ હોવું જોઈએ, તે તો અમે માનીએ જ છીએ. બ્રહ્માત્મક-બ્રહ્મ જેનું અંતર્યામી અને આત્મા હોય એવી પ્રકૃતિ(માયા) જગતનું કારણ સ્વીકારવા માત્રથી તો તેમાં કોઈ પણ પ્રકારની અસંગતિ આવતી નથી. કારણ કે જે બ્રહ્મ છે તેના બધા ચેતન અને અચેતન શરીર છે, વિશેષણ છે. તે બ્રહ્મ વિશેષ્યરૂપ છે, તે ચેતન અને અચેતનની સૂક્ષ્માવસ્થા અને સ્થૂલાવસ્થાના ભેદથી કારણાવસ્થા કાર્યાવસ્થાને પણ પામે છે. આ રીતે અમે ઉપાદાન અને ઉપાદેયનું સમાનરૂપપણું માનીએ છીએ, તો

આટલું વિવેચન કરવાથી તે સાબિત થાય છે કે પ્રધાન અને માયા શબ્દથી કહેવાથી જે મૂળપ્રકૃતિ છે તે શ્રીકૃષ્ણ પરમાત્માની શક્તિ છે. તે અંગે શ્રુતિ પણ કહે છે કે "તે ધ્યાનયોગને અનુસરેલા(સમાધિસ્થ) મહાપુરુષોએ પરમાત્માની શક્તિ અને પોતાના સત્ત્વ, રજ તથા તમરૂપ ગુણોથી ઢંકાયેલી એવી માયાને દેખી."(શ્વે.ઉ.૧/૩) તેનો ભાવ એવો છે કે લીલારસિક પરમપુરુષ શ્રીકૃષ્ણની લીલારસભૂત જગતની સૃષ્ટિ કરવામાં સાધનરૂપ અને સત્ત્વ આદિ ગુણોથી વ્યાપ્ત એવી માયાને દેખી.

અહીંયા માયાને કૃષ્ણની શક્તિના રૂપમાં કહી છે, એટલે કે જગતને ઉત્પન્ન કરનારા પરમાત્માને તે કાર્યમાં ઉપયોગી સાધન તે માયા છે, પણ તે કાર્યમાં પરમાણુ ઉપયોગી નથી. આવું માનવાથી વૈશેષિકોએ માનેલો પરમાણુ કારણવાદ અત્યંત પરાસ્ત થઈ જાય છે. વૈશેષિક જે પરમાણુઓને માને છે તેને તેઓ સિદ્ધ કરી શકતા નથી.

વૈશેષિકો અનુમાન પ્રમાણથી પરમાણુઓને સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે, તેમના માનવા પ્રમાણે પૃથ્વી, જળ, તેજ અને વાયુ; આ ચાર કારણરૂપમાં નિત્ય અને કાર્યરૂપમાં અનિત્ય છે. પૃથ્વી આદિ ચાર દ્રવ્યોના પરમાણુ નિત્ય છે. કારણ કે તે પરમાણુ નિરવયવ અનાદિ તથા અનંત છે. પરમાણુ સિવાયના બધા જ કાર્ય દ્રવ્યો પરમાણુઓના સંયોગથી ઉત્પન્ન થાય છે, તે સંયોગથી થાય છે. એટલે જ્યારે અવયવ છૂટા પડે ત્યારે તે કાર્યનો નાશ થતો હોવાથી બધા જ કાર્યદ્રવ્ય અનિત્ય છે.

સામાન્યરૂપમાં પરમાણુ પ્રત્યક્ષ ગોચર થતા નથી. પરમાણુને જગતનું કારણ માનવામાં આવે છે, પણ તેની સાબિતી કરી શકાતી નથી. પરમાણુઓનું અસ્તિત્ત્વ અનુમાનથી જાણી શકાય છે તેમ તેઓ માને છે. જગતમાં દેખાતા પદાર્થ-કાર્યદ્રવ્યમાત્ર સાવયવ હોય છે. જે કાંઈ કાર્ય દ્રવ્ય છે તે સાવયવ છે. કારણ કે કાર્યનો અર્થ જ એ છે કે

ભિન્ન ભિન્ન અવયવોનું એક વિશેષરૂપમાં જોડાવું. હવે જો આપણે કોઈ કાર્ય દ્રવ્યના અવયવોનો વિભાગ કરવા માંડીએ તો અનુક્રમે મહત્ પરિમાણ ઘટતા ઘટતા ક્ષુદ્ર થઈ જાય છે અને તે પણ વિભક્ત થતા ક્ષુદ્રથી ક્ષુદ્રતમ અને ક્ષુદ્રતર અવયવો સુધી પહોંચી જવાય કે પછી જેનો વિભાગ કરી શકાય નહિ. આવા કે જેનો વિભાગ થઈ શકે નહિ તેવા કણોને વૈશેષિકો પરમાણુ કહે છે, તે પરમાણુ અનાદિ નિરવયવ છે. જગતરૂપી કાર્યની ઉત્પત્તિ એટલે તે પૃથ્વી આદિ ચાર પ્રકારના પરમાણુઓ દ્વયણુક તથા ત્રસરેણુના અનુક્રમે મહત્ પરિમાણને પામીને આ સ્થાવર જંગમ જગતની રચના રૂપે થઈ શકે છે અને તેનું ઉપાદાન કારણ નિત્ય પરમાણુ છે. વૈશેષિકો અનુમાન પ્રમાણથી પરમાણુઓને સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે, પણ કાર્યદ્રવ્યનું સાવયવ હોવું, ચક્ષુર્ગ્રાહ્ય હોવું વગેરેને તેઓ સાબિત કરી શકતા નથી.

તેમણે આપેલા અનુમાનોમાં અનેક ખામીઓ ભરી છે, તેવું ભાષ્યકારે સાબિત કરીને તે પરમાણુ કારણવાદને પરાસ્ત કર્યો છે. અને તેમની આગળ કહ્યું છે કે 'अजामेकां लोहितशुक्लकृष्णाम्'(તૈ. આ.૧૦/૧૦/૨) ઈત્યાદિ શ્રુતિઓને આધારે ચાલતા એવા અમારે કોઈ પણ જાતનો દુરાગ્રહ કરવાનો રહેતો નથી. વાસ્તવમાં અપ્રતિષ્ઠિત-અસ્થિર તર્કોને આધારે જીવતા વૈશેષિકોને અને અપૌરુષેય, નિત્ય અને નિર્દોષ શ્રુતિને આધારે સિદ્ધાંતને આશરેલા એવા અમારે, એમ બંને વચ્ચે ઘણું અંતર રહ્યું છે.

આગળ કહ્યું તે રીતે માયાનું સ્વરૂપ બતાવ્યું. હવે તે માયાના સ્વભાવને કહે છે. માયા છે તે કેવી છે ? તો તે देहस्तदीययोः- દેહ એટલે માયામાંથી ઉપજેલું શરીર અને તદીય એટલે દેહ દ્વારા ઉત્પન્ન થયેલા પુત્ર, પૌત્ર આદિ પરિવાર અથવા તે દેહની સાથે સંકળાયેલા સંબંધીઓ અને તેની માલિકીની ગણાતી મિલ્કત વસ્તુઓ તથા પદાર્થ

વગેરે છે. આ દેહ તથા તેના સંબંધીઓમાં હું તથા મારું(અહં મમત્વ) એવા ભાવને ઉત્પન્ન કરે છે. આ ત્રિગુણાત્મિકા માયા છે તે માયાના પરિણામરૂપ દેહમાં રહેલા જીવને પોતાના સત્ત્વ, રજ અને તમરૂપ ગુણોના પ્રભાવશાળી સંગથી બાંધી લે છે. તે ત્રણ ગુણોમાં તમોગુણનો એવો સ્વભાવ છે કે તેનાથી કોઈ પણ વ્યક્તિ વસ્તુનાં સ્વરૂપને ખરેખર જોઈ જાણી શકતી નથી. અને કદાચ તમોગુણ જીવને કાંઈ જણાવે તો તે વિપરીતરૂપમાં ભ્રમ પેદા કરે છે. જે દેહાદિ આત્મા નથી તેમાં આત્માનો ભાવ કરાવે છે અને તે ભ્રામક તમોગુણ દેહ આદિમાં મમત્વ કરાવે છે.

તે પછી માયાનો ગુણ જેને રજોગુણ કહેવાય છે, તે સ્નેહ-દેહાસક્તિ કે બંધન કરાવનારો છે. એટલે વિષયોમાં રાગ કરાવનારો કહેવાય છે. અને તે સિવાયનો જે સત્ત્વગુણ છે તે હળવો અને પ્રકાશક છે, તે તે માનેલી વસ્તુઓના સ્વરૂપને જણાવે છે, તે આ રીતે ત્રિગુણાત્મક માયા છે, તે જીવને પોતાના ગુણોથી બાંધી લે છે. આ બાબતને ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહી છે. જેમ કે "હે મહાબાહુ અર્જુન ! પ્રકૃતિ-માયાના સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણ છે. તે અવ્યય અને અખંડ એવા દેહી-જીવને પોતાના દેહમાં અહં-મમત્વના પાશથી બાંધી દે છે."(ગીતા.૧૪/૫)

તેમાં સત્ત્વગુણ નિર્મળ છે તેથી પ્રકાશક અને હળવો સ્ફુર્તિદાયક છે, સ્વસ્થ છે. તે જીવને હું કાંઈક જાણકાર છું, સુખી છું, આવા જ્ઞાન અને સુખના બંધનથી સંસારમાં બાંધી રાખે છે.(૧૪/૬)

રજોગુણ વિવિધ પ્રકારના પંચવિષયોમાં જીવને આસક્તિ કરાવે છે અને તે તૃષ્ણાથી ભરપૂરરૂપમાં ભર્યો છે, ઊપજ્યો છે. કર્મમાં-અનેક પ્રકારની કામધંધાની પ્રવૃત્તિઓ કરાવીને જીવને સંસારમાં બાંધી રાખે છે.(૧૪/૭)

તમોગુણ તો અજ્ઞાનથી ઉપજ્યો છે. પ્રાણીમાત્રને તે મોહ પેદા કરે છે. તે જીવને પ્રમાદ, આળસ અને નિદ્રા આદિના બંધનથી જગતમાં બાંધી લે છે.(૧૪/૮)

સત્ત્વગુણ સુખની ભાવનાથી બંધન કરે છે. રજોગુણ અનેક પ્રકારના કર્મ-કામધંધાની પ્રવૃત્તિઓમાં જીવને બાંધે છે અને તમોગુણ તો જીવના યથાર્થ જ્ઞાનને ઢાંકી દઈને પ્રમાદમાં દબાવી રાખે છે.(૧૪/૯)

જીવને પોતાના શરીરની બધી જ ઈન્દ્રિયોમાં અને અંતઃકરણમાં હળવાશ જણાય અને બુદ્ધિમાં જ્યારે સ્ફુર્તિ જણાય ત્યારે તેણે માનવું જોઈએ કે અત્યારે સત્ત્વગુણ વધ્યો છે. (૧૪/૧૧)

જ્યારે ઘણો લોભ જણાય, વિષયભોગને માટે સતત કામ કરવાની ભાવના રહે. તૃષ્ણા વધતી જાય અને ક્યારેય નિરાંત ન જણાય ત્યારે સમજવું કે અત્યારે રજોગુણ વધ્યો છે.(૧૪/૧૨)

જ્યારે જીવને પોતાના દિલમાં કોઈ બાબતનો નિર્ણય લેવાની શક્તિ ન રહે. સમજ્યા વિના કામ કરતો રહે. મોહ અને ખૂબ જ પ્રમાદ જણાય ત્યારે સમજવું કે તમોગુણ વધ્યો છે.(૧૪/૧૩)

માયાના આ ત્રણેય ગુણ જીવને એક સરખી રીતે જ બંધનકારી છે, છતાં સત્ત્વગુણમાં, રજોગુણ અને તમોગુણ કરતા વિશેષતા એ રહી છે કે જીવને તેના યથાર્થ સ્વરૂપને સમજાવી સંસારના બંધનથી છોડાવે છે. એટલા માટે તે રજોગુણ અને તમોગુણથી હારે નહિ એવા સત્ત્વગુણને રાખીને તેને ગીતામાં ઘણો ઉપયોગી કહ્યો છે. "જેમ કે હર્ષ, શોક આદિ દ્વન્દ્વથી રહિત, આત્મજ્ઞાની અને આત્મસ્વરૂપ સિવાયના વિષય સંબંધી યોગ અને ક્ષેમને તજી દેનારા જીવાત્માને નિત્ય સત્ત્વગુણી કહ્યો છે.(ગીતા.૨/૨૫)

આ જીવ દેહથી અત્યંત વિલક્ષણ છે. જ્ઞાનઘન છે છતાં જ્યારે તેને માયાનો પ્રસંગ રહે છે ત્યારે તેને "દેહ જ આત્મા છે" આવો ભ્રમ થાય છે અને તે ભ્રમ જ માયાની તાકાતભરી શક્તિ ગણાય છે. આ માયાને તેનાં સ્વરૂપને તથા સ્વભાવને જાણ્યા સિવાય તરી શકાતી નથી. એટલા માટે તે માયા કેવી છે ? તે નીચે કહીએ તે પ્રમાણે તેને ઓળખી રાખવી જોઈએ.

સત્ત્વ, રજ અને તમ; આ ત્રણેય ગુણ જેમાં વધઘટ વિના એક સરખા હોય તેને માયા કહી છે. માયામાં જેમ ત્રણ ગુણ રહ્યા છે તેમજ તેના કાર્યોમાં પણ ત્રણ ગુણ રહ્યા છે. છતાં કાર્યોમાં ગુણોની સમાનતા હોતી નથી. સમાનતાનો મતલબ કે તે તે કાર્યોમાં ગુણોની વધઘટ રહે છે અને તેનાથી માયાના કાર્યોમાં વિષમતા-અસમાનતા જણાય છે. પ્રકૃતિ અને વિકૃતિમાં જે માયા સામાન્યભાવે રહેતી હોય તે તો રાજસ અને તામસ ભાવ છે. આ માયા કેવળ વિકારોના રૂપમાં પરિણમે છે. આથી તેને પ્રકૃતિ કહેવાય છે. અહંકાર આદિ બધા વિકારોનું જનકપણું(ઉપાદાનતા) તો મહત્તત્ત્વ આદિમાં રહે છે, છતાં પણ વિકારમાત્રનું કારણ હોવાથી તેમજ સ્વયં કોઈનો વિકાર નહિ હોવાથી એકમાત્ર પ્રકૃતિ માયાને કહેવાય છે. જો કે મહત્તત્ત્વ ઈત્યાદિમાં તો 'આની આ પ્રકૃતિ' છે એમ કહેવાય છે, પણ સમગ્રનું જનકપણું માયામાં રહ્યું હોવાથી તેને મૂળપ્રકૃતિ પણ કહેવાય છે. માયા વિદ્યાની વિરોધી છે, આથી તેને અવિદ્યા પણ કહેવાય છે. જ્યારે તે મહત્તત્ત્વ આદિ કાર્યોનારૂપમાં પ્રકટ નથી હોતી ત્યારે તેને અવ્યક્ત પણ કહેવાય છે. આથી માયાથી બધા જ વિકારો ઊપજે છે, આમ કહેવામાં પણ કાંઈ વાંધો નથી.

માયાના અવ્યક્ત તથા તમોરૂપમાં સૂક્ષ્મભેદ હોવા છતાં અવ્યક્ત કારણવાદ તથા તમઃકારણવાદમાં કાંઈ વિરોધ નથી. જો કે મહત્તત્ત્વ

ઈત્યાદિમાં ગુણોની વધઘટ(વૈષમ્ય) જેમ હોય છે તેમ અવ્યક્ત અક્ષર તથા તમસમાં પણ રહી છે, પણ ગુણોની સમાનતામાં થોડોક અવસ્થાભેદ કહેવાય છે. જેમ જમીનમાં વાવેલા બીજમાં બીજને ભીની માટીનો ભેજ લાગવો, તે પછી બીજનું કાંઈ અંશે વિકસવું-ફૂલવું અને અંકુર પેદા કરવાની સ્થિતિમાં આવવું. આ ત્રણ ભેદ અંકુર નીકળ્યા પહેલાની અવસ્થામાં અતિ સૂક્ષ્મ છે, તેમ મહત્તત્ત્વ આદિની ઉત્પત્તિના પહેલા પરમાત્મા(દેવ)ની પ્રેરણા ભળવાની સાથે ત્રિગુણ દ્રવ્ય, જેને અવિભક્ત તમ આવા શબ્દથી કહેવાય છે. તે ત્રિગુણદ્રવ્યની તમસ્ અક્ષર અને અવ્યક્ત શબ્દથી કહેવાતી અતિ સૂક્ષ્મ અવસ્થા હોય છે.

આ ત્રણ અવસ્થાઓ ઉત્તરોત્તર અવસ્થાઓનું કારણ અને શક્તિ વિશેષ સ્વરૂપ હોય છે. તે ત્રણમાં જે મહત્તત્ત્વને એકદમ નજીકની તેની પૂર્વ અવસ્થા જે ગુણ સામ્યરૂપ છે તેને અવ્યક્ત કહેવાય છે અને તે પછી તેને નજીકની પૂર્વ અવસ્થા અપરિસ્ફુટ ગુણસામ્યરૂપ છે, જે ચેતનસૃષ્ટિગર્ભ યુક્ત છે તેને અંતરાવસ્થા કહેવાય છે. જે સ્થિતિમાં ચેતન સૃષ્ટિના ગર્ભનો વિવેક પણ સંભવતો નથી, તેને તમોવસ્થા કહેવાય છે. પાણીમાં પીગળી ગયેલા મીઠાની જેમ અથવા ચંદ્રકાંત મણિના ઉપર રહેલા પાણીની જેમ જે અલગ કહી શકાતું નથી તે તમસ્ છે. તે ત્રણ મહત્તત્ત્વ આદિ પૃથક્ પદાર્થના રૂપમાં પરિણમે છે છતાં તે અતિ સૂક્ષ્મરૂપ છે.

તે અવ્યક્તની નજીક(અવ્યહિત)ની ઉત્તર અવસ્થા અને અહંકારની નજીક(અવ્યવહિત)ની પૂર્વ અવસ્થાને મહત્તત્ત્વ નામ આપવામાં આવે છે અને તે પછી જે મહત્તત્ત્વની નજીક(અવ્યવહિત) ની ઉત્તર અવસ્થા અને ઈન્દ્રિયો આદિની નજીકની પૂર્વ અવસ્થા, તેને અહંકાર કહેવાય છે. તે અહંકારમાં પણ ત્રણ પ્રકાર છે, જે સાત્ત્વિક, રાજસ અને તામસ એવા નામથી કહેવાય છે. તે પછી આગળ વધતા

ત્રિવિધ અહંકારમાંથી તન્માત્ર આદિ અનેક અન્ય ભૂત ભૌતિક કાર્યો ઊપજે છે. જેમ કે, શબ્દ આદિ પાંચ તન્ત્રમાત્રથી આકાશ આદિ પાંચ મહાભૂતોની ઉત્પત્તિ થાય છે. તેમાં શબ્દ આદિના ક્રમથી ઉત્પન્ન થયેલા તેના કાર્યરૂપ આકાશ આદિ ભૂતોમાં તે તેના જનક તન્માત્રના ગુણનો પ્રવેશ થવાથી તે આકાશ આદિ પાંચભૂતોમાં ઉત્તરોત્તર એક એક ગુણનો વધારો થતો જાય છે.

જેમ કે ભૂતાદિ નામના તામસ અહંકારમાંથી શબ્દતન્માત્રની ઉત્પત્તિ થઈ અને પછી તે શબ્દતન્માત્રથી આકાશ ઉત્પન્ન થયો. તે આકાશમાં પોતાના જનક તન્માત્રનો ગુણ આવવાથી તે આકાશમાં એક શબ્દ ગુણ ગણાય છે. તે પછી આકાશમાંથી સ્પર્શતન્માત્રની ઉત્પત્તિ થઈ. પછી તે સ્પર્શતન્માત્રમાંથી વાયુની ઉત્પત્તિ થઈ. તે વાયુમાં તેના જનક સ્પર્શતન્માત્રનો એક ગુણ તથા આકાશનો એક ગુણ, બંને મળીને વાયુમાં સ્પર્શ તથા શબ્દ આમ બે ગુણ આવ્યા છે. તે પછી વાયુમાંથી રૂપતન્માત્રની ઉત્પત્તિ થઈ અને રૂપ તન્માત્રથી તેજ-અગ્નિની ઉત્પત્તિ થઈ, તે તેજ-અગ્નિમાં તેના જનક રૂપતન્માત્રનો એક રૂપ તથા ઉપરના બે ગુણ શબ્દ અને સ્પર્શ આવ્યા તેથી તેજમાં શબ્દ, સ્પર્શ અને રૂપ, આમ ત્રણ ગુણ રહ્યા કહેવાય છે.

પછી તે તેજ-અગ્નિમાંથી રસતન્માત્રની ઉત્પત્તિ થઈ અને તે રસતન્માત્રથી જળ તત્ત્વની ઉત્પત્તિ થઈ. પછી તે જળમાં પોતાનો ગુણ એક રસ તથા ઉપરના ત્રણ ભૂતોના ગુણ શબ્દ, સ્પર્શ અને રૂપ, એ ત્રણ મળીને જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ; આમ ચાર ગુણ આવ્યા. પછી જળમાંથી ગંધતન્માત્રની ઉત્પત્તિ થઈ અને ગંધ તન્માત્રમાંથી પૃથ્વીની ઉત્પત્તિ થઈ. તે પૃથ્વીમાં તેના જનક ગંધતન્માત્રનો ગુણ ગંધ એક અને ઉપરના ચાર તે બધા મળીને પૃથ્વીમાં પાંચ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ગુણ આવ્યા.

પરમાત્માએ પ્રેરેલી માયાનું જ આ બધું કાર્ય ગણાય છે. જગતમાં જે ચેતન જીવાત્માઓના શરીર છે તે તો ઉદ્ભિજ્જ, અંડજ, જરાયુજ અને સ્વદેજ, આ ચાર પ્રકારના છે. તે શાસ્ત્રોમાં લખ્યા છે. તેમાં તે ચારે પ્રકારના ઉત્પન્ન થતાં બધા શરીરો, તેની ચર્ચા અહીં કરવાની નથી. માત્ર દેવ-મનુષ્યાદિના શરીરની જ વિગત આ પ્રસંગે કહી છે. આપણા માનવ શરીરમાં જે તત્ત્વોનું વિવેચન આ શિક્ષાપત્રી ભાષ્યમાં તથા પ્રામાણિક માનેલા વેદાદિ શાસ્ત્ર, પુરાણો, મહાભારત, ધર્મશાસ્ત્રો, સંહિતાઓ અને સૂત્રો તથા તેના ભાષ્યોમાં કરવામાં આવ્યું છે. તેમાં પણ દેશ કાળ તથા વર્ણ્યવિષયની ભિન્નતાને લીધે તેમજ વક્તાની વિવિધતાને લીધે અનેક પ્રકારોની વિસંગતતા રહી છે. છતાં આચાર્ય શ્રીરઘુવીરજીમહારાજે જે આ ભાષ્ય રચ્યું છે તેને આધારે અને આપણી પરંપરામાં જે બાબત સ્વીકારી છે તે પ્રમાણે આ વિગત સ્પષ્ટ કરી છે.

અહંકાર ત્રિગુણાત્મક છે, તેના સાત્વિક એટલે વૈકારિક, રાજસ એટલે તૈજસ અને તામસ એટલે ભૂતાદિ, આમ ત્રણ પ્રકારો છે. ત્રિવિધ અહંકારમાંથી ઇન્દ્રિયો, દેવતા, વિષય અને ભૂતોની જે સૃષ્ટિ થઈ તે નીચેની વિગત પ્રમાણે છે.

સાત્ત્વિક, જેનું વૈકારિક આવું બીજું નામ છે તેમાથી અંતઃકરણ તથા તેના અને બાહ્ય કરણના ચૌદ દેવતા થયા. રાજસ, જેનું તૈજસ આવું બીજું નામ છે. તેમાંથી દસ ઇન્દ્રિયોની ઉત્પતિ થઈ અને તામસ, જે ભૂતાદિ પણ કહેવાય છે. તેમાંથી પાંચ તન્માત્ર અને પાંચ મહાભૂતોની રચના થઈ છે.

અંતઃકરણ એક હોવા છતાં ક્રિયાભેદથી તે ચાર પ્રકારે કહેવાય છે. તે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આવા નામથી પ્રસિદ્ધ છે.

| ચાર અંત:કરણ અને ચૌદ ઇન્દ્રિયો તથા તેના દેવતા અને કાર્ય | | | | |
|---|---|---|---|---|
| સત્ત્વગુણ (વૈકારિક) | ચાર અંતકરણ, દેવતા અને કાર્ય | મન | ચંદ્ર | મનન કરવું |
| | | બુદ્ધિ | બ્રહ્મા | નિશ્ચય કરવો |
| | | ચિત્ત | વાસુદેવ | પુનઃ પુનઃ ચિંતન કરવું |
| | | અહંકાર | રુદ્ર | નિશ્ચિત વિચાર ઉપર અભિમતિની મહોર લગાવી |
| રજોગુણ (તૈજસ) | પાંચ જ્ઞાનેન્દ્રિયો, દેવતા અને કાર્ય | શ્રોત્ર-કાન | દિગ્પાલ | શબ્દનું જ્ઞાન કરાવવું |
| | | ત્વક્-ચામડી | વાયુ | સ્પર્શનું જ્ઞાન કરાવવું |
| | | ચક્ષુ-આંખ | સૂર્ય | રૂપનું જ્ઞાન કરાવવું |
| | | રસના-જીભ | વરુણ | રસનું જ્ઞાન કરાવવું |
| | | ઘ્રાણ-નાક | અશ્વિની કુમારો | ગંધનું જ્ઞાન કરાવવું |
| | પાંચ કર્મેન્દ્રિયો, દેવતા અને કાર્ય | વાક્-વાણી | અગ્નિ | મુખથી બોલવું |
| | | પાણિ-હાથ | ઈન્દ્ર | કાર્યોને કરવા |
| | | પાદ-પગ | વિષ્ણુ | ચાલવું |
| | | પાયુ-ગુદા | યમરાજ | મળ ત્યાગ કરવો |
| | | ઉપસ્થ-મૂત્રેન્દ્રિય | પ્રજાપતિ | મૂત્ર ત્યાગ કરવો |
| તમોગુણ (ભૂતાદિ) | | તન્માત્રા | ભૂત | ગુણ |
| | તમથી | શબ્દથી | આકાશ | શબ્દ |
| | આકાશથી | સ્પર્શથી | વાયુ | શબ્દ, સ્પર્શ |
| | વાયુથી | રૂપથી | તેજ | શબ્દ, સ્પર્શ, રૂપ |
| | તેજથી | રસથી | જળ | શબ્દ, સ્પર્શ, રૂપ, રસ |
| | જળથી | ગંધથી | પૃથ્વી | શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ |

પંચમહાભૂત કે જે બ્રહ્માંડ નિર્માણનું કારણ છે અને સામાન્યરૂપે બધી જ જાતિના શરીર નિર્માણનું પણ કારણ છે. તે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આવા નામથી પંચભૂત કહેવાય છે. પાંચ પ્રાણ જે એક વાયુના જ પ્રકારો છે. જેને મનુષ્યના શરીરમાં ક્રિયા ભેદથી પાંચ નામ આપ્યા છે.

### પાંચ પ્રાણ અને તેનું કાર્ય

| | | |
|---|---|---|
| વાયુ | પ્રાણ | જે હૃદયમાં રહે છે અને શ્વાસઉશ્વાસની ક્રિયા કરે છે |
| | અપાન | ગુદામાં રહેલ અધોવાયુના રૂપમાં અને મળત્યાગમાં સક્રિય રહે છે |
| | સમાન | જે નાભિમંડળમાં રહીને પાચન આદિ ક્રિયામાં સહાય કરે છે |
| | વ્યાન | નાડીઓમાં રહીને લોહી વગેરેનું પરિભ્રમણ કરાવે છે |
| | ઉદાન | કંઠમાં રહીને લીધેલા ખોરાક વગેરેનું નિયંત્રણ કરે છે |

છેલ્લે ભાષ્યકાર એકસોને છઠ્ઠા શ્લોકમાં શ્રીહરિના સિદ્ધાંતને સારરૂપમાં ત્રણ નૂતન શ્લોકોથી કહે છે.

मन्यन्ते पीलुजातं कतिचन जगदारम्भकं केचिदाहुः,
कर्त्रीमेकां स्वतन्त्रां प्रकृतिमथ च तां सङ्ख्माहुर्गुणानाम्।
कामप्यन्यां तु मायां सदसदुभयतो मन्वते मन्यमानां,
मिथ्यात्वं दृश्यमाने कुमतिविलसितं सर्वमेतद्धि हेयम्।।१।।

કણાદ તથા ગૌતમાદિ કેટલાક દાર્શનિકો આ જગતનું કારણ પરમાણુ છે એમ માને છે. કપિલ વગેરે ચિંતકો એક માત્ર સ્વતંત્ર ત્રિગુણાત્મિકા પ્રકૃતિને સર્વ જગતનું કારણ કહે છે. શંકર આદિ કેટલાક વિચારકો સદસત્‌થી વિલક્ષણ કોઈ એક અદ્‌ભુત માયાને જગતનું કારણ માનીને પણ છેવટે જગતને મિથ્યા કહે છે, પણ તે બધા કુબુદ્ધિના વિલાસમાત્ર જ છે. માટે તે સ્વીકારવા લાયક નથી. ૧.

किन्त्वाश्चर्यस्वरूपा परिणमति परब्रह्मणाऽधिष्ठितैका,
मायाऽविद्यादिशब्दैः श्रुतिषु निगदिता काऽपि शक्तिस्तदीया।
कार्यारम्भावधित्वात्प्रकृतिरथ तमश्चोच्यते सौक्ष्म्यभूम्ना,
विष्णोर्नानाबुभूषोर्भवति तनुतया कार्यवैचित्र्यमूलम्।।२।।

વેદોમાં માયા અને અવિદ્યા આદિ નામથી કહેલી પરબ્રહ્મની કોઈ આશ્ચર્યરૂપ શક્તિ છે. પરબ્રહ્મથી અધિષ્ઠિત થયેલી તે માયા અત્યંત સૂક્ષ્મરૂપે આ જગતની સૃષ્ટિનું કારણ બનતી હોવાથી પ્રકૃતિ એવા નામથી પણ કહેવાય છે. 'एकोऽहं बहु स्याम्' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે અનેકરૂપે થવા ચાહતા પરમાત્માના શરીર ભાવે જે રહે છે. બધા જ કાર્યોની વિચિત્રતાના મૂળરૂપ તે માયાને તમ આવા નામથી કહેવાય છે. ૨.

मायैका त्रिगुणा हरेर्भगवतो देवस्य शक्तिर्यया,
ब्रह्माण्डादिविलास एष विपुलो नानाविधः सूयते।
आवेष्ट्य स्वगुणेन जीवनिवहान् या भ्रामयत्यञ्जसा,
तामेनां तमनुप्रपद्य तु तरेत्तस्यैव वाचं स्मरन्।।३।।

અનેક કલ્યાણકારી દિવ્ય ગુણોથી સંપન્ન પરમાત્મા શ્રીહરિની શક્તિ ગણાતી માયા સત્ત્વ, રજ અને તમોરૂપ છે. તેનાથી અનેક બ્રહ્માંડોની સૃષ્ટિ આદિરૂપે અનેક પ્રકારની લીલાને પરમાત્મા કરે છે અને તે માયામાંથી જ પુષ્કળ પ્રમાણમાં સૃષ્ટિ થાય છે. જે માયા અનંત જીવોને પોતાના સત્ત્વ, રજસ્ અને તમસ્ રૂપ ત્રણ ગુણોથી આવરી લઈને અનંતકાળથી સંસારમાં ભટકાવી રહી છે. "मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति" જે મારે શરણે થાય છે. તે જીવ તે માયાને તરી જાય છે. આવા શ્રીહરિનાં વાક્યનું સ્મરણ પણ કરતી રહે છે.૩. ૧૦૬.



**हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः।**
**ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ सर्वकर्मफलप्रदः॥१०७॥**

**અને જે ઈશ્વર છે તે જે તે જેમ હૃદયને વિષે જીવ રહ્યો છે તેમ તે જીવને વિષે અંતર્યામીપણે કરીને રહ્યા છે ને સ્વતંત્ર છે ને સર્વ જીવને કર્મફળના આપનારા છે એમ ઈશ્વરને જાણવા. ॥૧૦૭॥**

*ભાષ્ય :* હવે ઈશ્વરનું નિરૂપણ કરે છે हृदय इति જો કે ઘણા દેવોને ઈશ્વર એવા નામે કહેવામાં આવે છે, છતાં તેઓમાં વિશુદ્ધ-ચોખ્ખું ઈશ્વરપણું હોતું નથી. ખરેખર જે સહુ કોઈમાં વ્યાપીને, તે બધાને નિયમિત કરે છે, તે જ સ્વતંત્ર સર્વેશ્વર પરમેશ્વર છે, એવું જણાવતા શ્રીહરિ હવે પછી કહે છે. हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः। 'હૃદયમાં જીવની જેમ રહ્યા છે.' એવું વાક્ય થાય. હૃદયમાં રહ્યા છે, આવું કહેવામાં કાંઈક વિશેષતા બતાવે છે. जीवेऽन्तर्यामितयेति જીવમાં પણ અંતર્યામીપણે, જો કે જીવ હૃદયમાં સન્નિહિત-પાસે જ રહ્યો છે. પરંતુ તે કર્મથી બંધાયો છે, પણ આ પરમેશ્વર તો બધી જ ક્રિયાઓને કરવી કે અટકાવી દેવી, તેનું મૂળભૂત જ્ઞાન જ્યાંથી ઊપજે છે ત્યાં પાસે જ રહીને જીવને નિયમિત કરે છે, તેને કબજે રાખે છે. પરમેશ્વરની આ વિશેષતા છે. તે સ્મૃતિ(ગીતા.૧૮/૬૧)માં કહ્યું છે કે 'હે અર્જુન! પરમેશ્વર સર્વભૂત-પ્રાણીમાત્રના હૃદયમાં રહ્યા હોય છે. તે યંત્ર-ફાળકા ઉપર બેઠેલા હોય તેવા સર્વભૂતોને પોતાની ત્રિગુણાત્મિકા માયાથી ચોતરફ ઘુમાવતા રહે છે.' 'હું સહુનાં હૃદયમાં રહું છું. મનુષ્યને સ્મૃતિ, જ્ઞાન અને વિસ્મૃતિ મારા નિયંત્રણ પ્રમાણે જ થાય છે.'(ગીતા.૧૫/૧૫) અથવા એમ પણ વાક્ય રચના થઈ શકે છે કે અંતર્યામીપણારૂપ સાધારણ ગુણવાળો જીવ જેમ શરીરમાં પ્રવેશીને તેને નિયંત્રણમાં રાખે છે, તેમ તે જીવને પણ જે પરમેશ્વર તેમાં પ્રવેશ

કરીને નિયંત્રિત કરે છે. અંતર્યામીપણે અધિષ્ઠેય-નિયમ્યની અંદર જે શરીર તથા જે જીવ છે, તેની સત્તાને ટકાવી રાખવું. તે જીવ તથા પરમેશ્વરમાં એક સરખો ગુણ છે અથવા અંતર્યામીપણાં રૂપ વિશેષ ગુણ રહ્યો છે. આ બાબતની સ્પષ્ટતા એમ કહેવાય છે કે નિયામક એવા જીવે નિયંત્રિત રાખેલું શરીર પોતાની બધી ક્રિયાઓને કરી શકે છે, શરીરમાં નિયામક એવો જીવ ન હોય તો તે લાકડાં જેવું નકામું થઈ જાય છે, તે રીતે જ આ જીવ પણ પરમેશ્વરની સત્તાથી જ ચેતનાવાળો છે. જીવના નિયામક - અધિષ્ઠાતા જો પરમેશ્વર ન હોય તો તે જીવ અસત્કલ્પ-નહિવત્ ગણાય છે. એટલા માટે પરમેશ્વર જીવમાં અંતઃપ્રવેશ કરીને તેને નિયંત્રણમાં રાખે છે, પરમેશ્વરનો એ વિશેષ-અસાધારણ ગુણધર્મ છે. તે બાબતને શ્રુતિ પણ કહે છે.-

'જે પરમેશ્વર જીવાત્મામાં રહ્યા છે. જીવાત્માની અંદર રહીને તેનું નિયંત્રણ કરે છે.'(શ.બ્રા.૧૪ .૬.૫.૩૦)

'જે પરમેશ્વર જ્ઞાનસ્વરૂપ જીવાત્મામાં રહ્યા છે. જ્ઞાનસ્વરૂપ જીવાત્માની અંદર રહીને તેનું નિયંત્રણ કરે છે.'(બૃ.ઉ.૩/૭/૨૨)

શંકા-નિરવયવ જીવમાં અંદર પ્રવેશ કરીને પરમેશ્વર રહ્યા છે, એમ જે કહ્યું તે શું છે ? જીવમાં અંદર કે બહાર, આવો વિભાગ હોતો જ નથી.

સમાધાન-ઠીક છે જુઓ, અંતઃપ્રવેશનુ તાત્પર્ય એટલું જ છે કે પરમેશ્વર જીવમાં વ્યાપી રહ્યા છે, એટલે તે યોગ્ય છે. અન્ય કોઈ મૂર્ત-સાકાર વસ્તુ પોતામાં પ્રવેશ કરતી બીજી કોઈ સાકાર વસ્તુના પ્રવેશને જેમ રોકી શકે છે, તેમ અહીં જીવ પોતાના અંતર્યામીના પ્રવેશને રોકી શકતો નથી. કારણ કે પરમેશ્વર તો સહુથી અત્યંત સૂક્ષ્મ છે. એમ શ્રુતિ કહે છે.

'જે પરમેશ્વર અણુ કરતા પણ અણુ છે અર્થાત્ નિતાંત સૂક્ષ્મ છે.'(કઠ.૧/૨/૨૦)(તૈ.આ.૧૦/૧૦/૧)

'જીવાત્માની અંદર રહીને તેનું નિયંત્રણ કરે છે.' એમ જે ઉપર શતપથ બ્રાહ્મણની શ્રુતિ કહી તેમાં રહેલ 'અંદર રહીને' નિયંત્રણ કરે છે. એ શબ્દનું તાત્પર્ય કહ્યા પ્રમાણે જ છે.

'હૃદયમાં જેમ જીવ રહ્યો છે' આ દૃષ્ટાંતમાં હૃદય અને જીવમાં જુદાપણું દેખાય છે. વ્યાપ્ય તથા નિયમ્ય એવા દેહથી વ્યાપક તથા નિયામક એવો જીવ જેમ જુદો છે, તેમ વ્યાપ્ય તથા નિયમ્ય એવા જીવથી વ્યાપક અને નિયામક એવા સર્વેશ્વર પરમાત્મા જુદા જ છે. તે અંગે શ્રુતિઓ પણ કહે છે.

'જીવાત્માને અને તેના પ્રેરક (નિયામક) પરમેશ્વરને તેઓ અલગ છે, એમ માનીને'(શ્વે.ઉ.૧/૬)

'જીવાત્મા અને પરમાત્મા બે છે તેમાં પરમાત્મા જ્ઞ-સર્વજ્ઞ છે અને જીવ અજ્ઞ-અલ્પજ્ઞ છે. બંને નિત્ય છે પણ પરમાત્મા ઈશ-સર્વશક્તિમાન છે અને જીવ અસમર્થ છે.'(શ્વે.ઉ.૧/૯)

અહીં એક રૂપકથી જીવાત્મા તથા પરમાત્માને કહ્યા છે. જેમ કે સુંદર પાંખોવાળા બે પક્ષી છે. સાથે જ રહે છે, પરસ્પર મિત્ર છે. શરીરરૂપી વૃક્ષ ઉપર રહે છે. તેમાં એક અન્ય-જીવ ગમતા કે અણગમતા કર્મફળને ભોગવે છે. પણ પરમાત્મા તો કર્મ ફળના પ્રદાતા છે એટલે તેઓ કર્મફળને ભોગવતા નથી, પણ જીવની સમક્ષ પોતે સ્વયં પ્રકાશ રહે છે.'(મું.ઉ.૩/૧/૧)

'આ શરીરરૂપી વૃક્ષમાં રહેતો જીવ પરમેશ્વરથી ભિન્ન એવી માયાથી મુગ્ધ થઈને દુઃખી થાય છે ત્યારે શોક કરે છે. પણ સાક્ષીના રૂપમાં રહેલા અન્ય જે પરમાત્મા, તેને પ્રસન્ન રૂપમાં જ્યારે દેખે છે, ત્યારે જીવ શોકથી મુક્ત થાય છે.'(શ્વે.ઉ.૪/૭)

'માયાના નિયંતા એવા પરમેશ્વર એમાંથી આ વિશ્વને ઉપજાવે છે, પણ અન્ય જીવ એ વિશ્વમાં માયાથી બંધાઈ જાય છે.'(શ્વે.ઉ.૪/૯)

સ્મૃતિઓ પણ કહે છે કે 'ઉપર કહી તે મારી અપરા પ્રકૃતિ છે પણ તેનાથી ભિન્ન જીવરૂપી મારી પરા પ્રકૃતિને તું જાણ.'(ગીતા.૭/૫)

'પરંતુ ઉત્તમ પુરુષ જુદા છે. જે પરમાત્મા કહેવાય છે. કે જે અવિનાશી અને સર્વેશ્વર છે. તે ત્રણેય લોકમાં પ્રવેશ કરીને તેને ધારી રહ્યા છે.'(ગીતા.૧૫/૧૭)

અદ્વૈતી કહે છે-હકીકતમાં જીવથી પરમેશ્વર અલગ નથી. કારણ કે 'તે અલગ છે' એમ કોઈ કહેતા હોય તો પણ તે તેમાં પ્રમાણ આપી શકતા નથી. પરમેશ્વર જીવથી જુદા છે, એ બાબતમાં કોઈ પ્રત્યક્ષ પ્રમાણ મળતું નથી. કારણ કે બધી રીતે વસ્તુઓનું પ્રત્યક્ષ અસંભવ છે. બીજું અનુમાન પ્રમાણ પણ દેખાતું નથી. કારણ કે અનુમાનમાં કોઈ પ્રબળ ચોક્કસ હેતુ(કારણ) હોવો જોઈએ. તે હેતુ પણ જણાતો નથી. 'જીવ અજ્ઞાની છે માટે પરમેશ્વરથી જુદો છે' એમ જે કહેવાય છે તેમાં પણ તથ્ય નથી. કારણ તે બધું વિવેચન માયિક છે. એટલે પરમેશ્વર અને જીવમાં અભેદ છે તેમાં કાંઈ વિરુદ્ધ નથી. ઉપર જે જીવ તથા પરમેશ્વર જુદા છે, તેમાં પ્રમાણરૂપ જે શ્રુતિઓ બતાવવામાં આવી છે તે તો જીવ તથા પરમેશ્વરની અભિન્નતામાં તાત્પર્ય રાખનારી સેંકડો શ્રુતિઓ તથા સ્મૃતિઓનાં બળ આગળ તૂટી જાય છે અને અભિન્નતામાં તેનું તાત્પર્ય નથી એમ પણ બતાવવામાં આવશે. તે બધી શ્રુતિઓને અદ્વૈત પરક નીચે પ્રમાણે બતાવે છે.

'જે અન્ય દેવતાની 'આ અન્ય છે અને હું અન્ય છું' એમ જે ઉપાસના કરે છે. તે કાંઈ જાણતો નથી.' (બૃ.ઉ.૧/૪/૧૦)

'આ જે આદિત્યમંડળમાં પુરુષ છે તે હું છું.'(બૃ.ઉ.૫/૧૫/૧૫)

'હે દેવ ! હે ભગવન્ અહં શબ્દ વાચ્ય અને ત્વં શબ્દ વાચ્ય બંને એક છે.' (વરાહ. ૨/૩૪)

'હે શ્વેતકેતુ ! તે તું છો.'(છા.ઉ.૬/૮/૭)

'હવે તેમાં અહંકારાદેશ કરાય છે, હું જ નીચે છું, હું જ ઉપર છું, હું જ પાછળ છું, હું જ આગળ છું, હું જ જમણી બાજું છું, હું જ ડાબી બાજું છું, હું જ આ બધું છું.'(છા.ઉ.૭/૨૫/૧)

'જે પરબ્રહ્મ વિશ્વનો આત્મા, વિશ્વનો આધાર અને મહાન છે, તે સૂક્ષ્મથી પણ અત્યંત સૂક્ષ્મ તત્ત્વ છે અને તે તું છો.'(કૈ.ઉ.૭/૨૩)

'તે દેખાતા નથી પરંતુ દેખે છે, તે સંભળાતા નથી પરંતુ સાંભળે છે, તે મનન કરાતા નથી છતાં મનન કરે છે, તે વિશેષ રૂપમાં જણાતા નથી પરંતુ વિશેષ રૂપમાં બધું જાણે છે, એનાથી બીજો દ્રષ્ટા, શ્રોતા, મનન કર્તા અને વિજ્ઞાતા નથી.'(બૃ.ઉ.૩/૭/૨૩)

'આમાં નાનાપણું (વિવિધતા) કાંઈ પણ નથી એમાં જે અનેકવિધતાના જેવું દેખે છે. તે મરણના પછી મરણને પામ્યા જ કરે છે.'(બૃ.ઉ.૪/૪/૧૯)

'જ્યાં અવિદ્યાવસ્થામાં દ્વૈત જેવું હોય છે, બીજો બીજાને જુએ છે, જ્યાં એને માટે બધું આત્મરૂપ જ થઈ જાય છે ત્યારે કોણ કોને કેનાથી જુએ ? અને કોણ કોને કેનાથી જાણે ?'(બૃ.ઉ.૨/૪/૧૪)

'જ્યારે તેમાં આ થોડો એવો પણ ભેદભાવ કરે છે ત્યારે તેને તેને ભય ઉત્પન્ન થાય છે.'(તૈ.ઉ.૨/૭/૧)

'જે કોઈ પણ તે બ્રહ્મને જાણી લે છે તો તે બ્રહ્મ થઈ જાય છે.' (તૈ.ઉ.૩/૩/૯)

'બધા તેને પરાજિત કરી દે છે, જે સહુને આત્માથી ભિન્ન છે. આ બ્રાહ્મણ જાતિ, આ ક્ષત્રિય જાતિ, આ લોકો, આ દેવ, આ વેદ, આ જે કાંઈ છે તે બધું આત્મા છે.'(બૃ.ઉ.૪/૫/૭)

'હે મૈત્રેયિ ! તે રીતે આ મહાદ્‌ભૂત અનંત અપાર અને વિજ્ઞાનઘન જ છે. તે આ સત્ય શબ્દ વાચ્ય ભૂતોથી પ્રકટ થઈને તેની સાથે નાશ પામી જાય છે.'(બૃ.ઉ.૨/૪/૧૨)

જે પ્રાણથી ક્રિયા કરે છે તે તારો આત્મા સર્વની અંદર છે.(બૃ.ઉ.૩/૪/૧)

'જે તત્ત્વ આ દેહાદિકમાં ભાસે છે તે જ બીજે દેહાદિથી પરમાં પણ છે અને જે બીજે છે તે દેહાદિકમાં પણ છે. જે મનુષ્ય આ તત્ત્વમાં નાનાત્વ-ભેદભાવથી દેખે છે તે મૃત્યુ પછી મૃત્યુને પામે છે. અર્થાત્ જન્મ મરણને પામતો રહે છે.'(કઠ.ઉ.૨/૧/૧૦)

'જે મનુષ્ય તેમાં નાનાત્વ-ભેદભાવ જેવું દેખે છે, તે મૃત્યુના પછી મૃત્યુ-જન્મ મરણને પામતો રહે છે. (કઠ.ઉ.૨/૧/૧૧)

'જે સાધક સમગ્ર ભૂતોને આત્મામાં જ દેખે છે અને સમસ્ત ભૂતોમાં પણ આત્માને જ દેખે છે, તે આ સર્વાત્મદર્શનને કારણે જ કોઈની સાથે ઘૃણા કરતા નથી.'(ઈશા.૬)

'જે સમયે જ્ઞાની પુરુષની દૃષ્ટિએ બધા ભૂતો આત્મા જ થઈ ગયા હોય તે સમયે એકત્વ દેખવાવાળા તે વિદ્વાન પુરુષને શોક કે મોહ શું થઈ શકે ?'(ઈશા.૭)

'ખરેખર નામરૂપાત્મક બધું જગત બ્રહ્મરૂપ જ છે.'(છાં.ઉ.૩/૧૪/૧)

'આજે કાંઈ થઈ ચૂકેલું કે થવાનું હોય તે બધું નારાયણ જ છે.'(નારા.ઉ.૨)

'આ આત્મા અદ્વિતીય છે, એક જ છે, તેમાં બે પણું નથી. માટે તે અદ્વિતીય સિદ્ધ થાય છે.'(નૃસિંહતા.ઉ.૮)

'આ આત્મા તે બ્રહ્મ છે.'(માંડુ.૨) આ શ્રુતિઓની જેમ

જ સ્મૃતિઓ પણ જીવ તથા પરમેશ્વરમાં અભિન્નતા-એકતાને કહે છે. જેમ કે 'હે અર્જુન ! બધા ક્ષેત્રમાં રહેલા મને તું ક્ષેત્રજ્ઞ જાણ.'(ગીતા.૧૩/૨)

'આ જગતમાં સનાતન જીવ છે, તે મારો જ અંશ છે.'(ગીતા. ૧૫/૭)

'યોગ યુક્તાત્મા અને સર્વમાં સમદૃષ્ટિ સમ્પન્ન પુરુષ સર્વ ભૂતોમાં આત્માને અને આત્મામાં સર્વ ભૂતોને રહેલા દેખે છે.'(ગીતા.૬/૨૯)

'જે સર્વમાં મને અને મારામાં સર્વને દેખે છે, તેની દૃષ્ટિથી હું અગોચર થતો નથી અને મારી દૃષ્ટિથી તે અગોચર થતો નથી.'(ગીતા.૬/૩૦)

'જે યોગી એકત્વમાં રહીને સમગ્ર પ્રાણીઓમાં રહેલા એવા મને ભજે છે, તે અન્ય મનુષ્યની જેમ રહેતો હોવા છતાં તે સદા મારી નજીક જ છે.'(ગીતા.૬/૩૧)

'અર્જુન ! સમગ્ર ભૂતોના હૃદયમાં રહેલો જે આત્મા તે હું જ છું.'(ગીતા.૧૦/૨૦)

'જે પુરુષ શરીર આદિનો નાશ થયો હોવા છતાં સમગ્ર પ્રાણીઓના આત્મા અને સ્વામીના રૂપમાં આત્માને સમાનરૂપે તથા નાશ રહિત દેખે છે તે જ વાસ્તવમાં દેખે છે.'(ગીતા.૧૩/૨૭)

'સહુમાં સમાન ભાવથી રહેલા પરમેશ્વરને એક સમાન દેખનાર.' (ગીતા.૧૩/૨૮)

'જ્યારે પુરુષ આ ભૂતોની વિવિધતાને એક જ પ્રકૃતિમાં રહેલી દેખે છે અને તે પ્રકૃતિથી જ તે ભૂતોના વિસ્તારને દેખે છે, ત્યારે તે બ્રહ્મભાવને પામે છે.'(ગીતા.૧૩/૩૦)

'હે કૌન્તેય ! અનાદિ તથા નિર્ગુણ હોવાથી આ અવ્યય પરમાત્મા શરીરમાં રહ્યા હોવા છતાં પણ કાંઈ ક્રિયા કરતા નથી, તેમજ તેનાથી લેવાતા નથી.'(ગીતા.૧૩/૩૧)

'હે ભારત ! જેમ એક જ સૂર્ય આ સમસ્ત જગતને પ્રકાશિત કરે છે, તેમજ ક્ષેત્રજ્ઞ સમસ્ત ક્ષેત્રોને પ્રકાશિત કરે છે.'(ગીતા.૧૩/૩૩)

'જે આત્માને અકર્તા જાણે છે તે મારા ભાવને પામે છે.'(ગીતા. ૧૪/૧૯)

'હે જગત્પતે ! સત્ય વસ્તુ તો કેવળ આપ એક જ છો.' (વિ. પુ.૧/૪/૩૮)

'આ જે કાંઈ મૂર્તિમાન જગત દેખાય છે, તે જ્ઞાનસ્વરૂપ એવા આપનું જ રૂપ છે. અજિતેન્દ્રિય લોકો ભ્રાંતિથી તેને જગતના રૂપમાં દેખે છે.'(વિ.પુ.૧/૪/૩૯)

'આ સંપૂર્ણ જ્ઞાનસ્વરૂપ જગતને બુદ્ધિહીન લોકો અર્થરૂપમાં દેખે છે. તેથી જ તેઓ નિરંતર મોહમય સંસાર સાગરમાં ભટક્યા કરે છે.' (વિ.પુ.૧/૪/૪૦)

'હે પરમેશ્વર ! જે લોકો શુદ્ધ ચિત્તવાળા છે અને વિજ્ઞાનને જાણે છે, તેઓ આ સંપૂર્ણ સંસારને આપના જ્ઞાનાત્મક સ્વરૂપનાં રૂપમાં જ દેખે છે.'(વિ.પુ.૧/૪/૪૧)

'તે પોતાના તથા અન્ય પ્રાણીઓના શરીરમાં રહેલું એક જ તત્ત્વ છે. એમ જે વિશેષ જ્ઞાન થવું તે જ સત્ય-પરમાર્થ છે, દ્વૈત ભાવનાવાળા પુરુષો તો પરમાર્થ-સત્યદર્શી નથી. (વિ.પુ.૨/૧૪/૩૧)

'હે નૃપશ્રેષ્ઠ ! જો કોઈ મારાથી બીજો સજાતીય આત્મા હોય, તો જ 'આ હું અને આ બીજો' એમ કહી શકાય.'(વિ.પુ.૨/૧૩/૯૦)

'જેમ અભિન્ન ભાવથી વ્યાપ્ત એક જ ફૂંકનો વાયુ વાંસળીના

છિદ્રોના ભેદથી ષડ્જ, ગાંધાર અને ધૈવત આવા અલગ નામોને પામે છે, તે રીતે જ શરીરરૂપ ઉપાધિઓને લીધે એક જ પરમાત્મા દેવ મનુષ્ય આદિ અનેક પ્રકારે જણાય છે.'(વિ.પુ.૨/૧૪/૩૨)

'તે હું અને આ બધા આત્મસ્વરૂપ જ છે. માટે અલગપણાની સમજણ રૂપ મોહને છોડી દે. આવી રીતે જ્યારે પરાશરે કહ્યું ત્યારે તે સૌવીર દેશના રાજાએ પરમાર્થ દૃષ્ટિ સ્વીકારીને ભેદબુદ્ધિ તજી દીધી.'(વિ.પુ.૨/૧૬/૨૩-૨૪)

'જુદાઈ કરાવનારું અજ્ઞાન જ્યારે ટળી જાય ત્યારે બ્રહ્મ તથા જીવાત્મામાં અવિદ્યમાન જુદાઈ(ભેદ)ને કોણ કરી શકે ?'(વિ. પુ.૬/૭/૯૬)

'પોતપોતાના કર્મોના ભેદથી ભિન્ન ભિન્ન ચિત્તદ્વારા એક જ વિજ્ઞાનને અનેક પ્રકારે માની લીધું છે. તે વિજ્ઞાન અત્યંત, વિશુદ્ધ, નિર્મળ, નિઃશોક છે અને લોભ વગેરે સમસ્ત દોષોથી રહિત છે. અને તે જ એક સત્યસ્વરૂપ પરમેશ્વર વાસુદેવ છે. જેનાથી અલગ કોઈ પદાર્થ નથી.'(વિ.પુ.૨/૧૨/૪૩-૪૪)

વળી બ્રહ્મસૂત્રો-શારીરક સૂત્રો પણ જીવ તથા પરમેશ્વરનું અભેદપણું કહે છે. જેમ કે 'શ્રુતિમાં જીવોને ઘણું અલગ અલગ રીતે બતાવ્યા છે, એટલા માટે અને બીજી રીતે પણ સિદ્ધ થાય છે કે જીવ પરમેશ્વરનો અંશ છે. કારણ કે અમુક (વેદોની) શાખાવાળા બ્રહ્મને (પરમેશ્વરને) દાસ તથા કિતવ રૂપે કહીને અધ્યયન કરે છે.'(બ્ર. સૂ.૨/૩/૪૩) 'સ્વયં પોતાને જગતના રૂપમાં પ્રકટ કરવાનું કહે છે તેથી(બ્ર.સૂ.૧/૪/૨૬)

'આરંભણ શબ્દ આદિ હેતુઓથી કાર્યની કારણથી અનન્યતા(એકતા) સિદ્ધ થાય છે.'(બ્ર.સૂ.૨/૧/૧૪) 'તે મારો આત્મા

છે, આવા ભાવથી જ્ઞાનીજન તેને જાણે છે અથવા પ્રાપ્ત કરે છે અને ગ્રહણ કરાવે છે, સમજાવે છે.'(બ્ર.સૂ.૪/૧/૩)

શ્રુતિ, સ્મૃતિ અને સૂત્રોના પ્રમાણ ઉપર બતાવ્યા છે. એટલે જીવ તથા પરમેશ્વરમાં અલગપણું(ભેદને) જોવું તે જીવને બંધન કરે છે. તે બાબતે શ્રુતિ પણ કહે છે કે 'જીવ પોતાને તથા સર્વનિયંતા પરમાત્માને અલગ અલગ માનીને સમસ્ત ભૂતોની ભોગભૂમિ અને પ્રલયના મહાન ભ્રમચક્રમાં ભમતો રહે છે.'(શ્વે.ઉ.૧/૬) 'પોતાને તથા પ્રેરક પરમાત્માને અલગ માનીને ભટકે છે' એવો અર્થ થાય છે. 'આ હું છું અને આ પરમેશ્વર છે.' એમ જીવ તથા પરમેશ્વરમાં અલગપણું માનવા-દેખવાથી સંસારમાં જીવ ફરે છે, એવો બધા વાક્યોનો આશય સમજવો.

અથવા તો કાર્ય-કારણના સંઘાત રૂપ જગતથી અલગ એવા જીવાત્માનાં સ્વરૂપને અને પ્રેરક પરમેશ્વરને સમજીને પરમેશ્વરનાં રૂપમાં જાણીને અમૃતપણાને પામે છે અર્થાત્ મુક્ત થાય છે. શ્રુતિનો આવો અર્થ માનવાથી વિરોધીઓએ જે 'જીવ તથા પરમેશ્વર અલગ છે.' એવો જે અર્થ કર્યો છે તે ખોટો પડે છે.

વળી જે 'द्वा सुपर्णा सयुजा'(મુ.ઉ.૩/૧/૧) મુંડકોપનિષદની શ્રુતિ છે તે તો અંતઃકરણ અને જીવનું નિરૂપણ કરે છે. તેમાં 'स्वादु अत्ति' આ વાક્ય અંતઃકરણને જણાવે છે અને 'अनश्नन्नन्योऽभिचाकशीति' આ વાક્ય જીવનું નિરૂપણ કરે છે. અને પૈંગીશ્રુતિએ તે સ્પષ્ટ કહ્યું છે કે 'તે બેમાં જે સ્વાદુ ફળ (કર્મ ફળ) ને ખાય છે તે અંતઃકરણ (સત્ત્વ) છે અને 'ખાધા વગર જે પ્રકાશી રહ્યો છે તે જીવ (જ્ઞ) છે.' એટલે એ બે પક્ષીનો મતલબ સત્ત્વ અને ક્ષેત્રજ્ઞ છે. તેમાં સત્ત્વનો અર્થ અંતઃકરણ તથા ક્ષેત્રજ્ઞ એટલે જીવ, એમ તરત જ સ્પષ્ટતા કરી છે.

અથવા 'द्वा सुपर्णा' આ મુંડકોપનિષદની શ્રુતિ જીવ તથા અંતર્યામી એ બેનું નિરૂપણ કરે છે, એમ સમજશો તો પણ વાસ્તવિક રીતે ભેદનો

સિદ્ધાંત સાબિત નહિ થાય. કારણ કે જીવ અને અંતર્યામીનો ભેદ તો વ્યવહારિક માનવામાં આવે છે, પણ વાસ્તવમાં નથી. જીવ તથા અંતર્યામીનો ભેદ તો બિંબ-પ્રતિબિંબના જેવો વ્યવહાર પૂરતો જ છે, પરમાર્થ દષ્ટિથી તે બેમાં ભેદ (અલગપણું) નથી.

પ્રશ્ન : જો ભેદ ખોટો હોય તો તેનો-અપાર્થનો ઉપદેશ શા માટે આપ્યો ?

ઉત્તર-આ 'द्वा सुपर्णा' શ્રુતિથી પૂર્વખંડના છેલ્લા વાક્યમાં 'ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम्' આ બધું જગત સર્વશ્રેષ્ઠ બ્રહ્મ જ છે. તેમાં બ્રહ્મનો સર્વશ્રેષ્ઠ ભાવ કહ્યો છે. તેથી તેને ભોક્તૃભાવ પ્રાપ્ત થાય, એવી શંકા જો થાય તો તેના નિવારણ માટે આ ઉપદેશ થયો છે. જીવ તથા ઈશ્વરમાં બિંબ-પ્રતિબિંબ ભાવ રહ્યો છે તેમાં બુદ્ધિ(અંતઃકરણ)માં પ્રતિબિંબ થયેલો જે એક જીવ છે તે બુદ્ધિના ધર્મના અભિમાનને લીધે કર્મના ફળોને ભોગવે છે. કારણ કે તે વખતે બુદ્ધિ કે દેહથી પોતાની જુદાઈ તેને ખ્યાલમાં હોતી નથી. અને જે બિંબભૂત ચૈતન્યાત્મા છે તે સ્વસ્વરૂપથી રહ્યો હોય છે અને કર્મના ફળોને તે ભોગવતો નથી. કારણ કે તે ચૈતન્યાત્માને બુદ્ધિની સાથે તાદાત્મ્યનો અધ્યાસ થયો નથી. એટલે ફળ ભોગમાં ઉદાસ રહે છે, કેવળ સાક્ષી જ હોય છે. એટલે આ ચૈતન્યાત્મા સ્વરૂપે કરીને જીવથી જુદો નથી. જીવ બુદ્ધિ(અંતઃકરણ) થી ઉપહિત આવૃત છે અને ચૈતન્યાત્મા બુદ્ધિથી ઉપહિત નથી. એટલે જીવથી તે જુદો વ્યવહારની દૃષ્ટિએ કહેવાય છે. 'स्वाद्वत्ति' અને 'अनश्नन्' આવા બે વિશેષણ જુદા હોવાથી તેને જુદા કહ્યા છે.

શંકા-જીવ અને ચૈતન્યાત્મા-ઈશ્વર જો એક જ હોય તો द्वा सुपर्णा શ્રુતિ-પ્રમાણે એક જ આત્માને એક જ સમયે ભોક્તાપણું અને તેનો અભાવ, બંને એક સાથે કેમ સંભવે ? હાથમાં દંડાવાળા પુરુષને તે જ વખતે દંડા વગરનો કેમ કહી શકાય ?

સમાધાન-ખરું કહો છો. દંડાવાળા માણસને તેજ વખતે દંડા વગરનો કહી શકાય નહિ. કારણ કે તેના હાથમાં રહેલો દંડો સાચો(પારમાર્થિક) છે. અહીં તો જીવ જે કર્મફળ ભોગવે છે, તે કર્મફળ ભોગ તો બુદ્ધિના યોગથી અધ્યસ્ત છે, આરોપિત છે, અધિષ્ઠાન ઉપર આરોપિતનું-અધ્યસ્તનું અસ્તિત્વ ત્રણેય કાળમાં હોતું જ નથી. જેના ઉપર સર્પનો અધ્યાસ-આરોપ હોય તે દોરડું તે અધ્યાસને સમયે પણ સાપ વગરનું જ હોય છે. તેથી જેના ઉપર અધ્યાસ થયો હોય છે તે અધિષ્ઠાન રૂપ કેવળ ચૈતન્ય ઉપર બુદ્ધિ(અંતઃકરણ) રૂપ ઉપાધિથી કરેલો ભોગનો અધ્યાસ હોવા છતાં પણ સ્વરૂપથી તેને તે ભોગ હોતો જ નથી.

મંત્રનો અર્થ આવો હોવો જોઈએ. જેમ કે, માનો કે જીવ અને ઈશ્વર(સાક્ષી), એ બે પક્ષી છે, તેમની પાંખો સુંદર છે, એક જીવને પાંખો, તે ધર્મ તથા અધર્મ છે અને બીજા ઈશ્વરને પાંખો તે અવિદ્યા તથા તેનો સંબંધ છે. તે બંને બિંબ-પ્રતિબિંબના સ્વરૂપમાં તાદાત્મ્ય ભાવથી સંયુક્ત રહ્યા છે. પરસ્પર સખા છે, તે જીવને ઈશ્વરની સાથે અને ઈશ્વરને જીવની સાથે મૈત્રી પ્રસિદ્ધ છે અથવા પરસ્પર ઉપકાર્ય ઉપકારક ભાવ છે. આવા તે બંને બિંબ પ્રતિબિંબના સ્થાનીય જીવથી ઈશ્વરને અવિદ્યા તથા અદષ્ટ(કર્મ) યોગથી સાધારણપણું વૃક્ષની જેમ ઉચ્છેદ્ય શરીર પ્રાપ્ત થયું છે. તે બેમાં અવિદ્યા અને સંબંધવાળા ઈશ્વરથી જુદો જે ધર્મ તથા અધર્મના સબંધવાળો જીવ છે તે કર્મને અનુસારે 'હું દુઃખી છું', 'હું સુખી છું', એમ માને છે. અને જે બીજો ઈશ્વર છે તે કર્મફળના ભોગથી રહિત-અહંમમત્વના અભિમાનથી શૂન્યપણે પ્રકાશે છે.

વળી તે પછી તુરંતનો જે મંત્ર છે તે 'એક સમાન શરીરરૂપી વૃક્ષમાં રહેલો એક જીવ છે તે આસક્તિથી તેમાં બંધાઈ ગયો છે અને મોહને લીધે શોક કરતો રહે છે. પછી તે જ્યારે સાક્ષીના રૂપમાં રહેલા અન્ય

ઈશ્વરને પ્રસન્ન રીતે જુએ છે અને તેમના મહિમાને વિચારીને પામે છે ત્યારે તેનો બધો શોક ટળી જાય છે.'(મું.ઉ.૩/૧/૨) આ મંત્રથી એમ જણાય છે કે જીવ તથા ઈશ્વરના એકપણાનું (અભેદપણાનું) જો જ્ઞાન થાય તો તે જ્ઞાન મોક્ષનું સાધન બને છે.

આ મંત્રનો અર્થક્રમ(અન્વય) આવી રીતે કરી શકાય છે. જેમ કે, આ જીવનો તે મહિમા છે કે જે અમાપ સુખ અને જ્ઞાન જેનું સ્વરૂપ છે તે આ ઈશ્વર છે, હું તે ઈશ્વરથી અભિન્ન(અનન્ય) છું, આવું જે સમજે છે. અન્યપણાનું જે વિશેષણ છે તે જીવના સ્વરૂપથી અન્ય ભાવને કહેતું નથી. પરંતુ વૃક્ષરૂપ ઉપાધિથી વિલક્ષણતાને કહે છે. તે મંત્રના શબ્દોને આ પ્રમાણે યોજી શકાય છે. જેમ કે જ્યારે કાર્ય અને કારણના સમૂહથી યુક્ત, ખરેખર તો તેનાથી અન્ય કેવલ આત્મસ્વરૂપ એવા ઈશ્વરને ઈશ્વરના રૂપમાં જુએ છે ત્યારે આ શુદ્ધાત્માના મહિમાને અખંડાનંદરૂપને પામે છે અને શોક રહિત થાય છે. શોકના કારણપણે જે કહેવાય છે તે અનીશ્વરપણું અર્થાત્ ઈશ્વરના સ્વરૂપનું અજ્ઞાન છે. આ વાક્યથી अनीशया शोचति શોકના કારણ રૂપે જણાતું જે અનીશ્વરપણું જીવ તથા ઈશ્વરના ભેદને દૂર કરે છે. આ રીતે જીવ તથા ઈશ્વરને અલગ ભેદવાદી કહે છે તે નિરસ્ત થઈ જાય છે.

કહેવાનો ભાવાર્થ એ છે કે પુણ્ય અને પાપના ફળ જેનાથી ભોગવાય છે અને જે વૃક્ષની જેમ છેદી શકાતું હોય છે, એવા આ શરીરમાં ખૂબ જ બંધાઈ ગયેલો એટલે કે દેહમાં તાદાત્મ્ય અધ્યાસથી એકરૂપતાને પામેલો જીવ(પુરુષ) શરીરમાં થતા અંધાપો, બહેરાશ આદિ દોષોથી પોતાને આંધળો, બહેરો વગેરેના રૂપમાં માનીને શોક કરે છે, ત્યારે દેહ ઇન્દ્રિયોથી જુદા અન્ય ઈશ્વર છે કે જેમાં શરીરની અંદર રહેલા કોઈ પણ દોષ હોતા નથી અને જે સંપૂર્ણ અખંડાનંદ જ્ઞાનસ્વરૂપ છે, તે ઈશ્વરનો પ્રસિદ્ધ મહિમા સજાતીય, વિજાતીય અને સ્વગત, આ

ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત કહેવાય છે. તેને જ્યારે જીવ જાણે છે ત્યારે તે શોકથી રહિત થાય છે.

'ज्ञाज्ञौ द्वावजावीशानीशौ'(શ્વે.ઉ./૧/૯) આ શ્રુતિમાં જે જ્ઞાની તથા અજ્ઞાની વગેરેને દ્વિત્વની બાબત કહી છે તે પણ આ द्वा सुपर्णा શ્રુતિના વ્યાખ્યાનમાં આવી જાય છે. વળી 'अस्मान्मायी सृजते'(શ્વે.ઉ.૪/૯) આ શ્રુતિમાં 'જે અન્ય છે તે માયાથી બંધાયેલો છે' આમ જે અન્ય આવા શબ્દથી કહેલ છે તે પણ અવિદ્યારૂપી ઉપાધિના ભેદથી જ છે, એમ સમજવું. અને સ્મૃતિઓ ભેદ-દ્વૈતનું પ્રતિપાદન કરતી હોય તેમ જે જણાય, તેને પણ આ શ્રુતિઓની જેમ અભેદ પરક જ સમજવી. તેથી જેમાં બધા જ ભેદ સમાપ્ત થઈ ગયા છે, એવું પરબ્રહ્મ તત્ત્વ જ નિર્વિશેષ સંવિત્ રૂપ આત્મતત્ત્વ છે, ને અનિર્વચનીય માયામાં પ્રતિબિંબના રૂપમાં પ્રવેશે છે. તે સૂર્ય જેમ સમુદ્રમાં પ્રતિબિંબ થઈને તરંગોના ભેદથી અનેક રૂપમાં જણાય છે. તેમ તે આત્મતત્વ માયારૂપ ઉપાધિથી કલ્પેલા જે બિંબ-પ્રતિબિંબભાવ તેનાથી અનેક રૂપે હોય તેમ તે ભિન્નભિન્ન જણાય છે. તો આ રીતે જે ભેદ જણાય છે તે બધા કાલ્પનિક છે. વાસ્તવિક નથી. આ બાબતનો વિચાર કર્યા વિના જ જે જીવ તથા ઈશ્વરના ભેદનું સમર્થન કરે છે, તે વેદાંતના સિદ્ધાંતની અજ્ઞાનતાને લીધે જ છે. ઉપર કહી ગયા તે પ્રમાણે નિર્વિશેષ, નિર્ગુણ અભેદવાદી અદ્વૈતીનું મંતવ્ય જાણ્યા પછી સિદ્ધાંતી શ્રીરઘુવીરાચાર્યજી હવે કહે છે.

આ અંગે અમે કહીએ છીએ, તે સાંભળો. તમે 'અદ્વૈતી જેમાં સમગ્ર ભેદો ટળી ગયા છે એવું અદ્વૈત બ્રહ્મ છે' એમ કહો છે. તે અંગે પૂછીએ છે કે તમે સામાન્ય ભેદની વાતને પણ સહન કરી શકતા નથી, તો પહેલા બોલો, બ્રહ્મનું સ્વરૂપ શું છે ?

અદ્વૈતી-सत्यं ज्ञानमनन्तं ब्रह्म (તૈ.ઉ.આ.૧) 'આ શ્રુતિ જ બ્રહ્મના સ્વરૂપને કહે છે.'

સિદ્ધાંતી-ખરું, તમે તો કહ્યું છે, પણ ધર્મ(ગુણ કે ભેદ)ને સહન નહિ કરી શકતા એવા તમારે માટે તો તે શ્રુતિ ઊલટું જ કહે છે. सत्यं ज्ञानमनन्तं ब्रह्म આ શ્રુતિ તો ધર્મ, ગુણ, ભેદ વગેરેનું સ્થાપન કરે છે.

અદ્વૈતી-અરે ! તમે શબ્દોના સામાનાધિકરણ્યને લેશમાત્ર પણ જાણતા નથી ? સામાનાધિકરણ્યનો સ્વભાવ એવો છે કે તે અખંડાર્થ-અભેદતત્વને જણાવે છે.

સિદ્ધાંતી-વાક્યનો અર્થ સમજવાની તમારી આ રીત કોઈ અપૂર્વ-નવીન જ છે. વાક્યના રહસ્યને સમજતા હોવ તો બતાવો કે તે તમારી અખંડાર્થતા શું છે ? અખંડાર્થતા એટલે જેનો ટુકડો ન થાય એવી અચ્છેદ્યતાને કહો છો ? કે નિરવયવાર્થતાને કહો છો ? તે આ બેમાંથી એક પણ અખંડાર્થમાં સંભવશે નહિ. અખંડાર્થ એટલે કે નિર્વિશેષણતા, જેમાં કોઈ વિશેષણ સંભવે નહિ. એવી નિર્વિશેષણતા પણ અખંડાર્થ કહેવાશે નહિ. જો અખંડાર્થનો ભાવ નિર્વિશેષણતા છે, એમ કહેવા ચાહશો તો તે પણ તમે કહી શકશો નહિ. કારણ કે નિર્વિશેષણતા એક વિશેષણ બનશે. એટલે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' એ વાક્યથી બ્રહ્મની અખંડાર્થતા કહેવાશે નહિ. નીલમૂત્પલમ્(આસમાની રંગનું કમળ) આ વાક્યમાં એક સમાન વિભક્તિથી કહેવાતા શબ્દોમાં કહેવાતું કમળ અચ્છેદ્ય(અખંડિત) કે નિરવયવ કહેવાતું નથી. તાત્પર્ય એ છે કે તે ઉત્પલ આદિ છેદનાર્હ છે તેમજ સાવયવ પણ છે. વિશેષણ રહિત કહેવું તે પણ અખંડાર્થ નથી. કોઈનું નિર્વિશેષત્વ પણ વિશેષણરૂપ છે. એટલે તેની પ્રતીતિ માનશું તોપણ આપના અભીષ્ટ અખંડાર્થનો ભંગ થઈ જશે.

ખરેખર નિર્વિશેષણત્વના રૂપમાં ધર્મી બ્રહ્મની પ્રતીતિ થતી નથી. પરંતુ કોઈપણ રૂપમાં પ્રતીયમાન તે ધર્મી વસ્તુતઃ નિર્વિશેષણ છે. આવું કહેશો તો સગુણ બ્રહ્મના પ્રતિપાદક વાક્ય પણ અખંડાર્થ બોધક થવા લાગશે. અને તમારે જે અભીષ્ટ છે તે સિદ્ધ નહિ થાય. જો અખંડાર્થનો

ભાવ વિશેષ્યમાત્ર પરત્વે માનશો તો પ્રશ્ન એ થશે કે તે વિશેષ્યમાત્ર બોધક શું છે ? તે જો વિશેષણાવિષયક વિશેષણ જેનો વિષય ન હોય એવા વિશેષ્યનો બોધક થવું તે વિશેષ્યમાત્ર બોધકત્વ છે, તોપણ વિરોધ આવશે. એક જ અખંડાર્થ બોધ વિશેષણનો અવિષય અને વિશેષ્યનો વિષય થશે, એમ સ્વીકાર કરશો તો વ્યાઘાત (વિરોધ) થશે જ.

અદ્વૈતી-અહિયાં 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म'માં વાક્યાર્થની અપેક્ષાથી વિશેષણ અને વિશેષ્યનો વ્યવહાર નથી કરતા, પરંતુ પદાર્થની ઉપસ્થિતિની અપેક્ષાથી કરીએ છીએ. પદથી વિશિષ્ટનું ઉસ્થાપન કરાશે તો તેમાં વિશેષણનો અંશ છે, તેના વિના પણ વિશેષ્ય અંશનો બોધ થાય તે અખંડાર્થબોધકતા છે.

સિદ્ધાંતી-જો આ કહ્યો તે અભિપ્રાય સ્વીકારાય તો વિશિષ્ટના એક અંશનો પરિત્યાગ કરીને એક અંશનો બોધ માનશો તો અખંડાર્થબોધક સિદ્ધ નહિ થાય. પરંતુ ખંડાર્થબોધકત્વ સિદ્ધ થઈ જશે. એટલે આપનો આ અખંડાર્થબોધકતા ઉદ્‍ઘોષ કયા પ્રકારનો છે ?

અખંડાર્થવાદી- જેમ કે 'काकेभ्यो दधि रक्ष्यताम्' ઈત્યાદિ વાક્યમાં કાક પદથી કહેવાતા કાકત્વ વિશિષ્ટ અર્થમાં કાકત્વ વિશેષણને હટાવીને પ્રકારાંતરથી કેવળ વિશેષ્ય કાક વ્યક્તિનો બોધ માનવામાં આવશે તો અખંડાર્થ થવા લાગશે. વિશેષ્ય માત્ર પરતાનો અભિપ્રાય એવો છે કે વૈશિષ્ટ્યાનવગાહી બોધપરતા, અર્થાત્ જે જ્ઞાનમાં વૈશિષ્ટ્ય જણાતું ન હોય તેનું જ્ઞાન થવું. જો વૈશિષ્ટ્યનું ભાન સ્વીકારવામાં આવશે તો વિશેષ્ય અને વિશેષણનું ખંડાત્મક જ્ઞાન થશે. એ બંનેનું અવગાહન(ઉલ્લેખ) જેમાં ન હોય તે બોધની અખંડાર્થતા છે.

'सत्यं ज्ञानमनन्तं ब्रह्म'(तै.उ.आ.१) આદિમાં એક વિભક્તિવાળા નિર્દિષ્ટ પદોમાં આપાતતઃ વિશેષ્ય તથા વિશેષણનો સંસર્ગ પ્રતીત થાય છે. છતાં પણ તેમાં તાત્પર્ય નહિ હોવાથી અખંડાર્થ રૂપમાં નિર્વિશેષ્ય

બ્રહ્મની પ્રતીતિ થાય છે. આ પ્રમાણે જેમાં ભેદ સમાપ્ત થઈ ગયા હોય એવું બ્રહ્મનું સ્વરૂપ છે.

સિદ્ધાંતી-વેદાંત વાક્યોથી જે અર્થ પ્રતીત થાય છે. તેમાં કઈ એવી અનુપપત્તિ આવે છે કે તે વાક્યોનું તાત્પર્ય તમે કેવળ સ્વરૂપપરક જ સ્વીકારો છો ?

અદ્વૈતી-એક વિભક્તિથી જણાતી અર્થની એકતા સિદ્ધ ન થાય તેજ તેમાં અનુપપત્તિ છે. કારણ કે વિશેષણના ભેદથી વિશેષ્યનો પણ ભેદ થઈ જાય છે. વિશેષણનો એવો સ્વભાવ હોય છે કે તે વિશેષ્યના ભેદક હોય છે 'विशिष्यते व्यावर्त्यतेऽनेन तद् विशेषणम्' અર્થાત્ જેના દ્વારા વિશેષ્ય પદનું ઈતર વિશેષ્યથી વ્યાવર્તન(ભેદ) કરે, પૂર્વોક્ત વેદાંત વાક્ય 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म'માં સત્યત્વ વિશેષણ સ્વથી ઈતર વિશેષણથી વિશેષિત પોતાના વિશેષ્યને અલગ કરી દે છે. તે પ્રમાણે જ જ્ઞાનત્વ આદિ વિશેષણ પણ પોતાના વિશેષ્યને સ્વેતર વિશેષ્યથી અલગ કરી દે છે. એટલે તે તે વિશેષણોથી વિશેષિત વિશેષ્યોનું ઐક્ય અનુપપન્ન થશે. આથી એ સ્વીકારવું પડશે કે વેદાંત વાક્ય બ્રહ્મના કેવળ સ્વરૂપનું જ પ્રતિપાદન કરે છે. લૌકિક વાક્ય 'नीलमुत्पलम्' 'श्यामो युवा लोहिताक्षः' 'पीनो देवदत्तः' ઈત્યાદિ લૌકિક વાક્યોમાં વિશેષણોના ભેદથી વિશેષ્યમાં જે ભેદ પ્રાપ્ત થતો હોય છે તે પ્રત્યક્ષ પ્રમાણથી બાધિત થઈ જાય છે. એટલે તેમાં વૈશિષ્ટ્યની પ્રતીતિ થશે. પણ જ્યાં પ્રત્યક્ષથી વિશેષ્ય ભેદનું જ્ઞાન સંભવ ન હોય ત્યાં વિશેષણોનું સ્વતઃ પ્રાપ્ત ભેદકત્વ કોઈ અન્ય પ્રમાણથી બાધિત નથી થતું. એટલે ત્યાં પ્રકૃતમાં વૈશિષ્ટ્યની પ્રતીતિને માટે કોઈ અવકાશ નથી. પરિણામે બ્રહ્મસ્વરૂપના જ પ્રતિપાદક વેદાંતવાક્ય રહેશે.

અરે ! આશામોદક બનાવવાની આ ચતુરતા તો કોઈ અલગ પ્રકારની જ તમારામાં છે. જો વિશેષણોના સ્વતઃ પ્રાપ્ત વિશેષ્યવ્યાવર્તકત્વનો

પ્રત્યક્ષથી બાધ તમે માનો છો, તો પ્રત્યક્ષની સમાન જ ધર્મિવાચક પદ એક હોવાથી અને એક વિભક્તિનો નિર્દેશ હોવાથી વિશેષ્યત્વના એકત્વનું જ્ઞાન હોવાને લીધે વિશેષણોનું વિશેષ્યવ્યાવર્તકત્ત્વ બાધિત કેમ નહિ થાય ? અર્થાત્ બાધિત થાશે જ.

અદ્વૈતી - ધર્મિવાચક પદની એકતા અને એક સમાન વિભક્તિથી નિર્દેશ વિશેષ્યની એકતાના બોધક હોય છે, તે કાંઈ નિશ્ચિત હોતું નથી. કારણ કે 'खण्डः मुण्डः पूर्णशृङ्गो गौः' ઈત્યાદિમાં ઉપર કહેલા નિયમનો વ્યભિચાર દેખાય છે.

આવી શંકાઓનું સમાધાન - વિશેષણ ઈતર વ્યાવર્તક હોય છે, એ નિશ્ચિત છે કે જે સ્વતઃ પ્રાપ્ત હોય અને તેનો પણ કાંઈક પ્રત્યક્ષથી બાધ થતો હોય, એવું જો માનતા હોવ તો તેની માફક જ ધર્માવાચક પદની એકતા અને એક સમાન વિભક્તિથી નિર્દેશ પણ વિશેષ્યની એકતાનો અવબોધક થાય છે. એમ પણ નિયત છે કે જે સ્વતઃ પ્રાપ્ત પણ હોય.

અદ્વૈતી - અપ્રત્યક્ષ વિષયમાં પણ એવા વાક્યમાં વિશેષ્યની એકતાનો બોધ શું નથી થતો ?

સિદ્ધાંતી - પરોક્ષ વિષયમાં પણ 'દેવદત્ત શ્યામ અને યુવાન છે' ઈત્યાદિ પ્રયોગોમાં વિશેષ્યની એકતા જણાય છે. અતઃ પ્રતિપ્રશ્ન સમાન છે. વાસ્તવમાં વિશેષણ વિશેષ્યનો અન્ય વિશેષ્યોથી ભેદ કરે છે, તો તેને દૂર કઈ રીતે કરી શકાય ?

અદ્વૈતી - વિશેષણોમાં વિશેષ્યભેદકત્વ 'વિશેષણ' શબ્દમાં સ્વાભાવિક રીતે જ રહ્યું હોય છે. તેને અમે દૂર હટાવતા નથી. પણ અમે અહીં એટલો વિચાર કરીએ છીએ કે વિશેષણ વિશેષ્યનું ભેદક શાથી થાય છે ? વિશેષ્યનો ભેદક જે વિશેષણાત્મક ધર્મ હોય છે તેનો એવો સ્વભાવ હોય છે કે તે પોતાના આશ્રયને પોતાના અનાશ્રયથી અલગ પાડે છે. પણ પોતાથી ભિન્ન આશ્રય માત્રથી અલગ નથી કરતું.

ગંધ વિશેષણ પોતાના આશ્રયને કેવળ રૂપના આશ્રયથી અલગ નથી કરતું. આનાથી એ વાત નક્કી થાય છે કે જે વિશેષણ ભિન્ન ભિન્ન આશ્રયમાં રહે છે તે વિશેષ્યના ભેદક છે અને જે સમાનાધિકરણ હોય છે તે ભેદક હોતા નથી.

સિદ્ધાંતી - અખંડાર્થવાદીઓ જે મર્યાદા વિરુદ્ધ વિશેષણોમાં ભેદકત્વ સ્વીકારીને 'આ પ્રત્યક્ષ વિરુદ્ધ છે' આવા આક્ષેપમાં વિશેષણોનું ભેદકત્વ પ્રત્યક્ષથી બાધિત થઈ જાય છે. વિશેષણોનો તો તેવો જ ભેદકત્વ સ્વભાવ છે. વિશેષણોનો તે ભેદકત્વ સ્વભાવ સર્વથા પરોક્ષના રૂપમાં જ પ્રકાશિત હોય છે. આ રીતના નિરૂપણમાં પરીક્ષકોને વિચાર થવો જોઈએ કે આ તે અદ્વૈતીઓનું પ્રતારણ કૌશલ છે કે બીજું કાંઈ !

વળી, બીજી એક વાત આ છે કે એક સમાન વિભક્તિના નિર્દેશથી સ્વભાવસિદ્ધ વિશેષ્યના એકત્વમાં અનુપપત્તિ માનીને વિશેષણને તજી દઈને કેવળ વિશેષ્યરૂપ અખંડાર્થનો જે સ્વીકાર કરે છે, તેમને પૂછવું જોઈએ કે 'પ્રકૃતિના સ્વારસ્યથી સિદ્ધ વિશેષણોના અન્વયની અનુપપત્તિથી વિશેષ્યના એકત્વનો જ ત્યાગ શાથી નથી કરાતો ?' તેની સામે તે જો સમાધાન પ્રસ્તુત કરે છે કે વિશેષ્યના એકત્વને તજી દેવાય તો એક સમાન વિભક્તિથી નિર્દેશનું સ્વારસ્ય સમાપ્ત થઈ જાય.

તે પછી તેનો ઉત્તર તેની જ ભાષામાં થાય કે પ્રકૃતિનું સ્વારસ્ય શું અત્યારે સમાપ્ત થઈ જતું નથી ? જે તમારા માટે પ્રત્યયનું સ્વારસ્ય સંરક્ષણીય છે તો શું પ્રકૃતિનું સ્વારસ્ય તજી દેવાશે ? શું પ્રકૃતિ પ્રત્યયની અપેક્ષાએ દુર્બળ છે.

किञ्च અનેક વિભક્તિઓવાળા વ્યધિકરણ વાક્યોમાં અનેક કારકોના અન્વયરૂપ જે વિશેષણ ભેદ છે, તેને લીધે વિશેષ્યમાં પણ ભેદ પ્રસક્તિ થઈ રહી છે કે જેને લીધે અર્થૈકત્વ નષ્ટ થઈ રહ્યું છે. આવું માનીને સમાનાધિકરણ વાક્યની જેમ વાક્યસામાન્યમાં

પણ તમને ધર્મિસ્વરૂપબોધકત્વરૂપ અખંડાર્થત્વ સ્વીકારવું પડશે. અને અખંડાર્થવાદીઓમાં બધા જ વાક્ય અખંડાર્થના બોધક થઈ જશે. વ્યધિકરણ વાક્યોમાં અર્થૈક્યમાં તાત્પર્ય હોતું નથી. એમ કહી શકાશે નહિ. કારણ કે એક અર્થ નહિ હોવાને કારણે એકવાક્યતાનો ભંગ થઈ જશે. અર્થાત્ વાક્યનો ભેદ થશે.

એક વાક્યતામાં જૈમિનિ સૂત્ર પ્રસ્તુત કરાય છે કે 'अर्थैकत्वादेकं वाक्यं साकाङ्क्षं चेद्विभागे स्यात्'(पू.मी.सू.२/१/४६) વિભાગ સાકાંક્ષત્વ વિશિષ્ટ એક પ્રયોજનકત્વ આ એક વાક્યનું લક્ષણ છે. પદોનું વિશિષ્ટ એકાર્થત્વ પ્રતિપાદન પ્રયોજન છે. તેની સાથે જ્યાં વિભાગ કર્યા પછી અન્ય પદોની સાકાંક્ષતા રહે ત્યાં એક વાક્યતા રહે છે. જો 'नीलमुत्पलम्' ઇત્યાદિ સમાનાધિકરણ વાક્યમાં વિશિષ્ટમાં વિશિષ્ટ નીલત્વ વિશિષ્ટમાં ઉત્પલત્વ વિશિષ્ટનો અન્વય વિવક્ષિત હશે તો બન્ને વિશિષ્ટ પદાર્થોનો એક સમયે અન્વય થાશે તો ઉદ્દેશ્યવિધેય ભાવ બંધ બેસશે નહિ. અતઃ ક્રમિક અન્વયને જ સ્વીકારવો પડશે.

આ પ્રમાણે જ એક વિશેષણ વિશિષ્ટમાં અપર વિશેષણ વિશિષ્ટનું વિધેયત્વ સિદ્ધ થવાથી વિશેષણોનો પરસ્પર સમવાય થવા લાગશે. કારણ કે જે વિશિષ્ટમાં અન્વિત થાય તેનો વિશેષણમાં પણ અન્વય થાય જ. અન્યથા તે ઉપલક્ષણ થઈ જાય. જે ઉપલક્ષણ હોય છે તેનો કાર્યની સાથે સંબંધ હોતો નથી. છતાં પણ તેનો બોધ કરાવી દે છે. જેમ કે 'काकवन्तो देवदत्तस्य गृहाः' વાક્યમાં કાકનો ગૃહ સાથે સંબંધ નહિ હોવા છતાં ગૃહનો બોધ કરાવી દે છે.

मैवम्-કહેલી આશંકા ઉચિત નથી. 'नीलमुत्पलम्' ઇત્યાદિ સમાનાધિકરણ વાક્યોમાં એક કાળમાં વાક્યાર્થ બોધ સ્વીકારાય છે. હન્ત ! અરે ! એક સાથે અન્વય બોધમાં ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગનું ઉપપાદન સંભવ નથી.

ઉદ્દેશ્ય અને વિધેય વિભાગ દુરુપપાદ થવાથી શું હાનિ છે ? પ્રત્યેક વાક્યમાં તેનો વિભાગ હોય જ આવો નિયમ નથી. 'यदाग्नेयोऽष्टाकपालः' આ વાક્યમાંથી દર્શપૂર્ણમાસમાં આગ્નેય યાગનું વિધાન છે જ્યાં ઉદ્દેશ્ય અને વિધેયનો વિભાગ નથી.

ત્યારે પ્રતિપક્ષી શંકા કરે છે કે ઉક્ત આગ્નેય વાક્યમાં દ્રવ્ય, દેવતા અને કાલ સંબંધ, બધા અપ્રાપ્ત છે. એટલે ત્યાં પ્રાપ્ત અને અપ્રાપ્તનો વિભાગ નહિ હોવાથી ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગનો અભાવ છે. અહીં 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' ઇત્યાદિ વાક્યોમાં પણ તેના જેવું જ સ્વીકારાશે. કારણ કે સત્યત્વ-જ્ઞાનત્વ આદિ અર્થ અપ્રાપ્ત છે.

આગળ અદ્વૈતીએ જે કહ્યું હતું કે યુગપત્ અન્વય બોધમાં વિશેષણોનો પરસ્પર સમવાય પ્રાપ્ત થશે. તેના અનેક વિકલ્પોનું નિરાકરણ કરે છે કે ઉદ્દેશ્ય વિધેયભાવ હોવા છતાં પણ પદોના દ્વારા પદાર્થોના અભિધાન સમયે યુગપત્ અર્થોનો અન્વય બોધ થવાથી અને ક્રમવિશેષનો અભાવ હોવાને લીધે વિશેષણોનો પરસ્પર સમવાય પ્રસક્ત થશે નહિ. અહીં ક્રમવિશેષ નહિ રહે તો ઉદ્દેશ્ય અને વિધેયનો વિભાગ અનુપપન્ન થઈ જશે, એમ ન કહેશો. ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગમાં પ્રાપ્તાપ્રાપ્ત વિશેષ જ પ્રયોજક હોય છે. ઉદ્દેશ્ય પ્રાપ્તત્વવ્યાપ્ત અને વિધેય અપ્રાપ્તત્વવ્યાપ્ત હોય છે. આથી પ્રાપ્તિ તથા અપ્રાપ્તિનો વિવેક કરીને ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગનું જ્ઞાન થઈ જશે આવો અભિપ્રાય છે.

'यद्वृत्तयोगः प्राथम्यम् इत्याद्युद्देश्यलक्षणम्' આ લક્ષણની સાથે જેનો સંબંધ હોય તે ઉદ્દેશ્ય હોય છે. કારણ કે 'यत्' પ્રાપ્તિનો દ્યોતક હોય છે. તેની જેમ જેમાં પ્રાથમ્ય હોય તે પણ ઉદ્દેશ્ય હોય છે. કારણ કે ઉદ્દેશ્યનું કથન પહેલું હોય છે. અહીંયા પ્રાથમ્ય અર્થાભિધાનમાં થનારા ક્રમનો બોધક નથી પણ ઉચ્ચારણના ક્રમનો બોધક છે.

'पदार्थस्मृतिदशायाम्' આ વાક્યમાં જ્યારે પદાર્થનું સ્મરણ થાય છે. તે સમયે પણ વિશેષણોના પરસ્પર સમવાયને માટે કોઈ અવકાશ નથી રહેતો. કારણ કે એક એક પદથી જ પદાર્થનું સ્મરણ થાય છે. અને તે સમયે અન્વયનું ભાન રહેતું નથી. પરામર્શ કાળમાં પણ ઉક્ત વિશેષણોના પરસ્પર સમવાય પ્રસંગરૂપ અનિષ્ટનું નિવારણ કરે છે. યોગ્યતાને અનુસારે અન્વયને માટેના વિચારને જ પરામર્શ કહેવાય છે. એ રીતે જ વિશેષણમાં અન્ય વિશેષણનો અન્વય અયોગ્ય હોય છે. કારણ કે ઉદ્દેશ્ય ધર્મી પદાર્થમાં જ વિશેષણનો અન્વય વિચાર સંભવે છે. એટલે પરામર્શને સમયે પણ વિશેષણોમાં પરસ્પર સમવાય પ્રસક્ત નહિ થાય. યુગપદ્ બોધમાં અનુપપત્તિનો પરિહાર કરીને ક્રમિક બોધમાં પણ કરે છે. એક વિશિષ્ટ પદાર્થમાં અન્ય પદાર્થના વૈશિષ્ટ્યનો ક્રમિક બોધ માનવા છતાં પણ કોઈ ક્ષતિ નહિ થાય.

પ્રતિપક્ષી - એક વિશિષ્ટમાં અન્યના વૈશિષ્ટ્યનો ક્રમિક બોધ માનવામાં આવશે તો વિશિષ્ટમાં જેનો અન્વય થાય છે તેનો અન્વય વિશેષણમાં પણ થવા લાગશે ને ?

વિશેષણમાં અન્વય થાય તો ભલે થાય !

પ્રતિપક્ષી - અરે ! આ રીતે તો વિશેષણનો પરસ્પર આધાર આધેયભાવ થવા લાગશે તે થવો ન જોઈએ !

સમાધાન - વિશેષણોનો પરસ્પર આધાર આધેયભાવ નહિ થાય. કારણ કે એક વિશિષ્ટમાં અન્યના વૈશિષ્ટ્યનો બાધ થાય છે. ત્યાં સંબંધમાં ભેદ થાય છે. વિશિષ્ટ ધર્મીમાં વિધીયમાનનો આધારના સંબંધથી અન્વય થાય છે. અને તેના વિશેષણમાં એકાર્થ સમવાય અર્થાત્ સામાનાધિકરણ્ય આદિ પરંપરા સંબંધથી અન્વય થાય છે. તે અન્વય યોગ્યતાના આધાર પર થાય છે. જેમ કે 'धनविशिष्टः सुखी' અહીં વિશિષ્ટમાં વિધીયમાન સુખનો સંબંધ ધર્મી ધનમાં એક સંબંધથી થતો નથી. તે સુખ તો ધર્મીમાં

આશ્રયતા સંબંધથી તથા ધનમાં સ્વાશ્રય સ્વામિત્વ સંબંધથી હોય છે. 'સ્વ' થી સુખનું ગ્રહણ કરીને સુખાશ્રય પુરુષનું સ્વામિત્વ ધનમાં હોવાથી ઉક્ત સંબંધથી સુખનો ધનમાં પરંપરા સંબંધથી અન્વય છે. એટલે જ ઉપલક્ષિતથી વિશિષ્ટનો ભેદ થતો હોય છે.

વિશિષ્ટ જ્યારે ઉદ્દેશ્ય હોય છે તો તેના વિશેષણમાં 'उद्देश्यतावच्छेदकत्व'ની પ્રતીતિ થાય છે. અર્થાત્ વિશિષ્ટ ઉદ્દેશ્ય થાય ત્યારે તેનું વિશેષણ ઉદ્દેશ્યતાવચ્છેદક બને છે. ઉદ્દેશ્ય અને ઉદ્દેશ્યતાવચ્છેદકનો વિધેયની સાથે એકરૂપવાળો સંબંધ થતો નથી. એ રીતે જ વિશિષ્ટાન્વય પક્ષમાં વિશેષણોનો પરસ્પર સમવાય પ્રસક્ત થશે નહિ, આ બાબત સિદ્ધ થઈ.

'यच्चोक्तम्' વિશિષ્ટમાં જેનો સંબંધ હોય તે વિશેષણથી પણ સંબંધિત હોય છે. તેમ ન હોય તો તે વિશેષણ નહિ પણ ઉપલક્ષણ થઈ જાય. ઉપરનું આવું જે કહેવાયું છે તે અંગે વિચારવામાં આવે છે સત્યત્વાદિ ધર્મોને બ્રહ્મનું ઉપલક્ષણ માનવામાં આવે તો તે શાથી અનિષ્ટ બને છે ?

અદ્વૈતી કહે છે કે ઉપલક્ષણ બહિર્ગત હોય છે એટલે તેનાથી નિર્વિશેષ વસ્તુની સિદ્ધિ થઈ જતી હોવાથી તે સગુણવાદીઓને માટે અત્યંત અનિષ્ટ છે.

પ્રશ્ન-ઉદ્દેશ્યના વિશેષણને કેવળ ઉપલક્ષણ માનવાથી નિર્વિશેષ વસ્તુની સિદ્ધિ કઈ રીતે થઈ જાય ? કારણ કે વિધેયનો અંશ વિશેષણ ત્યાં રહ્યું જ હોય છે. ઉપલક્ષણ બહિષ્ઠ હોય છે, તો તે બહિષ્ઠત્વ શું છે ? વિશેષ્યમાં જે અસંબંધત્વ તે બહિષ્કત્વ છે કે વિશેષ્ય સિવાય અન્યત્ર પણ તે સંબંધ ધરાવે છે ? પ્રથમ તો નહિ, વિશેષ્યમાં અસંબંધત્વને બહિષ્કત્વ કહેશો તો ઉપલક્ષણત્વજ સિદ્ધ નહિ થાય. જે અસંબદ્ધ હશે, તે ધર્મીમાં અર્થ વિશેષનું ઉપલક્ષક નહિ થાય. કારણ કે સારસ પક્ષી

ક્ષેત્ર (ખેતર) સાથે જો અત્યંત અસંબદ્ધ હશે તો ક્ષેત્રમાં દેવદત્તીયત્વ (દેવદત્ત સાથે સંબંધ)નું જ્ઞાન કરાવશે નહિ. દ્વિતીય વિકલ્પ-વિશેષ્ય સિવાય બીજે સંબદ્ધત્વ જ બહિષ્ઠત્વરૂપ દ્વિતીય વિકલ્પમાં આપણું અભીષ્ટ કોઈ કાર્ય નહિ થાય. જે અન્યત્ર કદાચ સંબદ્ધ રહ્યું હોય, તો આ રીતે ઉપલક્ષણત્વના રૂપમાં અભીષ્ટ સંબંધ વિશેષનો ધર્મમાં કોઈ રીતે બાધ નહિ થાય. 'न च शाखासम्बद्धैव चन्द्रं लक्षयति' 'કોઈ શાખા અસંબદ્ધ રહીને જ ચંદ્રને ઉપલક્ષિત કરતી નથી. અર્થાત્ ચંદ્રનું જ્ઞાન કરાવતી નથી. જો અસંબદ્ધને ઉપલક્ષણ માનશો તો પરસ્પર વિરોધ થશે.' 'असम्बद्धा लक्षयतीति व्याहतम्'

તો પછી ઉપલક્ષ્ય અને ઉપલક્ષણનો સંબંધ શું છે ? 'ऋजुदेशस्थत्वलक्षणः परम्परासम्बन्धः' સમરેખીય દેશમાં રહેવા રૂપ પરંપરા સંબંધ છે કે જેને પરીક્ષક નિપુણજન સમજી શકે છે અને બાળકો કેવળ સંયોગ માને છે. કારણ કે તેઓ અનુભવ પ્રમાણે વ્યવહાર કરે છે. તો આ રીતે સિદ્ધ માનવું પડે કે જે લોકો ઉપલક્ષણને બહિષ્ઠ કહે છે, તેનું કહેવું પરસ્પર વિરુદ્ધ છે.

શંકા - જો બે પદોથી જણાતી વિશિષ્ટદ્વયની એકતા થાય તો વિશેષણોની પણ એકતા જણાવી જોઈએ.

અરે ! भोः प्रत्युत्थानमिदं केन बलेन ? વિશેષણોનો પરસ્પર સમવાય પ્રસંગ જો ખંડિત થઈ ગયો હોય તો પ્રકારાંતરથી તેનો તે જ આક્ષેપ કયા બળથી કરાઈ રહ્યો છે ? કારણ કે પુનઃપ્રત્યુત્થાનનું કોઈ બીજ નથી.

સમાધાન - પુનઃપ્રત્યુત્થાન તો આપના વિશિષ્ટદ્વયની એકતા થવાથી બન્ને વિશેષણોની એકતા થાય, એવો નિયમ માનીને થાય. તો વિશેષણોની એકતાને સિદ્ધ કરવા માટે અભીષ્ટ બે વિશિષ્ટોની એકતા કેવી રીતે વિવક્ષિત છે ? બન્ને વિશેષ્યોની એકતા વિવક્ષિત છે

કે વિશેષણોની એકતાને પણ વિવક્ષિત છે ? 'नीलमुत्पलम्'માં બે નીલ અને ઉત્પલ વિશેષ્ય થશે તો નીલત્વ અને ઉત્પલત્વ વિશેષણ થશે તેમજ નીલત્વવિશિષ્ટ નીલ અને ઉત્પલત્વવિશિષ્ટ ઉત્પલ થશે. આવું આકલન કરીને પૂર્વમાં બે વિકલ્પ કર્યા છે. તે બંને વિકલ્પોમાં પ્રથમ વિકલ્પ જેમાં વિશેષણ દ્રવ્યની એકતાની વિવક્ષા છે કે જે ઉચિત નથી. કારણ કે વિશિષ્ટૈક્ય વિશેષણૈક્યની સાધક નથી. દ્વિતીય વિકલ્પમાં જે વિશેષણોની એકતા પણ વિવક્ષિત છે જે ઉચિત નથી. કારણ કે તેમાં અસિદ્ધિ અને આત્માશ્રયદોષ આવશે. આપાદ્ય અને આપાદક બંને એક થવાથી આત્માશ્રય દોષ પણ આવે છે. વિશિષ્ટમાં વિશિષ્ટનો તાદાત્મ્યના રૂપમાં અન્વય થવાથી વિશેષણોના તાદાત્મ્યભાનનું આપાદન વિશેષણોના પરસ્પર સમન્વયની પ્રસક્તિના નિરાકરણથી જ ખંડિત કરેલ છે.

હવે પ્રકરાંતરથી શંકા કરે છે. સમાનાધિકરણ વાક્યનું 'नीलमुत्पलम्'માં સમાનાધિકરણ વાક્યથી વિશિષ્ટાર્થના બોધને જો સ્વીકારવામાં આવે તો સામાનાધિકરણ્યનું લક્ષણ 'भिन्नप्रवृत्तिनिमित्तानां शब्दानामेकस्मिन्नर्थे वृत्तिः सामानाधिकरण्यम्' વિરુદ્ધ થાય. ભિન્ન પ્રવૃત્તિ નિમિત્તવાળા શબ્દોની એક જ અર્થમાં વિદ્યમાનતા જ સામાનાધિકરણ્યનું લક્ષણ છે. વિશેષણ અને વિશેષ્યરૂપ અર્થ જયારે ભિન્ન રહેશે તો એક જ અર્થમાં બંને શબ્દોની વૃત્તિ સંભવશે નહિ. પરિણામે સામાનાધિકરણ્યનું લક્ષણ રહી શકશે નહિ.

मैवम्–આવી આશંકા યોગ્ય નથી. એટલે કે આ લક્ષણનો વ્યાઘાત તો અદ્વૈતમતમાં જ થાય છે. વિશિષ્ટાદ્વૈતમાં વ્યાઘાત થતો નથી. અદ્વૈતમાં એટલે થાય છે કે તેમાં તેઓ અનેક અર્થોનું પ્રતિપાદન કરે છે. તે બતાવે છે કે વિશેષણોથી જ વિશેષ્યનો ભેદ જાણ્યા પછી પણ વિશેષણવાચક અને વિશેષ્યવાચક પદોની એકાર્થબોધકતા જ સામાનાધિકરણ્યના

લક્ષણ પ્રતિપાદક વાક્યથી પ્રતીત થઈ રહી છે. કારણ કે લક્ષણમાં 'भिन्नप्रवृत्तिनिमित्तानां' આવો નિર્દેશ થયો છે.

અદ્વૈતી-વિશેષણ ભિન્ન ભિન્ન અને એકાર્થ બોધકતા, આ બંને બાબત પરસ્પર વિરુદ્ધ નથી ?

સિદ્ધાંતી-'व्याहतं यदि मन्यसे' જો લક્ષણ વાક્યમાં પરસ્પર વિરોધ માનતા હોવ તો તમે જ લક્ષણનો સમન્વય કરો.

અદ્વૈતી-ભિન્ન પ્રવૃત્તિનિમિત્તવાચક શબ્દોના પ્રવૃત્તિ નિમિત્તને તજી દઈને એક અર્થને જણાવવું તે સામાનાધિકરણ્ય છે.

સિદ્ધાંતી-સમાનાધિકરણ વાક્યથી તો તમે કહ્યું તેવો અર્થ જણાતો નથી.

અદ્વૈતી-વિશેષણ વિભિન્ન અર્થના બોધક હોય તો લક્ષણ વાક્યની સંગતિ કેમ કરવી ?

સિદ્ધાંતી-સાંભળો, વિશેષણોમાં ભિન્નતા હોવા છતાં વિશેષ્ય જો એક હોય તો એકાર્થબોધકતા રૂપ સંગતિ થઈ જશે. અહીંયા અર્થ વિશેષ્ય છે. જો પ્રવૃત્તિનિમિત્તનો ત્યાગ કરીને સમાનાધિકરણ વાક્ય પદાર્થમાત્રનું બોધક થાય, આવું માનવામાં જે ખામી આવે તે બતાવે છે. સમાનાધિકરણ વાક્ય સ્વરૂપમાત્રનું બોધન કરે છે. એમ જો માનવામાં આવે તો અન્ય જે વિશેષણ હોય છે તે બધા વ્યર્થ થઈ જાય છે.

અદ્વૈતી-વિશેષણ ભલે સ્વરૂપમાત્રના બોધક હોય, પરંતુ ઈતર વ્યાવૃત્તિના અવબોધનને માટે તેની સાર્થકતા સિદ્ધ થઈ જાય છે.

સિદ્ધાંતી-'किम्' પ્રવૃત્તિનિમિત્તના અન્વયના બળથી ઈતર વ્યાવૃત્તિનું જ્ઞાન થાય છે કે તે અન્વયના વિના જ થાય છે ? જો પ્રવૃત્તિનિમિત્તના અન્વયના બળથી ઈતરવ્યાવૃત્તિને માનશો તો નિર્વિશેષ વસ્તુની પ્રતીતિ નહિ થાય અને અનન્વયથી તેને માનશો તો સંભવ નહિ

બને. કારણ કે પ્રવૃત્તિનિમિત્તનો અન્વય નહિ થાય તો ઈતરવ્યાવૃત્તિની પ્રતીતિ કઈ રીતે થશે ? પર્યાયવાચક સેંકડો શબ્દોનો પ્રયોગ કરવા છતાં ભેદ વિશેષનું જ્ઞાન થશે નહિ.

અદ્વૈતી - 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' ઈત્યાદિ વાક્યોમાં પદવાચ્ય પદાર્થોનો અન્વય પ્રતીત નહિ થાય. પરંતુ તે તે વિશેષણરૂપ પદોથી સત્યત્ત્વાદિથી ઈતર પદાર્થ અસત્યત્ત્વાદિની વ્યાવૃત્તિરૂપ લક્ષ્ય અર્થનું જ્ઞાન થાય છે. એટલે તે વાક્યમાં વૈશિષ્ટની પ્રતીતિ જણાતી નથી. તેમજ બ્રહ્મરૂપ વિશેષ્યવાચક પદોની વ્યર્થતા પણ જણાતી નથી.

સિદ્ધાંતી - અરે ! ભાવરૂપ પદાર્થોને તજી દઈને અભાવરૂપ લક્ષ્યાર્થ તરફ દોડવામાં તમને વિશેષતા શી મળે છે ? કારણ વ્યાવૃત્તિ પણ વ્યાવૃત્તપદાર્થગત વિશેષરૂપ જ છે. એટલે તમારા મતમાં નિર્વિશેષ વસ્તુનો બોધ(જ્ઞાન) થશે જ નહિ.

અદ્વૈતી - સત્યત્ત્વાદિ વિશેષણોથી અસત્યત્ત્વાદિની વ્યાવૃત્તિ તે વિશેષ્યનું સ્વરૂપ .જ છે. આથી નિર્વિશેષ વસ્તુની પ્રતીતિમાં કોઈ પ્રકારની ખામી નહિ રહે.

સિદ્ધાંતી - તમારું કહેલું સમાધાન બરાબર નથી. કારણ કે કૃષ્ણત્વાદિની વ્યાવૃત્તિ એટલે શુક્લત્વનું સ્વરૂપ થાય તે રીતે જ અનૃતાદિથી વ્યાવૃત્તિ પ્રકાશ સ્વરૂપ બ્રહ્મનું સ્વરૂપ છે, એમ કહી શકાશે નહિ. ઈતરવ્યાવૃત્તિરૂપ બ્રહ્મનો જ્યારે પ્રકાશ હોય ત્યારે અન્ય અવિદ્યાનો અધ્યાસ કઈ રીતે સંભવે.

બીજી એક વાત એ છે કે તે તે વિશેષણોથી પ્રતીત થતી બધી ઈતરવ્યાવૃત્તિઓ બ્રહ્મથી અભિન્ન છે કે ભિન્ન ? જો ભિન્ન છે એમ કહેશો તો વ્યાવૃત્તિરૂપ બ્રહ્મનો પણ ભેદ પ્રસક્ત થવા લાગશે. અને જો અભિન્ન છે એમ કહેશો તો અન્ય પદોની વ્યર્થતા સાબિત થઈ જશે. અને

બીજી તરફ દેખીએ તો સામાનાધિકરણ્યનું લક્ષણ જે પહેલા પ્રસ્તુત કર્યું હતું તે વિશિષ્ટાદ્વૈત પક્ષમાં ઘટિત થશે. કારણ કે અમે એક વિશેષ્યક અને અનેક વિશેષણક બોધને સ્વીકારીએ છીએ. લક્ષણવાક્યનું તાત્પર્ય પણ સમાનાધિકરણ અનેક અર્થોને જણાવવામાં જ છે. પદોના સામાનાધિકરણ્યનું પરિષ્કૃત લક્ષણ પણ પદવિશિષ્ટ પદત્વ છે. આ સામાનાધિકરણ્યના લક્ષણમાં પદત્વમાં પદનો વૈશિષ્ટ્યનો સંબંધ બતાવે છે. पदवैशिष्ट्यं च स्वविशिष्टविषयताविशिष्टविषयताविशिष्टत्व સંબંધથી પદવિશિષ્ટ પદત્વ જ સામાનાધિકરણ્યનું નિષ્કૃષ્ટ લક્ષણ છે. જે 'नीलमुत्पलम्' એ બંને પદોમાં સમન્વિત થઈ જાય છે. અહીં વિષયતામાં પદનું વૈશિષ્ટ્ય પ્રયોજ્ય સંબંધથી અને પદમાં વૈશિષ્ટ્ય પ્રયોજકતા સંબંધથી સ્વીકારીને લક્ષણનો સમન્વય કરાશે. તે સંબંધમાં વિષયતા વિશિષ્ટ વિષયતા કહીને વિષયતામાં વિષયતાનું પણ વૈશિષ્ટ્ય કહેવાયું છે. તે કેવી રીતે ? તો કહે છે કે વિષયતામાં વિષયતાનું વૈશિષ્ટ્ય स्वानवच्छेदकत्व અને स्वनिरूपिततादात्म्यनिष्ठसांसर्गिकविषयता निरूपितत्व, આ બે સંબંધોથી છે. આ રીતે બધા સંબંધોને લઈને 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' ઈત્યાદિ વાક્યોનું સવિશેષ બ્રહ્મમાં તાત્પર્ય છે. એટલે અદ્વૈતીઓનું અખંડાર્થપરત્વ તો આશા રાખેલા લાડુનાં જેવું છે. એટલે આગળ કહી ગયા કે 'निरस्तसमस्तभेदं ब्रह्म' આ મંતવ્યનું ખંડન થઈ ગયું જાણવું.

અદ્વૈતીઓ એમ માને છે કે સૂર્ય જેમ સમુદ્રમાં પ્રતિબિંબના રૂપમાં પ્રવેશે છે અને તેમાં વિભિન્ન તરંગોમાં પ્રતિફલિત થઈને અનેક રૂપમાં જણાય છે, તેમ બ્રહ્મ પણ અનિર્વચનીય માયામાં પ્રવિષ્ટ થઈને માયારૂપ ઉપાધિથી બિંબ-પ્રતિબિંબ ભાવે અનેક રૂપે પ્રતિભાસિત થાય છે. આ મંતવ્યના ઉપર વિચારવામાં આવે છે.

સિદ્ધાંતી - બ્રહ્મ અચાક્ષુષ છે, તો તેનું પ્રતિબિંબ માયામાં પડે છે,

એમ કઈ રીતે સંભવે ? કારણ કે ચાક્ષુષ (આંખોથી દેખાતો) પદાર્થનું જ પ્રતિબિંબ ક્યાંક ઉપાધિમાં સંભવે છે.

અદ્વૈતી - એવો કોઈ નિયમ નથી કે કોઈ ચાક્ષુષ પદાર્થનું જ પ્રતિબિંબ પડે. કારણ કે અચાક્ષુષ(આંખોથી ન દેખાય) એવા આકાશનું પ્રતિબિંબ સરોવર આદિમાં દેખી શકાય છે.

સિદ્ધાંતી - मैवम् એમ નથી. આકાશનું પ્રતિબિંબ પડતું નથી. પરંતુ આકાશમાં રહેલાં વાદળા અને નક્ષત્ર આદિના જ પ્રતિબિંબ જણાય છે. અથવા થોડીવાર માની લઈએ કે રૂપ રહિત આકાશનું પ્રતિબિંબ જણાય, કાંઈ વાંધો નથી. કારણ કે આકાશ અચાક્ષુષ નથી પણ ચાક્ષુષ જ છે. જેમ કે 'तद्धि नीलम्' તે નીલ ગુણનો આશ્રય હોવાથી રૂપી દ્રવ્ય છે. એટલે કે ચાક્ષુષ છે. તે પણ કહેવાય છે કે 'नीलं नभ इति प्रामाणिको व्यवहार:' આમ અબાધિત વ્યવહાર થતો હોવાથી આકાશમાં નિલિમાની પ્રતીતિ થવી તે મિથ્યા નથી, જેવી પ્રતીતિ થાય તેવું સ્વીકારવું તે ઉચિત છે. આકાશની નીલિમા દૂરથી જણાય છે किं बहुना, આંજણથી લિપાયેલા હોય તેવા અત્યધિક નીલવર્ણના જે કાંઈ પણ વાદળા કે નક્ષત્ર આદિના આશ્રયના રૂપમાં જે દેખાય છે, તે સરોવર આદિમાં પ્રતિબિંબિત થાય છે. તે આકાશ હોય કે અન્ય કોઈ રૂપવાળું કે રૂપથી રહિત, સર્વથા ચાક્ષુષ દ્રવ્યનું જ પ્રતિબિંબ પડે છે. તો અચાક્ષુષ બ્રહ્મનું પ્રતિબિંબ કોઈ પણ રીતે સંભવે નહિ. જે સર્વત્ર વ્યાપ્ત હોય તેનું પ્રતિફલન અનુપપન્ન છે. અહીંયા એવી શંકા ન કરવી જોઈએ કે સર્વત્ર વ્યાપ્ત બ્રહ્મનું પ્રતિફલન સ્વીકારી લેવામાં આવે તો શી ખામી (ક્ષતિ) થાય ? કારણ કે અવિદ્યામાં વ્યાપ્ત બ્રહ્મનું અવિદ્યામાં પ્રતિબિંબ પડે, તે કઈ રીતે સંભવે ? કોઈનું પણ પ્રતિફલન તેનાથી અન્ય સ્થાનકમાં થવું જોઈએ. જળમાં કોઈ પદાર્થ હોય તો તેનું પ્રતિબિંબ જળમાં નથી પડતું.

અદ્વૈતી - સર્વત્ર વ્યાપ્ત જે આકાશ છે, તેનું પ્રતિબિંબ જળમાં તો દેખાય છે ? તેની માફક જ સર્વત્ર વ્યાપ્ત બ્રહ્મનું પ્રતિબિંબ અવિદ્યામાં સંભવે છે.

સિદ્ધાંતી - હા, આકાશનું પ્રતિબિંબ સરોવરમાં દેખાય છે, તે સ્વીકાર્ય છે, પણ જે આકાશ સર્વત્ર વ્યાપ્ત છે તેનું પ્રતિબિંબ સ્વીકાર્ય નથી. જળપ્રદેશથી જે અલગ હોય એવા વાદળા કે નક્ષત્રોના આશ્રયભૂત ઉપર રહેલા આકાશનું પ્રતિફલન જળમાં થાય છે. પરંતુ જળની અંદર રહેલા આકાશનું પ્રતિફલન થતું નથી. તેની માફક બ્રહ્મમાં પણ પ્રદેશ ભેદ માનીને માયામાં પ્રતિફલન માની શકાશે નહિ. કારણ કે નિત્ય અને અવયવ રહિત બ્રહ્મમાં સ્વતઃ પ્રદેશભેદ સંભવે નહિ. તેમજ અવિદ્યા અને અવિદ્યાના અભાવને માનીને બ્રહ્મમાં ઔપાધિક પ્રદેશ ભેદ કહેવો તે પણ ઉચિત નથી. કારણ કે ભાવ અને અભાવ, બન્નેમાં વિરોધ હોવાથી એક સ્થળે એક સમયે તેનું રહેવું સંભવે નહિ. અહીં બ્રહ્મનો અવચ્છેદક કોઈ સંભવે નહિ. તથા અન્ય અવચ્છેદકની જો કલ્પના કરવામાં આવે તો અનવસ્થા દોષ આવે, જળ આદિ સ્વચ્છ વસ્તુઓમાં આંખોની રશ્મિ પ્રત્યાવર્તિત થાય છે કે જેના સંકર્ષથી આકાશ તળમાં વિદ્યમાન ચંદ્ર આદિ તે જળમાં રહ્યા હોય એમ જણાય છે. આ રીતે જ્યાં પ્રતિબિંબ પડતું હોય ત્યાં આંખોની રશ્મિની અવશ્ય અપેક્ષા રહે છે. સન્માત્ર બ્રહ્મમાં આ બધું કઈ રીતે સંભવે ?

અદ્વૈતી - લોક વ્યવહારમાં પ્રતિબિંબ માટે આંખોની રશ્મિઓની અપેક્ષા ભલે રહેતી હોય, પરંતુ બ્રહ્મના પ્રતિબિંબ માટે તે રશ્મિઓની અપેક્ષા ન રહે !

સિદ્ધાંતી - તો પછી બ્રહ્મના પ્રતિફલન માટે ઉપાધિના રૂપમાં સ્વીકૃત અવિદ્યાની અપેક્ષા પણ ન હોવી જોઈએ. કેવળ સ્વતઃ ચૈતન્યનું જ પ્રતિફલન થાય ? વળી બીજી એક વાત કે અવિદ્યામાં બ્રહ્મના

પ્રતિબિંબને પ્રકાશિત કરનાર કોઈ સ્વચ્છત્વ આદિ વૈલક્ષણ્ય પણ દેખાતું નથી. તો આ રીતે અવિદ્યામાં બ્રહ્મનું પ્રતિબિંબ કેમ સંભવે ? અવિદ્યામાં પ્રતિબિંબની કલ્પના તમે ભલે કરી લો, છતાં પ્રતિબિંબભૂત જીવ તો અવિદ્યાને આધીન થઈ જશે. અને તેથી તે જીવનું સાદિત્વ(ઉત્પન્ન થવું, જન્ય થવું) થવા રૂપ દોષ લાગશે. કારણ કે બધા જ પ્રતિબિંબો ઉપાધિને આધીન હોવાથી જન્ય-સાદિ દેખાય છે.

અદ્વૈતી - લોક વ્યવહારમાં જે ઉપાધિને આધીન હોય તે ભલે જન્ય-સાદિ રહે, પણ લોક-વિલક્ષણ ઉપાધિમાં પ્રતિબિંબભૂત જીવ અવિદ્યાને આધીન હોવા છતાં જન્ય નહિ કહેવાય ?

સિદ્ધાંતી - જો એવી વાત હોય તો લોક વ્યવહારમાં પ્રતિબિંબને ઉપાધિની અપેક્ષા ભલે રહે, લોકવિલક્ષણ જીવરૂપ પ્રતિબિંબમાં ઉપાધિને પણ સ્વીકારવી જોઈએ નહિ. પણ તમે અવિદ્યાને ઉપાધિના રૂપમાં સ્વીકારો છો તે વ્યર્થ છે. જો લોક વ્યવહારની દૃષ્ટિએ ઉપાધિની જરૂર સ્વીકારતા હોવ, તો ઉપાધિને આધીન રહેનારા તે જન્ય દેખાય છે. તેની માફક અવિદ્યારૂપ ઉપાધિમાં પ્રતિબિંબિત જીવોમાં પણ જન્યત્વ અપરિહાર્ય રહેશે.

અદ્વૈતી - આ કઈ જાતનો કોલાહલ છે ? અમારા અદ્વૈતના મંતવ્યને સમજ્યા વિના દોષારોપણ કરો છો. જળમાં ચંદ્રમાની જેવી છાયા(પ્રતિબિંબ) પડે છે તેવી અવિદ્યામાં બ્રહ્મની છાયા પડે છે, એમ અમે નથી કહેતા કે જેનાથી તમને શંકા કરવાનો મોકો મળે. અમે પહેલા જ કહ્યું છે કે સૂર્ય જેમ સમુદ્રમાં આવિષ્ટ થઈને તરંગોના ભેદથી ભિન્ન જેવો દેખાય છે, લાગે છે, તે રીતે જ બ્રહ્મ માયામાં આવિષ્ટ થઈને માયાના તરંગ અંતઃકરણરૂપ ઉપાધિથી પરિકલ્પિત પ્રતિબિંબ ભાવવાળું થઈને ઉપાધિના ભેદથી ભિન્ન જેવું લાગે છે. ખરેખર તો એક જ છે.

સિદ્ધાંતી - 'सत्यमुक्तम्' તમે સાચું કહ્યું કે અમે તમારી ઉક્તિનું રહસ્ય જાણ્યા વિના કોલાહલ કર્યો. અમે એવું માનીએ છીએ કે જેમ સૂર્ય સમુદ્રમાં તરંગ નિષ્ઠ થઈને ગ્રહણ કરાતો થકો નામરૂપથી ગ્રહણ કરાય છે, વાસ્તવમાં તે અનેક રૂપવાળો નથી. તેની જ માફક બ્રહ્મ પણ અવિદ્યાના તરંગ રૂપ અંતઃકરણના સંસર્ગથી અનેક રૂપમાં ગૃહીત થાય છે. હવે અહીં અમારો પ્રશ્ન એ છે કે અનેક રૂપે થયેલા બ્રહ્મનું ગ્રહણ કોણ કરે છે ?

અદ્વૈતી - અન્ય કોઈ ગ્રહણ કરતું નથી. પરંતુ બ્રહ્મ જ અવિદ્યાથી સંસૃષ્ટ થઈને સ્વયંમાં અનેકત્વને દેખે છે.

સિદ્ધાંતી - પોતાનું સ્વરૂપ બ્રહ્મને જ્યારે ઠીક રીતે નિશ્ચિત હોય તો પછી તે અનેકત્વનું દર્શન કઈ રીતે કરે ?

અદ્વૈતી - બ્રહ્મનું સચ્ચિદાનંદાત્મક સ્વરૂપ જ્યારે તિરોહિત થાય છે ત્યારે તે અનેક રૂપમાં પોતાને દેખે છે.

સિદ્ધાંતી - શું તમારે મતે બ્રહ્મ પણ અજ્ઞાની થઈ શકે છે ?

અદ્વૈતી - 'स्यान्नाम' હા, અજ્ઞ થઈ શકે છે અને તેથી તો તેને સંસાર છે. અજ્ઞાન જ સંસારના મૂળમાં વિદ્યમાન છે.

સિદ્ધાંતી - અરે ! ખેદની બાબત છે કે તમારા મતમાં નિર્દોષ બ્રહ્મ પણ સદોષ હોય છે.

અદ્વૈતી - તમે જે રીતે કહો છો, તે રીતે સદોષ નથી, બ્રહ્મમાં અજ્ઞાનીપણું વગેરે મિથ્યાત્વ છે.

સિદ્ધાંતી - તો બ્રહ્મ સ્વરૂપ કોનાથી તિરોહિત થાય છે ?

અદ્વૈતી - બ્રહ્મનું સ્વરૂપ અવિદ્યાથી જ તિરોહિત થાય છે. અવિદ્યામાં આવરણ અને વિક્ષેપ નામે બે શક્તિઓ રહી હોય છે. અને તે અવિદ્યા બ્રહ્મની છે. એટલે બે શક્તિવાળા બ્રહ્મનું સ્વરૂપ તે

અવિદ્યાથી તિરોહિત થાય છે. અને સ્વરૂપનું તિરોધાન થઈ ગયા પછી વિવિધ વિક્ષેપોનો અધ્યાસ અર્થાત્ મિથ્યા અવભાસ થાય છે.

સિદ્ધાંતી - નિર્વિશેષ અને પ્રકાશ સ્વભાવવાળું તમે માનેલું બ્રહ્મ અવિદ્યાથી તિરોહિત પણ થઈ જાય છે. તે તેમ બની શકે નહિ. પડદો નાખીને જેમ જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિયના ગણોને રોકી રખાય છે તેમ બ્રહ્મના સ્વરૂપનું નિવારણ થવું, તેને અહીં તિરોધાન કહી શકાય નહિ. કારણ કે તિરોધાનની નિવૃત્તિ થાય એટલે બ્રહ્મમાં દશ્યત્વ આવી શકે છે અને તેથી નિર્વિશેષ ન થઈ શકે. બ્રહ્મસ્વરૂપનું નિવારણ એટલે પ્રકાશનું પ્રતિરોધકત્વ કહેશો તો પ્રકાશનું પ્રતિરોધન જ તિરોધાન છે.

વળી અવિદ્યાથી જેનો પ્રતિરોધ થાય છે, તે બ્રહ્મસ્વરૂપથી અનતિરિક્ત છે કે અતિરિક્ત છે ? અવિદ્યાથી પ્રતિરુધ્યમાન પ્રકાશને બ્રહ્મસ્વરૂપથી અનતિરિક્ત માનશો તો અવિદ્યાથી થનારા પ્રકાશનો પ્રતિરોધ બ્રહ્મસ્વરૂપના નાશમાં જ પરિણત થશે.

જો તે પ્રતિરોધને બ્રહ્મસ્વરૂપથી અતિરિક્ત માનશો તો બ્રહ્મ નિર્વિશેષ મટીને સવિશેષ થઈ જશે. 'प्रकाशैकरसम्' પ્રકાશમાત્ર સ્વરૂપવાળું બ્રહ્મ અવિદ્યાથી પ્રકાશિત થતું નથી, આમ કહેવું તે પણ પરસ્પર વિરુદ્ધ છે.

અદ્વૈતી - અવિદ્યાથી બ્રહ્મના પ્રકાશનું તિરોધાન એટલે પ્રકાશનું વિગલન નથી. પરંતુ પ્રકાશૈકરૂપ બ્રહ્મનું અવિશદ રૂપમાં અવભાસન છે.

સિદ્ધાંતી - તમારું આવું કહેવું તે નિર્વિશેષના રૂપમાં માન્ય બ્રહ્મમાં સંગત થાય નહિ. તે શાથી ? તો કહે છે કે સાધારણરૂપમાં જેની પ્રતીતિ થાતી હોય તેની વિશેષરૂપમાં પ્રતીતિ ન થાય, તેને અવિશદ અવભાસ કહેવાય છે.' આ શુક્તિનું સ્વરૂપ છે ' એમ સાધારણ રીતે પ્રકાશિત થવા છતાં શુક્તિસ્વરૂપ શુક્તિત્વ આદિ વિશેષ આકારે પ્રકાશિત ન થવાને

લીધે વિશદરૂપમા અવભાસિત થતું નથી. સાધારણતઃ પ્રતીતિ હોવાને લીધે શુક્તિમાં રજતનો ભ્રમ થાય છે. જો શુક્તિનો વિશદ અવભાસ થતો હોય તો તેમાં રજતનો ભ્રમ ન થાય. વિશેષ આકારનું ગ્રહણ ન થતું હોવાથી કેવળ ધર્મીની પ્રતીતિ થાય તેને જ અવિશદાવભાસ કહેવાય છે. એટલે નિર્વિશેષ એકમાત્ર પ્રકાશરૂપ અવિદ્યારૂપદોષથી વિશદરૂપમાં અવભાસિત થતું નથી. માયાવાદી વેદાંતીઓનું આવું કથન કોઈ પણ રીતે સ્વીકાર્ય નહિ થાય. અર્થાત્ સર્વદા અસંગત રહેશે.

અદ્વૈતી - આવો આક્ષેપ તો તમારા સિદ્ધાંત ઉપર પણ લાગી શકે છે. દેહમાં આત્માના ભ્રમની ઉપપત્તિને માટે તમે પણ સ્વયં પ્રકાશ પ્રત્યગાત્માના સ્વરૂપને તિરોહિત માનો છો !

સિદ્ધાંતી - પ્રત્યગાત્માના સ્વરૂપને તિરોહિત કરવું પડે છે, પરંતુ આ આક્ષેપ તમારે તુલ્ય નથી. તમારા મત કરતા અમારા મતમાં તિરોધાન ભિન્ન પ્રકારનું છે. અમે આત્માના સ્વરૂપને અવિશેષ અર્થાત્ વિશેષશૂન્ય નથી માનતા. અમારા મતે આત્મામાં નિરવયવત્વ, નિર્વિકારત્વ, નિત્યત્વ, અણુત્વ, શેષત્વ અને દાસત્વ આદિ શ્રુતિ સિદ્ધ વિશેષ સ્વીકૃત છે કે જે તિરોહિત થાય છે. અમારે મતે યદ્યપિ આત્માનું સ્વરૂપ સ્વયં પ્રકાશ છે છતાં પણ તેના નિરવયવત્વ આદિ વિશેષોમાં સ્વયં પ્રકાશત્વનો નિયમ નથી. કારણ કે ધર્મીનું સ્વરૂપ તો પ્રકાશમાત્ર હોવાથી સ્વયંપ્રકાશત્વ અક્ષુણ્ણ-સતત રહે છે. 'स्वस्मिन् स्वस्य विषयत्वमेव स्वयम्प्रकाशता' સ્વમાં સ્વની વિષયતા જ સ્વયંપ્રકાશત્વ છે. અર્થાત્ 'स्वनिरूपितविषयावत्त्वमित्येतत्' સ્વનિરૂપિત વિષયતાનો સંબંધ જેમાં હોય તેને જ સ્વયં પ્રકાશ કહેવાય છે. આ પ્રમાણે વિશેષતા તિરોહિત રહેવાથી સ્વયં પ્રકાશ એવા આત્માનો અમારા મતમાં યથાવત્ પ્રકાશ થતો નથી. આ પ્રમાણે અમારા મતમાં કોઈ રીતે અનુપપત્તિ નથી. જે

સ્વપ્રકાશૈકસ્વભાવ એવા નિર્વિશેષ આત્માનું અવિદ્યાથી તિરોધાન માને છે, તે પોતાની અવિદ્યાને જ પ્રગટ કરી રહ્યા હોય છે.

જે અવિદ્યાથી આત્માના સ્વરૂપનું તિરોધાન અદ્વૈતી માને છે તે અવિદ્યાના વિષયમાં વિચારીએ. આ અવિદ્યારૂપ પડદો પારમાર્થિક છે કે મિથ્યા છે ? તેને પારમાર્થિક (વાસ્તવિક) કહી શકાશે નહિ. બ્રહ્મ સિવાય કોઈ પારમાર્થિક છે એમ અદ્વૈતિઓ સ્વીકારતા નથી. તે મિથ્યા છે એમ પણ કહી શકાશે નહિ, જે મિથ્યા હોય તે દોષથી કલ્પેલું હોય છે. એટલે તેને માટે અન્ય દોષની અપેક્ષા રહે. અને તે પણ મિથ્યા હોવાથી અન્યાન્ય દોષની કલ્પના કરતા રહેવાથી અનવસ્થા દોષ આવશે. જો અન્યાન્ય દોષની અપેક્ષા નથી, એમ કહેશો તો જગતના અધ્યાસમાં પણ દોષની અપેક્ષા રહેવી જોઈએ નહિ. જગતને કાલ્પનિક માન્યું હોવાથી મૂળ દોષની અપેક્ષા તો રહે છે. તો તેવી અવિદ્યા પણ કાલ્પનિક જ છે. એટલે અન્ય દોષની અપેક્ષાનો ત્યાગ કરી શકાશે નહિ.

માયા મિથ્યા છે એમ કહીને તેનાં સ્વરૂપને અનાદિ માનીને અનવસ્થા દોષને ટાળવા પ્રયત્ન કરશો તો માધ્યમિક બૌદ્ધનો સિદ્ધાંત સ્વીકાર્યો ગણાશે. એટલે માધ્યમિકથી અધિક અધિષ્ઠાનના રૂપમાં પરમાર્થિક બ્રહ્મની સત્તાને શા માટે સ્વીકારવી પડે ? અધિષ્ઠાનને સત્ય માન્યા સિવાય તેને મિથ્યા પણ માનવામાં આવે તો ભ્રમ થશે જ. ના, અધિષ્ઠાન ને મિથ્યા માનવામાં આવશે તો તેના અધ્યાસને માટે અન્ય અધિષ્ઠાનની જરૂરિયાત ઊભી થશે અને તેમ આગળ વધતા અનવસ્થા દોષ રહે જ છે.

મિથ્યાભૂત દોષનાં સ્વરૂપની અનાદિતાને સ્વીકારીને જેમ દોષનો પરિહાર કરો છો તેમજ મિથ્યાભૂત અધિષ્ઠાનનાં સ્વરૂપની અનાદિતાને સ્વીકારીને આવેલા અનવસ્થા દોષનો પરિહાર કરી શકાય છે. પરંતુ તેમ કરવાથી તો બૌદ્ધ મતમાં અને તમારામાં કાંઈ ફરક રહેશે નહિ. 'अपि

च' જીવભાવ અનાદિ હોવા છતાં પણ મિથ્યાત્વને લીધે જેમ અવિદ્યાથી પરિકલ્પિત માનવામાં આવે છે તે રીતે જ અવિદ્યા સ્વરૂપ અનાદિ હોવા છતાં પણ મિથ્યાત્વને કારણે જ અન્ય અવિદ્યાથી પરિકલ્પિત અવશ્ય માનવું પડશે. આ રીતે તમે અનવસ્થા દોષનો પરિહાર કરી શકશો નહિ.

અદ્વૈતી - આ સંપૂર્ણ જગત પ્રપંચ મિથ્યા રૂપમાં રહ્યું છે. તેના મૂળમાં અવિદ્યા રહી છે. તે મિથ્યાભૂત પોતાનાં સ્વરૂપની સિદ્ધિને માટે અન્ય દોષની કલ્પના સ્વીકાર કરતી નથી. મિથ્યાત્વનો કલ્પક આ દોષ સ્વ અને પરનો નિર્વાહક બને છે. એમ અમે સ્વીકારીએ છીએ. મિથ્યાત્વની કલ્પનામાં જે દોષનો સ્વીકાર કરાય છે તે સ્વથી ભિન્ન સમસ્ત કલ્પનાનો નિર્વાહક અને સ્વ કલ્પનામાં ઈતર(અન્ય)થી અનપેક્ષ થઈને નિર્વાહક થાય છે. આ રીતે અનવસ્થા પ્રસંગનું નિવારણ થઈ જશે.

સિદ્ધાંતી - શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધ અધિષ્ઠાનને મિથ્યા માને છે. તે આ રીતે અધિષ્ઠાન મિથ્યા હોવાથી અને તેને સ્વપર નિર્વાહક માની લેવાથી અનવસ્થા દોષનો પરિહાર થઈ જશે અને વળી માધ્યમિકના પક્ષમાં કોઈ પણ પ્રકારનું હીનપણું નહિ રહે. આવી સ્થિતિમાં તમે જ અધિષ્ઠાનની સત્યતાને સ્વીકારો છો તે વ્યર્થ છે.

'अधिष्ठानं चेत्' જો અધિષ્ઠાન જ સ્વપરનું નિર્વાહક થવા લાગશે તો જે સંપૂર્ણ અધ્યાસનું અધિષ્ઠાનભૂત તત્ત્વ છે તે સ્વમાં સ્વયં અધ્યસ્ત છે, એમ કેવું પડશે, તો આ રીતે અધિષ્ઠાન અને અધ્યસ્તની એકતા થઈ જશે. તે બંનેની એકતા પરસ્પર વિરુદ્ધ છે. કારણ કે અધિષ્ઠાન અને આરોપ્યનો ભેદ લોકમાં દેખી શકાય છે.

દોષ અને આરોપણીયમાં પણ ભેદ લોકમાં દેખાય છે. આ રીતે દોષને સ્વ અને પરનો માનવામાં આવશે તો દોષ અને આરોપણીયમાં અભેદ થવાનો પ્રસંગ આવશે અને દોષની પ્રાપ્તિ તમારા પક્ષમાં પણ સમાન જ છે.

વળી બીજી રીતે પ્રતિપક્ષી કહે છે કે દુર્ઘટતા અર્થાત્ અઘટિત ઘટના પટીયસ્ત્વ જ એક જેનો સ્વભાવ છે, આવી અવિદ્યામાં અનવસ્થારૂપ દોષ નહિ આવે. મિથ્યાત્વના કલ્પક અન્ય દોષના વિના અપરમાર્થ ભૂત અવિદ્યાના સ્વરૂપની નિષ્પત્તિ જ કઈ રીતે થશે ? એવું નથી. ઉપપત્તિનો સમ્યક વિચાર તો પરમાર્થ વસ્તુમાં થતો હોય છે. અનુપપન્નતા જ એક માત્ર જેનો સ્વભાવ હોય એવી અપરમાર્થ વસ્તુના ઉપપાદનની અપેક્ષા હોતી નથી.

કોઈને સ્વપ્ન થાય કે જેમાં તે મોટા મહેલને ગળી ગયો હતો. આવી બાબતમાં નાના મોઢાથી મોટો મહેલ કઈ રીતે ગળી શકાય ? આવો વિચાર કરાય નહિ. કારણ કે આવા બધા વિષયોમાં ઉપપત્તિ શૂન્યતા તેનું ભૂષણ ગણાય છે.

તેની સામે પ્રશ્ન - જેમ કહો છો તેવું જ જો સ્વીકાર કરાતું હોય તો તમે અવિદ્યાનો સાથ શા માટે લો છો ?

અદ્વૈતી - બ્રહ્મમાં જગતનો જે અધ્યાસ છે તેની કલ્પના કરનાર દોષને જો માનવામાં નહિ આવે તો તે અધ્યાસ જ ઉત્પન્ન નહિ થાય. એટલે તે અધ્યાસના કલ્પક દોષને અમે સ્વીકારીએ છીએ.

સિદ્ધાંતી - તે કલ્પક દોષના વિના જ અપરમાર્થભૂત જગત ભાસે છે, એવું તમે કેમ માનતા નથી ? કારણ કે તમે ઉપર કહી ચુક્યા છો કે અપરમાર્થ વસ્તુમાં ઉપપાદનની અપેક્ષા હોતી નથી.

અદ્વૈતી - 'ननु वयं न' અપરમાર્થ વસ્તુ (મિથ્યા જગત)માં સર્વથા ઉપપત્તિની નિરપેક્ષતાને અમે કહેતા નથી. પરંતુ પરમાર્થત્વ પ્રયુક્ત ઉપપત્તિની નિરપેક્ષતાને કહીએ છીએ. અપરમાર્થ જેમાં પ્રયોજક હોય છે, એવી ઉપપત્તિઓની અપેક્ષાને અમે સ્વીકારીએ છીએ. એટલા માટે જ અપરમાર્થભૂત જગતની ઉપપત્તિને માટે અપરમાર્થત્વ પ્રયુક્ત દોષ સાપેક્ષત્વ આદિ અપેક્ષા અમે રાખીએ છીએ.

સિદ્ધાંતી - અપરમાર્થ દોષ પણ અપરમાર્થત્વથી પ્રયુક્ત અન્ય દોષની અપેક્ષા રાખશે. એટલે આગળ કહ્યા મુજબ અનવસ્થા દોષ તો રહેશે જ.

અદ્વૈતી - અવિદ્યારૂપ ઉપાધિથી જીવ અને જીવથી અવિદ્યાની કલ્પના થાય છે, તો આ રીતે બીજાંકુર ન્યાયથી અનાદિપણું સ્વીકારવાથી અનવસ્થા દોષ નહિ લાગે.

સિદ્ધાંતી - બીજાંકુર ન્યાયથી અનાદિત્વ માનીને નિર્દોષતા બતાવો છો પણ તેનાથી તો જીવોનું નિત્યત્વ પ્રતિપાદન કરતી સ્તુતિઓ સાથે વિરોધ થાશે. આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ કારિકાથી કહે છે કે

व्यलीकयति यो विश्वमविद्यामवलम्ब्य याम्।
तां व्यलीकयतस्तस्य न्याय्यं सौगतसौहृदम्।।

જે અવિદ્યાને આધારે અદ્વૈતીઓ વિશ્વ ને મીથ્યા કહે છે, પછીથી તે અવિદ્યાને પણ મિથ્યા કહેનારા, તેમણે છેવટે બૌદ્ધનો મત જ સ્વીકાર્યો કહેવાશે અર્થાત્ બૌદ્ધની મૈત્રી કરી ગણાશે.

અદ્વૈતીઓને માધ્યમિક બૌદ્ધો સાથે દ્વેષ હોઈ શકે નહિ, કારણ તેઓ એકસમાન મતે આશર્યા છે. તેમાં મિથ્યા અવિદ્યાનું અનિર્વચનીયપણું તો પ્રથમ ઉપર નિરસ્ત કર્યું છે.

અદ્વૈત સિદ્ધાંતને માનનારા લોકો અવિદ્યાના નિરૂપણમાં જે પ્રમાણ બતાવે છે, તેને હવે જોઈએ - અદ્વૈતીઓ 'नासदासीत्..'(तै.आ.२/८/९/३) સૃષ્ટિના પૂર્વકાળમાં અસત્ કે સત્ કાંઈ જ ન હતું. કેવળ તમ (અજ્ઞાન-અધારું) હતું"

'अनृतेन हि..'(छां.उ.८/३/२) "અનૃત-અજ્ઞાનથી ઢંકાયેલા" 'इन्द्रो मायाभिः...'(बृ.उ.२/५/१९) "પરમેશ્વર માયાથી અનેક રૂપે થાય છે" આવી બધી શ્રુતિઓને અવિદ્યા બાબતે પ્રમાણરૂપે મૂકે છે. આ માયા,

અવિદ્યા, તમ કે અજ્ઞાન આવા શબ્દોથી કહેવાતી અવિદ્યાનું ખંડન પ્રકૃતિનું નિરૂપણ ઉપર કર્યું ત્યારે કરી ગયા છીએ.

અદ્વૈત બ્રહ્મના સિદ્ધાંતને માનનારાની પાસે શ્રુતિશાસ્ત્રનાં પ્રમાણનું બળ રહ્યું નથી. તે જાંઘ ટૂટી ગયા પછી પગનું બળ ન રહે ત્યારે જૂની લાકડીના ટેકાથી તે લંગડો માણસ ચાલે છે, તેમ શ્રૌતસ્માર્ત બળ નષ્ટ થઈ જવાથી સડેલી જૂની લાકડીના જેવા અન્ય પ્રમાણોનો આધાર લઈને તે આવે છે. તે અદ્વૈતીનું આ પ્રત્યુત્થાન અકિંચિત્કર છે અને હાસ્યાસ્પદ છે. તેના અવલંબનની જીર્ણતા ઉપર હવે વિચારીએ.

અવિદ્યાની બાબતમાં અદ્વૈતી કહે છે કે "હું અજ્ઞાની છું. એટલે મને પોતાને તથા બીજા કોઈને હું જાણતો (ઓળખતો) નથી." આવી રીતની પ્રત્યક્ષ પ્રતીતિ જ અવિદ્યામાં પ્રમાણ છે. આ પ્રતીતિ "જ્ઞાનસામાન્યના અભાવને લીધે થાય છે," આવી શંકા કરવી નહિ. કારણ કે અહીં અજ્ઞત્વનો અનુભવ થઈ રહ્યો છે. જો તદ્દન જ્ઞાન જ ન હોય તો અજ્ઞત્વનો અનુભવ ક્યાંથી થાય ? જો અજ્ઞતાનું જ્ઞાન થઈ રહ્યું છે તો તેના સામાન્ય અભાવનો સાક્ષાત્કાર કઈ રીતે ઊપજે. તે આ અજ્ઞતાના અનુભવ સમયે પ્રતિયોગી તથા અનુયોગી, બંનેનું ગ્રહણ થાય છે. કારણ કે પ્રતિયોગી અને અનુયોગીના બોધ વિના અભાવનો બોધ થઈ શકતો નથી. અહીં જ્ઞાન જ પ્રતિયોગીભૂત છે. અને તે અર્થનું અવલંબન કરીને જ ઊપજ્યું છે. કારણ કે અર્થના વિના જ્ઞાનનાં સ્વરૂપનું નિરૂપણ કરવું અશક્ય છે.

આ જ રીતે 'अहमज्ञः' આવા અર્થનું જ્ઞાન થયા પછી તદર્થ વિષયક પ્રતિયોગિજ્ઞાન અને અનુયોગિજ્ઞાન થાય છે અને તે પછી જ્ઞાનસામાન્યાભાવની પ્રતીતિ કઈ રીતે સંભવે ? 'अहमज्ञः' આવો અનુભવ જ્ઞાનસામાન્યાભાવનો વિરોધી હોવાને લીધે તેનો પ્રતિયોગી મનાશે. જ્ઞાનાભાવ જ વિષય છે તો અભાવના પ્રતિયોગી(વિરોધી)નાં

રૂપમાં જ્ઞાનનો અને અનુયોગીના રૂપમાં 'अहमर्थ'નું ગ્રહણ અનુવર્તમાન રહેશે. જે જ્ઞાનસામાન્યાભાવનું વિરોધી હશે.

'अहमज्ञः' આવા અનુભવમાં જ્ઞાનવિશેષનો અભાવ વિષય નથી. કારણ કે તેમાં 'अहमज्ञः' એવી રીતનો ઉલ્લેખ છે. ભૂતળમાં ઘટ વિશેષના અભાવના અભિપ્રાયથી 'भूतले घटो न' એવો ઉલ્લેખ થતો નથી. 'भूतले नीलो घटो न' આવી રીતનો ઉલ્લેખ જ ઘટવિશેષના અભિપ્રાયથી થાય છે. તેથી 'अहमज्ञः' આવી પ્રતીતિમાં ભાવરૂપ અજ્ઞાનને જ વિષય માનવો જોઈએ, તો તેનો વિરોધ નહિ થાય.

'अभावस्य हि प्रतियोगिसापेक्षता' એ બોધમાં અભાવ જ પોતાના વિરોધી ઘટાદિની અપેક્ષા કરે છે. ભાવનું તો સ્વરૂપથી નિરૂપણ કરવું શક્ય છે. જેમ કે 'मुढोऽस्मि मुग्धोऽस्मि' ઇત્યાદિ સ્થળોમાં અજ્ઞાનનો સ્વરૂપતા ઉલ્લેખ જ દેખાય છે.

આ રીતે જે આશંકા કરે છે કે 'अज्ञः' ઇત્યાદિ સ્થલોમાં 'नञ'ની સાથે ઉચ્ચારણ હોવાથી અજ્ઞાનનું સ્વરૂપતઃ ભાન ઉપપન્ન નહિ થાય. એને માટે કોઈ અવકાશ નથી, અર્થાત્ ઉક્ત આશંકા નથી કરી શકાતી. કારણ કે 'ज्ञानमिवाऽज्ञानमपि भावरूपं सविषयम्' જેમ સવિષયક જ્ઞાન ભાવરૂપ છે તેમ જ અજ્ઞાન પણ ભાવરૂપ સવિષયક હોય છે.

આટલું ઉપપાદન થઈ ગયું. હવે 'अहमज्ञः' 'मामन्यं च नजानामि' ઇત્યાદિ બોધનો વિષય ભાવરૂપ અજ્ઞાન હશે તો 'मामन्यं च' આ રીતના વિષયનો ઉલ્લેખ કેમ થાશે ? કારણ કે જ્ઞાન સવિષયક હોય છે. એ શંકા પણ ખંડિત થઈ જાય છે. જેમ તદ્વત્તા જ્ઞાનના પ્રત્યે તદભાવવત્તા જ્ઞાન પ્રતિબંધક હોય છે. આ નિયમને આધારે ભાવરૂપ અજ્ઞાનનું સ્વરૂપતઃ ભાન હોવા છતાં પણ જ્ઞાનગ્રહમાં વિરોધી થતું પણ સુસંગત થઈ જાશે.

સિદ્ધાંતી - અજ્ઞાનનો સ્વરૂપતઃ અર્થાત્ અજ્ઞાનત્વાકારથી થનારો જે બોધ તે જ્ઞાનના બોધને કઈ રીતે રોકી શકે ? હસ્તત્વ આકારે થયેલો

હાથનો બોધ સ્થાણું(થાંભલા)ના બોધને રોકતો નથી. પરંતુ સ્થાણુંત્વનો વિરોધી થઈને જ હસ્તનો બોધ સ્થાણુંના બોધને રોકે છે.

અદ્વૈતી - 'सत्यम्' ખરેખર વિરોધીનો બોધ વિરોધિત્વના રૂપમાં સવર્ત્ર અપેક્ષિત નથી. આથી એ સિદ્ધ થાય છે કે તે ક્યાંક અપેક્ષિત છે. યદિ વિરોધીના રૂપમાં બોધ સવર્ત્ર અપેક્ષિત તો સ્થાણુંત્વાભાવના રૂપથી સ્થાણુંત્વાભાવનો બોધ સ્થાણુંત્વના બોધનો પ્રતિબંધક સિદ્ધ ન થાય.

પ્રશ્ન - તદ્વત્તાજ્ઞાનનાં પ્રત્યે તદભાવવત્તા જ્ઞાન પ્રતિબંધક બને, આવો નિયમ જ્ઞાનાભાવવ્યતિરિક્ત સ્થળમાં જ લાગું થાય છે, આમ કહેવાય છે. તો તેમાં શું પ્રમાણ છે ? અનુભવના અનુરોધથી એમ સ્વીકારાય છે એવું જો માનતા હોવ તો 'अहमज्ञः' ઇત્યાદિ સ્થળોમાં પણ એવું જ માનો ! જો જ્ઞાનનો આભાસ થઈ રહ્યો હોય તો અજ્ઞાનનો આભાસ થવો જોઈએ નહિ.

અદ્વૈતી - 'प्रमाणभूतज्ञानस्यैव' ઇન્દ્રિયોના માધ્યમથી અંતઃકરણ વૃત્યવચ્છિન્ન ચૈતન્ય જ પ્રમાણભૂત જ્ઞાન છે. જે અજ્ઞાનનું નિવર્તક હોય છે. 'अहमज्ञः' ઇત્યાદિ યદિ સાક્ષિપ્રકાશ જ્ઞાન હોય તો અજ્ઞાનને ગ્રહણ કરવામાં કોઈ વિરોધ નથી. આનાથી એ બાબતનું ખંડન થઈ જાય છે કે જે એમ કહે છે કે કેવળ સાક્ષિપ્રકાશમાં અજ્ઞાનનો પ્રકાશ અર્થાત્ જ્ઞાન કઈ રીતે સંભવે. હવે તે બાબતનું જ સમર્થન કરે છે કે પ્રકાશ(જ્ઞાન) સાક્ષીના અજ્ઞાનનો નિર્વતક નથી થાતો. 'इदमंश' અર્થાત્ વિષયનું જ્ઞાન જેમ ભ્રમ અને યથાર્થ બન્ને થઈ શકે છે, તેમ જ સાક્ષિપ્રકાશજ્ઞાન અને જ્ઞાન બંનેમાં એક સમાન થઈ શકે છે. 'प्रकाशते ह्यहं जानामीति' 'હું જાણું છું'માં જ્ઞાનના સાક્ષીના રૂપમાં તથા 'नाहं जानामि'માં અજ્ઞાનના સાક્ષીના રૂપમાં સમાનપણે 'સાક્ષિપ્રકાશ' થાય જ છે. આ રીતે 'इदं रजतम्' એ ભ્રમજ્ઞાનમાં इदं પ્રકાશની જેમ તે સાક્ષિપ્રકાશ પણ અજ્ઞાનનો નિવર્તક થતો નથી. અજ્ઞાનનો ઉપરોધ ક્યારે થાય છે,

તેને કહે છે. 'अज्ञानविषयविषयकम्' અજ્ઞાન વિષય જ જેનો વિષય હોય એવી પ્રત્યક્ષાત્મિકા વૃત્તિમાં અભિવ્યક્ત અંતઃકરણવૃત્ત્યવચ્છિન્ન ચૈતન્યનો પ્રકાશ થાય ત્યારે અજ્ઞાનનો ઉપરોધ થઈ શકે છે. આ રીતે તે સિદ્ધ થાય છે કે પ્રમાણભૂત(ઇન્દ્રિયપ્રણાલિકાથી ઉત્પન્ન) જ્ઞાનનો ઉદય થવાથી જ અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. પણ સાક્ષીના અજ્ઞાનના સૂચવવાથી નહિ. અહીંયા એમ નહિ કહી શકાય કે સાક્ષી અજ્ઞાનના પણ ભાસક હોય છે. એટલે તે અજ્ઞાનનાં નિવર્તક નથી. પરંતુ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ માત્રનું પ્રકાશસ્વરૂપ હોય છે. આથી તે અજ્ઞાનનું વિરોધી પણ થયું તથા ક્યારેય પણ બ્રહ્મને અજ્ઞાન નહિ થાય. એમ શાથી ? તો કહે છે કે આત્મા જ્યારે સાક્ષિત્વની અવસ્થામાં હોય છે ત્યારે કાંઈ વિરોધ રહેતો નથી. 'अहमास्पदतया' સાક્ષીનું અવભાસન જ્ઞાન તથા અજ્ઞાનમાં સાધારણ-સમાન હોય છે. જે દશામાં કેવળ આત્માનું સ્વરૂપ પ્રકાશિત હોય છે, તેને અજ્ઞાનનો કોઈ પ્રસંગ જ નથી હોતો. એટલે ત્યાં જ્ઞાનના દ્વારા બાધનીય અવિદ્યાની કોઈ કથા રહેતી નથી. તે કઈ દશા છે ? એમ જિજ્ઞાસા થાય ત્યારે તેનો ઉત્તર છે 'सा हि मुक्तिदशा' તે મુક્તિની સ્થિતિ છે.

આ બાબતે પ્રમાણરૂપ અનુમાન પણ છે. અનુમાનનો પ્રકાર આ રીતે છે કે તેમાં વિવાદાધ્યાસિત પ્રમાણજ્ઞાનપક્ષ છે. તથા સ્વપ્રાગભાવથી અતિરિક્ત સ્વવિષયાવરણ સ્વનિવર્ત્ય-સ્વદેશગત વસ્વંતરપૂર્વકત્વ સાધ્ય છે. જેમાં અપ્રકાશિતાર્થ-પ્રકાશકત્વ હેતુ છે. અંધકારમાં પ્રથમોત્પન્ન પ્રદીપપ્રભા દૃષ્ટાંત છે. અહીંયા એ અભિપ્રેત છે કે પ્રમાણાત્મક યથાર્થજ્ઞાનના ઉત્પન્ન થયાની પહેલા ભાવાત્મક અજ્ઞાન રહે છે અને પ્રમાણજ્ઞાનના ઉત્પન્ન થયા પછી તે નષ્ટ થઈ જાય છે.

પ્રમાણજ્ઞાન જ્યારે હોય ત્યારે તેના પ્રાગભાવથી અતિરિક્ત તેના વિષયનું આવરણ અને તે જ પ્રમાણ દ્વારા બાધનીય તેના દેશમાં અન્ય

વસ્તુ પણ પહેલા રહેતી હોય. કારણ કે પ્રમાણજ્ઞાન અપ્રકાશિત વસ્તુનું અવભાસક હોય છે. અપ્રકાશિત યથાર્થવસ્તુનું અવભાસન થાય તે પછી પૂર્વમાં વિદ્યમાન અન્ય વસ્તુનો બાધ થઈ જાય છે. જેમ કે પૂર્વે અપ્રકાશિત શુક્તિનું જ્ઞાન થવાથી પૂર્વવસ્તુ રજતનો બાધ થઈ જાય છે. દૃષ્ટાંતમાં પ્રદીપ પ્રભાનો ઉદય થયા પહેલા. તેનાથી પ્રાપ્ય વિષયનું આવરક અંધકાર રહે છે. અને પ્રભાનો ઉદય થયા પછી તેનો નાશ થઈ જાય છે. પ્રમાણજ્ઞાન અપ્રકાશિત અર્થનું પ્રકાશક હોય છે. આથી તેનો તે સ્વભાવ હોય છે કે તેના પહેલા તેના વિષયનું આવરક અજ્ઞાન અને તેના દ્વારા બાધ્ય તેના સ્થાનમાં અન્ય વસ્તુ પહેલા રહેતી હોય છે. દૃષ્ટાંતમાં પ્રથમોત્પન્ન પ્રદીપપ્રભાને શાથી લીધી છે ? તેનો ઉત્તર આપે છે કે આલોક(પ્રકાશ)ના મધ્યમાં આરોપિત(સ્થાપિત) પ્રદીપપ્રભા, દ્વિતીય પ્રભા અને મણિપ્રભા દૃષ્ટાંત બની શકે નહિ. આથી અંધકારમાં આરોપિત પ્રાથમિક પ્રભાને દૃષ્ટાંતનાં રૂપમાં સ્વીકારેલ છે.

સિદ્ધાંતી - 'तदिदमसारम्' માયાવાદીનો આ પૂર્વોક્ત ઉપપાદન પ્રકાર તથ્ય વિહીન છે. તેમાં વિકલ્પ વિચારીએ. તમે ભાવાત્મક અજ્ઞાનને પ્રમાણિત કરવા જે પ્રત્યક્ષને ઉપન્યસ્ત કરી રહ્યા છો, તે વિષયથી અનવચ્છિન્ન - અપરિચ્છિન્ન અજ્ઞાનને પોતાનો વિષય બનાવે છે કે વિષયાવચ્છિન્ન અજ્ઞાનને ? જો તે વિષયાનવચ્છિન્ન અજ્ઞાનને વિષય બનાવે છે એમ કહેશો તો તે સુસંગત નહિ થાય. કારણ કે જ્ઞાનની જેમ અજ્ઞાનનું પણ નિરૂપણ એકમાત્ર વિષયને આધીન છે. જ્ઞાનની માફક અજ્ઞાન પણ સવિષયક હોય છે અને એવું તમે જ સ્વીકાર કરો છો.

દ્વિતીય વિકલ્પ, જો વિષયાવચ્છિન્ન અજ્ઞાનને તે પોતાનો વિષય બનાવે છે, એવું જો સ્વીકાર કરશો તો બધા જ વિષયોથી અવચ્છિન્ન અજ્ઞાનને વિષય બનાવે છે કે જે કોઈ પણ વિષયથી અવચ્છિન્ન અજ્ઞાનને ? તેમાં પ્રથમ કલ્પ ઉચિત નથી કે બધા જ વિષયોથી

અવચ્છિન્ન અજ્ઞાનને પોતાનો વિષય બનાવે. કારણ કે એ પ્રકારનો અજ્ઞાનાનુભવ સંભવે જ નહિ "હું અજ્ઞાની છું" આ રીતનાં અનુભવ સમયે અજ્ઞાન, ધર્મી આત્મા, શરીર અને સુખ-દુઃખાદિનો બોધ થાય છે. તો સર્વવિષયક જ્ઞાન તે સમયે રહે છે. આવું કથન કઈ રીતે સુસંગત હોઈ શકે ? દ્વિતીય પક્ષમાં કોઈ એક વિષયાવચ્છિન્ન અજ્ઞાનને વિષય બનાવે, તો તેમાં શું બ્રહ્મથી અવચ્છિન્ન અજ્ઞાનની પ્રતીતિ થાય છે ? કે બ્રહ્મ વ્યતિરિક્ત અવચ્છિન્નની ? તેમાં પ્રથમ પક્ષ ઉચિત નથી કે બ્રહ્માવચ્છિન્ન અજ્ઞાનની પ્રતીતિ થાય. કારણ કે શ્રવણ આદિથી જન્ય બ્રહ્મજ્ઞાનના અભાવને લઈને અજ્ઞાનની પ્રતીતિનો નિર્વાહ થઈ રહ્યો હોય તો તમારી જે અભીષ્ટ વસ્તું છે તેની સિદ્ધિ નહિ થાય. દ્વિતીય પક્ષમાં બ્રહ્મવ્યતિરિક્તથી અવચ્છિન્ન અજ્ઞાનની પ્રતીતિ થાય છે, એમ માનશો તો બ્રહ્મવ્યતિરિક્તનું બ્રહ્મવ્યતિરિક્તના રૂપથી અજ્ઞાનની વિષયતા નહિ થઈ શકે. કારણ કે તે સમયે શરીર આદિનુ પણ ગ્રહણ થતું હોય છે. જો બ્રહ્મવ્યતિરિક્ત ઘટત્વ-પટત્વના રૂપથી અજ્ઞાનનો વિષય થાય છે એમ કહેશો તો તમારા અભીષ્ટની સિદ્ધિ થશે નહિ. સંપૂર્ણ અધ્યાસના મૂળમાં અવિદ્યાત્મક ભાવરૂપ અજ્ઞાન જે તમારું પ્રિય છે તે સિદ્ધ થશે નહિ.

અદ્વૈતી - વિષય વિશેષના ઉલ્લેખ વિના સામાન્યરૂપે ઊપજતા 'अहमज्ञ' આવા પ્રત્યક્ષનો બ્રહ્મસ્વરૂપાત્મક વિષય વિશેષથી યુક્ત જ્ઞાનાભાવપરક નિર્વાહ કઈ રીતે સુસંગત થશે ?

સિદ્ધાંતી - અરે ! ભાવાત્મક અજ્ઞાનની બાબતમાં પ્રત્યક્ષતાને સ્વીકારનારા તમોએ પોતાની શંકાનો ઉત્તર આપવો જોઈએ. ભાવાત્મક અજ્ઞાનની પ્રત્યક્ષતાની બાબતમાં જે વિકલ્પોને અમે પ્રથમ કહ્યા છે તેમાં તમારી ગતિ અટકી ગઈ છે. એટલે તમે જો અજ્ઞાનના અનુભવને સ્વીકારતા હોવ, તો તેને વિષય વિશેષના આધારે જ સ્વીકારવો જોઈએ. કારણ કે અવચ્છેદ વિશેષ અથવા સમગ્રને અવચ્છેદક

બનાવીને ભાવાત્મક અજ્ઞાનની પ્રતીતિ અપ્રામાણિક માનવી જોઈએ. વિષય વિશેષથી પરિચ્છિન્ન થઈને અજ્ઞાનનો અનુભવ વિષય વિશેષથી અવચ્છિન્ન જ્ઞાનના અભાવના રૂપમાં જ ઉપપન્ન થઈ જાય તો તમારા અભીષ્ટ ભાવાત્મક અજ્ઞાનની સિદ્ધિ નહિ થાય.

અદ્વૈતી - વિષય વિશેષથી પરિચ્છિન્ન થઈને અજ્ઞાનનો અનુભવ વિશેષથી અવચ્છિન્ન જ્ઞાનાભાવને વિષય બનાવીને ઉત્પન્ન થાય, તે બાબત સુસંગત નહિ થાય. કારણ કે અભાવનું જ્ઞાન પોતાના પ્રતિયોગી(વિરોધી)ના જ્ઞાનની અપેક્ષા રાખીને જ પ્રકટ થાય છે. આથી પ્રતિયોગિભૂત વિષયવિશેષ વિષયવિશેષાવચ્છિન્ન જ્ઞાન ન હોય તો પ્રતિયોગીનું જ્ઞાન સંભવશે નહિ. જો પ્રતિયોગી જ્ઞાનને વિદ્યમાન માનવામાં આવે, તો તેનો સંભવ થાય નહિ. એટલા માટે 'अहमज्ञः' આવા વિષયવિશેષથી અવચ્છિન્ન ભાવરૂપ અજ્ઞાનનો સ્વીકાર કરવો પડે. તેથી બ્રહ્મવિષયક ભાવરૂપ અજ્ઞાન હોય છે, આ બાબત સિદ્ધ થઈ જાય છે.

સિદ્ધાંતી - આવો આક્ષેપ અજ્ઞાનીઓનો છે. હવે તેમની અજ્ઞાન-મૂલકતાને બતાવીએ છીએ. નિષેધમાં અપેક્ષિત પ્રતિયોગીની પ્રસિદ્ધિને તમારે સાક્ષાત્કારરૂપ માનવી. કારણ કે પ્રત્યક્ષમાં વિષયની સત્તાની જરૂરત હોય છે. અમે એમ પ્રત્યક્ષની વર્તમાન વિષયતા લઈને સ્વીકારીએ છીએ. માટે પ્રત્યક્ષમાં વિષયસત્તાની અપેક્ષા હોવાથી નિષેધને સમાનકાળમાં પ્રતિયોગી (જેનો નિષેધ કરાતો હોય)ની સત્તા થવા લાગશે, પરિણામે નિષેધ નહિ થાય. કેવળ પ્રતિયોગીની પ્રસિદ્ધિ જ ન માનવી. પરંતુ જે દેશમાં નિષેધ કરવો હોય તે દેશમાં જ પ્રતિયોગીની પ્રસિદ્ધિ હોવી જોઈએ. શાથી કે 'येन सति प्रतियोगिनि निषेधानवकाशः स्यात्' એવું માનવામાં ન આવે તો પ્રતિયોગીના વિદ્યમાન રહેવા પછી નિષેધને માટે કોઈ અવકાશ નહિ રહે. જેમ કે ઘડો વિદ્યમાન હોય તો

પછી તેનો નિષેધ કરી શકાતો નથી. પ્રતિષેધની કેટલી અને કેવા રૂપમાં પ્રતિયોગીની પ્રસિદ્ધિ અપેક્ષિત છે. આ રીતે તમારી શંકાને માટે કોઈ સ્થાન નથી. એને જ સ્પષ્ટ કરતા કહે છે 'अन्यदीयस्य' અન્ય સંબંધી વિશેષાવચ્છિન્ન જ્ઞાનના સ્મરણમાત્રથી સ્વમાં પણ નિષેધ સંભવે છે.

કેવળ નામમાત્રથી જ જે ઘટ (ઘડો) આદિ પદાર્થને જાણે છે પણ વ્યક્તિવિશેષાકારથી નથી જાણતો. તેને 'હું ઘડાને નથી જાણતો' આ રીતનો અભાવાત્મક વ્યવહાર થાય. ઘડા આદિનાં રૂપમાં અન્યના વિવેકને જે જાણતો હોય, તે પોતામાં તેનો નિષેધ કરી શકે છે. કારણ કે ઘટાદિનું જ્ઞાન ન હોવા છતાં પણ ઘટશબ્દના વાચ્યનાં રૂપમાં ઘટનું જ્ઞાન હોય છે. આ રીતે જે કોઈ પણ સ્થળે જે કોઈ પણ પ્રકારે પ્રતિયોગી ઘટ આદિની પ્રસિદ્ધિને લઈને નિષેધ સંભવે છે. આજ બાબતને સ્પષ્ટ કરતાં કહે છે કે, પ્રતિયોગીની કુક્ષિમાં નિષેધનો સામાન્ય સમાવેશ યોગ્ય જ છે. તેનાં વિવેકનો પણ આ રીતે સામાન્ય વિવેકના રૂપમાં સમાવેશ થઈ શકે છે.

'तथा चाहमज्ञः' પૂર્વોક્તરીતિ પ્રમાણે જ 'હું અજ્ઞાની છું' ઇત્યાદિ સ્થળોમાં પણ બ્રહ્મવિષયક વિવેકાભાવ વિષય થઈ શકે છે. જો એવું સ્વીકારવામાં નહિ આવે તો અમે તમને જ પ્રશ્ન કરીએ છીએ કે તમે સ્વયં ઉત્તર આપો.

'शास्त्रार्थज्ञानसामग्री मे नास्ति' શાસ્ત્રાર્થજ્ઞાન(વિચાર)સામગ્રી મારી પાસે નથી. આ જ્ઞાનમાં વિષય શું છે ?

શાસ્ત્રાર્થજ્ઞાનસામગ્રીનો અભાવ વિષય છે, એમ કહી શકાશે નહિ. કારણ કે શાસ્ત્રાર્થજ્ઞાનસામગ્રીના જ્ઞાન વિના તેનો વિરોધ બંધ બેસશે નહિ. જો સામગ્રી જ ન હોય તો એનું ભાન કેમ સંભવે ? કોઈ પણ પ્રકારે જ્ઞાનને પ્રતિયોગીના રૂપમાં સ્વીકારીને તેનો નિષેધ ઉપપન્ન થાય. વળી શાસ્ત્રાર્થ ન હોય તો "આ શાસ્ત્રાર્થજ્ઞાનની સામગ્રી છે" આ

રીતનું જ્ઞાન કઈ રીતે સુસંગત થાય. શાસ્ત્રાર્થજ્ઞાનરૂપ વિષયનું જ્ઞાન ન હોય તો સામગ્રી સંપન્ન થઇ જાય છે. પછી "નિષેધ કેમ થાય" આના આક્ષેપ ના ઉત્તરમાં તમે એમ નહિ કહી શકો કે શાસ્ત્રાર્થજ્ઞાનસામગ્રી જ વિષય છે. કારણ કે 'शास्त्रार्थज्ञाने हि सामग्रीप्रस्तावः तदज्ञाने सामग्रीकथा का ?' શાસ્ત્રાર્થજ્ઞાનમાં સામગ્રીની પ્રસ્તુતિ અપેક્ષિત હોય છે. શાસ્ત્રાર્થનાં અજ્ઞાનમાં સામગ્રીનો પ્રસંગ જ શું હોય ? અર્થાત્ સામગ્રીના વિના પણ અજ્ઞાન સ્વતઃ રહે જ છે. અજ્ઞાનમાં શાસ્ત્રાર્થજ્ઞાનસામગ્રી ગુરુપરિચર્યા આદિ અપેક્ષિત નથી. જેમાં અજ્ઞાન હોય તે આ વ્યવહાર કરે છે કે શાસ્ત્રાર્થજ્ઞાનની સામગ્રી મારી પાસે નથી. આવી અપેક્ષા માનવામાં આવશે તો વ્યવહાર સ્વારસ્યનો ભંગ થઈ જશે. વળી શાસ્ત્રાર્થના જ્ઞાનની ઈચ્છાથી ગુરુની પાસે આવેલા શિષ્યને અનધિકારી માનીને ગુરુ કહે છે કે "તને શાસ્ત્રાર્થનો ઉપદેશ આપવામાં નહિ આવે." અહીંયા એ શંકા થાય છે કે શાસ્ત્રાર્થત્વના રૂપથી અર્થાત્ સામાન્યતઃ શાસ્ત્રાર્થનો ઉપદેશ દેવામાં આવશે. ઉપદેશનું નિષેધ્યત્વ કઈ રીતે ઉપપન્ન થશે ? આ શંકાનું સમાધાન તમે ભાવાત્મક અનુપદેશને સ્વીકારીને કરી લો. ભાવાત્મક અનુપદેશને સ્વીકારીને કહી તે શંકાનું સમાધાન નહિ થાય. જો અન્ય પ્રકારથી શંકાનું નિવારણ કરાતું હોય તો એજ રીતે બ્રહ્મવિષયક અજ્ઞાનમાં પણ કરો.

આ રીતે ભાવરૂપ અજ્ઞાનને માનવામાં પક્ષપાત શું રહે છે ? 'હું અજ્ઞાની છું' ઇત્યાદિ સ્થળમાં અજ્ઞાનના અન્ય વ્યાવર્તકના રૂપમાં સાક્ષી ચૈતન્યનો પ્રકાશ (પ્રતીતિ-સ્ફુરણા) હોવા છતાં પણ તે સાક્ષીના પ્રકાશનો અજ્ઞાનની સાથે વિરોધ નથી. આવું કહેનારા તમે જે જ્ઞાનનો વિષય જ્ઞાનાભાવ છે. ત્યાં પણ તેવો અવિરોધ કેમ સ્વીકારતા નથી ? 'अज्ञानावच्छेदकतया' અજ્ઞાનનો નિશ્ચય કરાવનાર સાક્ષિપ્રકાશ અજ્ઞાનપ્રકાશ(અજ્ઞાનપ્રતીતિ)નો અવિરોધ હોય છે. આ વાદના જેવો જ

જણાતો અભાવના પ્રતિયોગીની અંતર્ગત આવતા સાક્ષિપ્રકાશ 'अहमज्ञः' આવો અભાવ પ્રતીતિમાં અવિરોધી હોય એવો વાદ પણ સંભવે છે.

પ્રકારાંતરથી પ્રતિપક્ષી 'अहमज्ञः' ઇત્યાદિ પ્રતીતિમાં જ્ઞાનવિશેષાભાવની વિષયતાને દઢ કરતાં કહે છે કે તમે પ્રથમ કહેલી બાબત સુસંગત નથી. કારણ કે તદ્વિષયક જ્ઞાન ઉપસ્થિત હોય ત્યારે તદભાવવિષયક જ્ઞાન થઈ શકે નહિ.

'सत्यम्' બ્રહ્મનાં સ્વરૂપનું જ્ઞાન જો ઉપસ્થિત હોય તો તેનું અજ્ઞાન કઈ રીતે સંગત થાય ? કારણ કે સાક્ષીના રૂપમાં બ્રહ્મ 'अहमज्ञः' ઇત્યાદિ પ્રતીતિમાં પ્રકાશમાન રહે જ છે. સાક્ષિપ્રકાશ અજ્ઞાનના પ્રકાશમાં વિરોધી નથી થતો. એ બાબતે કહે છે કે અજ્ઞાનની પ્રતીતિમાં પ્રમાણાત્મક જ્ઞાન જ વિરોધી હોય છે. સાક્ષીના રૂપમાં બ્રહ્મનું માત્ર અવભાસન વિરોધી હોતું નથી. તે અંગે કહે છે કે તે વાત સત્ય છે.

પરંતુ તમારું તે કથન અસંગત છે. પ્રમાણ જ્ઞાનની વિરોધિતા પ્રમાણ જ્ઞાનત્વ સામાન્યને લીધે નથી. 'આ વસ્તુ ભાસ્વર શુક્લ છે' આવું હજાર વખત જ્ઞાન થયું હોય તો પણ 'इदं रजतम्' એવો શુક્તિમાં થયેલો રજતનો ભ્રમ ટળતો નથી. તેથી જ આગળ કહી ગયા તે રીતે તમારે એ માનવું પડશે કે પ્રમાણ જ્ઞાન પણ ભ્રમને ટાળનાર વિરોધિ વિષયકત્વનાં રૂપમાં જ થાય છે. અહીંયા પ્રમાણ જ્ઞાનમાં પ્રમાણત્વ અકિંચિત્કર છે. પ્રમાણજ્ઞાન પણ વિરોધી ન હોય તો તે ભ્રમનું નિવર્તક નહિ થાય.

આ રીતે અહીંયા 'अहमज्ञः' ઇત્યાદિ સ્થળમાં સાક્ષીનાં રૂપમાં જો બ્રહ્મસ્વરૂપનું અવભાસન થઈ રહ્યું છે તો તેના અજ્ઞાનનો ઉદય કઈ રીતે સંભવે ? 'इदं रजतम्' ઇત્યાદિ ભ્રમ સ્થળોમાં 'इदम्' અંશનું અવભાસન જેમ વિરોધી નથી હોતું તે રીતે જ સાક્ષીનું અવભાસન પણ વિરોધી નહિ થાય, એમ તમે કહી શકશો નહિ. કારણ કે 'निराकारे

ब्रह्मणि तदसंभवात्' 'इदं रजतम्' ઇત્યાદિ સ્થળોમાં રજત વિરોધી શુક્તિનો ઉલ્લેખ શુક્તિત્વનાં રૂપમાં થયા વિના 'इदंत्व'ના રૂપમાં હોય છે. આ પ્રમાણે શુક્તિનું રજત વિરોધાકારનાં રૂપમાં જ્ઞાન નહિ હોવાથી રજતનું અવભાસન થાય છે. આ દષ્ટાંત નિરાકાર બ્રહ્મમાં ઘટિત નહિ થાય. અહમજ્ઞ ઇત્યાદિ અજ્ઞાન વિષયક પ્રતીતિમાં સાક્ષી પોતાનાં સાધારણ આકારે ગોચર(વિષય) થાય છે. આથી તે પોતાનાં સ્વરૂપનો વિષય થઈને પણ ભાવાત્મક અજ્ઞાનનો વિરોધી થતો નથી. આ રીતનો દુરાગ્રહ જો તમારામાં હોય તો અભાવવિષયત્વના પક્ષમાં પણ જ્ઞાનાભાવનું પ્રતિયોગી જ્ઞાન પણ સાધારણાકારથી વિષય બને છે. એટલે જ્ઞાનાભાવની સાથે તેનો વિરોધ નહિ થાય. આ રીતે જ સમાધાનને સ્વીકારવું જોઈએ. એવામાં વધારાના ભાવરૂપ અજ્ઞાનની કલ્પના નિરર્થક શા માટે કરવી જોઈએ. કારણ કે ભાવરૂપ અજ્ઞાનની કલ્પના નિર્બીજ છે.

અદ્વૈતવેદાંત સિદ્ધાંતને માનનારાને માયાવાદી કહ્યા છે, તે માયા અવિદ્યા, પ્રધાન, અજ્ઞાન આદિ શબ્દોથી પ્રકૃતિને કહે છે. તે અવિદ્યા અજ્ઞાનને ભાવરૂપ કહે છે. વિવિધ રીતે અજ્ઞાનનાં સ્વરૂપને કહેનારા અદ્વૈતી વિદ્વાનો તેને અનુમાનથી પ્રમાણિત કરવાં પ્રયત્ન કરે છે. આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ આ ભાષ્યમાં અદ્વૈતીઓએ ભાવરૂપ અજ્ઞાનના સમર્થનમાં કરેલાં અનુમાનનું ખંડન કરે છે.

यच्चानुमान्-"विप्रतिपन्नं प्रमाणज्ञानं स्वप्रागभावव्यतिरिक्त-स्वविषयावरण-स्वनिवर्त्त्य-स्वदेशगत-वस्त्वन्तपूर्वकम् अप्रकाशितार्थ-प्रकाशकत्वात्" આ અનુમાનમાં પક્ષના રૂપમાં નિર્દિષ્ટ જે પ્રમાણજ્ઞાન છે તે વૃત્યવચ્છિન્નચૈતન્ય છે કે કેવળ અંતઃકરણની વૃત્તિ છે કે કેવળ ચૈતન્ય છે ? આ ત્રણ વિકલ્પોમાં પ્રથમ પ્રમાણજ્ઞાન વૃત્ત્યવચ્છિન્ન ચૈતન્ય થઈ શકે નહિ. કારણ કે ચૈતન્યનો પ્રાગભાવ અસિદ્ધ છે. તે રીતે જ સાધ્યના સ્વરૂપનો બાધ હોવાથી સાધ્યકોટિમાં પ્રવિષ્ટ

વિશેષણની અસિદ્ધિ છે. તેથી ઉક્ત અનુમાનમાં સાધ્યાપ્રસિદ્ધિ દોષ છે. અનુમાનમાં સાધ્ય પ્રસિદ્ધ હોવું જોઈએ અને તે હોય તો જ પક્ષમાં તેની સિદ્ધિ સંભવે. વૃત્તિવિશિષ્ટ ચૈતન્યનો પ્રાગભાવ હોવાથી પણ વૃત્તિ (અંતઃકરણનું પરિણામ) જડ હોવાથી વૃત્તિ અજ્ઞાનની નિવર્તિકા ન થઈ શકે. આથી વૃત્તિવિશિષ્ટ ચૈતન્ય પણ અજ્ઞાનનું નિવર્તક થઈ શકશે નહિ. કારણ કે વિશેષણ વૃત્તિમાં અજ્ઞાનનિવર્તકત્વ નથી, તેથી તે વિશિષ્ટમાં પણ સંભવે નહિ. તે રીતે જ બાધ દોષ પણ થશે. એટલે પૂર્વોક્ત સાધ્યાપ્રસિદ્ધ દોષને લીધે દ્વિતીય અને તૃતીય પક્ષ ઉચિત નથી. જેથી કે વૃત્તિમાત્ર કે ચૈતન્યમાત્ર પ્રમાણજ્ઞાન કહેવાય. કારણ કે તે બંને પક્ષમાં સાધ્યાપ્રસિદ્ધિ દોષ લાગ્યો હોય છે.

સાધ્યમાં દોષ બતાવે છે કે 'साध्यकोटौ' આ અનુમાનમાં સાધ્યની કોટિમાં પ્રવિષ્ટ જે સ્વવિષયાવરણત્વ કહ્યું છે તે સ્વવિષયજ્ઞાનવિરુદ્ધત્વરૂપ જ છે. તત્ત્વજ્ઞાનમાં સ્વવિષયજ્ઞાનવિરુદ્ધત્વ હોતું નથી. તેથી ત્યાં બાધિત છે, જેમાં બાધદોષ આવી રહ્યો છે. તત્ત્વજ્ઞાનમાં સ્વવિષયજ્ઞાનવિરુદ્ધત્વને બાધિત માનવામાં નહિ આવે તો અનિષ્ટ પ્રસંગ થશે. તે કહે છે કે તત્ત્વજ્ઞાનમાં વિષયાવરણત્વ સ્વીકારાશે તો ક્યારેય જ્ઞાન થાશે જ નહિ.

હેતુના આકારને દૂષિત કરે છે કે આ હેતુના આકારમાં પ્રકાશત્વ શું છે ? જો જ્ઞાનકારણત્વ જ પ્રકાશત્વ હોય તો વહ્નિ આદિના અનુમાપક 'वह्निव्याप्यधूमवांश्चायं पर्वतः' ઈત્યાદ્યાકારક લિંગ પરામર્શમાં અપ્રકાશિતતાર્થ વિષયક જ્ઞાન સાધનત્વ હોવા છતાં પણ 'अयं घटः' ઈત્યાદિ અપ્રકાશિતાર્થવિષયક જ્ઞાનરૂપ પ્રત્યક્ષમાં તથા વિધ (પરામર્શાત્મક) જ્ઞાનસાધનત્વ નહિ હોવાથી ભાગાસિદ્ધિ(પક્ષના એક ભાગ પ્રત્યક્ષમાં હેતુનો અભાવ) રૂપ દોષ આવશે. દૃષ્ટાંતમાં સાધ્યનો અભાવ હોવાથી સાધનવૈકલ્ય દોષ પણ થશે. દીપની પ્રભા જ્ઞાનમાં કારણ નથી. પરતું તે જ્ઞાનમાં કારણ જે ઈન્દ્રિયો છે તેમાં તે અનુગ્રાહિકા જ

છે. જો જ્ઞાનકારણાનુગ્રાહકત્વને જ જ્ઞાનકારણત્વનાં રૂપમાં સ્વીકાર કરશો તો પક્ષમાં હેતુનો સંબંધ અસિદ્ધ થઈ જશે. અપ્રકાશિતાર્થવિષયજ્ઞાનમાં જે સાક્ષાત્ સાધન(ઇન્દ્રિય)છે અને જે તે સાધનમાં અનુગ્રાહક (ઉપકારક) છે તે બંનેને લઈને જ્ઞાન પ્રયોજકત્વ જ પ્રકાશત્વ છે. એમ સ્વીકારીને દૃષ્ટાંતભૂત પ્રભામાં સાધનાભાવરૂપ સાધનવૈકલ્યનું વારણ કરશે તોપણ ભાગાસિદ્ધિરૂપ દોષ તદવસ્થ(પૂર્વવત) રહેશે જ.

પક્ષના એક ભાગમાં હેતુના અભાવરૂપ જે ભાગાસિદ્ધિ દોષ બતાવ્યો છે તે આ પક્ષમાં લાગ્યો રહેશે. જ્યાં સાધ્યનો અભાવ હોય ત્યાં સાધનના અન્વયને વ્યભિચાર દોષ કહે છે. આ અનુમાનમાં 'स्वविषयावरण-स्वनिवर्त्य स्वदेशगतवस्त्वन्तरपूर्वकत्व'નો જ્યાં અભાવ હોય એવા ચક્ષુરાદિ ઇન્દ્રિયોમાં અનુગ્રાહક સામાન્યરૂપ અપ્રકાશિતાર્થપ્રકાશત્વરૂપ હેતુના રહેવાથી વ્યભિચાર દોષ આવશે.

ભાટ્ટમીમાંસકો જ્ઞાનના દ્વારા ઘટાદિ વિષયમાં થતા પ્રકટતારૂપ અતિશય વિશેષ ફળના રૂપમાં સ્વીકાર કરે છે. જેના દ્વારા પ્રકટતામાં કારણભૂત જ્ઞાનનું અનુમાન થાય છે. તે પ્રકટતાનો હેતુત્વ જ પ્રકાશત્વ છે. આવી આશંકા કરીને તેનું નિવારણ કરે છે કે જો પ્રાકટ્ય હેતુત્વ જ પ્રકાશત્વ છે એમ કહેશો તો દૃષ્ટાંતમાં સાધનાભાવરૂપ સાધન વૈકલ્ય દોષ પ્રકટ થશે. કારણ કે જે પ્રાકટ્યને સ્વીકાર કરે છે. તે જ્ઞાનમાં જ પ્રાકટ્યહેતુત્વને સ્વીકારે છે. દીપ પ્રભામાં નથી સ્વીકારતા. અતઃ સાધન વૈકલ્ય થશે, જે પ્રાકટ્યને નથી માનતા તેમના મતમાં પ્રાકટ્યનું સ્વરૂપ જ અસિદ્ધ છે. એટલે ત્યાં સ્વરૂપાસિદ્ધિ દોષ આવશે, જો વિષય વ્યવહારાનુગુણ્યકારણત્વને પ્રકાશત્વનાં રૂપમાં સ્વીકાર કરાશે, તો જ્ઞાનના જ વિષય વ્યવહારને અનુકૂળ કારણ હોવાથી દૃષ્ટાંતની અસિદ્ધિ અર્થાત્ પૂર્વની જેમ સાધનવૈકલ્ય થાય. જો સાક્ષાત્ કે પરંપરયા વિષયવ્યવહારાનુગુણ્યપ્રયોજકત્વ જ પ્રકાશકત્વ છે એમ માનવામાં આવે તો ઇન્દ્રિયોમાં વ્યભિચાર દોષ આવે.

પુનઃ પૂર્વોક્ત અનુમાનનો વિકલ્પ કરીને તેનું નિરાકરણ કરે છે. 'अपि च' અર્થ વિશેષને સિદ્ધ કરવા માટે કરાતું અનુમાન શું અપ્રકાશિત અર્થને પ્રકાશિત કરે છે કે નહિ ? તેમાં પ્રથમ વિકલ્પ ઉચિત નથી. કારણ કે તે પ્રકાશિતને જ પ્રકાશિત કરે છે. એટલા માટે અપ્રકાશિતાર્થપ્રકાશકત્વ છે. એમ કહેવું તે સુસંગત નહિ થાય. હવે દ્વિતીય વિકલ્પને જ ફરી વિકલ્પ કરીને દોષ બતાવે છે. 'यदि न' અનુમાન અપ્રકાશિત અર્થને પ્રકાશિત કરતું નથી, તો તમે શું પ્રકાશિત અર્થને જ પ્રકાશિત કરો છો ? અથવા કોઈ અર્થને પ્રકાશિત નથી કરતું એમ માનીને કહો છો ? તેમાં પણ પ્રથમ પક્ષ ઉચિત નથી. કારણ કે તેમાં અનુમાન જ અનુવાદાત્મક હોવાથી વ્યર્થ થઈ જશે. તેમજ પ્રકાશિત(જ્ઞાત) અર્થના જ્ઞાનને માટે પુનઃપ્રમાણોની અપેક્ષા રહેતી નથી. તેની અપેક્ષા અજ્ઞાતાર્થના જ્ઞાપનને માટે હોય છે. દ્વિતીય પક્ષનું પણ નિરાકરણ કરે છે 'न द्वितीयः' કોઈ પદાર્થને પ્રકાશિત નથી કરતું એટલા માટે અમે કહીએ છીએ કે અપ્રકાશિત અર્થને અનુમાન પ્રકાશિત નથી કરતું. એમ આ બીજો પક્ષ પણ ઉચિત નથી. કારણ કે અનુમાન સર્વથા કોઈ અર્થનું અપ્રકાશક હોય તો તે પ્રમાણરૂપ નહિ રહે. વળી આગળ કહે છે કે અનુમાન અપ્રકાશક(અજ્ઞાત) અર્થનો બોધ કરાવે છે, આવું જો માનીએ તો શું અનુમાનમાં સાધ્ય છે કે નહિ ? જો સાધ્ય ન હોય તો વ્યભિચાર દોષની પ્રાપ્તિ થશે. કારણ કે સાધ્યાભાવાધિકરણમાં હેતુનું રહેવું તે વ્યભિચાર કહેવાય છે. જો સાધ્યને ત્યાં સ્વીકારવામાં આવશે તો ભાવરૂપ અજ્ઞાનને પણ અન્ય ભાવરૂપ અજ્ઞાન સિદ્ધ થવા લાગશે. અને તે તમારે મતે અભીષ્ટ નથી. જો સ્વીકારવામાં આવશે તો 'બ્રહ્મ અજ્ઞાનનું સાક્ષી છે' આ વાત સિદ્ધ નહિ થાય. કારણ કે અજ્ઞાનાવરણરૂપ જે અજ્ઞાનનું પણ અજ્ઞાન છે. તેના દ્વારા બ્રહ્મનું સ્વરૂપ આવૃત્ત થઈ જશે. તો આ રીતે તે સાબિત થાય છે કે ભાવરૂપ અજ્ઞાનની કલ્પના નિષ્પ્રયોજન છે. અહીંયા એમ નહિ કહી શકાય કે અજ્ઞાન અજ્ઞાત

રહીને જ પોતાની સત્તામાત્રથી કાર્ય કરે છે. કારણ કે કાચ આદિની જેમ તેમાં સત્યત્વ આવી જશે. જેને લીધે તે જ્ઞાનથી નિવર્ત્યત્વયોગ્ય રહેશે નહિ. અજ્ઞાનનાં મૂળમાં અન્ય અજ્ઞાનની સિદ્ધિ અને તેમાં અન્ય અજ્ઞાનના પ્રકાશમાં અન્ય અજ્ઞાનને માનવાથી અનવસ્થા દોષ આવી જશે. આ પ્રમાણે ભાવરૂપ અજ્ઞાન અંગે વિવેચન કરીને તે અંગે કહેવાતા અનુમાન પ્રમાણની પણ નિષ્ફળતા કરીને આચાર્ય શ્રીરઘુવીરજીમહારાજ એક કારિકા કહીને ઉપસંહાર કરે છે.

प्रमाणपथमुल्लङ्घ्य भ्राम्यतामपथे क्वचित्।
विमतायामविद्यायामविद्या केवलं गतिः ।।

પ્રામાણિક સન્માર્ગને તજી દઈને જે કુપથમાં ભ્રમણ કરી રહ્યાં છે, તેમની વિપ્રતિપન્ન અવિદ્યામાં કારણ અવિદ્યા જ છે. અર્થાત્ અદ્વૈતીઓનું ભાવાત્મક અજ્ઞાન અજ્ઞાનમૂલક જ છે.

હવે આચાર્યશ્રી અદ્વૈતમતની આલોચના કરતા અવિદ્યાની આશ્રયાનુપપત્તિને કહે છે. 'किञ्चाविद्यया चेद्भ्रमः' અવિદ્યાને લીધે જો ભ્રમ થાય છે તો તે અવિદ્યાની સાથે સંબંધ કોને કહે છે ? જીવને સંબંધ છે, એમ તમે કહી શકશો નહિ. કારણ કે જીવત્વ અવિદ્યા દ્વારા કલ્પિત છે. તો જીવભાવને પમાડનાર અવિદ્યાનો સંબંધ તે જીવભાવના પહેલા જ થવો જોઈએ. તો પછી બ્રહ્મ સાથે અવિદ્યાનો સંબંધ છે એમ પણ કહી શકશો નહિ. કારણ કે બ્રહ્મનું સ્વરૂપ સ્વપ્રકાશ જ્ઞાનરૂપ છે. એટલે અવિદ્યાની સાથે બ્રહ્મને વિરોધ હોવાને લીધે બ્રહ્મમાં અવિદ્યાનો સંબંધ થઈ શકે નહિ. વળી તે અવિદ્યાને તમે અદ્વૈતી જ્ઞાનથી બાધિત થાય છે એમ માનો છો.

અદ્વૈતી - અવિદ્યાનો જ્ઞાનથી બાધ થાય છે, તે બાબત ખરી છે. છતાં પણ બ્રહ્મના સ્વરૂપભૂત જ્ઞાનથી તે અવિદ્યા બાધ્ય નથી. આથી બ્રહ્મની સાથે અવિદ્યાનો સંબંધ બંધ બેસશે.

સિદ્ધાંતી - જો એવી જ વાત હોય તો અવિદ્યાનિર્વક જ્ઞાન અને બ્રહ્મનું સ્વરૂપભૂત જ્ઞાન, આ બેમાં અંતર શું છે ? અર્થાત્ બેમાં કોઈ અંતર નથી. નિર્વિશેષ સ્વયંપ્રકાશ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમાં અન્યજ્ઞાનથી ગમ્ય કોઈ જ્ઞેય વિશેષતા હોતી નથી કે જેનાથી અજ્ઞાનને બાધિત કરવા માટે અન્ય નિવર્તક જ્ઞાનની અપેક્ષા રહે. જો અવિદ્યાનિવર્તક અન્ય જ્ઞાન હોય છે તેમ સ્વીકાર કરવામાં આવે તો સ્વરૂપભૂત જ્ઞાન અવિદ્યાનું વિરોધી બને, અનુભૂતિ સ્વરૂપ બ્રહ્મને અન્ય અનુભૂતિથી અનુભવયોગ્ય માનવામાં આવે તો બ્રહ્મ જડ થઈ જાય. અને તેથી જ અદ્વૈત મતમાં બ્રહ્મને અનનુભાવ્ય(અનુભવાયોગ્ય) જ મનાય છે. પ્રમાણભૂત જ્ઞાન જ અજ્ઞાનનું વિરોધી છે પણ સ્વરૂપભૂત જ્ઞાન અજ્ઞાનનું વિરોધી નથી. આ બાબતનું ખંડન પહેલા કરી દીધું છે.

અદ્વૈતી - પ્રપંચ મિથ્યા છે આ પ્રકારનું જ્ઞાન જ ભાસમાન પ્રપંચ સત્યત્વને દૂર કરે છે. પણ બ્રહ્મનું સ્વરૂપભૂત જ્ઞાન નહિ. આથી જ બ્રહ્મસ્વરૂપ અને અવિદ્યાના સ્વરૂપમાં કોઈ વિરોધ હોતો નથી.

સિદ્ધાંતી - તમે કહેલું આ સમાધાન યોગ્ય નથી. પ્રપંચ મિથ્યા છે એવા જ્ઞાનથી જ પ્રપંચનાં સત્યત્વનું જ્ઞાન દૂર થાય છે. પણ બ્રહ્મસ્વરૂપનું અજ્ઞાન દૂર નહિ થાય. કારણ કે બંનેના વિષય અલગ અલગ છે. આથી તમારે એમ કહેવું પડશે કે બ્રહ્મ અને અવિદ્યામાં જે અમે વિરોધ ઉપર કહી ગયા છીએ તેનો પરિહાર કરવો સંભવ નથી.

અદ્વૈતી - 'ननु ब्रह्मस्वरूपाज्ञानम्' બ્રહ્મસ્વરૂપનું અજ્ઞાન તો સદ્વિ તીયત્વનું જ્ઞાન જ અને તે પ્રપંચ મિથ્યા છે એવું જ્ઞાન થવાથી નિવૃત્ત થઈ જાય છે.

સિદ્ધાંતી - બ્રહ્મમાં જે અદ્વિતીયતા અર્થાત અદ્વૈતત્વ છે તે પણ બ્રહ્મસ્વરૂપભૂત જ છે. આ બાબત સ્વાનુભવ સિદ્ધ છે. એટલે બ્રહ્મમાં બ્રહ્માજ્ઞાનસ્વરૂપ અવિદ્યાનો સંબંધ અસંભાવ્ય છે. વળી કોઈ અનુભવને

યોગ્ય એવો અદ્વિતીયત્વ કહેવાતો અન્ય ધર્મ બ્રહ્મમાં છે ? ના, અનુભવને યોગ્ય બ્રહ્મમાં અન્ય કોઈ ધર્મ તમારા દ્વારા જ અસ્વીકૃત છે.

अविद्या सेयमिष्टा वः पदं क्वापि न विन्दति।
निराश्रया क्व गच्छेत् सा युष्मानेवोपसर्पति।।

આ રીતે તમારી અભીષ્ટ અવિદ્યા નિરાશ્રય છે. ક્યાંય તે સ્થાન પામતી નથી આથી નિરાશ્રય રહેલી તે તમારી પાસે જ આવે છે.

હવે અવિદ્યાના નિવર્તકની અસંભાવનીયતાને આચાર્યશ્રી કહે છે. તમને અદ્વૈતીઓને અભીષ્ટ એવી અવિદ્યાની નિવૃત્તિ કોનાથી થશે ? જો તમે એમ કહેશો કે બ્રહ્મ અને જીવાત્માના એકત્વ વિજ્ઞાનથી અથવા બ્રહ્મસ્વરૂપ આત્માના અદ્વૈતવિજ્ઞાનથી થશે. તો તે બાબતે અમે પૂછીએ છીએ કે તે બ્રહ્માત્મૈકત્વવિજ્ઞાન સત્ય છે કે મિથ્યા છે ? જો "તે વિજ્ઞાન સત્ય છે" એમ કહેશો તો બ્રહ્મનું સદ્વિતીયત્વ સિદ્ધ થશે અર્થાત્ તમારો અદ્વૈતવાદ તૂટી જાશે. જો તે વિજ્ઞાન મિથ્યા છે એમ કહેશો, તો તે વિજ્ઞાનનાં નિવર્તક અન્ય વિજ્ઞાનની જરૂર પડશે, તે ખોળવું પડશે. વળી જો કોઈ નિવર્તક અન્ય વિજ્ઞાનની કલ્પના કરશો તો તે પણ મિથ્યા હોવાથી અન્ય નિવર્તક વિજ્ઞાનની અપેક્ષા રહેશે. આથી અનવસ્થા દોષ આવશે. વળી નિવર્તક જ્ઞાનના વિના જ જો સ્વયં નષ્ટ થઈ જાય તો અનવસ્થા દોષ નહિ આવે આવું સમાધાન જો તમે કરશો તો તે પણ ઉચિત નથી. તે નાશને પણ કાલ્પનિક જ કહેવો પડશે, આ રીતે અવિદ્યાની નિવૃત્તિ થઈ શકશે નહિ.

આથી વિશેષ વિચાર કરીને આચાર્યશ્રી અદ્વૈતીને પૂછે છે કે "તમે માનો છો કે બ્રહ્મ સિવાયનું બધું જગત્ મિથ્યા છે આવું જે જ્ઞાન છે, તેનાથી જ અવિદ્યાની નિવૃત્તિ થાય છે, તે અવિદ્યાના નિવર્તક જ્ઞાનનો જ્ઞાતા કોણ છે ? જો બ્રહ્મને જ જ્ઞાતા કહેશો તો તે અંગે

પૂછીએ છીએ કે બ્રહ્મમાં તમે માનેલું જે જ્ઞાતૃત્વ છે ને સ્વાભાવિક છે કે કાલ્પનિક છે ? જો જ્ઞાતૃત્વ સ્વાભાવિક છે એમ કહેશો તો તમારો મત અપસિદ્ધાંત ગણાશે. કારણ કે તમે બ્રહ્મને નિર્વિશેષ માનો છો. વળી તે જ્ઞાતૃત્વને કાલ્પનિક કહેશો તો તમારા કલ્પિત બ્રહ્મના કલ્પક અજ્ઞાનને સ્વીકાર કરશો એટલે આગળ આગળના અજ્ઞાનને માનવાથી અનવસ્થા દોષ આવશે.

અદ્વૈતી - અવિદ્યાના નિવર્તક જ્ઞાનનો જ્ઞાતા છે તે બ્રહ્મથી અલગ અધ્યસ્ત જીવાત્મા જ છે. તેમજ જે અવિદ્યાનું નિવર્તક બ્રહ્માતિરિક્તનિષેધ વિષયક જે જ્ઞાન અને જે જ્ઞાતા છે તે બંનેય બ્રહ્મથી ભિન્ન હોવાને લીધે નિવર્તનીય(બાધનીય) કોટિમાં આવી જાય છે. એટલે અન્ય નિર્વતક જ્ઞાનની જરૂરત જ નહિ રહે.

સિદ્ધાંતી - "આમ્ર (આંબા) સિવાયના બધા જ વૃક્ષોને યજ્ઞદત્તે કાપી નાખ્યા" આ વાક્યમાં કાપનારો કર્તા અને છેદન ક્રિયા, આ બન્ને આમ્રવૃક્ષથી અલગ છે એટલે તે બન્નેને ઔપાધિક સંબંધથી છેદ્યની કોટિમાં ગણી લેવા, તે કેટલું ઉપહાસાસ્પદ છે ! આ અંગે આચાર્યશ્રી નવીનકારિકા કહે છે,

आविद्यं शास्त्रविज्ञानमविद्याविनिवृत्तये।
ब्रुवतो भवतो नूनमविद्यैवावशिष्यते।।

અવિદ્યાની નિવૃત્તિ માટે જેમણે સ્વીકારેલું જ્ઞાન પણ અવિદ્યા સંવલિત છે. એમ જે કહે છે તેમને માટે અવિદ્યા જ એક અવશિષ્ટ રહે છે. તેમને કોઈને યથાર્થ જ્ઞાન નથી. ઉપર કહ્યા મુજબ અવિદ્યાવાદ પરાસ્ત થઈ ગયો છે. આથી એ સાબિત થઈ ગયું છે કે જીવ તથા ઈશ્વરનો ભેદ વાસ્તવિક છે, કાલ્પનિક નથી.

અદ્વૈતી - જો જીવ થતા ઈશ્વરનો ભેદ તાત્ત્વિક માની લઈએ તો ઉપર દર્શાવેલી અદ્વૈતપરક શ્રુતિઓની ગતિ શી થશે ?

સિદ્ધાંતી - "अखिलमेव व्यलीकयताम्" સમગ્ર પ્રપંચને મિથ્યા માનનારા એવા તમારા અદ્વૈતીના મતમાં જ શ્રુતિઓ અસંગત રહેશે. અમે તો સમગ્ર ચરાચર જગતને બ્રહ્મનું શરીર અને પ્રકાર (વિશેષણ) માનીએ છીએ તથા તેને ભગવાનની વિભૂતિ પણ કહીએ છીએ. આ પ્રમાણે અમે કોઈ પણ શ્રુતિનો બાધ કર્યા વિના જ તાત્ત્વિક અર્થમાં જ બધી શ્રુતિઓની સંગતિ કરી દઈએ છીએ. તો કોઈ પણ પ્રકારની અનુપપત્તિને માટે અમારે મતે અવકાશ નથી. શ્રુતિઓના અવિરોધના પ્રકારને શ્લોકમાં સંગ્રહીત કરીને કહે છે.

विश्वं यस्य विशेषणं तनुतया तत्त्वं स्वतन्त्रं तु तद्-
ब्रह्मैकं न तथाऽन्यदस्ति भुवने तत्स्थं हि जात्यादिवत् ।
तत्तद्वाचि पदैः श्रुतिर्गदति तत् तत्तत्प्रकारं ततो-
नानात्वं प्रतिषिध्यते यदपि तद्युक्तं तु धर्म्यैकतः ।।

अन्तर्यामितया विविच्य वदता ब्रह्म स्वयं ब्राह्मणे
वेदेनैव भिदाऽभिदा वचनयोर्बाधं विना नीतयोः ।
एकं बाधितमन्यतः कलयताऽपच्छेदनीत्याऽऽश्रितो
मिथ्यावादमहान्धकूपपतने पन्थाः कुदृष्टिप्रियः ।।

સમગ્ર વિશ્વ જે બ્રહ્મનું શરીર હોવાથી વિશેષણ છે. તે સ્વતંત્ર એક માત્ર તત્ત્વ ભગવાન્ છે. તેમનાથી અલગ જગતમાં અન્ય કોઈ તત્ત્વ નથી. તથા સંપૂર્ણ જગત્ તેમનામાં દ્રવ્યમાં જેમ જાતિ રહે છે તેમ રહ્યું છે. તે તે પદાર્થોના વાચક પદો દ્વારા ભગવતી શ્રુતિ ચિદચિત્પ્રકાશક બ્રહ્મનું જ પ્રતિપાદન કરે છે. એ જ રીતે શ્રુતિ નાનાત્વનો જે નિષેધ કરે છે તે ધર્મી બ્રહ્મની એકતાને લઈને કરે છે. બ્રાહ્મણ ગ્રંથમાં સ્વયં વેદ જ અંતર્યામીના રૂપમાં બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. જ્યાં અભેદપ્રતિપાદક અને ભેદપ્રતિપાદક શ્રુતિવાક્યોનો બાધ પણ સ્વીકારાતો નથી. પૂર્વમીમાંસાના અપચ્છેદન્યાયને સ્વીકારીને એકનો અન્યથી બાધ જ માને છે તે

નિશ્ચય જ મિથ્યાવાદરૂપ મહાંધાકારમય કૂપમાં પડવા માટે કુદષ્ટિઓ (માયાવાદીઓ)ને પ્રિય લાગે તેવા માર્ગને સ્વીકારી લીધો છે. આ બે શ્લોકમાં સંગ્રહીત અર્થનું હવે વિસ્તારથી પ્રતિપાદન કરે છે.

ઉપર કહ્યા તે બંને શ્લોકોનો ભાવ આ છે. જેમ કે "नेह नानास्ति किञ्चन" ઈત્યાદિ શ્રુતિઓમાં ભેદ સામાન્યનો નિષેધ કર્યો નથી. પરંતુ વિશેષ્યભૂત બ્રહ્મના નાનાત્વ (અનેકત્વ)નો નિષેધ કર્યો છે. આ સંસારમાં બધા ચેતન(જીવ) અને જડ પદાર્થ પરબ્રહ્મનું શરીર હોવાથી વિશેષણ છે. "यस्य पृथिवी शरीरम्" ઈત્યાદિ અંતર્યામિબ્રાહ્મણ ગ્રંથમાં પૃથિવી આદિ બ્રહ્મનાં શરીર છે એવું કહ્યું છે. શરીરનો એવો સ્વભાવ હોય છે કે તે પ્રકાર(વિશેષણ)નાં રૂપમાં જ રહે છે. એટલે તેની સ્વતંત્ર સત્તા હોતી નથી. તેથી આવું નિશ્ચિત થાય છે કે સ્વથી ઈતર ચિત્ અને અચિત્ બંને જેના પ્રકાર(વિશેષણ) છે તેવું એકમાત્ર બ્રહ્મ જ પ્રધાનતત્ત્વ છે. તે સિવાય અન્ય પ્રધાનતત્ત્વનો અભાવ હોવાથી નાનાત્વના નિષેધની યુક્તિસંગતતા રહેશે. આનું પ્રતિપાદન દષ્ટાંતના માધ્યમથી કરે છે. "सत्यपिप्रकारप्रकारिभेदे" પ્રકાર અને પ્રકારી (વિશેષણ અને વિશેષ્ય) એવો ભેદ હોવા છતાં ગુણ અને જાતિ આદિ અનેક પ્રકારોવાળા એક દ્રવ્યવિશેષમાં 'અહીં એક જ વસ્તુ છે. નાના (અનેક) વસ્તુ નથી' એમ વ્યવહાર થાય છે તે રીતે જ અહીંયા પણ પ્રકાર અને પ્રકારીનો ભેદ હોવા છતાં પણ વિશેષ્યનો ભેદ નહિ હોવાને લીધે નાનાત્વ(અનેકત્વ)ના નિષેધની શ્રુતિ સુસંગત થઈ જાશે.

'यद्वा' 'નાના' શબ્દનો બીજો અર્થ 'વિના' એવો 'विनञ्भ्यां नानाञौ न सह'(पा.सू.पू/२/२७) આ પાણિનીય સૂત્રથી કર્યો છે. તેનો અભિપ્રાય એવો થાય છે કે "બ્રહ્મના વિના પૃથક્ભૂત કોઈ પદાર્થ નથી." કારણ કે સમગ્ર ચિત્ અને અચિત્ પદાર્થ બ્રહ્મનાં અપૃથક્સિદ્ધ વિશેષણ છે. આ રીતે જ "मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति" (बृ.उ.४/४/१९)

मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति" (कठ.४/११) "જે આ પરમાત્મામાં ભિન્ન ભિન્ન દેખે છે તે વારંવાર સંસારને પામે છે." આવી બધી શ્રુતિઓની અર્થસંગતિ પૂર્વોક્ત પ્રકારે થઈ જશે.

"अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्याहमस्मि न स वेद" (બ્રુ.ઉ.૧/૪/૧૦) "અંતર્યામીને તજી દઈને પોતાનાથી ભિન્ન દેવતાની ઉપાસના કરે છે, તે અન્ય છે અને હું અન્ય છું. તે કાંઈ જાણતો નથી." આ શ્રુતિમાં પણ પરબ્રહ્મની પ્રકારતા જ એકમાત્ર જેનો સ્વભાવ છે એવા જીવમાં સ્વનિષ્ઠતાની બુદ્ધિ અનુચિત છે એટલે તેનું ખંડન કર્યું છે. સામાન્ય ભેદનો નિષેધ કર્યો નથી. આ વાક્યમાં અન્ય શબ્દ સ્વતંત્રભેદપરક લીધો છે.

આની આજ પદ્ધતિથી "यत्र हि द्वैतमिव भवति"(बृ.उ.२/४/१) ઈત્યાદિ શ્રુતિઓનું તાત્પર્ય સમજવું જોઈએ. તેની સ્પષ્ટતા કરે છે કે જ્યારે દ્વૈતભાવના અર્થાત્ સ્વતંત્રવિષયક જ્ઞાન થાય છે ત્યારે કોઈ સ્વતંત્ર જનની સાથે કોઈને સ્વતંત્ર દેખે છે ત્યારે આવો વ્યવહાર થાય છે. જ્યારે પરમાત્માને પરતંત્ર-આધીન, પરમાત્મા જ ચરાચર જગતના આત્મા છે, આવું સમજાય છે ત્યારે તેવી ભેદદૃષ્ટિ રહેતી નથી. કેવળ પરમાત્મવિષયક દૃષ્ટિ રહે છે એવો ભાવ છે.

"सर्वं तं परादाद् योऽन्यत्रात्मनः सर्वं वेद"(बृ.उ.४/५/७) આ શ્રુતિ દ્વારા પણ તેની હાનિ કહી છે, જે પરમાત્માથી અલગ સ્વતંત્રરૂપે સ્વયંને-પોતાને જાણે છે. જે પુરુષ પરમાત્માથી અન્યત્ર અર્થાત્ ઉપલબ્ધિને અનુસારે પૃથક્ દેખે છે. પરમાત્માને સ્વાત્મતયા નથી દેખતો, તો તે પરાદાત્ અર્થાત્ પરિભૂત(દુઃખી) થાય છે. આ શ્રુત્યર્થ છે.

'यदा ह्येवैष उदरमन्तरं कुरुते"(तै.आ.७) આ શ્રુતિમાં પણ ભેદ-સામાન્યનો નિષેધ કર્યો નથી. કારણ કે 'अन्तर' શબ્દનો અર્થ અહીં વિચ્છેદ કર્યો છે. શ્રુતિનું તાત્પર્ય વિચારીએ "पूर्वं हि ब्रह्मणि" આ શ્રુતિમાં

પ્રથમ "यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते अथ सोऽभयं गतो भवति"(तै.आ.७) આ શ્રુતિવાક્ય છે જેમાં બ્રહ્મમાં પ્રતિષ્ઠિત પુરુષને માટે અભય કહેવાયું છે. તેનો આગળનો અંશ છે 'उदरमन्तरं कुरुते' અહીં ભયના કારણનાં રૂપમાં શ્રુત(અંતઃકરણ) આત્મા તથા પરમાત્મામાં ભેદ જ છે અને દૃઢ સંબંધ જ પ્રતિષ્ઠા છે. ઉપાસકનો બ્રહ્મની સાથે દૃઢ સંબંધ ઉપાસનાની દૃઢતા છે. એ દૃઢતાનો વિચ્છેદ કરવો. તે જ 'अन्तर' શબ્દનો અર્થ પરિનિષ્પન્ન થાય છે. તેમ માનવામાં નહિ આવે અને ભેદ એવો અર્થ કરવામાં આવશે તો ત્યાં 'कुरुते' પદનો પ્રયોગ જ ન થાય. જો અંતર શબ્દનો અર્થભેદ કરવામાં આવશે તો તે અર્થમાં લક્ષણા કરવારૂપ દોષ આવશે. અન્વયાનુપપત્તિને સમયે લક્ષણાગ્રાહ્ય છે. એવી સંભાવનામાં અન્ય દોષ પણ બતાવે છે. આગળ કહેલી અભયહેતુક પ્રતિષ્ઠાથી વિપરીત 'अन्तर' શબ્દથી વાચ્ય પ્રતિષ્ઠા વિચ્છેદ અર્થ પણ નહિ થાય. કારણ કે પ્રતિષ્ઠા શબ્દનો અર્થ ઐક્ય એવો થતો નથી, ઐક્ય સ્વતઃસિદ્ધ છે. આથી 'प्रतिष्ठां विन्दति' આ વાક્યની સ્વરસતા તૂટી જશે. વળી લક્ષણાથી જ પ્રતિષ્ઠાનો ઐક્ય અર્થ થાશે. આ રીતે પ્રતિષ્ઠા શબ્દ ગૌણ થઈ જશે. પ્રતિષ્ઠા શબ્દ ઉપાસનાની નિરંતરતાનો બોધક છે, આવું માનવું અનુચિત નથી. "ब्रह्मसंस्थोऽमृतत्वमेति"(छां.उ.२/२३/१) "तन्निष्ठस्य मोक्षोपदेशात्" (ब्र.सू.१/१/७) ઈત્યાદિ કથનોથી તેમ નિશ્ચિત થાય છે. "यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति । सर्वभूतेषु चात्मानं न ततो विजुगुप्सते"(ई.उ.६) इति શ્રુતિસ્તુ દેવઆદિના રૂપમાં વિષમાકારથી જણાતા, વસ્તુતઃ સર્વત્ર સમાનભાવે વર્તમાન પરમાત્માના સ્વરૂપમાં અલ્પ પણ અંતર નથી. આ રીતે અવિષમરૂપથી જાણનારો જે જ્ઞાની છે તે બધા આત્મસ્વરૂપોને અને સર્વત્ર આત્મસ્વરૂપને સ્વકીય આત્માના સ્વરૂપને દેખે છે, અર્થાત્

સ્થાલીપુલાક ન્યાયથી દેખે છે તો આવા દષ્ટિસંપન્ન પુરુષને માટે ક્યાંય ઘૃણાનો અવકાશ નથી. આવો અભિપ્રાય તે કહી તે શ્રુતિનો છે.

અથવા પક્ષાંતરના રૂપમાં જે સમગ્ર પ્રાણીઓને પરમાત્મામાં પ્રતિષ્ઠિત-તેમને આધારે રહેલા સમજે છે. અને પરમાત્મા અંતરાત્માના રૂપમાં સમગ્ર ભૂતોમાં રહ્યાં છે. આ રીતે જે સર્વાત્મક બ્રહ્મને જાણે-સમજે છે તે એ પરમાત્મામાં કોઈ પણ કારણથી ગર્હા(નિંદા)ને કરતો-પામતો નથી. ઉક્ત સમસ્ત શ્રુતિઓનો અર્થ આ પ્રમાણે કરવામાં આવે તો કોઈપણ રીતે ભેદને અવકાશ જ નથી.

"यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः । तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ।।"(ઈ.ઉ.૭) આ શ્રુતિમાં પણ એજ કહ્યું છે કે જે પુરુષ બધાને સર્વાત્મભાવથી અનુસંધાન કરે છે, તેને માટે ક્યાંય પણ શોક કે મોહને માટે સ્થાન નથી. આ બાબતના અર્થમાં સામાનિધકરણ્યના ઔચિત્યને કહે છે. બધા ચિત્ પદાર્થ કે બધા અચિત્ પદાર્થ જોકે, તે પરમાત્માથી વિલક્ષણ હોય છે છતાં પણ તે પરમાત્માનાં અપૃથક્‌સિદ્ધ પ્રકાર(વિશેષણ) હોય છે. આથી તે તે પદાર્થોના વાચક શબ્દોની સાથે શ્રૂયમાણ પરમાત્માના વાચક શબ્દોનું સામાનાધિકરણ્ય ઉપપન્ન થઈ જશે. તે અંગે દષ્ટાંતને પ્રસ્તુત કરે છે કે 'जात्यादि-अपृथक्सिद्धधर्मवाचिनां गवादिशब्दानां धर्मिणि पर्यवसानं हि दृष्टम्' જાતિ ગુણ આદિ અપૃથક્‌સિદ્ધ ધર્મોના વાચક ગોઆદિ શબ્દોની પરિસમાપ્તિ ધર્મી ગોઆદિમાં દેખાય છે. એટલા માટે જ 'गौरयम्' ઇત્યાદિ પ્રયોગ એક વિભક્તિથી નિર્દિષ્ટ કરાય છે.

'जात्यादिनामिव' જે રીતે જાતિ આદિની સત્તા પ્રકાર(વિશેષણ)ના રૂપમાં રહી છે તે રીતે જ શરીરની સત્તા પણ પ્રકારતાથી જ સુનિશ્ચિત છે. ચિત્ અને અચિત્ પદાર્થોનું શરીરત્વ પરમાત્માને લઈને અંતર્યામી બ્રાહ્મણમાં પ્રસિદ્ધ છે. દંડ કુંડલ વૈલક્ષણ્ય છે તે બતાવે છે કે દંડ અને કુંડલ આદિની સત્તા અપૃથક્‌સિદ્ધરૂપમાં નથી હોતી. એટલા માટે જ

દંડત્વના વાચક દંડ આદિ શબ્દોની ધર્મી દેવદત્તમાં પરિસમાપ્તિ થતી નહિ હોવાને કારણે ધર્મીનો શબ્દોથી બોધ કરાવવા માટે મત્વર્થ સંબંધી જ્ઞાનની અપેક્ષા રહે છે. અથવા મત્વર્થમાં લક્ષણા સ્વીકારવી પડે છે.

જાતિ ગુણ આદિકના વાચક શબ્દોનો સ્વભાવ જો કે દ્રવ્યમાં પરિસમાપ્ત થવાનો છે, પણ જે દંડ અને કુંડળ આદિ શબ્દોની માફક દ્રવ્યવાચક છે તેવા શરીરવાચક શબ્દોની પોતપોતાના ધર્મીમાં પરિસમાપ્તિ મત્વર્થના જ્ઞાન વિના કઈ રીતે થઈ શકે ? આ શંકાના તાત્પર્યને સ્પષ્ટ કરતા કહે છે કે 'देवदत्तो जानाति' દેવદત્ત જાણે છે. ઈત્યાદિ વાક્યોના પ્રયોગમાં પિંડ વિશેષનો વાચક દેવદત્ત શબ્દ છે, છતાં તે શરીરી(દેહી-આત્મા)માં પરિસમાપ્તિના સ્વભાવવાળો છે એટલે તે ચેતનનો બોધ કરાવે છે. આ પ્રમાણે જ ચેતન અને અચેતન બધા જ પદાર્થ પરમાત્માની અપેક્ષાએ શરીર હોય છે. એટલા માટે તે તે પદાર્થોના વાચક શબ્દોનું પર્યવસાન પરમાત્મામાં થાય છે.

આ રીતે 'तत्त्वमसि'(छां.उ.६/८/७) 'त्वं वा अहमस्मि भगवो देवते'(व.उ.२/३४) 'इदं सर्वं यदयमात्मा'(बृ.उ.२/४/६) 'सर्वं खल्विदं ब्रह्म'(छां.उ.३/१४/१) ઈત્યાદિ પ્રયોગોનો પણ એકરસતયા(પ્રકાર પ્રકારિતયા) સમન્વય થઈ જાય છે. અહીંયા જે અન્યવાદી સ્વરૂપની એકતાને લઈને ક્યાંક સામાનાધિકરણ્યનો નિર્વાહ, તો ક્યાંક સ્વરૂપની એકતાનો સંભવ ન થાય તો બાધાર્થ(ગૌણઅર્થ)નો નિર્વાહ કરે છે. તે બધું ગતિ કલ્પનાના ભેદથી વિગુણ(વિરૂપ) છે. તેમનો સમન્વય એક પ્રકારનો નથી. તેમનાં અભીષ્ટ સ્વરૂપની એકતાનુ ખંડન કરીને પ્રપંચની સત્યતાનું સમર્થન કરી દીધું છે. જેથી તેમનો પક્ષ ખંડિત છે. 'तत्त्वमसि' ઈત્યાદિ સમાનાધિકરણ વાક્યમાં બાધાર્થતા વ્યુત્પત્તિથી સિદ્ધ નથી. કારણ કે અર્થોની એકતામાં જ સામાનાધિકરણ્યની વ્યુત્પત્તિ છે. 'भिन्न प्रवृत्तिनिमित्तानां शब्दानामेकस्मिन्नर्थे वृत्तिः सामानाधिकरण्यम्' આ

સામાનાધિકરણ્યનું લક્ષણ છે. જેનું નિરૂપણ પહેલા જ કરી દીધું છે. તેથી એ નિશ્ચય થાય છે કે બાધાર્થ જ સામાનાધિકરણ્ય નથી.

અદ્વૈતી દૂર અંધારામાં થાંભલા જેવું ઊંચું કાંઈ દેખાય ત્યારે "આ ચોર છે" આવા ભ્રમવાળા પુરુષને કોઈ હકીકત જાણનારો પુરુષ કહે કે તે ચોર નથી, પણ સ્થાણુ(થાંભલો) છે. આવા પ્રયોજાતા વાક્યને લઈને સમજાવાય છે કે જે થાંભલામાં ચોર જણાતો હતો તે ચોર ન હતો, પણ થાંભલો હતો. આવા બાધાર્થમાં સામાનાધિકરણ્ય નિશ્ચિત થઈ રહ્યું હોય છે. ઉક્ત સ્થળોમાં જ્યારે વાચ્ય અર્થ બંધ ન બેસે ત્યારે બાધિતાર્થ વિષયબોધ થાય છે, પણ સામાનાધિકરણ્યના પ્રભાવથી તેનો બોધ થતો નથી. પદાર્થોનો અન્વય જ્યારે બાધિત થતો હોય તો વ્યધિકરણ વાક્ય "ગંગામાં પશુપાળોની વસ્તી છે" ઈત્યાદિમાં પણ અન્ય અર્થની પ્રતીતિ સમાન છે તો તમારું માનવું કેવું છે કે બાધાર્થમાં જ સામાનાધિકરણ્ય હોય છે ?

ક્યાંક સામાનાધિકરણ્ય વાક્યમાં પણ જે કોઈ નિમિત્તે જેમ બાધાર્થત્વસિદ્ધ છે, તે રીતે જ અહીં પ્રકૃત સ્થળમાં પણ પ્રપંચના ભ્રમમાં આમ તેમ ભટકતા પુરુષના ભ્રમને ટાળવા માટે ઉપદેશમાં બાધાર્થત્વ હોવું જોઈએ ?

ત્યારે કહે છે કે જેમ કોઈક સ્થળે લાક્ષણિક અર્થ મનાય છે તેમ પ્રકૃત સ્થળમાં પણ માનવું પડે. ચોર અંગેનો ભમ્ર જે થાભંલામાં થાય છે, તે સ્થળમાં ચોર શબ્દ ચોરત્વ ભ્રમના વિષયમાં અને સ્થળમાં ચોર શબ્દની ચોરત્વભ્રમ વિષયમાં અને સ્થાણુ શબ્દની ચોરત્વાભાવવાન્ અર્થમાં જે રીતે લક્ષણા સ્વીકારાય છે તે રીતે જ પ્રસ્તુત પ્રસંગમાં 'इदम्' આદિ શબ્દોની 'प्रपञ्चत्व'ના ભ્રમના વિષય અર્થમાં અને આત્મા આદિ પદોની પ્રપંચત્વાભાવવાન્ અર્થમાં લક્ષણા અવશ્ય સ્વીકાર કરવી જોઈએ. આવી રીતની લક્ષણા પણ દોષાવહ

નથી. પરંતુ તે નીરુઢલક્ષણા છે. કારણ કે સામાનાધિકરણ્ય વાક્યની વ્યુત્પત્તિ(સંકેતગ્રહ) બાધાર્થમાં થાય છે.

અદ્વૈતી કહે છે કે સામાનાધિકરણ્ય ચાર પ્રકારે કહેવાય છે. ૧.ભિન્ન સત્તાવાળા પદાર્થોના તાદાત્મ્યને જણાવ્યાની સાથે સમભિવ્યાહાર રૂપ આકાંક્ષાથી રચિત જે વાક્ય હોય તે પહેલું સામાનાધિકરણ્ય છે જેમ કે 'इदं रजतम्' અહીં શુક્તિની વ્યાવહારિક સત્તા છે અને રજતની પ્રાતિભાસિક સત્તા છે. એટલે કે ભિન્નસત્તાવાળા પદાર્થોના તાદામ્યને જણાવનારા વાક્યમાં બે પદોનું સામાનાધિકરણ્ય છે.

૨.બાધ્યમાન તાદામ્યથી ઉપલક્ષિત એવા અધિષ્ઠાનનું બોધક અને આકાંક્ષાથી ઘટિત જે વાક્ય હોય તે બીજું સામાનાધિકરણ્ય છે. જેમ કે 'स्थाणुश्चोरः' અહીં અધ્યસ્ત બંને પદાર્થોનું તાદાત્મ્ય બાધ્યમાન છે. એટલે તે બાધ્યમાન ચોર તાદામ્યથી ઉપલક્ષિત સ્થાણુનાં તાદામ્યનો બોધ ચોરત્વભ્રમનો વિષય બને છે.

૩.સમાન સત્તાવાળા પદાર્થોના તાદાત્મ્યનું બોધક અને આકાંક્ષાથી ઘટિત જે વાક્ય હોય તે ત્રીજા પ્રકારનું સામાનાધિકરણ્ય છે. જેમ કે 'नीलमुत्पलम्' અહીં સમાન સત્તાવાળા નીલ વર્ણ અને ઉત્પલનું તાદામ્ય બોધિત થાય છે.

૪.અખંડાર્થ અર્થાત્ પ્રાતિપદિકાર્થમાત્રનું બોધક અને આકાંક્ષાથી ઘટિત જે વાક્ય હોય ત્યાં ચોથા પ્રકારનું સામાનાધિકરણ્ય કહેવાય છે. જેમ કે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' અહીં સન્માત્ર પ્રાતિપદિકાર્થ નિર્વિશેષ બ્રહ્મનો બોધ થાય છે. આ પ્રમાણે જયારે અદ્વૈતીએ સામાનાધિકરણ્યનું નિરૂપણ કર્યું ત્યારે સિદ્ધાંતી કહે છે કે તમારા કહેલા આ સામાનાધિકરણ્યમાં કોઈ પ્રમાણ મળતું નથી, આ તો કેવળ તમારી બુદ્ધિનો વિલાસમાત્ર છે.

ત્રણ પ્રકારનું સામાનાધિકરણ્ય જે તમે કહ્યું તેમાં ઘટકીભૂત તાદાત્મ્યનું સ્વરૂપ શું છે ? જો 'भिन्नत्वे सति अभिन्नसत्ताकत्वम्' ભિન્ન હોવા છતાં પણ અભિન્ન સત્તાયુક્ત હોય તે તાદાત્મ્ય છે. એમ જો માનશો તો એક જ દ્રવ્યમાં વિદ્યમાન રૂપ રસ આદિની સત્તા એક જ આશ્રય ભૂત ઘટની સત્તા છે. એટલે રૂપ રસ આદિ પણ સામાનાધિકરણ્ય બાબતનો વ્યવહાર થવા માંડશે. જો તમે કહેશો કે 'भेदसमानाधिकरणाभेदः' ભેદના એક જ અધિકરણમાં અભેદનું તાદાત્મ્ય છે, તો પણ પૂર્વોક્ત દોષ તો આવશે જ.

'सर्वं खल्विदं ब्रह्म, तज्जलानिति शान्त उपासीत'(छां.उ.३/१४/१) 'બધું જ પરમાત્મમય છે, તે કઈ રીતે ? 'तज्जलानिति' કારણ કે "બધું બ્રહ્મથી જ ઉત્પન્ન થાય છે તેમાં લીન થાય છે અને સ્થિતિના સમયમાં તેમાં જ ચેષ્ટા કરે છે." આ પ્રમાણે તમે નિર્વિશેષ બ્રહ્મવાદી જે શ્રુતિનો અર્થ કરો છો તે બ્રહ્માત્મક સમગ્ર પદાર્થોના અનુસંધાનમાં જ કરો છો. એટલે આ શ્રુતિની જેમ જ બીજી શ્રુતિઓનો અર્થ પણ સંભવે છે. તેથી શ્રુતિઓમાં લક્ષણાનો દોષ હોય છે, એવો બાધાર્થ કરવો તે યોગ્ય નથી.

અદ્વૈતી 'सर्वं खल्विदम्' શ્રુતિમાં તો ઉપાસના કહેનારી શ્રુતિના સાન્નિધ્યથી આવો અર્થ ઘટાડવો પડે છે, પણ બીજે સ્થળે આવું વ્યાખ્યાન કરાય નહિ.

સિદ્ધાંતી - ઉક્ત શ્રુતિનું સાન્નિધ્ય હોય કે તે દૂર રહી હોય. પણ શ્રુતિની વ્યાખ્યા તો એક સરખી જ હોવી જોઈએ. અનેક પદોની વ્યાખ્યા કરવામાં લક્ષણાનો પરિશ્રમ કરવા કરતા વિપ્રકૃષ્ટ(દૂર)નો વિધ્યર્થ સ્વીકારવો તે અયોગ્ય નથી. 'चोरः स्थाणुः' આવે પ્રસંગે અનેક પદોની લક્ષણા કરવી તે પણ અયોગ્ય છે. કારણ કે ત્યાં દૃષ્ટાંત યોગ્ય નથી. આવે પ્રસંગે શ્રુતિઓ અને સ્મૃતિઓ જગત તથા બ્રહ્મના સામાનાધિકરણ્યનું વર્ણન કરીને પ્રાયઃ તાત્પર્યનું જ્ઞાન કરાવે છે.

જેમાં બધા જ પ્રમાણનો અવિરોધ હોય તેવી શ્રુતિઓને રજુ કરે છે. "तदनु प्रविश्य सच्च त्यच्चाभवत्"(तै.आ.६) "स भूमिं विश्वतो वृत्त्वा अत्यतिष्ठद्दशाङ्गुलं पुरुष एवेदं सर्वं"(तै.आ.३/१२/१) "सर्वं समाप्नोषि ततोऽसि सर्वः"(गीता.४/११/४०) "सर्वगत्वादनन्तस्य स एवाहमवस्थितः"(वि. पु.१/१९/८५)

આ રીતે આત્માનાં રૂપમાં અનુ પ્રવેશને લઈને જે સામાનાધિકરણ્ય શ્રુતિ-સ્મૃતિ દ્વારા જણાય છે તેને 'બાધ' રૂપ અર્થમાં ખેંચનારા તમે અદ્વૈતીઓ બધા જ પ્રમાણોને ખળભળાવી મૂકો છે. એટલે તમારી પાસે શ્રુતિ તથા સ્મૃતિઓનો વિરોધ જ બાકી બચશે. વળી 'चोरः स्थाणुः' વાક્યમાં તમે અદ્વૈતી ચોરત્વથી વિરુદ્ધ સ્થાણુત્વ ધર્મ ઉપસ્થાપન કરો છો. તે રીતે જ પ્રકૃત સ્થળમાં બ્રહ્મમાં અન્ય પદદ્વારા પ્રપંચત્વ વિરુદ્ધ ધર્મને ઉપસ્થાપિત કરો છો, તેથી ત્યાંની જેમ અહીંયા પણ નિવૃત્તિ અર્થમાં લક્ષણા સ્વીકારવી પડશે. જો પ્રપંચ વિરોધી કોઈ ધર્મને માનશો તો બ્રહ્મમાં સવિશેષત્વ (સગુણપણું) આવી જશે કે જે નિર્વિશેષ બ્રહ્મવાદી એવા તમારા મંતવ્યથી વિરુદ્ધ જણાશે. જો તમે અદ્વૈતી એમ કહેશો કે તે પ્રપંચ વિરોધી ધર્મ પણ કલ્પિત છે, તો તે બન્ને કલ્પિતત્વમાં અંતર(તફાવત) ન હોવાને કારણે તેનો ત્યાં બાધ થશે અને વ્યવસ્થા રહેશે નહિ. વળી સ્થાણુમાં કલ્પિત ચોર પણ અન્યપદ દ્વારા વાસ્તવિક સ્થાણુત્વનું સ્થાપન થવાથી બાધિત થશે. જો બન્ને કલ્પિત હશે તો ત્યાં બાધ્યબાધકભાવ ઉપપન્ન થશે નહિ.

અદ્વૈતી - બન્ને સ્થળે કલ્પનામાં ફેરફાર નહિ હોવાથી સુન્દોપસુન્દન્યાયથી સમાનબળવત્તા થવાથી બન્નેનો વિરોધ થાય તો ત્યાં બન્નેનો બાધ કરવામાં આવે.

સિદ્ધાંતી કહે છે - તમે જે કહ્યું તે ઉચિત નથી. કારણ કે એક જ વાક્યમાં એકની જ ઉદ્દેશ્યતા અને વિધેયતા સંભવે નહિ. આવી

સ્થિતિ હોય ત્યાં વિરોધ તથા વિરુદ્ધત્રિકદ્વયરૂપ દોષ પૂર્વતંત્રમાં કહ્યો છે. ઉદ્દેશ્ય અને ઉપાદેય(વિધેય)નો જ્યાં વિભાગ થાય, ત્યાં જ બાધ અર્થ થાય છે 'अस्ति हि चोरः स्थाणुः' અહીં જે ચોર છે તે જ સ્થાણુ છે. આ રીતે ઉદ્દેશ્ય અને વિધેયનો વિભાગ છે. વિરુદ્ધ અંશોનો ત્યાગ કરીને લક્ષણાથી સ્વરૂપમાત્રનું પ્રતિપાદન જો સ્વીકારાય તો 'બાધ' અર્થમાં સામાનાધિકરણ્ય નહિ થાય.

અદ્વૈતી - પદોના દ્વારા ધર્મોનું ઉપસ્થાપન નથી થતું, પરંતુ બ્રહ્મ પ્રતિપાદક વાક્યોથી એકમાત્ર બ્રહ્મનું સ્વરૂપ જ પ્રતીત થાય છે. અને તે જ બ્રહ્મનું સ્વરૂપ પ્રપંચ વિરોધી પણ છે. એટલે અહીં એમ માનવું જોઈએ કે બાધાર્થત્વ જ સામાનાધિકરણ્ય છે.

ત્યારે સિદ્ધાંતી કહે છે કે 'આપનું આ સમાધાન ઠીક નથી, બ્રહ્મનું સ્વરૂપ જો સ્વતઃ પ્રકાશમાન હોય તો ત્યાં શાસ્ત્રોપદેશ નિરર્થક થઈ જશે. બ્રહ્મસ્વરૂપ જ સાક્ષી તરીકે જણાશે એટલે તે ભ્રમનું વિરોધી નહિ થાય અને પ્રપંચની નિવૃત્તિ થશે નહિ. આ રીતે એ નિશ્ચિત થાય છે કે સામાનાધિકરણ્યના નિર્વાહ માટે પ્રપંચ અને બ્રહ્મનો પ્રકારપ્રકારી ભાવથી શ્રુતિ પ્રમાણે અમે જે માર્ગ કહ્યો છે તે જ યોગ્ય અને શ્રુતિ સંમત છે.

ત્યારે અદ્વૈતી કહે છે કે તમે વિશિષ્ટાદ્વૈતી શરીર અને શરીરી, એવા ભાવથી જે સામાનાધિકરણ્યનો નિર્વાહ કરો છો. ત્યાં પણ લક્ષણા કરવાનો ક્લેશ તો થશે જ ?

સિદ્ધાંતી - તમારો(લક્ષણા કરવાનો) આરોપ યોગ્ય નથી. કારણ કે અમારા મતમાં શરીરવાચી શબ્દની શરીરીમાં પરિસમાપ્તિ થઈ જાય છે, તે લોક પ્રસિદ્ધ જ છે. તેમાં ગૌણતાની શંકા કરશો નહિ. કારણ કે શરીરવાચી દેવ આદિ શબ્દોની શરીરી બ્રહ્મમાં રૂઢી શક્તિને અમે માનીએ છીએ. બધા જ શબ્દ સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મના અવબોધક છે, એવો અમારો અભિપ્રાય છે અને તેથી જ 'ब्राह्मणो यजेत'

ઇત્યાદિ વાક્યોમાં પણ મુખ્યાર્થતા માની છે. આ પ્રમાણે સમગ્ર પ્રપંચ જેનું શરીર છે, તે બ્રહ્મના જ વાચક બધા શબ્દ છે. એટલે જગત્ અને બ્રહ્મનું મુખ્ય સામાનાધિકરણ્ય કહ્યું છે. તેમાં નીચે મુજબ સ્મૃતિઓનું પ્રમાણ આપવામાં આવે છે.

"नताः स्म सर्ववचसां प्रतिष्ठा यत्र शाश्वती"(वि.पु.१/१४/२३) જે સંપૂર્ણ વાક્યોના એકમાત્ર પ્રતિપાદ્ય છે એવા સર્વ જગતના કારણ તે પરમાત્માને અમે નમસ્કાર કરીએ છીએ.

'वचसां वाच्यमुत्तमम्'(पांच.रा.जितं ते.) સમગ્ર વાણીના ઉત્તમ વાચ્ય પરમાત્મા છે.

'वेदैश्च सर्वैरहमेव वेद्यः'(गीता.१५/१५) 'હું સમસ્ત વેદોથી વેદ્ય-જાણી શકાઉ છું.'

श्रुतिः 'सर्वे वेदा यत्पदमामनन्ति'(कठ.१/२/१५) સર્વ વેદો જે પરમાત્માનું પ્રતિપાદન કરે છે.

અદ્વૈતી કહે છે - તમે વિશિષ્ટાદ્વૈતી કહો છો કે બધા જ પદ,(શબ્દ) બ્રહ્મ(પરમાત્મા)નાં જ વાચક છે. તે ભલે હોય ! પણ 'तत्त्वमसि'(छां.उ.६/८/७) આ વાક્યમાં युष्मत् શબ્દ દ્વારા શ્વેતકેતુના શરીરવાળા પરમાત્માનું કથન હોવા છતાં સંબોધ્ય ચેતન શ્વેતકેતુથી ભિન્ન અન્યને જ કર્તાના રૂપમાં કહેવાથી મધ્યમ પુરુષનો પ્રયોગ સુસંગત થશે નહિ. આ કહ્યું તે વાક્યમાં શ્વેતકેતુ જ સંબોધ્ય છે, પણ શ્વેતકેતુ નામના શરીરવાળા પરમાત્મા સંબોધ્ય નથી !

સિદ્ધાંતી - ઉપપદના રૂપમાં युष्मत् શબ્દની સંગતિ થઈ જશે. સંબોધ્ય ચેતન શ્વેતકેતુને કર્તા માનવા છતાં युष्मत् શબ્દને બદલે 'भवत्' શબ્દ રાખવામાં આવે તો મધ્યમ પુરુષ નહિ થાય. આ અંગે પાણિનિ મુનિનું સૂત્ર 'युष्मद्युपपदे...'(पा.सू.१/४/१०५) અહીં યુષ્મત્ શબ્દ

ઉચ્ચારિત હોય કે અનુચ્ચારિત હોય છતાં પણ મધ્યમપુરુષ થાય, આવું કહ્યું છે. અહીં સંબોધ્યાર્થક ઉપપદમાં નથી. એટલે તે બાબતને યાદ રાખીને કહે છે કે 'नहि सम्बोध्यार्थक उपपदे' સર્વાદિ ગણમાં યુષ્મત્ શબ્દને ગણાવ્યો છે. પણ તેટલામાત્રથી જ તે સંબોધ્ય અર્થ થઈ જાય, એવો કોઈ નિયમ નથી.

પાણિનીય સૂત્ર ૧/૪/૧૦૫નો પરિષ્કૃત અર્થ આ પ્રમાણેનો છે. જેમ કે युष्मत् શબ્દ સિવાયના ઈતરપદથી અપ્રયોજ્ય જે યુષ્મદર્થતાવચ્છેદકથી અવછિન્ન(યુક્ત) જે મુખ્ય વિશેષતા, તેનાથી વિશિષ્ટ જે પ્રકારતા છે તે પ્રકારતાનો પ્રયોજક જે ધાતુ છે તે ધાતુનાં પછી મધ્યમ પુરુષનો પ્રયોગ થાય.

લક્ષણમાં વિશેષ્યતાનું વૈશિષ્ટ્ય તો સ્વનિરૂપિતાનિરૂપિતત્વ અને સ્વનિરૂપિત્વ, આ બેમાંથી કોઈ એકના સંબંધથી સમજવું જોઈએ. નૈયાયિક અને મીમાંસકના મત પ્રમાણે ધાત્વર્થનો આખ્યાતાર્થ કૃતિમાં અનુકૂળતા સંબંધથી અન્વય થાય છે. આ રીતે ધાત્વર્થ પણ આખ્યાતાર્થ કૃતિનાં માધ્યમથી આશ્રયના સંબંધને લીધે પ્રથમાન્ત પદાર્થમાં અન્વિત થાય છે.

જ્ઞા ધાતુનો અર્થ જ્ઞાન થાય છે. તેના યોગમાં આખ્યાતાર્થ કૃતિનો બાધ થતો હોવાથી આશ્રયત્વ અર્થમાં લક્ષણા સ્વીકારાય છે. એટલે 'देवदत्तो जानाति' આદિ પ્રયોગોમાં 'ज्ञानाश्रयो देवदत्तः' આવો બોધ ગ્રહણ કરવો પડે છે. એ રીતે જ જ્ઞાધાત્વર્થના યોગમાં જે આખ્યાતને નિરર્થક માનવામાં આવે છે. તેમના મતમાં સાક્ષાત્ ધાત્વર્થનો પ્રથમાન્ત પદાર્થમાં અન્વય થાય છે. તેથી તે કહેલા સંબંધમાં અન્યતરનો નિવેશ કરવો પડે છે.

'चैत्र ! पण्डितोऽसि' અહીંયા મધ્યમત્વના નિર્વાહને માટે 'युष्मत्प्रदप्रयोज्यत्व'નો ત્યાગ કરીને 'युष्मत्पदेतरपदप्रयोज्यत्व'નો નિવેશ

કર્યો છે. અહીં એમ શંકા કરવામાં આવે કે ત્યાં પણ 'युष्मत्' પદનો અધ્યાહાર કરીને બોધ થઈ જશે. એટલે 'युष्मत्पदप्रयोज्य विशेष्यताविशिष्टप्रकारता प्रयोजकत्व' ધાતુમાં અખંડિત રહે છે, પણ આવી શંકા કરવાની નથી. પદનો અધ્યાહાર કરવા કરતા અર્થનો અધ્યાહાર કરવો તે વધારે યોગ્ય છે. જ્યાં શબ્દના દ્વારા અર્થ ઉપસ્થિત ન થતો હોય ત્યાં અર્થાપત્તિ દ્વારા અર્થની ઉપસ્થિતિ કરીને તેના દ્વારા તે અર્થનો શબ્દ બોધ થઈ શકે છે.

'पठति' અહીં કર્તા માણવકનો પ્રયોગ નહિ હોવા છતાં પણ જ્યારે અર્થાપત્તિના દ્વારા તેનો બોધ થાય ત્યારે ત્યાં મધ્યમત્વના નિવારણ માટે મુખ્ય વિશેષતામાં 'युष्मदर्थातावच्छेदकावच्छिन्नत्व'નો નિવેશ થાય છે. અહીં જો 'संबोध्यतावच्छेदकावच्छिन्नत्व'નો નિવેશ કર્યા વિના જ 'युष्मदर्थातावच्छेदकावच्छिन्नत्व'નો નિવેશ કરવાથી 'तत्त्वमसि' વાક્યમાં 'युष्मत्' શબ્દ 'त्वम्'થી સંબોધ્યથી અન્ય સંબોધ્ય શારીરક પરમાત્માને મુખ્ય વિશેષ્ય સ્વીકાર કરવામાં મધ્યમત્ત્વની અનુપપત્તિ નહિ થાય. કારણ કે સંબોધ્ય શ્વેતકેતુ જ જેનું શરીર હોય એવા પરમાત્મામાં 'युष्मत्' શબ્દની શક્તિ હોવાને લીધે સંબોધ્યમાં નિરૂઢલક્ષણા કરવાથી લોક અને વેદમાં સર્વત્ર મધ્યમત્વનો નિર્વાહ થઈ જશે.

આગળ શંકા કરીને અદ્વૈતી કહે છે કે સંબોધનાન્ત પદથી જે ધર્મીનું ઉપસ્થાપન કરવામાં આવે છે. ત્યાં ધર્મી 'युष्मत्' શબ્દથી જ ઉપસ્થાપિત થાય છે, આવો નિયમ લોકમાં દેખાય છે. 'तत्त्वमसि' વાક્યમાં 'युष्मत्' શબ્દથી સંબોધ્ય શ્વેતકેતુશરીરક પરમાત્માને જો લેવામાં આવશે તો ઉપર કહેલા નિયમોનો ભંગ થઈ જશે. અહીંયા સંબોધનાન્ત પદથી શ્વેતકેતુ શરીરક પરમાત્માની ઉપસ્થિતિ થતી નથી. કારણ કે સંબોધ્યત્વ પરમાત્મામાં નથી. જો પરમાત્માને જ સંબોધ્ય માની લેવામાં આવશે તો વક્તા ઉદ્દાલકને સર્વજ્ઞ પરમાત્માનું જ્ઞાન કરવાની ઈચ્છા જ નહિ

સંભવે. સંબોધન પ્રથમા વિભક્તિનો જે સંબોધ્યત્વ અર્થ છે તે વિભક્તિની પ્રકૃતિના અર્થના એક દેશનો અન્વય શ્વેતકેતુમાં કરવો તે યોગ્ય નથી.

અને એવો અન્વય જો માનવામાં આવે તો 'हे पुत्रि ! त्वत्पतिः सुन्दरः' આવા વાક્યના પ્રયોગમાં કથનીય 'जामातृ' શબ્દના અર્થનો એક અંશ પુત્રીમાં વિભક્ત્યર્થ સંબોધ્યત્વની અન્વયવિવક્ષામાં 'जामातः त्वमसि सुन्दरः' આવો પ્રયોગ થઈ જશે. આ રીતે તમારા વિશિષ્ટાદ્વૈતીના મતમાં સંબોધનાન્ત પદ દ્વારા શ્વેતકેતુની ઉપસ્થિતિ તથા 'युष्मत्' શબ્દના દ્વારા શ્વેતકેતુ શરીરક પરમાત્માની ઉપસ્થિતિ પણ થઈ જશે. આવું કહેવું હાસ્યાસ્પદ ગણાશે.

ઉપર જે દોષ જણાવ્યો તેનો જવાબ સિદ્ધાંતી આપે છે - તમે કહો તે નિયમ લોકમાં તમે જોયો હશે પણ તે નિયમ સર્વત્ર લાગુ પડે એવું પ્રમાણ મળતું નથી. કારણ કે વ્યુત્પત્તિ(સંકેત ગ્રહ)ના અનુસારે જ્યારે શબ્દ દ્વારા પ્રગટ કરવામાં આવે છે ત્યારે ક્યાંય દષ્ટનિયમ પ્રતિરોધ કરતો નથી.

ત્યારે પ્રતિપક્ષી અદ્વૈતી શંકા કરે છે કે તમે વિશિષ્ટાદ્વૈતવાદી તે સ્વીકારો છો કે બધા જ પદ તત્ તત્ શરીરવાળા પરમાત્માના જ બોધક થાય છે. છતાં પણ 'देवदत्तो मूर्खः' ઇત્યાદિ પ્રયોગોમાં મૂર્ખ શબ્દની સાથે ઉચ્ચારણ થતો હોવાથી મૂર્ખત્વ અર્થનો અન્વય પરમાત્મામાં બાધિત થઈ જાય છે. એટલે તેવું સ્વીકારવામાં આવે છે. જ્યારે સામે પક્ષે 'तत्त्वमसि'માં તેવું બાધક શું છે ? સંબોધનાન્ત પદથી ઉપસ્થિત થતા 'युष्मत्' શબ્દના અર્થની એકતા જે સમજાય છે તેને જ બાધક માનીલો ને ? સંબોધનાન્ત પદનો અર્થ અને 'युष्मत्' શબ્દના અર્થમાં શું 'नीलमुत्पलम्'ની જેમ અભેદાન્વય થાય છે.

આવું કોઈ દાર્શનિક માનતા નથી. સંબંધોનાન્ત પદનો અન્વય ક્રિયામાં થાય છે. આવું વ્યાકરણના વિદ્વાનો કહે છે. 'सम्बोधनपदं यच्च

तत्क्रियायां विशेषणम्' અહીંયા સંબોધન પદ લક્ષણાથી સંબોધનાન્તપદ વાચ્ય પદાર્થનું બોધક બને છે. આ રીતે જ સંબોધનાર્થની ક્રિયા ધાત્વર્થમાં અન્વિત થાય છે. આવો તે વાક્યનો આશય છે.

નૈયાયિકો તો વિભક્ત્યર્થ સબંધોનથી અન્વિત પ્રકૃતિના અર્થનો અન્ય પદાર્થમાં અન્વય સ્વીકારતા નથી. તેમાં અભિયુક્ત વચનને પ્રમાણના રૂપમાં ઉપસ્થાપિત કરે છે. શ્રીગદાધર ભટ્ટાચાર્યે વ્યુત્પત્તિવાદમાં કહ્યું છે કે, સંબોધનની પ્રથમાં વિભક્તિ જેના અંતમાં હોય એવી પ્રકૃતિ(દેવદત્તાદિ)નો અન્યત્ર વિશેષણના રૂપમાં અન્વય માન્ય નથી. સંબોધન વિભક્તિનો વિભેદ હોવાને લીધે અભેદાન્વય કરવામાં કોઈ અવકાશ નથી. તે જ રીતે સંબોધનાન્તપદ નિરર્થક થશે. આવી શંકા થાય ત્યારે તેનું સમાધાન આવું થાય છે કે જ્યાં સંબોધનાન્ત વિભક્તિ હોય છે ત્યાં એટલો તફાવત સમજવો જોઈએ કે સંબોધનાન્ત પદનું જ્યાં સહોચ્ચારણ હોય ત્યાં 'युष्मत्' 'શબ્દના પ્રવૃત્તિ નિમિત્ત અર્થના ઘટક જે સમ્બોધ્યતાવચ્છેદકત્વ છે. તેથી ઉપલક્ષિત જે ધર્મ છે તેને સંબોધનાન્ત પદથી ઉપસ્થાપ્યતાવચ્છેદક ધર્મ જ હોવો જોઈએ. એટલે સંબોધન ન હોય તો કોઈ વખતે 'मामयं बोधयति' આ રીતે અનિશ્ચય થાય છે. અને સંબોધન હોય તો નિશ્ચય થાય છે. આ પ્રમાણે સંબોધનની સાર્થકતા સિદ્ધ થાય છે.

જો સંબોધનાન્ત પદથી ઉપસ્થાપ્યતાવચ્છેદક ધર્મથી ભિન્ન કોઈ ધર્મ युष्मत् પદના પ્રવૃત્તિનિમિત્તક(શક્યતાવચ્છેદક) અર્થમાં પ્રવેશને યોગ્ય થાય તો નજીકમાં રહેલા કોઈ અન્ય વાક્યથી પ્રવૃત્ત થાય. આથી સંબોધનાન્ત પદ નિરર્થક બની જાય. આ રીતે સંબોધનાન્ત પદ અને 'युष्मत्' શબ્દના અર્થની એકતાનો નિયમ સિદ્ધ થઈ જાય છે. તો પ્રકરણમાં 'युष्मत्' શબ્દ શ્વેતકેતુશરીરક પરમાત્માનો બોધક થાય નહિ. આ રીતે સંબોધનાન્ત પદની સાથે ઉચ્ચારિત 'युष्मत्' પદ સ્વની સાથે

ઉચ્ચારિત સંબોધનાન્ત પદથી ઉપસ્થાપ્યતાવચ્છેદકાવચ્છિન્ન અર્થને જ સંબોધ્યતાવચ્છેદકત્વથી ઉપલક્ષિત ધર્મના રૂપમાં પ્રસ્તુત કરે, ત્યારે આવી રીતનો નિયમ સિદ્ધ થાય. પરંતુ એ અર્થની મુખ્ય વિશેષ્યતાના રૂપમાં પણ પ્રસ્તુત કરે 'युष्मत्' શબ્દ અને સંબોધનાન્તનો એક જ અર્થ થાય છે. આ રીતના પ્રવાદનું કહ્યું તે નિયમમાં જ તાત્પર્ય છે. અને તેથી જ 'देवदत्तः त्वत्पुत्रः पण्डितः' ઇત્યાદિ સ્થળોમાં જો કે 'युष्मत्' શબ્દ સંબોધનીય દેવદત્ત સંબંધી અર્થ પ્રર્યંત પ્રસ્તુત કરે છે. છતાં તેમાં કાંઈ ખામી નથી 'त्वत्पुत्रः' ઇત્યાદિ સ્થળોમાં 'युष्मत्' શબ્દ જ લક્ષણાથી 'युष्मत्' પદ વાચ્ય સંબોધ્યની સાથે જોડાયેલા 'पुत्र' શબ્દનો બોધ કરાવે છે

'प्रकृते च तत्त्वमसि' આ વાક્યમાં પણ જો 'त्वम्' પદ શ્વેતકેતુ શરીરક પરમાત્મા પર્યંત અર્થને પ્રસ્તુત કરે તો પણ પૂર્વોક્ત નિયમનો ભંગ થતો નથી. આવા જ ન્યાયથી 'अस्मत् पद'માં પણ કહે છે 'त्वं वा अहमस्मि भगवो देवते' ઇત્યાદિ વાક્યોમાં પણ 'अस्मत्' શબ્દ જો સ્વશરીરક પરમાત્માનો બોધક થાય તો પણ અસ્મત્ શબ્દના યોગથી ઉત્તમપુરુષની ઉપપત્તિ થઈ જશે, ઉત્તમ પુરુષ સ્વતંત્ર ઉચ્ચારણ કર્તા અર્થના વાચક પદના યોગને લીધે પ્રયુક્ત થાય છે, એવું માનવું નહિ. જો એમ માનશો તો 'रामो द्विर्नाभिभाषते' વાક્યમાં પણ ઉત્તમ પુરુષ 'अहम्'નો પ્રયોગ થવા લાગશે. 'રામ બે વખત નથી બોલતા' આ વચન રામનું છે. જેમાં રામ સ્વયંનો નિર્દેશ કરે છે. એટલે પાણિનિનું સૂત્ર છે કે 'अस्मद्युत्तमः'(પા.સૂ.૧/૪/૧૦૭) સૂત્રનો પરિષ્કાર કરીને 'युष्मत्' શબ્દથી જેમ અર્થ કરે છે કે 'अस्मच्छब्देतराऽप्रयोज्य...' મુખ્ય વિશેષતાની પ્રકારતામાં વૈશિષ્ટ્ય સ્વનિરૂપિત વિષયતા નિરૂપિતત્વ અને સ્વનિરૂપિતત્વ, આ બે સંબંધોમાં કોઈ એક સંબંધથી સમજવું જોઈએ. વૈશિષ્ટ્ય તો પૂર્વના જેવું સમજવું 'अस्मत्' શબ્દના પ્રયોગમાં અને અર્થાધ્યાહારના પક્ષમાં તેનો પ્રયોગ નહિ હોવાથી ઉત્તમ પુરુષત્વના

ઉપપાદનને માટે 'अस्मच्छब्दप्रयोज्यत्व'નો વિશેષતામાં નિવેશ કર્યા સિવાય જ 'अस्मच्छब्दाप्रयोज्यत्व'નો નિવેશ કર્યો છે અન્ય ઘટક દલોનું પ્રયોજન 'युष्मत्' શબ્દ પ્રમાણે સમજી લેવું.

'अस्मत्' શબ્દની સ્વતંત્ર ઉચ્ચારકતારૂપ ધર્મથી ઉપલક્ષિત ધર્મ યુક્ત શરીરવાળા આત્મામાં પૂર્વોક્ત રીતે શક્તિ સ્વીકારી હોવાને કારણે સ્વતંત્રોચ્ચારકતા ધર્મથી ઉપલક્ષિત ધર્મથી યુક્ત વ્યક્તિમાં સર્વત્ર નિરૂઢ લક્ષણા દ્વારા ઉત્તમત્વનો નિર્વાહ થશે.

આ રીતે અનેક આચાર્યોના અભીષ્ટ મતોને કહીને હવે કેટલાક આચાર્યોના નિર્વાહક પ્રકારને કહે છે. 'तत् त्वमसि श्वेतकेतो' આ મહા વાક્યમાં 'श्वेतकेतो' જે સંબોધ્ય છે તે જ 'त्वम्' પદથી ઉપસ્થાપિત થાય છે, પણ તેથી શ્વેતકેતુશરીરક પરમાત્મા કહેવાતા નથી. અહીં 'तत्' પદથી 'तदात्मक' અર્થ લક્ષણા સ્વીકારવી પડશે. 'क्षेत्रज्ञं चापि...'(गीता.१३/२) અહીંયા પણ 'माम्' પદ મદાત્મક અર્થનો લક્ષણાથી બોધ કરાવે છે. આવું શ્રીરામાનુજાચાર્યે ગીતાભાષ્યમાં કહ્યું છે. આટલા માટે જ 'ऐतदात्म्यमिदं सर्वम्' આ વાક્યમાં પ્રસ્તુત તદાત્મકત્વનો ચેતન વિશેષમાં જે ઉપસંહાર કર્યો છે તે સુસંગત ગણાશે.

અદ્વૈતી - અમારા મતમાં જેમ લક્ષણા માનીને નિર્વિશેષ બ્રહ્મ રૂપ અર્થ મનાય છે તેમ તમારા વિશિષ્ટાદ્વૈત મતમાં પણ 'तत्' શબ્દની લક્ષણા 'तदात्मक' અર્થમાં માનવી પડશે કે જે અનુચિત છે !

સિદ્ધાંતી - ઉત્તર આપે છે કે અમારા અને તમારા બંનેના મતમાં લક્ષણારૂપ દોષ જે એક સમાન આવે એમ જે તમે કહ્યું તે બરાબર નથી. કારણ કે અદ્વૈતી મતમાં 'तत्' અને 'त्वम्' બંને પદોમાં લક્ષણા ભાગત્યાગલક્ષણા સ્વીકારાય છે. તેમ અમારા મતમાં નથી. જે અદ્વૈત મતમાં શ્રુતિઓનું તાત્પર્ય નથી, તે મતમાં સ્વબુદ્ધિથી જ કલ્પિત અર્થમાં લક્ષણા સ્વીકારાય છે અને તે કલ્પિત અર્થ નિર્ગુણ નિર્વિશેષાત્મક છે.

વિશિષ્ટાદ્વૈતમાં એક જ પદની લક્ષણા તે અર્થમાં સ્વીકારાય છે કે જે સેંકડો શ્રુતિઓમાં કહેવાય છે. 'जगतो ब्रह्मात्मकत्वं तु श्रुतिशतविदितम्' ચિદચિદાત્મક જગત પ્રપંચનો આત્મા બ્રહ્મ છે તે પ્રસિદ્ધ છે.

કેટલાક આચાર્યો એવું માને છે કે એક સમાન વિભક્તિવાળા પદોનું સહઉચ્ચારણ પ્રથક્ સિદ્ધિ સંબંધથી યુક્ત પ્રકારતાવાળા બોધમાં પણ કારણ બનતું હોય છે. જેમ તાદાત્મ્ય સંબંધથી અવચ્છિન્ન પ્રકારતાવાળા બોધમાં હેતુ થાય છે. અને તેથી 'નીલ' આદિ પદ ગુણને કહેનારા છે, છતાં પણ નીલ આદિ પદોથી ઉપસ્થાપ્ય નીલ આદિ ગુણોનો અપૃથક્ સિદ્ધિથી વિશેષ્ય ઉત્પલ આદિમાં અન્વય થઈ જતો હોવાથી 'સામાનાધિકરણ્ય'નો નિર્વાહ થઈ જાય છે.

સામાનાધિકરણ્યનું પરિષ્કૃત લક્ષણ તો 'सामानाधिकरण्यं हि...' તાદાત્મ્ય અને પૃથક્સિદ્ધિમાંથી કોઈ એક સંબંધથી યુક્ત પ્રકારતા (વિશેષણતા)વાળા જ્ઞાન(બોધ)ને જે કરાવે અર્થાત્ જેને લીધે એવો બોધ થાય તેને સામાનાધિકરણ્ય કહેવાય છે અને લક્ષણનો સમન્વય 'नीलमुत्पलम्' આદિ પદથી થઈ જાય છે.

આ પ્રમાણે 'सर्वं खल्विदं ब्रह्म' વાક્યમાં પણ 'सर्व' શબ્દને અથવા 'इदम्' શબ્દને પરમાત્મા પર્યંત માનવાની આવશ્કયતા રહેશે નહિ. કારણ કે 'सर्वस्य' બધા જ પદાર્થ પરમાત્મામાં અપૃથક્ સિદ્ધ જ રહે છે. એટલે અપૃથક્સિદ્ધિ સંબંધથી સમગ્રનો પરમાત્મામાં અન્વય સંભવે છે. આ રીતે જ 'तत्त्वमसि' ઇત્યાદિ વાક્યોમાં 'युष्मत्' શબ્દ કેવળ શ્વેતકેતુનો જ વાચક થશે. 'अस्' ધાતુનો અર્થ પ્રમાવિષયત્વ છે. જેનો એક અંશ પ્રમા છે. તેમાં તચ્છબ્દાર્થ બ્રહ્મના 'अपृथक्सिद्धिसम्बन्धावच्छिन्नप्रकारता' સંબંધથી અન્વય થશે. તથા ધાત્વર્થ પ્રમાવિષયત્વનો આખ્યાતાર્થના માધ્યમથી 'युष्मत्' શબ્દનો અર્થ શ્વેતકેતુમાં અન્વય થશે. જ્યાં 'सत्ता' ધાત્વર્થ હોય છે ત્યાં આખ્યાત તિઙ્ની આશ્રયત્વમાં લક્ષણા માનવી પડે

છે. આ રીતે 'तत्त्वमसि' વાક્યનો બોધ 'अपृथक्सिद्धिसम्बन्धावच्छिन्न-प्रकारतासम्बन्धेन ब्रह्मप्रमाविषयताश्रयः श्वेतकेतुः' થશે.

બીજી રીતે 'अस्' ધાતુનો અર્થ 'अपृथक्सिद्धि' થશે. પ્રામાણિક ધાત્વર્થમાં તત્ શબ્દાર્થ બ્રહ્મનો નિરૂપિતત્વ સંબંધથી અન્વય થાય અને ધાત્વર્થનો આશ્રયતા સંબંધથી 'युष्मत्' શબ્દાર્થ શ્વેતકેતુમાં અન્વય થાય. આ પ્રમાણે આ પક્ષમાં 'ब्रह्मनिरूपितापृथक्सिद्ध्याश्रयः श्वेतकेतुः' આવો બોધ થાય.

આ કહ્યા પ્રમાણે જ 'त्वं वा अहमस्मि...'(वरा.उ.२/३४) ઇત્યાદિ વાક્યોનો અર્થ પણ સમજી લેવો 'अहं मनुरभवम्'(बृ.उ.१/४/१०) ઇત્યાદિમાં મનુ શબ્દ મનુશરીરક પરમાત્માનો બોધક છે. 'अस्मच्छब्दार्थ' મનુશરીરક પરમાત્મપર્યંતનો વાચક નહિ થાય. પરંતુ સ્વતંત્રોચ્ચારક જીવવિશેષનો બોધક છે અને તેનો અન્વય પૂર્વની જેમ સમજવો.

આ રીતે જગત્ અને બ્રહ્મના કે જીવ અને બ્રહ્મના સામાનાધિકરણ્યનો નિર્દેશ જયાં ક્યાંય પણ શ્રુતિઓમાં આવે ત્યાં લક્ષણાને સ્વીકાર્યા વિના જ અક્લેશ પૂર્વક અન્વયનો નિર્વાહ થઈ જશે. 'तत्त्वमसि' ઇત્યાદિ વાક્યોમાં સંબોધનાન્ત પદ અને 'युष्मत्' શબ્દના સામાનાધિકરણ્યનો નિર્વાહ પણ થઈ જશે. આ પ્રમાણે પૂર્વોક્ત બધી જ રીતે જગત અને બ્રહ્મના સામાનાધિકરણ્યના નિર્દેશની સુસંગતિ થવાથી અદ્વૈતીઓએ અપચ્છેદન્યાયનો આશ્રય લેવો તે અસંગત છે. અને પૂર્વે અસંગતિ બતાવી જ છે. 'नान्योऽतोऽस्ति द्रष्टा'ના વિવેચન સમયે સામાન્યતઃ અન્ય દ્રષ્ટાનો નિષેધ નથી કર્યો. પરંતુ અન્યથી અદૃષ્ટ અન્ય દૃષ્ટાનો નિષેધ કર્યો છે.

'अदृष्टो दृष्टा'માં પ્રથમ પરમાત્માને વિશિષ્ટ કહ્યા છે. તેના અભિપ્રાયને અહીં સ્પષ્ટ કરે છે. ભગવાનના ઐશ્વર્યને વિચારતા તેમનો સજાતીય બીજો કોઈ અન્ય નથી. આથી જ પરમાત્માને 'अतो नैवंविधः'

કહ્યા છે. આ સિવાયના અન્ય વાક્યોમાં પણ અપચ્છેદન્યાયને સ્થાન નથી તેમ કહે છે. 'अद्वयो ह्ययमात्मा'(नृसिं.उ.ता.उ.८) આ વાક્યમાં પણ પરમાત્મા સિવાય બધા જ પદાર્થ તેના પ્રકાર છે. આથી તે એક જ સ્વતંત્ર પુરુષ છે. આ રીતે જ અન્ય સ્વતંત્ર પુરુષના અભાવને લીધે 'सजातीयद्वितीयराहित्य'ના અભિપ્રાયથી જ તેમના અદ્વયત્વનું કથન છે. આ નૃસિંહતાપનીઉપનિષદના વાક્યમાં પણ આવું સમજવું.

'परमं साम्यमुपैति' આમ જે અન્ય શ્રુતિમાં કહ્યું છે તેજ 'ब्रह्मवेद ब्रह्मैव भवति'(मुं.उ.३/२/९) આ વાક્યમાં પણ જીવનું બ્રહ્મની સાથે જ્ઞાનાકારતયા પરમ સામ્ય કહેવાયું છે. એટલે કે આવા પ્રયોગોને ગૌણ(ગુણ નિમિત્તક) માનવામાં આવે છે. તેમાં દૃષ્ટાંતના રૂપમાં વાક્ય કહેવાય છે કે 'वैष्णवं वामनमालभेत...'(तैत्ति.सं.कां.२/१/३/१) પરાક્રમના ગુણયોગથી વિષ્ણુના સમાનપણાના અભિપ્રાયથી વિષ્ણુના જેવો બને છે તેમ ગૌણ પ્રયોગ સમજવો.

આગળ જે સ્મૃતિઓનું નિરૂપણ કર્યું છે, તેના વિરોધનો પરિહાર-સમાધાન પ્રસ્તુત કરે છે. 'क्षेत्रज्ञं चापि मां विद्धि'(गीता.१३/२) "હું જેનો આત્મા છું એવા ક્ષેત્રજ્ઞ(જીવ)ને સમજો." 'ममैवांशो...'(गीता.१५/७) આ શ્લોકમાં જીવ અને પરમાત્માના પ્રકારપ્રકારિભાવનું પ્રતિપાદન થયું છે. અહીં 'अंश' શબ્દ પ્રકારનો વાચક છે. આ બાબતે લોકમાં કહેવાય છે. જેમ કે "શીતળતા જળનો અંશ છે" કોઈ વિશિષ્ટ પદાર્થના સ્વરૂપમાં તેનું વિશેષણ જ એક દેશ(ભાગ) હોય છે. આ રીતે એક દેશ ભાગના વાચક અંશ શબ્દથી એક દેશ ભાગનું બોધન મુખ્ય જ હોય છે પણ ગૌણ નહિ. અદ્વૈતીના પક્ષમાં તે લોકો જીવને પરબ્રહ્મનું પ્રતિબિંબ માને છે. એટલે તે મતમાં એકદેશ અર્થમાં અંશ શબ્દ પણ અનુપપન્ન થશે અર્થાત્ બંધ બેસશે નહિ. કારણ કે સૂર્યના પ્રતિબિંબમાં તે સૂર્યનો અંશ છે તેવો વ્યવહાર થાતો નથી.

'सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि'(गीता.६/२९) ગીતાના આ વચનથી પણ યોગાભ્યાસીની પરિપક્વ સ્થિતિ કહેવાણી છે. જેમાં તે યોગાભ્યાસી સુર, નર, તિર્યક્ પ્રાણીઓ આદિમાં પ્રકૃતિજન્ય ભેદદષ્ટિ તજી દઈને જે પોતે અભ્યાસ કરી રહ્યો છે, તે જ્ઞાનૈકાકાર આત્માનુસંધાનથી સમાન ભાવે સર્વે ભૂતોમાં સ્વાત્મદર્શન કરે છે અને પોતાના આત્મામાં સર્વ ભૂતોનાં દર્શન કરે છે, એટલે તેના યોગાભ્યાસની પરિપક્વ દશા કહી છે. ઉપરના વાક્યમાં अत एव सम दर्शनः કહીને તેનું સ્વારસ્ય પણ કહ્યું છે અને તેથી તે પછીનાં શ્લોકમાં 'योऽयं योगः...'(गीता.६/३३) આ પૂર્વોક્ત અર્જુનના કથનરૂપ અનુવાદની સંગતિ પણ થાય છે. જ્ઞાનૈકાકારતયા બધા જ આત્માઓના સામ્યચિંતનની માફક પરિશુદ્ધ આત્મસ્વરૂપના અપહતપાપ્મત્વાદિ ગુણો વડે પરમાત્માનાં સમાન ભાવથી પરમાત્માની સાથે સામ્યચિંતન પણ કરવું આવા આશયથી કહે છે કે

'यो मां पश्यति...' 'सर्वभूतस्थितं यो मां...' (गीता.६/३०-३१)

અહીંયા એકત્વ શબ્દથી દેવ આદિ પ્રકૃતિજન્ય વિષમતાનો અભાવ કહેવાયો છે.

'अहमात्मा...'(गीता.१०/२०) અહીંયા પરમાત્માનું સર્વમાં અંતરાત્માપણું કહ્યું છે.

'समं सर्वेषु भूतेषु'(गीता.१३/२७) આમાં બ્રહ્મને(પરમાત્માને) અંતર્યામી કહ્યા છે.

અથવા યદ્યપિ દેવ આદિ સમગ્ર પ્રાણીઓમાં વિષમતા રહી છે તેમ જ એકમાત્ર જ્ઞાનાકારથી સ્વરૂપમાં વિષમતા નથી. આ રીતે જ્ઞાનૈકાકારરૂપે સ્વરૂપતઃ સમાનભાવે રહેલા દેહ ઈન્દ્રિયાદિના અધિષ્ઠાતા અને જીવોની અપેક્ષાએ પરમેશ્વરને જે જાણે છે તે જ ખરેખર જાણે છે.

'यदा भूतपृथग्भावं...'(गीता.१३/३०)

આ શ્લોકમાં એવું કહ્યું છે કે આત્મા જ્ઞાનૈકાકારના રૂપમાં અવિષમ-સમાન સ્વરૂપવાળો છે. છતાં પણ કર્મોના પ્રભાવથી દેવ આદિના શરીરને પામે છે. ત્યારે તેના સંબંધથી દેવ અને મનુષ્ય આદિ વ્યવહારનો વિષય બને છે અને અલગ અલગ વ્યવહારથી કહેવાય છે. સ્વરૂપથી આત્મામાં કોઈ પાર્થક્ય નથી. આવી જેને સમજણ હોય છે તેમાં બ્રહ્મ શબ્દવાચ્યત્વ અપહતપાપ્મત્વ સ્વરૂપવાળા સ્વસ્વરૂપનો આવીર્ભાવ થાય છે. પક્ષાંતર કરીને કહે છે કે અથવા સમગ્ર ભૂતવર્ગ ચિત્ અને અચિત્ પદાર્થોનો સંઘાત છે. જેમાં દેવ મનુષ્ય આદિ ભેદને જે અચિદ્ અંશમાં રહ્યા હોય એમ જ દેખે છે અને તે પ્રકૃતિના પરિણામરૂપ દેવાંશથી પુત્ર પૌત્રાદિકના સંસારના વિસ્તારને દેખે છે, પણ આત્મસ્વરૂપમાં દેખતા નથી. ત્યારે તે પ્રકટ સ્વરૂપવાળો બને છે.

'अनादित्वान्निगुर्णत्वात्...'(गीता.१३/३१) આ શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે પરમાત્મા અંતર્યામી થઈને યદ્યપિ શરીરને નિકટ જ રહ્યા છે. તથાપિ શરીરના દોષોથી તે લેપાતા નથી. વળી આ જ શ્લોકનો બીજો આશય કહે છે કે જીવાત્મા યદ્યપિ પોતાના શરીરમાં જ વિદ્યમાન હોય છે. છતાં પણ શરીરનિષ્ઠ બાલ્ય, યૌવન, વૃદ્ધત્વ આદિ દોષોની સાથે તેનો સંબંધ નથી. તો પછી જીવને માટે પરમાત્મા આવો શબ્દ શાથી કહ્યો છે ? તેનું સમાધાન કહે છે, ખરેખર વિજ્ઞાન ઘનસ્વરૂપવાળો આત્મા પ્રકૃતિથી પર હોય છે, આથી તેનો નિર્દેશ પરમાત્માના રૂપમાં કર્યો હોય છે.

'यथाप्रकाशयत्येक:'(गीता.१३/३३) આ શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે, શરીરનો એક ભાગ જે હૃદય, તેમાં રહેલો જીવ પોતાની જ્ઞાનમયી શક્તિથી ચરણના તળિયાથી આરંભીને મસ્તક પર્યંત વ્યાપીને પ્રકાશે છે. પરંતુ તે દેવ આદિ બધા જ શરીરો(ક્ષેત્રો)નો એક જ આત્મા (ક્ષેત્રી) પ્રકાશક થાય છે એમ કહ્યું નથી.

'मद्भावं सोऽधिगच्छति'(गीता.१४/१९) વાક્યમાં પણ જીવનું વિજ્ઞાનઘન હોવાને લીધે પરમ સાદૃશ્ય કહ્યું છે.

'परमार्थस्त्वमेवैक:' 'यदेतद्दृश्यते...'(वि.पु.१/४/३८-३९) ઉપરના વિષ્ણુપુરાણના શ્લોકોમાં અબ્રહ્માત્મકરૂપે સ્વતંત્રપણે નાના(અનેક) પદાર્થોને દેખવા તે ભ્રમને કારણે છે, એમ કહ્યું છે પણ અન્ય સમગ્ર પદાર્થોનું જ્ઞાન તે બ્રહ્મરૂપ છે એવું કહ્યું નથી. આ શ્લોકનું તાત્પર્ય સ્પષ્ટપણે આવું સમજવું જોઈએ. જેમ કે, હે જગતના પાલક ! આપ જ એક પરમાર્થ-પ્રધાન અર્થ છો. હું કઈ રીતે પરમાર્થ છું ? ચરાચર જગત છે અને તમે બધા મારી સ્તુતિ જગતસ્વામીના રૂપમાં મને સંબોધીને કરો છો ? આમ પાર્થક્યવિષયક પ્રશ્ન થયો ત્યારે કહે છે કે સત્યમ્-ચરાચર જગત છે છતાં પણ તેની આપથી અલગ સત્તા નથી. જેને લીધે આપ પરમાત્માની જેમ તેની પૃથકગણના થઈ શકે. આ જગત પરમાર્થ પરમાત્માની દૃષ્ટિએ અપ્રધાન છે, તે કઈ રીતે ? તો કહે છે કે 'तवैष महिमा विभूति:' આ આપની વિભૂતિ છે. તે કઈ રીતે કહો છો ? તો ઉત્તર આપે છે કે 'येन त्वयाऽऽत्मतया...' આ ચરાચર જગતના આત્મા આપ જ છો કે જેનાથી આ જગત વ્યાપ્ત છે. આથી આપ જ એ પરમાર્થ અર્થાત્ પ્રધાન અર્થ છો. કારણ કે આપના સિવાયના બધા પદાર્થ આપમાં પ્રકાર છે. આ શ્લોકની વ્યાખ્યા બીજી રીતે કરવામાં આવે તો યુષ્મત્ શબ્દમાં લક્ષણા નામે દોષ આવે. લક્ષણા સિવાય વિવક્ષિત અર્થ કરવો તે અસંભવ છે.

આ શ્લોકમાં મહાવારાહ ભગવાન પરમેશ્વરને સંબોધ્યા છે. અદ્વૈતીના મત પ્રમાણે સંબોધ્યતાવચ્છેદકત્વ અર્થ ઉપલક્ષિત ધર્મવિશિષ્ટ પદાર્થમાં સત્યત્વ સંભવતું નથી. કારણ કે તે મતમાં 'જ્ઞાનમાત્ર' સત્ય છે. 'जगत: पते' આવું સંબોધન પણ તે મતમાં નિરર્થક ગણાશે.

આજ બાબતને અર્થાન્તરન્યાસથી દૃઢ કરે છે. 'नहि मिथ्याभूतस्य

जगतः पतेरित्येतदैश्वर्यम्' મિથ્યાભૂત જગતના પતિ ભગવાન છે, એવું કહેવાથી, તેમનું ઐશ્વર્ય પ્રગટ થતું નથી. છેલ્લે એમ કહેવાય છે કે 'બ્રહ્મ જગતનું અધિષ્ઠાન છે' તો તેની સ્તુતિ કઈ રીતે સંભવે ? શ્લોકનો અર્થ વિશેષ સ્પષ્ટ કરે છે કે આ જે ચરાચર જગત દેખાઈ રહ્યું છે તે જ્ઞાનસ્વરૂપ એવા આપનું મૂર્ત(ક્રિયાવાન્) શરીર છે. આ જગત આપના શરીરભૂત છે. જેને અયોગી લોકો ભ્રમવશ જગતના રૂપમાં દેખે છે. અર્થાત્ સ્વતંત્ર તથા તે તે રૂપમાં દેખે છે. આપ જ તેના આત્મા છો. એવા રૂપમાં તે દેખતા નથી. માત્ર એટલો જ ભ્રમ નથી, પરંતુ જ્ઞાનસ્વરૂપ સંપૂર્ણ આ જગતને અર્થાત્ જ્ઞાનૈકાકાર રૂપમાં સર્વત્ર એક રૂપમાં વર્તમાન આત્મવર્ગને દેવ મનુષ્યાદિ નાના અર્થોના આકારે દેખે છે. આ એક અન્ય ભ્રમ છે. આ બધા અબુદ્ધિ અર્થાત્ અવિવેકી છે. કારણ કે તેમને દેહ તથા આત્માનો વિવેક નથી. તે બધા મોહ સંપ્લવમાં ભ્રમણ કરે છે. જે દેહથી ભિન્ન જ્ઞાનૈકાકાર આત્મસ્વરૂપને જાણે છે, તે શુદ્ધ ચિત્તવાળા અર્થાત્ બધું બ્રહ્માત્મક છે. એમ અનુસંધાનને યોગ્ય મનની નિર્મળતાથી યુક્ત હોય છે. તે સંપૂર્ણ જગતને અર્થાત્ દેવાદિરૂપમાં વહેંચાયેલા સંપૂર્ણ સંસારને જ્ઞાનાત્મક અને આપના સ્વરૂપમાં-ભગવદાત્મક સ્વરૂપમાં રહેલા દેખે છે. અર્થાત્ વિષમ આદિ આકારને હટાવીને જ્ઞાનૈકાકારતયા આપને જે આત્માના રૂપમાં દેખે છે.

'तस्यात्मपरदेहेषु...'(વિ.પુ.૨/૧૪/૩૧)આ શ્લોકમાં પણ જીવાત્માઓની પ્રકારૈકતા કહી છે, પણ વ્યક્તિની એકતા કહી નથી. આનો તાત્પર્યાર્થ એવો છે કે - આત્મા અથવા અન્ય પશુ આદિના શરીરમાં નિવાસ કરતા આત્મતત્ત્વનું જે નિષ્કૃષ્ટ(વિવિક્ત) વિજ્ઞાન સ્વરૂપ છે તે એકમય અર્થાત્ સમાન છે. (અહીં મયટ્માં પ્રત્યય સ્વાર્થમાં થયો છે). એટલે દ્વૈતી અતથ્યદર્શી અર્થાત્ તદ્રૂપથી અવિષય

આત્મસ્વરૂપમાં 'આ દેવ છે' 'આ મનુષ્ય છે' આવી વિષમ દૃષ્ટિથી સંપન્ન ભ્રમ ગ્રસ્ત હોય છે. 'यद्यन्योऽस्ति परः कोऽपि'(वि.पु.२/१३/९) આ વાક્યનો પણ કહ્યો તેવો જ આશય છે. આ અંગે સ્પષ્ટતા કરતાં કહે છે કે 'यदि मत्तः परः कश्चित्' 'જો મારાથી પણ બીજો કોઈ વિલક્ષણ આકાર વાળો હોય, તો 'હું આવો છું' અને 'તે અન્ય જેવો છે.' આવો નિર્દેશ શક્ય બને. પરંતુ એવું છે જ નહિ. કારણ કે જ્ઞાનાકારે વિશુદ્ધ આત્માનું સ્વરૂપ સર્વત્ર એક સમાન જ છે. વળી વિશુદ્ધ આત્માનું સ્વરૂપ એક સમાન ન હોય તો 'હું આ રીતનો છું' અને 'તે અન્ય આકારનો છે.' એમ શાથી કહી શકાય ? અને આમ જો માનવામાં નહિ આવે તો 'अन्य' અને 'पर' શબ્દ વ્યર્થ થઈ જશે.

'वेणुरन्ध्रविभेदेन'(वि.पू.२/१४/३२) આ શ્લોકમાં પણ જેમ વેણું (વાંસળી)ના છિદ્રોમાં પ્રવેશ કરતા એક સમાન (અવિષમ)વાયુના અંશો છિદ્રરૂપી ઉપાધિને લીધે ષડ્જ આદિ નામને પામે છે. તે રીતે જ તે તે એક સમાન(અવિષમ) જીવાત્માઓમાં પણ દેવ આદિ શરીરને આધારે થતા સંબંધને લઈને 'દેવ' આદિ નામનો ભેદ પડે છે. વાસ્તવમાં તે આત્માઓમાં જ્ઞાનૈકાકારથી કોઈ ભેદ નથી, તેમજ પરમાત્માની સાથે પણ ઐક્ય કહ્યું નથી. દૃષ્ટાંતમાં પણ સ્વરૂપની એકતા કહી નથી. વાયુના અંશ પણ ભિન્ન ભિન્ન જ છે. એક જ વાયુ(અંશ) સર્વત્ર-વેણુછિદ્રોમાં પ્રવેશતો નથી. જેમ વાયુત્વ સામાન્યથી તે વાયુના અંશોની એકતા છે, તે રીતે જ આત્મત્વ સામાન્યથી જીવાત્માઓમાં એકતા સમાન છે.

'सोऽहं स च त्वम्'(वि.पू.२/१६/२३) આ વાક્યમાં પણ પ્રકરણ પ્રાપ્ત આત્માઓનો જ્ઞાનૈકાકારતાથી એક પ્રકારે ઉપસંહાર કર્યો છે.

'विभेदजनकेऽज्ञाने...'(वि.पु.६/७/९६) આ શ્લોકમાં પણ જીવાત્મા અને પરમાત્માના સ્વરૂપોની એકતા કહી નથી. પરંતુ મુક્તિની અવસ્થામાં પરમ સામ્યને લઈને પ્રકારૈક્ય કહ્યું છે. આનો અર્થ આ

પ્રમાણે છે - દેવ અને મનુષ્ય આદિ અનેક પ્રકારના ભેદોને કરનારું કર્મ જ્યારે સંપૂર્ણપણે નાશ પામી જાય છે. ત્યારે આત્માનું સ્વરૂપ પ્રગટે છે અને તે બ્રહ્મના પરમ સામ્યને પામે છે. તેવી અવસ્થામાં અત્યારે દેખાતા દેવ મનુષ્યાદિ ભેદની વિરૂપતાને પરમાત્માની સાથે કોણ કરી શકે ? કોઈ કરી શકે નહિ. આ વાતને નજીકના ઉપરના શ્લોકમાં પણ કહી છે.

'तद्भावभाव...'(वि.पु.६/७/९५) આ શ્લોકમાં 'तद्भावभाव...' શબ્દોથી મુક્ત પુરુષનુ પરબ્રહ્મની સાથે અત્યંત સમાનપણુ કહ્યું છે. કારણ કે તે મુક્ત થઈ ગયો છે એટલે પરમાત્માનો ભાવ જે અપહતપાપ્મત્વાદિ છે તે આવિર્ભૂત ભાવને પ્રાપ્ત કરી લે છે. આથી તે પરમાત્માની સાથે અભેદી અર્થાત્ જ્ઞાન અને આનંદ એકાકારના પ્રકારવાળો થાય છે. જે પહેલાથી વર્તમાન દેવ આદિ રૂપ ભેદ હતો તે કર્મમૂલક હતો. હવે સામાપક્ષનો વિચાર કહે છે - જો તેઓ ઉપરના વ્યાખ્યાનને ન માને તો 'तद्भावभाव...'માં બીજો જે ભાવશબ્દ છે તે વ્યર્થ થઈ જશે. અને 'અભેદી ભવતિ' આ વાક્યાંશમાં પુનરુક્તિ દોષ આવશે.

'अन्यद् द्रव्यं...'(वि.पु.२/१४/२७) આ પદ્યની સાથે પણ વિરોધ થશે. અહીં અમે જે ભાવ ભરી વ્યાખ્યા કરી છે તે અર્થમાં 'निरञ्जनः परमं...'(मुं.उ.३/१/३) 'ब्रह्मणो महिमानमाप्नोति'(तै.आ.प्र.१०/६३) 'परं ज्योतिरुपसंपद्य...'(छां.उ.८/१२/२) આ બધા વાક્યોને સમજવામાં પણ અનુકૂળતા રહેશે.

'तस्मान्नविज्ञानमृते..'(वि.पु.२/१२/४३) ઈત્યાદિ વાક્યોમાં પણ જ્ઞાનૈકાકાર આત્મસ્વરૂપ દેવ આદિ શરીરોમાં પ્રવેશે છે. ત્યારે પણ એકાકાર હોવાને લીધે નિરંતર એક રૂપવાળું અને વાસુદેવાત્મક (વાસુદેવ જ જેના આત્મા છે) થાય છે, આવું કહ્યું છે. હવે તેનો સ્પષ્ટ અર્થ બતાવે છે - સંસારમાં જે જડ પ્રપંચ જોઈ શકાય છે તેમાં

કાંઈ પણ સતત એકરૂપ નથી. કારણ કે બધા જ પદાર્થો પરિણામી છે. આથી વિજ્ઞાનસ્વરૂપ આત્મા સિવાય અન્ય કોઈ પણ વસ્તુ ક્યારેય એકરૂપે - એક સમાન રહેતી નથી. એકરૂપ રહેતું એવું વિજ્ઞાન કર્મોની વિભિન્નતાને લીધે થયેલા બુદ્ધિભેદથી 'હું દેવ છું' 'હું મનુષ્ય છું' આમ વિભિન્ન પ્રકારોવાળું દેખાય છે. જે વિશુદ્ધજ્ઞાન આત્મસ્વરૂપ છે તે તો કર્મોનો નાશ થવાથી પ્રાકૃત મળ-દોષોથી રહિત થઈ જાય છે અર્થાત્ પ્રકૃતિથી થતા શોક આદિથી રહિત અને વૃદ્ધિ કે હ્રાસને યોગ્ય નહિ રહેવાથી એકરૂપ થઈને સદા સ્વભાવથી જ અવિષમ-સમાન રહે છે. આ ચરાચર પ્રપંચ સ્વતંત્ર નથી. પરંતુ ભગવાન વાસુદેવનું શરીર હોવાથી તે વાસુદેવાત્મક છે. આ સંસારમાં એવું કાંઈ જ નથી કે જેના આત્મામાં ભગવાન વાસુદેવ ન હોય. વિશિષ્ટાદ્વૈતમાં જ સૂત્રકાર મહર્ષિ વ્યાસજી સંમતિ જણાવે છે.

અદ્વૈત મત તરફ શ્રુતિ અને સ્મૃતિઓની અનુપપત્તિ જણાવીને પછી વિશિષ્ટાદ્વૈત મતના સમર્થનમાં શ્રુતિ તથા સ્મૃતિઓનું હાર્દ કહ્યું. હવે પછી વિશિષ્ટાદ્વૈત મતનું સમર્થન શારીરક સૂત્રોથી કરે છે. શારીરક મીમાંસાના અંશાધિકરણમા 'ज्ञाज्ञौ द्वावजावीशनीशौ'(श्वेता.उ.१/९) આ શ્રુતિના અનુરોધથી જીવ પરમાત્માથી અત્યંત ભિન્ન છે કે 'तत्त्वमसि' ઈત્યાદિ શ્રુતિના અનુરોધથી અભિન્ન છે ? આવો જ્યારે સંશય થયો ત્યારે આ સિદ્ધાંત સ્થાપિત કરવામાં આવ્યો કે જીવ પરમાત્માનું વિશેષણ હોવાને લીધે અંશ છે. જો આવું સ્વીકારવામાં નહિ આવે તો 'ज्ञाज्ञौ' બે પ્રકારે જ્ઞ અને અજ્ઞના રૂપમાં જે શ્રુતિમાં નિર્દેશ છે તેની સંગતિ થશે નહિ. જે લોકો આ અંશાધિકરણની વ્યાખ્યા અગ્નિ તથા તેના તણખા (વિસ્ફુલિંગ)ની માફક જીવ અને ઈશ્વરમાં અંશાંશિભાવના રૂપમાં કરે છે, તેમને આ પૂછવું જોઈએ કે જીવ ઈશ્વરનો અંશ કઈ રીતે છે ? તે અદ્વૈતમતમાં જીવ અને ઈશ્વર પણ અવિદ્યાથી બ્રહ્મમાં કલ્પિત પદાર્થ

છે. દોરડામાં કલ્પેલા સર્પમાં અથવા ભૂવિદલનમાં પરસ્પર અંશાશિભાવ થઈ શકે નહિ. તેમના મત પ્રમાણે ઈશ્વરત્વની ઉપાધિ અવિદ્યા છે અને જીવત્વની ઉપાધિ અંતઃકરણ છે. તેમાં ઉત્કર્ષ અપકર્ષ હોઈ શકે છે, છતાં બન્ને ઉપાધિઓથી પરિચ્છિન્ન ચૈતન્યોમાં અંશાશિભાવ થઈ શકે નહિ. બ્રહ્મની અપેક્ષાએ પણ અંશત્વનુ ઉપપાદન યોગ્ય નથી. કારણ કે 'ममैवांशो जीवलोके...'(गीता.१५/७) ઈત્યાદિ વક્યોમાં 'अस्मत्' શબ્દ દ્વારા ઈશ્વરત્વ વિશિષ્ટ જ અંશિત્વનું અવબોધન થાય છે. જો 'अस्मत्' શબ્દની લક્ષણા સ્વીકારીને નિર્વિશેષ સન્માત્ર બ્રહ્મનું ઉપસ્થાપન કરવામાં આવે, તો તે મતમાં માત્ર લક્ષણાનો સ્વીકાર કરવો તે જ બાકી રહે, પણ તેમના અભિમત મંતવ્યની સિદ્ધિ નહિ થાય. અધિષ્ઠાનભૂત બ્રહ્મની અપેક્ષાએ અધ્યસ્ત જીવમાં અંશપણું સંભવશે જ નહિ.

'સ્થાણુઃ પુરુષઃ' ઈત્યાદિ દૃષ્ટાંતમાં અધિષ્ઠાનભૂત સ્થાણુ પદાર્થમાં અધ્યસ્ત પુરુષનો અંશ હોતો જ નથી. અગ્નિનો અંશ જેમ તણખો હોય છે તેમ ઈશ્વરનો અંશ જીવ કઈ રીતે હોઈ શકે ? જીવ તો નિરવયવ છે તે અંશ થઈ શકે નહિ. અંશના સમાન અંશત્વને પણ મુખ્ય અર્થમાં સ્વીકાર્યા સિવાય જો ગૌણ માનશો તો સૂત્ર-'अंशो नाना व्यपदेशात्'(ब्र.सू.२/३/४२)નું સવારસ્ય નષ્ટ થઈ જશે. અમુખ્યને સ્વીકારવું તો અગતિક છે. અમારા વિશિષ્ટાદ્વૈતમતમાં તો ગતિ(સમન્વય) સંભવે છે. એટલે અમુખ્યતા સ્વીકારીને વ્યાખ્યાન કરવું ઉચિત નથી.

તો પછી અંશત્વ શેમાં કહેશો ? જીવમાં તે સંભવશે નહિ. કારણ કે જીવ ચૈતન્ય સિવાય કાંઈ જ છે નહિ. એટલે પોતાની સાથે પોતે અંશત્વ કેમ કહેવાય ? યદિ અદ્વૈતી કહેશે કે અંતઃકરણરૂપ ઉપાધિથી વિશિષ્ટ ચૈતન્ય જ જીવ છે. એટલે વિશિષ્ટાકારથી તે અંશ થઈ શકશે ! તો પૂર્વે કહેલી શંકા તો અહીં ઊભી જ છે. અદ્વૈતમતમાં બ્રહ્મ જ ચૈતન્ય છે અને તેનાથી અલગ કાંઈ જ નથી, તો જીવ અંશ કઈ રીતે થાય? ઉપાધિથી અનુપહિતનો અંશ ઉપાધિથી ઉપહિત પદાર્થ થતો નથી.

બીજી એક વાત આ રહે છે કે નિરંશ બ્રહ્મમાં ઉપાધિથી ઉપહિત અને અનુપહિતનો વિભાગ પણ હોતો નથી. જો કોઈ કહે કે જે ઉપાધિથી અનુપહિત હોય તે જ ઉપાધિથી ઉપહિત બને અને તે બન્નેમાં અશાંશિભાવ કલ્પી શકાય છે, પણ તે ઠીક નથી. જેનો દેશભેદ પ્રતિનિયત હોય તેમાં પરસ્પર અશાંશિભાવ કઈ રીતે સંભવે ?

સિદ્ધાંતી કહે છે - માયાનું પરિણામ અંતઃકરણ છે, તે માયાનો જ એક ભાગ કહેવાય. તેમાં માયાઽવચ્છિન્ન ચૈતન્ય જે ઈશ્વર તેનો અંશ અંતઃકરણાવચ્છિન્ન જીવ થઈ શકે છે. આ શંકા પણ યોગ્ય નથી. માયા અને માયાનું કાર્ય અંતઃકરણ, તેમાં અશાંશિભાવ હોવા છતાં તે બન્નેથી અવચ્છિન્ન ઈશ્વર અને જીવનો મુખ્ય અશાંશિભાવ સંભવતો નથી. અને ઔપચારિક અશાંશિભાવ માનવો તે તો અગતિક પક્ષ છે.

અદ્વૈતી - તો આપ વિશિષ્ટાદ્વૈતીને મતે જીવ ઈશ્વરનો અંશ કઈ રીતે થશે ?

સિદ્ધાંતી - સાંભળો, વિશેષણ વિશિષ્ટનો એક દેશ(ભાગ) હોવાથી જીવ ઈશ્વરનો અંશ શાથી નહિ કહેવાય ? વિશેષણ વિશિષ્ટનો જ એક દેશ(ભાગ) હોય છે. આથી જીવ ઈશ્વરના પ્રત્યે વિશેષણ અંશ થશે જ.

ત્યારે સામે પક્ષે અદ્વૈતી કહે છે કે - જીવ વિશેષણ હોવાથી વિશિષ્ટ ઈશ્વરનો અંશ કહો છે. તે રીતે જ વિશેષ્ય ઈશ્વર પણ વિશિષ્ટનો એક દેશ(ભાગ) હોવાથી તે પણ અંશ કેમ નહી કહેવાય ?

ઉત્તર આપતા પ્રથમ વિશિષ્ટાદ્વૈતી કહે છે 'सत्यम्' ઠીક છે ! વિશિષ્ટનો એક દેશ વિશેષ્ય હોય છે તે ખરું છે. હવે તમે ઈશ્વરને કોના અંશ રૂપમાં સ્થાપવા માંગો છો ? તે કહો. શું તે વિશેષણ જીવના પ્રત્યે અંશ કહેવા માંગો છો કે વિશિષ્ટના પ્રત્યે ? વિશેષણ જે જીવ તેના પ્રત્યે વિશેષ્ય ઈશ્વરનું અંશત્વ સંભવે નહિ. કારણ કે વિશેષણ જીવનો એક દેશ વિશેષ્ય ઈશ્વર નહિ થાય. હવે વિશિષ્ટના પ્રત્યે વિશેષ્ય

ઈશ્વરનું અંશત્વ તો થશે. આ દ્વિતીય પક્ષમાં પણ એક દેશ અંશત્વના અપ્રાધાન્યની વિવક્ષાથી સ્વીકાર કર્યો છે અને પ્રધાનની વિવક્ષાથી અંશિત્વ માન્યું છે. આ પ્રમાણે તે નિશ્ચિત થાય છે કે વિશેષ્ય ઈશ્વરનો વિશિષ્ટ એક દેશ હોવા છતાં પણ અપ્રધાન્યની વિવક્ષા નથી. કારણ વિશિષ્ટમાં વિશેષ્યનું પ્રાધાન્ય હોય છે અને વિશેષણની અપ્રધાનતા હોવાથી તેમાં અંશત્વ ઉપપન્ન થાય છે. આથી જ પહેલા કહ્યું છે કે ચિત્ અને અચિત્‌થી વિશિષ્ટ જ બ્રહ્મનું સ્વરૂપ છે.

'आत्मकृतेः'(ब्र.सू.१/४/२६)આ સૂત્રમાં કહ્યા પ્રમાણે એક જ પરમાત્મા જગતની સૃષ્ટિમાં કર્મ છે અને સૃષ્ટિના કર્તા પણ છે. તે સૂક્ષ્મચિદચિદ્વિશિષ્ટ સ્વયં પોતાના સંકલ્પ માત્રથી સ્થૂળ ચિદચિદ્ દેહવાળા થઈને સ્વયંને પ્રપંચના રૂપમાં પ્રકટ કરે છે. એટલે કોઈ પણ રીતે અમારા મતમાં કોઈ પણ દોષ આવતો જ નથી.

'तदनन्यत्वमारम्भण..'(ब्र.सू.२/१/१५) આ બ્રહ્મસૂત્રની સંગતિ પણ કહ્યું તે રીતે જ થઈ જાય છે. 'आत्मेति तूपगच्छन्ति..'(ब्र.सू.४/१/३) આ સૂત્રમાં પણ મહર્ષિ વ્યાસજીએ એ જ કહ્યું છે કે 'ઉપાસક કરતા ઉપાસ્ય પરમાત્મા અન્ય પદાર્થ છે, છતાં પણ ઉપાસક જીવાત્માના પરમાત્મા આત્મા છે. અને ઉપાસક જીવાત્મા પરમાત્માનું શરીર છે. એટલે પરમાત્મા ઉપાસકના અપૃથક્‌સિદ્ધ વિશેષણ હોવાને લીધે પરમાત્મા જ 'अहम्' આવા બોધની સીમા બને છે. તથા પરમાત્માની ઉપાસના 'अहम्' એવા રૂપમાં કરવી જોઈએ. કહેવાનો અભિપ્રાય એવો છે કે 'अहम्' પ્રતીતિવિષયતા પરમાત્મામાં સ્થાપિત કરીને ઉપાસકે પરમાત્માની ઉપાસના કરવી જોઈએ. એટલે શાસ્ત્રીય કોઈ પણ વચન અન્યથાસિદ્ધ નથી.

'पृथगात्मानं प्रेरितारं...'(श्वेता.उ.१/६)ના પદોની જુદી રીતે યોજના કરીને જે અદ્વૈતીઓ વ્યાખ્યાન કર્યું છે તે અસદ્ વ્યાખ્યાન છે. અહીંયા

સ્વરસતઃ જણાતી બંને વાક્યોની એક વાક્યતાનો ત્યાગ કરીને 'पृथगात्मानं...'ની જે પૂર્વની સાથે અન્વય કલ્પના કરી છે તે અનુચિત છે. 'भ्राम्यते हंसचक्रे' અહીં જે વાક્યની સમાપ્તિ સ્વરસતઃ જણાય છે તેનો ત્યાગ કર્યો છે તે પણ ઉચિત નથી. 'पृथगात्मानं...' અહીંયા આત્મા તથા તેના પ્રેરક પરમાત્મા સ્વરસત જણાય છે, તો ત્યાં અનુપસ્થિત કાર્યકારણના સંઘાત રૂપ દેહની કલ્પના કરી છે, તે કુત્સિત કલ્પના જ છે. દેહની કલ્પના કરવી તે હેય છે.

આ પ્રમાણે જ અદ્વૈતીઓએ 'द्वा सुपर्णा'(મું.ઉ.૩/૧/૧)શ્રુતિની વ્યાખ્યા ક્ષેત્રજ્ઞ અને અતઃકરણના પરક કરી છે. તે પણ અસદ્વ્યાખ્યા છે. આ મંત્ર પ્રત્યગાત્મા જીવ તથા પરમાત્માને લઈને છે અને તેમ માનશું તો જ આ નિકટના મંત્ર સાથે એકવાક્યતા થશે.

'समाने वृक्षे...'(મુ.ઉ.૩/૧/૨, શ્વેતા.૪/૭) આ મંત્રમાં પુરુષ શબ્દનું શ્રવણ છે. જે શબ્દ અંતઃકરણનો અવબોધક નથી. 'पश्यति'આ નિર્દેશના સ્વારસ્યથી પણ અંતઃકરણનું ગ્રહણ નહિ થાય. વળી જો અંતઃકરણનું ગ્રહણ કરાશે તો 'शोचति' આ નિર્દેશનું પણ સ્વારસ્ય જળવાશે નહિ. કારણ કે જડ અંતઃકરણમાં શોક આદિનો પ્રસંગ હોતો નથી. દ્રષ્ટવ્ય પુરુષમાં જ તે સંભવે છે, પણ જડ અંતઃકરણમાં નહિ. વળી અદ્વૈતીઓએ આ મંત્રના 'अन्यम्' શબ્દનો અર્થ 'क्षेत्रज्ञ' કર્યો છે તે પણ અસદ્ છે. અહીં अन्यमથી પરમાત્માને કહ્યા છે. 'स्वाद्वत्ति'માં જે ભક્ષણનું શ્રવણ છે, તે પણ અંતઃકરણના પક્ષમાં બંધ બેસતું નથી. કારણ કે ચક્ષુ આદિ ઈન્દ્રિયોની જેમ જ અંતઃકરણનો પણ કરણ(ઈન્દ્રિય) સમુદાયમાં સમાવેશ છે. જો કે તે આભ્યન્તર કરણ છે. છતાં પણ બાહ્યકરણોની જેમ તેમાં કરણત્વ તો છે જ ને ! દેહની સાથે સંબદ્ધ જ જીવ(ક્ષેત્રજ્ઞ) હોય છે. એટલે 'अनश्नन्' પદ તેનાથી વિરુદ્ધ ગણાય એટલે આ વ્યાખ્યાન ક્ષેત્રજ્ઞપરક માનવું નહિ, પરંતુ પરમાત્મા પર જ માનવું. આ રીતના

વ્યાખ્યાનમાં જે પૈંગી શ્રુતિને લાવે છે તે પણ ઠીક નથી. કારણ કે તેમાં પૈંગીશ્રુતિના અર્થ જ્ઞાનનો અભાવ સૂચવે છે. તે શ્રુતિમાં સત્ત્વ શબ્દનો અર્થ બદ્ધજીવ એવો થાય છે. કારણ કે 'द्रव्यासुव्यवसायेषु सत्त्वमस्त्री तु जन्तुषु' (અમરકોષ ૩-૨૧૩) પ્રમાણે સત્ત્વ શબ્દ ચેતનના પર્યાયરૂપમાં નિશ્ચિત છે. વળી મહાકવિ કાલિદાસનો પ્રયોગ પણ ઉપસ્થાપિત છે. જેમ કે - 'वन्यान् विनेश्यन्निव दुष्टसत्त्वान्'(રઘુ.૨/૮) એટલે ક્ષેત્રજ્ઞ શબ્દથી ત્યાં પરમાત્માનું કથન છે. અન્ય અર્થમાં પ્રસિદ્ધ એવા પ્રાણ અને આકાશ આદિ શબ્દનો અર્થ વ્યાસમુનિએ 'પરમાત્મા' એવો કર્યો છે, તે રીતે અવયવાર્થથી અધિકતાને લીધે ક્ષેત્રજ્ઞ શબ્દનો અર્થ પરમાત્મામાં સંભવે છે.

સર્વજ્ઞ એવા પરમાત્મા બધા જ ક્ષેત્રોને વિવિચ્ય-વિવેક સાથે સમ્યક્તયા જાણે છે આથી ક્ષેત્રજ્ઞ શબ્દ દ્વારા પરમાત્મા કહેવાય છે. તેમાં મહાભારતના મોક્ષ ધર્મમાં કહ્યું છે કે "શરીર રૂપ ક્ષેત્ર અને શરીરમાં રહેતા જીવ, તેને મળતું જે જ્ઞાન તથા તેના મૂળમાં વિદ્યમાન શુભાશુભ કર્મ, આ બધાને સર્વજ્ઞપણે અને સર્વેશ્વરપણે જે પરમેશ્વર જાણે છે એટલે તેમને ક્ષેત્રજ્ઞ કહ્યા છે."(મો.પ.૩૩૨/૬) આ પ્રમાણે ક્ષેત્રજ્ઞ શબ્દથી મુખ્ય પરમાત્મા જ કહેવાય છે.

આ રીતે જ આગળ પણ કહ્યું છે કે 'માયાના ત્રણ ગુણોના સંપર્કથી દૂર રહેનારા વિપ્રો યથાશીઘ્ર નિઃશેષકલ્યાણગુણસંપન્ન, સર્વના આશ્રય ક્ષેત્રજ્ઞ પરમાત્મા વાસુદેવમાં નિવાસ કરે છે. માટે એને જ તાત્ત્વિક દૃષ્ટિએ ક્ષેત્રજ્ઞ સમજવા. શ્રીભગવાનની ભુજાઓ, ચરણ, નયન, નાસિકા અને મસ્તક આદિ અનંત છે. એક માત્ર તેઓ જ યથાસુખ યથેષ્ટ વિચરતા ક્ષેત્રોમાં સંચરે છે.' તે મહાભારતના મોક્ષધર્મ પર્વમાં કપિલજી તથા આસુરિના સંવાદમાં કહેવાયું છે.

ક્ષેત્રમાં જે ક્ષેત્રજ્ઞ છે અને તે સહુના દૃષ્ટા, પવિત્ર, ઉદાસીન અને સર્વજ્ઞ છે. બુદ્ધિમાન ચિત્ અપ્રતિબુદ્ધ અચિત્ બંનેથી પર માયિક અવયવથી રહિત, સર્વ વ્યાધિથી શૂન્ય, અમૃત સ્વરૂપ એવા સ્વરૂપને જાણવાથી જીવ સર્વ દુઃખોથી છૂટી જાય છે. અહીંયા ચિત્ તથા અચિત્થી પરમાત્માને વિલક્ષણ કહ્યા છે, આ બધાથી એમ સમજાય છે કે એક પરમાત્મા જ ક્ષેત્રજ્ઞ છે. તે સિવાય ત્યાં કહેવાયું છે કે તે પરમાત્મા પચ્ચીસ તત્ત્વોથી અલગ છે. ઉપરના વચનથી પચ્ચીસ તત્ત્વોને વર્ગ શબ્દથી કહ્યા છે. તે સિવાય ઉદક(જળ) અન્ય છે, કમલ પંચ અન્ય છે. ક્ષેત્ર અન્ય છે. પચ્ચીસમાં પુરુષ અન્ય છે અને તેથી અન્ય ક્ષેત્રજ્ઞ પરમાત્મા છે.

આ રીતે જ હે આસુરે ! દ્રવ્ય અન્ય છે. પુરુષ જે પચ્ચીશમું તત્ત્વ છે તે પણ અન્ય છે અને તેનાથી અન્ય ક્ષેત્રજ્ઞ પરમાત્મા છે. સનત્કુમાર અને નારદનું કહેવું છે કે 'पश्यःपश्यति' અહીં દ્રષ્ટાની વિલક્ષણતા કહેવાણી છે. 'पश्य' શબ્દનો અર્થ દ્રષ્ટા છે. જે દ્રષ્ટા છે તે જીવને તથા પ્રકૃતિને દેખે છે. તથા દૃષ્ટ(જીવ) અને દૃશ્ય પ્રકૃતિ એને નથી દેખતી. કારણ કે તે પરમાત્મા જીવના પણ દ્રષ્ટા છે. અને આનું વિવરણ વચન પછી આવે છે. 'प्रकृतिं क्षेत्रं क्षेत्रज्ञम्' પ્રકૃતિ-ક્ષેત્ર અને ક્ષેત્રથી અન્ય ક્ષેત્રજ્ઞ છવ્વીસમો પુરુષ પરમાત્મા દેખે છે. પચ્ચીશમો ક્ષેત્રજ્ઞ જીવ અને પ્રકૃતિ, તે પર ક્ષેત્રજ્ઞને નથી દેખતા.(મ.ભા.મો.પ.૩૧૯/૭૨)

મનુ મહારાજનું વચન છે કે (મનુ ૧૨/૧૨) જે જીવાત્માના પણ પ્રેરક છે. તેને ક્ષેત્રજ્ઞ કહેવાય છે. તથા જે કર્મ કરે છે, તેને ભૂતાત્મા કહેવાય છે.

જે પૈંગિ શ્રુતિમાં સત્ત્વ અને ક્ષેત્રજ્ઞનું વિવેચન છે તે સત્ત્વ છે કે જેનાથી સ્વપ્નને દેખે છે. જે આ શરીરમાં રહેલો શારીર ઉપદ્રષ્ટા છે તે ક્ષેત્રજ્ઞ છે. તેવો અર્થ સૂચવે છે. કારણ કે તે સ્વપ્નને જુએ છે, તેથી

તે જીવ સત્ત્વ આવા શબ્દથી કહેવાય છે. જે કરણરૂપ જીવથી સ્વપ્નને જૂએ છે તે શરીરમાં રહેલો પરમાત્મા છે. ચિદચિત્ જેનું શરીર છે. એવા પરમાત્માનો જો કે ચિદચિદવસ્થા વિશેષથી સાક્ષાત્ સંબંધ નથી, છતાં પણ શરીરભૂત ચિદચિત્ના માધ્યમથી તેનો તેમાં અન્વય સંભવે છે. આથી દ્વારભૂત જીવને માટે સ્વપ્નદર્શનમાં કરણત્વ કથન ઉપપન્ન થશે. ઈત્થંભૂતલક્ષણમાં તૃતીયા કરશો તો પણ તેનો પ્રકાર સ્વપ્નોને દેખે છે, એમ કહેવાશે.

મુંડકોપનિષદ્ના(૩/૧-૨) આં બે મંત્ર શ્વેતાશ્વરોપનિષદ (૪/૬-૭)ના રૂપમાં અક્ષરશઃ સમાન છે. બંનેનું વ્યાખ્યાન અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત પ્રમાણે ભિન્ન ભિન્ન કરવામાં આવે છે. અભેદવાદ અને વિશિષ્ટાભેદવાદ આ બંને મતોનું વિસ્તૃત વિવેચન આચાર્ય શ્રીરઘુવીરજીમહારાજ આ શિક્ષાપત્રી ૧૦૭માં શ્લોકમાં કરી રહ્યા છે. આ બંને મંત્રોને વારંવાર વિચારની કસોટી ઉપર લાવીને કસતા કહે છે કે જે બિમ્બપ્રતિબિમ્બ ભાવને લઈને ભેદ કહેનારું વ્યાખ્યાન ઉપર કરવામાં આવ્યું છે તે ખોટું છે. તેને જો ખરું માનવામાં આવશે તો પૂર્વખંડની સાથેની સંગતિ તૂટી જશે.

અદ્વૈતી - પૂર્વની સાથે સંગતિ તો બતાવી છે ! 'ब्रह्मैवेदं सर्वम्' આ પૂર્વખંડોક્ત બ્રહ્મનું તાદામ્ય બતાવ્યું છે, તેમાં ભોક્તા જીવનું બ્રહ્મની સાથે તાદાત્મ્ય માનવામાં આવે તો બ્રહ્મ પણ ભોક્તા બની જશે. એટલે બ્રહ્મના ભોક્તૃત્વના નિવારણ માટે તેવું વ્યાખ્યાન કર્યું છે.

સિદ્ધાંતી - ભલે તમે વ્યાખ્યાન કર્યું, પણ તે ખોટું કર્યું છે. તમારું કહેવાનું અભીષ્ટ એમ છે કે 'બ્રહ્મ સર્વનો આત્મા છે. છતાં તે અંતઃકરણરૂપ ઉપાધિમાં પ્રતિબિમ્બિત થઈને અંતઃકરણમાં તાદાત્મ્યરૂપે અધ્યસ્ત થાય છે. એટલે અંતઃકરણ તાદાત્મ્યાધ્યાસ વિશિષ્ટ ચૈતન્ય ભોક્તા કહેવાય છે. અંતઃકરણના તાદાત્મ્યાધ્યાસ રહિત

સ્વસ્વરૂપસ્થ બિમ્બસ્થાનીય ભોક્તા બનતું નથી, આવું તમે માનો છો પણ તે સાચું નથી.

તમે કહ્યું તેવી વિષમતાનું જ્ઞાપક આ મંત્રમાં કોઈ પદ છે જ નહિ. પરંતુ 'तयोरन्यः' પદથી પારમાર્થિક ભેદનું સમર્થન મળે છે. અહીં બ્રહ્મ તથા જીવનો અન્ય(ભેદ) રૂપમાં નિર્દેશ જણાય છે. અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્ય(જીવ) તથા તદનવચ્છિન્નત્વરૂપ બ્રહ્મ આ વિશેષણોના ભેદને લીધે છે, ચૈતન્ય(બ્રહ્મ) તો એક જ છે, આવું તમારું અદ્વૈતીઓનું કહેવું, તે તો (આશામોદકાયતે) માત્ર આશાના લાડુ છે.

આપે ઉપર જે બે ભેદ કહ્યા, તે ભેદના પ્રતિયોગીનું બોધક પદ 'द्वा सुपर्णा'મંત્રમાં છે જ નહિ. 'समानं वृक्षं परिषस्वजाते' આ મંત્રાંશ પણ બિંબ-પ્રતિબિંબ ભાવમાં મળતો નથી. મંત્રમાં જીવ અને બ્રહ્મની એક દેશમાં હાજરી બતાવાઈ છે. તે બિંબ અને પ્રતિબિંબની જેમ ક્યાંય દેખાતી નથી. તમે પૂર્વ મંત્રમાંથી વિશ્વાત્મત્વ પ્રતિપાદિત કર્યું છે. તો ભોક્તૃભેદમૂલક આશંકાની સમાન જ ભોગ્યના રૂપમાં સ્વીકૃત આકાશ આદિ જડપ્રપંચના અભેદને લઈને બ્રહ્મમાં ભોક્તૃત્વપ્રસક્તિની શંકાને જ કેમ દૂર કરી રહ્યા છો ? 'ब्रह्मैवेदं विश्वम्' અહીં પરબ્રહ્મનું અચિત્(જડ) અંશની સાથે સામાનાધિકરણ્ય છે, છતાં પણ તેને બાધિત કરવા માટે તે છે. તેનાથી જડ પ્રપંચનો બાધ સંભવે છે. એટલે વિશ્વમાં બ્રહ્માત્મત્વને લીધે શંકાને કોઈ સ્થાન નથી, આવું જો કહેશો તો ભોક્તામાં પણ ભોગ્યની જેમ જ કલ્પિતપણું તુલ્ય જ છે. જેના બાધને માટે પરિહાર પણ એક સમાન હોવો જોઈએ. અહીં એકની શંકા કઈ રીતે હોઈ શકે. એક જ સામાનાધિકરણ્યમાં એકની બાધાર્થતા અને બીજાની અભેદાર્થતા સ્વીકારવી તે કઈ રીતે સંગત થાય ? એક જ વાક્યમાં બે ભિન્ન અર્થ કરવાથી તો વાક્ય ભેદ દોષ આવે છે.

'समाने वृक्षे पुरुषो निमग्नः'(મું.ઉ.૩/૨) આ મંત્રનો અર્થ અદ્વૈતીઓએ

જીવ તથા ઈશ્વરના ઐક્ય જ્ઞાનને મોક્ષના સાધનના રૂપમાં કર્યો છે, તે તો ક્લિષ્ટ કલ્પના કરી છે. અન્ય શબ્દના પ્રતિસંબંધીના રૂપમાં સ્વ અર્થાત્ દર્શન ક્રિયાના કર્તાના અન્વયના સ્વારસ્યથી લાભ થઈ જાય, 'समाने वृक्षे' આ મંત્રમાં સમાન શબ્દની અનુકૂળતાથી એક વૃક્ષમાં રહેલા બે પક્ષી છે, તેમાં એકનું જ્ઞાન અનીશ અસમર્થ હોવાને લીધે નિમજ્જન રૂપમાં થાય છે. એટલે કે અવ્યવસ્થિત આગળના વાક્યમાં પૂર્વના કરતા અન્ય કહી શકાય છે. આ રીતે સ્પષ્ટપણે જીવ તથા બ્રહ્મનો અન્વય સમજી શકાય છે. ત્યાં તે બંનેના ઐક્યજ્ઞાનથી મુક્તિનું ઉપપાદન કહેવું તે અસંગત ગણાય. 'समानत्वम्' પુણ્ય અને પાપના ફળની અપેક્ષાથી મંત્રમાં આવેલા વૃક્ષની સમાનતા માનવી તે ઉચિત નથી. આનાથી પૂર્વના મંત્રમાં 'समानं वृक्षं परिषस्वजाते' જે પરિષ્વંજક(સેવક) જીવ અને પરમાત્માને કહ્યા છે. તેમની અપેક્ષાએ જ સમાનતા સ્વરસતઃ આવી જાય છે. આ પ્રમાણે કાર્ય-કારણનો સંગાથ તથા સ્થૂળ-સૂક્ષ્મ દેહને અન્યના પ્રતિયોગી સિદ્ધ કરવા, તે વાક્યના સ્વારસ્યનો નાશ કર્યા જેવું છે. અન્ય શબ્દ સાપેક્ષ છે. તે જેનાથી અન્ય કહેવાય તે અનુયોગી અને જેને અન્ય કહેવાય તે પ્રતિયોગી-પ્રતિસંબંધી છે, પણ સ્થૂળ-સૂક્ષ્મ દેહ નહિ. 'जुष्टम्'પદનો અર્થ કાર્યકારણ સંઘાત (સ્થૂળ સૂક્ષ્મ દેહ)જુષ્ટ એવો કરવામાં અધ્યાહારનો ક્લેશ રહે છે.

વળી 'આત્મૈકત્વજ્ઞાન મોક્ષનું સાધન નથી' આવું પ્રમાણ આપીને કહેવામાં આવે છે કે 'पृथगात्मानं प्रेरितारं च मत्वा'(શ્વે.ઉ.૧/૬) આત્મા અને તેના પ્રેરક પરમાત્માની પૃથક્તા રૂપ જ્ઞાન પ્રાપ્ત કરીને તેની ભક્તિ-ઉપાસનાથી અમૃતત્વ પ્રાપ્ત થાય છે. આવા આશયના ઉપર કહેલા મંત્રોથી નિશ્ચિત થાય છે કે ભેદજ્ઞાન-આત્મા તથા પરમાત્મા ભિન્ન છે આવું જે જ્ઞાન, તે જ જીવના મોક્ષનું સાધન છે. તેથી 'આત્મૈક્યજ્ઞાન મોક્ષનું સાધન છે' એવું વ્યાખ્યાન અનુચિત છે.

હવે છાંદોગ્યોપનિષદના છઠ્ઠા અધ્યાયમાં રહેલી સદ્વિદ્યા અંગે વિચાર કરે છે. સદ્વિદ્યામાં મંત્ર છે કે 'सदेव सौम्येदमग्र आसीत्'(છાં.ઉ.૬/૨/૧) 'સૌમ્ય ! આ આગળ (પૂર્વે) સદ્રૂપ જ હતું.' અદ્વૈતીઓ આ શ્રુતિથી કહે છે કે બ્રહ્મમાં સજાતીય, વિજાતીય અને સ્વગત, આ ત્રણ પ્રકારના ભેદ નથી. એટલે જીવ અને બ્રહ્મ તેનો ભેદ તાત્ત્વિક નથી. આ અંગે આચાર્ય શ્રીરઘુવીરજીમહારાજ શિક્ષાપત્રી ભાષ્યમાં કહે છે કે સદેવ શ્રુતિમાં જે 'એવ' છે તે વૈશેષિકોના અસત્કાર્યવાદના નિરાકરણ માટે છે અર્થાત્ સત્કાર્યવાદનું સ્થાપન કરે છે. તે કઈ રીતે છે ? તેવા પ્રશ્નના ઉત્તરમાં તેઓ કહે છે કે અસત્કાર્યવાદી વૈશેષિકો કહે છે કે(જગતરૂપી) કાર્યની ઉત્પતિના પહેલા કારણરૂપમાં તેનો પ્રાગભાવ (પૂર્વકાલીન અભાવ) હતો. 'बहु स्याम्' થી આગળ કથનીય બહુત્વવાસ્થાની વિરોધી એકત્વાવસ્થાનું કથન 'એક' શબ્દથી કર્યું છે. અને 'अद्वितीयम्' પદથી અન્ય નિમિત્તનો નિષેધ કારણ પ્રકરણની અનુકૂળતાના આધારે કરાય છે. આના પૂર્વખંડમાં પ્રશાસનાર્થક આદેશ શબ્દથી તે નિમિત્તને પ્રસ્તુત કર્યું છે. તેને અહીંયા અન્ય નિમિત્તનો નિષેધ કરીને દૃઢ કર્યું છે. આવા બધા કારણોને લીધે આ નિશ્ચિત થાય છે કે અદ્વૈત પ્રમાણે પૂર્વોક્ત ત્રિવિધ ભેદને માટે કોઈ અવકાશ નથી.

ત્યારે સિદ્ધાંતી કહે છે કે આ સદેવ શ્રુતિનું તાત્પર્ય ત્રિવિધ ભેદના નિષેધમાં જો માનવામાં આવે તો 'अग्र आसीत्' વાક્યમાં કાળવિશેષ અને ક્રિયાવિશેષનો સંબંધ તૂટી જાય. એટલે જે એમ કહે છે કે 'આ શ્રુતિથી પ્રપંચના મિથ્યાત્વનો બોધ થાય છે તે બાબત ખંડિત થઈ જાય છે.' 'सदेव' શ્રુતિ 'इदं' આ એમ પ્રપંચ(જગત)નો નિર્દેશ કરીને તે પહેલા પણ 'सत्' સાચું હતું. તેમ જગતની પૂર્વકાલિક સત્તાને સ્થાપિત કરે છે.

ત્યારે અદ્વૈતી કહે છે કે 'सत्' આ વચનથી સમગ્ર પ્રપંચના અધિષ્ઠાનભૂત સન્માત્ર નિર્વિશેષ બ્રહ્મનું ઉપસ્થાપન થયું છે. આ રીતે

પહેલા બ્રહ્મ જ હતું, આવા અર્થની સિદ્ધિ થવાથી પ્રપંચ મિથ્યા છે, એમ સિદ્ધ થાય છે.

ત્યારે સિદ્ધાંતી કહે છે કે પ્રપંચ મિથ્યા છે આવું કહેવું તે ખરું નથી. સત્ય બ્રહ્મમાં મિથ્યાભૂત પ્રપંચનું તાદાત્મ્ય સંભવે નહિ. જો એમ માનવામાં આવે કે અધ્યસ્તની સત્તા તેના અધિષ્ઠાનભૂત બ્રહ્મની સત્તાથી અલગ નથી. આથી અભેદ નિર્દેશ સંપન્ન થઈ જશે તો આ વખતે જ તે સંભવે છે એટલે 'सदेव सौम्येदमग्र आसीत्' વાક્યમાં 'अग्रे' આવું પદ નિરર્થક થઈ જશે. તે કઈ રીતે ? ઉત્તર આપે છે કે અધ્યસ્ત પ્રપંચ(જગત)નો અધિષ્ઠાન બ્રહ્મની સાથે અભેદ તો આપને અભીષ્ટ છે. તે અધ્યાસ(ભ્રમ) કાળમાં જ છે. કારણ કે અધ્યસ્ત પ્રપંચ ન રહે ત્યારે અભેદ સંભવે નહિ. આ રીતે જ પ્રલયના વખતે પણ પ્રપંચ સાથે બ્રહ્મનો અભેદ અસંગત કહેવાશે.

અદ્વૈતી - આવું કેમ કહો છો ?

સિદ્ધાંતી - તે સમયે અધ્યાસ (મિથ્યાજ્ઞાન) જ રહેતું નથી. વળી બાધના અર્થમાં સામાનાધિકરણ્યનો સ્વીકાર કરીને 'इदमग्र नासीत्' આવો અર્થ સ્વીકાર કરશો તો તેટલા માત્રથી મિથ્યાત્વ સિદ્ધ થશે નહિ. अग्रे કાળ વિશેષમાં કોઈ વસ્તુ ન હોય તો તેનાથી તે વસ્તુ મિથ્યા થઈ જતી નથી. તે પક્ષમાં તો લક્ષણાનો દોષ વધારે આવે છે.

એક બ્રહ્મને જાણવાથી બધું જ જાણી લીધું ગણાય. છાંદોગ્ય ઉપનિષદના છઠ્ઠા અધ્યાયમાં શ્વેતકેતુ અને ઉદ્દાલકનો વાર્તાલાપ છે. ઉદ્દાલક પિતા પુત્ર શ્વેતકેતુને 'એકને જાણવાથી બધું જાણી શકાય છે' એવી વિદ્યા અંગે પ્રશ્નોત્તર કરે છે. તે પ્રસંગે અદ્વૈતી કહે છે કે એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે. તેમાં બે ઉદાહરણ કહેવાય છે તે અંગે નિર્ણય કર્યો છે કે આ સમસ્ત જગત્ અવાસ્તવિક છે. એક બ્રહ્મના

જ્ઞાનથી આ બધું જગત્ મિથ્યા જણાય છે, બ્રહ્મ સત્ય છે. જગત્ મિથ્યા છે. બ્રહ્મરૂપી અધિષ્ઠાન ઉપર મિથ્યા જગત્‌નો આરોપ અવિદ્યાથી થયો છે. અધિષ્ઠાનરૂપ બ્રહ્મની સત્યતા સમજવાથી તેના ઉપર અધ્યસ્ત જગત્‌નું મિથ્યાત્વ સમજાય છે.

આની સામે સિદ્ધાંતી (આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ) કહે છે કે અદ્વૈતીનું કહેવુ ખરું નથી. જગત્ અને બ્રહ્મના ઉપાદાન ઉપાદેય (કાર્ય કારણ) ભાવને અને ઉપાદાન બ્રહ્મથી ઉપાદેય જગત્‌ના અનન્યત્વ (અભેદપણા)ને હૃદયમાં સમજીને પછી એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થવાની વાત આવે છે.

એકના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞા કર્યા પછી કારણથી કાર્ય જુદું છે. તેવી શંકાને દૂર કરવા દૃષ્ટાંત કહેવાયુ છે. તેમાં બ્રહ્મના વિજ્ઞાનથી પ્રપંચ(જગત્)ના મિથ્યાપણાને અદ્વૈતીઓ કહે છે. માત્ર પ્રપંચને મિથ્યા કહેવાથી શું એકના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞા સફળ થશે ?

અદ્વૈતી - 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्'(छां.उ.६/१/४) આ વાક્યનો આશય એવો છે કે વિકાર નામે કોઈ સાચી વસ્તુ છે જ નહિ ! કે જેનાથી આ આનું કારણ છે અને આ આનું કાર્ય છે એવો કોઈ ભેદ દેખાય. કેવળ આ જગત્ વાગાલંબન - બોલવા માત્ર જ છે, તેમાં કાંઈ તથ્ય નથી.

સિદ્ધાંતી - અરે ! કારણ સત્ય અને કાર્ય મિથ્યા ? આટલું બોલવા માત્રથી જ કારણથી કાર્ય અનન્યત્ (અલગ નથી એમ) થઈ જશે ? આવું કહેતા અદ્વૈતીને કાંઈ વિચાર જ થતો નથી ? ખરી અને ખોટી વસ્તુનું એકપણું ઘટે નહિ. 'એકને જાણવાથી બધું જાણી શકાય છે' એમ સાબિત કરવું ઘણું કઠણ કામ છે. સત્યરૂપ બ્રહ્મના જ્ઞાનથી

મિથ્યાભૂત બધું જ જાણ્યું ન કહેવાય. બન્ને કાર્યકારણ એક સરખા હોય તો જ સમજી શકાય.

અદ્વૈતી - અધિષ્ઠાન (આધાર) એ જ આરોપિતનું સ્વરૂપ છે. અધિષ્ઠાન સિવાય બીજી કાંઈ આરોપિત વસ્તુ છે જ નહિ ! અધિષ્ઠાન બ્રહ્મનું જ્ઞાન થવા માત્રથી જ સમગ્ર વસ્તુમાત્રને જાણી લીધી કહેવાય. અધિષ્ઠાન(આધાર) સિવાય અન્ય કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી. એટલે જગત તથા બ્રહ્મનું અનન્યપણું(એકપણું) સિદ્ધ થાય છે

સિદ્ધાંતી - આમ કહેવું વ્યાજબી નથી. અધ્યસ્ત વસ્તુ છે તે અધિષ્ઠાન જ છે, એમ કહેવું કે સમજવું સંભવે નહિ. પ્રાતિભાસિક મિથ્યા પદાર્થનું અધિષ્ઠાન સત્ય(ખરી વસ્તુ) બની શકે નહિ. તમે અદ્વૈતીઓ તો અધિષ્ઠાનના ઉપર આરોપિતની ઉત્પત્તિ અને વિનાશ બન્નેને માનો છો ! અધિષ્ઠાનનું સ્વરૂપ જ આરોપિત કેમ બને ? મિથ્યા વસ્તુનું સ્વરૂપ તો કોઈ મિથ્યા વસ્તુ જ બને.

અદ્વૈતી - મિથ્યા વસ્તુનું અન્ય કોઈ સ્વરૂપ નહિ હોવાથી તેનું અધિષ્ઠાન બ્રહ્મ જ મિથ્યા વસ્તુનું સ્વરૂપ છે એમ કહીએ છીએ.

સિદ્ધાંતી - જો મિથ્યા વસ્તુનું કોઈ અન્ય સ્વરૂપ ન હોય તો તેને નિઃસ્વરૂપ જ કહોને ? તેને પોતાનું સ્વરૂપ નથી. તો વિજાતીય સ્વરૂપનું કહેવું તે યોગ્ય નથી. વાયુમાં રૂપ નથી તો તેમાં પૃથ્વી આદિનું રૂપ કહેવું તે યોગ્ય નથી. વાયુ નીરૂપ છે એમ જ કહેવાય છે.

અદ્વૈતી - જગત્ મિથ્યા હોવાથી મિથ્યા જગતનું અલગ સ્વરૂપ નથી, તેનું સ્વરૂપ તો તેનું અધિષ્ઠાન જ છે.

સિદ્ધાંતી - જગત મિથ્યા છે તો તેના સ્વરૂપની શી જરૂર છે ? તેમનું તેમજ ભલે રહે. અદ્વૈતીઓ 'એકને જાણવાથી સર્વ જાણ્યું કહેવાય' એવું કહેવા ચાહે છે, પણ સમસ્ત-સર્વને મિથ્યા કહેનારાએ કાંઈ દૃષ્ટાંત

આપી શકાય નહિ. ખરેખર દૃષ્ટાંત ક્યારે અપાય ? જે બાબત સ્પષ્ટ ન કહી શકાતી હોય તેને સ્પષ્ટ સમજાવવા માટે દૃષ્ટાંત અપાય છે. જે પ્રપંચનું મિથ્યાત્વ અસ્પષ્ટ છે તેની બાબતમાં દૃષ્ટાંત ન અપાય. માટીના પિંડામાંથી બનતો ઘડો અને શકોરા આદિ કે શુક્તિ(છીપ) જ રજત આદિની જેમ પ્રપંચનું મિથ્યાપણું જાહેર નથી.

અદ્વૈતી - હા, જાહેર નથી. એટલા માટે ઘડો આદિ વિકાર તો વાગાલંબન-બોલવા માત્ર જ છે. હકીકત તો માટી જ છે એમ અમે કહીએ છીએ. આ બાબતે અમારો અભિપ્રાય કહી ગયા જ છીએ.

સિદ્ધાંતી - ભલે તમારા આશયને તો તમે તમારી હૃદયરૂપી ગુફામાં ભરી રાખો, પણ તે આશય આ શ્રુતિમાં પ્રકટ થતો નથી. પ્રત્યક્ષપણે અનુભવાતી ઘટશરાવાદિની ખરી સાબિતીને તમારો મિથ્યાત્વવાદ ટાળી શકશે નહિ. ઘડો-શકોરું વગેરે માટીના ઘાટ માટીથી અભિન્ન(અનન્ય) છે. કારણથી કાર્યરૂપે જણાતો તે ઘાટ મિથ્યા નથી. માટીમાં થતો ઘાટ પણ માટી જ છે, તેથી અલગ નથી. તેના ઘાટ વગેરે તો વ્યવહારમાં ઉપયોગ માટે જ છે. શ્રુતિનું વાક્ય તો પ્રત્યક્ષ ગમ્ય પદાર્થને કહીને કૃતકૃત્ય થાય છે. જો આપને તે શ્રુતિવાક્યથી પ્રપંચનુ મિથ્યાત્વ અભીષ્ટ હોય તો એક દોરડીના ટુકડામાં સર્પ, ભૂવિદલન(ચિરાયેલી ભૂમી) અને જળધારા આદિનો ભ્રમ જણાશે. એટલે ભ્રમને સમજવા દૃષ્ટાંત વાક્ય લેવા. અમારા સિદ્ધાંતમાં તો સ્થૂલચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ કાર્ય છે અને સૂક્ષ્મચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ કારણ છે. એટલે દૃષ્ટાંતની અસંગતિ નથી. આ વિષયનો વિસ્તાર અન્યત્ર શ્રીભાષ્ય આદિ ગ્રંથોમાં દેખવો જોઈએ. તો આ રીતે પ્રપંચ મિથ્યાત્વવાદનું ખંડન થાય છે. તે વાસ્તવમાં પ્રત્યગાત્મા અને પરમાત્માનો ભેદ કહ્યો છે.

પ્રત્યાગાત્મા અને પરમાત્મામાં ભેદ છે. આ જ મત બ્રહ્મસૂત્રકાર બાદરાયણ વ્યાસનો છે. તેમણે નિમ્ન પ્રકારે કહેલા સૂત્રોમાં જીવ તથા પરમાત્માના તાત્ત્વિક ભેદનું સમર્થન કર્યું છે.

૧. "नेतरोऽनुपपत्तेः" (ब्र.सू. १/१/१७)

પરમાત્માથી ભિન્ન જીવ મંત્રવર્ણથી પ્રતિપાદ્ય નથી.

૨. "भेदव्यपदेशाच्च"(ब्र.सू.१/१/१८)

વિજ્ઞાનમય જીવાત્મા અને પરમાત્મા જુદા છે

૩. "अनुपपत्तेस्तु न शारीरः" (ब्र.सू.१/२/३)

શ્રુતિમાં વર્ણવેલા ગુણ જીવમાં સંભવતા નથી. તેથી તેને બદલે અહીં પરમાત્મા સમજવા.

૪. "कर्मकर्तृव्यपदेशाच्च"(ब्र.सू.१/२/४)

ઉપાસનામાં બ્રહ્મ કર્મ છે અને જીવાત્મા કર્તા છે એટલે તે બેમાં ભેદ છે.

૫. "शब्दविशेषात्"(ब्र.सू.१/२/५)

જીવાત્મા તથા પરમાત્મા માટે જુદા-જુદા શબ્દ વાપર્યા હોવાથી તે બંને જુદા છે.

૬. "सम्भोगप्राप्तिरिति चेन्न वैशेष्यात्"(ब्र.सू.१/२/८)

જીવાત્મા અને પરમાત્મા બંને હૃદયમાં છે. જીવ ભોગ ભોગવે છે અને પરમાત્મા સાક્ષી છે.

૭. "न च स्मार्तमतद्धर्माभिलापाच्छारीरश्च"(ब्र.सू.१/२/२०)

પ્રધાન તથા જીવ અંતર્યામી નથી પણ પરમાત્મા અંતર્યામી છે. કારણ કે તે ધર્મ પરમાત્મામાં છે.

૮. "उभयेऽपि हि भेदेनैनमधीयते" (ब्र.सू.१/२/२१)

કાણ્વ અને માધ્યન્દિન, બન્ને શાખાનાં વાક્યોમાં જીવાત્મા તથા પરમાત્મા, બન્નેને અંતર્યામી કહ્યા છે.

૯. "विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ"(ब्र.सू.१/२/२३)

વિશેષણ અને ભેદનું કથન હોવાથી પ્રધાન અને જીવ બે અંતર્યામી નથી.

૧૦. "मुक्तोपसृप्यव्यपदेशाच्च"(ब्र.सू.१/३/२)

તે પરમાત્માને મુક્તો પામે છે. એમ કહ્યું છે.

૧૧. "भेदव्यपदेशात्"(ब्र.सू.१/१/१८)

વિજ્ઞાનમય જીવથી આનંદમય પરમાત્મા જુદા છે.

૧૨. "स्थित्यदनाभ्यां च"(ब्र.सू.१/३/६)

એક અંદર છે અને બીજો કર્મ ફળ ભોગવે છે. તેથી જણાય છે કે જીવ પરમાત્મા નથી.

૧૩. "इतरपरामर्शात्स इति चेन्नासम्भवात्" (ब्र.सू.१/३/१७)

જીવનો ઉલ્લેખ હોવાથી દહરાકાશ તે જીવ છે, ના તે સંભવતો નથી.

૧૪. "उत्तराच्चेदाविर्भूतस्वरूपस्तु"(ब्र.सू.१/३/१८)

પછીના વાક્યોથી દહરાકાશ તે જીવ છે. સ્વરૂપ પ્રકટ થતા તે ગુણો સંભવતા નથી.

૧૫. "सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन"(ब्र.सू.१/३/४३)

સુષુપ્તિમાં અને ઉત્ક્રાંતિમાં જીવાત્મા અને પરમાત્માને ભિન્ન કહ્યા છે.

૧૬. "पत्यादिशब्देभ्यः"(ब्र.सू.१/३/४४)

એના સંબંધમાં પતિ વગેરે શબ્દો વાપર્યા છે. જે પરમાત્માને જ લાગું પડી શકે છે.

૧૭. "अधिकं तु भेदनिर्देशात्"(ब्र.सू.२/१/२२)

જીવ થકી બ્રહ્મ અધિક છે. કારણ કે તેઓ વચ્ચે ભેદ કહ્યો છે.

૧૮. "अधिकोपदेशात्तु बादरायणस्यैवं तद्दर्शनात्"(ब्र.सू.३/४/८)

અધિક પરમાત્માનો ઉપદેશ છે તેથી બાદરાયણના મત પ્રમાણે એમ જોવામાં આવે છે.

૧૯. "जगद्व्यापारवर्जं प्रकरणादसन्निहितत्वाच्च"(ब्र.सू.४/४/१७)

જગત્ વ્યાપાર વગરનું ઐશ્વર્ય મુક્ત પુરુષને છે. પ્રકરણ થકી તથા સંનિધિ નથી તેથી.

૨૦. "भोगमात्रसाम्यलिङ्गाच्च"(ब्र.सू.४/४/२१)

અને માત્ર ભોગની સમાનતાના લિંગ ઉપરથી કહી શકાય છે કે મુક્તને ઐશ્વર્ય જગદ્વ્યાપાર વર્જ્ય છે.

જીવાત્મા તથા પરમાત્મામાં ભેદ છે. તે ઉપરના ૨૦ વીશ બ્રહ્મસૂત્રોમાં સ્પષ્ટ જોઈ શકાય છે.

શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્ગીતામાં જીવાત્મા તથા પરમાત્માનો ભેદ કહ્યો છે. જેમ કે

૧. "न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।
नचैव न भविष्यामः सर्वे वयमतः परम्।।"(गीता.२/१२)

એવું નથી કે કોઈ વખતે હું ન હતો, અથવા તું ન હતો અથવા આ રાજાઓ ન હતા અને એવું પણ નથી કે હવે પછી આપણે સહુ નહિ હોઈએ.

૨. "द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते।।"(गीता.१५/१६)

હે અર્જુન ! આ સંસારમાં નાશવાન અને અવિનાશી, આ બે પ્રકારના પુરુષ છે. તેમાં સમગ્ર ભૂત પ્રાણીઓનાં શરીર તો નાશવંત છે અને જીવાત્માને અવિનાશી કહેવાય છે.

૩. "उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः।।"(गीता.१५/१७)
એ બેથી ઉત્તમપુરુષ તો અન્ય જ છે કે જે ત્રણેય લોકમાં પ્રવેશ કરીને સહુનું ધારણપોષણ કરે છે અને તે અવિનાશી તથા પરમાત્મા કહેવાય છે.

૪. "यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः।।"(गीता.१५/१८)
હું નાશવંત જડવર્ગ ક્ષેત્રથી તો બધી રીતે અતીત છું અને મુક્તોથી પણ ઉત્તમ છું એટલે લોકમાં તથા વેદોમાં હું પુરુષોત્તમ એવા નામથી પ્રસિદ્ધ છું.

૫. "भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च।
अहङ्कार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा।।"(गीता.७/४)
પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ તથા મન, બુદ્ધિ અને અહંકાર આ આઠ પ્રકારે વિભક્ત મારી પ્રકૃતિ છે.

૬. "अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि में पराम्।
जीवभूतां महाबाहो ! ययेदं धार्यते जगत्।।"(गीता.७/५)
તે આ આઠ પ્રકારની જે અપરા-જડ પ્રકૃતિ છે હે મહાબાહો ! એનાથી બીજી મારી જીવરૂપી પરા અર્થાત્ ચેતન પ્રકૃતિને તું જાણ. કે જેનાથી આ સંપૂર્ણ જગત્ ધારણ કરાઈ રહ્યું છે.

"હે ગંધર્વ ! પ્રકૃતિ જડ છે એટલે પચ્ચીશમો પુરુષ-જીવ પ્રકૃતિને જાણે છે. પરંતુ પ્રકૃતિ જીવને જાણતી નથી."(મ.ભા.શાં.મો.૩૧૯/૭૦)

"જ્યારે દ્વિજ આ વાતને સમજી લે છે કે હું અન્ય છું અને પ્રકૃતિ જન્ય પ્રાકૃત શરીર તથા અનાત્મા જગત મારાથી સર્વથા ભિન્ન છે ત્યારે

તે પ્રકૃતિના સંસર્ગથી રહિત થઈ છવ્વીશમા પરમેશ્વરનો સાક્ષાત્કાર પામે છે."(મ.ભા.શાં.મો.૩૧૯/૭૭)

"હે રાજન્ ! પરમાત્મા ભિન્ન છે અને જીવાત્મા ભિન્ન છે પરમાત્મા જીવનો આશ્રય છે, પરંતુ જ્ઞાની સંત મહાત્મા એ બન્નેને દિવ્યભાવથી જુએ છે."(મ.ભા.શાં.મો.૩૧૯/૭૮)

"વિવેકી કૈવલ્ય જ્ઞાની ભક્ત જ્યારે ચોવીશ તત્ત્વાત્મક પ્રકૃતિને, પચીશમાં જીવને અને છવ્વીશમાં પરમાત્માને દેખે છે ત્યારે તે જ્ઞાની ભક્ત પુનર્જન્મને પામતો નથી."(મ.ભા.શાં.મો.૩૧૯/૮૦)

આ રીતે જ અપ્રતિબુદ્ધ - પ્રધાનતત્વ, બુદ્ધ્યમાન જીવ અને બુદ્ધ સર્વદ્રષ્ટા પરમાત્માને જાણીને શુદ્ધ ગતિને પામે છે. (મ.ભા.શાં. મો.૩૧૯/૮૧)

"આત્માના ભોગના સાધન જે અવ્યક્તના પરિણામ વિશેષ છે, તેને જીવાત્મા જાણે છે. આથી તેને બુદ્ધ્યમાન કહેવાય છે. અવ્યક્ત પ્રધાન નામે તત્ત્વને સગુણ આત્મા નિર્ગુણ તત્ત્વને જાણતો નથી. આથી તેને અપ્રતિબુદ્ધ કહેવાય છે.(મ.ભા.શાં.મો.૩૦૯/૬)

અવ્યક્તના જ્ઞાનથી સંપન્ન હોવાને કારણે જીવને બુદ્ધ્યમાન કહે છે, જે પચીશમું આત્મતત્વ છે. આ પચીશમો આત્મા પણ છવ્વીશમાં વિમલ, બુદ્ધ, અપ્રમેય અને સનાતન પરમાત્માને જાણી શકતો નથી. (મ.ભા.શાં.મો.૩૦૯/૭)

તે જીવાત્મા જ્યારે અજ, વિભુ, નિઃસંગ છવ્વીશમાં પરમાત્માને ઠીક રીતે સમજી લે છે, ત્યારે આ અવ્યક્તને તજી દે છે. (મ.ભા.શાં. મો.૩૦૯/૨૦)

છવ્વીશમાં પરમાત્માનો જ્યારે બોધ થાય છે ત્યારે ચોવ્વીશ તત્ત્વ સારહીન થઈ જાય છે. હે નિષ્કલ્મષ ! આ પ્રમાણે મે શ્રુતિઓને

આધારે અપ્રતિબુદ્ધ પ્રધાન, બુદ્ધ્યમાન જીવ અને બુદ્ધ એવા પરમાત્માની બાબતમાં તમને કહ્યું છે. (૩૦૯/૨૧)

હે કશ્યપ ! જ્યારે જીવ પ્રતિદિન અત્યંત રૂપે પરમાત્માનું જ દર્શન કરે છે ત્યારે તે કેવલી ભૂત થઈને છવ્વીશમાં પરમાત્માની યથાર્થતાને સમજે છે. (૩૦૯/૨૨)

આ રીતે શાશ્વત પરમાત્મા અને અવ્યક્ત તત્ત્વ અન્ય છે, પચીશમો જીવ પણ અન્ય છે. (૩૧૯/૫૬)

હે મુને ! તે સર્વાત્મા સમસ્ત આવરણોથી પર છે. તે સમસ્ત ભૂતોની પ્રકૃતિ, પ્રકૃતિના વિકાર તથા ગુણ અને કાર્ય આદિ દોષોથી વિલક્ષણ છે. પૃથ્વી અને આકાશની વચ્ચે જે કાંઈ રહેલું છે તેનાથી તે બધુ વ્યાપ્ત છે.(વિ.પુ.૬/૫/૮૩)

विष्णुशक्तिः વિષ્ણુની શક્તિ પરા છે, ક્ષેત્રજ્ઞ નામક શક્તિ અપરા છે અને કર્મ નામે ત્રીજી શક્તિ અવિદ્યા કહેવાય છે.(વિ.પુ.૬/૭/૬૧)

यया क्षेत्रशक्तिः सा "હે રાજન્ તે અવિદ્યા શક્તિથી આવૃત થઈને તે સર્વગામિની બધી જાતિના અતિ વિશાળ આ સંસારના કષ્ટોને ભોગવે છે.(વિ.૬/૭/૬૨)

प्रकृति र्या – જે વ્યક્ત અને અવ્યક્ત સ્વરૂપવાળી પ્રકૃતિનો મેં નિર્ણય કર્યો છે. તે તથા પુરુષ આ બન્નેને પણ તે પરમાત્મામાં લીન થઈ જાય છે.(વિ.પુ.૬/૪/૩૯)

'परमात्मात्मनो र्योगः' "યદિ પરમાત્મા અને જીવાત્માના સંયોગને પરમાર્થ કહેવાય, આમ જે કહેવું તે સર્વથા મિથ્યા છે. કારણ કે અન્ય દ્રવ્યની સાથે અન્ય દ્રવ્યની એકતા ક્યારેય થઈ શકે નહિ."(વિ. પુ.૨/૧૪/૨૭)

'प्रधानं च पुमांश्चैव'(वि.पु.२/७/२९) હે મહાબુદ્ધે ! આ પરસ્પર

મળેલા પ્રધાન અને પુરુષ પણ સમસ્ત ભૂતોની સ્વરૂપભૂત વિષ્ણુની શક્તિથી ઘેરાયેલા છે.

'क्षेत्रज्ञस्येश्वरज्ञानाद्'(याज्ञ.३/३४) ઈશ્વરના જ્ઞાનથી ક્ષેત્રજ્ઞની પરમશુદ્ધિ થાય છે.

આ પ્રમાણે શ્રુતિ પણ સાક્ષાત્ અને આક્ષેપથી જીવાત્મા તથા પરમાત્માના સ્વરૂપનો ભેદ કહે છે. તેમાં 'द्वा सुपर्णा'(મુ.ઉ.૩/૧) ઈત્યાદિ શ્રુતિઓને તો આગળ કહી ગયા છીએ અને તે સિવાયની બીજી શ્રુતિઓને અહીં ઉદાહરણના રૂપમાં મૂકીએ છીએ.

१. 'ऋतं पिबन्तौ'(कठ.१/३/१) શુભ કર્મોના ફળ સ્વરૂપ મનુષ્ય શરીરમાં અત્યંત ઉત્કૃષ્ટ સ્થાન હૃદયરૂપી ગુહામાં પ્રવેશ કરીને રહેલા, સત્યનું પાન કરનારા છાયા અને આતપની માફક એક અલ્પજ્ઞ અને બીજા સર્વજ્ઞ, એ બંને પરસ્પર ભિન્ન છે. એમ બ્રહ્મવેત્તા જ્ઞાની પુરુષો કહે છે અને જેઓ ત્રણ વાર નાચિકેત અગ્નિનુ ચયન કરનારા પંચાગ્નિવાળા છે તેઓ પણ કહે છે.

२. क्षरं त्वविद्याह्यमृतं तु(श्वे.उ.५/१) અવિદ્યા ક્ષર છે અને વિદ્યા અક્ષર છે. તે વિદ્યા અને અવિદ્યા બંન્નેને જે દેખે છે, તે તેમનાથી જુદો છે, ક્ષર પ્રધાન છે, અમૃતરૂપ હર અક્ષર છે. ક્ષર અને આત્મા, આ બંન્નેનું નિયંત્રણ એક દેવ કરે છે.

३. 'प्रधानक्षेत्रज्ञ पतिर्गुणेशः'(श्वे.६/१६) જે પ્રધાન તથા ક્ષેત્રજ્ઞના પતિ છે. ગુણોના નિયંતા છે, સર્વ જગતનું કારણ છે. કરણોના અધિપતિ જીવના પણ જે માલિક છે.

४. 'पतिं विश्वस्येश्वरम्'(तै.आ.१०/११/१) 'જે સર્વનું રક્ષણ કરે છે અને વિશ્વનું નિયંત્રણ કરે છે.

૫. नित्यो नित्यानां(कठ.उ.२/५१३) જે નિત્યોને મધ્યે નિત્ય છે, ચેતનોને મધ્યે ચેતન છે. અને જે એક હોવા છતાં અનેકની કામોનાઓને પૂર્ણ કરે છે.

૬. भोक्ता भोग्यं...(श्वे.उ.१/२)જે પરમાત્મા સહુના ભોક્તા છે. સર્વ પ્રેરક એવા તેમનું ચિંતન કરીને તેમની સેવા કરીને અથવા રાજી કરીને અમૃતતાને પામે છે.

૭. अजामेकां...(तै.आ.१०/१०/२) જે એક અજા પ્રકૃતિ છે, લાલ શ્વેત અને કૃષ્ણવર્ણવાળી છે અર્થાત્ રજોગુણ, સત્વગુણ અને તમોગુણાત્મક છે. અને વિશાળ પોતાને સમાન સૃષ્ટિને કરે છે. તેને એક જીવાત્મા સેવીને તેમાં રહે છે. જ્યારે બીજો પરમાત્મા ભુક્તભોગા તે પ્રકૃતિનો ત્યાગ કરી દે છે.

૮. 'निरञ्जनः परमं..'(मुं.उ.३/१/३) જીવ વાસના રહિત થઈને પરમ સામ્યને પામે છે.

૯. सोऽश्नुते सर्वान् कामान्...(तै.उ.आ.१/२) તે વિપશ્ચિત સર્વજ્ઞ બ્રહ્મની સાથે કલ્યાણમય ગુણોને પામે છે.

૧૦. यथोदकं शुद्धे...(कठ.उ.२/४/१५) જેમ શુદ્ધ જળમાં મેળવેલું શુદ્ધ જળ મળી જાય છે. તેવી રીતે ગૌતમ વંશમાં ઉત્પન્ન થયેલ હે નચિકેતા! સર્વાન્તરાત્માને સમગ્ર રીતે જે જાણે છે તે તેમના જેવો શુદ્ધ થાય છે.

૧૧. परं ज्योतिरूपसंपद्य..(छां.उ.८/१२/२) પરજ્યોતિ પરબ્રહ્મને પામીને શુદ્ધ સ્વરૂપાવિર્ભાવને પામે છે.

૧૨. य आत्मनि तिष्ठन्...(शत.प.१४/१/५/३०)જે જીવાત્મામાં રહ્યા છે, જીવાત્માની અંદર છે. જેને જીવ જાણતો નથી, જીવાત્મા જેનું શરીર છે. જે જીવાત્માની અંદર રહીને તેનું નિયંત્રણ કરે છે. તે અમૃતમય અવિનાશી તારો આત્મા છે.

૧૩. सर्वभूतान्तरात्मा(सुबा.उ.७) જે સર્વભૂતોના અંતરાત્મા છે, નિત્ય નિર્દોષ છે. દિવ્યભાવ સંપન્ન જે દીપી રહ્યા છે. તે એક અદ્વિતીય નારાયણ છે.

આ ઉપર જણાવેલી સમગ્ર શ્રુતિઓ જીવાત્મા તથા પરમાત્મામાં ભિન્નતાને કહે છે.

હવે આચાર્ય શ્રીરઘુવીરજી મહારજ 'જગત્ બ્રહ્મસ્વરૂપનું જ પરિણામ છે' એમ માનનારા આચાર્યોના મતને ઉપસ્થાપિત કરે છે.

જીવ, પરમાત્મા અને માયા-પ્રકૃતિની બાબતમાં કેટલાક આચાર્યો કહે છે.

જીવાત્મા તથા પરમાત્મા અને પ્રધાન અંગે કોઈક વાક્ય ભેદનું પ્રતિપાદન કરે છે અને કોઈક વાક્ય અભેદનુ પ્રતિપાદન કરે છે. એમાં બાધ્યબાધકભાવ નથી. કારણ કે ભેદ તથા અભેદમાં કોઈ વિરોધ નથી.

ઘટશરાવાદિ(ઘડો અને શકોરું વગેરે) કાર્યનાં રૂપમાં ભિન્ન હોવા છતાં પણ કારણના રૂપમાં વિદ્યમાન માટીરૂપે અભિન્ન પણ છે. તેની માફક જગત્ બ્રહ્મથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે. જેમ એક જ માટીનો પિંડો ઘટ-શરાવાદિના રૂપમાં પરિણમ્યો હોય છે તેમ એક જ બ્રહ્મ સન્માત્ર છે. ચિત્ અચિત્ અને ઈશ્વરના રૂપમાં લીલાથી વિભક્ત(અલગ અલગ) રહ્યું છે. આ પ્રમાણે એકનાં વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય તે સારી રીતે સમજી શકાય છે. આ મતમાં માટીનો પિંડો અને તેમાંથી થતા ઘટશરાવાદિનું દૃષ્ટાંત પણ અનુકૂળ જણાય છે. આમ બ્રહ્મસ્વરૂપ પરિણામ વાદીનું મંતવ્ય જાણીને આચાર્યશ્રી કહે છે કે 'तदिदमनादरणीयम्' તે માન્યા જેવું નથી. આવું માનવાથી તો સમગ્ર સૃષ્ટિનું કલંક બ્રહ્મના ઉપર જ આવી પડે છે. કારણ કે તે પ્રમાણે તો દેવ, તિર્યક્, મનુષ્ય અને સ્થાવર રૂપે જે પરિણામ થાય છે તે બ્રહ્મસ્વરૂપનું કહેવાશે. અને

પ્રધાનમાં થતો સુખ-દુઃખનો અનુભવ બ્રહ્મને થવા લાગશે. તમે જે દેવ તિર્યક્ પ્રાણી, મનુષ્ય અને વૃક્ષઆદિ સ્થાવરના રૂપમાં બ્રહ્મ પરિણમે છે એમ જે કહો છો. તેનાથી તે બધા દોષ બ્રહ્મમાં આવશે.

પરપક્ષી - કહે છે કે હા, દેવાદિના રૂપમાં બ્રહ્મ પરિણમે છે એમ અમે માનીએ છીએ. છતાં પણ બ્રહ્મમાં કોઈ પણ પ્રકારના દોષની પ્રાપ્તિ થશે નહિ. ઘટશરાવ આદિમાં જેમ કાર્યનું વૈલક્ષણ્ય દેખાય છે, તે રીતે જ અજ્ઞત્વ અને દુઃખિત્વ આદિનું વૈલક્ષણ્ય પણ ચિદાદિ પદાર્થોમાં પ્રતિનિયત છે, એમ અમે માનીએ છીએ. જો કે ઘટશરાવ આદિનું પાણી ભરવું કે લાવવું વગેરે કામ અલગ અલગ હોય છે, છતાં તે બધા માટીની દૃષ્ટિએ તો અભિન્ન જ છે. એટલે કે તેની વિશેષતા માટીમાં લાગી રહે છે. તેની માફક જ ચિત્ અચિત્ અને ઈશ્વર ભિન્ન છે, છતાં પણ બ્રહ્મ સ્વરૂપની દૃષ્ટિએ અભિન્ન હોવાને કારણે ચિત્ અને અચિત્‌ના બધા દોષ બ્રહ્મને લાગે ખરા.

આ રીતે જ જે શ્રુતિઓ બ્રહ્મને નિત્ય નિર્દોષ કરે છે તેની સાથે આપના સિદ્ધાંતને વિરોધ થાશે. વળી ઘટશરાવ આદિમાં જે તેના સ્વભાવના વિષમપણાનો નિયમ છે. તે રીતે જ જીવ ઈશ્વરમાં દુઃખિત્વ તથા અદુઃખિત્વના વૈષમ્યના નિયમનું સાધવું તે અશક્ય થશે. જે ઈશ્વર જીવને દુઃખી જાણે તેને પણ દુઃખની સાથે સબંધ રહેશે જ, તેનો નિષેધ કરી શકાશે નહિ. તે ઈશ્વર અસર્વજ્ઞ નથી કે જેથી તમે સ્વયં દુઃખનો પરિહાર કરો કે તે જીવની સાથેના અભેદને ન જાણે. વળી બ્રહ્મને નિત્ય નિર્દોષ કહેતી શ્રુતિ સાથે પણ વિરોધ થશે.

બ્રહ્મ પરિણામવાદી એમ કહે કે - કડા અને મુગટને આકારે પરિણામ પામતા સોનામાં કાંઈ વિકાર ગણાતો નથી. કારણ કે સોનું તો તેમાં રહ્યું જ છે ને ?

અરે ! પરિણામ પામ્યું હોવા છતાં તેમાં વિકાર નહિ ગણો તો બધો વિકાર થયાનો વ્યવહાર જ લૂપ્ત થઈ જશે ? પણ ખરેખર તેમ નથી. દહીંના મૂળભૂત દૂધમાં વિકૃતિ ઊપજે ત્યારે તો દહીં કહેવાય છે. બ્રહ્મમાં સોનાની જેમ પરિણામ આવવા છતાં વિકારીપણું આવતું નથી. આવું બોલનારા તમે બ્રહ્મ પરિણામવાદી વીરની માતાને વાંઝણી સ્ત્રી કહેનારાના જેવા છો ? સ્વરૂપથી જે પરિણમે તેમાં વિકાર તો આવવાનો જ ? પૂર્વ આકારનો ત્યાગ કરીને અન્ય આકારને પામે, તેને જ વિકાર કહેવાય છે. સોનું કડાં કે મુકુટ આદિના રૂપમાં જો પરિણમતું હોય તો તેમાં વિકાર કહેવાય જ છે. જો કે કડા આદિ સુવર્ણના ઘરેણામાં સુવર્ણપણાની અનુવૃત્તિ તો છે જ તથાપિ સોનામાં પહેલાથી જ હોય, એવો લગડીના જેવો આકાર તો રહ્યો હોતો નથી. કડા અને કુંડળ આદિ ઘરેણાથી સુવર્ણ અલગ નથી. સુવર્ણના અવસ્થા વિશેષ જ કડા આદિ ઘરેણા છે. દહીંના રૂપમાં પરિણમતા દૂધનો જેમ ઉચ્છેદ થાય છે, તેમ પ્રકૃત્તિના ઉચ્છેદને જ વિકાર કહેવાય છે. આવું જે કહેવું તે પણ એક પોતાની કલ્પના માત્ર જ છે.

વાત્સ્યાયને વિહાર શબ્દની વ્યાખ્યા કરી છે કે 'જે કોઈ પણ પદાર્થ હોય, ભલે તે માટી હોય કે સોનું, પોતાનો પૂર્વનો આકાર-પ્રકાર બદલાઈને ત્યાં બીજો આકાર-પ્રકાર જણાય તેને વિકાર કહેવાય છે. અને તે વિકાર શબ્દને પરિણામના પર્યાય તરીકે નામલિંગાનુશાસનમાં અમરસિંહે નોંધ્યો છે 'परिणामो विकारो द्वे समे विकृतिविक्रिये'(૨/૧૫) 'જો પરિણામ પામ્યા પછી પણ કદાચ વિકાર માનવામાં ન આવે તો તેનો પર્યાયપણે પાઠ આપવો કેમ ઘટે. છાંદોગ્યઉપનિષદની સદ્વિદ્યામાં જ 'यथा सौम्यैकेन' ઇત્યાદિ દૃષ્ટાંત વાક્યોમાં ઘટશરાવાદિનો વિકાર શબ્દથી નિર્દેશ કર્યો છે. તે પરિણામ અને વિકાર શબ્દને એક સરખા જ ગણાવે છે.

બ્રહ્મ પરિણામવાદી કહે છે કે 'परिणामात्'(ब्र.सू.१/४/२७) આ સૂત્રમાં સૂત્રકારે જગતને બ્રહ્મનું પરિણામ કહ્યું છે. બ્રહ્મને જગતનું ઉપાદાન કહેનારા તમે પણ તે બાબતને સ્વીકારો છો. તે તમે પરિણામ તથા વિકારને એક સમાન કહેશો તો બ્રહ્મમાં પણ સવિકારપણું ચોક્કસ આવશે.

સિદ્ધાંતી - ના, તેમ નથી. જગતને બ્રહ્મનું પરિણામ કહ્યું છે તે બ્રહ્મવિશિષ્ટ કહ્યું છે, સૂક્ષ્મચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ કારણ છે અને સ્થૂળચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ કાર્ય છે. તે પરિણામ વિશિષ્ટ દ્વારક હોવાથી બ્રહ્મના સ્વરૂપમાં તે સાક્ષાત્ કારણપણું નથી. તમે જે કામધેનુ આદિનું દૃષ્ટાંત કહો છો તે તો વિષમ દૃષ્ટાંત છે. પુત્ર આદિ ફળ વિશેષની સિદ્ધિ માટે હોવાથી કામધેનુ આદિ ઉપાદાન કારણ બની શકે નહિ. સૂત્રમાં જે અહિકુંડળ દૃષ્ટાંત છે, તેનાથી અત્યંત અભેદ જ સિદ્ધ થશે. બ્રહ્મ તો સચ્ચિદાનંદ રૂપ છે. તે જડરૂપમાં પરિણમે તો ચૈતન્ય ગુણોનો તેમાં અન્વય નહિ હોવાથી અને જડતા આદિનો અન્વય થવાથી વિષમતાને પામે. તેથી દૃષ્ટાંતની વિષમતા તો રહેવાની જ.

જો સરળતા આદિ જે સુવર્ણની પૂર્વાવસ્થા છે, તેનો ત્યાગ જ કડા વગેરેમાં થાય છે. આવું માનીને જે અંતર માનવામાં આવે છે, તેમાં પણ તેનાથી અવર્જનીય વિકાર પણ માનવો પડે. આ રીતે બ્રહ્મ અને તેના પરિણામભૂત પ્રપંચમાં ભેદાભેદ હોવાથી કોઈ વિરોધ નહિ આવે, એવું જે તમારું કથન છે તે અયોગ્ય છે. કારણ કે એક જ પદાર્થમાં ભેદ અને તેનો અભાવ સંભવે નહિ. કારણ કે ભાવ અને અભાવમાં પરસ્પર વિરોધ આવે છે. ભાવ અને અભાવ માનવામાં વિરોધ નહિ આવે તો ઘટમાં શરાવત્વ અને શરાવમાં ઘટત્વ ધર્મ આવશે.

પ્રતિપક્ષી કહે છે કે - જે રૂપમાં અભેદ હોય છે તે રૂપમાં અમે ભેદ નથી માનતા. પરંતુ એક રૂપે ભેદ અને બીજે રૂપે અભેદ કહીએ

છીએ. જેમ કે ઘટ શરાવ આદિમાં ઘટશરાવરૂપમાં ભેદ અને માટીના રૂપમાં અભેદ હોય છે તે રીતે.

સિદ્ધાંતી - આમ કહેવાથી તમે આગળ કહેતા હતા તેનાથી શી વિશેષતા સાધી ? વિશેષતા ન મળે તેવો જ પ્રયત્ન કર્યો છે. આમ બધી રીતે બ્રહ્મ સ્વરૂપમાં કલંક(દોષ) આરોપનારાનો આવો પક્ષ સંભારીએ તો પણ દોષ લાગે છે. આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ કહે છે કે

परपक्षप्रतिक्षेपे दिङ्मात्रमुपदर्शितम्।

विशेषो यदि विज्ञेयो भाष्यादिपरिशील्यताम्।।

આવો પરપક્ષ તોડવામાં અમે દિશાસૂચન કર્યું છે. આની વિશેષતા જાણવી હોય તો શ્રીભાષ્ય આદિ ગ્રંથોનું અધ્યયન કરવું.

'स्वतंत्रः' સ્વતંત્ર એવા પરમાત્મા અંતર્યામીપણે કરીને જીવમાં રહ્યા છે. પરમાત્મા સિવાય અન્ય જડ તથા ચેતન, બધા જ રાજાની દૃષ્ટિએ સંપૂર્ણ રાષ્ટ્ર જેમ પરાધીન છે. જીવાત્માની દૃષ્ટિએ શરીર જેમ પરાધીન છે તેમ પરાધીન છે. આ રીતે વિચારીએ તો પરમાત્માની દૃષ્ટિએ બધા ચેતન જીવ પરમાત્માનું શરીર ઠરે છે. શરીરનું લક્ષણ - 'જે ચેતનનું જે દ્રવ્ય સંપૂર્ણ રીતે અંદર પ્રવેશીને નિયંત્રિત કરી શકાતું હોય તે તેનું શરીર છે' આમ જીવાત્મા તથા પરમાત્મામાં શરીર અને શરીરિભાવ જણાવ્યો છે. તેથી તે બંનેમાં શેષભાવ અને શેષિભાવ પણ નિશ્ચિત થાય છે. જે શરીર છે તે શરીરીને માટેનું(પારાર્થ્ય) હોવાથી શરીરીનું શેષભૂત છે. શરીરનું અસ્તિત્વ(સત્તા) શરીરીના ફળ માટે છે. પરાર્થ જે હોય તે શેષ કહેવાય છે. તે બાબતે સૂત્ર પણ છે 'शेषः परार्थत्वात्'(पू.मी.३/१/२) અન્યમાં રહેલી અતિશયતાને ધારણ કરવાની ઈચ્છાથી ઉપાદેયતા જેમાં હોય તે શેષ કહેવાય છે. જીવાત્મા પરમાત્માને અર્થે(ભોગ્યપણે) શાથી છે ? આવી શંકા કરવી અસ્થાને છે. દાસનું સ્વરૂપ જ તેના સ્વામીને માટે

હોય છે. તે ઈશ્વરસંહિતામાં મહાદેવજી કહે છે કે 'બધા જીવાત્માઓ આપોઆપ પરમાત્માના દાસભૂત છે.' તેમ જ મહાભારત સભાપર્વ ૩૮/૨૩માં કહ્યું છે કે 'कृष्णस्य हि कृते सर्वमिदं विश्वं चराचरम्' આ સ્થાવર જંગમ બધું વિશ્વ શ્રીકૃષ્ણને માટે જ છે.

આ પરમાત્મા સર્વાંતર્યામી છે. તે તે બધા દેવો પરમાત્માના શરીર છે. તે તે આરાધકોએ તે તે દેવો આરાધેલા હોય છે. તે તે આરાધના કરનારાને તેની આરાધનાનું ફળ પણ પરમાત્મા જ આપે છે. તે અહીં શિક્ષાપત્રીમાં લખ્યું છે કે 'सर्वकर्मफलप्रदः' પશુ, પુત્ર કે સ્વર્ગાદિલોકને મેળવવાની ઈચ્છાથી જે કાંઈ બધા કર્મ ઈન્દ્રાદિદેવોને ઉદ્દેશીને કર્યા હોય છે તે બધાનું ફળ પરમાત્મા આપે છે. ફલપ્રદઃ - તે તે દેવોની આરાધનાથી પ્રસન્ન થયેલા, તે તે દેવોના શરીરમાં રહેલા પરમાત્મા જ પ્રસન્ન થઈને ફળ આપે છે.

ગીતામાં કહ્યું છે 'स तया श्रद्धया युक्त...'(गीता.७/२२) તે પુરુષ તે શ્રદ્ધાથી યુક્ત થઈને તે દેવતાનું પૂજન કરે છે અને પછી મેં કહેલા તેના ઈચ્છિત ફળ ભોગોને તે પ્રાપ્ત કરે છે .

'येप्यन्यदेवता भक्ता..'(गीता.९/२३) હે અર્જુન ! શ્રદ્ધાથી યુક્ત સકામભક્ત બીજા દેવોને પૂજે છે તે પણ મને જ પૂજે છે. પરંતુ તેનું તે પૂજન અજ્ઞાનપૂર્વકનું હોય છે.

'अहं हि सर्वयज्ञानां...'(गीता.९/२४) બધા યજ્ઞોનો ભોક્તા અને સ્વામી હું જ છું.

'त्रैविद्या मां सोमपाः....'(गीता.९/२०) ત્રણ વેદોમાં બતાવેલા સકામ કર્મોને કરનારા અને સોમરસને પીનારા પાપરહિત પુરુષો મને યજ્ઞો દ્વ ારા પૂજીને સ્વર્ગલોકને પામવા ચાહે છે.

'यज्ञै स्त्वमिज्यते नाथ...'(वि.पु.५/२०/९७) સર્વદેવમય અને અચ્યુત એવા હે નાથ ! યજ્ઞો દ્વારા આપની જ આરાધના થાય છે.

'फलमत उपपत्तेः'(ब्र.सू.३/२/३७) ઉપાસના કરનારને ઉપાસનાનું ફળ પરબ્રહ્મ પરમાત્માથી જ મળે છે.

શ્રુતિ કહે છે કે - યાગ પરમાત્માની આરાધના રૂપમાં કરવામાં આવે તો તેની સંપૂર્ણ સફળતા રહે છે. 'चतुर्होतारो यत्र...'(तै.आ.३/११/२) ઈન્દ્રાદિ દેવતાના અંતર્યામી એવા પરમ પુરુષ પરમાત્માની આરાધના રૂપે કરેલા યજ્ઞ આદિ સાધન અભીષ્ટ ફળ આપવા સમર્થ થાય છે.

તો ઉપર કહી ગયા તેને અનુસારે સેંકડો શ્રુતિઓ અને સ્મૃતિઓમાં કહ્યું છે કે જીવે કરેલા ઉપાસના રૂપ કર્મોનું ફળ પરમાત્મા આપે છે. તે સર્વકર્મફલપ્રદ પરમાત્માને તજીને કોઈ 'અપૂર્વ'ની કલ્પના કરવી તે આદરને લાયક નથી. દેવતાના રાજીપા દ્વારા તે તે કર્મોનું શુભ ફળ મળે છે અને તેને શ્રુતિ કહે છે કે 'वायुर्वै क्षेपिष्ठा देवता...'(तै.सं.२/१/१/१) આવા અર્થવાદ વાક્યો પણ સર્વકર્મફલપ્રદ પરમાત્માને કહે છે. તે અર્થવાદના વાક્યોનું અનર્થપણું જાણીને ક્ષણિક કર્મોના ફળના સાધનનાં રૂપમાં કોઈ એક જડ અપૂર્વની કલ્પના કરે છે. તે પરમપુરુષ પરમાત્માના ઐશ્વર્યની અવગણના કરવાનું શું કારણ હશે ? અમને તો તે અંગે કોઈ ખબર પડતી નથી. પોતાના ઓરડામાં જ નિકટ રહેલા હિરણ્યના નિધિને અવગણીને કૃપણ(અતિશય લોભી) માણસની પાસે માગનારા કોદરીમાં લલચાયેલા મૂર્ખ માણસના દુર્ભાગ્યની જેમ અદૃષ્ટને માનનારા અંગે અમારે વિશેષ શું કહેવું ?

सर्वकर्मसमाराध्ये सर्वान्तर्यामिणीश्वरे।
अनपायमुपायत्वमखिलेषु फलेष्वपि।।१।।
श्रुतिस्मृतिषु सुव्यक्तं व्यक्तं सूत्रकृदब्रवीत्।
अर्थिनः शिक्षयन्नाह तदेतद्भगवानिह।।२।।

સમગ્ર ફળોની સિદ્ધિમાં સમસ્ત કર્મોથી જેની આરાધના થઈ શકે છે, જે સર્વના અંતર્યામી પરમેશ્વર છે, તે સર્વકર્મોના ફળપ્રદાતા

છે, તેમ સર્વ શ્રુતિઓ અને સ્મૃતિઓમાં સ્પષ્ટ રીતે સમજાવ્યું છે અને સૂત્રકાર વ્યાસ મુનિ પણ તેમજ કહે છે. સર્વ સફળ અને નિત્ય નિર્દોષ એવું ઉપાયપણું તો પરબ્રહ્મ પરમાત્મામાં જ છે. અને નિત્ય નિર્દોષ ઉપાયપણું પરમાત્મા જ મારા નિઃશ્રેયસમાં પરમ ઉપાય છે. એવું આ શિક્ષાપત્રીમાં શ્રીહરિએ શીખવ્યું છે.

कश्चिज्जीवादनर्थान्तरमभिवदति ब्रह्म मायावभासात्,
स्वांशोपाधेस्तु भेदाद्वदति तदितरः कल्प्यमानात्मभेदात्।
कश्चित् स्वांशात्तु साक्षात्परिणतिरचितस्वात्मभेदात्त एते,
भ्रान्ता वेदान्तमुर्धस्वयमिह गदितो वैदिकानां तु पक्षः।।३।।

કેટલાક અદ્વૈતવાદીઓ અવિદ્યાવચ્છિન્ન જીવોથી બ્રહ્મ(પરમાત્મા)ને અલગ માનતા નથી. જે શંકરાચાર્યના અનુયાયીઓ છે. જે ભાસ્કરાચાર્યના અનુયાયી છે તે અવિદ્યારૂપ ઉપાધીને લીધે જીવને બ્રહ્મનો અંશ માને છે. એટલે અવિદ્યોપાધિકૃત જીવ ભેદ માને છે. સાક્ષાત્ ઔપાધિક ભેદને કહેનારા યાદવપ્રકાશાચાર્ય તો સ્વાંશ એવા જીવથી બ્રહ્મને અર્થાન્તર - અન્ય વસ્તુ નથી, આવું કહે છે. આ બધા વેદાંત શાસ્ત્રમાં ભ્રાંતિ પામ્યા. છે તેથી અમે અહીં ચિદચિદ્વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતને સ્વીકાર્યો છે, જે વેદોના વેત્તા મહાપુરુષોએ માન્ય રાખ્યો છે. ૧૦૭.



**श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः।**
**उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्॥१०८॥**

**અને તે ઈશ્વર તે કયા ? તો પરબ્રહ્મ પુરુષોત્તમ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે ઈશ્વર છે અને તે શ્રીકૃષ્ણ જે તે આપણા ઈષ્ટદેવ છે ને ઉપાસના કરવા યોગ્ય છે અને સર્વ અવતારના કારણ છે. ॥૧૦૮॥**

ઉપર જીવ, માયા તથા ઈશ્વરના સ્વરૂપનું નિરૂપણ કર્યું. જે કહ્યા તે ઈશ્વર જ સર્વેશ્વર છે, મુમુક્ષુઓએ તેમની જ ઉપાસના કરવાની છે અને પરબ્રહ્મ પણ તે જ ઈશ્વર છે. તેથી કોઈ જુદા નથી. તેમજ પરબ્રહ્મ કોઈ અન્ય દેવતા નથી, એમ હવે આગળ કહે છે.

તે ઈશ્વરને પરબ્રહ્મ કહ્યા છે. તેથી અદ્વૈતીઓ ઈશ્વરથી પરબ્રહ્મને જે ભિન્ન કહે છે. તે તેમનું માનવું તથ્યહીન છે. કારણ કે ઈશ્વરથી પરબ્રહ્મ અલગ છે એમ માનવામાં કોઈ શાસ્ત્રીય પ્રમાણ મળતું નથી.

વળી પરબ્રહ્મના સ્વરૂપને બતાવીને તે સ્વરૂપને જ પરમેશ્વરના રૂપમાં શ્રુતિઓ નિરૂપિત કરે છે. ઈશ્વર તથા પરબ્રહ્મની એકતા કહેનારી શ્રુતિઓ અહીં દર્શાવે છે.

જો આ પ્રકાશમય આનંદ સ્વરૂપ પરમાત્મા ન હોત, તો કોણ જીવિત રહી શકત ? અને કોણ મોક્ષને પામી શકત.(તૈ.ઉ.૭)

તે આ શ્રુતિનો શ્લોક છે કે એના જ આજ્ઞાભંગના ભયથી વાયુ વાય છે, સૂર્ય ઉદય પામે છે, અગ્નિ, ઈન્દ્ર અને પાંચમું મૃત્યુ; આ બધા પોતપોતાનું કાર્ય કરી રહ્યા છે.(તૈ.ઉ.૮)

યાજ્ઞવલ્ક્યે કહ્યું, હે ગાર્ગિ ! બ્રહ્મવેત્તા બ્રાહ્મણો તે અક્ષર બ્રહ્મને સારી રીતે કહે છે. તે બ્રહ્મ સ્થૂળ(મોટું)નથી, તેમજ પાતળું નથી તે ટૂંકુ કે લાંબું નથી, તે લાલ નથી, તે સ્નેહવાળું, છાયાવાળું કે અંધારિયું નથી, તે વાયુરૂપ આકાશરૂપ પણ નથી. તે અનાસક્ત, રસ તથા ગંધ

વગરનું છે, તેને આંખ, કાન, વાણી અને મન પણ નથી. તે પ્રાકૃત તેજ, પ્રાણ તથા મુખ રહિત છે. તે પરિચ્છેદ તથા છિદ્રથી રહિત છે. તેનાથી કાંઈ બહાર નથી. સમસ્ત કામનાઓથી પૂર્ણ તે અક્ષરબ્રહ્મ કોઈ વસ્તુને ખાતા નથી, તેથી અવિનાશી છે. તેને કોઈ ખાઈ શકતું નથી અર્થાત્ તેનો કોઈ વિનાશ કરી શકતું નથી.(બૃ.ઉ.૩.૮.૮)

હે ગાર્ગિ ! એ અક્ષરબ્રહ્મની આજ્ઞામાં સૂર્ય તથા ચંદ્રમા સ્થિર રહેલા છે. તેમજ આ અક્ષર બ્રહ્મની આજ્ઞા(પ્રશાસન)માં દ્યુલોક તથા પૃથ્વી રહ્યા છે. હે ગાર્ગિ ! આ અક્ષરબ્રહ્મની આજ્ઞા(પ્રશાસન)માં નિમેષ (આંખનો પલકારો), મુહૂર્ત (૪૮ મિનિટ) દિન-રાત, પખવાડિયા, મહિનાઓ, ઋતુઓ અને વર્ષો વ્યવસ્થિત રીતે ચાલી રહ્યા છે. હે ગાર્ગિ ! આ અક્ષરબ્રહ્મની આજ્ઞામાં પૂર્વવાહિની ગંગા આદિ નદીઓ હિમાલય આદિ શ્વેત પર્વતોમાંથી નીકળીને વહે છે. અને પશ્ચિમ-વાહિની સિંધુ આદિ નદીઓ પણ હિમાલય આદિ પર્વતોમાંથી નીકળીને વહે છે. હે ગાર્ગિ ! આ અક્ષરબ્રહ્મની આજ્ઞામાં દાન આપનારા મનુષ્યને તેને આધીન રહેનારા લોકો વખાણે છે. આ અક્ષરબ્રહ્મ પરમાત્માની આજ્ઞાથી યજ્ઞ કરનારા યજમાનની દેવો પ્રશંસા કરે છે. તેમજ દર્વીહોમને વશ રહેલા પિતૃઓ પણ તેની પ્રશંસા કરે છે.(બૃ.ઉ.૩/૮/૯)

તે આ પૂર્વોક્ત અવિનાશી, ઉત્પત્તિથી રહિત અને મહાન પરમાત્મા છે. જે આ વિજ્ઞાનમય ઈન્દ્રિયોનાં મધ્યે હૃદયમાં પ્રકાશરૂપ જીવાત્મા છે, તેમાં શેતે = પરમાત્મા શયન કરે છે, તે સર્વ બ્રહ્મા તથા રુદ્રાદિકને વશ કરનારા છે અને તે બધાના નિયંતા પણ છે. તથા સર્વના અધિપતિ = અધિક પાલન કરનારા શેષી છે. તે પરમાત્મા શાસ્ત્રવિહિત શુભ કર્મોથી મહાન થતા નથી તથા અશુભ કર્મથી તે કાંઈ નાના પણ થઈ જતા નથી. સર્વેશ્વર - સર્વના નિયંતા આ પરમાત્મા બ્રહ્માથી લઈને

ઘાસના તરણાં સુધી સહુના અધિપતિ = શેષી છે. બ્રહ્માથી લઈને સ્તંબ પર્યંત સહુના અસાંકર્ય માટે અર્થાત્ મર્યાદાનું પાલન કરવા માટે સહુને ધારી રહ્યા છે.(બૃ.ઉ.૪/૪/૨૨)

'તે જડ તથા ચેતનોથી વિલક્ષણ અંતર્યામી પરબ્રહ્મ પરમાત્મા આ બ્રહ્માંડમાં રહેલા પ્રાણીમાત્રના અધિપતિ = સારી પેઠે પાલન કરનારા શેષી છે અને સમગ્ર પ્રાણીઓના રાજા નિયંતા છે.'(બૃ.ઉ.૨/૫/૧૫)

'પરમ પુરુષ પરમાત્મા શરીરને મધ્યે એટલે હૃદયાકાશમાં અંગૂઠા જેવડાં થઈને રહે છે. જે ભૂત ભવિષ્યના અર્થાત્ સમગ્ર કાર્ય વર્ગના નિયંતા છે.'(કઠો.૨/૪/૧૨)

'હે નચિકેતા ! અત્યંત ગુપ્ત અને જે સનાતન સત્ય બ્રહ્મ છે, તે તને હું કહીશ.'(કઠો.૨/૫/૬)

'જે સમગ્ર પ્રાણીઓના અંતર્યામી અને સર્વને વશ રાખનારા એક પરમાત્મા છે.'(કઠો.૨/૫/૧૨)

'તે પરમાત્મા જ વિશુદ્ધ તત્ત્વ છે. તે બ્રહ્મ અમૃત કહેવાય છે. બધા લોકો આશ્રય કરીને તેમાં જ રહ્યા છે. કોઈ પણ તેને ઓળંગી શકતું નથી અર્થાત્ તેનાથી કોઈ અધિક નથી.૧. જે આ પ્રત્યક્ષ દેખાય છે તે જગત્ પરબ્રહ્મ પરમાત્મામાંથી નીકળેલું છે. તે પરમાત્મા સાવધાનીથી બધી પ્રવૃત્તિ કરાવે છે. તેમનાથી જ બધાને ભય લાગે છે. ઉગામેલાં વજ્રના જેવા તે પરમાત્માને જે તેવી રીતે જ જાણે છે તે અમૃત = મુક્ત થઈ જાય છે.૨. એના ભયથી અગ્નિ બાળે છે અને એના જ ભયથી સૂર્ય તપે છે. ઈન્દ્ર, વાયુ અને પાંચમું મૃત્યુ પણ એના જ ભયથી પોતપોતાનાં કાર્યમાં પ્રવૃત રહે છે.૩.' (કઠ.૨/૬/૧-૩)

'જે પરમાત્મા સહુને સામાન્ય રીતે તથા વિશેષપણે અંદર તથા બહાર જાણે છે. આ પરમાત્માનો ભૂમિમાં મહિમા છે.' (મું.ઉ.૨/૨/૭)

'આ ચારેય બાજુ દેખાતું બધું જગત્ સર્વ નિયંતા પરમાત્માથી વ્યાપ્ત છે.'(ઈશોપ.૧)

'દ્રષ્ટા એવો આ જીવાત્મા સર્વ જગતના કર્તા, કાર્યભૂત પ્રધાનનાં કારણ અને સર્વના નિયંતા તથા પ્રકાશમાન દિવ્યવિગ્રહવાળા પરમાત્માને જ્યારે જુએ છે, ત્યારે બ્રહ્મસ્વરૂપને જાણનારો તે પુણ્ય તથા પાપરૂપ કર્મને ખંખેરીને વાસનાથી રહિત થાય છે અને અત્યંત સાધર્મ્યને પામે છે.'(મુ.ઉ.૩/૧/૩)

'સર્વ જગત જેનું કર્મ છે અથવા જે સર્વ કર્મોથી આરાધ્ય છે, જે સમગ્ર ઈચ્છાઓથી પૂર્ણ હોવાથી સર્વકામ છે. જે કલ્યાણરૂપ સુખકારી ગંધવાળા છે. અનવધિકાતિશય સુખકર રસરૂપ હોવાથી જે સર્વરસ કહેવાય છે. સમગ્ર કલ્યાણ ગુણને પરબ્રહ્મનારાયણે સ્વીકાર્યા છે. માટે અવાકી કહેવાય છે. પૂર્ણકામ એવા તે પરમાત્માને કોઈ વસ્તુની અપેક્ષા નહિ હોવાથી તે અનાદર કહેવાય છે. તે પરમાત્મા મારા હૃદયકમળમાં રહ્યા છે. એટલે ઉપર્યુક્ત ગુણોથી સંપન્ન એવા તે પરમાત્માની ઉપાસના કરવાથી હું અંતે તેમને પામવાનો છું.'(છા.ઉ.૩/૧૪/૪)

'જે પરમાત્માને પૂર્વ ખંડમાં અપહતપાપ્મત્વાદિ ગુણયુક્ત કહ્યા છે તે સમગ્ર લોકોની વ્યવસ્થા માટે સેતુ-મર્યાદારૂપે તેમને ધારી રહ્યા છે. તે પરમાત્મા નિત્ય નિર્દોષ હોવાથી પરબ્રહ્મપરાયણ લોક પણ નિષ્પાપ બને છે.'(છા.ઉ.૮/૪/૧)

શ્રુતિઓની માફક સ્મૃતિમાં પણ તે ઈશ્વરને પરબ્રહ્મ કહ્યા છે. જેમ કે 'જે પર એવી પ્રકૃતિથી પણ પર છે. પરમ શ્રેષ્ઠ છે, અંતર્યામી જે પરમાત્મામાં માયિક રૂપ, વર્ણ, નામ તથા વિશેષણો નથી. જેમાં જન્મ, વૃદ્ધિ, પરિણામ, ક્ષય તથા વિનાશ, એ કોઈ પણ વિકાર નથી. જેને હંમેશા 'છે' એમ કેવળ સત્યરૂપ કહેવાય છે તથા જેના માટે એ પ્રસિદ્ધ છે કે તે સર્વત્ર રહ્યા છે તથા બધું વિશ્વ તેમાં રહ્યું છે, તેથી વિદ્વ

ાનો તેમને વાસુદેવ કહે છે. તે નિત્ય, અજન્મા, અક્ષય, અવ્યય તથા એક રૂપ હોવાથી તથા તેમાં હેય=ત્યાજ્ય ગુણોનો અભાવ હોવાથી તેમને નિર્મળ બ્રહ્મરૂપ કહેવાય છે.'(વિ.પુ.૧/૨/૧૦-૧૩)

'તે સર્વાત્માં પરમેશ્વર સમસ્ત આવરણોથી પર છે. તે સમગ્ર ભૂતોની પ્રકૃતિ, પ્રકૃતિના વિકાર ગુણ તથા કાર્ય આદિ દોષોથી વિલક્ષણ છે. પૃથ્વી અને આકાશની વચ્ચે જે કાંઈ છે તે બધું તેમનાથી વ્યાપ્ત છે. તે પરમાત્મા સમસ્ત કલ્યાણ ગુણ સ્વરૂપ છે, તેઓ પોતાની માયા શક્તિના લેશમાત્રથી પ્રાણીઓમાં વ્યાપીને રહ્યા છે. તે સ્વેચ્છાથી મનને અનુકૂળ મહાન શરીર ધારણ કરીને સમસ્ત સંસારનું હિત કરી રહ્યા છે. તેઓ તેજ, બળ, ઐશ્વર્ય, મહાવિજ્ઞાન, વીર્ય અને શક્તિ આદિ સદગુણોના એકમાત્ર સંઘાત(રાશિ)રૂપ છે, તે પ્રકૃતિ આદિથી પર છે. અને પ્રકૃતિ આદિ જે પર, તે પણ જેનાથી અવર(ન્યૂન) છે. એવા તે પરમેશ્વરમાં અવિદ્યા આદિથી જન્ય કોઈપણ જાતના ક્લેશ વગેરે તદન નથી. તે પરમેશ્વર જ વ્યક્તિમાં અને સમાજમાં વ્યાપીને રહ્યા છે. તે જ સહુના સ્વામી છે. સહુના સાક્ષી છે તથા સમગ્રને જાણનારા છે. એટલે તે સર્વશક્તિમાનને પરમેશ્વર નામથી કહેવાય છે.'(વિ.પુ.૬/૫/૮૩-૮૬)

'હે વિભુ ! સંકલ્પ સિવાય બીજી પ્રવૃત્તિથી રહિત, માયિક સત્વાદિ ગુણોથી પણ રહિત અને અવિક્રિય સ્વરૂપ, એવા તમારાથી જ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. એમ શ્રુતિઓ કહે છે. પરબ્રહ્મ પરમેશ્વરમાં તે શ્રુતિવાક્ય અસંગત નથી. કારણ કે સર્વજ્ઞપણું, સર્વ શક્તિમાનપણું ઈત્યાદિ અનેક કલ્યાણ ગુણો આપમાં રહ્યા છે. જગતની ઉત્પત્તિ વગેરે તો ખાલી આપને વિષે કહેવા માત્ર જ છે.'(ભાગ.૧૦/૩/૧૯)

'પરમાત્માનાં સ્વરૂપને વેદાંત વાક્યો અતીન્દ્રિય કહે છે અને આદ્ય, સત્વાદિમાયાના ગુણોથી રહિત, સત્તામાત્ર-વૃદ્ધિક્ષયાદિથી રહિત,

શબ્દ સ્પર્શાદિ વિશેષોથી રહિત, સ્વયંપ્રકાશ, શોકમોહાદિ વિકારોથી રહિત નિર્વિકાર અને પુણ્યપાપાચરણરૂપ ક્રિયાથી રહિત કહે છે તે તમે આધ્યાત્મદીપરૂપ છો.'(ભાગ.૧૦/૩/૨૪)

'હે અવ્યક્તબન્ધો ! નિમેષથી લઈને વર્ષ પર્યંતનો જે કાળ છે તે તમારી ચેષ્ટા છે અને તેનાથી જગતની ચેષ્ટા કરાવો છો. જગતને ઉપજાવો છો, તેનો લય પણ કરો છો. તે મહાન કાળના પણ નિયંતા અને કુશળ ક્ષેમકારી એવા આપના શરણે હું છું.(ભાગ.૧૦/૩/૨૬ )

'આ વ્યક્ત - પ્રકટ અને અવ્યક્ત - અપ્રકટ એવું જે વિશ્વ છે, તે આપનું શરીર છે, એમ વેદાંત કહે છે.'(ભાગ.૧૦/૧૦/૨૯ )

'તમે જ કાળરૂપ સર્વવ્યાપક, અચ્યુત - અવિકારી અને ષડૈશ્વર્ય સંપન્ન પરમેશ્વર છો.'(ભાગ.૧૦/૧૦/૩૦)

'તે સેંકડો અને હજારો ગોપીઓ મારા સંગથી મને પરબ્રહ્મને પામી હતી.'(ભાગ.૧૧/૧૨/૧૩)

'હે ઉદ્ધવ ! સર્વ લોકનો મહેશ્વર તથા સર્વની ઉત્પત્તિ અને લયમાં કારણરૂપ જે પરબ્રહ્મ તે રૂપ હું છું. તે મને મારો ભક્ત એકાંતિકી ભક્તિથી પામે છે.(ભાગ.૧૧/૧૮/૪૫)

'અનંત કલ્યાણરૂપ ગુણોથી સંપન્ન, આનંદાનુભવ સ્વરૂપ એવો પરબ્રહ્મ જે હું તે મારે વિષે ભક્તિ પામેલા પુરુષને બીજું મેળવવાનું શું બાકી રહે છે ? તે કાંઈ રહેતું નથી.'(ભાગ.૧૧/૨૬/૩૦)

અદ્વૈતીઓ જે કહે છે કે 'માયોપહિત બ્રહ્મ જ ઈશ્વર છે અને ઈશ્વરત્વની જેટલી ચર્ચા થાય છે તે બધી માયોપહિત જ છે, માયા મૂલક જ છે.' તેમની તે માન્યતા તો માયાવાદનું નિરાકરણ કર્યું હોવાથી તે અંગે અહીં કહેવાનું કાંઈ બાકી રહેતું નથી.

'જેમ ઘડો માટીનું જ પરિણામ છે તેમ ઈશ્વર પણ સન્માત્ર બ્રહ્મનું

જ પરિણામ છે.' એમ જે માને છે તે પણ પરિણામવાદનું ખંડન કર્યું હોવાથી તે નાબૂદ થઈ જાય છે.

ઉપરના ૧૦૭માં શ્લોકમાં સર્વાંતર્યામી સર્વેશ્વર અને સર્વના કર્મફળપ્રદાતા એવા પરબ્રહ્મને કહ્યા છે તે જ શ્રીકૃષ્ણ છે. તે શ્રીકૃષ્ણ પરબ્રહ્મથી જુદા બીજા કોઈ નથી. અને જે સર્વ અવતારોનું કારણ પરબ્રહ્મ કહ્યા છે તે પણ આ શ્રીકૃષ્ણ જ છે. 'જેમાંથી આ સમગ્ર ભૂત પ્રાણીમાત્ર જન્મે છે, જીવે છે અને છેલ્લે લીન થાય છે.'(તૈ.ઉ.૧) ઉપર કહેલી શ્રુતિઓમાં જે જગતની ઉત્પત્તિમાં કારણપણે કહેવામાં આવે છે તે પણ આ શ્રીકૃષ્ણ જ છે. મૂળ શ્લોક ૧૦૮માં જે આવિર્ભાવ જે જન્મ પરક શબ્દ કહ્યો છે તે સ્થિતિ આદિને પણ કહે છે.

આવિર્ભાવ શબ્દથી જે જન્મ કહ્યો છે તેનો મતલબ એ કે પહેલાથી જ જે હોય તે વિશેષ અવસ્થાના રૂપમાં પ્રગટે, તે જ તેનો જન્મ છે. જે હોય છે તે જ અન્ય અવસ્થાને પામે છે, તેને સત્કાર્યવાદ કહેવાય છે. એટલે અસત્કાર્યવાદ ઉચિત નથી એમ સૂચિત થાય છે.

પ્રશ્ન - શું અસત્કાર્યવાદ અનુચિત છે ? પટ(વસ્ત્ર) આદિ કાર્ય વસ્તુ તેની ઉત્પત્તિ પહેલા તેનું અસ્તિત્વ હોતું નથી. કાર્ય(પદાર્થ) અને તેનું કારણ(પદાર્થનું મૂળ) અભિન્ન નથી હોતા. કારણ કે તે બંનેના નામ, પ્રયોજન, સંખ્યા, માન્યતા, કાલ, કારણ અને આકાર વગેરે અલગ હોય છે. કાર્યરૂપ(વસ્ત્ર)ને ક્યારેય સુતર(તંતુ) શબ્દથી કહેવાતું નથી અને તેમજ કારણરૂપ સુતરને પણ ક્યારેય વસ્ત્ર શબ્દથી કહેવાતું નથી. એટલે કે કાર્યને વસ્ત્ર જ કહેવાય છે અને કારણને સુતર જ કહેવાય છે. આ પ્રમાણે કાર્ય તથા કારણ બંનેમાં નામ ભેદ છે.

પ્રયોજન ભેદ - વસ્ત્રથી શરીર આદિને ઢાંકવાનું જે કામ થાય છે તે સુતરથી થતું નથી. અને સુતરના દોરાથી સીવવાનું કામ જે થાય છે તે વસ્ત્રથી થતું નથી.

સંખ્યા ભેદ - વસ્ત્રમાં અને તે જેનાથી બન્યું હોય તે સુતરના દોરામાં સંખ્યા પણ એક સમાન હોતી નથી. એક વસ્ત્રમાં દોરા અનેક હોય છે અને અનેક દોરાઓથી વસ્ત્ર એક જ થાય છે.

માન્યતાના ભાવ(બુદ્ધિ)માં પણ ભિન્નતા દેખાય છે. સુતરના દોરાઓમાં આ વસ્ત્ર છે એમ ક્યારેય મનાતું નથી. કાળ ભેદ-સુતરના દોરાઓને દેખીને કહેવાય છે કે હવે પછી આ દોરાઓથી વસ્ત્ર બનશે. કારણભેદ-જેમાંથી સુતરના દોરા બને છે તે રૂમાંથી સીધું વસ્ત્ર બનતું નથી. અને જે દોરાઓથી વસ્ત્ર બને છે તેમનાથી દોરા બનતા નથી. આકાર ભેદ-વસ્ત્રનો આકાર ચોરસ-લંબચોરસ વગેરે હોય છે ત્યારે સુતરના દોરાઓનો આકાર કેવળ લંબાઈમાં જ હોય છે.

ઉપર કહ્યા પ્રમાણે નામ અને પ્રયોજન વગેરે કારણ તથા કાર્યમાં અલગ-અલગ હોવાથી જે કાર્ય હોય તે પોતાના કારણથી અલગ જ હોય છે. જો કારણથી કાર્યને અભિન્ન માનવામાં આવે તો તે કાર્યમાં થયેલ કારકવ્યાપાર(કાર્યકર્તાની પ્રવૃત્તિ) વ્યર્થ થશે. કારણ કે પહેલાથી જ કારણમાં કાર્ય રહ્યું માનવાથી તે બને છે. તો તદ્દન કારકવ્યાપારની જરૂર જ નહિ રહે. માટે(સુતરના) દોરાઓથી વસ્ત્રરૂપ કાર્ય નવું જ (પહેલા જે ન હતું તેવું જ અપૂર્વ) ઊપજે છે. તેથી અસત્કાર્યવાદ જ ખરો છે. એમ વૈશેષિક તથા ન્યાયદર્શનમાં અસત્કાર્યવાદને માનવામાં આવે છે. કારકવ્યાપારથી તંતુ(દોરાઓ) રૂપ કારણમાં ન હોય તેવું નવું જ (અપૂર્વ) વસ્ત્ર રૂપ કાર્ય ઊપજે છે. આવો અસત્કાર્યવાદ જે કહેવાય છે તેની સામે શંકા ઊપજે છે કે તંતુ(દોરા)ઓમાં પહેલાથી જ ન હોય તેવું વસ્ત્ર કારકવ્યાપારથી (વસ્ત્ર રૂપ કાર્ય કરવામાં આવશ્યક સાધનોની સક્રિયતાથી) નવું જ (અપૂર્વ) વસ્ત્ર જો બનતું હોય તો કપાલ(માટીના ઘડામાં ઉપર નીચેના બે સામસામેના અરધા બે ભાગ તે કપાલ) દ્વયથી અપૂર્વ વસ્ત્ર કેમ ઉત્પન્ન થતું નથી ? કારણ કે ઉપાદાનમાં ઉપાદેયના

સબંધની અપેક્ષા પહેલેથી માનવા(રાખવા)માં આવતી નથી.

તેના જવાબમાં વૈશેષિક કહે છે કે તમે વસ્તુઓના સ્વભાવની વિલક્ષણતાને સમજ્યા વિના જ શંકા કરો છો. તે તે વસ્તુઓના સ્વભાવને લીધે જ કપાલમાં વસ્ત્ર(પટ)ને ઊપજાવવાનું સામર્થ્ય હોતું નથી. તે વસ્ત્રને(થવાનું) ઊપજવાનું સામર્થ્ય(પટારંભ સામર્થ્ય) નથી હોતું. વસ્ત્રને ઊપજવાનું સામર્થ્ય તો તંતુઓમાં જ રહેતું હોય છે. તે (પટારંભ) સામર્થ્ય શું છે ? તે સામર્થ્ય તો પટ(વસ્ત્ર) જનકતાવચ્છેદક ધર્મનો યોગ છે.

તે પટજનકતાવચ્છેદક ધર્મ કપાલ દ્વયમાં નહિ હોવાથી તેનાથી પટ ઉત્પન્ન થતું નથી. તંતુઓ(દોરાઓ)માં પટજનકતાવચ્છેદક ધર્મ રહ્યો છે તેથી પટ ઉત્પન્ન થાય છે. કારણમાં પટજનકતાવચ્છેદક ધર્મ એટલે કાર્યારંભ સામર્થ્ય છે. તે તલમાં તેલ રહ્યું હોય છે તે પ્રમાણે સમજવું. તે અસત્કાર્યવાદમાં ઘટતું નથી. શંકા કરનારનું કહેવાનું એ છે કે કારકવ્યાપાર પહેલા પટ પોતાના કારણ તંતુમાં રહેતું ન હોય તો બાદમાં ક્યાંથી આવે ? કારણ કે જે અસત્ છે તે પદાર્થની ઉત્પતિ કઈ રીતે સંભવે ? કોઈ નીલ હોય તેમાંથી અનિલ કરી શકે નહિ ?

વૈશેષિક કહે છે કે તમારી આવી શંકા હાસ્યાસ્પદ છે. અમે સર્વથા જે વસ્તુ અસત્ હોય તેની સત્તા નથી સ્વીકારતા કે જેનાથી વિરોધ થાય. પરંતુ અમે એવું માનીએ છીએ કે પેલા અસત્‌ના રૂપમાં હોય છે, બાદમાં તેની સત્તાને અમે માનીએ છીએ. કોઈ વસ્તુનો કોઈ એક સમયે સબંધ ન હોય ને બીજા સમયે જો સબંધ થાય તો તે વિરુદ્ધ નથી. અસત્કાર્યવાદનો ઉલ્લેખ શ્રુતિમાં મળે છે. 'असद्वा इदमग्र आसीत्'(तै.उ.आ.७) ન્યાય વૈશેષિકોના અસત્કાર્યવાદનું હવે નિરાકરણ કરે છે.

કારણમાં અને કાર્યમાં જે નામ ભેદ કહ્યો છે, તે અંગે અપૂર્વ કાર્યને સ્વીકાર્યા વિના ઉત્પન્ન થઈ શકે છે. એટલે નામ ભેદ કહ્યો તે

અન્યથા સિદ્ધ થાય છે. કોઈ એક જ પદાર્થનો અવસ્થા વિશેષના યોગથી અને તેના અભાવથી નામ આદિના ભેદનો સમન્વય સાધી શકાય છે. જે તાલપત્ર કુંડલિત કહેવાતું હોય છે તે જ અવસ્થાંતર પામીને તાટંક(કર્ણાભૂષણ) કહેવાય છે. તાટંકમાં પણ દ્રવ્યાંતરની કલ્પના કરશો તો કળીનો વિકાસ થયા પછી ફૂલને પણ અન્ય દ્રવ્ય માનવું પડશે. દ્રવ્યમાં અસમવાયી કારણ અવયવ દ્રવ્ય સંયોગને તમે માનો છો, પણ તે ત્યાં નથી. ઉપાદાનથી ઉપાદેયને અલગ માનનાર એવા તમે એ બતાવો કે પટનો વ્યાપ્ય દેશ કયો છે ? અને તેના અવયવ તંતુઓનો દેશ કયો છે ? જો તમે એમ કહેશો કે જે દેશમાં પટ રહે છે તે જ દેશમાં પટ સમવાયી તંતુ પણ રહે છે, પણ તમારો જવાબ ઠીક નથી. કારણ કે તમારે મતે ભિન્ન ક્રિયાવાન્ મૂર્ત દ્રવ્ય પરસ્પર ઉપરોધક હોય છે. એટલે પટ અને તંતુઓ બંને એક આકાશ પ્રદેશમાં વ્યાપીને રહી શકે નહિ. અર્થાત્ જે આકાશીય અવકાશનો અંશ ઘટથી વ્યાપ્ત હોય તે જ અવકાશનો અંશ ત્યાં ઘટની હાજરી હોય ત્યારે પટથી પૂરિત થશે નહિ. નીર અને ક્ષીર(દૂધ અને પાણી)માં અન્યોન્ય દેશમાં રહેવુ દેખાય છે. તે નીર અને ક્ષીરને ભેળું કરી દેવામાં આવે ત્યારે તેમાં પરસ્પર જુદાઈ જણાતી નથી, છતાં પણ તે બંને પોતપોતાને માટે પર્યાપ્ત અવકાશને તો લે જ છે. જે પદાર્થમાં અવયવ અવયવિભાવ હોય છે ત્યાં સપ્રતિઘત્વ(પરસ્પર ઉપમર્દ્ય ઉપમર્દક ભાવ) ન હોય, આવી બાબતમાં કોઈ પ્રમાણ મળતું નથી.

તંતુઓમાં સમવાય સંબંધથી રહેતું પટ ગો(ગાય)માં જેમ ગોત્વ રહે છે તેમ પ્રત્યેકમાં પર્યાપ્ત થઈને રહે છે ? કે અંશતઃ સમવેત રહે છે ? ગોમાં ગોત્વની જેમ તંતુઓમાં પટ જો સમવેત થઈને રહે છે, એમ માનવામાં આવશે તો એક ગોને દેખવા માત્રથી જેમ ગોત્વ જાતિ પ્રત્યક્ષ થઈ જાય છે, તેમ કેવળ એક તંતુને દેખવાની સાથે જ પટનું

પ્રત્યક્ષ થવા લાગશે. અને તે તે તંતુઓમાં અંશતઃ પટ સન્નિહિત રહેશે એમ જો કહેવામાં આવશે તો અવયવભૂત તે તે તંતુઓની અપેક્ષાએ અન્ય એવો કયો અંશ હશે કે જેનાથી પટની સત્તા સીમિત થશે ? તે તે તંતુઓથી અન્ય અન્ય અવયવોની કલ્પના કરવાથી તે તે તંતુઓમાં તે અંશનો સંબંધ કઈ રીતે સાબિત થશે ? આવો વિચાર થવાથી તે તેના પછી વિશેષ કલ્પના કરવાથી અનવસ્થા દોષ આવશે. કહેવાનો ભાવ એવો છે કે અંશનો વ્યવસ્થાપક જો અન્ય રહેશે તો તેના પછી પણ અવયવ વિશેષમાં પરિસમાપ્તિ થતી હોવાથી તેની સત્તા બધા અંશમાં રહેશે કે એક અંશમાં ? આવા પ્રશ્નો ઉપસ્થિત થતા અનવસ્થા દોષ આવશે.

જે વસ્તુ પ્રમાણોથી નિશ્ચિત રીતે જાણી શકાતી હોય ત્યાં આ કઈ રીતે રહ્યું છે, એવો વિચાર કરવાની શી આવશ્યકતા છે ? પ્રમાણોથી જેવું જ્ઞાન થઈ રહ્યું હોય તે રીતે વસ્તુઓમાં તેના સ્વભાવવિશેષનો નિશ્ચય કરી લેવો જોઈએ.

સમાધાન - વસ્તુઓનો સ્વભાવ પ્રમાણાનુસારે નિર્ધારિત હોવો જોઈએ. તેટલી વાત ઠીક છે. પરંતુ પ્રતિપક્ષી જેવુ સ્વીકારે છે તેમાં પ્રમાણ જ નથી. આથી તેનું તેવું સ્વીકારવું અનુચિત છે. 'यद्ययमर्थः' જો તમારા દ્વારા નિર્ણીત બાબત પ્રમાણોથી સાબિત થતી હોય તો તમે જેમ કહો તેમ થાય. પરંતુ ખુલ્લી આંખોથી દેખનારા મનુષ્યને પણ તંતુઓ(દોરાઓ)થી અતિરિક્ત (અલગ) અન્ય દ્રવ્યની ઉપલબ્ધિ થતી નથી. કેવળ નામ આદિના ભેદને લીધે દોરાઓથી નીપજતા પટ(વસ્ત્રોને) દોરાઓથી અલગ સાબિત કરવા માટે લિંગ(હેતુ)ના રૂપમાં સ્વીકારાય નહિ. આવું અમે પહેલાં જ કહ્યું છે. અવયવોથી અલગ (અતિરિક્ત) દ્રવ્યની કલ્પના તમે કરી રહ્યા છો, તે માત્ર કલ્પના જ છે અને તે કલ્પના અર્થમર્યાદાને ઉલ્લંઘીને કરી હશે તો તે દોષ રૂપ જ હશે.

વળી બીજી એક વાત છે કે 'પૃથુतरपटनिर्माणस्थले' જ્યારે ખૂબ જ જાડું કપડું બનાવવું હોય ત્યારે જેમ જેમ દોરાઓની ગૂંથણી ઘાટી થતી જાય તેમ તેમ વણાંટ અંશમાં કાપડનો વ્યવહાર થાય છે. આ રીતે પાંચ-છ દોરાઓ વણાટથી ગુંથાય છે ત્યારે તેમાં કાપડની ઉત્પત્તિ થતી દેખાય છે. અને તે કાપડ કરતાં વધારે દોરાઓ અંદર ગઠાતા જાય તેમ તેમ તેનાથી અન્ય કાપડ થતું જાય છે. એમ તમારે કહેવું પડશે.

હવે અહીંયા એક પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય છે કે જેમ જેમ આગળ કાપડ બનતું જાય તેમ તેમ તૈયાર થયેલું પછીનું કાપડ બચીને રહે છે કે નથી રહેતું ? જો તમે કહેશો કે ઉત્તરોત્તર કાપડના નિર્માણ સમયે પૂર્વ પૂર્વનું ઊપજેલું કાપડ રહે છે. તો આગળ આગળનાં(ઉત્તરોતર નાં) કાપડનું નિર્માણ સિદ્ધ નહિ થાય. તે શાથી નહિ થાય ? એમ જો પૂછશો તો કહેવાશે કે જે અવયવ કાર્ય કરી ચૂક્યા હોય તે તે જ સમયે અન્ય અવયવીનું નિર્માણ કાર્ય કરી શકતા નથી. જો એમ કહેવામાં આવશે કે તે સમયે તે અન્ય અવયવીનું નિર્માણ નથી કરી શકતા. જો પૂર્વ પૂર્વ પટ(કાપડ)નું નિર્માણ થાતું નથી. અને જો એવું માનશો તો પ્રશ્ન એ થાશે કે તે ફરીને ક્યાં ગયા કે જે પહેલા ઉત્પન્ન થયા હતા. તે અવયવોનો નાશ થઈ ગયો એવું જો કહેવામાં આવશે તો ઉત્તર પટના નિર્માણ વખતે પૂર્વ પૂર્વના અવયવો નાશ પામી ગયા. એમ જો કહેશો તો તે તમારું ઘણું મોટું સાહસ કહેવાશે કે જે તમે ઉપલબ્ધિને પણ નહિ ગણીને અપ્રામાણિક અનંત દ્રવ્યોની ઉત્પત્તિ અને વિનાશની કોઈ એક કાલ્પનિક ધારાને વહાવો છો. આ રીતે એક-એક તંતુ(દોરાઓ) છુટા પડે ત્યારે મોટા કપડાનો વિનાશ કરીને ટુકડા ટુકડા કરવા તેની ધારાને વહાવવી. તેવી કલ્પના કરવી તે એક ઉપલબ્ધ-સામે દેખાતી વસ્તુથી વિરુદ્ધ કહેવું મોટું સાહસ છે. જેટલા અવયવ જનકના રૂપમાં સ્વીકાર્યા હોય તેનાથી અધિક ગુરુત્વ અવયવીમાં

કેમ ન હોય ? જો તેમાં અધિક ગુરુત્વ(વજન) માનવામાં આવશે તો અવયવોની અપેક્ષાએ પતનમાં અધિકતા કેમ ન હોય ? અવયવીમાં ગુરુત્વ(ભારેપણું) ન હોય એમ તમે કહી શકશો નહિ. અને જો એવું માનશો તો દ્વ્યણુકાદિમાં ક્યાંય ગુરુત્વની સિદ્ધિ નહિ થાય. કારણ કે અવયવિત્વ દ્વ્યણુકાદિમાં પટ આદિના સમાન જ હોય છે. જો તમે એમ કહેશો કે દ્વ્યણુકાદિમાં ગુરુત્વાધિક્ય હોવા છતાં પણ પ્રતિબંધ આવવાથી ગુરુત્વનું આધિક્ય નથી જણાતું. તો પછી ત્યાં પૂછવું પડશે કે તે પ્રતિબંધક શું છે ? જો અવયવગત ગુરુત્વને પ્રતિબંધક માનશો તો દ્વ્યણુકાદિમાં પતનની અધિકતા નથી, તે સાબિત થઈ જશે. અંતે એમ કહેવાય કે દ્વ્યણુકાદિમાં પતનનું આધિક્ય નથી. અંતતોગત્વા પરમાણુઓના ગુરુત્વથી જ પતન થાય છે, આવું કથન પુષ્ટ થશે. જો અવયવીના ગુરુત્વને પ્રતિબંધક માનશો તો નિષ્કમ્પ વૃક્ષમાં પણ દેખાતી ફળોની લમ્બમાનતા સિદ્ધ નહિ થાય. કોઈ અન્યને પ્રતિબંધકના રૂપમાં સ્વીકારીએ તો તે અપ્રામાણિક ગણાશે. અવયવીમાં ગુરુત્વ હોય તો અવયવોનું ગુરુત્વ ટળી જાય છે, આવું કથન સાચું નથી. જો તે સાચું હોય તો પછી રૂપ આદિનો પણ નાશ થવો જોઈએ, પણ તેનો નાશ થાતો નથી, ફક્ત ગુરુત્વનો જ નાશ કેમ થાય ? આ બાબતમાં વિશેષતા શી દેખાય છે તે બતાવે છે.

પ્રશ્ન - અવયવીમાં ઉત્પન્ન ગુરુત્વ અવયવનિષ્ઠ ગુરુત્વથી અત્યંત અધિક નથી હોતું. એટલે તદનુરૂપ જ પતનની વિલક્ષણતા અલ્પ હોય છે. છતાં પણ સૂક્ષ્મતાને કારણે તે દેખાતી નથી.

ઉત્તર - 'કાર્યમાં પતનની વિલક્ષણતા અલ્પ હોય છે.' આવું તમે કયા પ્રમાણને આધારે કહો છો ? અલ્પત્વમાં કલ્પક પ્રમાણ દેખાતું નથી. એટલે બે કપડા(પટ)ના ઉંચાઈના માપની જેમ જ એક કપડાના ઉંચાઈના માપમાં પણ ગુરુત્વાધિક્યરૂપ કાર્ય અનિવાર્ય હોય છે. એટલે

ઉપાદાન અને ઉપાદેય ભાવ અન્ય નથી, એમ માનવું તે યુક્તિ યુક્ત છે. તંતુ પટમાં નામ વગેરેનો જે ભેદ હોય છે તે અવસ્થા ભેદને લીધે જ હોય છે. આ અંગે પ્રત્યભિજ્ઞા જણાવે છે. એટલે કે જે તંતુ(દોરાઓ) આગલે દિવસે દેખાતા હતા તે જ આજ કપડા(પટ)ના રૂપમાં બદલાઈ ગયા છે. આ રીતની પ્રત્યભિજ્ઞા પણ ઉપપન્ન હોય છે. પરિમાણની અલ્પતાને સ્થાપિત કરનાર કોઈ પ્રમાણ દેખાતું નથી.

તેથી આ રીતે બે કપડા(પટ)ના માપ(ઉન્માન)ની જેમ એક કપડા(પટ)ના માપ(ઉન્માન)માં પણ ગુરુત્વના આધિક્ય રૂપ કાર્યનો ત્યાગ કરી શકાતો નથી. આથી ઉપાદાન ઉપાદેયભાવ અન્ય હોતો નથી, આ બાબત યુક્તિ સંગત છે. નામ આદિનો ભેદ તો અવસ્થાના ભેદને લીધે છે. એટલા માટે આગલે દિવસે જે તંતુ દોરાઓ દેખાયા હતા તે જ આ જ કપડા(પટ)ના રૂપમાં પરિણમી ગયા હોય છે, આ રીતની પ્રત્યભિજ્ઞા પણ યુક્તિ સંગત હોય છે. દ્રવ્ય(વસ્તુ)ની એકતા હોવા છતાં પણ અવસ્થાની વિલક્ષણતાને કારણે ઉત્પત્તિ અને વિનાશની ઉપપત્તિ થઈ જશે. આ બાબતે નિર્ગલિતાર્થ એવો છે કે એક જ મૃદ્દ્રવ્ય(માટી) પોતાની પિંડત્વાવસ્થાનો ત્યાગ કરીને ઘટત્વાવસ્થામાં પરિણમી જાય છે. કદાચિત ઘટત્વાવસ્થામાનો ત્યાગ કરીને કપાલત્વાવસ્થા(અર્ધગોળ કાચલા)ને પામે છે અને કદાચ તેથી પણ આગળ કપલત્વાવસ્થા(કાચલા) માંથી ખંડત્વાવસ્થા(ટુકડા)ને પામે છે આ પ્રમાણે તે તે અવસ્થાનો યોગ જ ઉત્પત્તિ છે તથા દ્રવ્ય(વસ્તુ) કોઈ અન્ય અપૂર્વ હોતું નથી.

હવે સાંખ્યમતનું અનુકરણ કરીને અસત્કાર્યવાદનું નિરાકરણ કરે છે. अपरे पुनः અન્ય સાંખ્યમતમાં આસ્થા રાખનાર વિદ્વાન અસત્કાર્યવાદમાં વિદ્વેષના આવેગથી મનમાં ઉદ્વિગ્ન થઈને અવસ્થા વિશેષની અપૂર્વતાને પણ સહન કરી શકતા નથી. બધા ઘટ પટાદિ કાર્ય તે તે અવસ્થાથી પહેલાં પણ પોતાના કારણમાં વિદ્યમાન રહે છે.

જેમ કૂર્મખર્પર(કાચબાના શરીર ઉપરની ઢાલ કોચલા)માં તે કાચબાનું શરીર રહે છે. તેમ તથા ભૂત એટલે કે કારણમાં સ્થિતિ કાર્યની ઉત્પત્તિ એટલે અભિવ્યક્તિ માત્ર છે. જેમ તલના દાણામાં અપ્રગટ રહેલું તેલ કારકવ્યાપારથી અભિવ્યક્ત થાય છે. જેમ સ્તનમાં રહેલું નિલીન દૂધ કારક વ્યાપારથી અભિવ્યક્ત(પ્રકટ) જ થાય છે, તે રીતે જ માટી આદિમાં નિલીન ઘટાદિ કાર્યની કારક વ્યાપારથી અભિવ્યક્તિ માત્ર થાય છે. આ રીતે અભિવ્યક્ત(પ્રકટ) થયેલા પદાર્થોમાં અભિવ્યક્તિ જ 'આજ ઘટ(ઘડો) ઉત્પન્ન થયો'આને વ્યવહાર કહેવાય છે. जनीप्रादुर्भावे એના આધારે તેવું માનવું તે ઉચિત છે.

સાંખ્યના ઉપર કહેલા મત ઉપર વિચાર કરતાં આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ કહે છે કે આ મત વિચારણીય છે. સાંખ્યના જે વિચાર ઉપર કહ્યા તેવું જો માનવામાં આવશે તો સર્વલોકપ્રસિદ્ધ કારકવ્યંજક વિભેદનો લોપ જશે. ઘટાદિની અપેક્ષાએ કુંભાર આદિમાં જેવો કારકત્ત્વનો વ્યવહાર પ્રમાણિત છે તેવો દીપ આદિમાં નથી. કારણ કે તેમાં જ્ઞાપકત્વનો વ્યવહાર પ્રમાણિત થાય છે. તે રીતે ઘટાદિમાં તે કાર્ય છે એવું વચન પ્રવૃત્ત થતું નથી. 'અવસ્થા માત્ર પણ અપૂર્વ નથી' આવું જે બોલે છે, તો તમે આ રીતે સંપૂર્ણ કાર્યને વ્યંગ્યના રૂપમાં જ સ્વીકાર કરો છો.

કેવળ વ્યંગ્યત્વને લઈને જ 'કાર્ય'પદનો પ્રયોગ થતો નથી. આવું જો માનવામા આવશે તો ઘડા(ઘટ)માં દીપકના કાર્યત્વનો વ્યવહાર થવા લાગશે. ઘટાદિ અને દીપકાદિમાં અભિવ્યંગ્ય-અભિવ્યંજકભાવ હોવા છતાં પણ ઘટ અને કુલાલ આદિના જેવી પરસ્પર કાર્ય અને કારક પદોની પ્રવૃત્તિ થતી નથી, એવું તમે કહી શકશો નહિ. કારણ કે તમારા મતમાં કોઈ અંતર નહિ હોવાથી જ જે વ્યાપાર ભેદ છે તે અપ્રયોજક બને છે. જે કોઈ પણ પ્રમાણથી અવ્યક્તને વ્યક્ત કરી દેવા માત્રથી સર્વત્ર

વ્યંજકોમાં તારતમ્યના વિના 'વ્યંજક'શબ્દનો પ્રયોગ હોવાને કારણે જ વ્યાપારનો ભેદ અપ્રયોજક થશે. વ્યાપાર ભેદમાં નિમિત્ત કોઈ વૈલક્ષણ્ય કારકવ્યાપારમાં છે. આવી શંકાનો ઉત્તર આપે છે કે અવ્યક્ત પદાર્થને વ્યક્ત કરનાર કારક વ્યાપારમાં કયો એવો મહિમા(ગરિમા) છે કે જેને લીધે કારક શબ્દના પ્રયોગ માટે અવકાશ હોય ?

વસ્તુતઃ અભિવ્યક્તિનું તે કાર્ય જ માનવામાં નહિ આવે. કારણ કે અભિવ્યક્તિને જો અપૂર્વ માનવામાં આવશે તો અપસિદ્ધાંત થશે. એટલા માટે ઘટાદિની જેમ જ અભિવ્યક્તિની અભિવ્યંગ્યતા જ તો તમને અભીષ્ટ છે ને ?

શંકા - જો અભિવ્યક્તિ અપૂર્વતા સ્વીકારી લેવામાં આવે તો તેટલા માપથી સત્કાર્યવાદનું ખંડન નહિ થાય. વિદ્યમાન દ્રવ્યની અભિવ્યક્તિને સ્વીકારી લેવાથી એ સમયે સત્કાર્યવાદ સુરક્ષિત થાશે એમ જો કહેતા હોવ, તો અભિવ્યંજક કારકની વિલક્ષણતાનું ઉપપાદન અશક્ય થશે. તેના કરતાં તો સારુ તે થશે કે અવસ્થાની અપૂર્વતાને સ્વીકારીને તમે સત્કાર્યવાદનું સંરક્ષણ પૂર્વોક્ત રીતે કરો. એવું સ્વીકારી લેવાથી અનુત્પન્નનો ઉત્પાદક કારક થશે. અને અનભિવ્યક્તની અભિવ્યક્તતાનું આપાદક અભિવ્યંજક થાશે. આ પ્રમાણે બન્નેમાં અંતર સુવાચ્ય થશે.

આ રીતે અનુત્પન્નની ઉત્પત્તિને સ્વીકારી લેવાથી અસત્કાર્યવાદની પ્રાપ્તિ નહિ થાય. ખરેખર ઘટત્વાદિની તે તે અવસ્થાનો યોગ ઉત્પત્તિ કહેવાય છે. એટલે કે વિદ્યમાન માટીમાં જ કુંભાર આદિ કારક સામગ્રી હાજર હોય ત્યારે પહેલા ઘટત્વાદિની અવસ્થા ન હોવા છતાં પણ પછીથી કારકવ્યાપારના યોગથી તેનો યોગ થઈ જાય છે. એટલા માટે ઉત્પત્તિનો આશ્રય દ્રવ્યસ્વરૂપની સર્વદા વિદ્યમાનતા રહેવાથી સત્કાર્યવાદ પણ પોતાને સ્થાને સ્થિર રહેશે. તથા ઉત્પાદકત્વને કારણે કુલાલ(કુંભાર) આદિમાં 'કારક' શબ્દની મુખ્યતા પણ રહેશે. જે અભિવ્યક્તિને જ

ઉત્પત્તિ કહે છે તેને તો માત્ર ક્લેશ જ બચશે. કોઈ અપૂર્વ બાબત સિદ્ધ નહિ થાય.

સાંખ્યનો એક દેશી(અમુક બાબતમાં જુદા પડતા) મતને જણાવીને આચાર્યશ્રી તેનું પણ નિરાકરણ કરે છે. કાર્યની અભિવ્યક્તિની પણ અપૂર્વતાને નહિ સ્વીકારીને જે વિદ્વાન દ્રવ્યની માફક જ તેને અભિવ્યંગ્ય માને છે, તે કપિલમતના અગ્રણી જ્યારે અભિવ્યક્તિના અન્ય અભિવ્યંજકને ખોળતા રહેશે. તો તેમને ક્યારેક વિશ્રાંતિ લેવાનો સમય રહેશે નહિ, અર્થાત્ અભિવ્યંજકને ખોળતા અનવસ્થાદોષથી છૂટશે નહિ. વળી જ્યારે કારકવ્યાપારથી ઘટાભિવ્યક્તિ થશે ત્યારે ત્યારે કારકની પણ અભિવ્યક્તિ કેમ નહિ થાય ? અહીં તમે એમ નહિ કહી શકો કે માટીના પિંડામાં કારક આદિ હાજર નથી. કારણ કે કારકાદિના ઉત્પાદનમાં સમર્થ મૃત્પિંડના હોવા છતાં પણ તે ગર્ભમાં(અંદર) નહિ રહે. એમ તમે કહી શકશો નહિ. વળી તે મૃત્પિંડમાં કારક જનન સામર્થ્ય નથી, એમ પણ તમે કહી શકશો નહિ. કારણ કે કર્તાની ઈચ્છા થયા પછી મૃત્પિંડમાંથી જ કારકજનન સામર્થ્ય નિષ્પતિ સંભાવિત હોય છે. ત્યાં અભિવ્યંજકનો અભાવ છે એવું પણ કહી શકશો નહિ. કારણ કે ઘટની ત્યાં અભિવ્યક્તિ હોય છે. તમે એમ પણ નહિ કહી શકો કે તેના અભિવ્યંજકના હોવા છતાં પણ તેનાથી અન્ય કારક આદિની અભિવ્યક્તિ નહિ થાય. કારણ કે ઘટની અભિવ્યક્તિને માટે સમારોપિત દીવાથી ઘટ આદિમાં સહચરિત અન્ય કારકાદિની અભિવ્યક્તિ થાય છે. અન્યથા તેની પ્રતીતિ થશે નહિ. તમે એમ પણ કહી શકશો નહિ કે દીપ આદિ અભિવ્યંજક ભલે પોતાના વિષયની સાથે રહેનાર અન્યની અભિવ્યક્તિ કરે, કિંતુ કારકવ્યાપારરૂપ અભિવ્યંજક અર્થવિશેષનો જ અભિવ્યંજક થાય છે. કારણ કે તેવું સ્વીકારવામાં પ્રમાણ મળતું નથી, તેમાં અનુભવ જ પ્રમાણ છે એમ કહી શકાશે નહિ. એમ શાથી ?

અમુક પ્રકારની સામગ્રી હોય તો ઘટ જ અભિવ્યક્ત થાય છે અન્ય નહિ. આ પ્રકારના વ્યંગ્ય-વ્યંજકભાવમાં વિવાદ થતા હોવાથી અત્યારે તે સિદ્ધ નહિ થાય.

શંકા - કાર્ય અને કારણમાં વ્યંગ્ય-વ્યંજકભાવ અવશ્ય સ્વીકારવો પડશે જ. કારણ કે જેમ તલમાં તેલ સન્નિહિત હોય છે તે રીતે જ મૃદાદિ(માટી વગેરે) કારણોમાં ઘટાદિ કાર્ય સન્નિહિત રહે છે. જો એવું માનવામાં નહિ આવે તો મૃદાદિ(માટી વગેરે)નું ઘટાદિ કાર્યમાં અસામર્થ્ય સિદ્ધ થવા લાગશે. કાર્યજનન સામર્થ્ય એટલે કાર્યનું કારણમાં રહેવું તે જ છે. આવા પોતાના સિદ્ધાંતને સાંખ્યમતાવલંબી સ્પષ્ટ કરતા કહે છે. 'कार्यजननसामर्थ्यं हि तद्गर्भतैव'કાર્ય ઉપજાવવાનું સામર્થ્ય એ કાર્યની અંદર રહેવું તે છે.

સમાધાન - તમારું આગળ કહેલું વચન યુક્તિ સંગત નથી. કારણ કે ઉપાદાન કારણ જે રીતે કાર્યને પોતાની અંદર રાખી રહ્યું હોય છે, તે રીતે જ નિમિત્ત કારણના ગર્ભમાં પણ કાર્ય રહેવા લાગશે. અર્થાત્ ઉપાદાનમાં જે રીતે કાર્યના ઉત્પાદનનું સામર્થ્ય સ્વીકારાય છે તે રીતે જ નિમિત્ત કારણોમાં પણ સ્વીકારવું પડશે. જો નિમિત્ત કારણોમાં કાર્યોત્પાદનનું સામર્થ્ય નહિ માનીએ તો કુલાલ(કુંભાર) આદિથી અન્ય અન્યથાસિદ્ધ વસ્તુઓથી ઘટ વગેરે કેમ નથી થતા ? કાર્યોત્પાદનમાં સમર્થ ઉપાદાન જો કાર્યગર્ભ(જેમાં કાર્ય સદાત્મના રહે) રહેશે તો નાશજનન સમર્થને નાશગર્ભ પણ હોવું જોઈએ, તેમ માનવું પડશે.

પ્રતિપક્ષી ફરીને કહે છે કે જેવો અનુભાવ(ઉપલબ્ધિ) થાય તેવી જ વ્યવસ્થા મનાય છે. ઉપાદાનમાં વિદ્યમાન કાર્યોત્પાદન સામર્થ્યના સ્વરૂપનિર્ણયમાં પણ તેવું કેમ સ્વીકારાતું નથી ? તલમાં અંતરસ્થિત તેલને જોઈને મૃત્પિંડમાં પણ ઘટાદિકાર્યગર્ભ થાય છે, તેમાં નિરર્થક આગ્રહ શા માટે રખાય છે ? એટલે સત્કાર્યવાદનું સમર્થન તેવું જ

કરવું જોઈએ કે જેવું ઉપર કહેવામાં આવ્યું છે. આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ નવી ત્રણ કારિકાઓથી પોતાનું મંતવ્ય વ્યક્ત કરે છે કે -

तत्तदाकृतिकं तत्तत्तत्र तत्र तिरोहितम्।
व्यज्यते कारकैस्तैस्तैरिति केचित्प्रचक्षते।।

अपरे द्रव्यमेवैकं स्वरूपेण सदा स्थितम्।
अवस्थाभेदयोगेन जन्मनाशविकल्पवत्।।

तत्तदाकृतिभाक् द्रव्यमपूर्वं नैव किञ्चन।
तस्मात्कार्यं सदेवेति प्राहुर्यद्युक्तमिष्यताम्।।

અને છેલ્લે તે તે કારકોથી કાર્યની અભિવ્યક્તિ થાય છે, એમ કેટલાક આચાર્યો માને છે. બીજા આચાર્ય એમ કહે છે કે એકમાત્ર દ્રવ્ય(વસ્તુ) જ પોતાના સ્વરૂપમાં સ્થિર રહે છે કે જેવી રીતે અવસ્થાભેદના યોગ સાથે જન્મ અને નાશનો વિકલ્પ હોય છે. તે તે આકારોથી યુક્ત દ્રવ્ય અપૂર્વ હોતું નથી. એટલા માટે કાર્ય સત્ જ હોય છે. આવું જે આચાર્યનું કહેવું હોય તે યુક્તિ સંગત છે અને તેને જ સ્વીકારવું જોઈએ.

सर्वाविभार्वकारणम्-શિક્ષાપત્રીમાં આ શબ્દ મૂળમાં કહ્યો છે. તેમાં કારણ શબ્દ અસંકોચ ન્યાયથી એમ બતાવ્યો છે કે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ જ સર્વ જગતનું નિમિત્ત અને ઉપાદાન બંને કારણ છે.

તેમાં શંકા કરે છે કે એક જ બ્રહ્મ નિમિત્ત અને ઉપાદાન, બંને કારણ કઈ રીતે હોઈ શકે ? કારણ કે તે બંનેમાં ભેદ હોય છે. માટીનો પિંડો સ્વયં ઘડાનું નિમિત્તકારણ ન બની શકે અને ઘડો બનાવનારો કુંભાર સ્વયં ઉપાદાન ન હોઈ શકે ?

જવાબ-'ઉપાદાન અને નિમિત્તમાં વિરોધ હોય છે.' આ કથનમાં કોઈ પ્રમાણ મળતું નથી. ઘડા માટેના માટીના પિંડામાં ઉપાદાન અને

નિમિત્ત બંને દેખાતા નથી. એટલા માટે જ વિરોધ છે એમ નહિ કહી શકાય. ત્યાં તે બંનેમાં ઉભયવિધ કારણ થવાનું સામર્થ્ય નથી.

મૃત્પિંડ જડ હોય છે. તેથી કોઈ ચેતનની પ્રેરણા વિના ઘટ નિર્માણમાં તે સમર્થ થતો નથી. કુંભારમાં પણ અસામર્થ્ય રહ્યું છે. તેથી તે ઘડો કે શકોરા જેવા આકારમાં પરિણમી શકતો નથી. પરંતુ બ્રહ્મમાં તે બંને પ્રકારનું સામર્થ્ય સંભવે છે. આથી તે ઉપાદાન અને નિમિત્ત બંને કારણ થઈ શકે છે. તે પોતાના શરીર દ્વારા અનેક રૂપોમાં પરિણત થવામાં સમર્થ છે. બ્રહ્મ સ્વયં સત્યસંકલ્પ છે. તે પોતાના સત્યસંકલ્પત્વના આકારથી નિમિત્ત કારણ બને છે અને ચિદચિદ્વિશિષ્ટત્વના આકારથી ઉપાદાન કારણ પણ હોય છે. આવી સ્થિતિમાં કોઈ પણ પ્રકારનો વિરોધ આવી શકે નહિ. એટલે બ્રહ્મમાં સર્વ જગતનું ઉપાદાનકારણપણું અને નિમિત્તકારણપણું સારી રીતે ઘટી શકે છે. તેમાં કારણસાંકર્ય હોવા છતાં સાંકર્ય દોષ નથી. સંકલ્પ વિશિષ્ટોથી નિમિત્ત અને ચિદચિદ્વિશિષ્ટથી ઉપાદાન કારણ હોવાથી કોઈ જાતનો વિરોધ નથી. જેમકે કાળ અને ઘટના સંયોગના પ્રત્યે કાળ દ્રવ્ય હોવાથી ઉપાદાન છે અને કાલત્વથી નિમિત્ત કારણ પણ છે, એમ વૈશેષિકો પણ એક કાળનું ઉપાદાનપણું અને નિમિત્તપણું સ્વીકારે છે.

જે અદ્વૈતી આચાર્યો આ પ્રપંચ(જગત્)ને અવિદ્યાથી પરિકલ્પિત માને છે. તેમના મતમાં બ્રહ્મનું ઉપાદાનકારણત્વ સુસંગત થતું નથી. કારણ કે જગત્ બ્રહ્મથી એકદમ વિલક્ષણ છે. તેમના મતે જગત્ મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે. જે સમાનરૂપવાળા હોય તેમાં જ ઉપાદાન અને ઉપાદેય ભાવ લોકમાં દેખાય છે. જેમ કે માટી અને ઘડો.

સિદ્ધાંતીનું આવું મન્તવ્ય જાણીને માયાવાદી અદ્વૈતી કહે છે કે એવું નથી, સમાનરૂપતા નહિ હોવા છતાં સર્પ આદિનું વિવર્ત ઉપાદાન રજ્જુ(દોરડી) કહેવાય છે, તેમ જગતનું કારણ બ્રહ્મ હોઈ શકે છે. તેમાં રહેલું વૈરૂપ્ય કોઈ દોષ રૂપ નથી.

જો ઉપાદન અને ઉપાદેયમાં સંપૂર્ણ સારૂપ્ય માનવામાં આવશે તો પરિણામ સામાન્યનો ઉચ્છેદ થઈ જશે. પરિણામની ગતિ વિચિત્ર હોય છે. તેને ત્રણ પ્રકારે કહેવાય છે. એક તો વિદ્યમાન પુરુષના કેશ-લોમાદિ પરિણામ હોય છે. બીજું ગોમયથી વૃશ્ચિક(વિંછી) આદિનું પરિણામ હોય છે. એટલે સત્તા માત્રથી તો જગતનું ઉપાદાન કારણ સદ્ બ્રહ્મની સાથે સારૂપ્ય છે જ ને ?

સિદ્ધાંતી - ના, તે તમારું કથન સંગત નથી. સત્તાને લીધે પણ તે બન્નેમાં સારૂપ્ય નહિ કહેવાય. અદ્વૈતમતમાં જગત્ સત્ તથા અસત્‌થી વિલક્ષણ અનિર્વચનીય છે અને બ્રહ્મ સત્(સત્ય) છે. બન્નેમાં અનુગત સત્વ(સત્યતા)નું નિર્વચન કરવું શક્ય નથી. જો ઉભયાનુગત સત્વનું નિર્વચન કરી લેવામાં આવે તો પણ તે પ્રકૃતનું અસાધક બનીને અપ્રયોજક થઈ જાય. અને તેમ માની લઈએ બધી જ વસ્તુનું કારણ બધી જ વસ્તુ કહેવાવા લાગશે. કારણ કે યથાકથંચિત્ સારૂપ્ય તો સર્વત્ર સુલભ છે જ.

માયાવાદી-જગત અને બ્રહ્મમાં પ્રકૃતિ-વિકૃતિભાવ(ઉપાદાન-ઉપાદેયભાવ) શ્રુતિઓથી સાબિત થાય છે. લોકમાં દેખાતી કોઈ અનુપપત્તિથી તેને અન્યથા કરી શકાશે નહિ. એટલે અદ્વૈત મતમાં અનુપપત્તિ રૂપ દોષ બતાવો છો તે તો તમારા પક્ષનું રક્ષણ કરવા માટેનું જ સાધન છે. અમારા મતમાં ઉપાદાન-ઉપાદેયમાં સારૂપ્યની જરૂરિયાત છે જ નહિ કે જે સમસત્તાક કાર્યોત્પત્તિમાં તે સારૂપ્યની અપેક્ષા રહે છે. તમારે મતે ઉપાદાન અતિવિલક્ષણ છે અને ઉપાદેય પણ અતિવિલક્ષણ છે. એટલે અનુપપત્તિઓ તમારા મતમાં રહેશે. અમારે મતે તે નથી. આમાં અદ્વૈતમતમાં જગત અને બ્રહ્મનું સારૂપ્ય અભીષ્ટ નથી. કારણ કે સમાનસત્તાવાળામાં જ્યારે કાર્ય ઉત્પન્ન થાય છે ત્યારે સારૂપ્યની જરૂરત રહે છે. જેમ કે માટી જ્યારે ઘટના રૂપમાં

પરિણમે છે તો ત્યાં સારૂપ્યની જરૂર રહે છે. જગત તો બ્રહ્મનું પરિણામ નથી. પરંતુ તે બ્રહ્મનું વિવર્ત છે. જેમ કે રજ્જુ(દોરડી)નું વિવર્ત સર્પ છે અને અને શુક્તિ(છીપનું) વિવર્ત રજત છે. વિવર્ત વિષમસત્તાવાળું હોય છે. આથી બ્રહ્મ અને જગત્‌માં સારૂપ્યની અપેક્ષા નથી. વિવર્તની અપેક્ષાથી અધ્યસ્ત જગત્‌ના અધિષ્ઠાન બ્રહ્મમાં ઉપાદાનત્વ સંગત થશે જ. શ્રુતિમાં પણ માટીના પિંડાના દૃષ્ટાંતનું વર્ણન પણ અસંગત નહિ થાય. કારણ કે વસ્તુની દૃષ્ટિએ પણ ઘટ-શરાવ આદિ પણ બ્રહ્મમાં તે રીતે જ અધ્યસ્ત(આરોપિત મિથ્યાત્વેન પ્રતીયમાન) હોય છે. જે રીતે કે સર્પ આદિ પોતાના અધિષ્ઠાન રજ્જુ આદિમાં અધિષ્ઠિત હોય છે. ઘટ-શરાવાદિમાં અને સર્પ આદિમાં અધ્યસ્તત્વ સમાન છે.

સિદ્ધાંતી-માયાવાદીનું આવું માનવું યુક્તિસંગત નથી. અધ્યસ્તનું જે અધિષ્ઠાન બને તે ઉપાદાન કહેવાય, આવું લક્ષણ સંભવશે નહિ. મૃત્પિંડ(માટીના પિંડમાં) અધ્યસ્તાધિષ્ઠાનત્વ નથી. એટલે તમારા કહેલાં લક્ષણની અવ્યાપ્તિ થાય છે.

માયાવાદી - અમે કહ્યું જ છે કે ઘટાદિ પણ અધ્યસ્ત અર્થાત્ મિથ્યા કલ્પિત છે.

સિદ્ધાંતી - ભલે, તમે કહ્યું છે પરંતુ તે લોક વિરુદ્ધ છે. અર્થાત્ લોકમાં તેવું દેખાતું નથી. લોક વિરુદ્ધ કલ્પના નહિ કરવી જોઈએ.

માયાવાદી - મૂર્ખ લોકોની દૃષ્ટિનું શું પ્રયોજન હોય ? શ્રુતિ તો બધા વિકારોને અધ્યસ્ત કહે જ છે. 'वाचा रम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्'(છાં.ઉ.૬/૧/૪)

સિદ્ધાંતી - અમે પણ પહેલાં કહેલું જ છે કે જે તમે કહો છો, માનો છો, તેવું શ્રુતિનું તાત્પર્ય નથી. અને તમે માનશો તો આ દેહ પણ આત્માનું ઉપાદાન થવા લાગશે-થઈ જશે. જેમ કે શુક્તિમાં રજત

અધિષ્ઠિત છે એટલે રજતનું અધિષ્ઠાન શુક્તિ છે. તે રીતે જ દેહમાં આત્મા અધિષ્ઠિત છે. એટલે આત્માનું અધિષ્ઠાન દેહ થઈ જશે.

માયાવાદી-ननु आत्मनः આત્માનો અધ્યાસ દેહમાં નથી. પરંતુ દેહનું જ અધિષ્ઠાન આત્મા છે. એટલે તે અતિવ્યાપ્તિ નહિ થાય.

સિદ્ધાંતી - આપનું કહેવું અસંગત છે. કારણ કે બંનેમાં બંનેનો અધ્યાસ શ્રીશંકરાચાર્યે અધ્યાસ ભાષ્યમાં કહ્યો છે કે 'उभयोरुभयत्राध्यास सम्भवात्..'

આ વાક્યથી પરસ્પરાધ્યાસ સ્વીકાર્યો છે અને તેના વિરુદ્ધ સ્માર્ત વચન પણ છે. જેમ કે 'आकाशवाय्वग्निजलपृथिवीभ्यः'(वि.पु.६/७/१३) આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી, એ બધાથી ભિન્ન વિદ્યમાન આત્મામાં જ આત્મમયભાવ હોવો જોઈએ. ભૌતિક શરીરમાં આત્મમય ભાવ કોણ કરે ?

આ રીતે શાંકરમતના વિવર્તવાદમાં જગદુપાદાનત્વની અસંગતિ બતાવી છે અને હવે આચાર્ય શ્રીરઘુવીરજીમહારાજ શાંકર અદ્વૈતમતના સ્વરૂપ પરિણામવાદની અસંગતિ અને આલોચના કરતાં કહે છે કે અદ્વૈતી એમ માને છે કે માટીમાંથી ઘોડો અને શકોરું વગેરે જેમ ઊપજે છે, તેમ બ્રહ્મ જ ભોક્તા ભોગ્ય અને નિયામક ઈશ્વરનાં રૂપમાં પરિણત થાય છે.(ઊપજે છે.) આવી માન્યતામાં જેમ ઘડો અને શકોરા આદિ સાદિ(અનિત્ય) થાય છે. તેમજ પ્રકૃતિ, પુરુષ અને ઈશ્વર, આવો વિભાગ પણ સાદિ(અનિત્ય) થઈ જશે. અને આ અંગે જે અનાદિવાદ છે-નિત્યત્વ કહેવાય છે, તે વ્યાહત થઈ જશે, તેનું ખંડન થઈ જશે. અમારા વિશિષ્ટાદ્વૈત મતમાં આવી માન્યતા નથી. અમે તત્ત્વ વિભાગને- ચિત્ અચિત્ અને ઈશ્વરના વિભાગને અપૂર્વ નથી માનતા. પરંતુ તે ત્રણેય તત્ત્વને અમે સદાય સ્વરૂપથી અવિશ્લેષિત

માનીએ છીએ. સૃષ્ટિના પહેલા સૂક્ષ્મરૂપે સન્નિહિત જ અવસ્થાયોગના ભેદથી સૃષ્ટિનો વિષય થઈ જાય છે.

માયાવાદી - અમે પણ તે ત્રણેય તત્વોને સૃષ્ટિના પહેલા શક્તિના રૂપમાં સન્નિહિત કહીએ છીએ.

સિદ્ધાંતી - का सा शक्तिः - તે શક્તિ શું છે ? બ્રહ્મનું એ રીતે પરિણત થવાનું સામર્થ્ય એ છે કે ત્રણેય તત્ત્વોની સૂક્ષ્મરૂપે રહેવાની શક્તિ છે ? પ્રથમ પક્ષમાં જેમ માટીમાં ઘડો આદિ ઘાટ પેદા કરવાનું સામર્થ્ય હોય છે અને તેનાથી ઘડો કે શકોરું આદિની ઉત્પતિ થાય છે. તે રીતે જ ચિત્ અચિત્ અને ઈશ્વર, એ ત્રણ તત્ત્વોની ઉત્પત્તિને સ્વીકારવાને લીધે ત્યાં ત્યાં સ્થૂળ કાર્યોમાં તે તે અંશોનુ જ ઉપાદાનત્વ સિદ્ધ થશે. જેને લીધે કોઈ એકનું ઉપાદાનત્વ સિદ્ધ નહિ થાય. આ રીતે આ બધું જગત(પ્રપંચ) બ્રહ્મનું જ પરિણામ છે એવું સિદ્ધ નહિ થાય.

માયાવાદી - ચિત્ અચિત્ અને ઈશ્વર, આ ત્રણ અંશો સૂક્ષ્મ અવસ્થામાં બ્રહ્મ જ છે. આથી બધું જ બ્રહ્મનું જ પરિણામ કહેવાય, આ બાબત અમે યુક્તિસંગત જ કહી છે.

સિદ્ધાંતી - યુક્તિસંગત શું કહ્યું છે ? પ્રત્યુત તે તે અવસ્થાઓથી સંપન્ન અને પ્રતિનિયત ભેદવાળા તે તે સૂક્ષ્મ અંશ બ્રહ્મ જ છે. અમે નિર્દિષ્ટ કરાયેલા તે ગુણ અથવા જાતિથી તેમાં સાધર્મ્ય સ્વીકારીએ છીએ. જેમ પૃથ્વી અને જળ આદિમાં દ્રવ્યત્વરૂપથી સાધર્મ્ય છે, પણ તેટલા માત્રથી તે બધાનું કોઈ એકમાં ઉપાદાનત્વ સિદ્ધ નથી થાતું. કેવળ દ્રવ્યત્વાન્વયમાત્રથી પૃથ્વીનું ઉપાદાનત્વ જળમાં કે જળનું ઉપાદાનત્વ પૃથ્વીમાં કહેવાતું નથી. આથી એમ કહી શકાય કે કેવળ દ્રવ્યત્વની જેમ બ્રહ્મનાં રૂપમાં ઐક્યનું ઉપપાદન કરવું તે અનુકૂળ તર્કના અભાવે અપ્રયોજક ગણાય છે.

વળી દ્રવ્યના બહુત્વની જેમ બ્રહ્મમાં પણ બહુત્વની અતિ વ્યાપ્તિ થશે. તમે એમ પણ નહિ કહી શકો કે વિભક્ત(પ્રચ્યુત) તે તે અવસ્થાવાળા તે કેવળ સત્ સ્વરૂપમાં જે રહે છે તેનો સમુદાય તે બ્રહ્મ છે ! કારણ કે એમ જો કહેવામાં આવશે તો બ્રહ્મમાં પણ સાદિત્વ(અનિત્યત્વ)નો દોષ આવશે. પરિણામે બ્રહ્મની પણ સાદિતા થઈ જવાથી અનાદિતા સિદ્ધ નહિ રહે.

વળી બ્રહ્મસ્વરૂપનાં પરિણામવાદી તમે શ્રુતિઓમાં તથા સ્મૃતિઓમાં સર્વત્ર જડવસ્તુનો જન્મ અને નાશ કહેવાય છે, તે તેમજ જીવને અવિનાશી તથા અજન્મા કહેવાય છે. તે બધા તે રીતે પ્રતિપાદન કરશો. તમારા મતે આત્મતત્ત્વ પણ આકાશ આદિની જેમ બ્રહ્મનું પરિણામ કહેવાશે. ખરેખર જડતત્ત્વ અને જીવતત્ત્વનું અંતર-તફાવત કહી શકશો નહિ.

કોઈ પણ દ્રવ્ય અપૂર્વ નથી. સત્ રૂપથી રહેલ દ્રવ્યના અવસ્થા વિશેષના યોગથી જ ઉત્પત્તિ થાય છે એમ કહેવું પડશે. અને વળી ભૂતાદિની તામસ અવસ્થાવાળા દ્રવ્યે આકાશત્વ અવસ્થાને જે પામવું તે જ આકાશની ઉત્પત્તિ કહેવાશે. આવી જ રીતે બ્રહ્મ જ્યારે જીવત્વ અવસ્થાને પામે ત્યારે તે જીવની ઉત્પત્તિ પૂર્વની જેમ માનવી પડશે. વચ્ચે માયાવી કહે છે કે જીવત્વાવસ્થા પામવી તેને અમે અપૂર્વ માનતા નથી. જીવશક્તિ પહેલા પણ અસ્તિત્વમાં હતી જ.

સિદ્ધાંતી - ભલે તમે જીવ બાબતે તેમ કહો પણ આકાશ આદિ ભૌતિક સૃષ્ટિમાં પણ જીવત્વાવસ્થાની જેમ જ માનવાનું છે.

ત્યારે ફરીને માયાવાદી કહે છે કે 'આકાશ આદિનું શક્તિના રૂપમાં પહેલા પણ સન્નિધાન ન હતું. એમ જો અમે સ્વીકારીએ તો ? તેમાં શો દોષ છે ?

સિદ્ધાંતી - આકાશ આદિમાં જો શક્તિનું સાનિધ્ય નહિ સ્વીકારો તો બ્રહ્મમાં પણ પ્રપંચનું શક્તિનાં રૂપમાં સાંનિધ્ય નહિ રહે. કાર્યના આરંભક દ્રવ્યમાં ક્યાંય પણ આરંભણીય દ્રવ્યનું શક્તિના રૂપમાં રહેવું (અવસ્થાન)અવશ્ય હોય છે પણ અન્યત્ર હોતું નથી.

માયાવાદી-પ્રકૃતિ પુરુષ અને ઈશ્વર તત્વ, અનાદિ છે એવું સંભળાય છે, આથી અનાદિતાનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓની સાર્થકતા માટે મૂળ પ્રકૃતિ, જીવતત્ત્વ અને ઈશ્વરતત્ત્વનું શક્તિનાં રૂપમાં બ્રહ્મમાં સાનિધ્ય અભીષ્ટ છે. પરંતુ આકાશ આદિનું તેના આરંભક ભૂતાદિમાં તેવું સાન્નિધ્ય અભીષ્ટ નથી. આવી રીતે જો સ્વીકારાય તો શો વાંધો છે ?

સિદ્ધાંતી - તેમ થઈ શકે છે. છતાં પણ જડમાં વિકારિતાનું અને જીવમાં અવિકારિતાનું વૈષમ્ય સાબિત કરવું તે ઘણું કઠણ છે. કારણ કે જડ તથા જીવ, આ બંને બ્રહ્મના વિકાર જ છે.

ફરીને સિદ્ધાંતી શંકા કરે છે કે તમે કહો છો કે જડતત્વ અને જીવતત્વ આ બંનેની પ્રકૃતિ બ્રહ્મ છે, છતાં પણ આકાશ આદિ વાયુ આદિના રૂપમાં વિકૃત થાય છે તે રીતે જીવતત્વ વિકૃત થતું નથી. જીવ તો કદાચ પ્રારબ્ધાનુસારે શરીરોમાં પ્રવેશ કરે છે. અને શરીરમાં પ્રવેશવું તે જ જીવની પોતાનાં સ્વરૂપથી પ્રચ્યુતિ છે. આ પ્રમાણે વિકારિતા અને અવિકારિતા રૂપ વૈષમ્ય જડ દ્રવ્ય અને જીવમાં ઉત્પન્ન થશે. હવે તેના પ્રત્યુત્તરના રૂપમાં કહે છે કે તમે આ વાત ઠીક ઉચ્ચારી કે જીવ વિકૃત થતો નથી અને બ્રહ્મ તો જીવના રૂપમાં વિકૃત થઈ જાય છે. જેમ કે આકાશ આદિ વાયુ આદિના રૂપમાં વિકૃત થાય છે, પણ આવું સમર્થન અસંગત છે. એવો અભિપ્રાય છે. વળી તમે જે કહ્યું કે જીવનારૂપમાં પરિણત થનાર બ્રહ્મ વિકૃત થતું નથી, તેનું નિરાકરણ તો અમે ઉપર

કહી દીધું જ છે. તમારા મત પ્રમાણે બ્રહ્મ સમસ્ત અશુભોનો આશ્રય થઈ જશે, તે અંગે પણ અમે પ્રથમ કહી દીધું જ છે.

માયાવાદી આરોપ સાથે શંકા કરીને કહે છે કે તમે વિશિષ્ટાદ્વૈતવાદિ પણ બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ માનો છો, એટલે તમે જે અમારા મતમાં દોષ કહ્યા છે તે તમારા મતમાં પણ આવે જ છે ?

સિદ્ધાંતી - તે દોષ અમારા મતમાં સંભવતા નથી. તે કઈ રીતે ? તો કહીએ છીએ કે વિશિષ્ટ વેષથી બ્રહ્મનો ઉપાદાન ઉપાદેય ભાવ વિશિષ્ટ પ્રકારથી માનીએ છીએ. આથી કોઈ પણ પ્રકારે અમારા મતમાં દોષ આવતો નથી. બ્રહ્મ અવિકૃત સ્વરૂપે રહીને જ પોતાના સૂક્ષ્મ ચિદચિત્ શરીરવાળી અવસ્થાનો ત્યાગ કરીને સ્થૂલચિદચિત્ શરીરવાળી અન્ય અવસ્થાના રૂપમાં થઈને ઉપાદેય પણ થઈ જાય છે અને વિકાર તો બ્રહ્મના વિશેષણભૂત શરીર અંશમાં થાય છે, પણ તેનાં સ્વરૂપમાં વિકાર થતો નથી. અચિદ્ અંશમાં જ સંકોચ અને વિકાસ થાય છે અને જીવનાં ધર્મભૂત જ્ઞાનમાં કર્મના દ્વારા સંકોચ અને વિકાસ સંભવે છે. તે તે અવસ્થાવાળા શરીર યુક્ત બ્રહ્મ હોય છે. આથી બ્રહ્મમાં સંકોચ તથા વિકાસનો સંભવ નથી. બાલ્ય, યૌવન આદિ વિકાર શરીરમાં થાય છે પણ જીવમાં થતા નથી. તેમજ બ્રહ્મના શરીરભૂત ચિત્ અને અચિત્ અંશમાં વિકાર થાય છે, પણ બ્રહ્મમાં થતો નથી.

સુખ-દુઃખ આદિ સ્વભાવગત વિચિત્રતાની પણ અવ્યવસ્થા થતી નથી. કારણ કે જેમ શ્વેત-નીલ આદિ દોરાઓથી બનેલ વસ્ત્રના તે તે અંશમાં જ તે તે રૂપની વ્યવસ્થા થાય છે. તે રીતે જ બ્રહ્મનાં શરીર ભૂત તે તે અંશના ભેદથી સુખ-દુઃખાદિ અને સ્વભાવગત વૈચિત્ર્યની વ્યવસ્થા સંભવે છે.

શંકા - વસ્ત્રને બનાવતા દોરાઓમાં પરસ્પર પ્રકાર-પ્રકારિભાવથી અપ્રાપ્ત સ્વતંત્ર સ્થિતિ થાય છે તે રીતે જ વિશિષ્ટ બ્રહ્મમાં જડ, જીવ

અને ઈશ્વર અંશ છે, તેમની પણ પરસ્પર પ્રકાર-પ્રકારિભાવથી અપ્રાપ્ત સ્વતંત્ર સ્થિતિ થવી જોઈએ.

સમાધાન - થઈ શકે છે, સ્વભાવ વ્યવસ્થામાં તો વિષમતા બંને સ્થળોમાં છે. પુનઃ પ્રશ્ન-એમ કહેશો તો પછી બ્રહ્મનું ઉપાદાનપણું ગૌણ થઈ જશે. કારણ કે સ્વરૂપ તથા સ્વભાવમાં અન્યથાભાવ નથી. અન્યથા ભાવ થયા પછી જ ઉપાદાનત્વ થાય છે, એવો અમારો આશય છે. વિશેષણોના દ્વારા ઉપાદાનત્વનુ ઉપપાદન કરવું તે તો ગૌણ થઈ જશે.

સમાધાન - ના, એમ નથી. આવો આક્ષેપ તમે નહિ કરી શકો. સળગતા ઈંધનથી રસોઈ બનાવાય છે. તેમાં ઈંધન અને પાત્રની વચ્ચે જ્વાળા હોય છે. તે જ્વાળા શું રસોઈ બનાવવામાં આવશ્યક ઈંધનની પાક કારણતાને ગૌણ કરી દે છે ? કુંભાર માટીના પિંડામાથી ઘડો બનાવે છે તેમાં ચાકડાને ઘુમાવવા માટે જે દંડાનો ઉપયોગ વચ્ચે કરવામાં આવે છે. તે દંડો શું કુંભારનાં કર્તૃત્વને ગૌણ કરી દે છે ? તેમજ 'यज्ञाय पशुः' આવું વિધિવાક્ય છે. તે યજ્ઞમાં વચ્ચે આવતું હવિષ્ શું પશુના યજ્ઞાંગત્વને ગૌણ કરી દે છે ? સુવા માટેનો પલંગ છે, આવી સ્થિતિમાં વચ્ચે ગાદલું કે ઓછાડ રખાય છે. જે પલંગ સુવા માટેનું(આધાર) સાધન, તે શું ગૌણ થઈ જાય છે ? તે રીતે જ અહીંયા શરીરત્વના કારણે અપૃથક્-સિદ્ધ વિશેષણના વ્યવધાન(આડશ)થી શી ન્યૂનતા આવે છે ? જે કારણથી તમે કારણત્વમાં ગૌણતાની શંકા કરો છો ?

અદ્વૈતી - ઉપર કારણત્વને કહેવા માટે બતાવેલા ચાર દષ્ટાંતોમાં કારણત્વ આદિનું નિર્વાહક જ્વાળા આદિની આડશ(વ્યવધાન) કારણત્વ આદિમાં ગૌણતાનું આપાદન નહિ કરે. નિર્વાહક જ્વાલાદિનું વ્યવધાન (આડશ)કારણની મુખ્યતાનું અવરોધક નથી. કારણ કે નિર્વાહકનું વ્યવધાન કારણની મુખ્યતાનું અવરોધક નથી.

સમાધાન - દૃષ્ટાંતની માફક દાર્ષ્ટાન્તિક બ્રહ્મમાં પણ કારણત્વમાં ગૌણતા આવતી નથી તેમ વિચાર કરો. માટીથી વિશિષ્ટ કુંભાર ઘડાનું ઉપાદાન કારણ થઈ શકે નહિ. કારણ કે કુંભારમાં રહેલ ઉપાદાનતામાં માટી નિર્વાહક થાતી નથી. અહીં બ્રહ્મની બાબતમાં તમે એ નહિ કહી શકો કે જેમ ચિત્ અને અચિત્ પદાર્થોનું બ્રહ્મ ઉપાદાન છે. તેમ જ માટીનું ઉપાદાન કુંભાર શાથી થઈ શકતો નથી ? તેનો જવાબ કહે છે કે કુલાલમાં અને બ્રહ્મમાં સ્વનિષ્ઠત્વ અને અસ્વનિષ્ઠત્વનું વૈષમ્ય છે. સ્વનિષ્ઠત્વનો અર્થ છે પ્રકારતાનાપન્નસ્વભાવત્વ, કુંભાર ઘડાનું ઉપાદાન કારણ થઈ શકશે નહિ. કારણ કે કુંભારમાં માટી આદિમાં પ્રકારતાને પામવાનો સ્વભાવ નથી અને બ્રહ્મમાં પ્રકારતાપન્ન સ્વભાવત્વ છે. આ રીતે કુંભારમાં અને બ્રહ્મમાં સ્વભાવની વિષમતા સ્પષ્ટ રહી છે. ફળ સ્વરૂપે કુંભાર ઘડાનું ઉપાદાન કારણ થઈ શકે નહિ, પણ બ્રહ્મ જગત્ (ચિત્ અચિત્)નું ઉપાદાન કારણ થઈ શકે છે. કુંભારનું ઉપાદાનત્વ નિશ્ચિત થઈ જાય તો માટીને ઉપાદાનત્વનું નિર્વહણ કરે કે ન કરે, તે વિચારવાનું રહે. જો નિશ્ચિત ન થાય તો વિચારવાનો અવસર જ ન રહે અને બ્રહ્મના જગદુપાદાનત્વમાં કહ્યો તે વિચારની અસંગતિ નથી. આ સત્યને સ્પષ્ટ કરે છે કે બ્રહ્મ જગતનું ઉપાદાન છે. આ બાબત શ્રુતિઓ દ્વારા નિશ્ચિત છે. તેથી તેમના શરીરભૂત ચિત્ અચિત્ અંશમાં ઉપાદાનનું નિર્વાહકત્વ સ્વીકારાય છે. તો ઉપર કહ્યા પ્રમાણે બ્રહ્મ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે, આ સિદ્ધાંતને સંપૂર્ણ રીતે સ્થાપિત કર્યો છે.

સિદ્ધાંતમાં પરબ્રહ્મ સર્વ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે. પરંતુ જે આચાર્યો પરબ્રહ્મ જગતનું નિમિત્ત કારણ જ છે, એવું જે માને છે. તે મંતવ્ય શ્રુતિઓને અનુકૂળ નથી. શ્રુતિઓના સ્વારસ્યની દૃષ્ટિએ વિચારીએ તો તે સર્વ જગતનું ઉપાદાન કારણ પરબ્રહ્મ છે, એમ કહે છે. 'येनाऽश्रुतं श्रुतं भवत्यमतं मतम्'(छां.उ.६/१/३) જે

એક પરબ્રહ્મને સાંભળવાથી ન સાંભળેલું બધું જ સાંભળેલું થાય છે અને નહિ વિચારેલું બધું વિચાર્યું થાય છે. 'હું બહુ રૂપે થાઉં એવો વિચાર પરમાત્માએ કર્યો...'(તૈ.ઉ.૮/૧) આ બધી શ્રુતિઓમાં જે સમાનાધિકરણ્યનું પ્રતિપાદન થાય છે. તે બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ માનવામાં આવે તો જ મુખ્ય અર્થના રૂપમાં બંધ બેસશે. કેટલીક શ્રુતિઓ તો સાક્ષાત્ બ્રહ્મને જગતનું ઉપપાદન કહે છે. જેમ કે 'किंस्विद्वनं क उ स वृक्ष...'(ऋक् ८/३/१६/४-५) તે વન કેવું છે ? તે વૃક્ષો કેવા છે ? કે જેનાથી આ પૃથ્વી અને દ્યુલોક વગેરે ઉત્પન્ન થાય છે. તેના જવાબમાં કહે છે કે તે વન બ્રહ્મ છે. વૃક્ષ બ્રહ્મ છે. જેમાંથી આ પૃથ્વી અને દ્યુલોક વગેરે જગત ઉત્પન્ન થયું. મનીષિઓ મનથી પ્રશ્નોત્તર કરીને કહે છે કે સર્વ જગતનું જન્મ, સ્થિતિ, ધારણ, પોષણ વગેરેને જે કરે છે તે એક અદ્વિતીય બ્રહ્મ જ છે.' 'तदात्मानं स्वयमकुरुत'(तै.उ.आ.७) તેમણે પોતાને અભિન્નનિમિત્તોપાદનના રૂપમાં કર્યા. આ સિવાય સૂત્રકાર બાદરાયણ વ્યાસમુનિએ પણ બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે 'બ્રહ્મ જ જગતનું ઉપાદાન અને નિમિત કારણ છે, તે પ્રતિજ્ઞા અને દૃષ્ટાંત જોવા ઉપરથી જણાય છે.'(બ્ર.સૂ.૧/૪/૨૩) વાચારમ્ભણ શ્રુતિમાં કાર્ય કારણથી અનન્ય છે, માટે જગત બ્રહ્મથી જુદું નથી.(બ્ર.સૂ.૨/૧/૧૫) આ પ્રમાણે આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ સારરૂપ સિદ્ધાંતને સ્વોપજ્ઞ કારિકાઓથી કહે છે કે

उपादानं निमित्तं च ब्रह्मैवेति श्रुतेर्मतम्।
सूत्रकृच्चापि तत्प्राह प्रकृतिश्चेति सूत्रतः।।

उपादानं परं ब्रह्म समस्तचिदचिद्वपुः।
बहु स्यामिति सङ्कल्प्य सम्भवत्सत्त्यदात्मकम्।।

सौक्ष्म्यस्थौल्यविभेदेन विशेषणगतेन तु।
उपादानमुपादेयं विशिष्टं ब्रह्म वर्ण्यते।।

तत्तद्विशेषणांशेषु तत्तद्भेदव्यवस्थया।
मिथः स्वभावसाङ्कर्यमापतेन्न कदाचन।।

अनवद्यमिमं पक्षमवधूयान्यथाऽन्यथा।
वदतां वादिनां पक्षाच्छ्रुतिदूरेऽपसर्पति।।

"જગતનું ઉપાદાનકારણ અને નિમિત્તકારણ બ્રહ્મ જ છે, એમ શ્રુતિઓનો મત છે. તેમજ સૂત્રકાર મહર્ષિ બાદરાયણ પણ ઉપર્યુક્ત સૂત્રોથી બ્રહ્મને જ જગતનું ઉપાદાન કારણ કહે છે.૧. સમસ્ત ચિદચિચ્છરીરક બ્રહ્મ જ ઉપાદાન કારણ છે. 'बहु स्याम्' આ રીતનો સંકલ્પ કરીને તે સત્ ત્યદાત્મક, પ્રપંચ રૂપે થયા.૨. સૂક્ષ્મ અને સ્થૂળતાના ભેદથી ચિદચિત્ વિશેષણને લઈને શ્રુતિઓમાં ઉપાદાન તથા ઉપાદેયથી વિશિષ્ટ બ્રહ્મનું જ વર્ણન છે.૩. તે તે વિશેષણીભૂત અંશોમાં તે તે ભેદોની વ્યવસ્થા થઈ જાય છે, એટલે પરસ્પર સ્વભાવગત સાંકર્ય પણ ક્યારેય નહિ થાય."૪. આ રીતના વૈદિક(શ્રૌત) નિર્દોષ પક્ષને છોડી દઈને તેથી વિરુદ્ધ અન્યથા અન્યથા પ્રતિપાદન કરવાવાળા આચાર્યોના પક્ષથી તો શ્રુતિ દૂર પલાયન કરે છે અર્થાત્ તેમનો પક્ષ શ્રુતિથી દૂર છે.

સર્વાવિર્ભાવકારણમ્ - ધર્મની રક્ષા કરવા પ્રત્યેક યુગમાં પ્રકટ થતા ભગવાનના જે અવતારો હોય છે, તે સર્વના મૂળભૂત જે છે તેને સર્વાવતારોનું કારણ કહેવાય છે. એમ કેટલાક વિવેચન-વ્યાખ્યાન કરે છે. આવો અર્થ જ્યારે કરવામાં આવે ત્યારે ભગવાનનું સર્વ અવતારોનું મૂળ પણું કહ્યું છે, એવું કહેવાય.

શંકા - શ્રીકૃષ્ણ તો વસુદેવને ઘેર અવતર્યા હતા, તેમને વિષે સર્વ અવતારોનું મૂળપણું કેમ કહી શકાય ? કારણ કે શ્રીકૃષ્ણને સર્વ અવતારોનું કારણ કહેવા તે અસંભવ છે.

સમાધાન - તે તે દેશમાં લઈએ તો તે શ્રીકૃષ્ણને પણ સર્વ અવતારોનું કારણ કહેવું તે ઘટી શકે છે. તે તે અવતારને શ્રીકૃષ્ણ કહી શકાય છે. કારણ કે શ્રીવિષ્ણુસહસ્રનામ સ્તોત્રમાં પણ કૃષ્ણ શબ્દ લીધેલો છે.

શંકા - 'પરબ્રહ્મ પુરુષોત્તમ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે ઈશ્વર છે.'(શિ.૧૦૮) આ રીતે શ્રીકૃષ્ણને પરબ્રહ્મ કહ્યા, તે બંધ બેસતું આવતું નથી. કારણ કે તે તે પ્રસંગે શ્રુતિઓમાં પરબ્રહ્મપણું રુદ્રનું કહ્યું હોય છે. જેમ કે 'સંયોગને પામેલ ક્ષર અને અક્ષર જેને પ્રકટ તથા અપ્રકટ વિશ્વ કહેવાય છે. તેનું ઈશ(રુદ્ર) પોષણ કરે છે.'(શ્વે.ઉ.૧/૮)

'વિનાશશીલ પ્રધાન તથા અવિનાશી જીવનું હર (રુદ્ર) નામે દેવ નિયમન કરે છે.'(શ્વે.ઉ.૧/૧૦)

'જે એક માયાવી પોતાની ઈશ્વરીય શક્તિઓથી શાસન કરે છે. જે એટલા જ ઐશ્વર્યના યોગથી જગતની ઉત્પત્તિ થાય છે. ત્યારે શક્તિઓ દ્વારા સંપૂર્ણ લોકોનું શાસન કરે છે. તે ઈશને જે જાણે છે તે અમૃત થાય છે. (શ્વે.ઉ.૩/૧)

'એક જ રુદ્ર છે, એટલે તે સિવાય ભિન્ન વસ્તુની અપેક્ષા તે કરતા નથી. તે પોતાની શક્તિઓ દ્વારા આ લોકનું શાસન કરે છે. તે સમસ્ત જીવોની અંદર છે. સંપૂર્ણ લોકોની રચના કરીને તેના રક્ષક બને છે અને પ્રલય સમયે તેનો સંકોચ કરી લે છે.'(શ્વે.૩/૨)

'જે આ જગતથી પર છે હિરણ્યગર્ભથી ઉત્કૃષ્ટ અને મહાન છે. જે સર્વ પ્રાણીઓના શરીરના માપે છુપાયા છે. જે વિશ્વના એકમાત્ર પરિવેષ્ટા-પોષક છે. તે ઈશને જાણીને જીવો અમૃત થઈ જાય છે (શ્વે.૩/૭)

'તેનાથી જે અત્યંત ઉત્કૃષ્ટ છે. તે અરૂપ તથા અનામય(નિરોગી) છે. તેને જે જાણે છે તે અમર બની જાય છે, પણ તે સિવાયના જે હોય છે તે દુ:ખી જ થઈ જાય છે.'(શ્વે.ઉ.૩/૧૦)

'તે ભગવાન સમસ્ત મુખ, મસ્તક અને ગળા(ગ્રીવા) વાળા છે. સમગ્ર જીવોના અતઃકરણમાં રહ્યા છે અને સર્વવ્યાપી છે. એટલે તે સર્વગત **શિવ** છે.'(શ્વે.ઉ.૩/૧)

"પ્રકૃતિને માયા જાણવી અને **મહેશ્વર**ને માયાવી જાણવા." (શ્વે.ઉ.૪/૧૦)

"તે **ઈશાન** સર્વનિયંતા વરદાયક, સ્તુતિ કરવા લાયક, દેવનો સાક્ષાત્કાર કરીને સાધક પરમ શાંતિને પામે છે."(શ્વે.ઉ.૪/૧૧)

"જે દેવોની ઉત્પત્તિ તથા ઐશ્વર્યપ્રાપ્તિમાં હેતુ છે, જગતના સ્વામી તથા સર્વજ્ઞ(મહર્ષિ) **રુદ્ર** છે."(શ્વે.ઉ.૪/૧૨)

"સમગ્ર સંસારને એકમાત્ર ભોગોનું પ્રદાન કરનાર **શિવ**ને જાણીને જીવ પરમ શાંતિને પામે છે."(શ્વે.ઉ.૪/૧૪)

"જે ઘી ઉપરનો સાર ભાગ હોય તેના સમાન અત્યંત સૂક્ષ્મ છે. જે સમગ્ર ભૂતોમાં અંતર્યામીપણે રહ્યા છે. સમગ્ર જગતને એકમાત્ર ભોગ આપનારા આવા દેવ **શિવ**ને જાણીને જીવ સમસ્ત પાપોથી મુક્ત થઈ જાય છે."(શ્વે.ઉ.૪/૧૬)

"જ્યારે એક અંધકાર જ હતો. દિવસ કે રાત, સત્ કે અસત્ કાંઈ ન હતું કેવળ એક **શિવ** જ હતા. તે અવિનાશી સૂર્યમંડલાન્તર્વર્તી દેવતા ભજનીય છે અને તેમાં જ પુરાતન પ્રજ્ઞા પ્રસરેલી છે."(શ્વે.ઉ.૪/૧૮)

"જે તેને જાણે છે તે **અમર** થાય છે."(શ્વે.ઉ.૪/૨૦)

"જે ભાવ ગ્રાહ્ય છે, જેની શરીર એવી સંજ્ઞા હોતી નથી. જે સૃષ્ટિ તથા પ્રલય કરે છે, જે **શિવસ્વરૂપ** છે અને કલાઓની રચના કરે છે. એ દેવને જે જાણે છે તે પ્રાકૃત શરીરથી રહિત થાય છે."(શ્વે.ઉ.૫/૧)

"સમગ્ર ઐશ્વર્યોથી સંપન્ન અને સર્વેશ્વર એવા **શંભુ** હાર્દાકાશ મધ્યે ધ્યેય છે."(અથર્વશિ.૩)

"દેવો સ્વર્ગ લોકમાં ગયા. તે દેવોએ રુદ્રને પૂછ્યું આપ કોણ છો ? ત્યારે તેણે કહ્યું, હું પહેલા એક જ હતો, એક જ છું અને એક જ હોઈશ, મારાથી અલગ બીજો કોઈ નથી."(અથર્વશિ.૧)

આ ઉપર જણાવેલી બધી શ્રુતિઓ સર્વ જગતનું કારણ, સહુ કોઈએ ધ્યાન કરવા યોગ્ય અને મોક્ષપ્રદત્વ આદિ પરબ્રહ્મના વિશેષ ખાસ લક્ષણ રુદ્રમાં છે, એમ જણાવે છે. વળી શિવ, શંભુ, રુદ્ર, ઈશાન આદિ બધા શબ્દો રુદ્ર નામના દેવમાં વિશેષ રૂઢ છે.

આ અંગે ભાષ્યકાર કહે છે કે જગતની સૃષ્ટિ પછીના દેવ રુદ્ર છે, તેમાં સર્વ જગતનું પરમ કારણ એવું જે પરબ્રહ્મપણું તે ઘટે નહિ. રુદ્ર જગતની સૃષ્ટિ થયા પછીના દેવ છે એમ કેટલીક શ્રુતિઓ કહે છે. બ્રહ્માના મોટા પુત્ર જે શ્રેષ્ઠ સફળ અને કર્મોના અધિપતિ છે તે વિરુપાક્ષ(શિવ)ને જય આપો."(સામવેદ)

"સૃષ્ટિમાં આગળ આ બધું બ્રહ્મરૂપ જ હતું, તે એક રહ્યું પણ બહુ શોભ્યું નહિ... પછી આ બધા દેવ ક્ષત્રરૂપ થયા. તે ઈન્દ્ર, વરુણ, સોમ, રુદ્ર, પર્જન્ય, યમ, મૃત્યુ, ઈશાન."(બૃહ.ઉ.૧/૪/૧૧)

"તેના અપાનથી નિષાદ, યક્ષ, રાક્ષસ, અને ગંધર્વ થયા, હાડકામાંથી પર્વતો થયા, રૂવાંડાંમાંથી ઔષધિઓ અને વનસ્પતિ થયા અને લલાટ ભાગમાંથી ક્રોધ જ રુદ્ર થયા."(સુબાલ ઉ.૨)

"પછી નારાયણે ફરીવાર મનમાં બીજો કામના ભર્યો વિચાર કર્યો, તેથી ત્રણ નેત્ર અને હાથમાં ભાલો રાખનાર પુરુષ ઉત્પન્ન થયો."(મહોપનિ.૧)

"પછી પુરુષરૂપ તે નારાયણે કામના કરી. હું પ્રજાનું સર્જન કરું તે નારાયણથી બ્રહ્મા થયા. નારાયણથી રુદ્ર થયા. નારાયણથી ઈન્દ્ર થયા. નારાયણથી બાર સૂર્ય થયા. રુદ્ર વસુ (દેવો) સર્વ દેવતાઓ અને

ઋષિઓ અને સર્વ લોકો નારાયણથી ઊપજે છે. સર્વ ભૂતો નારાયણથી જ ઊપજે છે અને તેમાં વિલીન થાય છે."(નારા.ઉ.૧)

એક નારાયણ જ હતા. તે સમયે બ્રહ્મા અને **શંકર** હતા નહિ. તેણે મૌન રહીને વિચાર કર્યો. પછી આ સમગ્ર ઉત્પન્ન થયા તે હિરણ્યગર્ભ, અગ્નિ, યમ, વરૂણ, વિષ્ણુ, **રુદ્ર**, ઈન્દ્ર; તે આ બધા સર્વોત્તમ નારાયણના અંગ છે. ભૂતોના પતિએ સંવત્સરના પ્રારંભ(ઉષસ્)માં બીજ મૂક્યું. પછી સંવત્સરમાં કુમારનો જન્મ થયો. તે રડવા લાગ્યો. ત્યારે પ્રજાપતિએ તેને કહ્યું, કુમાર ! શા કારણથી તું રડે છે ? જે તું ચિંતનરૂપ તપના શ્રમથી ઉત્પન્ન થયો છે. ત્યારે તેણે કહ્યું, હું શુદ્ધ નથી. મારું કાંઈ પણ નામ નથી. નામ હોય તો દોષો ટળે છે. પછી પ્રજાપતિએ તેને કહ્યું, તું **રુદ્ર** છો. પછી તેનું નામ **રુદ્ર** થયું. અગ્નિ તે રૂપે થયા. આગળ ગતિરૂપ રુદ્રે રુદન કર્યું. પછી તેણે કહ્યું, હું જ્યાયાન-જયેષ્ઠ-શ્રેષ્ઠ છું મારા નામ કરો. ત્યારે પ્રજાપતિએ કહ્યું તમે ભવ છો, **શર્વ** છો, **ઈશાન** છો, **પશુપતિ** છો, **ઉગ્ર** છો, **ભીમ**(ભયંકર) છો, **મહાદેવ** છો, આ નામોમાં મારી શક્તિની તુલા શું છે ? ત્યારે કહ્યું **રુદ્ર** છો, તે **રુદ્ર**ને ક્રૂર કહેવાય. પછી પ્રજાપતિએ કહ્યું, વર માંગો. ત્યારે તેણે માંગ્યું, હું પશુઓનો પતિ થાઉં. તે કારણથી રુદ્ર પશુઓના અધિપતિ કહેવાયા."(પૈંગિરહસ્ય)

સ્મૃતિઓ પણ સર્વ જગતનું પરમ કારણરૂપ પરબ્રહ્મપણું અર્વાચીન રુદ્રમાં ઘટે નહિ એમ કહે છે. જેમ કે બ્રહ્મા, શંભુ, સૂર્ય,ચંદ્રમા, શતક્રતુ-ઈન્દ્ર, એ બધા દેવો અને બીજા પણ પ્રારંભમાં વૈષ્ણવ તેજથી યુક્ત હોય છે. અને જગતરૂપી કાર્યને અંતે તે બધાનું તેજ સમાપ્ત થઈ જાય છે. પછી નિસ્તેજ થયેલા તે સર્વ અવસાન(પંચત્વ) પામે છે. તેમાં આ બે દેવોમાં શ્રેષ્ઠ છે. જે પ્રસન્નતા તથા ક્રોધથી થયા છે. પરબ્રહ્મે જેને તેની રીતે પંથ બતાવેલો હોવાથી તે બંને બ્રહ્મા અને શિવ જગતની

સૃષ્ટિ તથા સંહાર કરે છે. અપાર તેજસ્વી ઐશ્વર્યસંપન્ન શિવ(ભવ)નો આત્મા તો વિષ્ણુ છે. તેથી મહાન તેજસ્વી તે ધનુષની પણછનો સ્પર્શ કરી શકે છે." (વિષ્ણુધર્મોત્તર ૩/૧૭૧/૫)

આ પ્રમાણે સર્વથા નિર્દોષ શ્રુતિઓ દ્વારા રુદ્રનું અર્વાચીન (આધુનિક)પણું જણાય છે. ત્યારે તેથી વિરુદ્ધ તેમનું સર્વશ્રેષ્ઠપણું જણાવવા માટે પરતત્ત્વનું પ્રતિપાદન કરતી શ્રુતિઓનો આધાર લેવો તે તો શિવ શંભુ આદિ શબ્દોને સાંભળવા માત્રથી ઊભરાયેલી શ્રદ્ધાનો અતિરેક ફેલાવો માત્ર જ છે.

નિર્દોષ એવા અનેક પ્રમાણોથી જેને કાર્ય કહી શકાય છે, એવા આકાશ તથા પ્રાણી આદિને પણ શ્રુતિના કારણ વાક્યોમાં લીધેલા જોઈ શકાય છે અને તેટલામાત્રથી જ શું આકાશ તથા પ્રાણ આદિને તે સર્વ જગતનું પરમ કારણ છે, એમ સમર્થન કરવા માટે કોઈ પ્રામાણિક વિદ્વાન પ્રયત્ન કરે છે ? નથી કરતા. તેથી અનન્યથાસિદ્ધ (નિર્દોષ) વચનોને અનુસારે તે રુદ્ર તથા શિવ આદિ શબ્દોનો નિર્વાહ કરવો ઘટે છે.

શ્વેતાશ્વતર ઉપનિષદના જે વાક્ય ઉપર મૂકવામાં આવ્યા છે તે અંગે તો તેના વાક્યો જ પુરુષ સૂક્તના જ અર્થને કહે છે. જે "પુરુષ પરબ્રહ્મને મસ્તક, નેત્ર અને ચરણ આદિ અવયવો સહસ્રો છે તે ભૂત-ભૌતિક સર્વ પદાર્થોમાં વ્યાપીને રહ્યા છે, છતાં પણ તે સર્વથી બાહ્ય-પરે પણ છે."(તૈ.આ.પ્ર.૩/૧૨/૧, ઋગ્વેદ ૮/૪/૧૭/૧, શ્વેતા.ઉ.૩/૧૪)

તે પુરુષરૂપ પરબ્રહ્મરૂપ જ આ બધા ભૂત ભૌતિક જગતમાં ભૂત ભવિષ્યત્ અને વર્તમાન કાલત્રયમાં વ્યાપીને રહ્યા છે. વળી તે પુરુષરૂપ પરમાત્મા જ સૃષ્ટિરૂપ કાર્ય જગતમાં રહેલા ચેતનવર્ગ-જીવોને સર્વ દેશ અને કાળમાં મોક્ષ આપનારા છે અને તે પુરુષ જ ચેતનોને અન્નાદિનું પોષણ આપીને તેને વધારે છે." (તૈ.આ.૩/૧૨/૧, ઋગ્વેદ ૮/૪/૧૭/૨, શ્વેતા.ઉ.૧૩/૧૫)

"અંધકાર - અજ્ઞાનથી પર સૂર્યમંડળના સમાન વર્ણવાળા એ મહાપુરુષને હું જાણું છું. જે તે પરબ્રહ્મરૂપ પુરુષને યથાર્થરૂપમાં જાણે છે(સમજીને ભજે છે) તે મૃત્યુ(કાળ)ને પણ ઉલ્લંઘી જાય છે. આના સિવાય માયાથી પાર થવા માટે બીજો કોઈ ઉપાય નથી.(તૈ. આ.૩/૧૩/૧)

શ્વેતાશ્વર ઉપનિષદ્‌ના આ મંત્રો પુરુષ સૂક્ત પ્રતિપાદ્ય અર્થને જ કહે છે અને જે પુરુષ સૂક્ત સ્પષ્ટ રીતે પરબ્રહ્મ નારાયણનું પ્રતિપાદન કરે છે, તે રુદ્રનું પ્રતિપાદન કરે છે તેવું ક્યારેય કહી શકાશે નહિ.

કલ્પસૂત્રકારના મતે પણ 'सहस्रशीर्षा पुरुषः' ઈત્યાદિ મંત્ર સમૂહ પરબ્રહ્મ નારાયણનું પ્રતિપાદન કરે છે. તેમજ અથર્વવેદમાં અઢાર મહાશાંતિ કર્મ જે કહ્યા છે તે બધાનો વિનિયોગ વૈષ્ણવી મહાશાંતિમાં છે.

શૈવ કહે છે "वेदाहमेतं पुरुषं महान्तम्"(તૈ.આ.૩/૧૩/૧) આ મંત્ર પુરુષસૂક્ત પ્રતિપાદ્ય નારાયણ પરક છે એમ તમે ભલે સમજો, છતાં તે રુદ્રને જ પરમતત્ત્વ(સર્વોપરિ તત્ત્વ) કહે છે. તેવો ભાવ નિર્બાધ રહેશે. કારણ કે તેના પછી 'ततो यदुत्तरतरं..'(श्वे.उ.३/१०) આ શ્રુતિ કહી છે 'वेदाहमेतं' આવી શ્રુતિ જે પહેલા કહી છે તેમાં પ્રતિપાદિત પુરુષથી પણ શ્રેષ્ઠતર અતિશય સર્વોત્તમ જે અન્ય તત્ત્વ છે તેનું ધ્યાન કરવાથી અમૃતત્વની પ્રાપ્તિ(મોક્ષ) થાય છે. આવો અર્થ નીકળે છે. અને અન્ય તત્ત્વ શિવરૂપ છે એવું વિશેષપણે જાણી શકાય છે.

ભાષ્યકાર - એવું નથી. 'ततो यदुत्तरतरम्' આ શ્રુતિ વાક્યમાં 'ततः' શબ્દનો અર્થ 'અવધિ' એવો થતો નથી. અર્થાત્ તેનાથી પર એવો નથી, પણ તે 'ततः' શબ્દનો અર્થ હેતુના રૂપમાં થાય છે. અર્થાત્ 'તે કારણથી' એવો થાય છે. એટલે તે એમ કહેવાય છે કે 'ततो यदुत्तरतरम्' તે કારણથી જે અત્યંત શ્રેષ્ઠ તત્વ છે તે જ રૂપ રસાદિ હેય ગુણ રહિત

સ્વરૂપ છે અને સંસારરૂપ મહાવ્યાધિથી રહિત છે. આવો અર્થ કરવો જોઈએ. જો તેમ કરવામાં ન આવે તો પૂર્વના વાક્ય સાથે વિરોધ આવે. કારણ કે પૂર્વે કહેલા વાક્યમાં 'તમ'થી પર મહાન્ આદિત્યવર્ણ જે પુરુષોત્તમ કહ્યા છે તેથી અધિક કોઈ નથી. એમ કહ્યુ છે !

'જેનાથી બીજું કોઈ પર(શ્રેષ્ઠ) નથી, તેમજ જે સૂક્ષ્મોમાં સહુથી સૂક્ષ્મ અને મહાનમાં સૌથી મહાન્ છે. પોતાના દિવ્યલોકમાં જે એક સ્થિર રહ્યા છે અને તે પરમ પુરુષથી આ બધું વિશ્વ પૂર્ણ છે, ભર્યું છે.(શ્વે.ઉ.૩/૩) 'મહાપ્રભુ એક સત્ત્વભાવના પ્રવર્તક છે.'(શ્વે.ઉ.૧૨) માટે રુદ્રને તમોગુણના પ્રવર્તક કહ્યા છે, સત્ત્વગુણના પ્રવર્તક નહિ. તે રીતે શ્રુતિ કહે છે કે 'પ્રજાના સ્વામી પરમેશ્વરના ત્રણ શરીર કહ્યા છે. જે તેનો રાજસ અંશ છે, તે તપસ્વી બ્રહ્મા છે. જે તેનો સાત્વિક અંશ છે તે તપસ્વી વિષ્ણુ છે અને જે તામસ અંશ છે તે તપસ્વી રુદ્ર છે.'(મૈત્રાયણી ૪/૫)

સ્મૃતિમાં તેમજ કહેલું છે, જેમ કે વરાહપુરાણમાં 'જે સત્ત્વગુણ છે તે દેવ હરિ છે કે હરિ છે તે જ સર્વોત્તમ પદ-સ્થાન છે.'(વરા.૭૦/૧૪) 'સત્ત્વ, રજસ અને તમસ તે ત્રણ ગુણ કહ્યા છે. પ્રાણી સત્ત્વગુણથી મુક્તિ પામે છે. સત્ત્વગુણ નારાયણાત્મક છે.'(વરા.૭૦/૨૦)

'સત્ત્વગુણથી યુક્ત રજોગુણ હોય તો પુરુષ યશસ્વી અને ધનવાન્ થાય છે. તે જગતના પિતામહ બ્રહ્માનું વૃત્તાંત સર્વ શાસ્ત્રોમાં કહેવાય છે.' 'જે વેદોથી વિરુદ્ધ કર્મ મને ઉદ્દેશીને કરાય છે. તે રુદ્ર સંબંધી કર્મ મનુષ્યને કનિષ્ઠ ગતિ આપનારું છે તે જગદ્વિખ્યાત છે.(વરા.૭૦/૨૨) 'જે કર્મ હીન તપથી યુક્ત હોય અને કેવળ તામસ હોય તે મનુષ્યોને આ લોકમાં તથા પરલોકમાં દુર્ગતિ પમાડનારું છે.

વળી એક બાબત એ છે કે 'નારાયણ' શબ્દ જેમ પરબ્રહ્મ પુરુષોત્તમને જ કહે છે તેમ 'ઈશ' આદિ શબ્દો અમુક દેવને માટે જ

વપરાયા હોય તેવું નથી. તે અન્ય અર્થમાં પણ પ્રયોજાયા-કહેવાયા હોય છે. સામર્થ્યરૂપ ગુણને લીધે ઈશ, ઈશાન અને ઈશ્વર આદિ શબ્દો તે તે ગુણોને અનુસારે તે તે દેવોમાં પ્રયોજાય છે.

શિવ શબ્દ મંગળ અર્થમાં કહેવાય છે. શંભુ શબ્દનો પ્રયોગ શંકરમાં પણ થાય છે. 'પિતામહના પણ પિતામહ ! દેવ ! હે શંભુ ! મારી વાતને આપ સાંભળો. જેના પ્રતાપનું ખંડન કરવું, તેને હું મૃત્યુ કરતાં પણ અધિક અનિષ્ટ માનું છું.(નાર.ઉ.૯/૧) 'હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! હરિવાસર(એકાદશી)આવ્યો અને તમે તેને જે ધૈર્યથી ચલિત કરી દેશો, તેથી હું આપનો દાસ છું.'

'હે શંભુ ! તે મારો મોટો શત્રુ છે. તેથી મારો મદ લુપ્ત થયો છે.'(નાર.ઉ.૭/૨) આ વચન યમરાજે બ્રહ્માને કહ્યું હતું.

રુદ્ર શબ્દ અગ્નિ માટે પણ કહેવાયો છે. જેમ કે 'અગ્નિ રુદ્ર થઈને પ્રકટ્યા વિના જ અધ્વર્યુને અને યજમાનને હણે' શ્રુતિઃ,

ઉપર કહેલા ઈશ, ઈશાન, ઈશ્વર, શિવ, શંભુ અને રુદ્ર આદિ બધાજ શબ્દોના ભગવાન પુરુષોત્તમમાં થયેલા હજારો પ્રયોગો દેખાય છે.

જેમ કે - 'નારાયણને ઉદ્દેશીને શાશ્વત શિવ અને અચ્યુતને કહ્યા છે'(તૈ.આ.૧૦/૧૧) આ પુરુષોત્તમ વિષ્ણુ ક્યાંક પ્રકટ જણાય છે અને ક્યાંક અપ્રકટ રહે છે, છતાં તે નિત્ય સનાતન છે. તેઓ સર્વ સામાન્ય સૃષ્ટિના કર્તા છે. વિશેષ સૃષ્ટિના પણ કર્તા છે, સહુમાં મુખ્ય છે. નિષ્કલ-અખંડ અને શિવ-મંગલરૂપ છે.'(શં.સ્મૃ.૭/૨૨) 'સાક્ષાત્ મંગળ(શિવ)મય શ્રીકૃષ્ણે પોતાના બન્ને બાહુ સ્થાપ્યા.' શિવરૂપ બન્ને દેવ શ્રીહરિ અને ભવની પણ સ્થાપના કરી, 'સર્વજગતનું કારણ અને સર્વત્ર વ્યાપક પીતાંબરધારી મંગળરૂપ વિષ્ણુનું ધ્યાન કરતા'(પા.

વિ.૧૧૮/૮) 'જે સર્વેશ્વર હરિ, કૃષ્ણ અને શિવ નામથી પ્રસિદ્ધ છે તે તપને માટે' (હ.વં.૪/૧૫) જે અવ્યય, શાશ્વત, દેવ, પરિપૂર્ણ, અખંડ અને મંગળમય(શિવ) છે. ક્ષીરસાગરમાં શયન કરી રહેલા, ભક્તોના પ્રિય, ભક્તજનોના આશ્ચર્યરૂપ, હરિ-વિષ્ણુ શિવ-મંગળરૂપ છે.' 'જેને મોટા દેવ, મહાન ભાગ્ય સંપન્ન અપાર શિવ મંગળરૂપ અચ્યુત કહ્યા છે.'(પારાશર્ય વિજય)

'હે લોકનાથ ! મહાબાહુ ! શિવ ! નારાયણ ! અચ્યુત ! ત્યાં પહોંચીને મેં વિષ્ણુ, પુરાણપુરુષ જે શિવ, વિષ્ણુ અને પુરુષ કહેવાય છે. તે મંગળ(શિવ)નારાયણનું સ્મરણ કર્યું.'(ઈતિ.સમુ.૩૧/૯૬) 'તેમને કોઈ પુરુષ કહે છે. કોઈ અન્વય ઈશ્વર કહે છે. કેટલાક પરમાત્મા અને અરોગ શિવ નામથી કહે છે.' 'સર્વનિયંતા તે દેવની સ્તુતિ ભાગવત મંત્રોથી થતી હોય છે. 'હમણાં અમે સર્વનિયંતા દેવ હરિ-વિષ્ણુનાં દર્શન માટે પ્રયત્ન કરીએ છીએ. જે આદ્યપુરુષ છે સર્વ ઐશ્વર્યથી સંપન્ન છે. સમગ્ર જગતમાં મહેશ્વર છે. એકાગ્ર મનથી જે વિષ્ણુ નારાયણનું ચિંતન નથી કરતો.' 'અંધકારથી પરે જે સૂર્ય જેવા તેજસ્વી છે. તે મહાન સર્વવ્યાપક, વરદાતા, વિભુ એવા પરમાત્માને પામે છે.' 'હે જગતકર્તા ! હે કેશવ ! હે ઈશ ! હે જનાર્દન નિદ્રાને છોડો' (પરાશર્ય વિજય હરિવંશ)

'નાશ પામેલા ઉત્તરાના ગર્ભને ઈશ-પરમેશ્વરે ફરીને જીવિત કર્યો' (ભાગ.૧/૧૨/૧) 'જ્યારે અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ભગવાન ઈશ પોતે અવતરે છે.'(ભાગ.૯/૨૪/૫૬) 'ઈશ્વર એવા શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં' (પરાશર્ય વિજય) 'કમલનયન ઈશ્વર કૃષ્ણની પ્રિય વાણીથી સ્તુતિ કરી' (હરિવં.૭૨/૧૨) 'કમલ નયન હરિ વિષ્ણુ ઈશ્વરની સ્તુતિ કરીને યાદવો ગયા'(હરિ.૧૦૦/૧૨) 'જગન્નાથ હરિ ઈશ્વર કૃષ્ણે અન્તઃપુરમાં પ્રવેશ કરીને'(હરિવં.૧૦૨/૧૮) 'પ્રશસ્ત કેશવાળા

ઈશ્વર શ્રીકૃષ્ણ'(પારાશર્ય વિજયે) 'પછી તે બાણથી વીંધાયેલ હરિ ઈશ્વર (હરિવં.૧૨૭/૩૪) 'ઈશ્વર વિષ્ણુને મનથી' (પારાશર્ય વિજય) 'ચોતરફ દૃષ્ટિવાળા અને વિશ્વની ઉત્પત્તિ કરનારા'(તૈ.આ. ૧૦/૧૧/૧) 'આ પછી શંભુ નારાયણે અવ્યય પરમાત્માએ બીજું રૂપ લઈને'(હ. વં.ભ.૧૪/૩) 'આ રીતે નારાયણ શંભુએ......'(મ.ભા.અ.૩૬/૧૬) 'रुद्र बहु शिरा बभ्रुः'(ભા.આ.૧૪૯/૨૮)

ઉપર મુજબ કહેલા શાસ્ત્રના પ્રમાણોમાં ઈશ, ઈશ્વર, ઈશાન, શિવ, શંભુ કે રુદ્ર આદિ શબ્દોમાં કોઈ પણ શબ્દ રુદ્રને કહેતો હોય એવું અસાધારણ ખાસ કારણ દેખાતું નથી.

શ્વેતાશ્વતર ઉપનિષદના પ્રથમ ખંડમાં આ સમગ્ર જગતનું નિશ્ચિત આદિ કારણ શું છે ? એવો વિચાર થયો છે પછી પ્રકૃતિ (અચિત્) રૂપ શક્તિ સંપન્ન પરબ્રહ્મ જગતનું નિદાન આદિ કારણ છે. એમ નિશ્ચય કર્યો. પછી તે પરબ્રહ્મને જ કાળ આદિના અધિષ્ઠાતા કહીને નિમિત્ત કારણ પણ તે પરબ્રહ્મ જ છે. એમ સૂચવીને આગળ કહ્યું કે જે ચિત્ અચિત્ના નિયંતા પરમેશ્વરના પ્રીતિ કૃપાપાત્ર થાય છે. તે જ મુક્તિને પામે છે. તે પરબ્રહ્મ પરમેશ્વરની પ્રીતિ સંપાદન કરવાનું સાધન શું છે ? તેના ઉત્તરમાં જે ઈશિતવ્ય ચિત્ તથા અચિત્ છે. તે બંનેના પ્રેરક તથા નિયંતા એવા પરબ્રહ્મ પરમાત્માને તે બંનેથી જુદા સમજવા, તેમ કહ્યું છે.

આ શ્વેતાશ્વર ઉપનિષદ્ના વાક્યમાં તે રુદ્ર પરક છે એવું કારણ (હેતુ) કોઈ જણાતું નથી. 'અચિત્ અને ચિત્ જેને ક્ષર તથા અક્ષર, વ્યક્ત તથા અવ્યક્ત એવા શબ્દોથી કહ્યા છે, તે સમગ્ર જગતને ઈશ પરમાત્મા શ્રીહરિ ધારી રહ્યા છે.'(શ્વે.ઉ.૧/૧૮) આ શ્રુતિમાં રહેલો ઈશ શબ્દ ઈશિતૃત્વ સર્વ નિયંતાના રૂપમાં અવયવાર્થને પ્રકટ કરે છે. તે પછીના વાક્યમાં 'अनीशश्चात्मा बध्यते' અસમર્થતા બંધનમાં આવે છે

એવા અર્થને પ્રકટ કરે છે. 'व्यक्ताव्यक्तं भरते' વ્યક્ત જગત અને અવ્યક્ત ચેતન જીવને ધારણ પોષણ કરવામાં સક્ષમ ઈશિત્વ નિયંતાપણાનું અહીં નિરૂપણ કર્યું છે. એવી અપેક્ષા રહે છે. 'क्षंर प्रधानमृताक्षरं हरः' ક્ષર શબ્દથી પ્રધાનને કહ્યા છે અને અક્ષર શબ્દથી હર કહ્યા છે, પણ હર શબ્દ કહ્યો છે તે પણ રુદ્રને કહેતો નથી અન્યથાસિદ્ધ છે. ઉપર જે 'संयुक्तमेतत् क्षरमक्षरं च' તેના જ વિવરણ રૂપ છે. ક્ષર એટલે કોણ ? પ્રધાન (પ્રકૃતિ) તત્ત્વ, અક્ષર એટલે કોણ ? હર આ વિશેષ શ્રુતિ છે. 'હરતીતિ' પોતાના ભોગ્યના રૂપમાં પ્રત્યેક અચિત્ જડવસ્તુને જે હરે તે હર જીવ કહેવાય છે. આવો અર્થ જો કરાય તો અહીં વિશેષણને કહેનાર કોઈ પદ નહિ હોવાથી વિપરીતતા આવે. અમૃત અક્ષર આવા ખાલી શબ્દ માત્રથી 'ક્ષર છે તે પ્રધાન (પ્રકૃતિ) છે.' તેની જેમ વિશેષ વસ્તુ સિદ્ધ થતી નથી. અમૃતપણું તે ચેતનનો સામાન્ય ધર્મ છે અને 'અમૃતાક્ષર' એ સંક્ષિપ્ત પદ છે. આ સ્મૃતિમાં રહેલો હર શબ્દ છે તેને જીવ એવો અર્થ નહિ કરીને દેવની સાથે જોડવામાં આવે તો તે અન્વય ઘણો દૂર પડે.

શ્વેતાશ્વતર ઉપનિષદના દ્વિતીયખંડમાં યોગના ઉપાય વગેરેનું નિરૂપણ કર્યું છે. એટલે દ્વિતીય ખંડમાં પણ રુદ્રનું નિરૂપણ હોય એવું કોઈ લિંગ-કારણ જણાતું નથી. પરંતુ 'यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं...' જે દેવ અગ્નિમાં છે, જે જળમાં છે, જે સર્વ જગતમાં વ્યાપ્ત છે. જે ઔષધીઓમાં અને વનસ્પતિઓમાં વ્યાપક છે, તે દેવને અમારા નમસ્કાર છે.(શ્વે.ઉ.૨/૧૭) આ મંત્રમાં જણાતું જે સર્વાન્તરાત્માપણું તે ભગવાન નારાયણનું જ છે.

વળી સુબાલોપનિષદ્ આદિમાં પણ તે ભગવાન નારાયણને સર્વોત્તમ કહ્યા છે. શ્વેતાશ્વરના તૃતીય અધ્યાયના બીજા મંત્રમાં જે રુદ્ર

શબ્દ છે તે યૌગિક છે. 'रुजं-संसाररुजं, द्रावयति-अपगमयति' જે આ સંસારના સર્વ રોગરૂપ દુઃખોને ટાળે તેને રુદ્ર કહેવાય છે.

તેમજ ત્યાં જ ગિરિશંત તથા ગિરિત્ર આવા સંબોધન છે, તે પણ વિશેષપણે રુદ્ર પરક અર્થ ને કહેતા નથી. 'गिरिशं – रुद्रं यस्तनोति सृजति' જે રુદ્ર ને સર્જે છે એવા અર્થને તે કહે છે.

અથવા ગિરિ એટલે વેદ, તેનો વિસ્તાર-પ્રચાર કરે તે 'ગિરિશંત' કહેવાય. તે બાબતમાં શ્રુતિ પણ કહે છે કે "અન્ય પ્રાણીઓ પણ એ આનંદની માત્રાઓ-કલાઓને ભોગવે છે." (બૃ.ઉ.૪/૩/૩૨)

અથવા 'गिरिं-शब्दं शं-मंगलं तनोति' જેના સંબંધથી શબ્દમાં મંગળપણું આવે છે. તે અંગે સ્મૃતિ કહે છે.'ગિરિ ઉપર રહીને સહુનું રક્ષણ કરે છે, માટે તેને ગિરિત્ર કહ્યા છે.' જેના નામનું ઉચ્ચારણ કરવામાત્રથી જીવ સંસારના ભયથી બચી જાય છે.

કેટલાક 'यो देवानां प्रभवश्चोद्भवश्च'(શ્વે.ઉ.૪/૧૨) જે દેવોની ઉત્પત્તિ અને શક્તિના પ્રતીક છે. 'या ते रुद्र शिवा तनूः' 'यामिषुं गिरिशन्त' આ ત્રણ મંત્રોને રુદ્રગોચર ભગવાનના જ્ઞાનની પ્રાર્થના માટેના છે. એવું વ્યાખ્યાન કરે છે.

આનો આશય એવો છે કે ભગવાન નારાયણના સ્વરૂપને સમજવામાં રુદ્ર ઉપાય(સાધન)રૂપ છે. તે સ્મૃતિ કહે છે કે 'શંકર પાસે સત્ય જ્ઞાનની ઈચ્છા રાખવી.'

'ભગવાન શ્રીહરિની સ્મૃતિમાં ઉપાયરૂપ છું,'(હરિવં.૮૯/૧૪) 'હિરણ્યગર્ભને જ્ઞાનોપદેશ કર્યો,'(શ્વે.ઉ.૩/૪) રુદ્ર હિરણ્યગર્ભના પછી થયા છે છતાં જની ધાતુ જ્ઞાનાર્થ હોવાથી દોષ આવતો નથી.

શ્વેતાશ્વતર ઉપનિષદના ચતુર્થ ખંડના ૧૨મા મંત્રમાં 'જે દેવોની ઉત્પત્તિ તથા પ્રભાવનું કારણ છે. વિશ્વના અધિપતિ રુદ્ર મહર્ષિ-સર્વજ્ઞ છે. સર્વ પ્રથમ હિરણ્યગર્ભને ઉત્પન્ન થયા દેખ્યા, તે

પરમેશ્વર અમને શુભ બુદ્ધિ આપો.' અહીંયા રુદ્ર શબ્દ છે તેનો અર્થ પણ ઉપર કર્યો હતો કે સંસારના સમગ્ર દુઃખોનું નિવારણ કરનારા તે છે, તેવો કરવો.

કોઈ વિદ્વાન તો આ મંત્રને પણ પૂર્વે કહી ગયા તે રીતે ઉપાસનાની સફળતા માટે રુદ્રગોચર પ્રાર્થના પરક યોજે છે.

ૠષિ હોવાથી તે પછીથી જન્મેલા હોવા છતાં જન્મ લઈ રહેલા પોતાના પિતાને જોયા. એવું કહેવું તે પછી વિરુદ્ધ નથી. 'શિવ એવ કેવલઃ'(શ્વે.ઉ.૪/૧૮)'જ્ઞાત્વા શિવમ્' આવું સર્વત્ર જ્યાં શિવ શબ્દ હોય તેનો અર્થ ભગવાન નારાયણ પરક કરવો. હે સંસારરૂપી રોગનો નાશ કરનારા રુદ્ર ! તમે જન્મ આદિ વિકારોથી રહિત છો. એમ માનીને ડરપોક મનુષ્ય તમારે શરણે આવે. ઉદાર સુશોભિત મુખવાળા તમે તો તેને ધ્યાનથી સમજીને મારું રક્ષણ કરો.

'સંતાન, પુત્ર, દીર્ઘ આયુષ્ય, ગાય, અશ્વ, આદિમાં મમત્વથી ડૂબેલા એવા મારો નાશ ન કરશો. હે સંસારના રોગ-દુઃખને ટાળનારા રુદ્ર ! આપ અમે કરેલા અપરાધથી કોપ પામીને મોક્ષમાં ઉપયોગી જ્ઞાન વૈરાગ્ય આદિ ગુણોનો નાશ ન કરશો. અમે આપની પુષ્પાદિથી સભામાં આરાધના કરીએ છીએ.(શ્વે.ઉ.૪/૨૨) કોઈ વિદ્વાન તો આ મંત્રોને ઉપાસના બાબતના માને છે.

પાંચમા ખંડમાં 'भावाभावकरं शिवम्' જગતની ઉત્પત્તિ ઇત્યાદિને કરનારા એવા આપને જે જાણે છે, તે પ્રાકૃત સર્ગથી મુક્ત થયા છે.(શ્વે.ઉ.૫/૧૪) આ મંત્રમાં રહેલો શિવ શબ્દ પણ ભગવાન પુરુષોત્તમને જ કહે છે.

છઠ્ઠા ખંડમાં રુદ્રને વિશે કોઈ વિશેષ વિગત કહી નથી. પરંતુ "જેણે પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કર્યા"(શ્વે.ઉ.૬/૧૮) આ શ્રુતિમાં બ્રહ્માને ઉત્પન્ન કર્યા તે અને સર્વ જગતનું કારણપણું અને નિયંતાપણું વગેરેને

તથા સુબાલોપનિષદમાં જે કહ્યું છે તેને આધારે છઠ્ઠા ખંડમાં પણ ભગવાન પુરુષોત્તમ પ્રતિપાદ્ય છે એવું જણાય છે.

અથર્વશિરોપનિષદમાં રુદ્રનું વચન છે કે "સહુ પ્રથમ હું હતો, અત્યારે હું છું અને ભવિષ્યમાં પણ હું જ હોઈશ. મારા સિવાય અન્ય કોઈ નહિ." રુદ્રનું આ વચન પણ પરમાત્મા જેના આત્મા છે એવા પોતાના આત્મા(સ્વાત્મા)નું અનુસંધાન આ વાક્યના મૂળમાં રહ્યું છે. વામદેવ ઋષિ આદિકને પણ પોતાના આત્માના પણ નિયામક શરીરી પરમાત્માનું સ્વાત્મામાં અનુસંધાન રહેવાથી અહં એવા અહંગ્રહમાં 'હું મનુ હતો અને સૂર્ય પણ હું જ હતો,' આવો વ્યવહાર શ્રુતિ(બૃ.ઉ.૧/૪/૧૦)માં જણાય છે.

તે પ્રમાણે જ કૌષીતકી ઉપનિષદ ૩/૧૫માં ઈન્દ્રે પ્રાણશરીરક આત્મોપદેશ કર્યો છે. તે પછીના વાક્યમાં સ્પષ્ટ કરાયો છે 'सोऽन्तरादन्तरं प्राविशत्'નો ભાવાર્થ આ પ્રમાણે છે. જેમ કે જ્યારે દેવોએ પૂછ્યું ત્યારે રુદ્રે કહ્યું કે 'હું જ છું, હું જ હોઈશ, મારાથી અન્ય કોઈ નથી.'

કદાચ એવી શંકા થાય કે ભલે ભગવાન સર્વ જગતનું કારણ હોય તો રુદ્ર પોતાને આ રીતે કેમ કહે ? તેનો ઉત્તર આપતા આચાર્યશ્રી શ્રુતિ કહે છે કે 'सोऽन्तरादन्तरं प्राविशत्'(अथर्व.उ.१) આમ બોલતા રુદ્ર તે વખતે અંદર રહેલા જીવની પણ અંદર રહેલા પરમાત્માનાં સ્વરૂપમાં બુદ્ધિથી પ્રવેશી ગયા. અહીં રુદ્ર એકમાત્ર હું એવા અનુભવને જ સ્વાત્મામાં શાંતિ પમાડ્યો એવું નથી, ઠેઠ પરમાત્મા જે પોતાના અંતર્યામી છે ત્યાં સુધીના અનુભવને શમાવી દીધો.

અથવા આ રુદ્રનાં વચનને બીજી રીતે પણ કહી શકાય છે. જેમ કે શું તમે એક જ સર્વના કારણ છો કે અન્ય કોઈ બીજો પણ સર્વકારણ છે ? આ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે મેં જે એમ કહ્યું કે હું એક જ છું અન્ય કોઈ નથી, તેનો અર્થ આ રીતે છે કે તે ભગવાન્ પુરુષોત્તમ

પરમાત્મા શરીરમાં રહેલા પ્રાણોથી પણ અંદર રહેલો જે જીવાત્મા, તેમાં પ્રવેશી ગયા. કારણ કે પરમાત્મા જીવમાં પ્રવેશીને અંતર્યામીના રૂપમાં હાજર હોય છે. તેથી તે અંતરાત્માનો નિર્દેશ મેં 'હું' આવો કર્યો છે. એટલે રુદ્રનું 'अहं' આવું વચન તે અંતર્યામીને કહેનાર છે. આ રીતે પ્રસંગોપાત રુદ્રનું સર્વોપરિપણું શાસ્ત્રોમાં નથી, એ કહ્યું.

તે શ્રીકૃષ્ણ ભગવાન તે પરબ્રહ્મ છે એ બાબતને કહીએ છીએ. તૈત્તરીય ઉપનિષદ નારાયણ અનુવાકમાં તથા શ્રુતિ છે કે 'સમગ્ર વિશ્વના પતિ, આત્મા, ઈશ્વર કે જે અખંડ છે, મંગલ સ્વરૂપ તથા અવિકારી છે. વિશ્વના આત્મા તથા શ્રેષ્ઠ શરણ છે અને પરમ વિજ્ઞેય છે. શ્રેષ્ઠ આધાર છે. તે પરબ્રહ્મ, પરતત્ત્વ, પરજ્યોતિ અને સહુના અંતરાત્મા પરમાત્મા નારાયણ જ છે. 'આ જગતમાં જે કાંઈ દેખાય કે સંભળાય છે તે પરમાત્મા નારાયણ છે. તે નારાયણ સર્વ જગતમાં અંદર તથા બહાર વ્યાપીને રહ્યા છે.'(તૈ.આ.૧૦/૧૧/૧)

મહોપનિષદમાં 'પરબ્રહ્મ અને પરતત્ત્વ નારાયણ છે, નારાયણ જ શ્રેષ્ઠ જ્યોતિ પ્રેરક છે અને પર-પરમ આત્મા પણ નારાયણ છે,' (મ.ઉ.ખં.૭) એમ કહ્યું છે. તેમજ સુબાલોપનિષદ્ કહે છે કે 'આ નારાયણ સમગ્ર ભૂત-પ્રાણીમાત્રનાં અંતરાત્મા છે. નિત્ય નિર્દોષ છે, કલ્યાણકારી દિવ્ય ગુણોથી સંપન્ન છે. તે તેવા એક જ સર્વોપરિ છે. તે પ્રેરકના રૂપમાં નેત્ર છે અને સર્વાધારના રૂપમાં દ્દષ્ટવ્ય પદાર્થોમાં પણ વ્યાપક નારાયણ રહ્યા છે.(સુ.ઉ.ખ.૬)

તે સમયે શું હતું એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે 'સૃષ્ટિકાળનાં પહેલા આ દેખાય છે તે માહેલું કાંઈ જ હતું નહિ. આ બધું અમૂળ અને અનાધાર જેવું જે દેખાય છે તે અને સમસ્ત પ્રજા જેનાથી ઊપજે છે, તે દિવ્ય ગુણ સંપન્ન ભગવાન નારાયણ છે'

અહીં એવી શંકા કરવી નહિ કે ઉપર જે વચન કહ્યાં તે તો પરમાત્મા નારાયણની સર્વોપરિતા કહી છે. પણ શ્રીકૃષ્ણના માહાત્મ્યના આ બધા વચનો નથી. કારણ કે નારાયણ પરક વચન તે બધા કૃષ્ણ પરક જ છે. કારણ કે તત્ત્વતઃ તે બંને એક જ છે.

તે સ્કંદ પુરાણના વાસુદેવ મહાત્મ્યમાં કહ્યું છે કે 'ત્યાં નારદજી સિંહાસનમાં વિરાજમાન શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન પામ્યા. જે માયાના ગુણોથી રહિત છે, સર્વજ્ઞ છે, સર્વના નિયંતા અને પુરુષોત્તમ્ કહેવાય છે. જેને ભગવદ્‌ભક્ત સાત્ત્વતો વાસુદેવ કહે છે.(૧૭/૧૧) જેમને કેટલાક ભક્તો પરથી પર પરમાત્મા નામે પરબ્રહ્મ કહે છે અને કોઈક ભક્તો તેમને બ્રહ્મ કહે છે, ભગવાન વિષ્ણુ અને પરમેશ્વર કહે છે (૧૭/૧૨) 'નારદજી સ્તુતિ કરતા બોલે છે 'હે શ્રીકૃષ્ણ ! હે નારાયણ ! સર્વ જગતના પ્રભુ એવા હે વાસુદેવ ! જડચેતન સર્વમાં અંતર્યામીપણે નિવાસ કરનારા અને સદા એકાંતિક ભક્તોના પ્રિય હે ભગવન્ ! રાધિકાજી અને લક્ષ્મીજી આદિકને પણ અત્યંત આશ્ચર્યજનક અર્ચનીય જેના ચરણારવિંદ છે. આત્યંતિક કલ્યાણ ચાહનારા ભક્તોને માટે આપ જ એક ગતિરૂપ છો. નિત્ય આત્માઓને મધ્યે આપ નિત્ય આત્મા છો. ચેતનોને મધ્યે ચેતન છો. ક્ષર તથા અક્ષરથી આપ પર છો. હે હરે ! આપ પરમ બ્રહ્મ છો.(વાસુ.મા.૧૭/૨૭-૨૯)

વળી, તેથી જ વિષ્ણુપુરાણનાં પ્રહ્લાદ ચરિત્રમાં કહ્યું છે કે, 'શ્રીકૃષ્ણ ભગવાનમાં પ્રહ્લાદનું મન આસક્ત હતું તેથી તક્ષક આદિ મહાન નાગોએ દંશ કર્યો હતો, છતાં ભગવતસ્મરણના આનંદમાં રહેલા પ્રહ્લાદને પોતાના શરીરનું ભાન રહ્યું નહિ.' (વિ.પુ.૧/૧૭/૩૯)

તે પ્રમાણે જ ભાગવતનાં પૃથુ ચરિત્રમાં પણ કહ્યું છે કે 'શ્રીકૃષ્ણની આરાધના કરવાની ઈચ્છાવાળા મલયધ્વજ કુલાચલમાં જતા રહ્યા.' (ભાગ. ૪/૨૮/૩૩)

અજામિલે શ્રીકૃષ્ણ તથા યમદૂતોનાં મુખે ભાગવત ધર્મ સાંભળ્યો. (ભાગ.૬/૨/૨૪) ભરતે રહુગણને કહ્યું 'શ્રીકૃષ્ણનાં પૂજનથી થયેલી તેમની સ્મૃતિને હું ભૂલી શકતો નથી.' (ભાગ.૫/૧/૧૫) પ્રહ્લાદ ચરિત્રમાં નારદજીએ યુધિષ્ઠિરને કહ્યું છે કે 'પ્રહ્લાદજીનું મન શ્રીકૃષ્ણનાં સ્વરૂપમાં એવું જોડાઈ ગયું હતું તેને આ જગતનો કોઈ ખ્યાલ જ રહેતો નહિ.' (ભાગ.૭/૪/૩૭)

આચાર્યશ્રી કહે છે કે 'ઉપર જે બધાં પ્રમાણો આપ્યા છે, તેનું તાત્પર્ય એ છે કે જે સર્વાન્તર્યામી પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણનું શ્રુતિઓમાં નિરૂપણ કર્યું છે તે જ ભગવાન કૃષ્ણ, વિષ્ણુ અને વાસુદેવ આદિ શબ્દોથી પુરાણાદિ સ્મૃતિ ગ્રંથોમાં કહ્યા છે.' તેથી જ 'સ શ્રીકૃષ્ણઃ પરંબ્રહ્મ' આ વાક્યથી જે શ્રીહરિએ કહ્યું છે, તે શ્રુતિ (વેદાંત) સંમત છે. તેમાં પ્રમાણરૂપ સ્મૃતિ પુરાણાદિનાં વાક્યોને પ્રથમ પ્રસંગ સંગતિથી કહ્યા છે. તત્ત્વાર્થ - ખરા સત્યને જે જાણવા ચાહતા હોય તેમને ઉપર કહેલા પ્રમાણોથી સત્યનો નિશ્ચય થઈ જાય છે. છતાં પણ ઉપર કહેલા સિદ્ધાંતની દઢતા માટે બીજા વધારે પ્રમાણોને કહીએ છીએ. તેને સમજી રાખો.

જેમ કે - 'અવ્યય સ્વરૂપ શ્રીકૃષ્ણ, જેથી સર્વ જગતની ઉત્પત્તિ થઈ છે. અને જડ-ચેતનાત્મક બધું આ જગત શ્રીકૃષ્ણને માટે ભોગ્ય છે અને તે સ્વયં જગતના ભોક્તા છે.' (મ.ભા.સભા.૩૮/૨૩)

અર્જુન કહે છે, 'હે ભગવન્ ! આપ પરબ્રહ્મ, પરમધામ અને પરમ પવિત્ર છો.' ( ગીતા. ૧૦/૧૨) 'હે અર્જુન ! હું સંપૂર્ણ જગતની ઉત્પત્તિ તથા પ્રલય રૂપ છું. અર્થાત્ સંપૂર્ણ જગતનું મૂળ કારણ છું.' 'હે ધનંજય ! મારા સિવાય કિંચિત્માત્ર પણ અન્ય કોઈ વસ્તુ નથી.' (ગીતા. ૭/૬-૭) 'હે ગુડાકેશ અર્જુન ! હું સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો સહુનો આત્મા છું તથા સંપૂર્ણ ભૂતોનો આદિ, મધ્ય તથા અંત પણ હું જ છું.' (ગીતા.૧૦/૨૦)

'સર્વ લોકપાળોના પણ નિયંતા સર્વેશ્વર આ શ્રીકૃષ્ણ આ રીતે બધા દેવો તથા અસુરોને ભય પેદા કરનાર તથા નિર્ભય કરનારા છે.' (મ.ભા.સ.૬૧/૨૫) ઉપર કહેલા બધા પ્રમાણ વચનોથી સાબિત થાય છે કે 'શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ છે.'

હવે 'પરંબ્રહ્મ' આ શબ્દ અંગે વિચાર કરે છે. પ્રધાનમાં પરિશુદ્ધ આત્મામાં અને અક્ષરમાં બ્રહ્મ શબ્દનો પ્રયોગ થતો હોય છે. એટલે ઉપર્યુક્ત પ્રધાન આદિથી અલગ જણાવવા માટે અહીં શિક્ષાપત્રીમાં પરંબ્રહ્મ શબ્દનો પ્રયોગ કર્યો છે. સ્વરૂપથી, સ્વભાવથી અને ગુણોથી તે કેટલા છે ? જે જાણી શકાય નહિ. પરંતુ તે વિશાળતા અવધિએ રહિત છે, એમ સમજાવવા માટે 'પરબ્રહ્મ' આવું કહ્યું છે અને પરબ્રહ્મ શ્રીકૃષ્ણ જ છે. કૃષ્ણ શબ્દનો અર્થ શાસ્ત્રીય રીતે આનંદમય કરવામાં આવે છે. (પોતાના દ્રોહીઓનો નાશ કરે તે કૃષ્ણ, સ્વસ્વરૂપમાં ભક્તોના ચિત્તને ખેંચે તે કૃષ્ણ) 'કૃષ'નો અર્થ ભૂ સત્તા અને 'ણ'નો અર્થ પ્રસન્નતા, પ્રસન્નતા અને શાશ્વત શાંતિ, બંને અર્થના યોગથી પરબ્રહ્મ કૃષ્ણ શબ્દનો અર્થ (નિરુક્તસિદ્ધ) અવધિએ રહિત આનંદમયમૂર્તિ એવો થાય છે. તે નિઃસીમ આનંદરૂપ ગુણ વડે કરીને મહાન ગણાય છે.

તેમાં વળી આ બ્રહ્મ શબ્દ તેના અર્થના અનેક નિમિત્ત હોવાથી કૃષ્ણની સાથે જ મુખ્યપણે જોડાયેલો રહે છે. તે શ્રીકૃષ્ણને ભગવાન કહ્યા છે. જેમાં કોઈ પણ પ્રકારનો દોષ ન હોય તેને નિરસ્તસમસ્તદોષ કહેવાય છે. તેમજ જેમાં અનેક કલ્યાણકારી શુભગુણ આવીને વસ્યા હોય તેને કલ્યાણગુણાકર કહેવાય છે. તે પરાશર મુનિ એ કહ્યું છે, 'હે મૈત્રેય ! સર્વ કારણના પણ કારણ, એવા મહાન વિભૂતિ-ઐશ્વર્યોથી સંપન્ન પરબ્રહ્મમાં 'ભગવાન' આ શબ્દનો પ્રયોગ થાય છે.' (વિ.પુ.૬/૫/૭૨) અહીંથી શરૂ કરીને આગળ કહે છે કે પૂજ્ય પદાર્થોને જણાવતા લક્ષણવાળો આ 'ભગવાન' શબ્દનો આવો મુખ્ય પ્રયોગ પરમાત્મામાં જ થાય છે અને

બીજાને માટેનો ઔપચારિક અર્થાત્ ગૌણ છે. (વિ.પુ.૬/૫/૭૭) 'ત્યાગ કર્યા જેવા ત્રણ ગુણ અને ક્લેશ આદિને છોડીને જ્ઞાન, શક્તિ, બળ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ, ઇત્યાદિ સદ્‌ગુણો જ ભગવાન શબ્દથી કહેવાય છે. (વિ.પુ.૬/૫/૭૯)

ઉપર જણાવ્યા તે પ્રમાણોથી સમજી શકાય છે કે જેમાં જ્ઞાન આદિ અનંત કલ્યાણકારી સદ્‌ગુણ હોય તથા તજી દીધા જેવા દોષથી રહિત જે હોય, તે બંને ભગવાન આવા શબ્દોથી કહેવાય છે. ભગવાન શબ્દનો ઔપચારિક પ્રયોગ જણાવે છે. જે જગત્‌ની ઉત્પત્તિ તથા પ્રલયને જાણે, 'આ આગળના શ્લોકથી ભગવાન શબ્દના પ્રયોગનું ખરું નિમિત્ત તો વાસુદેવ જ છે.' તે પણ કહ્યું છે કે, 'હે મૈત્રેય ! આ રીતે ભગવાન આવા શબ્દથી પરબ્રહ્મ વાસુદેવ જ કહેવાય છે અન્ય કોઈ નહિ. (વિ. પુ.૬/૫/૭૬) આ બધા પ્રમાણોથી ભગવાન વાસુદેવ શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ છે. એવું સાબિત થાય છે.

સૂત્રકાર બાદરાયણ પણ પરબ્રહ્મનાં નિત્ય નિર્દોષપણું અને અનેક કલ્યાણકારી ગુણવાનપણું એ બે ને પરબ્રહ્મનાં કહે લક્ષણ કહે છે. 'न स्थानतोऽपि परस्योभयलिंगं सर्वत्र हि' (બ્ર.સૂ.૩/૨/૧૧) અવસ્થા કે શરીર આદિના યોગથી પરબ્રહ્મમાં કોઈ દોષ હોતા નથી. કારણ કે તે હંમેશા ત્યાજ્યદોષોથી રહિત અને અનેક કલ્યાણકારી ગુણોથી યુક્ત હોય છે. મૂળ શ્લોકમાં કહેલા 'ભગવાન્ પુરુષોત્તમઃ' પુરુષોત્તમના વિશેષણરૂપ ભગવાન શબ્દથી 'न स्थानतोऽपि' આ સૂત્રનો અર્થ પણ અહીં સંભારી દીધો છે.

स एष सम्प्रसादोऽस्मात् (છા.ઉ.૮/૧૨/૨) 'સંપ્રસાદ જીવાત્મા આ શરીરમાંથી નીકળીને પર જ્યોતિરૂપ સર્વ કારણ પરબ્રહ્મને દેશવિશેષ (ધામ)માં પામીને પોતાના અપહતપાપ્મત્વાદિ ગુણરૂપી સ્વરૂપને પામે છે. તે ઉત્તમ પુરુષ કહ્યા છે.' આ છાન્દોગ્ય શ્રુતિમાં મુક્તોએ

પામવા યોગ્ય જે ઉત્તમ પુરુષ કહ્યા છે તે પણ શ્રીકૃષ્ણ જ છે એમ ભાવ વ્યક્ત કરતા કહે છે કે (પુરુષોત્તમઃ-શિ.પ.૧૦૮) તે ઉત્તમ પુરુષ તો શ્રીકૃષ્ણ જ છે.

તેમજ સ્મૃતિ વચન કહે છે द्वाविमौ पुरुषौ... (गीता.१५/१६) હે અર્જુન ! આ સંસારમાં ક્ષર(નાશવાન) અને અક્ષર(અવિનાશી), બે પુરુષ છે, તેમાં સર્વભૂત પ્રાણીઓ ક્ષર છે અને અવિનાશી અક્ષર જીવ છે. 'उत्तमः पुरुषः' (गीता.१५/१७) 'ત્યાં ઉત્તમ પુરુષ તો તે બંનેથી અલગ છે. જેને પરમાત્મા કહેવાય છે કે જે ઈશ્વર ત્રિલોકીમાં પ્રવેશ કરીને સ્વયં અખંડ-અવ્યય રહીને સર્વ જગતને ધારી રહ્યા છે.' 'यस्मात् क्षरमतीतोऽहम्' (गीता.१५/१८) કારણ કે હું વિનાશી ક્ષરથી અને અવિનાશી અક્ષરથી અતીત-પર છું. તેથી ઉત્તમ છું. આથી હું લોકમાં અને વેદોમાં પુરુષોત્તમરૂપમાં પ્રસિદ્ધ ગણાયો છું. આવા સ્માર્ત પ્રમાણોમાં અવયવાર્થથી તથા પ્રમાણોથી 'ભગવાન શ્રીકૃષ્ણ પુરુષોત્તમ છે.' સાબિત થાય છે એટલે ગુણ નહિ હોવા છતાં તમે રૂઢીથી શ્રીકૃષ્ણને પુરુષોત્તમ કે ભગવાન કહો છો આવું બોલનારા ચૂપ થઈ જાય છે.

તે શ્રીકૃષ્ણ ભગવાન સમગ્ર અમારા આશ્રિત મુમુક્ષુઓએ ઉપાસના કરવા યોગ્ય છે. અથવા મૂળમાં કર્તાનો કાંઈ નિર્દેશ કર્યો નથી. તેથી વિશાળ અર્થ કરવાની ભાવનાથી આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની, એ બધા જ અધિકારી ભક્તોએ ઉપાસના કરવી જોઈએ. 'તે અમારા ઈષ્ટદેવ છે' એમ જે કહ્યું છે તે તો શ્રીકૃષ્ણની ઉપાસનાની દઢતા અને આજ્ઞા કરનારા એવા પોતે શ્રીહરિનું મહત્ત્વ, તે બંનેને સૂચવે છે.

કહેવાનો ભાવાર્થ એવો છે કે સંસારરૂપી સાગરમાં ડૂબી રહેલા જે સમગ્ર જીવો છે, તેમનો ઉદ્ધાર કરવા માટે ભૂમિ ઉપર સંતો અવતર્યા હોય છે. તે બધા સંતો-સત્પુરુષો પણ જે ચરણોની સેવા કરે છે, એવા

અમે છીએ. તે અમારા પણ ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાન છે, તો સહુએ તેમની ઉપાસના કરવી.

અહીં શિક્ષાપત્રીમાં ભગવાન, પુરુષોત્તમ, શ્રીકૃષ્ણ, પરબ્રહ્મ, એવા શબ્દ કહ્યા છે. જેનું સ્પષ્ટીકરણ ઉપર કર્યું છે. તેનાથી જે પરબ્રહ્મ સગુણ નથી પણ નિર્ગુણ છે અને નિરાકાર છે. એવા વિરોધી પક્ષનો નિરાસ થઈ ગયો એમ જાણવું.

શ્રીકૃષ્ણ, ભગવાન, પુરુષોત્તમ ઇત્યાદિ શબ્દોનો અર્થ વિચાર કરવાથી પરબ્રહ્મમાં અનંત કલ્યાણકારી મંગળમય ગુણ રહ્યા છે અને તે સાકાર છે, એવો વિશ્વાસ આવે છે. પરબ્રહ્મના ગુણોનો અને આકારનો નિષેધ કરનારી શ્રુતિઓ તો ત્યાજય દોષોનો અને માયિક આકારનો નિષેધ કરે છે, એમ સમજવું. જો એમ નહિ કરવામાં આવે તો કલ્યાણકારી ગુણોનું અને દિવ્ય આકારનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓ સાથે વિરોધ થશે.

તે કલ્યાણકારી ગુણોને અને દિવ્ય આકારને કહેનારી શ્રુતિઓ નીચે મુજબ છે. જેમ કે, 'જે સર્વ સાધારણ રીતે જાણે છે અને વિશેષ રૂપમાં પણ બધું જાણે છે.'(મું.ઉ.૧/૧/૯)

'તે સત્ શબ્દ વાચ્ય બ્રહ્મે વિચાર કર્યો કે 'હું પ્રજારૂપે બહુરૂપે થાઉં' (છા.ઉ.૬/૨/૩) 'તે(બ્રહ્મ) પરમાત્માએ વિચાર કર્યો, હું લોકોની સૃષ્ટિ કરું.' (ઐ.ઉ.૧/૧/૧) 'જે નિત્યોને મધ્યે નિત્ય છે, ચેતનોને મધ્યે ચેતન છે, બહુ ને મધ્યે જે એક છે. જે તે તેના કર્મોને અનુસારે ભોગોનું વિધાન કરે છે.' (કઠ.ઉ.૨/૨/૧૩) 'તે ઈશ્વરોને પણ નિયમમાં રાખનારા મહેશ્વર છે.' (શ્વે.ઉ.૬/૭) 'આ પરમાત્માની સ્વાભાવિક જ્ઞાન, બળ અને કર્મ જેવી વિવિધ શક્તિઓને શ્રુતિમાં કહેલી છે.' (શ્વે.ઉ.૬/૮)

'આ પરમાત્માને સુકૃત, દુષ્કૃત, વૃદ્ધપણું, મરણ, શોક, ભૂખ અને

તરસ નથી, પણ સત્યકામ, નિત્યકલ્યાણ ગુણવાળા અને સત્ય સંકલ્પ છે.' (છા.ઉ.૮/૧/૫)

'નિરતિશય આનંદમય બ્રહ્મના પારને નહિ પામીને મને સહિત વાણી પાછી ફરે છે.' 'તે બ્રહ્મના આનંદને જાણનારો પુરુષ ક્યારેય ડરતો નથી.' (તૈ.ઉ.આ.૪)

'તે સર્વ કલ્યાણગુણોને બ્રહ્મની સાથે અનુભવે છે.' (તૈ.ઉ.આ.૧/૨) 'ઉપાસ્યપણે સમીપે રહેલા પરબ્રહ્મનાં સ્થાનભૂત ઉપાસકના શરીરમાં આ કમલાકાર હૃદય નામે પરબ્રહ્મ નારાયણનું ઘર છે. તે આ ઘરમાં અંદર જે અતિ સૂક્ષ્મ ચોતરફ પ્રકાશ કરનારા સર્વજ્ઞ પરમાત્મા છે. તેમાં જે અપહતપાપ્મત્વાદિ કલ્યાણ ગુણ છે તે ખોળવા લાયક છે.' (છા.ઉ.૮/૧/૫)

'આ દહરાકાશમાં સંપૂર્ણ કલ્યાણગુણ સારી રીતે રહેલા છે.' (છા.ઉ.૮/૧/૫) 'તમથી પર આદિત્ય-સૂર્યના સમાન તેજસ્વી તે મહાન પુરુષ પરમાત્માને હું જાણું છું.' (તૈ.આ.૧/૬/૬)

'સૂર્યમંડળમાં જે આ હિરણ્મય, રમણીય, પરબ્રહ્મ નારાયણ યોગીઓને દેખાય છે. જેમાં દાઢી, મૂછ સુવર્ણ જેવા રમણીય છે. કેશ પણ સોનેરી રમણીય છે. નખથી આરંભીને શિખાપર્યંત સોનેરી અતિશય સુંદર છે તથા જેવું સોનેરી સૂર્યમુખી કમળ તેવી તો જેની આંખો છે.' (છા.ઉ.૧/૬/૬-૭)

'જે આ હૃદયમાં આકાશ છે. તેમાં જે પરમાત્મા છે તે શુદ્ધ મનથી ગ્રાહ્ય છે અમૃતમય છે. હિરણ્મય, અતિ સુંદર દિવ્ય વિગ્રહવાળા છે.' (તૈ.ઉ.શિ.૬/૧) 'વિશેષ પ્રકાશ સંપન્ન પુરુષ પરમાત્માથી સર્વ નિમેષાદિ કાળ ઊપજે છે.' (તૈ.આ.૧૦/૧/૨)

'પરિશુદ્ધ મનથી ગ્રહણ કરવા યોગ્ય, પ્રાણ જેનું શરીર છે, દિવ્ય વિગ્રહ યુક્ત, અપ્રતિહત સંકલ્પવાળા, આકાશાત્મા, સર્વકર્તા, સર્વકામ, સુખકારી, સુગંધયુક્ત, સુખદ રસવાળા આ બધા કલ્યાણ ગુણોથી યુક્ત

પરબ્રહ્મનો સ્વીકાર કર્યો છે. જગતને અવગણીને મૌન રાખનારા તથા પૂર્ણકામ હોવાથી અન્યના પ્રત્યે આદર રહિત છે.' (છા.ઉ.૩/૧૪/૨)

'પર થકી પણ પર દિવ્ય પુરુષ પરમાત્માને પામે છે.' (મું.ઉ.૩/૨/૮)

ઉપર કહ્યા તે બધા શ્રુતિ વચનો પરબ્રહ્મને સગુણ અને સાકાર કહે છે.

ઉપરના શ્લોક ૧૦૭માં સર્વ સામાન્ય રીતે પ્રસ્તુત કરેલું સર્વેશ્વરપણું તે શ્રીકૃષ્ણમાં જ રહ્યું છે. અને તે શ્રીકૃષ્ણની જ મુમુક્ષુઓએ ઉપાસના કરવી તેવું પરબ્રહ્મ સ્વરૂપ અહીં પ્રગટ થયું દેખાય છે.

**હવે અહીં આટલી બાબતમાં ખાસ ધ્યાન દેવું :**

૧૦૮માં શ્લોકમાં 'સર્વ અવતારના કારણ છે' આમ જે કહ્યું, તેનાથી વેદાંત શાસ્ત્રમાં ઘણું ચર્ચાતું જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણપણું તે પરબ્રહ્મનું લક્ષણ અહીં કહેવાયું છે. 'ઉપાસ્ય = ઉપાસના કરવા યોગ્ય છે. આનાથી તે ભગવાનની સર્વ મુમુક્ષુઓએ ઉપાસના કરવી તેમ કહ્યું છે. ભગવાન = ભગવત્ શબ્દ કહીને તેમનું પોતાનું નિત્ય નિર્દોષપણું અને આપમેળે સત્ય સંકલ્પપણારૂપ લક્ષણ સ્પષ્ટ જણાય છે.

ઉપરના શ્લોકમાં સર્વકર્મફલપ્રદ = સર્વજીવોના કર્મફળને આપનારા અને બધી જ ક્રિયાઓ ભગવાનને અર્પણ કરવા રૂપ સર્વ કર્મથી આરાધના કરવા યોગ્ય, એ બે ભગવાનના લક્ષણ અહીં પ્રગટ થયા જણાય છે. સ્વતંત્ર અને ઈશ્વર, આ બે શબ્દથી પરમેશ્વરનું સર્વેશ્વરપણું કહેવાયું છે. 'હૃદયે જીવવજ્જીવે' હૃદયમાં જીવ રહ્યો છે તેમ જીવમાં જે અંતર્યામીપણે કરીને રહ્યા છે આમ કહ્યું છે, તેનાથી ભગવાન તે સર્વના આત્મા છે, સર્વના આધાર છે, સર્વના શેષી છે, એ બધા ભગવાનના લક્ષણ પ્રગટ જણાય છે.

તેમાં સર્વાત્મા શબ્દનો અર્થ એ થાય છે કે પોતે પોતાનું સ્વરૂપ અને પોતાનું જે જ્ઞાન, એ બે સિવાય જગતમાં જે કોઈ જડ-ચેતન પદાર્થ હોય, તે બધા જ પરમાત્માનાં શરીર છે અને પરમાત્મા તેના આત્મા છે. ઉપર જણાવેલ પરબ્રહ્મ પરમાત્માના લક્ષણોમાં એક લક્ષણ પણ પર્યાપ્ત છે. પણ તેનાથી પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન અને ઐશ્વર્ય પૂરી રીતે સમજી શકાય તે આવશ્યક છે. માટે ઉપર કહેલા સમગ્ર લક્ષણોથી પરબ્રહ્મ પરમાત્માને સમજવા.

૧૦૫ થી ૧૦૮ શિક્ષાપત્રીના ચાર શ્લોકમાં જેવા છે તેવા ત્રણ તત્ત્વોનું નિરૂપણ કર્યું છે.

આચાર્યવર્ય શ્રીરઘુવીરજી મહારાજ આ ગ્રંથના મધ્યમાં ભાષ્ય લખતા મંગલાચરણ કરે છે.

योऽन्तःस्थित्वाऽऽत्मवर्गं नियमयति यतः सर्वकामस्य सिद्धिः,
यश्चाराध्यः समस्तैर्निगमनिगदितैः कर्मभिस्तत्तदात्मा।
त्र्यन्ते श्रूयमाणः परमखनिलयो यः परब्रह्म कृष्णो,
विश्वाविर्भावहेतुः स जयतु भगवान्स्वामिनारायणोऽयम्।।१।।

જે પરબ્રહ્મ પરમાત્મા અંતર્યામીપણે વ્યાપીને સર્વજીવોને નિયમમાં રાખે છે, જેનાથી સર્વકામનાઓની સિદ્ધિ થાય છે, વેદોક્ત સર્વકર્મોથી જેની આરાધના થાય છે અને જે ચિત્, અચિત્ સર્વના આત્મા છે અને પરમ વ્યોમ-અક્ષરધામમાં જેમનું નિવાસસ્થાન છે, એમ શ્રુતિઓ કહે છે. જે સર્વ અવતારોનું કારણ અવતારી છે, તે આ પરબ્રહ્મ શ્રીકૃષ્ણરૂપ ભગવાન સ્વામિનારાયણનો સદા જય થાઓ. ૧.

या माया पुरुषं विमोह्य नयति स्वस्या वशे विभ्रमैः,
यस्तस्या वशगोऽपि नैव विकरोत्यात्मा स्वयं चिद्वपुः।
यद्ध्यानेन पुमान् समुत्तरति तां मायां विविञ्चन्निमौ,
मायानिस्तरणाय मे स भवतु श्रीस्वामिनारायणः।।२।।

જે માયા પોતાના વિવિધ વિલાસોથી પુરુષ-જીવને મોહ પમાડીને પોતાને વશ કરે છે. તે માયાને વશ થયેલો ચિત્ સ્વરૂપ જીવાત્મા તેનાથી વિકાર પામતો નથી. જે પરબ્રહ્મના ધ્યાનથી તે માયાના પારને પામે છે. તે પુરુષોત્તમ શ્રીસ્વામિનારાયણ ભગવાન માયાને તરવા માટે મારા ઉપાયરૂપ થાઓ. ૨.



**स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभुः।**
**रुक्मिण्या रमयोपेतो लक्ष्मीनारायणः स हि।।१०९।।**

**ज्ञेयोऽर्जुनेन युक्तोऽसौ नरनारायणाभिधः।**
**बलभद्रादियोगेन तत्तन्नामोच्यते स च।।११०।।**

**અને સમર્થ એવા જે શ્રીકૃષ્ણ, તે જે તે રાધિકાજીએ યુક્ત હોય ત્યારે રાધાકૃષ્ણ એવે નામે જાણવા અને રુક્મિણીરૂપ જે લક્ષ્મી તેમણે યુક્ત હોય ત્યારે લક્ષ્મીનારાયણ એવે નામે જાણવા. ॥૧૦૯॥**

**અને એ શ્રીકૃષ્ણ જે તે અર્જુને યુક્ત હોય ત્યારે નરનારાયણ એવે નામે જાણવા અને વળી, તે શ્રીકૃષ્ણ જે તે બળભદ્રાદિકને યોગે કરીને તે તે નામે કહેવાય છે, એમ જાણવું. ॥૧૧૦॥**

*ભાષ્ય :* જો શ્રીકૃષ્ણ ભગવાન જ તમારા ઉપાસ્ય ઈષ્ટ હોય તો શ્રીરાધાકૃષ્ણ, શ્રીલક્ષ્મીનારાયણદેવ અને શ્રીનરનારાયણદેવની ઉપાસના કરવી તે તમારે કઈ રીતે યોગ્ય ગણાય ? આમ કોઈ પૂછે તો તેના જવાબમાં કહે છે કે જે સર્વ અવતારોનું કારણ ભગવાન પુરુષોત્તમને સેવવા-ઉપાસવાના રૂપમાં કહ્યા છે તે જ પુરુષોત્તમ રાધિકાના યોગમાં-સાથમાં હોય ત્યારે શ્રીરાધાકૃષ્ણ કહેવાય છે. રુક્મિણીરૂપ લક્ષ્મીજીની સાથે હોય ત્યારે શ્રીલક્ષ્મીનારાયણ કહેવાય છે. તેમજ અર્જુનની સાથે

હોય ત્યારે શ્રીનરનારાયણ નામે કહેવાય છે અને બલરામની સાથે હોય ત્યારે રામકૃષ્ણ એવે નામે કહેવાય છે. આમ તે તે ભક્તોની સાથે રહેલા તે પુરુષોત્તમ ભગવાન તે ઉપર્યુક્ત નામોથી વિશેષ પણે જણાય છે, કહેવાય છે. તે નામ ભિન્ન ભિન્ન હોવા છતાં તેમના સ્વરૂપમાં ભિન્નતા હોતી નથી.

અહીં કહેવાનો આશય એવો છે કે તે જ ભગવાન પુરુષોત્તમ જ્ઞાન શક્તિ આદિ છ ગુણોથી-ઐશ્વર્યોથી પૂર્ણ અને પ્રભુ-મહાન સમર્થ છે. તેમની રાધાજીના યોગને સ્વીકારીને જ્યારે ઉપાસના કરવામાં આવે ત્યારે તે મહા પ્રભુને રાધાકૃષ્ણના રૂપમાં સમજવા તથા જે લક્ષ્મીજી રુક્મિણીના રૂપમાં અવતર્યા હતા તે રુક્મિણીના યોગને સ્વીકારીને જ્યારે ઉપાસના કરવામાં આવે ત્યારે તે શ્રીકૃષ્ણને શ્રીલક્ષ્મીનારાયણના રૂપમાં સમજવા. અર્જુનની સાથે તે મહાપ્રભુની ઉપાસના જો કરાતી હોય તો તેમને શ્રીનરનારાયણના રૂપમાં જાણવા. તેમજ જો બલરામના યોગને સ્વીકારીને જો ઉપાસના કરાય તો તે પુરુષોત્તમને શ્રીરામકૃષ્ણનાં રૂપમાં માનવા. આમ વિશેષ્ય સ્વરૂપમાં પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાનમાં કોઈ ભેદ નથી. માટે તે ઉપાસ્ય પુરુષોત્તમનાં સ્વરૂપમાં કોઈ ભેદ નથી. શ્રીરાધિકાજી આદિ ભક્તો તો નિત્યમુક્તો છે. એટલે તેમના યોગથી પરબ્રહ્મની ઉપાસના કેમ કરાય ? આવી શંકાને અહીંયા અવકાશ નથી. ૧૦૯-૧૧૦



**एते राधादयो भक्तास्तस्य स्युः पार्श्वतः क्वचित्।**
**क्वचित्तदङ्गेऽतिस्नेहात्स तु ज्ञेयस्तदैकलः ।।१११।।**

**અને એ જે રાધાદિક ભક્ત તે જે તે ક્યારેક તો તે શ્રીકૃષ્ણ ભગવાનને પડખે હોય છે અને ક્યારેક તો અતિ સ્નેહે કરીને શ્રીકૃષ્ણ ભગવાનના અંગને વિષે રહે છે, ત્યારે તો તે શ્રીકૃષ્ણ ભગવાન એકલા જ હોય, એમ જાણવા. ॥૧૧૧॥**

*ભાષ્ય :* રાધિકાજી આદિ નિત્ય મુક્તોનો સમુદાય કાયમ શ્રીકૃષ્ણ ભગવાનની સાથે જ રહે છે, એમ કહીને પ્રસંગ આવવાથી તેમાં કાંઈક વિશેષતાને પણ કહે છે, શ્રીકૃષ્ણ ભગવાન જ્યારે જ્યારે આ ભૂમિ ઉપર અવતાર ધારણ કરે છે ત્યારે ત્યારે રાધિકાજી વગેરે તેમની સાથે જ અવતરે છે. કોઈક અવતારમાં તે નિત્ય મુક્તો તેમની પડખે જ રહ્યા હોય છે અને કોઈ વખતે તો તે ભગવાનના સ્વરૂપમાં-મૂર્તિમાં રહ્યા હોય છે, તેથી તે અલગ જણાતા નથી. જ્યારે તે મૂર્તિમાં લીન હોય ત્યારે તો ભગવાન એકલા જ જણાતા હોય છે, તે નિત્ય મુક્તોનો વર્ગ દેખાય કે ન દેખાય, તેમાં કારણ તો તે અવતાર ધારનારા ભગવાનનો સંકલ્પ જ હોય છે. ભગવાન પણ તે નિત્યમુક્તોના અત્યધિક સ્નેહને લીધે તેમને પોતાનાં અંગમાં જ-સ્વરૂપમાં જ અવકાશ-નિવાસ આપે છે. તે રાધિકાજી વગેરે પરબ્રહ્મ પુરુષોત્તમના શેષરૂપ હોવાથી તેમને ભક્ત કહ્યા છે. આ બાબતમાં બીજા કેટલાક વિદ્વાનો એવું માને છે કે તે રાધિકાજી વગેરે સ્નેહની પરાકાષ્ઠા પામ્યા હોવાથી પરબ્રહ્મમાં નિમગ્ન થઈ જતા હોય છે. તેઓ પોતાના વ્યક્તિત્ત્વને પણ ભૂલી જવાથી ભગવત્સ્વરૂપથી પૃથક્ જણાય તેવા રહેતા નથી. એટલે તો તે ભગવાન એકલા જ હોય છે તેમ કહેવાય છે. બીજી બાજું સંપ્રદાયના રહસ્યને જાણનારા વિદ્વાનો એમ માને છે કે આ ત્રણ શ્લોક(૧૦૯/૧૧૦/ અને ૧૧૧)ને ભગવાનની અર્ચા-મૂર્તિના નિરૂપણ અર્થમાં છે. ૧૧૧.

**अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा।**
**चतुरादिभुजत्वं तु द्विबाहोस्तस्य चैच्छिकम्।।११२।।**

**એ હેતુ માટે એ શ્રીકૃષ્ણ ભગવાનનાં જે સ્વરૂપ તેને વિષે સર્વે પ્રકારે કરીને ભેદ ન જાણવો અને ચતુર્ભુજપણું, અષ્ટભુજપણું, સહસ્રભુજપણું ઈત્યાદિક જે ભેદ જણાય છે, તે તો દ્વિભુજ એવા જે તે શ્રીકૃષ્ણ તેમની ઈચ્છાએ કરીને છે, એમ જાણવું. ॥૧૧૨॥**

***ભાષ્ય :*** શ્રીરાધાકૃષ્ણ શ્રીલક્ષ્મીનારાયણ અને શ્રીનરનારાયણ આદિ નામોથી અલગ અલગ જણાતા ભગવાન રાધાજી અને લક્ષ્મીજી જેવા વિશેષણરૂપ ભક્તોના યોગથી અલગ જણાય છે. ખરેખર તો તે ભક્તોએ સેવેલા ભગવાન અલગ અલગ નથી, પણ તે તો એક જ છે, તે રીતે જ તે ભગવાનનું સ્વરૂપ ક્યાંક ચતુર્ભુજ અથવા અષ્ટભુજ જેવું જણાયું હોય કે જણાવ્યું હોય, અલગ અલગ દેખાતું હોય, તો પણ સ્વરૂપો અલગ અલગ નથી. ભગવાન સ્વરૂપે કરીને તો એક જ છે એમ હવે કહે છે. 'अतश्चाऽस्य' એ ભગવાનનાં સ્વરૂપમાં ચતુર્ભુજ, અષ્ટભુજ અને સહસ્રભુજ એવા જે અલગ અલગ ભાવ દેખાય છે તે તો બે ભુજાવાળા (દ્વિ ભુજ) તે ભગવાનની ઈચ્છાને આધારે છે એટલે તે ચતુર્ભુજ કે અષ્ટભુજ વગેરે સ્વરૂપો તે દ્વિભુજ એવા પુરુષોત્તમ ભગવાનનાં જ છે એમ સમજવું.

અહીં ભગવાનને દ્વિભુજ કહ્યા છે, એટલે અક્ષરધામમાં ભગવાન શ્રીહરિ સદા દ્વિભુજ છે એમ સમજવું. તે સ્કંદ પુરાણના વિષ્ણુખંડમાં રહેલા વાસુદેવમાહાત્મ્યમાં કહ્યું છે કે "જેનું સ્વરૂપ અત્યંત શાંત હોવાથી દર્શનીય છે. જે ક્ષર અને અક્ષરથી પર તથા સ્વતંત્ર છે, જે પોતે આંખના ખૂણાથી સૂચન કરીને અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરી શકે છે."(૧૭/૧૩) "સર્વોચ્ચ સુગંધિ ચંદન જેનાં સ્વરૂપમાં ચર્ચેલું છે, જેનાં હૃદય પ્રદેશ ઉપર શ્રીવત્સનું ચિહ્ન ઊપસેલું છે. કમળ જેવા સુકોમળ બંને હાથથી વાંસળીને મુખ આગળ હોઠ

ઉપર રાખીને સુમધુર સ્વરથી બજાવી રહેલા (એવા શ્રીકૃષ્ણનાં દર્શન કરીને નારદમુનિ સુખ સાગરમાં મગ્ન થઈ ગયા)." (૧૭/૧૭) ઉપરના શ્લોકમાં 'બંને હાથથી ' એમ કહ્યું હોવાથી અક્ષરધામમાં શ્રીહરિનું દ્વિ ભુજપણું સાબિત થાય છે. અને તેથી જ પછીના શ્લોકમાં ત્યાં સ્વયં ભગવાન કહે છે કે "હે બ્રહ્મન્ ! આ અક્ષરધામમાં પુરુષોત્તમ રાધા, લક્ષ્મીની સાથે તેમજ પોતાના આશ્રિત નંદ, સુનંદાદિ પાર્ષદોની સાથે રહેલા અને સમગ્ર પ્રાણીઓના અંતર્યામીપણે સ્વતંત્ર રીતે રહીને સર્વના કર્મફળોને આપનારો હું વાસુદેવ છું. વળી વિશાળ મહાન્ વૈકુંઠધામમાં હું ચતુર્ભુજ રૂપે લક્ષ્મીજી તથા નંદ અને ગરુડ આદિ મુખ્ય પાર્ષદોની સાથે રહું છું." (વાસુ.મા.૧૮/૬-૮) ઉપર 'વૈકુંઠલોકમાં હું ચતુર્ભુજરૂપે રહ્યો છું' એમ કહ્યું છે. તેથી અક્ષરધામમાં રહેલા તે પુરુષોત્તમનું દ્વિ ભુજપણું પૂરવાર થાય છે.

વળી સંહિતામાં પણ સ્પષ્ટપણે સમજી શકાય છે. જેમ કે "જ્યારે બ્રહ્મવૈવર્ત પુરાણના શ્રીકૃષ્ણ જન્મખંડમાં ભગવાન વિષ્ણુ શ્વેતદ્વીપ જતા રહ્યા, ત્યારે તેમનું શુદ્ધ સત્ત્વરૂપ બે ભાગમાં થઈ ગયું. તે બેમાં જે જમણી બાજુનો ભાગ હતો તે દ્વિભુજ થયો. તે ગોપાલના બાળ જેવા રૂપને ધારી રહ્યા હતા. નવીન મેઘના સમાન શ્યામ અને પીતાંબર વસ્ત્રથી સુશોભિત હતા. મુખ ઉપર વંશી રાખી હતી. અતિશય શોભતું અને મંદહાસ્ય ભર્યું મુખ હતું. નેત્ર કમળ સમાન હતા. તે અત્યંત તેજોમય બ્રહ્મ સ્વરૂપ હતા. સ્વયં માયાના ત્રણ ગુણથી રહિત હતા. સર્વમાં વ્યાપક તે પરમાત્માનું સ્વરૂપ ભક્તોના ઉપર અનુગ્રહરૂપ હતું. સર્વેશ્વર એવા તે ગોલોકાધિપતિ રાધિકાજીના સ્વામી હતા. તે જ મહાપ્રભુ વૈકુંઠલોકમાં સ્વયં ચતુર્ભુજ સ્વરૂપે મહાલક્ષ્મીના સ્વામીપણે વિરાજે છે." (બ્ર.વૈ.પુ. શ્રીકૃ.જ.ખં.૧૨૭/૬૪-૬૭) ૧૧૨.



**तस्यैव सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि।**

**निःश्रेयसकरं किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम्।।११३।।**

**અને એવા જે તે શ્રીકૃષ્ણ ભગવાન તેની જે ભક્તિ, તે જે તે પૃથ્વીને વિષે સર્વ મનુષ્ય તેમણે કરવી અને તે ભક્તિ થકી બીજું કલ્યાણકારી સાધન કાંઈ નથી, એમ જાણવું. ॥૧૧૩॥**

ઉપર કહ્યા પ્રમાણે પરમ પુરુષ પરમાત્માનું નિરૂપણ કર્યું. હવે તે પુરુષોત્તમની ભક્તિ જ મોક્ષનું કારણ છે તેમ આગળ કહે છે. જે પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન સર્વ અવતારોનું કારણ છે, એવું ઉપર પ્રતિપાદન કર્યું છે, 'तस्यैव' તેમની જ ભક્તિ કરવી. કોણે ભક્તિ કરવી ? જેને અધિકાર હોય એવા દેવો તથા મનુષ્યોએ બધાએ ભક્તિ કરવી. બ્રહ્માદિ દેવોનું પણ મોક્ષાર્થિપણું યોગ્ય ગણાય છે, કારણ કે તે દેવો પણ આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક, આ ત્રણ પ્રકારના તાપોથી પીડિત છે. તે ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કે "પૃથ્વી ઉપર અથવા સ્વર્ગાદિ લોકમાં મનુષ્યો કે બ્રહ્માદિ દેવો સુધી કોઈ પણ પ્રાણી માયાના સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણોથી મુક્ત હોય, તેવું નથી." (ગી.૧૮/૪૦) તે શ્રીકૃષ્ણ ભગવાનની જ ભક્તિ કરવી આમ કહ્યું હોવાથી બીજા કોઈ પણ દેવ વગેરેની ભક્તિ ન કરવી એવું સ્પષ્ટ થાય છે.

ભગવાન પુરુષોત્તમ સિવાય અન્ય કોઈ પણ મોક્ષમાં ઉપાયરૂપ નથી. અર્થાત્ બીજા કોઈ મોક્ષદાતા નથી. તેમજ વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કે મોક્ષાર્થીઓએ બ્રહ્મા આદિ દેવોની પણ ઉપાસના-ભક્તિ કરવી નહિ. "હે પુરુષસિંહ ! ભગવાન વિષ્ણુના સિવાયના જે મનના આશ્રયભૂત અન્ય દેવતા આદિ કર્મ યોનિઓ છે, તે બધા અશુદ્ધ છે."(વિ.પુ.૬/૭/૭૭) ભગવાન શ્રીહરિએ પછીના વાક્યમાં 'न तु जीवा नृदेवाद्याः' "મનુષ્ય તથા દેવાદિક જે જીવ તે તો શ્રીકૃષ્ણ

ભગવાનના ભક્ત હોય અને બ્રહ્મવેત્તા હોય તોપણ ધ્યાન કરવા યોગ્ય નથી, માટે તેનું ધ્યાન ન કરવું." (શિ.૧૧૫) તે શ્રીકૃષ્ણ ભગવાનનાં સ્વરૂપમાં ભક્તિ સર્વથા અર્થાત્ સર્વ પ્રકારે કરવી. અહીં કહેવાનો આશય એવો છે કે જે તીવ્ર ભક્તિયોગને લીધે સમાધિ થાય અને જ્યારે ફરી તેમાંથી પાછા આવે ત્યારે તે ભક્તની શરીર, વાણી તથા મનની બધી જ વૃત્તિઓ તે ભગવાનનાં સ્વરૂપમાં જ પ્રેમ સહિત પ્રસરી જાય. માટે તે રીતે સર્વ પ્રકારે કરવી. તે પણ ગીતામાં કહ્યું છે કે "અચળ નિયમ પાળનારા, ઇન્દ્રિયોને જીતવા માટે પ્રયત્ન કરનારા તથા મારું શ્રીહરિનું સતત કીર્તન તથા નમસ્કારને કરતા થકાં તે ભક્તો સાવધાનપણે મારી ઉપાસના-ભક્તિને કરે છે." (ગીતા.૯/૧૪)

અથવા સર્વથા ભક્તિ કરવી એટલે કે તે ભક્તિમાં સાધન તથા ફળ તે બંને ભગવાન જ હોય છે. ગીતામાં કહેલા ચાર પ્રકારના ભક્તો માહેલા આર્ત, જિજ્ઞાસુ તથા અર્થાર્થી એ ત્રણને તો સાધનનાં રૂપમાં જ ભક્તિ હોય છે. આર્તને ગયેલું રાજ્ય વગેરે ઐશ્વર્ય મળે, પછી ભક્તિ ટકતી નથી. જિજ્ઞાસુને પ્રકૃતિથી વિલક્ષણ આત્મસ્વરૂપની પ્રાપ્તિ પૂરતી જ ભક્તિ હોય છે અને અર્થાર્થીને ન હોય તેવી રાજ્યસત્તા વગેરે મળે પછી ભક્તિભાવ રહેતો નથી. ભક્તિનું ફળ મળે પછી ભક્તિ રહેતી નથી. પણ જે નિઃશ્રેયસાર્થી-જ્ઞાની છે તેને તો સાધન અને સાધ્ય એટલે કે ફળ, બંને ભક્તિ જ છે. ફળરૂપ ભગવાનની પ્રાપ્તિ થયા પછી તેને બીજી કોઈ આકાંક્ષા રહેતી નથી. માટે તે કલ્યાણાર્થીએ અન્ય ફળની અપેક્ષા રાખવી નહિ. ભક્તિ કર્યાનું ફળ પણ ભગવત્પ્રાપ્તિ જ છે.

જો તે પુરુષોત્તમ ભગવાનની ભક્તિ ન કરે તો તેને શું હાનિ થાય ? તો તેના ઉત્તરમાં કહે છે કે "ને ભગવાનની ભક્તિ કર્યા સિવાયનું કલ્યાણકારી બીજું કોઈ સાધન નથી," એમ જાણવું. તેટલા માટે જ સ્મૃતિમાં કહ્યું છે કે "તે પરમ પુરુષ અનન્ય ભક્તિથી જ પ્રાપ્ત

થાય છે." (ગી.૮/૧૨) "હે અર્જુન ! અત્યારે તને જે મારાં દર્શન થયા છે, તેવાં દર્શન વેદાધ્યયનથી તપસ્યાથી અનેક પ્રકારના દાનથી કે વિવિધ પ્રકારના યજ્ઞયાગાદિકથી પણ થઈ શક્તા નથી. (ગી.૧૧/૫૩) પરંતુ હે પરંતપ અર્જુન ! આવો જે હું છું તે અનન્ય ભક્તિથી તત્ત્વતઃ જાણી જોઈ અને ધ્યાનથી પ્રવેશી શકાઉં છું."(ગી.૧૧/૫૪)

"સત્યસંકલ્પ એવા મને અનન્ય ભક્તિયોગથી જે સેવે છે તે ન જીતી શકાય એવા સત્ત્વ આદિ ગુણોના પારને પામીને બ્રહ્મભાવને પામે છે." (ગી.૧૪/૨૬) "હું જેવો છું તેવો સ્વરૂપ, સ્વભાવ, ગુણ અને વિભૂતિને જાણ્યા પછી થતી અનવધિકાતિશય ભક્તિથી મારો ભક્ત મને પામે છે. અર્થાત્ લક્ષ્મીની જેમ મારા મહિમાને અનુભવીને મને સેવે છે." (ગી.૧૮/૫૫)

"આ ભગવાન પુરુષોત્તમ કેવળ એક ભક્તિથી મળી શકે છે." (ગરુડ પુ.પૂ.ખં.૨૨૭/૩૩) ૧૧૩.



**गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं फलम्।**
**कृष्णे भक्तिश्च सत्सङ्गोऽन्यथा यान्ति विदोऽप्यधः।।११४।।**

**અને વિદ્યાદિક ગુણવાળા જે પુરુષ, તેમના ગુણવાનપણાનું એ જ પરમ ફળ જાણવું, કયું ? તો જે શ્રીકૃષ્ણ ભગવાનને વિષે ભક્તિ કરવી ને સત્સંગ કરવો અને એમ ભક્તિ ને સત્સંગ એ બે વિના તો વિદ્વાન હોય તે પણ અધોગતિને પામે છે. ॥૧૧૪॥**

જીવના મોક્ષને માટે ભક્તિ કરવી તે જ એક સાધન છે, એમ કહ્યું છે, તેથી તે ભક્તિ સિવાયના જ્ઞાન તથા વિજ્ઞાન આદિ ગુણ હોય તોપણ તેની કાંઈ વિશેષતા નથી. ભક્તિ વિના તો જીવનું અધઃપતન

થાય છે એમ શ્રીહરિ કહે છે. ગુણિનાં ગુણવત્તાયાઃ ભલે કોઈ બ્રાહ્મણ હોય, વળી તે વેદાદિ શાસ્ત્રનું અધ્યયન વગેરે ગુણોથી સંપન્ન પણ હોય, પરંતુ જો તે ભગવાનનાં સ્વરૂપમાં ભક્તિથી તથા ભક્તિને કરાવનારા સત્સંગથી વિમુખ હોય તો અધોગતિને-જન્મમરણરૂપ સંસૃતિને પામે છે. આ જગતમાં પ્રાણ ધારી રહેલા તે વિપ્ર કરતા તો ભગવાનનો એકાંતિક ભક્ત ભલે તે જન્મથી ચાંડાળ હોય, તો પણ તે શ્રેષ્ઠ છે. કદાચ કોઈ કહે કે તે બ્રાહ્મણ તો જ્ઞાની છે, ભલેને જ્ઞાની હોય ! તેનાં જ્ઞાનનું તેને આપોઆપ કાંઈ ફળ મળતું નથી. બ્રાહ્મણમાં શાસ્ત્રાધ્યયન આદિ જે ગુણ કહ્યા છે તે સદ્‌ગુણ પણ ભગવાનની ભક્તિના અંગભૂત હોવા જોઈએ. અને તેને લગતું કહ્યું છે કે "ભગવાનના શુભગુણોનું સંકીર્તન છે તે જ મનુષ્યને તપ, શાસ્ત્રાધ્યન, યજ્ઞયાગાદિ, સચ્છાસ્ત્રનો પાઠ, રૂડી બુદ્ધિ અને દાન આદિ સર્વ શુભ ગુણોનું ઉત્તમ ફળ છે. આમ મોટા કવિઓએ કહ્યું છે."(ભાગ.૧/૫/૨૨) તેથી મૂળ શિક્ષાપત્રીમાં કહ્યું છે કે ગુણવાન પુરુષોનાં ગુણવાનપણાનું એ જ શ્રેષ્ઠ પ્રયોજન છે કે ભગવાનનાં સ્વરૂપમાં ભક્તિ હોય તથા ભક્તિની વૃદ્ધિ કરે એવા સત્સંગમાં રુચિ હોય, તે બે ન હોય તો તે વિદ્વાન હોવા છતાં અધોગતિને પામે છે. તે પ્રહ્લાદજીએ પણ કહ્યું છે કે "ધનસંપત્તિ, ઉચ્ચકુળ અને રૂપ વગેરે બાર સદ્‌ગુણોથી સંપન્ન કોઈ બ્રાહ્મણ હોય પણ જો તે ભગવાન પુરુષોત્તમના ચરણનો આશ્રિત ન હોય પણ તેથી વિમુખ હોય તો તેના કરતાં મન, વાણી, ક્રિયા તથા પ્રાણોથી ભગવત્પરાયણ રહેનારા ચાંડાળને પણ હું શ્રેષ્ઠ માનું છું. કારણ કે તે ભગવદ્ ભક્તિથી પોતાના બધાં કુળને પવિત્ર કરે છે. પરંતુ પોતાના તે ગુણોનો અભિમાની મનુષ્ય એક પોતાને પણ શુદ્ધ કરી શકતો નથી."(ભાગ.૭/૯/૧૦) સ્કંદ પુરાણમાં કહ્યું છે કે "જો ભગવાન શ્રીહરિની ભક્તિ ન કરી હોય તો તે મનુષ્યને યમદૂતો લઈ જાય છે. જો આમ થતું હોય તો મનુષ્યે મેળવેલા વિદ્યા આદિ ગુણોનું

ફળ શું ? તો આનાથી એ સિદ્ધ થાય છે કે મનુષ્યે શ્રીકૃષ્ણ ભગવાનના સ્વરૂપમાં ભક્તિ અવશ્ય કરવી જોઈએ અને ભક્તિની અભિવૃદ્ધિ માટે સત્સંગ પણ કરવો જોઈએ.

તેથી જ કહ્યું છે કે "સત્સંગથી પ્રાપ્ત થયેલી ભક્તિથી જે પુરુષ મને સેવે છે, તો તે મારા પદને પામે છે."(ભાગ.૧૧/૧૧/૨૫) "હે ઉદ્ધવ ! સત્સંગથી પ્રાપ્ત થયેલા ભક્તિયોગ સિવાય મારી પ્રાપ્તિનો કોઈ બીજો સારો ઉપાય નથી. કારણ કે સત્સંગથી જ ઉપાય તથા ઉપેયભાવને પામું છું.(ભાગ.૧૧/૧૧/૪૮) "વિષયાસક્ત પુરુષની બુદ્ધિ પરમાત્માના ચરણ સુધી પહોંચતી નથી. કારણ કે પરમ ભાગવત ભક્તોની ચરણ રજને જ્યાં સુધી તે નથી સેવતો ત્યાં સુધી તેનું અનર્થોથી ભર્યું દુઃખ ટળતું નથી."(ભાગ.૭/૫/૩૨) ૧૧૪.



**कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमापि च।**
**न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च।।११५।।**

**અને શ્રીકૃષ્ણ ભગવાન તથા શ્રીકૃષ્ણ ભગવાનના જે અવતાર, તે જે તે ધ્યાન કરવા યોગ્ય છે તથા શ્રીકૃષ્ણ ભગવાનની જે પ્રતિમા તે પણ ધ્યાન કરવા યોગ્ય છે. માટે એમનું ધ્યાન કરવું; અને મનુષ્ય તથા દેવાદિક જે જીવ તે તો શ્રીકૃષ્ણ ભગવાનના ભક્ત હોય અને બ્રહ્મવેત્તા હોય તો પણ ધ્યાન કરવા યોગ્ય નથી. માટે એમનું ધ્યાન ન કરવું. ॥૧૧૫॥**

હવે શ્રીકૃષ્ણ ભગવાન સિવાય બીજા કોઈનું ધ્યાન મુમુક્ષુએ ન કરવું, એમ વિશેષપણે કહે છે. 'कृष्णस्तद-' શ્રીકૃષ્ણ એટલે સહુથી પર અક્ષરધામના નિવાસી પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણ તથા તેમના રામ કૃષ્ણ આદિ અવતાર ધ્યાન કરવા યોગ્ય છે. અહીં તેમના અવતારોનું ધ્યાન

કરવું. આટલું નવું કહ્યું છે. શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું, તે તો "શ્રીકૃષ્ણ જે તે આપણા ઈષ્ટદેવ છે ને ઉપાસના કરવા યોગ્ય છે." એમ શ્લોક ૧૦૮માં જે ઉપર કહી ગયા છે તેને ફરીવાર કહ્યું છે.

તેમની 'પ્રતિમા પણ ધ્યાન કરવા યોગ્ય છે.' અહીં કહેલી તેમની પ્રતિમા એટલે મૂર્તિ, તે મૂર્તિને પણ અવતાર વિશેષનાં રૂપમાં ગણવામાં આવે છે. એટલે અવતાર શબ્દથી પ્રતિમા-મૂર્તિ પણ કહી જ ગણાય. છતાં ફરીને પ્રતિમાને અલગ એટલે કહી છે કે ભક્તોને સ્પષ્ટ રીતે સમજી શકાય. ગોબલીવર્દન્યાયથી (ગોવંશ કહેવાથી ગાય અને બળદ બંને સમજી શકાય છે છતાં ખાસ સ્પષ્ટતા માટે બળદ એમ બોલાય છે તેમ) અહીં અવતાર શબ્દ પ્રતિમા-મૂર્તિથી ભિન્ન અર્થમાં વપરાયો છે.

જીવને અશુભ ગણ્યા છે. તેમનું અશુભપણું જ તેમને અલગ પાડી દે છે. એટલે જીવની ઉપાસના કરવી નહિ. જીવ મનુષ્ય કોટિમાં ગણાતા હોય કે પછી દેવકોટિમાં ગણાતા હોય, બધા એક સરખા જ છે, તેમાં કોઈ તફાવત નથી. તાત્પર્ય એ છે કે તે સમગ્ર અશુભાશ્રય છે.

જે અક્ષર બ્રહ્મનું ચિંતન કરતા હોય કે પરબ્રહ્મનિષ્ઠ હોય તેઓ તો મુમુક્ષુઓને માટે ઉપાસ્ય ગણાય જ, કારણ કે તેઓ તો મુક્તપ્રાય જ છે ! આવી શંકા કોઈને કદાચ થાય તો તેને માટે શ્રીહરિ કહે છે કે, 'भक्ता ब्रह्मविदोऽपि च' અક્ષરબ્રહ્મનું ચિંતન કરનારા જે ભગવદ્‌ભક્તિયોગ નિષ્ઠ હોય તેની પણ ઉપાસના ન કરવી અથવા બ્રહ્મવિદ્-પરબ્રહ્મના ઉપાસક ભક્તિયોગનિષ્ઠ ભક્તો અર્થાત્ સાધ્યભક્તિનિષ્ઠ હોય તેની પણ ઉપાસના ન કરવી. આ શબ્દથી મુક્તોની ઉપાસના પણ ન કરવી. એવું પુરવાર થાય છે. કારણ કે મુક્તોમાં પણ સ્વતઃ શુદ્ધિ હોતી નથી. તે બાબતને વિષ્ણુધર્મમાં કહી છે.

"આ જગતમાં રહેલા બ્રહ્માથી લઈને ઘાસના થૂંબડા સુધીના બધા જ પ્રાણીઓ કર્મોના ફળરૂપ સંસારને આધીન છે. તેથી તે બધા

ધ્યાન કરનારાને ધ્યાનમાં સહાયક બની શક્તા નથી. કારણ કે તે સમગ્ર અજ્ઞાનથી ઘેરાયેલા અને સંસાર ગોચર અર્થાત્ સંસારી છે. કદાચ કોઈને પછીથી જ્ઞાન ઊપજ્યું હોય તો પણ ધ્યાનીઓને ધ્યાનમાં મદદરૂપ થઈ શક્તા નથી. તેમને થયેલું જ્ઞાન સ્વાભાવિક(સ્વતઃ) થયેલું નથી. તેમને જ્ઞાન પણ બીજા પાસેથી જ મળેલું હોય છે." (વિષ્ણુધર્મ) અક્ષરધામમાં રહેતા જે નિત્ય-મુક્તો છે તેઓ તો ભગવાનનાં વિશેષણ ભૂત(અંગભૂત) હોવાથી તેની ઉપાસનાનો અહીં નિષેધ કર્યો નથી. પરબ્રહ્મ પુરુષોત્તમના અનંત કલ્યાણ ગુણ જે રીતે ઉપાસ્ય છે, તે રીતે જ ભગવદ્વિભૂતિ રૂપ નિત્ય-મુક્તોથી વિશિષ્ટ પરબ્રહ્મ પણ ઉપાસ્ય છે. એટલા માટે જ બાદરાયણ વ્યાસે 'उपसात्रैविध्यात्' સૂત્રમાં ભગવાનની ઉપાસનામાં ત્રણ પ્રકાર કહ્યા છે. તેની સંગતિ મળી આવે છે. ૧૧૫.



**निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम्।**
**विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा।।११६।।**

**અને સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ જે ત્રણ દેહ તે થકી વિલક્ષણ એવો જે પોતાનો જીવાત્મા તેને બ્રહ્મરૂપની ભાવના કરીને પછી તે બ્રહ્મરૂપે કરીને શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ જે તે સર્વ કાળને વિષે કરવી. ॥૧૧૬॥**

ભક્તિયોગમાં આત્મદર્શન અંગ જણાય છે, એટલે ભક્તિયોગ સાધવામાં આત્મદર્શન પૂર્વક જ પ્રયત્ન કરવો, એમ શ્રીહરિ કહે છે. निजात्मानम् ભક્તિયોગમાં આત્મદર્શન અંગ છે, એ બાબત શ્રુતિ પુરવાર કરે છે કે "નિરતિશય તેજોયુક્ત પરમાત્માનું મનન કર્યા

પછી પ્રકૃતિનાં કાર્યરૂપ દેહેન્દ્રિયાદિથી વિલક્ષણ અને અત્યંત શુદ્ધ એવા આત્મજ્ઞાનને પામીને ધીરપુરુષ હર્ષ અને શોકનો ત્યાગ કરે છે."(કઠોપ.૧/૨/૧૨)

જો કે પૂર્વ કર્મને અનુસારે માયિક ભૌતિક દેહ ઇન્દ્રિયો અને અંતઃકરણનો જીવને સંબંધ રહ્યો છે, છતાં સ્થૂલ સૂક્ષ્મ અને કારણ એવા નામથી કહેવાતા શરીરથી અત્યંત ભિન્ન તથા જ્ઞાનૈકઘન એવા આત્મસ્વરૂપમાં અક્ષરસ્વરૂપની વિભાવના કરીને ઉપાસકે યોગાભ્યાસના બળથી કેવળ જ્ઞાનૈકાકારપણે નિત્ય પરિશુદ્ધ બ્રહ્મરૂપને સારી પેઠે જોઈને તેવા આત્મદ્રષ્ટા થઈને ભગવાનની ભક્તિ કરવી, અર્થાત્ ભક્તિયોગમાં આગળ વધવા પ્રયત્ન કરવો, તે સિવાય ભક્તિયોગની સિદ્ધિ થતી નથી.

ભલે જીવને માયિક દેહ ઇન્દ્રિયાદિકનો જ્યાં સુધી સંબંધ હોય ત્યાં સુધી જીવનું જ્ઞાન સંકુચિત રહે છે. શ્રુતિ કહે છે કે "અર્ચિરાદિ માર્ગથી ઊર્ધ્વગતિ પામેલો સંપ્રસાદ-જીવ પરમાત્માનાં દિવ્ય ધામને પામ્યા પછી પરમાત્માને સમાન ગુણધર્મ યોગને પામે છે."(છાં.ઉ.૮/૧૨/૨)

જીવના જ્ઞાનનો સંકોચ તો ઔપાધિક છે. તેમ છતાં જીવના જ્ઞાનસ્વરૂપપણામાં કાંઈ ક્ષતિ થતી નથી. એટલે કે ઉપાસક જીવ સ્વસ્વરૂપમાં બ્રહ્મભાવનું ચિંતન કરે, કહેવાનો ભાવ એવો છે કે તેનાથી તેને આત્મદર્શન-સાક્ષાત્કાર થાય છે. તેન આ તૃતીયા વિભક્તિનો એવો અર્થ થાય છે કે બ્રહ્મભાવે ભક્તિ કરવામાં આવે તો તે ભક્તિ બ્રહ્મરૂપ ફળને આપે છે. ૧૧૬.



**श्रव्यः श्रीमद्भागवतदशमस्कन्ध आदरात्।**
**प्रत्यहं वा सकृद्वर्षे वर्षे वाच्योऽथ पण्डितैः ।।११७।।**

**અને શ્રીમદ્‌ભાગવત પુરાણનો જે દશમસ્કંધ તે જે તે નિત્ય પ્રત્યે આદર થકી સાંભળવો અથવા વર્ષોવર્ષ એકવાર સાંભળવો અને જે પંડિત હોય તેમણે નિત્ય પ્રત્યે વાંચવો અથવા વર્ષોવર્ષ એકવાર વાંચવો. ॥૧૧૭॥**

હવે ભક્તિના વિકાસમાં સહાયક સાધન બતાવે છે. श्रव्यः ભગવાનનાં સ્વરૂપમાં પ્રેમ રસના છલકાતા પ્રવાહ રૂપ શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ મારા આશ્રિતોએ રોજ આદરભાવથી સાંભળવો. ભાગવતનાં દશમ સ્કંધમાં ભગવાનની દિવ્ય લીલાઓ વર્ણવી છે, તેમજ જે ગોવાળો અને ગોપીઓએ વેદાદિ શાસ્ત્રના જ્ઞાનનો તથા સદાચારનો ક્યારેય વિચાર સુદ્ધા કર્યો ન હતો. તેમનાં હૃદયમાં રહેલો ભગવત્પ્રેમ પણ વર્ણવ્યો છે. વળી પરમ ભગવદીય અક્રૂર આદિ ભક્તોનો ભગવાનમાં પ્રેમ રસ વહે છે. તે દશમ સ્કંધનું નિત્ય શ્રવણ કરવું. તે કયા ભક્તના હૃદયમાં ભક્તિરૂપ પ્રેમરસને ન ઉપજાવે ?

અહીં બીજા પુરાણોની તુલનામાં ભાગવતની શ્રેષ્ઠતા સમજીને શ્રીમદ્ આવું વિશેષણ કહ્યું છે. વ્યાસમુનિ વેદોના અર્થને સ્પષ્ટ કરવા માટે અવતર્યા હતા, તેમણે વિષય સંકલનની દૃષ્ટિથી વેદોમાં વિભાગ કર્યો. મહાભારત આદિ ગ્રંથોમાં વેદમાં પ્રતિપાદિત અર્થોને વધારે સ્પષ્ટ કરી સમજાવ્યા છતાં તેમના મનમાં જરૂરી સંતોષ ન થયો. તેઓ દીનદયાળુ હતા. સહુનું કલ્યાણ કરવા ચાહતા હતા. તેથી તેમણે એકાંતિક ભાગવત ધર્મનું નિરૂપણ કરવા માટે નારદજીની સૂચના પ્રમાણે ભાગવત પુરાણની રચના કરી. તે બાબતને નીચે પ્રમાણે કહી છે.

"હે વિપ્રો ! સદા પ્રાણીઓના શ્રેય માટે આ પ્રમાણે પ્રવર્તેલા વ્યાસ મુનિનાં હૃદયમાં બધી રીતે સંતોષ ન થયો. મન બરાબર પ્રસન્ન

ન હતું, ત્યારે ધર્મને જાણનારા વ્યાસ મુનિ પવિત્ર સરસ્વતી નદીને કિનારે એકાંતમાં બેસીને વિચારવા લાગ્યા. વેદવ્રતને ધારણ કરનારા મેં વેદોને, ગુરુજનોને અને ત્રેતાગ્નિઓને નિષ્કપટ ભાવે માન્યા પૂજ્યા છે. તેમજ તેમની આજ્ઞાને પણ પાળી છે. મહાભારતને નિમિત્તે વેદોનો અર્થ બતાવ્યો છે કે જે મહાભારતમાં સ્ત્રીઓ તથા શૂદ્ર આદિના ધર્મ આદિને પણ મેં બતાવ્યા છે. આ રીતે મેં બધું કર્યું હોવા છતાં મારો આત્મા અકૃતકૃત્ય જણાય છે. બ્રહ્મતેજથી સંપન્ન હોવા છતાં નિસ્તેજ જેવો પોતાને અનુભવું છું. શું મેં ભાગવત ધર્મોનું યથાર્થ નિરૂપણ નથી કર્યું ?" (ભાગ.૧/૪/૨૬-૩૧)

મૂળમાં રહેલો શ્રીમદ્ શબ્દ દશમ સ્કંધનું વિશેષણ છે એમ સમજવું. બીજા સ્કંધો કરતા દશમ સ્કંધમાં શ્રીકૃષ્ણભક્તિગોચર ભક્તિરસને પુષ્કળ પ્રમાણમાં કહ્યો હોવાથી તે શ્રેષ્ઠ છે. જેમને વાંચવાનો અધિકાર ન હોય તેમણે દશમસ્કંધ સાંભળવો તેમ કહ્યું છે. જો રોજ સાંભળવાનો સમય ન મળતો હોય તો દર વરસે એક વાર તો સાંભળવો જ અથવા દર વરસે વારંવાર સાંભળવો. વળી જેને વાંચવાનો અધિકાર હોય એવા પંડિતોએ દર વરસે અથવા વારંવાર વાંચવો. અહીં પંડિત તેને સમજવા કે જે વંચાતા ગ્રંથના અર્થને સમજવાની શક્તિ ધરાવતા હોય. જો અવકાશ હોય તો રોજ અને અવકાશ ન હોય તો જ્યારે અવકાશ મળે ત્યારે દશમ સ્કંધ યથાધિકાર સાંભળવો અને પંડિતોએ વાંચવો.

દશમ સ્કંધની કથાના સેવનથી શ્રીકૃષ્ણનાં સ્વરૂપમાં ભક્તિનો વિકાસ થાય છે. અથવા પંડિતોએ એટલે કે જ્ઞાનીઓએ દશમસ્કંધને વાંચવો. કહેવાનો આશય એવો છે કે જ્ઞાનીઓને પણ આત્મા તથા પરમાત્માનાં સ્વરૂપનું વિજ્ઞાન સંપન્ન હોવા છતાં તે વિજ્ઞાન જ્યાં સુધી ભક્તિના રૂપમાં પરિણત ન થાય ત્યાં સુધી જ્ઞાનીને પણ નિશ્રેયસ-કલ્યાણની સિદ્ધિ થતી નથી. જેને વિજ્ઞાન પ્રાપ્ત થયું હોય અને તે

જો પરમાત્માનાં સ્વરૂપમાં પ્રેમરૂપ ભક્તિને ચાહતા હોય તો તેણે આ ભક્તિરસનો પ્રબંધ દશમ સ્કંધ અવશ્ય સેવવો. તેમાં વિજ્ઞાન માત્ર તો નિષ્ણાંતના ઉપદેશથી મળી શકે છે, પણ ભગવત્સ્વરૂપમાં પ્રેમ તો સંતોના સમાગમથી અને આ દશમ સ્કંધ જેવા પ્રબંધના પરિશીલન-સેવનથી જ મળે છે. કદાચ કોઈ એમ કહે કે ભક્તિના વિકાસમાં કારણ રૂપ આ દશમસ્કંધને રોજ કે દર વરસે એકવાર સાંભળીએ પણ વક્તા હોવા જોઈએ ને ? ત્યારે તેના માટે શ્રીહરિ કહે છે કે "ભાગવત ભણેલા વિદ્વાન પંડિતોએ મુમુક્ષુઓને કથા સંભળાવવી."

આમ પંડિતોને પણ આજ્ઞા કરી છે. જે જ્ઞાની હોય અને કથા પ્રવચન કરી શકતા હોય તેમને માટે તો આ એક ફરજ છે. જો કથા ન સંભળાવે તો તે વિદ્વાનને મળેલું વિજ્ઞાન નાગના માથા ઉપર રહેલા મણિની જેમ ઉદ્વેગ કરનાર થાય અને છેવટે તે વિજ્ઞાન પણ વિલીન થઈ જાય છે. ૧૧૭.



**कारणीया पुरश्चर्या पुण्यस्थानेऽस्य शक्तितः ।**
**विष्णुनामसहस्रादेश्चापि कार्येप्सितप्रदा ।।११८।।**

**અને એ જે દશમસ્કંધ તેનું પુરશ્ચરણ જે તે પુણ્ય સ્થાનકને વિષે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવું-કરાવવું અને વળી, વિષ્ણુસહસ્રનામ આદિક જે સચ્છાસ્ત્ર તેનું પુરશ્ચરણ પણ પોતાના સામર્થ્ય પ્રમાણે કરવું-કરાવવું. તે પુરશ્ચરણ કેવું છે ? તો પોતાના મનવાંછિત ફળને આપે એવું છે. ॥૧૧૮॥**

પ્રતિદિન શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધનું શ્રવણ તેમ જ તેના પઠન પાઠન આદિને ભક્તિનો વિકાસ તેમ જ અભિવૃદ્ધિ અને સફળતાના સાધન રૂપે કહ્યા. કદાચ કોઈને કાંઈ લૌકિક સુખ આદિની ઈચ્છા રહેતી

હોય તો તેણે આ દશમ સ્કંધ (ભાગવત)નું પુરશ્ચરણ કરવું, એમ કહે છે. કારણીયા જો કાંઈ આર્થિક અભિલાષા રહેતી હોય તો બીજા પ્રયત્નોને છોડી દઈને ભગવાનના ચરિત્રોનું જ મુખ્યપણે વર્ણન કરનારા આ દશમ સ્કંધનું પુરશ્ચરણ કરવું. તે પુરશ્ચરણ ઈચ્છિત ફળને આપે છે. તે પ્રમાણે જ શ્રીવિષ્ણુનામસહસ્ર સ્તોત્ર તથા અષ્ટાક્ષર મંત્ર આદિનું પુરશ્ચરણ પણ પવિત્ર સ્થાનમાં કરવું. પવિત્ર સ્થાનના પ્રતાપે ઈચ્છિત ફળની પ્રાપ્તિ વિલંબ વિના થાય છે. પુરશ્ચરણનો પ્રકાર તેમજ તેનું વિધાન વિધિ વગેરે અન્ય વિધાનનિધાન ગ્રંથ આદિમાંથી સવિસ્તર જાણી લેવું.

જો કે પુરશ્ચરણ કરવામાં જપનો હોમ, દક્ષિણા બ્રાહ્મણોનું ભોજન આદિ હોય છે, એટલે તેમાં ઘણો જ પ્રયાસ થતો હોય છે, પણ પોતાની શક્તિ પ્રમાણે કરેલું તે પુરશ્ચરણ ઈચ્છિત પુરુષાર્થને સફળ કરે છે. તે પુરશ્ચરણ જો પોતાને અધિકાર હોય તો સ્વયં કરવું અને ન હોય તો બીજા પાસે કરાવવું અથવા ધનનો ખર્ચ આપીને પુરશ્ચરણ બીજા પાસે કરાવવું અથવા કરવું. ૧૧૮.



**दैव्यामापदि कष्टायां मानुष्यां वा गदादिषु।**
**यथा स्वपररक्षा स्यात्तथा वृत्यं न चान्यथा।।११९।।**

**देशकालवयोवित्तजातिशक्त्यनुसारतः।**
**आचारो व्यवहारश्च निष्कृतं चावधार्यताम्।।१२०।।**

**અને કષ્ટની દેનારી એવી કોઈ દેવ સંબંધી આપદા આવી પડે તથા મનુષ્ય સંબંધી આપદા આવી પડે તથા રોગાદિક આપદા આવી પડે, તેને વિષે જેમ પોતાની ને બીજાની રક્ષા થાય તેમ વર્તવું, પણ બીજી રીતે ન વર્તવું. ॥૧૧૯॥**

**અને આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત એ જે ત્રણ વાનાં તે જે તે દેશ, કાળ, અવસ્થા, દ્રવ્ય, જાતિ અને સામર્થ્ય એટલાંને અનુસારે કરીને જાણવાં. ॥૧૨૦॥**

*ભાષ્ય* : ઉપરના શ્લોકમાં शक्तितः તે પુરશ્ચરણ પોતાના સામર્થ્ય પ્રમાણે કરવું કરાવવું, એમ શાથી કહ્યું ? જે ફળ મેળવવા જે સાધન જેવા રૂપમાં કહ્યું હોય તે સાધન તેવા રૂપમાં જ કરવું જોઈએ. સાધન કરવાની શક્તિ ન હોય તો તેણે પુરશ્ચરણાદિ સાધન ન કરવા. પુરુષની શક્તિ-સામર્થ્ય પ્રમાણે પુરશ્ચરણાદિ સાધનનું સ્વરૂપ બદલે નહિ. સશક્તને માટે સાધન આવા પ્રકારનું અને અશક્તને માટે આવું, એમ આવી કોઈને શંકા થાય ત્યારે કહે છે કે આર્થિક રીતે સશક્ત પુરુષની પાસે ધર્મ સંબંધી કામમાં જેટલા ધનનો ખર્ચ કરવાની અપેક્ષા રખાય છે, તેટલા ખર્ચની અપેક્ષા આર્થિક દૃષ્ટિએ અશક્ત હોય તેની પાસે રખાય નહિ. પોતાના ધન ખર્ચવાના સામર્થ્યને અનુસારે જ ધાર્મિક કાર્ય કરવું, તેમ શાસ્ત્રમાં સશક્ત અને અશક્તને માટે ભિન્ન ભિન્ન વાત કહી છે. માટે આપત્કાળનો ધર્મ અલગ કહ્યો છે. દેશકાળ આદિની વિભિન્નતાને કારણે આચાર આદિમાં પણ વિભિન્નતા કહે છે કે દેવસંબંધી આપત્તિમાં પોતાનું તથા બીજાનું કે જે પોતાના હોય તેમનું પણ જે રીતે રક્ષણ ભરણ પોષણ થાય તે રીતે ધર્મનું આચરણ કરવું. પણ તેથી વિપરીત રીતે ધર્માચરણ ન કરવું. એવો આશય છે.

તે મોક્ષધર્મમાં કહ્યું છે, "દેશ, કાળ, અવસ્થા, દ્રવ્ય, જાતિ અને શક્તિ એ બધા અનુકૂળ હોય ત્યારનો ધર્મ જુદો હોય છે અને દેશ આદિની પ્રતિકૂળતા હોય તે સમયનો ધર્મ બીજો જ હોય છે." (મ.ભા. આ.પ.મોક્ષ.ધ.૨૬૦/૪)

પોતાનું તથા બીજાનું જે રીતે રક્ષણ થાય તેમ વર્તવું. એનો આશય એવો છે કે 'જેમ કોઈ બ્રાહ્મણનું કુટુંબ ઘણું મોટું હોય, તેને આજીવિકાનું

બીજું કોઈ સાધન ન હોય, તેમાં દુકાળ પડે ત્યારે તે સ્વધર્મરૂપ ભિક્ષા માગવા નીકળે. તેવા સમયમાં બીજા ગૃહસ્થને પણ દુકાળને લીધે આજીવિકાની મુશ્કેલી હોય ત્યારે ગરીબ કુટુંબી બ્રાહ્મણ ભિક્ષા માટે આવ્યો હોય અને તે ગૃહસ્થ વિચારે કે "બ્રાહ્મણને ભિક્ષા આપવી તે આપણો ધર્મ છે. અત્યારે આપણે દુકાળથી હેરાન થઈએ છીએ પણ શું કરવું ? ગમે તે રીતે આપવું જોઈએ." આવું જે વિચારે છે તે ગૃહસ્થ દુ:ખી થાય છે. માટે જે રીતે પોતાની તથા બીજાની રક્ષા થાય તે રીતે આપત્કાળનો ધર્મ સ્વીકારવો. આપત્તિનો સમય અને સાનુકૂળ સમય, બંનેના ધર્મ જુદા જુદા છે. અને તે રીતે જ દેશ, કાળ, અવસ્થા, દ્રવ્ય, જાતિ અને શક્તિની વિષમતા હોય, તે સ્થિતિમાં આચાર, વ્યવહાર તથા પ્રાયશ્ચિતને શાસ્ત્રમાં જુદાં જુદાં કહ્યા છે, એટલે જે યોગ્ય હોય તે શક્તિ પ્રમાણે કરવું તેમ કહ્યું છે. ૧૧૯-૧૨૦.



**मतं विशिष्टाद्वैतं मे गोलोको धाम चेप्सितम्।**
**तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम्।।१२१।।**

**અને અમારો જે મત તે વિશિષ્ટાદ્વૈત છે એમ જાણવું અને અમને પ્રિય એવું જે ધામ તે ગોલોક છે એમ જાણવું. અને તે ધામને વિષે બ્રહ્મરૂપે કરીને જે શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરવી તે અમે મુક્તિ માની છે એમ જાણવું. ।।૧૨૧।।**

**ભાષ્ય :** ઉપદેશના પ્રસંગે જે કહેવાનું હતું તે અહીં સુધી કહ્યું. હવે શ્રીહરિ મુક્તિ(મોક્ષ)નું સ્વરૂપ કહે છે. ઉપર શ્લોક૧૦૩માં ભક્તિનું સ્વરૂપ કહ્યું. તે ભક્તિ કરવાનાં ફળરૂપ જે જીવને મુક્તિ-મોક્ષ મળે છે, તેનાં સ્વરૂપનું નિરૂપણ કરવું તે આ પ્રસંગને અનુરૂપ છે. પહેલા ભક્તિનું સ્વરૂપ કહ્યું અને તે પછી શ્લોક ૧૧૬માં પોતાનાં આત્મામાં

બ્રહ્મરૂપની ભાવના કરીને શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ કરવાનું કહ્યું છે. અને તે પછી અહીં શ્રીકૃષ્ણભગવાનની સેવાને મુક્તિ કહી છે.

દિવ્યદેશ-અક્ષરધામમાં પહોંચેલા અને સર્વોત્તમ તેજોમય સ્વરૂપને (ભાગવતી તનુને) પામેલા મુક્તાત્માએ ત્યાં વિરાજમાન પરમાનંદમય (શ્રીકૃષ્ણ) પરમાત્માની જે સેવા કરવાનો અપૂર્વ લાભ લેવો, તે જ મુક્તિ અર્થાત્ જીવનો મોક્ષ કહ્યો છે.

શ્રીહરિએ કહેલા મુક્તિના સિદ્ધાંત વિરુદ્ધ માનનારાં અદ્વૈતી (શાંકરમતાનુયાયી) સામેથી કહે છે. મુક્તિની સ્થિતિમાં પણ સેવ્ય (સ્વામી) સેવકભાવ વળી શું ? શ્રુતિઓ તો બ્રહ્મતત્ત્વ સાથે અભેદપણે મળી જવાને મુક્તિ કહે છે. અને તે અભેદ મુક્તિ થવી તે વાસ્તવિક છે. ક્યાંક ભેદ (સ્વામિસેવકભાવ) જેવું જુદાપણું કહ્યું હોય તો તેને અવાસ્તવિક-ભ્રાંતિ જેવું સમજવું. તે જ્યારે અવાસ્તવિક ભ્રાંતિ જેવું ટળી જાય ત્યારે પરબ્રહ્મની સાથે ભળી જઈને અદ્વૈત-અભિન્નપણું પામવું તે જ વાસ્તવિક-સત્ય છે. અને તેથી જ "બ્રહ્મને જાણનારો બ્રહ્મ જ થાય છે" આ શ્રુતિનો અર્થ ખરાં રૂપમાં ઘટી શકે છે.

જ્યારે અદ્વૈતી આવી શંકા કરે છે ત્યારે તે ઉપર કહેલી અદ્વૈતભાવ કહેનારી શ્રુતિનો ખરો અર્થ-આશય શું છે ? તેને સમજાવવામાટે શ્રીહરિ કહે છે કે "मतं विशिष्टाद्वैतं मे" તે તે વેદાંતની શ્રુતિઓમાં જણાતું જે બ્રહ્મનું અદ્વૈતપણું છે, તે ચિત્(ચેતનવર્ગ) અને અચિત્(જડવર્ગ) થી વિશિષ્ટ એવા બ્રહ્મનું છે. એમ અમારું માનવું છે. કારણ કે બ્રહ્મ વિશિષ્ટ જ છે.

"वियद्वायुस्तेजःसलिलमवनिश्चेति यदिदं-
विकाराणां या च प्रकृतिरपि यश्चेतनगणः।
न चैषामेकं वा यदगुणतया स्यात्तनुतया,
प्रकारीभूयास्ते निखिलमपि यद्ब्रह्मण इदम्।।१।।

तथा च स्वैकान्तैरखिलचिदचिद्धर्मनिचयै-
र्विशिष्टं ब्रह्मैकं भवति न च तत्त्वं तदधिकम्।
अतो नाना नेति श्रुतिशिरसि जोघुष्यत इदं-
विशिष्टाद्वैतं तन्न हि गुणविभागं न सहते।।२।।

વિશિષ્ટાદ્વૈતનો આશય એવો છે કે આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી આ પાંચ ભૂત કહેવાય છે. પરમાત્માની પ્રેરણાથી તે પાંચભૂતોમાંથી ઊપજેલાં ચોરાશી લાખ જાતનાં કે અનંત પ્રકારનાં શરીર જીવોને પૂર્વ-પૂર્વનાં કર્મફળ ભોગવવા માટે મળે છે. ઘણા મતભેદો હોવા છતા પણ ચોવીશ તત્ત્વોનાં સંયોગથી ઊપજેલા તે સૂક્ષ્મ તથા સ્થૂળ શરીરોને આચાર્યોએ માન્યા છે. પાંચ ભૂતોમાંથી ઊપજેલા તે ભૌતિક શરીરો અને તેનું મૂળકારણ કે જેને પ્રકૃતિ તત્ત્વ(માયા)કહેવાય છે. તે પ્રકૃતિમાંથી મહત્તત્વ આદિના ક્રમથી અસંખ્ય બ્રહ્માંડો ઊપજે છે. તે બધાને કાર્ય કહેવાય છે. અને તેનાં કારણને પ્રકૃતિ કહેવાય છે. આ પ્રકૃતિને આચાર્યોએ પ્રધાન અવિદ્યા તથા માયા આદિ શબ્દોથી કહી છે. તે કારણરૂપ પ્રકૃતિ અને કાર્યરૂપ આ બધું જગત અચેતન છે, જડ છે. એટલે તે અચિત્ કહેવાય છે અને તે સિવાય બીજું તત્ત્વ બદ્ધ, મુક્ત તથા નિત્ય આવા ત્રણ ભેદવાળું જે ચેતન છે, તેને ચિત્-ચેતન તથા જીવ એવા નામથી કહેવાય છે. તે ચિત્(ત્રિવિધ જીવ) તથા અચિત્ બધા જ પરબ્રહ્મ પરમાત્માનાં ગુણ છે વિશેષણ છે અને પરમાત્મા તેના ગુણી-વિશેષ્ય છે. ચિત્ તથા અચિત્ પરમાત્માનું શરીર છે અને પરમાત્મા તેના શરીરી છે. ચિત્ તથા અચિત્ પરમાત્માથી આધેય, ધાર્ય છે. એટલે કે તે ચિત્ અચિત્નું અસ્તિત્ત્વ વ્યક્તિત્ત્વ પરમાત્માને આધારે છે. અને પરમાત્મા ચિત્ અચિત્ બન્નેના આધાર છે. ચિત્ તથા અચિત્ પરમાત્માથી નિયમિત છે, વિધેય છે અને પરમાત્મા તે

બંનેના નિયન્તા છે. તે ચિત્ તથા અચિત્ પરમાત્માના શેષ-ભોગ્ય છે અને પરમાત્મા તે બન્નેના શેષી ભોક્તા છે.

આત્યંતિક પ્રલય થયા પછી જગતની ઉત્પત્તિ થયા પહેલા ચિત્ તથા અચિત્ જ્યારે કારણાવસ્થામાં રહેલા હોય છે ત્યારે પરમાત્માને સૂક્ષ્મચિદચિદ્વિશિષ્ટ કહેવાય છે. તેમજ જગતની ઉત્પત્તિ થયા પછી તે ચિત્ તથા અચિત્ જ્યારે કાર્યાવસ્થામાં હોય છે ત્યારે પરમાત્માને સ્થૂલચિદચિદ્વિશિષ્ટ કહેવાય છે.

વાત્સવમાં ચિત્(બદ્ધ મુક્ત અને નિત્ય એ ત્રિવિધ જીવ) તથા અચિત્ (કાર્ય અવસ્થા તથા કારણ અવસ્થામાં રહેલી પ્રકૃતિ) પરમાત્માનાં વિશેષણ કહેવાય છે અને તેને જ પરમાત્માનાં ગુણ, ધર્મ, પ્રકાર અને શરીર પણ કહેવાય છે. અને વળી તે પરમાત્માના ભોગ્ય છે તેમજ તે પરમાત્મા આ ચિત્ તથા અચિત્‌ના વિશેષ્ય, ગુણી, ધર્મી, પ્રકારી, શરીરી તથા ભોક્તા છે. તે પરમાત્માને તુલ્ય અન્ય બીજો કોઈ છે જ નહિ, એટલે તે અદ્વિતીય અને એક કહેવાય છે. માટે પ્રમાણ પુરઃસરનો આ સિદ્ધાંત પરમાત્માના વિશિષ્ટ અદ્વૈતભાવને અને એકપણાના રહસ્યને પ્રસ્થાપિત કરે છે. પરમાત્મા સિવાય બીજું કોઈ અધિક તત્ત્વ છે જ નહિ. એટલે नेहनानास्तिकिंचन-(બૃ.ઉ.૪.૪.૧૯) ઈત્યાદિ વેદાંતની શ્રુતિઓ આવા સિદ્ધાંત-મતને વિશિષ્ટાદ્વૈત આવા શબ્દથી ઘોષિત કરે છે. અને આ વિશિષ્ટાદ્વૈત મત ગુણોના પરસ્પર ભેદને તથા ગુણ અને ગુણીના વિભાગને સહન કરે-સ્વીકારે છે. અર્થાત્ તે ભેદ-વિભાગનું ખંડન કરતો નથી. ૧-૨.

रसादिषु विशेषेषु सत्स्वपि श्रूयते न किम्।
आप एव पुराऽभूवन्नान्यत्किञ्चिदिति श्रुतौ।।३।।
निषेधोऽयं न सहते स्वगुणानां भिदां किमु।
समानधर्मिसत्तां तु न सहेतेदृशं वचः।।४।।

જળમાં રસ આદિ ગુણ વિશેષ હોવા છતા શ્રુતિ કહે છે કે "પૂર્વે સૃષ્ટિના આદિકાળમાં એકલું જળ જ હતું."(ઐ.ઉ.૧૧) અન્ય કાંઈ જ હતું નહિ. આવો શ્રુતિમાં જે નિષેધ કર્યો છે, તે શું તેના ગુણોના ભેદનો(વિભાગનો) પણ નિષેધ કર્યો છે ? અન્ય કાંઈ હતું નહિ એવો જે નિષેધ કર્યો છે, તેનો ભાવ તો એવો છે કે પરમાત્માને તુલ્ય ગુણ વિભૂતિ ઐશ્વર્યાદિથી સમ્પન્ન પરમાત્મા સિવાય બીજી કોઈ વસ્તુનું અસ્તિત્વ જ ન હતું એવો છે. ૩-૪.

लोकेऽपि देवदत्तोऽस्मिन् सद्मन्येकस्तु दृश्यते।
इति व्यवहृतिर्मुख्या दृश्यमानेऽपि तद्गुणे।।५।।

લોક વ્યવહારમાં પણ એમ બોલાય છે કે અત્યારે આ ઘરમાં દેવદત્ત એકલો જ દેખાય છે. તે વાક્યનું તાત્પર્ય એવું છે કે દેવદત્તમાં ઘણા ગુણો દેખાઈ રહ્યા છે, છતાં તેના જેવો ગુણધર્મવાળો અન્ય મનુષ્ય ઘરમાં નથી.૫.

अभिज्ञो देवदत्तोऽयमेक एवात्र वर्त्तते।
इति व्यवहृतिर्मुख्या देहे सत्यपि देहिनः।।६।।

અત્યારે અહીં કુશળ સારો જ્ઞાનવાન દેવદત્ત એક જ છે, આવો બોલચાલનો વ્યવહાર દેવદત્તના દેહમાં દેહી આત્મા હોવા છતાં થાય જ છે.૬.

यद्येकमपि विद्येत ब्रह्मणस्त्वगुणात्मकम्।
ब्रह्मैकं नास्ति नानेति व्याहन्येत वचस्तदा।।७।।

જો કોઈ એક પણ વસ્તુ બ્રહ્મના ગુણધર્મ કે વિષયથી બહારની હોય તો પોતાને તુલ્ય કે અધિક બીજી કોઈ વસ્તુ કે વ્યક્તિ છે જ નહિ, આવું પરમાત્માનું અદ્વિતીયત્વ કહેનાર "एकमेवाऽद्वितीयं" "नेहनानाऽस्ति किंचन" આ શ્રુતિઓની સાથે વિરોધ થશે.૭.

शब्दादिभिर्विशेषैस्तु विशिष्टं वियदादिकम्।
तथाविधैस्तु तत्त्वैस्तैर्विशिष्टमखिलात्मकम्।।८।।

આકાશ આદિ પંચભૂત વગેરે પણ શબ્દ આદિ ગુણોથી વિશિષ્ટ હોય છે. તેમજ સમગ્ર જગતના અંતરાત્મા રૂપ પરમાત્મા(બ્રહ્મ) પણ તે તે ગુણોથી વિશિષ્ટ છે.૮.

तत्त्वमेकं परं ब्रह्म श्रूयते श्रुतिमूर्धसु।
विशिष्टस्यास्य तत्त्वस्य सजातीयान्यशून्यता।।९।।

ઉપનિષદ(વેદાંત)ની શ્રુતિઓ જે "બ્રહ્મતત્ત્વ એક જ છે" એમ કહે છે તેનું તાત્પર્ય એમ સમજવાનું છે કે પરમાત્મા(પરબ્રહ્મ)ને તુલ્ય અન્ય કોઈ ગુણ વિભૂતિ તથા ઐશ્વર્યથી સંપન્ન સજાતીય વ્યક્તિ કે વસ્તું નથી.૯.

विशिष्टाद्वैतमेतत्तु विशेषणबहुत्वतः।
न भज्यते युज्यते च भेदाभेदवचोऽधुना।।१०।।

અનેક વિશેષણોથી વિશિષ્ટ પરમાત્મા(પરબ્રહ્મ) એક છે, એમ માનવાથી કોઈ પ્રકારનો બાધ આવતો નથી. ચિત્ અચિત્ તથા બ્રહ્મ એ ત્રણ તત્ત્વને વાસ્તવમાં સ્વીકારવાથી ભેદ શ્રુતિઓનો સમન્વય થઈ જાય છે અને ચિત્ તથા અચિત્ એ બન્નેથી વિશિષ્ટ તત્ત્વને એક માનવાથી અદ્વૈત શ્રુતિઓનો અર્થસમન્વય પણ થઈ જાય છે ? ૧૦.

જે અદ્વૈતીઓ ભેદ પ્રતિપાદક શ્રુતિવચનોને માનતા નથી તેમજ સમગ્ર વિશેષોને અવિદ્યાથી કલ્પિત માને છે અને ગુણો ગુણીમાં રહે છે, એમ ગુણોનાં અસ્તિત્ત્વથી બ્રહ્મની સદ્વિતીયતાને પણ સ્વીકારતા નથી. કેવળ એક માત્ર નિર્વિશેષ બ્રહ્મને જ માને છે. તેઓ જ્યારે અદ્વૈત પ્રતિપાદક શ્રુતિઓનો અર્થ ગોઠવવા જાય છે, ત્યારે તેમની પાસે એકમાત્ર અવિદ્યા(અજ્ઞાન) વસ્તુ જ બચે છે, આવું અમે ઉપર શિક્ષાપત્રી શ્લોક ૧૦૫ તથા ૧૦૬ વગેરે સ્થળોએ બતાવી ગયા છીએ.

પરમાત્માના અદ્વૈતપણાને જણાવતી જે શ્રુતિઓ છે, તેમનું હાર્દ (તાત્પર્ય) પરમાત્માના વિશિષ્ટ અદ્વૈતમાં છે અને તે પણ ભેદપ્રતિપાદક શ્રુતિઓને અનુરૂપ જ છે. તે પરબ્રહ્મ પરમાત્મા ચિત્ તથા અચિત્થી વિશિષ્ટ એક જ તત્ત્વ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ; ગુણોની સત્તા જેમ આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી આદિનાં વિશેષણના રૂપમાં છે. તેમ સમગ્ર ચિત્ તથા અચિત્ની સત્તા પણ પરબ્રહ્મ પરમાત્માના વિશેષણપણાથી જ છે. આ પરમાત્મા સમગ્ર ચિત્ અચિત્ના આત્મા છે, એમ અંતર્યામી બ્રાહ્મણમાં કહ્યું છે.

ચેતન એવો જીવ જ્યારે ગાય, અશ્વ આદિ શરીરોમાં અનુપ્રવેશ કરીને તેમાં ચૈતન્ય શક્તિથી વ્યાપીને રહે છે, ત્યારે તેને ગાય અશ્વ આદિ શરીરો જેમ ચેતન જીવના વિશેષણપણાને પામે છે. તેમ સમસ્ત ચિત્ (જીવાત્મા) તથા અચિત્ (જડપદાર્થ) માત્રમાં અનુપ્રવેશ કરીને સંપૂર્ણપણે તે ચિત્ અચિત્ને ધારી રહેલા પરમ ચેતન પરબ્રહ્મ(પરમાત્મા) પોતાનાં શરીરરૂપ તે તે ચિત્ તથા અચિત્માં વ્યાપીને રહ્યા હોવાથી તે સમગ્ર દ્રવ્ય(ચિદચિત્) તેમનું વિશેષણ બને છે.

આ રીતે અનેક રૂપે તથા અનેક પ્રકારે એક જ પરબ્રહ્મ પરમાત્મા આ જગતમાં સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયનાં રૂપે વિહાર(લીલા) કરી રહ્યા છે. એટલે તે પરબ્રહ્મ પરમાત્માના આધાર સિવાય આ જગતમાં બીજું કાંઈ છે જ નહિ. તે ચિત્ (ચેતન જીવ) તથા અચિત્(અચેતન જગત) ને પરબ્રહ્મ પરમાત્માનું વિશેષણ કહેવાથી સદ્વિતીયતા કહેવાતી નથી. અર્થાત્ તેમનું અદ્વિતીયપણું જતું રહેતું નથી. પરબ્રહ્મ સિવાયની બીજી વ્યક્તિ તો ત્યારે કહેવાય કે જો તે વ્યક્તિમાં પરબ્રહ્મનાં જેવા જ ગુણ ધર્મ આકાર વગેરે હોય. એટલે પરબ્રહ્મના સમાન ગુણ ધર્મ કે આકાર પ્રકારવાળી અન્ય કોઈ વસ્તુ છે જ નહિ, આથી દ્વૈતનો-પરબહ્મ સિવાય અન્યનો નિષેધ કર્યો છે તે યોગ્ય જ છે, સિદ્ધાંતને અનુરૂપ જ છે.

સમાન ગુણ ધર્મ કે આકાર પ્રકારવાળી બીજી કોઈ વસ્તુ હોય જ નહિ. આવા અભિપ્રાયને કહેતા પ્રયોગો લોક તથા વેદાદિ શાસ્ત્રોમાં સેંકડો દેખાય છે. જગતની સૃષ્ટિ તથા પ્રલય ઉપર કહ્યા એવા પરબ્રહ્મનાં વિશેષણ દ્વારા નામ તથા રૂપનો અવિભાગ-અભેદ સંભવતો હોવાથી પરબ્રહ્મ પરમાત્માં જ જગતનાં ઉપાદાન તથા ઉપાદેયભાવે રહેલા છે એમ કહેવાય છે. આથી જગતનું ઉપાદાન કારણ તથા ઉપાદેય-નિમિત્ત કારણ પરબ્રહ્મ પરમાત્મા જ છે. આવો સિદ્ધાંત નિર્દોષ ગણાય છે. આ રીતે સૂક્ષ્મ ચિદચિદ્વિશિષ્ટરૂપમાં પરબ્રહ્મની ઉપાદાનતા છે અને સ્થૂળચિદચિદ્દના રૂપમાં પરબ્રહ્મની ઉપાદેયતા (નિમિત્તતા)છે. વિશેષણના રૂપ જે ચિત્ તથા અચિત્માં વિકાર(પરિવર્તન) થતો હોવા છતાં વિશિષ્ટ ધર્મી પરબ્રહ્મનું સ્વરૂપ અવિકૃત પરિવર્તન રહિત રહેતું હોવાથી તેમનું નિર્વિકારપણું કહેતી શ્રુતિઓ સાથે વિરોધ થતો નથી. તેમજ પરબ્રહ્મને જાણવાથી સહુ કોઈને જાણી શકાય છે, એવી પ્રતિજ્ઞા પણ યુક્તિ સંગત અને નિર્દોષ સાબિત થાય છે.

શંકા-ઉપરના ભાષ્યમાં પરમબ્રહ્મ ચિદચિદ્દથી વિશિષ્ટ છે એમ કહેવામાં આવ્યું. વિશેષ્ય પરમબ્રહ્મ તથા વિશેષણ એવા જે ચિત્(ત્રણ પ્રકાર ના જીવ) અને અચિત્(ભૂત ભૌતિકની પ્રકૃતિ)તે બધા સ્વરૂપથી તથા સ્વભાવથી ભિન્ન છે. એમ કહેવાયું અને જીવના મોક્ષની વાત પણ કહી, જે બધું કહ્યું તે ભલે કહ્યું, પણ તેમાં છેલ્લે કહ્યું 'શ્રીકૃષ્ણ ભગવાનની બ્રહ્મભાવે સેવા કરવી, તેને અમે મુક્તિ માની છે. તે બાબત ઠીક જણાતી નથી. જેમ કોઈ મોટા રાજાની સેવા તેના સેવકો કરતા હોય છે. તે પોતાનાં ધામમાં વિરાજમાન એવા પરમાત્માની સેવા બ્રહ્મરૂપ થયેલા મુક્તો કરે છે. એમ માનવું તે યોગ્ય જણાતું નથી. શ્રુતિમાં તો પરમાત્માનું સ્વરૂપ 'સત્ય જ્ઞાન અને અનંત(તૈ.આ.૧)આવા શબ્દોથી

કહ્યું છે. શ્રુતિમાં અર્ચિમાર્ગ દ્વારા પમાતો જે લોક છે તે તો અર્વાચીન આધુનિક પછીનો છે.

સમાધાન-તૈત્તિરીય ઉપનિષદ આનંદવલ્લીમાં સત્ય, જ્ઞાન તથા અનંત સ્વરૂપે કહેલા અને નિત્યો તથા મુક્તોને જેનાં સ્વરૂપનો સુખાનુભવ થાય છે એવા દિવ્ય સ્વરૂપે વિરાજતા પરમબ્રહ્મ પરમાત્માનો લોક (અક્ષરધામ)તો જે બરાબર રીતે વર્ણવ્યો છે તેને અહીં 'ગોલોકધામ' શબ્દથી કહ્યો છે. **ગોલોક એટલે કે જેનો ક્યાંય છેડો આવે નહિ એવો અત્યંત તેજના સમૂહવાળો દિવ્યલોક અક્ષરધામ છે.** તે શ્રુતિમાં કહ્યું છે કે "જ્યાં ઘણાં જ તેજસ્વી કિરણો અત્યંત ઊંચે અમાપ રૂપે અને વિશાળ પણે ફેલાયેલા છે. આવા લોકમાં નિત્ય સૂરિઓ અને મુક્તો જેની અવિરામ સ્તુતિ કરતા હોય છે. તે ભક્તોના ઇચ્છિત મનોરથોને સફળ કરનારા પરમપુરુષ પુરુષોત્તમ નારાયણનું પરમપદ સર્વોત્કૃષ્ટ સ્થાન અત્યંત વિસ્તૃત રૂપે સ્વતઃ સ્ફુરતું રહે છે."(ઋગ.૮/૨/૨/૨૪૭, શુકલયજુઃ ૬૧૩) બીજી શ્રુતિમાં કહે છે 'પ્રકૃતિથી પર આ પરમાત્માનું ધામ છે.'(તૈઆ.૨/૨/૧૨/૫, સામવે.ઉ.૧૭/૧, ઋગ્વે.૫/૬/૨૫/૫) નિત્યમુક્તરૂપ સેવકો સતત તેમની સ્તુતિ કરે છે. વળી આવું પણ શ્રુતિમાં કહ્યું છે કે 'સર્વ વ્યાપક તે પરમાત્માનું સર્વોત્કૃષ્ટ ધામ અતિશય દીપી રહ્યું છે. અત્યંત ધારણાશક્તિ વાળા-મેધાવી અને અકુંઠિત જ્ઞાન સંપન્ન નિત્યમુક્તો જ્યાં તેમની સદાય સ્તુતિ કરતા હોય.' (સામ. ઉ.૧૮/૨/૨૫, ઋગ્વે.૮/૧/૨/૭/૨૧) 'જે ધામમાં સૃષ્ટિના પ્રથમ સમયે પ્રાચીન ઋષિઓ હતા.'(શુ.યજુ.૬/૩) આ શ્રુતિમાં પણ ઋષિ આવા શબ્દથી નિત્યમુક્તો કહ્યા હોય તેમ જણાય છે.

સ્મૃતિઓમાં પણ પરમબ્રહ્મ પરમાત્માનું સ્થાન-ધામ જણાવ્યું છે. 'અનુક્રમે એક એકથી ઉત્તરોત્તર દસ દસગણા અધિક આવરણોને વીંધીને અદ્‌ભુત ગોલોક ધામને નજીક પહોંચ્યા, જ્યાં ભગવાનના

એકાંતિક ભક્તો જ જાય છે. તે પરમાત્માનું તેજોમય ધામ છે.'(સ્કાં. વાસુ.૧૬/૧૨) 'હે સાવર્ણિ મુનિ ! ત્યાં એક સાથે ઉદય પામેલા અસંખ્ય સૂર્યના જેવું પ્રકાશમાન દિવ્ય અતિ ઉજ્જવલ અને અમાપ એવું તેજ નારદજીએ જોયું. જે તેજ દિશાઓમાં અને વિદિશાઓમાં ઉપર નીચે સર્વત્ર વ્યાપેલું હતુ.'(સ્કં.વૈ.વાસુ.૧૭/૧-૨)

ઉપર જણાવેલી શ્રુતિઓમાં જેને વિશ્વાસ ન હોય તેવા લોકોને શ્રીહરિ કહે છે કે 'मे मतम्' મારું આવું માનવું છે, કોઈ પણ વિવાદાસ્પદ બાબતમાં કોઈ વિશ્વાસુની કહેલી વાત હોય છે તે બધી અડચણોને ટાળી નાખે છે. એટલે શ્રીહરિ કહે છે કે હંમેશા વસ્તુઓને સદા સાક્ષાત્ જાણનારા અને શ્રુતિમાં પ્રસિદ્ધ, અત્યંત આપ્ત-વિશ્વાસુ એવા મારા માનેલા સન્માર્ગમાં ચાલનારાઓને શ્રુતિએ કહેલા અર્થમાં વિવાદને કોઈ સ્થાન હોતું જ નથી.

જો આ જગતમાં કોઈ એક એવો સમય પણ આવે કે જ્યારે અમુક માણસને શ્રીકૃષ્ણની સેવા મળી શકે છે, પણ તે સેવાને મુક્તિ-મોક્ષ ન કહેવાય. મુક્તિ તો તેને કહેવાય કે 'જેમાં પ્રથમ વિશુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થઈ હોય, આવો કોઈના મનમાં વિચાર આવે.' ત્યારે તેની સ્પષ્ટતા કરવા શ્રીહરિ કહે છે. "तत्र ब्रह्मात्मना" તે ધામને વિષે બ્રહ્મરૂપે કરીને શ્રીકૃષ્ણની સેવા કરવી તેને અમે મુક્તિ માની છે." અર્થાત્ બ્રહ્માત્મભાવે કરાતી જે પરમાત્માની સેવા છે, તે મુક્તિ છે. ઉપર કહી ગયા તે ધામમાં અર્ચિમાર્ગે પહોંચેલા ચેતન-જીવાત્માને સ્વસ્વરૂપાવિર્ભાવ-બ્રહ્મભાવ શ્રુતિમાં કહ્યો છે. જેમ કે "અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના છ મહિના આ સમયમાં શરીરને છોડનારા બ્રહ્મવેત્તા જીવો બ્રહ્મને પામે છે."(ગીતા.૮/૨૪)

મૂળ શ્લોકમાં "ब्रह्मात्मना" કહ્યું છે. તેમાં રહેલો આત્મા શબ્દ સ્વરૂપને જણાવે છે. આ બ્રહ્માત્માનો અર્થ "શુદ્ધ આત્મસ્વરૂપ" થાય

છે. ભાવાર્થ એવો છે કે છાંદોગ્ય ઉપનિષદમાં કહેલી પ્રજાપતિ વિદ્યા પ્રમાણે મોક્ષ થાય ત્યારે જે આઠ ગુણો પ્રકટ થયા હોય છે, જેમકે ૧-અપહતપાત્મા(જેના સમગ્ર કર્મ સંપૂર્ણ પણે સમાપ્ત થયા હોય) ૨-વિજર (જેને વૃદ્ધા અવસ્થા આવતી ન હોય) ૩-વિમૃત્યુ (ક્યારેય મોત ન થાય) ૪-વિશોક (ક્યારેય શોક થાય એવો પ્રસંગ ન આવે) ૫-વિજિઘત્સ(ક્યારેય ભૂખનો અનુભવ ન થાય). ૬-અપિપાસ(ક્યારેય તરસ લાગે નહિ). ૭-સત્યકામ(કામના-ઈચ્છાનો ક્યારેય ભંગ ન થાય અર્થાત્ જેના મનોરથ સફળ થાય). ૮-સત્યસંકલ્પ(જે મુક્ત દશામાં બધા જ સંકલ્પ સફળ થતા હોય છે). આ ઉપર કહેલા અપહતપાપ્મત્વ આદિ આઠ ગુણોનો જેમાં આવિર્ભાવ થયો હોય, એવા તે શુદ્ધ સ્વરૂપે શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરવી, તેને અમે મુક્તિ માની છે" "શ્રેષ્ઠ તેજોમય ધામને પામીને પરમાત્માના જેવા પોતાના મૂળભૂત સ્વરૂપનો આવિર્ભાવ થવાથી વિશુદ્ધ આત્મસ્વરૂપને મુક્તાત્મા પામે છે."(છાં.ઉ.૮/૧૨/૨) આ છાંદોગ્ય ઉપનિષદના સિદ્ધાંતને પણ શ્રીહરિએ અહીંયા યાદ રાખ્યો છે.

શંકા-જેને વિશુદ્ધ સ્વરૂપનો આવિર્ભાવ થયો હોય તે મુક્તાત્માને તો શરીર હોતું નથી, તેથી શરીરરહિત મુક્તઆત્માને પરમાત્માની સેવામાં રસ કઈ રીતે હોઈ શકે ?

સમાધાન-આ શંકા ઠીક નથી. મુક્તાત્માને તો તે સમયે બ્રાહ્મી-ભાગવતી તનુ(શરીર)પ્રાપ્ત થાય છે. તે ભાગવતી તનુને અને સ્વરૂપાવિર્ભાવને કોઈ વિરોધ હોતો નથી. ઊલ્ટાનું સ્વરૂપાવિર્ભાવ તો અનુકૂળ બને છે. ભૌતિક શરીરને અને સ્વરૂપાવિર્ભાવને વિરોધ હોઈ શકે છે." "દેહધારી જીવાત્માને પ્રિય-સુખ અને અપ્રિય-દુઃખ ક્યારેય ટળતા નથી."(છાં.ઉ.૮/૧૨/૧) આ શ્રુતિ તો કર્માધીનપણે મળેલા શરીર અંગે સુખદુઃખને કહે છે.

વળી આ બાબતમાં બીજા કોઈ એમ કહે છે કે ગોલોક શબ્દનો અર્થ તો એ નામે કોઈ એક દિવ્યસ્થાન(દેશવિશેષ)છે. તે ધામમાં-અક્ષરધામ રૂપ સ્થાનમાં બ્રહ્મભાવે શ્રીકૃષ્ણની જે સેવા કરવી તે મુક્તિ છે.

શંકા - સેવાને ખરેખર મુક્તિ કેમ કહેવાય ? સેવા એટલે કે સેવાવૃત્તિ-સેવકનું કર્ત્તવ્ય, આમ સેવકપણે રહેવારૂપ જે સેવા તે બ્રહ્મસ્વરૂપનો આવિર્ભાવ પામેલા મુક્તાત્માને કઈ રીતે ઘટે ? બંધ બેસે ? કારણ કે જેમ જ્ઞાન તથા આનંદ ઇત્યાદિ આત્માના સહજ ગુણ છે. તેમ સેવકપણું તે આત્માનો સહજ ગુણ-ધર્મ નથી. પરંતુ જીવાત્માને પિતાપણું (પિતૃત્વ) અને પુત્રપણું(પુત્રત્વ) વગેરે ગુણ-ધર્મો તો અજ્ઞાન તથા કર્મવશ લાગું પડે છે. તેમ સેવકપણું પણ આવી પડેલી બાબત છે, પરંતુ તે સહજ-સ્વાભાવિક નથી. પરાધીન રહેવું તે જ મુક્તાત્માનું સ્વરૂપ નથી. જો મુક્તાવસ્થામાં પણ પરાધીનતા રહેતી હોય તો બ્રહ્મસ્વરૂપ ભાવને ખરો પુરુષાર્થ (સાચો મોક્ષ)કેમ કહેવાય ? એ તો અપુરુષાર્થ જ કહેવાય.

સમાધાન - બ્રહ્મસ્વરૂપાવિર્ભાવને તમે અપુરુષાર્થ શાથી કહો છો ?

"તેમાં દુઃખ રહ્યુ છે તેથી અપુરુષાર્થ કહી એ છીએ."

સામેથી પ્રશ્ન - "બ્રહ્મસ્વરૂપાવિર્ભાવમાં દુઃખ ક્યાં રહ્યું છે ?"

સામેથી જવાબ - "તે સમયે પણ પરાધીનતા હોવાથી દુઃખ તો રહ્યું જ છે ને ?"

સામેથી પ્રશ્ન - "શું પરાધીનતા એ જ દુઃખ છે કે પરાધીનતા દ્વારા દુઃખ થાય છે ?"

સ્વયં તેનો ઉત્તર આપે છે પ્રથમ પ્રશ્નનો ઉત્તર-ગૃહસ્થના જીવનમાં તેની પત્ની વગેરે બધો પરિવાર તેના પતિને આધીન(પરતંત્ર) રહેતો હોય છે. છતાં તે બધા કાયમને માટે દુઃખી હોય એવું દેખાતું નથી.

હવે બીજી બાબત પણ જુઓ. પરાધીનતા દ્વારા દુઃખ આવે છે તે કઈ રીતે ? જો તમે કહેશો કે બીજાની મરજી પ્રમાણે રહેવું-કામ કરવું પડે છે, પણ તે કામ જો પોતાને અત્યંત પ્રિય હોય તો દુઃખ ક્યાંથી થાય ?

શંકા - પારકી મરજીથી જે કામ કરવાનું થાય તે પોતાને ઘણું પ્રિય જ હોય, તેમ કાંઈ ચોક્કસ કહી શકાય નહિ. પરાધીન હોય, તેને ચીંધેલુ કામ તે કરવા ચાહતો ન હોય કે ગમતું પણ ન હોય, છતાં પરાધીનને તે કામ કરવા પ્રયત્ન કરવો જ પડે છે ને ?

સ્વાધીનતા હોય તો સ્વેચ્છા પ્રમાણે વર્તી શકાય. એમ જો કદાચ કહેતા હોવ તો તેનાથી શો ફાયદો ?

"કોઈ અનર્થ (અણગમતું) ન થાય, એ ફાયદો છે."

કોઈ અનર્થ ન થાય એમ જો તમે કહેવા માગતા હોવ તો સાંભળો. સ્વછંદી વર્તન કરનારા વાનરે વહેરાતા લાકડાં વચ્ચેના ફાચરને ખેંચી લીધો ત્યારે તેને અનર્થ ન થયો ? સ્વછંદી વર્તનથી તો તેનું મોત થયું હતું.

વાંદરાની તે ક્રિયા તો અવિવેકભરી હતી, એમ જો તમે કહેતા હોવ, તો તેનો નિર્ણય થઈ ગયો કહેવાય. અવિવેકથી કરેલું કામ અનર્થ કરે છે અને વિવેકથી કરેલું કામ લાભકારી થાય છે. એટલે વિવેકભર્યું કામ સ્વાધીનતાથી કર્યું હોય કે પરાધીનતાથી કર્યું હોય, પરિણામમાં કોઈ ફરક પડતો નથી. માટે સ્વાધીનતામાં આગ્રહ શાથી રહે છે ?

શંકા - સ્વતંત્ર સ્વાર્થી મનુષ્ય, બીજો કોઈ વિવેકી અને પોતાને વશ રહેતો હોય તોપણ તેનું અહિત કરે છે અને વિવેકી મનુષ્ય સ્વતંત્ર હોય તો તે પોતાનું અહિત થવા દે નહિ.

અરે ! એમ હોય તો પછી સ્વાર્થભરી દૃષ્ટિથી બીજાનું નુકશાન કરનાર સ્વાધીન માણસ પણ બીજા માણસથી દુઃખી તો થાય જ છે. માટે સ્વતંત્રતા પણ દુઃખ દેનાર તો થાય છે. એટલે છેવટનું તાત્પર્ય એ છે કે પોતાનો અવિવેક હોય કે માલિકની દુષ્ટતા હોય, વ્યક્તિને દુઃખ ભોગવવું જ પડે છે. સ્વતઃ સુખનું કે દુઃખનું કારણ સ્વાધીનતા કે પરાધીનતા, બેમાંથી એકેય નથી.

અહિંયા મુક્તાત્મામાં અવિવેકનો ગંધેય નથી. અને ધણી જે પરમાત્મા છે તે તો અત્યંત નિર્દોષ છે અને પરમ કલ્યાણરૂપ ગુણોની તો ખાણ છે. એટલે તેમાં કોઈ પણ જાતનો દોષ હોવાની શંકાને અવકાશ જ નથી. માટે મુક્તાત્માનાં સ્વરૂપમાં જડાઈને રહેલી પરમાત્માની પરાધીનતા તે દોષરૂપ નથી. આથી મોક્ષાવસ્થામાં પરમાત્માની સેવા કરવી. તે કોઈ પણ રીતે અનુચિત નથી.

એક બાબત આ પણ છે કે જગતમાં સહુ કોઈને પરતંત્રતા ગમતી નથી, પરંતુ સ્વતંત્રતામાં સ્વાભાવિક જ રુચિ હોય છે, આવું તમે ભલે કહેતા હોવ, પણ તેમ નથી. પોતાના માલિકમાં કોઈ દોષની શંકા થતી હોય તો તેની પરાધીનતા ગમતી નથી. પણ પોતાના તે માલિકમાં શ્રેષ્ઠ ગુણ ઘણા જ છે, આવી જો ખબર હોય તો સહુ કોઈને તેમાં ભાવ, પ્રીતિ જ થાય છે. મુક્તદશામાં પરમાત્માને આધીન રહેવામાં તે સ્વતંત્ર બને છે. આ શ્રુતિની સાથે વિરોધ નહિ થાય. મુક્તાત્માને સ્વતંત્ર કહેવાનો અર્થ એ છે કે મુક્તિ પ્રાપ્ત થતાં તે મુક્તાત્માને કર્માધીનપણું રહેતું નથી.

परेषां पारतन्त्र्यं तु दुःखायापि भवेत्क्वचित्।
भगवत्पारतन्त्र्यं तु सुखायैव तु केवलम्।।१।।

પારકાને આધીન રહેવું તે ક્યાંક દુઃખદ બનતું હોય છે પણ પરમાત્માને આધીન રહેવું તે તો કેવળ સુખરૂપ જ હોય છે. "હું

શક્તિમાન, સમર્થ છું. હું ભોગોને ભોગવનારો છું, સિદ્ધ છું, બળવાન અને સુખી છું."૧.

ईश्वरोऽहमहं भोगीत्यादिस्वातन्त्र्यमोहितः।
भगवत्पारतन्त्र्येऽपि द्विष्यत्यसुरराडिव।।२।।

આવી સ્વતંત્રતાથી મોહ પામેલો મનુષ્ય અસુરોના રાજાની જેમ પરમાત્માને આધીન, પરતંત્ર રહેવામાં નારાજ થાય છે. પણ પરમાત્માને આધીન રહેવું, તેને તે ચાહતો નથી.૨.

दासोऽहं कोसलेन्द्रस्य रामस्याक्लिष्टकर्मणः।
इत्येवं मोदते नित्यं हनूमानिव तत्त्ववित्।।३।।

સુખદ ચરિત્ર કરનારા કોશલરાજ શ્રીરામચંદ્રનો હું દાસ છું. આવું વિચારીને હનુમાનજી જેમ આનંદિત રહેતા હતા તેમ તત્ત્વવેત્તા મુક્તાત્મા પણ પરમાત્માને વશ રહીને આનંદમગ્ન રહે છે.૩.

आविर्भूतस्वरूपाणां शेषतैकरतात्मनाम्।
स्वामिनः परिचर्यातः स्वादु किं वान्यदिष्यते।।४।।

જેને બ્રહ્મસ્વરૂપાવિર્ભાવ મુક્તિ મળી છે અને પરમાત્મના શોષત્વ-દાસપણામાં જ જેનું મન ખુશ રહેતું હોય એવા મુક્તાત્માને તો પોતાના સ્વામીની સેવા કરવી, તેની તુલનામાં બીજું વધારે સ્વાદુ-પ્રિય શું ગણાય ? ૪.

પરમાત્માના શેષ, ભોગ્ય, દાસ થઈને રહેવું તે જ આત્માનું સ્વરૂપ છે, એમ ઉપર કહી ગયા છીએ. ક્યાંક અક્ષરની પ્રાપ્તિને જ મુક્તિ કહેતા હોય છે, પણ અક્ષર જ પરમપ્રાપ્ત નથી, તે અક્ષર કરતાં પરતત્ત્વ(અતિશયિત) પરબ્રહ્મ જ પરમપ્રાપ્ય છે. તે શ્રુતિ કહે છે કે "જે બ્રહ્મવેત્તા થાય તે પરબ્રહ્મને પામે છે."(તૈ.ઉ.આ.૧) "તે ઉપાસક પરમ દિવ્ય અક્ષરધામમાં સર્વ કલ્યાણ ગુણોને સર્વજ્ઞ એવા પરબ્રહ્મની

સાથે અનુભવે છે."(તૈ.ઉ.આ.૧) આ કહ્યું તેવા જ આશયથી મૂળ શ્લોકમાં કહ્યું છે કે 'શ્રીકૃષ્ણભગવાનની જે સેવા કરવી તેને જ અમે મુક્તિ માની છે.' એમ જાણવું.

'વૃદ્ધાવસ્થા તથા મૃત્યુથી છૂટવા માત્રથી જે અક્ષરની પ્રાપ્તિ થાય તેને પણ મુક્તિ ગણાય છે.' એવું જે કહેવું તે મુક્તિ નથી. પરંતુ સર્વના શેષી એવા પરમપુરુષ પરમાત્માની જે પ્રાપ્તિ થવી કે જેમાં શેષપણાંનો જ આનંદ રહેલો છે. એવા સ્વસ્વરૂપને યોગ્ય રહેવું તે મુખ્ય મુક્તિ છે. એટલા માટે જ ગીતામાં કૈવલ્યાર્થી(કેવળ બ્રહ્મરૂપે રહેનાર) જ્ઞાની ભક્તની પ્રશંસા કરી છે. 'જ્ઞાની તો મારો આત્મા છે. આવું હું માનું છું.'(ગી.૭/૧૮) કૈવલ્યાર્થીને તો લૌકિક ફળને ચાહનારાની તુલ્ય કક્ષામાં ગણ્યો છે. તે બધા ભક્તો તો ઉદાર છે. જેને અહીં કહેવો છે તે પ્રસ્તુત કૈવલ્યાર્થીને ચાર પ્રકારના ભક્તોમાં સારો ગણ્યો છે. "હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! આર્ત, જિજ્ઞાસુ, અથાર્થી અને જ્ઞાની, આ ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે."(ગી.૭/૧૬) આ ચારમાં ગણેલો જે જિજ્ઞાસુ છે તે પ્રકૃતિથી અલગ આત્મસ્વરૂપને પામવાની ઇચ્છા રાખે છે. જ્ઞાન જ આત્મનું સ્વરૂપ છે. એમ માનીને આત્મસ્વરૂપને જે પામવા ચાહે તે જિજ્ઞાસુ કહેવાય છે.

આવો જે જિજ્ઞાસુ છે તે ભજનને અનુસારે જ્યારે અક્ષર સ્વરૂપને પામ છે ત્યારે તેને કેવલ આવા નામથી કહેવાય છે. તેને પ્રકૃતિથી અલગ એવા એકમાત્ર પોતાના આત્માનો અર્થાત્ સ્વસ્વરૂપનો આનંદ મળતો હોવાથી તેને કૈવલ્ય કહેવાય છે. આ કૈવલ્યાર્થી ભક્ત પરમ દિવ્ય અક્ષરધામમાં સર્વજ્ઞ પુરુષોત્તમને તથા કલ્યાણમય ગુણોને અનુભવતો નથી. સ્વયં અક્ષરસ્વરૂપ પોતાના આત્મામાં જ આનંદ માણે છે. આ કારણથી જ તેને કેવલ કહેવાય છે.

કૈવલ્યાર્થીને બીજી રીતે પણ કહે છે કે તે કૈવલ્યાર્થી મુક્તિથી પૂર્વે કાર્યાવસ્થા અને કારણાવસ્થામાં પણ નિરંતર અચિત્‌વસ્તુની સાથે જોડાયેલો રહ્યો હતો. અચિત્ સાથેનાં તે જોડાણ-સંબંધથી આધ્યાત્મિક આધિદૈહિક અને આધિભૌતિક તાપને તે સહન કરતો હોવાથી અક્ષરરૂપ સ્વસ્વરૂપની આકાંક્ષા રાખવા લાગ્યો. પછી પરમાત્માનો આશ્રય કરીને તે ત્રિવિધ તાપથી ભર્યા અચિત્‌ના જોડાણથી છૂટ્યો. આવા કારણથી તેને કેવલ કહેવાય છે.

જો કે પરમપુરુષ પરમાત્માને જે પામે છે તેને પ્રકૃતિનો સંબંધ રહેતો નથી. છતાં તે મુક્તાત્માઓને પ્રકૃતિથી છૂટાછેડા લેવામાં જ પાર આવતો નથી. અને આ કૈવલ્યાર્થીને તો પ્રકૃતિથી છૂટવા માત્રથી જ પૂર્ણતા આવી જાય છે. આથી સ્વસ્વરૂપને બતાવતો જિજ્ઞાસુ-કૈવલ્યાર્થી સ્વરૂપમાત્રમાં જ પ્રવર્તીને અટકી જાય છે.

શંકા - અક્ષર પ્રાપ્તિને તો શ્રીકૃષ્ણ ભગવાન પરમગતિ કહે છે. તેનું શું સમજવું ? જેમ કે "અવ્યક્તને અક્ષર કહેવાય છે. અને તેની પ્રાપ્તિને જ પરમગતિ કહેવાય છે."(ગીતા.૮/૨૧) તો આવી પરમગતિ પ્રાપ્ત થયા પછી તેથી પણ ઉત્તમ બીજું મેળવવાનું બાકી શું રહે છે ?

સમાધાન-તમારી વાત ઠીક છે.(ગીતા.૮/૨૧) અહીં જેને પરમગતિ કહી છે તે પછીના વાક્યમાં જે ભગવાન કહે છે તેના તરફ ધ્યાન આપો. "જેને પામ્યા પછી પાછું પડવાનું થતું નથી. તે મારું પરમ ધામ છે."(ગીતા.૮/૨૧) જેનું એ અક્ષરબ્રહ્મધામ છે તે શેષભૂત છે. માટે પરમાત્માના સંબંધથી તે ધામમાં શ્રેષ્ઠતા જરૂર છે, એમ સાબિત થાય છે. અને તે અક્ષરને પામ્યા પછી પાછું આવવું પડે નહિ, તેમ કહ્યું છે. ભગવાન રામાનુજાચાર્ય તો "તે મારું પરમ ધામ છે. એટલે કે શ્રેષ્ઠ નિયમન સ્થાન છે." આવું તેનું વ્યાખ્યાન કર્યું છે. વળી તેના

પછી તરત કહ્યું છે કે "હે પાર્થ ! તે પરમપુરુષ પરમાત્મા તો અનન્ય ભક્તિથી મળી શકે છે"(ગી.૮/૨૨) આ વાક્યમાં પરમાત્મા 'તો'(તુ) કહ્યું છે. તેનો આશય એવો છે કે ભક્તિથી પ્રાપ્ત થતાં તે પરમ પરમાત્માના ઉત્કર્ષ(શ્રેષ્ઠતા)ને અક્ષર કરતા વધારે પ્રકટ કરે છે. ઉપર જે "પરમ પુરુષ" એમ કહ્યું છે તેમાં પુરુષ છે તે સમસ્ત પ્રાણીઓમાં અંતરાત્માના રૂપમાં આરામ(શયન) કરતા હોય તેને કહે છે. આ પુરુષ શબ્દ તો સર્વાત્મા પરમાત્મા વાસુદેવમાં નિરુપાધિ(નિર્દોષ)રૂપે કહ્યો છે તેમ કહ્યું છે. અને "પર" શબ્દ તો પોતાની સ્વાભાવિક સર્વોત્તમતાનો ઘોતક છે. તેમજ ગીતા ૮/૨૨ના શ્લોકમાં જે ભક્તિથી પરમાત્મા મળે છે, તે ભક્તિ પણ અનન્ય-એકાંતિકી હોવી જોઈએ. એવું ભક્તિને વિશેષણ આપ્યું છે.

અક્ષર કરતા પરમાત્માનો જે ઉત્કર્ષ કહ્યો તેનું સમર્થન કરતા હોય તે રીતે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "ભૂત પ્રાણીમાત્ર જે પરમાત્માની અંતર્ગત છે અને જેનાથી સમગ્ર જગતવ્યાપ્ત છે."(ગીતા.૮/૨૨) અને આ રીતે જ સાતમા અધ્યાયમાં પણ ભગવાને કહ્યું છે "હે ધનંજય મારાથી અત્યંત અધિક શ્રેષ્ઠ અન્ય કોઈ વ્યક્તિ કે વસ્તુ નથી. દોરામાં જેમ મણી(પારાઓ) પરોવાયેલા હોય છે તેમ આ બધું જગત મારામાં જ પરોવાયેલું છે."(ગીતા.૭/૭) આ વાક્ય પરમાત્માનું ધારકપણું અને વ્યાપકપણું કહે છે.

પરમાત્માનું આવું સર્વોત્તમપણું કહ્યું છે. તેથી જ "સમગ્ર યોગીઓને મધ્યે જે શ્રદ્ધાવાળો ભક્ત મારાં સ્વરૂપમાં મન જોડીને મને ભજે છે તે મારો શ્રેષ્ઠ ભક્ત છે, એમ હું માનું છું."(ગીતા.૬/૪૭) આ શ્લોકમાં અન્યના ઉપાસક કરતા પરમાત્માના ઉપાસકનું શ્રેષ્ઠપણું કહ્યું છે. અને બારમાં અધ્યાયમાં પણ અર્જુને પ્રશ્ન કાર્યો કે "આ રીતે જે ભક્તો નિરંતર આપનાં સ્વરૂપમાં મન લગાવીને આપની ઉપાસના

કરે છે અને જે બીજા લોકો અવ્યક્ત એવા અક્ષરસ્વરૂપની ઉપાસના કરતા હોય છે. તે બંનેમાં પોતાના સાધ્યની સિદ્ધિમાં સફળ કોણ થાય છે ?"(ગીતા.૧૨/૧) તે સાંભળીને ભગવાને કહ્યું કે "હું વધારે વાલો હોવાથી મારાં સ્વરૂપમાં મન પરોવીને ઉત્તમશ્રદ્ધાવાળા અને નિત્ય મારો યોગ ચાહનારા જે ભક્ત મારી ઉપાસના કરે છે તે શીઘ્ર સુખેથી મને પામે છે, એવું મારું માનવું છે."(ગીતા.૧૨/૨) "અવ્યક્ત-અક્ષરમાં જેનું મન લાગેલું હોય તેમને વધારે ક્લેશ સહન કરવો પડે છે. કારણ કે દેહધારી જીવોની અવ્યક્ત વિષયક મનોવૃત્તિ છે તેથી દેહત્માભિમાની લોકો દુઃખ પામે છે."(ગીતા.૧૨/૫) "લૌકિક કે શાસ્ત્રીય બધા જ કર્મોને મારા ઉપર-મારે આધારે મૂકી દઈને જે ભક્ત મારા પરાયણ થાય છે અને મારા સિવાય બીજું કોઈ પ્રયોજન જેમાં ન હોય એવા યોગથી જે મારું ધ્યાન કરે છે અને મારી ઉપાસના કરે છે. મારામાં મનને પરોવનારા તે મારા ભક્તોનો મૃત્યુથી તથા સંસાર-સાગરથી સત્વરે હું પોતે ઉદ્ધાર કરું છું.(ગીતા.૧૨/૬-૭)

શંકા-આ પ્રસ્તુત પ્રસંગમાં ગીતા.૧૨/૪માં "તેઓ મને જ પામે છે" આવું કેમ કહ્યું છે ?

સમાધાન-આગળ પાછળ ચારે તરફ નજર ફેરવો પંદરમા અધ્યાયમાં ભગવાને અક્ષર કરતાં પોતાનું ઉત્તમપણું કહ્યું છે. જેમ કે "ક્ષર તથા અક્ષર, બે પુરુષો જ લોકમાં પ્રસિદ્ધિ પામે છે. તેમા ક્ષર શબ્દોથી બ્રહ્માથી લઈને સ્તંબપર્યંતના જડની સાથે જોડાયેલા બધા ભૂત પ્રાણીઓને કહ્યા છે. અને અક્ષર શબ્દથી જડવસ્તુના સંયોગથી છૂટેલા મુક્તાત્મા કહેવાય છે. "પરંતુ ઉત્તમ પુરુષ તો બદ્ધ તથા મુક્તથી જુદો જ છે. તેને શ્રુતિ વગેરેમાં પરમાત્મા કહ્યા છે. જે અવિનાશી પરમેશ્વર ત્રિલોકીમાં અંતર્યામીપણે વ્યાપીને સહુનું ધારણ-પોષણ કરી રહ્યા છે." (ગીતા.૧૫/૧૬-૧૭) "તે ક્ષર તથા અક્ષર શબ્દથી કહેલા બદ્ધ અને મુક્ત

આત્માઓથી પર-અત્યંત શ્રેષ્ઠ એવો હું લોક તથા વેદોમાં પરમેશ્વરના રૂપમાં પ્રસિદ્ધિ પામ્યો છું."(ગીતા.૧૫/૧૮) "વળી સમગ્ર વેદોનું અધ્યયન કરીને હું એક જ જાણવા-સમજવા લાયક છું."(ગીતા.૧૫/૧૫) આ એકદમ નજીક ઉપરના શ્લોકમાં સમગ્ર વેદોના પરમ તાત્પર્યરૂપ રહેલું એવું પોતાનું ક્ષર તથા અક્ષરથી પર સર્વોત્તમપણું આ શ્લોકથી કહ્યું છે. તો પછી જેનાથી પર સર્વોત્તમ પુરુષોતમ પરમાત્મા છે તે અક્ષરતત્ત્વ પરમ પ્રાપ્ય કઈ રીતે થાય ? શ્રુતિઓનું પરમ તાત્પર્યગોચર તો પરમ પ્રાપ્ય પુરુષોત્તમ જ છે.

"હવે પરાવિદ્યાનું નિરૂપણ કરવામાં આવે છે કે જેનાથી અક્ષરની પ્રાપ્તિ થાય છે."(મું.ઉ.૧/૧/૫) આ શ્રુતિમાં ખાસ જાણવા જેવી પરાવિદ્યા છે. આમ કહીને અક્ષરનો પ્રસ્તાવ કર્યો છે. તે પરથી પણ પર પુરુષોત્તમ તત્ત્વ જ છે. કારણ કે તેનાં નિરૂપણમાં પરમાત્માના બધા જ વિશેષ ગુણો કહ્યા છે. તે આ બધાનું અદૃશ્યત્વાધિકરણ(બ્ર. સૂ.૧/૨/૫)માં સ્પષ્ટ રીતે સમર્થન કર્યું છે.

શંકા-ભલે, હવે બહુ આગળ પાછળ અને અદૃશ્યત્વાધિકરણ વગેરેમાં ઘૂમવાનું બંધ કરો. ઉપર જે કહી ગયા કે "ते प्राप्नुवन्ति मामेव" "તેઓ મને જ પામે છે."(ગીતા.૧૨/૪) આવાક્યમાં "મને" એમ જે કહ્યું તેની સ્થિતિ શી સમજવી ?

શંકાની સામે પ્રશ્ન-ચારેબાજુથી દૃષ્ટિ પાછી ખેંચી લઈને નિર્વિશેષ તે આત્મતત્ત્વ જ અક્ષર છે અને તે જ પરગતિ છે, એમ માનનારા તમે તે મામ્ "મને" શબ્દને કેવા રૂપમાં માનો છો ? કદાચ તમે એમ કહો કે અમે તે ("ते प्राप्नुवन्ति मामेव") એ વાક્યમાં સગુણ સ્વરૂપ જ હાર્દિક ભાવ(સ્વરસ)થી માનીએ છીએ. પરંતુ વાસ્તવમાં તો નિર્વિશેષ આત્મતત્ત્વને પામવાની એ વાત છે.

આવા અદ્વૈતીના શબ્દને જાણીને આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ કહે છે કે આવું માનતા હોવ તો અમારે કાંઈ નુકશાન નથી. પોતાની સિદ્ધાંતરૂપ વાતને બરાબર સ્થાપી નહિ શકતા અસમર્થ એવા તમે પહેલા પ્રયોગમાં તો પ્રામાણિકતા બતાવી છે ?

સામેથી શંકા કરનાર(અદ્વૈતી) કહે છે કે "જે અંતર્યામી એવું ઈશ્વરસ્વરૂપ છે, તે પણ નિર્વિશેષ આત્મતત્ત્વનાં સ્વરૂપને એકદમ નજીક છે, માટે તે અંતર્યામીને કહેનારા શબ્દથી તેનો જે નિર્દેશ કરવો તે યોગ્ય જ છે. અને તેથી તેમાં લક્ષણાનો દોષ પણ આવતો નથી. કેમ કે જે શબ્દ કોઈ વસ્તુનો સાક્ષાત નિર્દેશ ન કરી શકતો હોય તો તેવી સ્થિતિમાં તેનો એકદમ નજીકનો અર્થ કરવો તે શબ્દોની રીત ન્યાય સંગત છે. ઝાડની ડાળીઓનો ચંદ્રની સાથે સાક્ષાત્ સબંધ નથી, છતાં તેના સાન્નિધ્યથી ઝાડની ડાળીમાં ચંદ્ર છે એમ કહેવાય છે.

આ શબ્દોને જાણીને શ્રીરઘુવીરાચાર્યજી કહે છે, અરે ! તમે અદ્વૈતીઓ તત્ત્વને શબ્દ ગોચર માનતા નથી છતાં 'વસ્તુ' આવો શબ્દ તેને માટે વાપરો છે. આવું વચન કહેવું તે તો વ્યાઘાત (પરસ્પર વિરોધી) દોષથી ભર્યું છે. આવા વિચારોનું આગળ ઉપર ખંડન કરેલું જ છે. માટે અહીંયા તેનું વધારે વિવેચન કરવું નથી.

અદ્વૈતી એમ માને છે કે ઈશ્વરને કહેનારો શબ્દો અવાચ્ય ઈશ્વરની સાથે પણ સંબંધને ધરાવતો નથી, છતાં પણ અંતર્યામીના સાંનિધ્યથી નિર્વિશેષ આત્મતત્ત્વનું જ્ઞાન આપે છે. ત્યારે સામેથી પૂછવામાં આવે છે કે આવું કરવાથી તમે અદ્વૈતીએ વિશેષતા પ્રાપ્તિ શી કરી ? તમે કહો છો કે "गंगायां घोषः" "ગંગામાં પશુપાળોની વસ્તી છે" આ વાક્યમાં પશુપાળોની વસ્તી ગંગાના પ્રવાહમાં સંભવે નહિ. એટલે ગંગા શબ્દનો અર્થ ગંગાને કિનારે એવો કરવો પડે. એટલે નિકટના અર્થને લક્ષણા કહેવાય છે, તેમ અદ્વૈતીના અર્થઘટનમાં પણ લક્ષણા દોષ આવે છે".

આચાર્યશ્રી કહે છે કે "ते प्राप्नुवन्ति मामेव" આ વાક્યમાં રહેલા મામ્ શબ્દનો અર્થ તો બતાવો ? "અપહતપાપ્મત્વ"આદિ આઠગુણ બંનેમાં હોવાને કારણે પરમાત્માના સમાન ધર્મી એવા અક્ષર તત્ત્વમાં પણ "माम्" શબ્દ બંધ બેસતો હોવાને કારણે તે ઠીક છે. શબ્દના પોતાના અર્થને સમાનધર્મીમાં ઘટાવવો તે પ્રવૃત્તિ ઠીક છે, એટલે અક્ષરની પ્રાપ્તિ પરબ્રહ્મની પ્રાપ્તિ કરતાં ગૌણ જ છે, તે સિદ્ધ થયું. આ અંગેના નવા ચાર શ્લોક રચીને આચાર્યશ્રી રઘુવીરજીમહારાજ જણાવે છે.

"विशेषो यस्मिन्न प्रणयरसभङ्गो यदुदये,
प्रमाणानां साक्षात्कथमपि गतिर्यत्र न भवेत्।
यतो दूरे भक्तिः किल फलमिदं तस्य तु मुखे,
निमित्तं विज्ञाने यदि भवति भक्तिर्व्यवहृतेः।।१।।

અદ્વૈતીઓ માને છે કે મોક્ષનું સાક્ષાત્ સાધન તો જ્ઞાન છે. તે નિર્વિશેષ આત્મસ્વરૂપનાં જ્ઞાનનાં પ્રકાશમાં ઈશ-ઈશિતત્ત્વ, ભોક્તૃ-ભોગ્ય આદિ વિકલ્પના રૂપ ભક્તિરસનો વિલય થઈ જાય છે. તેમાં કાંઈ વિશેષતા રહેતી નથી. તે જ્ઞાન કઈ રીતે પ્રાપ્ત થાય ? આ પ્રશ્નના ઉત્તરમાં તેઓ કહે છે કે જે પ્રમાણથી સાબિત કરી શકાતું નથી, તે બાબતે પ્રમાણોની ચર્ચા શું કરવી ? તેમાંથી ભક્તિ તો દૂર રહે છે. તેમાં સાક્ષાત્ મોક્ષનું સાધન તો જ્ઞાન છે અને તે જ્ઞાન પણ નિર્વિશેષ આત્માનો સાક્ષાત્કાર કરવો તે છે. તેમાં ઉપાસના તો તેવા જ્ઞાનનાં દ્વાર રૂપ છે. એટલે કે તેમાં ભક્તિ ઉપકાર-મદદ ન કરી શકે. એવું બોલનારા અંતે નિર્વિશેષ આત્માના સાક્ષાત્કારરૂપ ફળને માનનારા તે અદ્વૈતીથી ભક્તિ તો ઘણી જ દૂર રહે છે. ભક્તિ આવો શબ્દ તો માત્ર તેનાં મુખમાં બોલવા પૂરતો જ હોય છે. ૧.

अहो तत्त्वज्ञानां सरणिरियमन्यैव यदमी,
वदन्त्येवं प्राज्ञा वयमिव न तेऽव्यक्तमतयः।

अये नाथ श्रीमंस्तव चरणसेवारसघनान्
महानन्दादन्यद् गमय ननु मास्मान्गमय तान्।।२।।

છેવટે ભગવાનને અને ભક્તિને મિથ્યા કહેનારા સમગ્ર પ્રમાણોથી અગોચર એવી કોઈ વસ્તુ છે એમ પરસ્પર વિરુદ્ધ બોલનારા તે અદ્વૈતીઓનો પુરુષાર્થ પણ દુર્નિરૂપ હોય છે, આવા એ તર્કો કરે છે અને તત્ત્વદર્શી સજ્જનોની સભામાં પ્રથમ સ્થાને બેસવા માટે કોશિશ કરે છે. માટે હે નાથ ! હે શ્રીમન્ ! આવા તે અવ્યક્ત મતિવાળા મંદબુદ્ધિ અદ્વૈતીઓને તેમણે માનેલ મતને પમાડો, પણ અમને તે અદ્વૈતીઓનું મંતવ્ય આપશો નહિ. અમને તો આપની સેવા કરવાનો મહાન આનંદ જ મળે, એટલે અમે ભક્તિરસના ભોગી બનીએ. ૨.

परं सर्वस्मात्त्वां पतिमखिललोकस्य च विदन्,
जरामृत्युत्रस्तस्तदपनयनैकान्तहृदयः।
समानं ब्राह्मं तद्यदपहतपाप्मेति विदितं,
निजं दृष्ट्वा कश्चित्सपदि ननु तत्रैव रमते।।३।।

સમગ્ર જગતના માલિક અને સર્વોપરિ એવા આપને જાણતો હોવા છતાં કોઈ પુરુષ વૃદ્ધાવસ્થાથી તથા મૃત્યુથી ત્રાસી ગયો હોવાથી તે ત્રાસને સંપૂર્ણ ટાળવાનો મનમાં વિચાર કરતો હોય છે. અને अपहतपाप्मत्वादि ગુણોથી યુક્ત પોતાને બ્રહ્મરૂપ જોઈને તત્કાળ આપની સેવારૂપ મુક્તિને તજી દઈને અક્ષરરૂપ થઈને તેમાં આનંદ માણે છે. બ્રહ્મસુષુપ્તિમાં લીન રહે છે. ૩.

भगवच्छेषतैकात्मस्वरूपैकरतिस्तु यः।
नान्यस्मै स्पृहयेज्जातु शेषिसेवारसात्प्रियात्।।४।।

પરબ્રહ્મ પરમાત્મા શેષી છે અને હું તેમનો શેષ છું. એવા આત્મસ્વરૂપમાં જ એક પ્રેમ રાખનારો જે ભક્ત છે, તે પોતાના અત્યંત પ્રિય એવા શેષી ભોક્તા ભગવાનની સેવા સિવાય બીજું કાંઈ ચાહતો નથી. ૪.

ઘણા મુમુક્ષુઓ જરા-વૃદ્ધાવસ્થા અને મૃત્યુથી ત્રાસી ગયા હોય છે. તે જરા અને મરણથી છૂટવામાત્રથી જ પોતાને કૃતાર્થ માનતા હોય છે. સ્વસ્વરૂપમાં મગ્ન રહેનારા તેઓ અક્ષર-સ્વરૂપની પ્રાપ્તિને જ ચાહતા હોય છે. ઠીક છે, કેમ કે તે અક્ષરનો આનંદ પણ અલ્પ-થોડો નથી. વળી તે આનંદ નિત્ય છે અને હિરણ્યગર્ભના લોકના આનંદ કરતા પણ અધિક છે. પરંતુ તે પરમાત્માની ઉપાસનાનાં અંગપણે અક્ષરના આનંદમા લોભાઈ જવું તે જ પર બ્રહ્મરૂપી મહેલમાં જનારા મુમુક્ષુને વચ્ચેથી પડી જવાનું ઠેકાણું છે. એટલે અમારા ચરણકમળના રસિક ભક્તોએ તે અક્ષરરૂપ સ્થાનમાં પડી જવાય નહિ, એ રીતે જાગતા-સાવધાન રહેવું, એ સમજી રાખવું.

જીવાત્મા પરબ્રહ્મનો શેષ છે. એ વાત જન્મસિદ્ધ-ચોક્કસ છે. તેથી જ શેષી એવા પરમાત્માનો સ્વાભાવિક અપાર અતિશય આનંદ, તેમના સમગ્ર કલ્યાણમય ગુણોનો ખજાનો અને તેમના ચરણકમળની સતત સેવા, આ બધાને પરમ પુરુષાર્થનારૂપમાં અનુભવ કરતા ભક્તજને તેને યોગ્ય સાધન કરવા માટે સાવધાન થઈને સતત પ્રયત્ન કરતા રહેવું. તે ઉપર જે કહી ગયા તેનો આશય છે. અને તેને માટે યોગ્ય સાધન તો શ્રીકૃષ્ણભગવાનની ભક્તિ જ છે એમ પહેલા કહ્યું જ છે.

મોક્ષ(મુક્તિ) સ્વરૂપનાં વિવેચનનું પ્રકરણ ચાલે છે. તેમાં ભક્તિનું સ્વરૂપ પ્રાસંગિક રીતે ભાષ્યમાં કહ્યું છે. ઉપર કહી ગયા કે પ્રકૃતિનાં બંધનથી છૂટેલો જીવાત્મા અક્ષરસ્વરૂપાવિર્ભાવને મોક્ષ માની બેસે છે, પણ તે મોક્ષ કરતા બ્રહ્માત્મભાવે પરમાત્માની સેવા કરવી તે મોક્ષ વધારે ઉત્તમ (અતિશયિત)છે. તેમ સાધન ભક્તિ કરતા સાધ્ય ભક્તિ વધારે ઉત્તમ(અતિશયિત) છે. એવું ભાષ્યકારનું માનવું જણાય છે. ફળરૂપ મોક્ષનું સ્વરૂપ જાણવું તે જેમ જરૂરનું છે તેમ તે મોક્ષના સાધનરૂપ ભક્તિનું સ્વરૂપ જાણવું તે પણ જરૂરી છે.

સ્વરૂપની દૃષ્ટિએ ભક્તિ એક જ છે. છતાં પણ ભાવના ભેદની દૃષ્ટિએ તેના સાધ્ય ભક્તિ અને સાધન ભક્તિ એવા બે ભેદ જણાય છે. તેમાં ભગવાનને મેળવવા માટે ઉપાયનાં જે રૂપ થાય છે તથા દિન-પ્રતિદિન ઉપાસના વખતે કરાતા ધ્યાન, ભજન, શ્રવણ આદિ નવ પ્રકારે તેલની ધારની જેમ અવિચ્છિન્ન સ્મૃતિની ભગવત્ સ્વરૂપમાં સ્થિરતા જેનાથી થાય છે, તેને સાધન ભક્તિ કહેવાય છે. આવી સાધન ભક્તિને કર્મયોગ તથા જ્ઞાનયોગની જરૂરત રહે છે અને તે બંને ભક્તિના અંગ છે. કર્મયોગ તથા જ્ઞાનયોગની સિદ્ધિ ન હોય તો ભક્તિ ઉત્પન્ન (પ્રાપ્ત) થતી નથી.

પરમાત્માની જેમ પરમપ્રયોજન મોક્ષના રૂપમાં જેનો આશ્રય મુમુક્ષુ કરે છે તે સાધ્યભક્તિ કહેવાય છે. આ સાધ્યભક્તિમાં કર્મયોગ કે જ્ઞાનયોગની જરૂરત રહેતી નથી. કારણ કે સાધ્યભક્તિમાં ઉપાય(સાધન) નાં રૂપમાં ભગવાનને જ સ્વીકારવામાં આવે છે. એક 'પરમાત્મા જ મારા મોક્ષનો ઉપાય છે' એવી નિષ્ઠાવાળા ભક્તો પરમાત્માની જેમ પરમપ્રયોજનનાં રૂપમાં એકમાત્ર ભક્તિને જ ચાહે છે. સિદ્ધોપાય એવા જે ભગવાન, તેને કર્મયોગ કે જ્ઞાન યોગની આવશ્યકતા હોતી નથી. એક પરમાત્માને જ ઉપાય(સાધન)નાં રૂપમાં સ્વીકારનારા તે ભક્તોને ભગવાન સિવાય અન્ય કોઈ આધાર નથી. તેથી તેમાં કર્મયોગ કે જ્ઞાનયોગની આવશ્યકતા હોતી નથી. અને ભક્તોએ જેને મોક્ષ માટેનું પરમ પ્રયોજનનાં રૂપમાં ચાહ્યું હોય છે, એવા ભક્તિયોગને ભગવાન પોતે જ આપે છે. આવી રીતે જે ભગવત્સ્વરૂપમાં અનન્ય નિષ્ઠાવાળા સાધ્યભક્તિનિષ્ઠ ભક્તો હોય છે, તેમને કૈવલ્ય(બ્રહ્મસુષુપ્તિ)ના ખાડામાં પડી જવાનો અવસર આવતો નથી. પરંતુ જે ભક્તો સાધનરૂપ ભક્તિયોગમાં જોડાયેલા હોય છે અને ભક્તિના અંગભૂત એવા આત્મ

સાક્ષાત્કાર કરાવનારા જ્ઞાનયોગમાં જે જોડાયેલા હોય છે તેમને તે કૈવલ્યના ખાડામાં પડી જવાનો ભય રહે છે.

અહીં ભક્તિનાં નિરૂપણ પ્રસંગે સાધ્યભક્તિની પ્રક્રિયા બનાવવામાં આવી રહી છે. આ જગતરૂપ સંસારના ચક્રમાં અથડાતો જીવ કોઈ પણ સદ્ભાગ્યના પરિણામે મનુષ્યના જન્મને પામ્યો હોય છે. "મનુષ્યનો જન્મ પામેલા જે જીવના ઉપર પરમાત્મા શ્રીમધુસૂદનની કૃપાદૃષ્ટિ થાય છે, તે જીવને સાત્વિક માનવો અને તે સાત્વિક જીવ જ મોક્ષરૂપી પુરુષાર્થ માટે વિચાર કરે છે."(મ.ભ.શા.મો.૩૪૯/૭૩) આ વચનમાં કહેવા પ્રમાણે તે મનુષ્યને પરમાત્માની કૃપાદૃષ્ટિથી પરમ પુરુષાર્થ જે મોક્ષ, તેમાં રુચિ ઊપજે છે. જીવના મોક્ષ માટે શાસ્ત્રોમાં કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ કહ્યા છે, પણ તે મનુષ્ય અજ્ઞાન તથા અશક્તિથી ઘેરાયેલો હોવાથી તે ત્રણે યોગોમાં પોતાનો અધિકાર નથી આવો વિચાર કરે છે. હું પરમાત્માનો શેષ છું અને પરમાત્મા મારા શેષી છે, આવી સ્વાભાવિક રસભરી રુચિ થાય છે. પછી તેને અનુરૂપ શરણાગતિના-પ્રાપ્તિના માર્ગે જવાની સદ્ભાગ્યથી ઈચ્છા થાય છે. નિરંતર પોતાના સ્વામી એવા જે પરમેશ્વર તેમની આજ્ઞા પાળવાનો સ્વભાવ હોય છે, એટલે તે પરમાત્માથી વિમુખ ક્રિયાઓને નથી કરતો. અને પછી પોતાના સ્વામીની એટલે કે પરમાત્માની ઈચ્છાને અનુરૂપ રહેવાનો સંકલ્પ દૃઢ કરે છે. તેમજ દૃઢ વિશ્વાસ સાથે ભગવત્સ્વરૂપનો અટલ નિશ્ચય કરે છે. પછી તે સર્વજ્ઞ સર્વશક્તિમાન્, સત્યસંકલ્પ અને ભક્તવત્સલતા વગેરે સમસ્ત કલ્યાણરૂપ ગુણોથી પરિપૂર્ણ પરમપુરુષ ભગવાન શ્રીનારાયણના શરણે જાય છે. પછી તેના ઉપર ભગવાન અતિશય પ્રસન્ન રહે છે. એટલે તે ભગવાનના રાજીપાથી દુઃખનિવૃત્તિ તથા ભગવત્સ્વરૂપના સુખની પ્રાપ્તિ કરાવનારા તે સ્વયંપ્રયોજનરૂપ ભક્તિયોગને પામીને કૃતાર્થ થાય છે.

પરમાત્માના શેષત્વના એક રસરૂપ જે પોતાનો આત્મા છે, તેના અનુસંધાન સાથે તે ભક્તજન 'મારું સાચું આ પ્રયોજન છે' એવી ભાવનાથી પોતાના સ્વામીની આજ્ઞારૂપે તથા દાસપણા(કૈંકર્ય)ના કાર્યરૂપે વર્ણાશ્રમને યોગ્ય બધા ધર્મોનું પાલન પણ કરે છે. જેનું શરણું સ્વીકાર્યું છે, એવા પરમાત્માના રાજીપાથી તે ભક્તના પ્રારબ્ધ વગેરે બધા જ કર્મોનો સમૂહ નષ્ટ થઈ જાય છે. તેવી સ્થિતિમાં તે ભક્ત શરીરના અવસાનની એકમાત્ર જ રાહ જુવે છે. જ્યારે તેના દેહનું અવસાન થાય છે, એટલે તે ક્ષણે જ ભગવાન પુરુષોત્તમને તે પામે છે. જેમનાં ચરણ કમલોને અનેક નિત્યો તથા મુક્તો દઢતાથી આશર્યા હોય છે અને જે પરમાત્મા ક્ષર તથા અક્ષર થી પણ પર છે. તે પરમાત્માને પામેલા તે ભક્તને દિવ્ય ભાગવતી તનુ પ્રાપ્ત થાય છે. આવિર્ભૂતસ્વસ્વરૂપ થાય છે, તેવી સ્થિતિમાં તે મુક્તાત્મા નિરંતર દાસભાવે સેવાના સામ્રાજ્ય રૂપ મુક્તિની સંપત્તિને અનુભવે છે.

મુક્તિ પ્રાપ્ત કરવાના આ માર્ગનું તે તે બધા શાસ્ત્રોમાં પ્રપત્તિ આદિ શબ્દોથી પ્રતિપાદન કરવામાં આવે છે. પ્રપત્તિ એટલે એક વિશિષ્ટ રીતે પરમાત્માનો આશ્રય ગ્રહણ કરવો. જો તેનો નિચોડ કાઢીને કહીએ તો તેના એવા શબ્દો છે. જેમ કે "કાળ, માયા, પાપમય કર્મોથી ડરેલો જીવાત્મા પોતાનો બચાવ કરવામાં કોઈ પણ બીજો ઉપાય નહિ મળવાથી વાત્સલ્ય આદિ અનેક સદ્ગુણોના સાગર રૂપ ભગવાન પુરુષોતમની સમીપે જઈને કહે કે 'હે ભગવન્ ! આપ જ મારા(મોક્ષના) ઉપાયરૂપ બનો.' આવી પ્રાર્થનાને પ્રપત્તિ કહેવાય છે."

વળી શરણાગતિ પણ આ પ્રપત્તિને જ કહેવાય છે. તેના પ્રમાણમાં ભરતમુનિના વચન કહ્યાં છે કે "બીજા કોઈ પણ ઉપાય છે જે મળી શકે નહિ એવા પોતાને અભીષ્ટ એવા ભગવચ્ચરણોની સેવા માટે અનન્ય સુદઢ વિશ્વાસપૂર્વક જે પ્રાર્થના કરવી, તે પરમાત્માને જ ઉપાયરૂપ

બનવા માટે તેમની પ્રાર્થના કરવી તે પ્રપત્તિરૂપ શરણાગતિ છે." આ વાક્યમાં પ્રપત્તિ અને શરણાગતિ, આ બંને પર્યાય(સમાનાર્થક) શબ્દ છે. મારી મુક્તિના ઉપાય આપ જ બનો, એવી દીનભાવે જે માગણી કરવી, તેને પ્રપત્તિનું સ્વરૂપ કહેવાય છે. તે અંગે પ્રમાણભૂત બીજાં વચન પણ છે "હું અનેક અપરાધોનું ઘર છું, નિષ્કિંચન છું, આપના સિવાય મારે માટે અન્ય કોઈ ગતિ ઉપાય નથી. માટે હે ભગવન્ ! મારા કલ્યાણ(નિઃશ્રેયસ)નો ઉપાય પણ આપ જ થાઓ. આવી પ્રાર્થના રૂપ જે ભાવના(મતિ), તેને જ 'શરણાગતિ' કહેવાય છે અને તેવી પ્રાર્થના દિવ્ય કલ્યાણ વિભૂતિથી સેવાયેલા પરમાત્માની કરવી."(અહિર્બુધ્ન્ય સં.૩૭/૩૦) તો આ રીતે તો એક અનન્ય અને નિષ્કિંચન દાસભાવે પરમાત્માની વિશિષ્ટ પ્રાર્થનાને જ પ્રપત્તિ કહી શકાય છે.

આ અંગે એમ સમજવું કે ઉપર કહ્યા પ્રમાણે પરમાત્માને 'આપ મારા (મોક્ષ માટેના) ઉપાય બનો.' આવી માગણી કરવા માત્રથી જ મુમુક્ષુની કૃતકૃત્યતા(કૃતાર્થપણું) નથી, પરંતુ ઉપાયપણાની પ્રાર્થના સાથે 'હું કર્તા છું' આવા કર્તૃત્વના બોજનો ત્યાગ(ભર સન્યાસ) કરવો જોઈએ. તે કર્તૃત્વના બોજ(ભાર)નો ન્યાસ-ત્યાગ એટલે કે પરમાત્માને અર્પણ કરી દેવો. જેમ કે 'હું શક્તિશાળી છું' 'આ કામને આ વડે પૂરું કરી દઈશ' આવા સ્વંતત્રપણાના અભિમાનથી પોતાને માથે ઉપાડેલા કર્તૃત્વનો જે ભાર(બોજ) તેને છોડી દેવો અને હું તો બધી રીતે ગરીબ (અકિંચન) છું, આવું સતત મનમાં ધારી રાખીને "આપ જ મારા ઉપાય રૂપ બનો" આવી પ્રાર્થના કરીને "તો હું આપના ચરણકમળોમાં આજે જ મને અર્પિત કરી દઉં છું."(સ્તોત્ર રત્ન-૫૪) આ સ્તોત્રમાં કહ્યા પ્રમાણે પરબ્રહ્મ પરમાત્માને સમર્પિત થવું.

આવો સિદ્ધાંત હોવાથી શાસ્ત્રમાં શરણાગતિનાં સ્વરૂપનું નિરૂપણ કરવાનું થયું ત્યારે "ગોપ્તા(રક્ષક)પણાને વરવું, આત્મનિક્ષેપ એટલે કે

પોતાના સ્વરૂપને પણ નિક્ષેપ-ન્યાસ(થાપણ)ના રૂપમાં સમર્પિત કરવું અને કૃપણતા-દીનતા. આ છ પ્રકારની શરણાગતિ છે."(અહિર્બુધ્ન્ય સંહિતા-૩૭/૨૫) આ વચનમાં પણ "આત્મનિક્ષેપ"ને લીધેલ છે. આ રીતે ન્યાસને જ આત્મનિક્ષેપ કહેવાય છે. "આત્માને(પોતાને) તથા આત્મીય(પોતાના જે માન્યા હોય)ના બોજને ભગવચ્ચરણમાં મૂકી દેવો તે આત્મનિક્ષેપ કહેવાય છે."(લક્ષ્મીતંત્ર સંહિતા) તેમાં આ વચન પ્રમાણરૂપ છે.

પરમાત્માની આવી રીતે પ્રપત્તિ એટલે કે પ્રાર્થના પૂર્વક પોતાના સર્વસ્વ સહિત પોતે પ્રભુને સમર્પિત થઈ જવું. આમાં પરમાત્માને જ ઉપાયપણે સ્વીકારવાની પ્રાર્થના કરવી તે વિશેષણ ભાગ છે. જ્યારે તે વિશેષણભાગમાં વિશેષ આદર દર્શાવવો હોય ત્યારે તેના માટે શરણાગતિ શબ્દ પ્રયોજે છે. જ્યારે પોતાના સમર્પણવાળા વિશેષ્ય-મુખ્ય ભાગને વિશેષપણે દર્શાવવો હોય ત્યારે તેને માટે ગ્રંથકાર ન્યાસ શબ્દ વાપરે છે.

આ રીતે પ્રપત્તિને શરણાગતિ તથા ન્યાસના રૂપમાં કહેવાય છે. તેમાં પ્રાર્થનાપૂર્વક આત્મા(પોતાને)ને નિક્ષેપ(સમર્પિત) કરવામાં જ્યારે આવે ત્યારે વિશેષણ(ચેતન) અંશમાં આદર હોવાથી શરણાગતિ શબ્દનો પ્રયોગ કરાય છે. વિશેષ્ય(શરીરી-અંતર્યામી-નિયામક) અંશમાં આદર જણાવ્યો હોવાથી ન્યાસ શબ્દનો પ્રયોગ કરાય છે. ઉપર આટલું વિવેચન કર્યું. તેમાં પ્રપત્તિ, ન્યાસ અને શરણાગતિ; આ ત્રણ શબ્દ પર્યાય (સમાનાર્થક) છે. તે સિદ્ધ થાય છે.

આથી લક્ષ્મીતંત્ર સંહિતામા કહ્યું છે કે "જેનું બીજું નામ નિક્ષેપ છે, આવા ન્યાસને પાંચ અંગ છે. તો તે પાંચ અંગોથી ઘેરાયેલી એવી પ્રપત્તિને સ્વીકારવી." આ વચન પ્રમાણે જોઈએ તો પ્રપત્તિને અંગોની સાથે જોડાણ(સંબંધ) છે એવું જણાય છે. નીચે જે દર્શાવીએ છીએ તે

વચનો તેના ખાસ અંગોને વિવેચન કરીને કહે છે." ૧-અનુકૂળતાનો સંકલ્પ કરવો, ૨-પ્રતિકૂળતાથી દૂર રહેવું, ૩-પરમાત્મા મારી રક્ષા કરશે એવો સુદૃઢ વિશ્વાસ, ૪-પરમાત્મા પાસે રક્ષા કરવાનું(ગોપ્તૃત્વ) તે માગવું, ૫-પોતાને નિક્ષેપના રૂપમાં સમર્પિત કરવું અને ૬-કૃપણતા-દીનપણું, આ શરણાગતિ છ પ્રકારે છે."(અહિર્બુધ્ન્ય સંહિતા.૩૭/૨૮) વળી કહે છે કે "આ પ્રપત્તિ ૧-પ્રભુને અનુકૂળ રહેવાનો સંકલ્પ કરવો, ૨-પ્રતિકૂળ થવું નહિ, ૩-મહાવિશ્વાસ, ૪-રક્ષકના રૂપમાં માગવું-સ્વીકારવું, ૫-ભર ન્યાસ-કર્તૃત્વના ભારને સમર્પિત કરવું અને ૬-કાર્પણ્ય-દીનતા-દીનઆધીન થઈને રહેવું."(ભારદ્વાજ સંહિતા ૧/૧૭) આવાં બધાં વચનો છે.

૧-જે પરમાત્માનો મુમુક્ષુએ ઉપાયના રૂપમાં આશ્રય લીધો છે તેને અનુવર્તીને રહેવાનો સંકલ્પ કરવો. જેને પોતાના ઉદ્ધારનો બીજો કોઈ માર્ગ જ ન હોય એવા અસહાય મુમુક્ષુને પોતે જેને શરણે રહ્યો હોય તેની અનુવૃત્તિમાં રહેવા સિવાય બીજો કોઈ આરો-છૂટકારો જ ન હોય. આ મુમુક્ષુ જેને શરણે રહ્યો હોય તેમની સેવામાં પ્રેમથી તત્પર રહેવું જોઈએ.

૨-પ્રાતિકૂલ્યને તજી દેવું એટલે કે પોતાના સ્વામી પરમાત્માને જે માન્ય ન હોય, તેનાથી દૂર રહેવું. આ વચનનો અભિપ્રાય એવો છે કે ભગવાનને શરણે જનારા મુમુક્ષુએ ભગવાનની આજ્ઞારૂપ શાસ્ત્રોમાં જે બાબતનો નિષેધ કર્યો હોય, તે બાબતથી અટકી જવું. નિષેધ તરફ જવું નહિ, તેમજ જે બાબત વર્તવાની આજ્ઞા કરી હોય, તેમાં દાસાનુદાસ થઈને ચોક્કસપણે રહેવું. જો તેમાં આજ્ઞા પ્રમાણે વર્તન રાખવામાં ન આવે તો પ્રવૃત્તિનો ભંગ થાય.

૩-ભગવાન રક્ષા કરશે, આવો મુમુક્ષુએ વિશ્વાસ રાખવો. જો મુમુક્ષુ પોતાના અનેક જન્મના દુષ્કર્મોનો વિચાર કરે, તેમજ પોતે

મનમાં જેની અભિલાષા રાખી હોય તે પરમ પુરુષાર્થરૂપી મુક્તિનું ગૌરવ, તેની મહત્તા અને દુર્લભતાનો વિચાર કરે, સંભવ છે કે ત્યારે તેનાં મનમાં સંશય થાય કે "પરમાત્મા મારી રક્ષા કઈ રીતે કરશે ? આવો જો સંદેહ થવા લાગે તો તે મુમુક્ષુ ઉપાયરૂપ પરમેશ્વરથી પડી જાય. માટે મુમુક્ષુને મહાવિશ્વાસની ખાસ જરૂર રહે છે. જેમ કે "આ મારા સ્વામી આરાધ્ય પરમેશ્વર વત્સલ-સ્નેહાળ-માયાળુ છે અને પરમ ઉદાર છે. એટલે તેઓ મારી રક્ષા કરશે જ.

૪-ગોપ્તૃત્વ-રક્ષકપણું માગવું(વરણી કરવી) "હે ભગવન્ ! આપ જ મારા ઉપાયરૂપ બનો. એવી જ પ્રાર્થના કરવી, તેને ગોપ્તૃત્વ વરણ કહેવાય છે. પરમ પુરુષ પરમાત્મા તો અત્યંત ઉદાર સ્વભાવવાળા છે. પરંતુ જો આ મુમુક્ષુ ચેતન પ્રાર્થના ન કરે તો પરમાત્મા સ્વયં ઉપાયરૂપ થઈને પરમ પુરુષાર્થ(મુક્તિ)ને કેમ આપે ? ભગવાનનો એવો સંકલ્પ છે કે જે જે મુમુક્ષુ ચેતન જે જે વસ્તુ માગે તે તે મારે આપવું. વળી દાતાનો આવો સ્વભાવ પણ યોગ્ય જ ગણાય. કિરાત જાતિની કોઈ જંગલી સ્ત્રી ચણોઠી મળવાથી જેટલી ખુશ થાય છે, તેટલી મહારાજાને શોભે તેવા કોઈ સારા રત્નથી થતી નથી. અને તેવી જંગલી સ્ત્રીને જે રત્ન આપવું તે તો આપનારાની અજ્ઞાનતાને સૂચવે છે. એટલે પરમાત્મા મુમુક્ષુ ચેતનની પ્રાર્થનાની અવશ્ય અપેક્ષા રાખે છે. અને જો અપેક્ષા ન રાખે તો લોકમર્યાદાનો પણ ભંગ થાય. આથી કહેવાય છે કે "પરમાત્માએ મુમુક્ષુની જે રક્ષા કરવાની હોય છે તેમાં પ્રાર્થના (માંગણી)ની પ્રતીક્ષા રાખે છે. માગણીની રાહ જુએ છે." જો ભક્તની અપેક્ષા વિના પણ કરવા લાગે તો લોક કાયદાનો ભંગ થાય.

૫-આત્માનિક્ષેપ-ભર ન્યાસ, કર્તૃત્વના ભારને પણ સમર્પિત કરી દેવો, તેનું તો ઉપર વ્યાખ્યાન કરી દીધું છે.

૬-કાર્પણ્ય-કૃપાણતા, દીનતા અર્થાત્ નિષ્કિંચનતા, મુમુક્ષુ ચેતનને પરમાત્મા સિવાય અન્ય ઉપાય-ભાવના રહે, ત્યાં સુધી તેને આ પરમાત્મારૂપી ઉપાયની સિદ્ધિ થાય નહિ. દીનતા કાર્પણ્યનો માર્ગ તો નિષ્કિંચન ભક્તોનો છે.

"षड्विधा शरणागतिः-શરણાગતિના છ પ્રકાર છે" આવું વાક્ય દેખી-સાંભળીને શરણાગતિમાં છ પ્રકારના (ભેદ) છે, એવો ભ્રમ ન રાખવો. તે છમાં પરસ્પર અંગાગિભાવ રહ્યો છે. 'આનુકુલ્યના સંકલ્પ'થી લઈને પાંચ અંગો છે અને છઠ્ઠી આત્મનિક્ષેપરૂપ શરણાગતિ છે. માટે તે અંગેનું પ્રમાણ વચન નીચે પ્રમાણે છે.

"૧-પરમાત્માને અનુકૂળ થઈને રહેવાનો સંકલ્પ કરવો, ૨-પરમાત્માથી વિરુદ્ધ રહેવાનું છોડી દેવું, ૩-મહાવિશ્વાસ અત્યંત ગાઢ દઢ વિશ્વાસી થવું, ૪-અત્યંત દીનભાવે અનુસરવું, ૫-પોતાની રક્ષા કરવા માટે પરમાત્માની પ્રાર્થના કરતા રહેવું તથા ૬-સર્વથી શ્રેષ્ઠ એવા ઉપાસ્ય ઈષ્ટદેવના ચરણોમાં પોતાને સમર્પિત કરી દેવું-નિક્ષેપ, આ છને પ્રપત્તિ કહી છે."(ભારદ્વાજ સહિતા.૧/૧૮) ઉપર કહ્યા પ્રમાણે પાંચેય અંગોએ યુક્ત થઈને મુમુક્ષુ પોતે પોતાને જ્યારે સમર્પિત કરે છે ત્યારે તેણે પ્રપત્તિ સ્વીકારી કહેવાય છે, અહીં આવો નિર્દેશ કર્યો હોવાથી તેમાં અંગાગીભાવ રહ્યો છે, એવું જણાય છે.

શંકા - આ મુમુક્ષુ ચેતનને તો ઘણા લાંબા સમયથી અનેક જન્મમાં થયેલા પુણ્ય અને પાપનો સમૂહ તો અપાર હોય છે. વળી શાસ્ત્રોમાં કરેલા કર્મોને ટાળવાના પ્રાયશ્ચિત્ત આદિ ઉપાયો કર્યા વિના જ કેવળ પ્રાર્થના કરવા માત્રથી જ શું તે સંસારરૂપી મહાસાગરને તરી જાય છે? અને જો તેટલા માત્રથી જ તેનો ઉદ્ધાર થઈ જતો હોય તો શાસ્ત્રોમાં કહેલા સાધનોની સફળતા શેમાં રહી છે ? તેની જરૂર જ શી છે ? તે પણ વિચારવું જોઈએ.

સમાધાન - પરમાત્માને સર્વ કર્મોના ફલપ્રદાતા કહ્યા છે. કોઈ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ફલપ્રદાતાને ન સ્વીકારીએ તો પણ જડ એવા કર્મો સ્વયં સ્વતંત્ર રીતે ફળ આપી શકતાં નથી. કારણ કે જડ કર્મોમાં ફળ આપવાની શક્તિ હોતી નથી. મનુષ્ય પોતાના જીવનમાં જે સાધનો કરે છે તે સાધનો કાંઈક અદૃષ્ટ-પુણ્યપાપનું ઉત્પાદન કરે છે અને તે પછી તે અદૃષ્ટ(કર્મો) દ્વારા પારલૌકિક ફળને આપે છે, આવો પૂર્વમીમાંસકોનો મત છે. જો કે આ મતને વેદાંતના વિદ્વાનો માન્ય રાખતા નથી. આપણા સિદ્ધાંતમાં તો બધી જાતના કર્મો પરમ પુરુષ પરમાત્માના રાજીપાથી જ સફળ થઈ શકે છે અને તે આ વિગત સૂત્રકાર બાદરાયણ વ્યાસે "फल मत उपपत्तेः"(બ્ર.સૂ.૩/૨/૩૭) સૂત્રથી પ્રતિપાદિત કરી છે.

આમ વિચારીએ તો જણાશે કે પુણ્ય અને પાપ કોઈ અપૂર્વ-અદૃષ્ટ સ્વતંત્ર વસ્તુ નથી. પરંતુ તે તો પરમાત્માનો એક સંકલ્પ જ ગણાય છે. જેમ કે "આ અપરાધીને હું અધોગતિ આપું" "આ પુણ્યશાળીને હું ઊર્ધ્વગતિ આપું." તો આ પ્રમાણે કર્મયોગ વગેરે સાધનોનો ઉપયોગ તો પરમેશ્વર ને રાજી કરવામાં જ સાર્થક જણાય છે. મુખ્ય ઉપાયત્વ(સાધન પણું) તો પરમેશ્વરમાં જ રહ્યું છે. તે આ રીતે મુખ્ય ઉપાયરૂપ રહેલા આ પરમાત્મા જ તે તે કર્મયોગ આદિ ભગવત્ પ્રસન્નતાના સાધનોથી પ્રસન્ન થઈને તેનું ફળ આપે છે.

મુમુક્ષુના પુણ્ય તથા પાપની વિદાય તો મુમુક્ષુને સંસારમાં ભટકાવનારા સંકલ્પોનો સર્વથા ત્યાગ કરવો તે જ માત્ર છે. મુમુક્ષુ ચેતન મુક્તિના સાધનનાં રૂપમાં ભગવાનની આજ્ઞાને અનુસારે જ્યારે રહેવા લાગે છે ત્યારે ભગવાન જ તે મુમુક્ષુની મુક્તિ માટેનો સંકલ્પ કરે છે, પણ તેથી વિરોધી સંકલ્પ કરતા નથી. આવો ભગવાનનો જે સંકલ્પ છે તે મુમુક્ષુનાં પુણ્ય તથા પાપનાં નિવારણમાં કારણ બને છે.

અત્યંત કરુણાના નિધિ તથા પૂર્વના અપરાધોને ભૂલવાના સ્વભાવવાળા એવા શ્રીનિધિ પરમાત્મા એક પોતાનું શરણ ગ્રહીને રહેલા અકિંચન ભક્તને દેખીને પ્રસન્ન થાય છે અને તેને પોતાનું દિવ્ય પદ(ધામ) આપે છે. એવા પરમાત્માને આડી લાકડી કરીને કોણ રોકી શકે છે ? તેથી આ કહ્યા તેવા સિદ્ધોપાય પરમેશ્વરને વરવા(સમર્પિત થવા)માં તુચ્છ મનુષ્યની કરેલી શંકાને કોઈ સ્થાન જ નથી. વળી એક વાત ગીતામાં પણ કહી છે કે "જે મનુષ્યો મારે જ શરણે આવે છે તે આ માયાને તરી જાય છે."(ગીતા.૭/૧૪) આ વચનમાં પરમાત્માની પ્રપત્તિ છે તે માયાને તરવાનો ઉપાય છે, એમ સ્પષ્ટ જણાય છે તે પણ સ્પષ્ટ કહેવાવું જોઈએ.

શંકા - ગીતામાં જે માયા તરવાની વાત કહી છે તે તો કર્મ યોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ તરફ લઈ જઈને પરંપરાથી છેવટે શરણાગતિનો મોક્ષમાં ઉપયોગ કહે છે, આવું જો કોઈ કહે તો અમે એમ કહીએ છીએ કે તે પણ ઠીક કહો છો. પણ તે બતાવો કે તે કઈ રીતે ઉપયોગી થાય છે ? જો તમે કહેશો કે તે તો પરમાત્માના રાજીપાથી ઉપયોગી બને છે ! તો અમે ત્યાં કહીએ છીએ જે મનુષ્ય એમ માનતો હોય કે ભગવાનની અનુકૂળતાથી હું કાળે કરીને કર્મયોગ જ્ઞાનયોગ તથા ભક્તિ યોગ આદિ કરેલા ઉપાયોથી મુક્તિને મેળવીશ; તો તેની સામે અમારું કહેવાનું એ છે કે જે પોતાને સાધન સંપાદન કરવામાં સમર્થ માને છે, જેમાં અકિંચનતા નથી, એવા પુરુષના ઉપર પણ જો પરમાત્મા તમારા કહ્યા પ્રમાણે પ્રસન્ન થતા હોય તો જે આ શરણાગત બધી રીતે અશક્ત જણાતો હોય, જેને પરમાત્મા સિવાય અન્ય કોઈ પણ ઉપાય(કરવાનું સાધન) ન હોય, સંસારરૂપી દાવાનળથી જે ખૂબ જ ડરતો હોય અને એક પરમાત્માને જ આધારે રહેતો હોય તેવા મુમુક્ષુ ઉપર પરમાત્મા રાજી કેમ ન થાય ? અને તેને પરમાત્મા પોતાનું ધામ કેમ ન

આપે ? શું પરમાત્મા તે મુમુક્ષુને ધામ આપવામાં અસમર્થ છે ? અથવા પરમાત્મા શું સર્વજ્ઞ નથી ? કે તેઓ શું વાત્સલ્યપૂર્ણ-પ્રેમાળ નથી ?

પણ જે (અદ્વૈતીઓ) પરમેશ્વરમાં નિત્ય રહેલા સમગ્ર કલ્યાણ ગુણોને કહેવા માત્ર સ્વીકારે છે, તે સર્વ સદ્‌ગુણોને પારમાર્થિક (વાસ્તવમાં સત્ય)નથી માનતા. તેઓ તો પરમેશ્વરનો સ્વીકાર કર્યા પછી પણ ખરે ટાણે તેને તરછોડીને નિર્વિશેષ જ્ઞાન માત્ર જ માને છે. આવા તે અદ્વૈતીઓને પ્રપત્તિ સાક્ષાત્ મોક્ષનું સાધન છે, એમ સમજાવું દુર્લભ છે.

અમે તો સર્વજ્ઞપણું આદિ સમસ્ત કલ્યાણમય ગુણોના સાગર, પરથી પણ પર, સર્વના શેષી, વેદાંતશાસ્ત્રથી જાણી શકાતા એવા પરબ્રહ્મ પુરુષોતમ નારાયણને પોતાના સ્વામી માનીએ છીએ. એટલે અમારે તો તે પરમાત્માની શરણાગતિ શું દુર્લભ છે ? બધું સુલભ છે. પરમાત્મા શ્રીકૃષ્ણે ગીતાના અંતિમ શ્લોક(ગીતા.૧૮/૬૬)માં સર્વોત્તમ એવા આ સાક્ષાત્ મોક્ષના માર્ગને પ્રસિદ્ધ કર્યો જ છે. તેના જેવા જ પ્રમાણરૂપ બીજા વચનો પણ મૂકીએ છીએ.

જેમ કે "જેમણે ધ્યાનયોગ આદિ કોઈ સાધન ન કર્યા હોય પણ તેઓ જો આપને શરણે આવ્યા હોય છે, તો મોતના માથા ઉપર પગ મૂકીને આપના વૈષ્ણવ(બ્રહ્મમય) ધામને પામે છે."(ગરુડ.પુ.૨૨૭/૩૬)

"અપાર જ્ઞાન અને શક્તિ આદિ કલ્યાણ ગુણોના સાગરરૂપ પરબ્રહ્મ શ્રીલક્ષ્મીપતિ નારાયણને શરણે જવું તે સમગ્ર પુરુષાર્થોને સફળ કરનારો મુખ્ય ઉપાય છે."(ભારદ્વાજ સંહિતા ૧/૯)

સમગ્ર આત્માઓનું નિયમન કરનારા(પ્રશાસ્તા), સર્વ વ્યાપક (વિષ્ણુ) એવા પરમાત્માને શરણે પોતાનો આત્મા સમર્પિત કરી દેવો, તેના જેવું અન્ય કોઈ સાધન તેમને રાજી કરનારુ નથી."(ભારદ્વાજ

સંહિતા ૧/૧૦)" જે કોઈ મુમુક્ષુ શરણે આવીને એક જ વાર બોલે કે 'હે ભગવન્ ! હું આપનો જ છું.' તો દિવ્ય કલ્યાણ ગુણોના સાગર શ્રીમાન્ ભગવાન નારાયણ ઉત્સાહિત થઈને તે મુમુક્ષુને અભય દાન કરે છે(ભારદ્વાજ સંહિતા ૧/૧૧) આ બધા પ્રમાણ વચનોનો અર્થ પ્રપત્તિ સર્વોત્તમ મુક્તિનો ઉપાય છે, એવો સ્પષ્ટ જણાય છે(૧૨૧/૨૩)

શ્રુતિમાં પણ આ વાત કહી છે "જેણે પૂર્વે બ્રહ્માની સૃષ્ટિ કરીને વેદોનું જ્ઞાન આપ્યું, તે સમગ્ર જીવોને સમજણ આપનારા દિવ્ય એવા પરમાત્માને શરણે હું મુમુક્ષુ જાઉ છું." "એ ભક્તોને તેના તપ કરતા ભગવાનની શરણાગતિને અલગ કહે છે."

હવે મુક્તિ માટેના બીજા સાધનોના કરતા પ્રપત્તિ(પ્રપદન -શરણાગતિ)ની વિશેષતાઓ(શ્રેષ્ઠતાઓ)નું નિરૂપણ અહીં કરવામાં આવે છે. ૧-પ્રપત્તિ(શરણાગતિ) પહેલી વિશેષતા છે, તેમાં સહુ કોઈને અધિકાર છે અર્થાત્ કોઈપણ વર્ણ, આશ્રમ, લિંગ, નાતજાતના સહુ કોઈ પ્રપત્તિને ગ્રહણ કરી શકે છે. વેદાંત શાસ્ત્રમાં મોક્ષ માટેનું જે સાધન તે બ્રહ્મોપાસના કહી છે. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને જ અધિકાર આપ્યો છે. તે સિવાયના બીજાઓ ને અધિકાર નથી, તેનું અપશૂદ્રાધિકરણ(બ્ર.સૂ.૧/૩/૯)માં સમર્થન કર્યું છે. આ પ્રપત્તિ શરણાગતિ સ્વીકારવામાં તો કોઈ પણ અધિકારીનો નિયમ નથી.

તે કહ્યું છે કે "પુરુષાર્થોમાં મોક્ષની સર્વશ્રેષ્ઠ સફળતાને જે ચાહતો હોય, તે નિષ્કિંચન એવો કોઈ પણ મુમુક્ષુ પરમ શ્રદ્ધાયુક્ત થઈને પરમાત્મા શ્રીહરિનું શરણું સ્વીકારે."(ભારદ્વાજ સંહિતા ૧/૧૩) પરાશર માધવીયમાં ભગવાન વિષ્ણુએ કહ્યું છે કે "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને વર્ણસંકર એ બધી જાતિના પુરુષો અને સ્ત્રીઓ, એ બધા જ સર્વ જગતનું ધારણ પોષણ કરનારા એવા અવિકારી ભગવાન શ્રીનારાયણને શરણે જાય." "પરમાત્મા શ્રીનારાયણને શરણે જવામાં

કોઈ જાતિ, કુળ, લિંગ(સ્ત્રી કે પુરુષ) અવસ્થા, ગુણ, ક્રિયા અને દેશકાળનો કોઈપણ જાતનો ભેદ નથી. મનુષ્ય માત્ર પરમાત્માનું શરણ લઈ શકે છે."(ભા.દ્વા.સં.૧/૧૪)

એક પ્રશ્ન ઉપસ્થિત થયો હતો કે "હે ભગવન્ ! બધા જ દેહધારી ચેતનો કયો ઉપાય કરે કે જેનાથી તેઓ એકદમ નિર્દોષ થઈને તત્કાળ મોક્ષરૂપી પરમ સિદ્ધિને પામે ?"(ભારદ્વાજ સં.૧/૨) ત્યારે તેના ઉત્તરના રૂપમાં ઉપર કહેલા વચનો છે, તો આ રીતે પ્રપત્તિ-શરણાગતિમાં સહુ કોઈનો અધિકાર છે એમ નક્કી થયું.

એ પ્રમાણે અનુષ્ઠાન-આરાધનામાં સૌ કોઈ પ્રાણીમાત્રનો અધિકાર છે. સતી દ્રૌપદીએ દુઃશાસન દ્વારા વસ્ત્રાહરણના આપત્કાળમાં પરમાત્માની શરણાગતિ કરી હતી. જો કે તેણે મોક્ષને માટે શરણાગતિ કરી ન હતી. ભલે દ્રૌપદીને તે શરણાગતિનું ફળ અલગ મળ્યું હતું, પણ સાધન તો શરણાગતી જ હતી ને !

તે પ્રમાણે જ ગ્રાહ(મોટા મગર)થી હારેલો ગજેન્દ્ર પશુ(તિર્યક્) જાતિનો હતો. છતાં તે શરણાગતિ દ્વારા અભીષ્ટ સિદ્ધિ-સ્વરક્ષણને પામ્યો હતો. આ બાબત જાહેર છે. રાક્ષસવર્ય વિભીષણ પણ શરણાગતિથી જ ઇચ્છિત સુખને પામ્યા હતા. આ પ્રમાણે વાણીથી કે ક્રિયારૂપ આરાધનાથી પ્રપત્તિમાં સહુનો અધિકાર છે એવું સાબિત થયું.

તે રીતે જ પરમાત્માનાં સ્વરૂપનું ધ્યાન, ચિંતન, વિચાર, વિમર્શ કરવામાં પણ સૌનો અધિકાર સિદ્ધ-નક્કી થાય છે. ધ્યાન કરવામાં કોઈને અશક્તિ નડતી નથી. તે વિચાર-વિમર્શરૂપ ધ્યાનમાં સ્વીકારેલો ઉપાય તે સર્વેશ્વર પરમાત્મા છે અર્થાત્ ધ્યાન તે પરમાત્માનું જ કરવું. કારણ કે ધ્યાનમાં ગ્રહણ કરેલા સર્વેશ્વર સહુને માટે એક સમાન જ છે. ધ્યાનમાં જે પરિગ્રહણ-સ્વીકાર તે પણ પ્રાર્થનારૂપ જ છે અને તેમાં

પણ ચૈતન્ય-જ્ઞાનની જ અપેક્ષા રહે છે. પ્રાર્થનામાં જે કૃપણતા-દીનતા અને અકિંચનપણાનું અનુસંધાન રાખવું, તે તો જેને અન્ય કોઈ ગતિ-ઉપાય હોય જ નહિ તેને માટે તો તે ઘણું સુગમ કહેવાય અને તે સુગમ હોવાથી તે દૈન્ય દર્શાવવામાં અહીં સહુને અધિકાર છે.

તે સિવાય આ પ્રપત્તિથી બધા જ મનચાહ્યા પ્રયોજન-અર્થોની સિદ્ધિ થતી હોવાથી બધા જ ફળને આપનારી આ પ્રપત્તિરૂપી ઉપાય સહુને માટે સમાન છે. બીજા ઉપાયોમાં બધા જ ફળો સમાન રીતે પ્રાપ્ત થતા નથી. આ કારણથી પ્રપત્તિમાં સમગ્ર ઇચ્છિત પુરુષાર્થ આપવાનો એક બીજો વિશેષ છે.

આ રીતે પ્રપત્તિને અનુસરેલા મુમુક્ષુને બીજા કોઈ સાધન કરવાની આવશ્યકતા રહેતી નથી, પણ કર્મયોગ આદિ બીજા સાધન કરનારાને તો આ ભગવત્પ્રપત્તિની આવશ્યકતા રહે છે. તે ભગવાને ગીતામાં કહ્યું છે કે "જે મારે શરણે આવે છે તે આ માયાને તરી જાય છે."(ગીતા.૭/૧૪)

પરમાત્માનું શરણ સ્વીકારે તો માયા ઘણી બળવાન છે, તેથી ઇન્દ્રિય નિગ્રહના સેંકડો ઉપાય કરવા છતાં મહાન્ બળવાન માયા જીતી શકાતી નથી. આ બાબત કઠોપનિષદમાં કહી છે "इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः! मनसश्च पराबुद्धिर्बुद्धेरात्मा महान् परः।। महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः! पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः!"(ક.ઉ.૧.૩/૧૦-૧૧) ઇન્દ્રિયોને વશ રાખવી જરૂરી છે. પણ જ્યાં સુધી શબ્દાદિ વિષયોનો જોગ ઇન્દ્રિયોને નજીકમાં જ રહેતો હોય તો ઇન્દ્રિયો વશ થાય નહિ. એટલે ઇન્દ્રિયોને વશ રાખવી હોય તો પહેલાં શબ્દાદિ વિષયોને દૂર કરવા જોઈએ. એટલે વિષયોથી દૂર રહેવાનું પહેલા કરવું જોઈએ. તે પછી મનને જો વશ ન રાખ્યું હોય તો વિષયોને દૂર કરવાનું પણ સફળ થાય નહિ. તેથી પ્રથમ મનને અવશ્ય

વશમાં રાખવું જોઈએ. આ રીતે વશ રાખવાની પરંપરામાં મન કરતા પણ બુદ્ધિને વશ રાખવી આવશ્યક બને છે. આમ વશ રાખવાનું વર્ણન કરતા કઠઉપનિષદ છેલ્લે કહે છે "पुरुषः स परः" વશ-કરવાના ક્રમમાં પરમપુરુષ પરમાત્માને સૌ પહેલા વશ કરવા જોઈએ અને પરમપુરુષ પરમાત્માને વશ કરવાનો ઉપાય તો પ્રપત્તિ જ છે. એટલે આ શ્રુતિ કહે છે કે પરમ પુરુષની પ્રપત્તિ સ્વીકાર્યા વિના ઇન્દ્રિયો ઉપર વિજય થાય જ નહિ.

આ બધું વિચારતા જણાય છે કે કર્મયોગ આદિ બીજા સાધન કરનારાને ભગવત્પ્રપત્તિની આવશ્યકતા રહે છે. પણ ભગવાનને પ્રસન્ન(શરણે) થયેલાને તે સિવાય બીજા સાધન કરવાની જરૂરિયાત રહેતી નથી. પ્રપત્તિમાં છેલ્લે બતાવી તે અધિક વિશેષતા રહી છે. તેમાં પ્રમાણ વચન કહ્યું છે કે "આ પ્રપતિને લીધે જ યોગીઓના કર્મયોગ આદિ યોગો સફળ થાય છે, પણ પ્રપત્તિને સફળ થવા માટે કર્મયોગ આદિની જરૂરત હોતી નથી, તેથી જ મહાપુરુષો આ પ્રપત્તિને સર્વોત્તમ માને છે."(ભારદ્વાજ સંહિતા.૧/૬) આ પ્રપત્તિને મોક્ષ મેળવવામાં બીજા કોઈ સાધનોની સહાયતાની જરૂર રહેતી નથી. એટલું જ નહિ, પણ પ્રપત્તિ પોતાની સાથે બીજા કોઈ સાધનને બ્રહ્માસ્ત્ર શણવલ્કલન્યાયથી સહન કરી શકતી નથી. શણ કે વલ્કલ વસ્ત્રથી બ્રહ્માસ્ત્રને બાંધવામાં આવે છે, તેમાં બ્રહ્માસ્ત્રનો મહિમા શું રહે ? તેમ પ્રપત્તિની સાથે બીજા સાધનોની પણ આવશ્યકતા ઊભી રહે, તેમાં પ્રપત્તિનો મહિમા શું રહે ? તેનો મહિમા ઓછો થઈ જાય.

મુમુક્ષુને બીજા સાધનો ઉપર વિશ્વાસ હોય ત્યાં સુધી પ્રપત્તિ તટસ્થ અથવા ચૂપ રહે છે ! જેમ કે પાંડવો જુગારમાં દ્રૌપદીને પણ હારી ગયા. ત્યારે દુઃશાસન તેને દ્યૂતસભામાં ઘસરડીને લાવ્યો અને દ્રૌપદીનાં વસ્ત્રોને ખેંચવા લાગ્યો. આ વખતે દ્રોપદીનાં મનમાં

એવો નિશ્ચય હતો કે મારા પતિ મહારથી છે, લોકપ્રસિદ્ધ અદ્વિતીય વીરપુરુષ છે. અને પોતાના પક્ષપાતી ભીષ્મ આદિ ગુરુજનો છે. તે સહુ મારી રક્ષા કરશે. પોતાની રક્ષા માટે દ્રૌપદીની નજર તે સૌના ઉપર હતી. અને તેણે સ્વમાનનું રક્ષણ કરવા સ્વયં પણ પ્રયત્નો કર્યા હતા. તેમજ ગજેન્દ્રને પોતાના બળનો ગર્વ હતો અને આત્મીય ગજોના બળ ઉપર પણ આદરભાવ હતો. તે બંનેએ જ્યાં સુધી સ્વમાન અને આત્મીય રક્ષાને માટે પ્રયત્નો કર્યા, બીજાની મદદની અપેક્ષા રાખી, ત્યાં સુધી તેમનું દુઃખ ટળ્યું નહિ. પરંતુ તેનાથી તો વધુ પડતો માનભંગ થયો અને પ્રાણ જાય તેવો ક્લેશ સહન કરવો પડ્યો, પણ જ્યારે દ્રૌપદી તથા ગજેન્દ્રે પોતાને તથા આત્મીયજનોને અસમર્થ કે નિષ્ક્રિય જાણ્યા ત્યારે તેમણે આત્મીય વર્ગને તથા પોતાના પ્રયત્નને પણ છોડી દીધા. પછી તેઓ સર્વરક્ષક તથા ભક્તોના ઉપર વાત્સલ્યનો સાગર એવા તે પુરુષોતમને શરણે ગયા. પછી તુરંત જ તે બંને દુઃખ તથા શોકના સાગરને તરી ગયા.

માટે આવા સિદ્ધોપાય પરમાત્માને મુમુક્ષુ જ્યારે સ્વીકારે છે ત્યારે અન્ય સાધનોનો ત્યાગ કરવો તે પણ અંગના રૂપમાં જરૂરી છે. એટલે પ્રપન્ન(શરણે ગયેલા) મુમુક્ષુએ અન્ય ઉપાયો-સાધનોને તજી દેવા. કારણ કે પ્રપત્તિ મુમુક્ષુએ કરેલા અન્ય સાધનોને સહન કરતી નથી.

તે સિવાય પ્રપત્તિમાં એક અન્ય વિશેષતા રહી છે કે જેને 'सकृत् कर्तव्य' કહેવાય છે અર્થાત્ પ્રપત્તિ એકવાર જ સ્વીકારવી. પ્રપત્તિ સિવાયના બીજા સાધન તો પ્રાણીએ જીવે ત્યાં સુધી જિંદગીભર કરવાના હોય છે. તે અંગે સૂત્રકાર વ્યાસમુનિએ કહ્યું છે કે "आप्रयाणात् तत्रापि दृष्टम्"(બ્ર.સૂ.૪/૧/૧૨) તે ધ્યાન પણ નિરંતર આવૃત્તિરૂપ છે અને વારંવાર ચાલું રાખવાનું છે. એટલે ત્યાં ધ્યાનયોગનું સ્વરૂપ તો અતૂટ તેલની ધાર જેવું સતત સ્મરણરૂપ કહ્યું છે. સૂત્રકારનો આશય એવો

છે કે કહ્યું તેવું ધ્યાન તો પ્રતિદિન યોગને માટે ઉચિત સમયે નિરંતર કરતા રહેવું, પણ પ્રસ્તુત પ્રપત્તિ(પ્રપદન) તો એક જ વાર સ્વીકારવી અને તેટલાથી તે પ્રપત્તિના સ્વરૂપની સફળતા સાબિત થઈ જાય છે. તે અંગેના પ્રમાણ વચનો છે. જેમ કે "આ એક જ વાર સ્વીકારેલી પ્રપત્તિ દુઃખી મુમુક્ષુને તત્કાલ સુફળ આપે છે અને દૃપ્તો(સાધનોનું બળ માનનારા ગર્વિષ્ઠો)ને તો પ્રપત્તિ તેના પુનર્જન્મને ટાળી નાખે છે."(ભારદ્વાજ સહિતા ૧/૨૦) "એકવાર જ જે પ્રપન્ન-શરણે થયો હોય અને હું આપનો છું, એમ જે માગે છે તે બધા જ ભૂત પ્રાણીઓને અભયદાન કરવું તેવું મારે વ્રત છે."(વાલ્મિકી યું.કા.સ.૧૮/૩૩)

વળી પ્રપત્તિની વધારે એક વિશેષતા બતાવતા કહે છે કે કલ્યાણકારી બીજા સાધન કરનારાએ તો છેલ્લી ઘડી સુધી તેને સંભારી સ્મૃતિ ગોચર રાખવું પડે છે. જેમ કે ગીતામાં કહ્યું છે કે "દેહના અંત સમયે મને જ યાદ કરતો જે મુમુક્ષુજન દેહને તજીને જાય છે તે મદ્‌ભાવ અર્થાત્ મારા સ્વભાવ ને પામે છે તેમાં કાંઈ સંદેહ નથી."(ગીતા.૮/૫) તે અંગે ભગવદ્ રામાનુજાચાર્યે વિવરણ કર્યું છે કે અધિભૂત, અધિદેવ, અધિયજ્ઞ કરનારા ત્રણેયને મારો ભાવ સમાન રીતે પ્રાપ્ત થાય છે.

પ્રપત્તિ સ્વીકારનારાને તેવું જિંદગીભર સ્મરણ કરવાનું નક્કી નથી. જે મુમુક્ષુએ આત્મનિક્ષેપ કર્યો હોય, સ્વસ્વરૂપનો બધો જ બોજ સમર્પિત કરી દીધો હોય, તેને કાંઈ સંભારી રાખવાનું આવશ્યક નથી. સ્વયં શરણાગત રક્ષક-શરણ્ય જ તે મુમુક્ષુ ચેતનને સંભારી લે છે. તે અંગે વરાહપુરાણમાં ભગવાનનું વચન છે કે "વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુની સામ્ય સ્થિતિમાં શરીર એકદમ સ્વસ્થ હોય અને મન પણ સ્થિર રહેતું હોય, તે વખતે મારો ભક્ત અજન્મા વિશ્વરૂપ એવો જે હું છું તે મારું સ્મરણ કરતો હોય છે, પણ જ્યારે તેનું મરણ એકદમ સમીપે હોય અને તેનું શરીર લાકડા કે પથ્થરના જેવું જડ થઈ ગયું હોય

ત્યારે તે મારા ભક્તને હું જ સંભારું છું અને તેને પરમ ગતિ પમાડું છું અર્થાત્ મારા દિવ્યધામમાં તે ભક્તને લઈ જાઉં છું."

પ્રપત્તિ-શરણાગતિની તે પણ વધારે એક વિશેષતા છે કે તે પ્રારબ્ધ (જીવને ભોગવવાનું શરૂ થયું તે) કર્મોનો પણ વિનાશ કરી દે છે. તે કહ્યું છે કે "સાધ્યભક્તિ ઘણી મહાન છે, કારણ કે તે પ્રારબ્ધ કર્મોનો પણ વિનાશ કરી દે છે."(ન્યાય સિદ્ધાંજન) "પ્રપત્તિ આર્ત ભક્તોને તત્કાળ ફળ આપે છે."(ભારદ્વાજ સંહિતા-૧/૨૦) "સાધનોના બળથી ગર્વિષ્ઠ મુમુક્ષુઓને બીજો જન્મ જેનાથી થવાનો હોય તેવા પ્રારબ્ધનો નાશ કરે છે."(ભા.દ્વા.સં.૧/૨૦)

જે ભગવાનને શરણે ગયા હોય છે, તે પ્રપન્ન ભક્ત બે પ્રકારના કહ્યા છે. એક આર્ત્ત અને બીજો દૃપ્ત. તેમાં પ્રપત્તિ(શરણાગતિ) આર્ત ભક્તને તો પ્રપત્તિ પામ્યા પછી તરત જ મોક્ષ આપે છે અને દૃપ્ત ભક્તને તો બીજો જન્મ જેનાથી લેવાનો હોય તેવા પ્રારબ્ધનો વિનાશ કરે છે અર્થાત્ પ્રપત્તિ જે શરીરથી પ્રાપ્ત કરી હોય તે શરીરને અંતે જે કોઈ પ્રારબ્ધ કર્મ બચ્યા હોય, તેનો નાશ કરે છે.

તે સિવાય એક વિશેષતા એવી છે કે પોતાના મોક્ષ માટે બીજા સાધનોને કરનારા મુમુક્ષુને સાધ્ય મોક્ષના ઉપાયરૂપ ધ્યાનયોગમાં અને તેનાથી પ્રસન્ન થનારા પરમપુરુષ પરમાત્મામાં, એમ બંનેમાં ઉપાયપણાની ભાવના હોય છે. પરંતુ જે પ્રપત્તિ શરણાગતિમાં નિષ્ઠાવાળો હોય તેને તો સિદ્ધોપાયરૂપ એક પરમાત્મામાં જ ઉપાયત્વ બુદ્ધિ હોય છે. કારણ કે પ્રપત્તિને ઉપાય કહેવાય નહિ. કદાચ પ્રપત્તિમાં ઉપાય પણ કોઈ માને તો પણ તેના(પ્રપદનના) સ્વરૂપ સંબંધી વિચાર વિમર્શ કરે ત્યારે અને તેના અનુષ્ઠાન સમયે પ્રપત્તિમાં ઉપાયપણાની ભાવના યોગ્ય ગણાતી નથી. એટલે તેવી ભાવનાનો નિષેધ કર્યો છે. તે અંગે વેદાંતાચાર્યનાં વચન છે કે "હે ભગવન્ ! તમારે જ વિશે તમને

પામવાના ઉપાયની બુદ્ધિ આપ જ મારા માટે ઉપાયરૂપ છો, એવી સ્પષ્ટ ભાવનાવાળી રહો."(ન્યાસતિલક-૧૦) અહીં સ્પષ્ટ ઉપાય ભાવ શબ્દ ઉપર ધ્યાન દેવાનું છે. તેનો ભાવાર્થ એવો છે કે જે પ્રપત્તિ કરાતી હોય છે તેમાં મને ઉપાયની ભાવના પણ ન થાય. છેલ્લે ભાષ્યકાર શરણાગતિનું સ્વરૂપ એક કારિકામાં કહે છે

शेषिणः परतन्त्रत्वमात्मनो रस्यमिच्छता।
सेयं समुचिता सेव्या प्रपत्तिः सर्वकामधुक्।। इति।।१२१।।

"મધુર રસરૂપ એવા પોતાના આત્માના શેષી પરમાત્માનું પરતંત્રપણું ચાહતા મુમુક્ષુએ સમગ્ર મનોરથોને પરિપૂર્ણ કરનારી એવી પ્રપત્તિ સેવવી(સ્વીકારવી) તે જ યોગ્ય છે. ૧૨૧.



**एते साधारणा धर्माः पुंसां स्त्रीणां च सर्वतः।**
**मदाश्रितानां कथिता विशेषानथ कीर्तये।।१२२।।**

**અને આ જે પૂર્વે સર્વે ધર્મ કહ્યા તે જે તે અમારાં આશ્રિત જે ત્યાગી ગૃહસ્થ બાઈભાઈ સર્વે સત્સંગી, તેમના સામાન્ય ધર્મ કહ્યા છે; કહેતાં સર્વ સત્સંગીમાત્રને સરખા પાળવાના છે. અને હવે એ સર્વેના જે વિશેષ ધર્મ છે, તેમને પૃથક્ પૃથક્પણે કરીને કહીએ છીએ. ॥૧૨૨॥**

*ભાષ્ય :* ભગવાન શ્રીહરિ પોતાના આશ્રિતોને તેમનું આત્યંતિક હિત થાય તેવો ઉપદેશ આ શિક્ષાપત્રીમાં આપી રહ્યા છે. કોઈ પણ ગૃહસ્થ, વર્ણી, સાધુ અથવા સહુના આચાર્યપદ ઉપર જે રહ્યા હોય, તે બધા જ પોતાના ચરણારવિંદને આશ્રયે રહેલા જે ભક્તો છે, તેમણે એક સરખી રીતે જ આદરથી પાળવાના અહિંસાથી શરૂ કરીને તત્ત્વજ્ઞાન પર્યંતના આચારોને તથા વિચારોને ૧૨૧ શ્લોક સુધીના ગ્રંથથી શ્રીહરિએ ઉપદેશ્યા છે. હવે તે સહુએ વિશેષપણે સમજીને

પાળવાના આચારોને તથા વિચારોને કહેતી વેળાએ અહીં સુધી કહેલા ઉપદેશ વાક્યોનો ઉપસંહાર કરીને આગળ કહેવાના હિતકારી વચનો અંગે પ્રસ્તાવના કરે છે.

શ્રીહરિ કહે છે કે एते- ત્યાગી કે ગૃહસ્થ, ગુરુ કે શિષ્ય, કોઈ પણ જાતનો વિભાગ જણાવ્યા સિવાય જ મારા આશ્રિત સમગ્ર પુરુષો અને સમગ્ર સ્ત્રીઓ તેમના સાધારણ સહુએ એક સમાન પાળવાના આ ધર્મ નિયમો મેં કહ્યા છે. હવે તે સહુના વિશેષ પ્રત્યેક વર્ગને માટેના ખાસ જે ધર્મનિયમ છે તેને હું કહું છું. ૧૨૨.



**मज्ज्येष्ठावरजभ्रातृसुताभ्यां तु कदाचन।**
**स्वासन्नसम्बन्धहीना नोपदेश्या हि योषितः।।१२३।।**

**न स्प्रष्टव्याश्च ताः क्वापि भाषणीयाश्च ता न हि।**
**क्रौर्यं कार्यं न कस्मिंश्चिन्न्यासो रक्ष्यो न कस्यचित्।।१२४।।**

**હવે પ્રથમ ધર્મવંશી જે આચાર્ય અને તેમની પત્નીઓ, તેમના જે વિશેષ ધર્મ તે કહીએ છીએ. અમારા મોટાભાઈ અને નાનાભાઈ તેના પુત્ર જે અયોધ્યાપ્રસાદ અને રઘુવીર તેમણે પોતાના સમીપ સંબંધ વિનાની જે બીજી સ્ત્રીઓ તેમને મંત્ર ઉપદેશ ક્યારેય ન કરવો. ॥૧૨૩॥**

**અને તે સ્ત્રીઓને ક્યારેય પણ અડવું નહિ અને તે સાથે બોલવું નહિ અને કોઈ જીવને વિષે ક્રૂરપણું ન કરવું અને કોઈની થાપણ ન રાખવી. ॥૧૨૪॥**

*ભાષ્ય :* તેમાં પહેલા આચાર્યના વિશેષ ધર્મોને કહે છે. मज्जेष्ठा.. સ્વધર્મમાં દૃઢ સ્થિર રહેલા આચાર્ય જ શિષ્યોને ધર્મમાં સારી રીતે રાખી શકે છે. તેથી સહુ પ્રથમ આચાર્ય પદ ઉપર રહેલા બંને

આચાર્યોના વિશેષ ધર્મ તેમને સમજાવવા યોગ્ય છે. મારા જે મોટાભાઈ (રામપ્રતાપજી) તથા નાનાભાઈ (ઈચ્છારામજી) તેમનાં બંને પુત્રો (અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજી) તેમણે તો પોતાના સમીપ સંબંધ વગરની બીજી જે સ્ત્રીઓ તેમને ક્યારેય વૃદ્ધાવસ્થામાં પણ મંત્રોપદેશ કરવો નહિ. મૂળ શ્લોકમાં તુ એટલે કે 'તો' એમ કહ્યું છે. તેનો અર્થ શ્રીમદ્ ઉદ્ધવસંપ્રદાયના પ્રવર્તક આચાર્યપણાની અદ્ભુત વિલક્ષણતા કહેવાય છે તેનો મતલબ કે અંકાંતમાં કે સભા વચ્ચે ક્યારેય સ્ત્રીઓને મંત્રોપદેશ કરવો નહિ.

કદાચ કોઈ એમ કહે કે આચાર્ય તો બ્રહ્મનિષ્ઠ હોય છે. તેઓ તો સંસારના દાવાનળમાં બળતા દીનજનોના સંતાપને ટાળવા માટે જ સતત પ્રયત્નશીલ હોય છે. એટલે જે પીડા પામતા મુમુક્ષુજનોને ઉપદેશ આપવાનો હોય છે, તેમાં તેમને સ્ત્રી કે પુરુષ એવો જાતિભેદ હોતો નથી. અને તેથી જ તેઓ કોઈ પણ સ્ત્રીઓને મંત્રોપદેશ કરી શકે છે. કોઈ સ્ત્રીને દેખીને તેમનાં મનમાં ક્ષોભ થઈ શકે નહિ.

આ વાત બરાબર નથી. કાળ-સમયનો સ્વભાવ તથા વિષયનો સ્વભાવ વિચારવો જોઈએ. તે વિચારીને જ આ મર્યાદા સ્થાપવાની છે. અત્યારે વિષમ કળિયુગ ચાલી રહ્યો છે અને ધીર પુરુષને પણ હચમચાવી નાખે તેવો વિષય પણ ઘણો ક્ષોભજનક છે. "યુવતિ સ્ત્રી અગ્નિ સમાન છે અને તેની સમીપે રહેતો પુરુષ ઘીના ઘડા જેવો છે, તે સંપર્કથી પીગળ્યા વિના રહે જ નહિ."(ભાગ.૭/૧૨/૯)

"અત્યંત બળવાન ઇન્દ્રિયો મનુષ્યના મનને બળાત્કારે ખેંચી જાય છે."(ગીતા.૨/૬૦) એટલે જ સમીપ સંબંધ વિનાની સ્ત્રીઓને મંત્રોપદેશ કરવાનો નિષેધ કર્યો છે, તે યોગ્ય જ છે.

નહિ તો આચાર્યના પદ ઉપર રહેલા આચાર્યોને શિષ્ય થયેલા પુરુષોની જેમ જ શિષ્યા સ્ત્રીઓની સાથે પણ એક સ્થાનમાં રહેવાના

ઘણા પ્રસંગો આવે, ત્યારે તે વધારે પડતો પ્રસંગ રહે તો સ્ત્રીઓનો પ્રસંગ કદાચ આચાર્યોમાં પ્રમાદ પેદા કરે. એટલા માટે નિર્મળ મનના અને બ્રહ્મનિષ્ઠ એવા આચાર્ય મંત્રોપદેશ કરવામાં પણ જો અન્ય સ્ત્રીના પ્રસંગને ટાળતા હોય તો તેનાથી બીજા પુરુષો પણ શિક્ષા ગ્રહણ કરે. એટલે અન્ય સ્ત્રીના પ્રસંગનો નિષેધ આ પ્રયોજનથી જ કરવામાં આવ્યો છે.

અહીયાં પોતાના સમીપ સંબંધ વગરની સ્ત્રીઓનો સ્પર્શ કરવો નહિ, તેમજ તેમની સાથે બોલવું પણ નહિ. આમ કહેવાની જરૂર જણાતી નથી કારણ કે તેવી સ્ત્રીઓને મંત્રોપદેશ જ ન કરવો. કહ્યા પછી તેમનો સ્પર્શ કે તેમની સાથે બોલવાનું સ્થાન જ ક્યાં રહે છે ? આમ કોઈ કહે તો તેણે એમ વિચારવું જોઈએ કે પાઠના ક્રમ કરતાં અર્થનો ક્રમ બળવાન હોય છે. પ્રથમ પોતાના સમીપ સંબંધ વિનાની સ્ત્રીઓનો સ્પર્શ ન કરવો, ક્યારેય તેમની સાથે બોલવું નહિ, વધારે તો શું કહેવું તેમને મંત્રોપદેશ પણ કરવો નહિ.

આચાર્યે ક્યારેય કોઈના ઉપર શત્રુ કે મિત્ર આવો ભેદ ભાવ રાખ્યા સિવાય જ સહુના ઉપર દયા રાખવી. એમ કહેવા માટે શ્રીહરિ કહે છે કે કદાચ કોઈ શત્રુ થઈને આવે તો પણ તેની સાથે ક્રૂરતા ભર્યો-નિર્દયપણાનો વ્યવહાર કરવો નહિ. કદાચ કોઈ માણસ પોતાનાથી વિરુદ્ધ વર્તી રહ્યો હોય અને તેને જો દુઃખ આવી પડે તો, તેના ઉપર દયા કરવી. તે ભગવદ્ગીતામાં કહ્યું છે કે "કોઈની સાથે દ્વેષભાવ રાખે નહિ, તેમજ ભૂત પ્રાણીમાત્રની સાથે મિત્ર ભાવે રહે, વળી કરુણાથી પરિપૂર્ણ રહે."(ગીતા.૧૨/૧૩) અહીં સહુના ઉપર દયા રાખવી એમ નથી કહ્યું, પણ કોઈના ઉપર ક્રૂરતાભર્યું વર્તન કે વ્યવહાર કરવો નહિ, આવું કહ્યું છે. તે કદાચ કોઈ શત્રુના ઉપર નિર્દયતા થઈ જાય તો તે ઘણું જ અયોગ્ય ગણાય. એવી દઢતા જણાવવા સારું કહ્યું છે.

જો કે 'કોઈની સાથે ક્રૂરતાભર્યું વર્તન કરવું નહિ.' આવી આજ્ઞા તો સહુ કોઈ મુમુક્ષુઓને માટે કરવી જોઈએ, છતાં પણ શિષ્યોના મોક્ષ માટે પ્રવર્તાવેલા આચાર્યપદ ઉપર રહેલા ગુરુએ તો ખાસ કરીને ક્રૂરતા કરવી નહિ. એમ તેની અત્યંત આવશ્યકતા જણાવવા માટે અહીં વિશેષ ભાર પૂર્વક કહ્યું છે.

બીજી એક બાબત એ પણ છે કે શક્તિશાળી વ્યક્તિમાં જો દયા રહી હોય તો તે બીજાનું દુઃખ ટાળી શકે છે. અને અશક્ત મનુષ્યમાં જો દયા રહી હોય તો તેને માત્ર સારો તે ગુણવાન છે, તેમ તેની પ્રસિદ્ધિ કરે છે. તે જેમ જેમ દયાળુમાં સામર્થ્ય વધારે હોય તેમ તેમ તે બીજા મનુષ્યોને માટે વધારે ફાયદો કરે છે, માટે શક્તિશાળી-સમર્થ પુરુષને ઉપદેશ આપીને ખાસ શિક્ષિત કરવો કે તે દયાળુ થાય.

આ રીતે જે આચાર્ય પદ ઉપર રહ્યા હોય તેમને આવી બાબત ખાસ કરીને સમજાવવી જોઈએ. જે આચાર્યના દિલમાં રહેલી દયાએ કરીને મુમુક્ષુજનનું ન ટળે એવું સંસૃતિનું-જન્મમરણાદિ ભવભટકણનું દુઃખ કાયમને માટે નાશ પામી જાય. જન્મ મરણાદિ સંસારના દુઃખ કરતા વધારે બીજું કોઈ દુઃખ હોઈ શકે છે ? કે જેને ટાળવાથી દયાનું કોઈ બીજું ફળ મળે !

શ્રીહરિએ આવી બાબતને ધ્યાનમાં લઈને અન્ય ગુણ હોવા છતાં મુમુક્ષુના સંસૃતિનાં દુઃખોને ટાળવા વિશેષ સૂચના કરી છે. શ્રીહરિ એમ કહે છે કે આચાર્યપદ ઉપર રહેલા ગુરુએ કદાચ કોઈએ પોતાનો અપકાર કર્યો હોય, તો પણ તે જોયા વિના તે અપકારી જો સંસારરૂપી દાવાનળની જ્વાળાઓથી બળતો હોય તો તે તરફ ખાસ ધ્યાન આપીને તેને દુઃખથી છોડાવવા પ્રયત્ન કરવો."

શ્રીહરિએ અહીં જે દયાળુપણું કહ્યું તે દૈવી સંપત્તિના બીજા બધા જે ગુણો તેને પણ સૂચવે છે. તે ગુણ ગીતામાં કહ્યા છે કે,

"અભય અંતઃકરણની પવિત્રતા, જ્ઞાનયોગમાં સારી સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, નિષ્કપટતા, અહિંસા, સત્ય, ક્રોધનો ત્યાગ, નિઃસ્પૃહતા, શાંતિ, પિશુનતા-ખટપટનો ત્યાગ, પ્રાણીઓ ઉપર દયા, ભોગની લોલુપતાનો ત્યાગ, કોમળતા, અકાર્યમાં લજ્જા, અચપળતા, તેજ, ક્ષમા, ધીરજ, શુદ્ધિ, કોઈનો પણ દ્રોહ ન કરવો, નિરભિમાનપણું, હે અર્જુન ! દૈવી સંપત્તિમાં જન્મ પામેલાના આ બધા સદ્‌ગુણો છે." (ગીતા.૧૬/૧-૩)

ઘણો દયાળુ સ્વભાવ હોવાથી કોઈ શિષ્ય આદિની થાપણ જો રાખી હોય તો કદાચ આત્મનિષ્ઠાના ઉપદેશ આદિમાં અડચણ આવી પડે. એટલા માટે આચાર્યે તે ન રાખવી તેમ કહે છે. કોઈ સગા સંબંધી હોય કે ત્રાહિત-અજાણ્યો આદમી હોય, સમર્થ માણસ હોય કે અસમર્થ હોય, તેમની થોડાં ધનની કે વધારે ધનની થાપણ રાખવી નહિ. ચોર આદિના ઉપદ્રવથી ડરીને કોઈ ધન કે સોનું આદિ પોતાની પાસે મૂકવા આવે તો દયાળુ મનવાળા આચાર્યે તે થાપણ રાખવી નહિ. જો રાખવામાં આવે તો તેને સાચવવાની પ્રવૃત્તિ વધે. રાગ, દ્વેષ અને લોભથી ભરેલા આ કળિયુગ જેવા સમયમાં તેવી પ્રવૃત્તિ ઘણું કરીને કજિયાનું રૂપ જ લે. અને તેથી સત્ય સ્વરૂપ પરમેશ્વરનું જ્ઞાન કરાવવામાં, મોક્ષમાર્ગમાં જીવને આગળ વધારવામાં અને પરમ પુરુષાર્થરૂપ ભગવદ્‌ભક્તિનો ઉપદેશ આપવા રૂપ પોતાના કર્ત્તવ્યમાં વિઘ્ન આવે માટે તે કોઈની થાપણ રાખવી નહિ. ૧૨૩-૧૨૪.



**प्रतिभूत्त्वं न कस्यापि कार्यं च व्यावहारिके।**
**भिक्षयाऽऽपदतिक्रम्या न तु कार्यमृणं क्वचित्।।१२५।।**

**અને વ્યવહારકાર્યને વિષે કેનું પણ જમાનગરું ન કરવું અને કોઈ આપત્કાળ આવી પડે તો ભિક્ષા માગીને પોતાનો નિર્વાહ કરીને તે આપત્કાળને ઉલ્લંઘવો, પણ કોઈનું કરજ તો ક્યારેય ન કરવું. ॥૧૨૫॥**

જામીનગીરીમાં પણ થાપણ રાખવામાં ગણાવેલા તે તથા બીજા પણ ઘણા દોષ રહ્યા છે, માટે કોઈની જામીનગીરી ન કરવી. કરજ પણ મનની અસ્વસ્થતાનું ઘણું મોટું કારણ છે, તેથી ક્યારેય કરજ કરવું નહિ. કરજથી મનની ચિંતા વધે છે, તેનું કારણ અને નિવારણ બતાવે છે. પોતાના ગૃહસ્થ શિષ્યો જે ધન કે અનાજ વગેરે સંપત્તિ આપે તેનાથી પોતાનું તથા પોતાના પોષ્ય વર્ગનું પોષણ કરવું. કદાચ તેમાં જો ત્રુટી પડે તો આચાર્યે પોતાના વર્ણને યોગ્ય ભિક્ષાવૃત્તિથી પોતાનું તથા પોતાના પોષ્યવર્ગનું ભરણ પોષણ કરવું, પણ કરજ કરીને ન કરવું. કરજ આ લોક તથા પરલોક બંનેમાં અનર્થ-દુઃખરૂપ હોય છે. જે મનુષ્ય કરજના બોજથી દબાયેલો હોય છે તે હંમેશા મનથી નાદુરસ્ત રહે છે. એટલે પોતાનું ક્ષેમકુશળ જાળવી શકતો નથી. તેટલા માટે ક્યારેય કરજ કરવું નહિ. કહેવાનું તાત્પર્ય એવું છે કે પોતાના શિષ્યોએ આપેલા ધન ધાન્યાદિકથી આચાર્યે જીવન નિર્વાહ કરવો.૧૨૫



**स्वशिष्यार्पितधान्यस्य कर्तव्यो विक्रयो न च।**
**जीर्णं दत्वा नवीनं तु ग्राह्यं तन्नैष विक्रयः।।१२६।।**

**અને પોતાના જે શિષ્ય તેમણે ધર્મ નિમિત્તે પોતાને આપ્યું જે અન્ન, તે વેચવું નહિ અને તે અન્ન જૂનું થાય તો તે જૂનું કોઈકને દઈને નવું લેવું અને એવી રીતે જે જૂનાનું નવું કરવું તે વેચ્યું ન કહેવાય. ॥૧૨૬॥**

પોતાના શિષ્યોએ આપેલા ધન તથા અનાજ વગેરેની જો ત્રુટી પડે તો ભિક્ષારૂપી આજીવિકાનું ઉપરના શ્લોકમાં નિરૂપણ કર્યું છે, પણ શિષ્યોએ આપેલું અનાજ વધી પડે તો શું કરવું ? તે અંગે આગળ કહે છે. स्वशिष्यार्पित- પોતાના શિષ્યો જે અનાજ આપે તે પોતાને માટે તથા પોતના પોષ્યવર્ગને માટે વાપરે, છતાં જો વધ્યું હોય તો તે સમય જતાં જૂનું થઈ જાય, ત્યારે તે વેચવું જ પડે, પણ તેવી સ્થિતિમાં વેચવાની ના કહે છે. અનાજ વેચવાના મૂળમાં તો લોભ રહ્યો હોય છે અને જે અનાજને વેચે છે તે તો વૈશ્ય વર્ણની આજીવિકા છે. એટલે બ્રાહ્મણોને માટે તેનો નિષેધ કર્યો છે.

કદાચ એમ પૂછે કે તો પછી જૂનું થઈ ગયેલું અનાજ અનુક્રમે કેમ વાપરવું ? તો તેના ઉત્તરમાં શ્રીહરિ કહે છે કે તેને બદલી નાખવું. બદલવું તે વેચ્યું ન કહેવાય. વેચવામાં જે દોષ કહ્યો છે તે બદલવામાં નથી. એટલા માટે જ મનુ આદિએ વેચવાને લાયક જે તલ વગેરે હોય તેની અદલા-બદલી કરવામાં સંમતિ આપી છે. મહેમાન, યાચક અને સાધુઓનું સંરક્ષણ કરનારા આચાર્યે તે રક્ષા માટે કરેલ વિનિમય અદલા-બદલી - જૂનું આપીને તેને બદલે નવું લેવું. (અથવા અનાજને બદલે તેલ સાકર આદિ લેવું.) તે દોષ રૂપ નથી તે સિદ્ધાંત રૂપ છે. ૧૨૬.



**भाद्रशुक्लचतुर्थ्यां च कार्यं विघ्नेशपूजनम्।**
**इषकृष्णचतुर्दश्यां कार्याऽर्चा च हनूमतः।।१२७।।**

**અને ભાદરવા સુદિ ચતુર્થીને દિવસે ગણપતિની પૂજા કરવી તથા આસો વદિ ચતુર્દશીને દિવસે હનુમાનજીની પૂજા કરવી. ॥૧૨૭॥**

*ભાષ્ય :* હવે માસ અને તિથિને નિમિત્તે અમુક દેવની પૂજા કરવાનું કહે છે. ભાદ્ર શુક્લ અહીં નિમિત્ત અમુક સમય છે. શ્રીકૃષ્ણ ભગવાનનો જ એક આશ્રય કર્યો હોવાથી અન્ય કોઈ અભિલાષા નહિ હોવા છતાં ભાદરવા સુદિ ચોથ આવે ત્યારે યથાવિધિ ગણપતિ દેવની પૂજા કરવી. એમ આ બાબત સહુને શીખવવા માટે સર્વ સાધારણ વિષય પણ આચાર્યને અવશ્ય કર્ત્તવ્યપણે કહ્યો છે. આચાર્યને માટે જે બાબત આવશ્યક કહી હોય તે બીજા બધાને માટે પણ ફરજિયાત થઈ જાય છે.

કોઈને શંકા થાય કે શ્રીકૃષ્ણ ભગવાનનો જ એક આશ્રય જેણે કર્યો હોય તે ભક્તને અન્ય દેવતાની પૂજા શા માટે કરવી જોઈએ ? તો તે અંગે શ્રીહરિ કહે છે કે તમે ખરું કહો છો. તે તે દેવની પૂજા સાક્ષાત્ કરવાનું વિધાન અમે કર્યું નથી. બધા જ દેવોમાં પરમાત્મા પુરુષોત્તમ શ્રીકૃષ્ણ જ સાક્ષાત્ પૂજ્ય છે. આ આજ્ઞા વચન પણ તે તે દેવ જેનું શરીર છે, અર્થાત્ તે તે દેવોમાં શરીરીનાં રૂપમાં રહેલા ધારક અને નિયામક એવા શ્રીકૃષ્ણનું જ તે તે નિમિત્તના યોગે પૂજ્યનાં રૂપમાં વિધાન કરે છે. જો એમ ન હોય તો શ્રીકૃષ્ણ પરાયણ મુમુક્ષુ ભક્તો સૂર્ય આદિની અર્ધ્ય આદિ અર્પીને પૂજા કરે છે. તેમને તે પૂજા કરવાની જરૂર નથી, તેમજ પૂજા કરવી તે યોગ્ય પણ નથી. તેથી એમ માનવામાં આવે તો બ્રાહ્મણોને માટે સંધ્યાવંદનાદિ કર્મોનો વિનાશ થઈ જાય. તે તે દેવતા જેનું શરીર છે એવા પરમાત્મા એક આરાધ્યછે. એટલે કહેલા ભાદરવા સુદિ ચોથના દિવસે ગણપતિ પણ પરમાત્મા શ્રીકૃષ્ણનું શરીર છે એટલે તે પૂજ્ય છે. એમ માનીને શ્રીકૃષ્ણ

ભગવાનના મુમુક્ષુ ભક્તો ગણપતિદેવની પૂજા કરે તે યોગ્ય જ છે. એટલે અન્ય નિમિત્તની જેમ જ ગણપતિદેવની પૂજા કરવી એવું વિધાન છે, એમ સમજવું. પરમાત્માનાં જ શરીરરૂપ હોવાથી તેમનું આરાધન કરવું તે અયોગ્ય નથી એવો ભાવાર્થ છે.

આ અંગે કોઈ એમ પણ કહે છે કે આ ગણપતિદેવનાં પૂજનનું વચન છે તે વિધિના(આજ્ઞાના)રૂપમાં નથી કહ્યું. પરંતુ શ્રીકૃષ્ણનાં એકાંતિક ભક્ત મુમુક્ષુઓએ ગણેશ ચોથનું વ્રત કરવું નહિ, એમ કોઈ કહે ત્યારે તે શંકાની નિવૃત્તિ માટેનું આ વચન ખાલી સંમતિ (અભ્યનુજ્ઞા) પૂરતું છે. જેમ કે "વપાનો(ચરબીનો)હોમ કર્યા પછી દીક્ષિતનું અન્ન ખાવું." આ વાક્યની જેમ સંમતિમાં જ તાત્પર્ય છે, ભગવાનના હોવાથી તેમનું પૂજન કરવું એવી સંમતિ છે.

આસો વદિ ચૌદશને દિવસ હનુમાનજીની વિશેષ પૂજા કરવી. પૂનમિયા માસની માન્યતા મુજબ કાર્તિક વદિ(ગુજરાત પ્રમાણે તો આસો વદિ) ચૌદશે હનુમાનજીનો જન્મ છે એવા વચનોને યોગ્ય રીતે સમજવા. ૧૨૭.



**मदाश्रितानां सर्वेषां धर्मरक्षणहेतवे।**
**गुरुत्वे स्थापिताभ्यां च ताभ्यां दीक्ष्या मुमुक्षवः ।।१२८।।**

**અને અમારે આશ્રિત જે સર્વે સત્સંગી તેમના ધર્મની રક્ષા કરવાને અર્થે એ સર્વેનાં ગુરુપણાંને વિષે અમે સ્થાપન કર્યા એવા જે તે અયોધ્યાપ્રસાદ અને રઘુવીર, તેમણે મુમુક્ષુ જનને દીક્ષા આપવી. ॥૧૨૮॥**

*ભાષ્ય :* આચાર્યના પદ ઉપર સ્થાપેલા બંને આચાર્યોએ મુમુક્ષુઓને દીક્ષા આપવી. શ્રીહરિ એવી આજ્ઞા કરે છે કે मदाश्रितानाम्

શ્રીહરિએ કરેલી આ આજ્ઞાનો ભાવાર્થ એવો થાય છે કે "આ બંને આચાર્ય સદ્વર્તનવાળા હોવા છતાં આચાર્યભાવને(પોતાની ફરજને) પણ અવગણીને જો મુમુક્ષુજનોને શ્રીકૃષ્ણના મંત્રની દીક્ષા ન આપે તો અમારી આજ્ઞાનાં ઉલ્લંઘનથી થતો પ્રત્યવાય(પાપ) તેમને ભોગવવો જ પડે, માટે તેમણે મુમુક્ષુજનોને કૃષ્ણમંત્રની દીક્ષા આપવી. દીક્ષા આપવામાં પણ વિલક્ષણતા રહી છે. જેને અધિકાર પ્રાપ્ત થયો હોય તે જ દીક્ષા આપી શકે છે.

તે દીક્ષાના અધિકારની પ્રાપ્તિને સ્પષ્ટ કહે છે, गुरुत्वे મેં આ અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજી બંનેને આચાર્યપદ ઉપર સ્થાપ્યા છે. એટલે મારી પાસેથી દીક્ષાવિધિનું જ્ઞાન પામેલા આ બંનેએ મારી આજ્ઞાથી દીક્ષાનો કૃષ્ણમંત્રોપદેશ કરવો, એમ શ્રીહરિનું કહેવું થાય છે. દીક્ષાનો કૃષ્ણમંત્ર પરબ્રહ્મ વિદ્યારૂપ છે, તેમજ પરમ રહસ્યભૂત છે. એટલે ગુરુની આજ્ઞા મેળવ્યા વિના કેવળ વિદ્યા મેળવીને જ આ કૃષ્ણમંત્રના ઉપદેશની યોગ્યતા કોઈને મળે નહિ, એવો શ્રીહરિનો ભાવ હોય તેમ સ્પષ્ટ થાય છે.

તો તે બંને આચાર્યોને શા માટે સ્થાપ્યા છે ? તેનો ઉત્તર શ્રીહરિ કહે છે, 'मदाश्रितानां' જે મારા આશ્રિતો છે તેમનો પરમ એકાંતિક જે વિશેષ ધર્મ છે તેના રક્ષણ માટે આચાર્ય સ્થાપ્યા છે. ધર્મ પાળવામાં જે અડચણ પડતી હોય તેને ટાળવી અને બધી રીતે અનુકૂળતા કરી આપવી. આ બે કામ સદુપદેશ વગેરે આપીને કરવા. કહેવાનું તાત્પર્ય એ છે કે પરમ એકાંતિક ધર્મની રક્ષા માટે આચાર્ય પદ ઉપર સ્થાપેલા આચાર્યોએ મુમુક્ષુઓને કૃષ્ણમંત્રનો ઉપદેશ કરીને તેમને સંસૃતિનાં બંધનથી કાયમને મોટા મુક્ત કરવા. મૂળમાં મુમુક્ષુ શબ્દ કહ્યો છે. એટલે કૃષ્ણમંત્રથી દીક્ષા લેવાનો અધિકાર મુમુક્ષુપણું જ છે, પણ વર્ણોની વિલક્ષણતા નથી. તે અંગેનું પંચરાત્રમાં વચન છે કે "સંસારનાં દુ:ખોથી

છૂટવા ચાહતા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા સચ્છૂદ્ર કે જે શ્રીવિષ્ણુ ભગવાનની ભક્તિમાં પ્રેમવાળા હોય, સજ્જન હોય તેમને આચાર્ય ગુરુએ વિધિપૂર્વક દીક્ષા આપવી." ૧૨૮.



**यथाधिकारं संस्थाप्याः स्वे स्वे धर्मे निजाश्रिताः।**
**मान्याः सन्तश्च कर्तव्यः सच्छास्त्राभ्यास आदरात्।।१२९।।**

**અને પોતાના આશ્રિત જે સર્વે સત્સંગી તેમને અધિકાર પ્રમાણે પોતપોતાના ધર્મને વિષે રાખવા અને સાધુને આદર થકી માનવા તથા સચ્છાસ્ત્રનો અભ્યાસ આદર થકી કરવો. ॥૧૨૯॥**

***ભાષ્ય :*** આચાર્યે પોતાના શિષ્યોને તેમના અધિકાર પ્રમાણે પોતપોતાના ધર્મમાં રાખવા, એમ કહે છે. यथाधिकारं મુમક્ષુભાવથી પોતાને આશરીને જે રહ્યા હોય તેમને પોતપોતાના ધર્મમાં રાખવા. મુમુક્ષુ હોય, એટલે તે બધાને જ્ઞાનયોગમાં પ્રેરવા નહિ. જે ભક્તિયોગમાં અસમર્થ હોય તેને જ્ઞાનયોગમાં જોડવા. એટલે કે જેવો જે અધિકારી મુમુક્ષુ હોય તેવો તેને કર્મયોગ, જ્ઞાનયોગ કે ભક્તિયોગમાં જોડવા. જે ભક્તિયોગના અધિકારી ન હોય તેને કર્મયોગનો અધિકાર છે, એમ કહ્યું પણ છે.

"ભક્તિ યોગનો આશ્રય કરીને મારા સબંધી કર્મને જો તું ન કરી શકે તો મનને વશમાં રાખીને સમગ્ર કર્મ ફળોનો ત્યાગ કર. અભ્યાસ કરવાથી આત્મા તથા પરમાત્મા સંબંધી જ્ઞાન શ્રેયસ્કર છે. તે જ્ઞાન કરતા પણ મારી મૂર્તિનું ચિંતન શ્રેષ્ઠ છે અને તે મારા ધ્યાન કરતાં પણ સર્વ કર્મ ફળનો ત્યાગ અર્થાત્ બધાં કર્મ મને અર્પણ કરી દેવા તે ઉત્તમ છે અને તે કર્મફળનો ત્યાગ કર્યા પછી શાંતિ અર્થાત્

સ્થિતપ્રજ્ઞતારૂપ સુખ મળે છે."(ગીતા.૧૨/૧૧-૧૨) આ બંને શ્લોકનો આશય ભાષ્યથી જાણી લેવો.

શ્રુતિ પણ કહે છે કે "જ્ઞાનનિષ્ઠાની સિદ્ધિ નહિ પામેલા મુમુક્ષુને નિષ્કામ કર્મ બંધન કરતાં નથી."(ઈશો.૨) અથવા મુમુક્ષુપણું અને શરણાગતપણું સામાન્ય રીતે હોવા છતાં વર્ણાશ્રમના અધિકાર પ્રમાણે પોતાના નિત્ય તથા નૈમિતિક ધર્મમાં આશ્રિતોને રાખવા. આશ્રમનાં અંગરૂપે કે વર્ણના અંગરૂપે શાસ્ત્રમાં જે કર્મનું વિધાન થયું હોય છે, ભલે તે પોતે ઈચ્છેલા મોક્ષમાં ઉપયોગી ન હોય તો પણ તે કરવા. જેમ કે સિદ્ધોપાયરૂપ પરમેશ્વરમાં જ્ઞાનયોગાદિક ઉપકારક નથી, તો પણ તેને જેમ કહ્યા છે તેમ જેમાં વર્ણ તથા આશ્રમમાં કહેલા સાધનની જરૂર નહિ હોવા છતાં લોકસંગ્રહને માટે પણ નિત્ય નૈમિક કર્મ કરવા પણ તેનો ત્યાગ કરવો નહિ.

તે ગીતામાં કહ્યું છે કે "જન સાધારણ પણ તેને દેખીને તે વિધિ પ્રાપ્ત કરે, એટલા માટે પણ અનાસક્ત ભાવે આવશ્યક કર્મ કરવું જોઈએ."(ગીતા.૩/૨૦)

'અમુક વર્ણમાં અને અમુક આશ્રમમાં રહેલા પુરુષે આ કર્મ કરવું.' આવી ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કોઈએ પણ કરવું જોઈએ નહિ. અને જો આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવે તો ભગવાન નારાજ થાય છે. તે રીતનું ભગવાનનું વચન પાંચરાત્રમાં છે કે "મારો ભક્ત હોવા છતાં જો મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે તો તે મારો દ્રોહી છે એમ માનવું, તેમાં કોઈ સંદેહ નથી." "ભગવદાજ્ઞાનું જો ઉલ્લંઘન થાય તો તેને શૂળીએ ચઢવું પડે." સેવક ક્યારેય સ્વામીની આજ્ઞા લોપે નહિ, માટે આચાર્યે શાસ્ત્રમાં કહેલા નિયમ પાળવાનો ઉપદેશ કરીને શિષ્યોને પોતપોતાના ધર્મમાં રાખવા.

'સાધુઓને આદરથી માનવા.' "બ્રહ્મ છે એમ જે જાણે છે તેને જ્ઞાની પુરુષો સત્પુરુષ માને છે."(તૈ.ઉ.૨/૬/૧) આવું શ્રુતિમાં કહ્યું છે માટે જે બ્રહ્મવિજ્ઞાન સંપન્ન છે તેમને અહીં સત્-સાધુ શબ્દથી કહ્યા છે. ભલે પોતે આચાર્યપદ ઉપર રહ્યા હોય તો પણ સાધુઓને આદરથી માનવા.

આદરથી સચ્છાસ્ત્રોનો અભ્યાસ કરવો. શાસ્ત્રોનો વિચાર-વિમર્શ ખૂબ જ પ્રેમથી કરવો. કહેવાનો ભાવ એવો છે કે વિદ્યા બે પ્રકારની છે. એક પરા અને બીજી અપરા છે. તેમાં બ્રહ્મ(ભગવાનનાં) સ્વરૂપમાં મનની અખંડવૃત્તિ રહે તેને અપરોક્ષ પરા વિદ્યા કહેવાય છે. બીજી પરોક્ષ વિદ્યા કે જે સાંગોપાંગ અને સમર્થન કરનારી વેદરૂપ શાસ્ત્રજન્ય છે. તેમાં ઉપર કહેલી બ્રહ્મ સાક્ષાત્કારરૂપ અપરોક્ષ વિદ્યામાં વેદાદિશાસ્ત્રજન્ય પરોક્ષ વિદ્યા ઉપકારક-મદદ કરનારી છે. તો આ રીતે ઉપકાર્ય અને ઉપકારક ભાવથી રહેલી તે બંને વિદ્યાઓમાં આચાર્ય જો બ્રહ્મસ્થિતિને પામ્યા હોય તો પણ તેમણે ભગવદ્રૂપ સમાધિમાંથી બહાર નીકળીને તેમાં ઉપકારક પરોક્ષવિદ્યા એટલે કે સચ્છાસ્ત્રનું પરિશીલન(અભ્યાસ) પ્રેમથી કરવું, પણ આચાર્યે બિન જરૂરી વ્યવહારમાર્ગમાં ઊંડું ઊતરવું નહિ અને જો તેમાં ઊંડું ઊતરશે તો શ્રેયસ્કર વિચાર કરનારા ચિત્તમાં વિઘ્ન આવશે. અનાવશ્યક વ્યવહારમાં ન પડે એટલા માટે જ સચ્છાસ્ત્રનો અભ્યાસ આચાર્યે ખાસ આદરથી કરવો, એમ ભારપૂર્વક શ્રીહરિએ કહ્યું છે. ૧૨૯.



**मया प्रतिष्ठापितानां मन्दिरेषु महत्सु च।**
**लक्ष्मीनारायणादीनां सेवा कार्या यथाविधि।।१३०।।**

**અને મોટાં જે મંદિર તેમને વિષે અમે સ્થાપન કર્યાં એવાં જે શ્રીલક્ષ્મીનારાયણ આદિક શ્રીકૃષ્ણનાં સ્વરૂપ તેમની જે સેવા તે યથાવિધિએ કરીને કરવી. ॥૧૩૦॥**

**ભાષ્ય :** હવે પોતે પધરાવેલા શ્રીલક્ષ્મીનારાયણ આદિ શ્રીકૃષ્ણનાં સ્વરૂપોની પૂજા સેવા વગેરે યથાવિધિ કરવી એમ શ્રીહરિ આજ્ઞા કરે છે. मया- જગતમાં મુમુક્ષુ જીવોનો ઉદ્ધાર કરવા અવતરેલા પુરુષોત્તમ એવા અમે સ્થાપન કરેલા આવા શબ્દ કહ્યા છે. એટલે તેનાથી તે ભગવાનનાં સ્વરૂપોની સેવા કરનારા ઉપર પોતાનો અત્યંત રાજીપો છે એમ જણાય છે. મંદિરનું મહત્ત્વ તો સ્વયં ભગવાને કરેલા મંદિર હોવાથી એમ સમજવું અને લક્ષ્મીનારાયણ અને નરનારાયણ આદિ ભગવત્સ્વરૂપોની સેવા વિધિ પ્રમાણે પ્રેમથી કરવી, મનમાં ફાવે તેમ નહિ. ૧૩૦.



**भगवन्मन्दिरं प्राप्तो योऽन्नार्थी कोऽपि मानवः।**
**आदरात्स तु सम्भाव्यो दानेनान्नस्य शक्तितः।।१३१।।**

**અને ભગવાનના મંદિર પ્રત્યે આવ્યો જે હરકોઈ અન્નાર્થી મનુષ્ય, તેની પોતાના સામર્થ્ય પ્રમાણે અન્નના દાને કરીને આદર થકી સંભાવના કરવી. ॥૧૩૧॥**

***ભાષ્ય :*** ભૂખથી દુઃખી એવો કોઈ પણ મનુષ્ય ભગવાનના મંદિરમાં આવે તો તેની અન્નદાન આદિથી સંભાવના કરવાનું શ્રીહરિ કહે છે. भगवन्- ભગવાનનાં મંદિરમાં આવેલો જે કોઈ પણ મનુષ્ય અન્નાર્થી હોય-ભૂખ્યો હોય, તો તેને અન્ન આપીને તેની સંભાળ લેવી. ભાવાર્થ

એમ છે કે- જે કોઈ પણ અતિથિ ઘરે આવે અને તે જો ભૂખ્યો હોય તો ગૃહસ્થ મનુષ્યે તેને ખાવા માટે ભોજન આપીને તેનો સત્કાર કરવો. જો તેમ ન કરે તો ઘણો મોટો અપરાધ થાય છે.

તે અંગે શ્રુતિ કહે છે કે "યમરાજને તેનો સેવક કહે છે. અતિથિ બ્રાહ્મણનાં રૂપે વૈશ્વાનર અગ્નિ ગૃહસ્થના ઘરે પધારે છે. શાસ્ત્રજ્ઞ મનુષ્ય તે અતિથિની પાદ્ય અર્ઘ્ય આદિથી શાંતિ કરતા હોય છે. તો હે યમરાજ ! તમે અતિથિને માટે જળ લાવો." "અલ્પ બુદ્ધિવાળા ગૃહસ્થને ઘરે અતિથિ બ્રાહ્મણ જો ભૂખ્યો રહે છે તો તે ગૃહસ્થની અનેકવિધ આશાઓનો તથા પ્રાપ્ત થયેલા ભોગની ઈચ્છાઓનો, સજ્જનોના આશીર્વાદનો, યજ્ઞયાગાદિ, પૂર્ત-કૂવા વાવોનું નિર્માણ વગેરેનું જે ફળ હોય તે અને તેના પુત્રો કે પશુઓનો પણ નાશ કરી નાખે છે."(કઠો.૧/૧/૭-૮)

સામાન્ય રીતે ભૂખ્યા મનુષ્યને જમાડવાની તો પ્રશંસા થાય છે. "વેદોનું ચિંતન પ્રવચન કરનારા વિદ્વાન પુરુષો અન્નનાં દાનને વખાણે છે. કારણ કે મનુષ્યને માટે અનાજ જ પ્રાણ છે. એટલે તેનું દાન પ્રાણદાનને સમાન ગણાય(આદિત્ય પુરાણ ૧૦/૩૩) છે."

"તેથી વિચક્ષણ પુરુષોએ પ્રતિદિન અન્નું દાન કરવું. સ્વયં બ્રહ્માએ કહ્યું છે કે તેની પરીક્ષા કર્યા સિવાય જ સહુને અન્ન આપવું." (આદિત્ય પુ.૧૦/૩૪)

તો આ રીતે ભૂખ્યો અતિથિ કે બીજો કોઈ પણ મનુષ્ય હોય તેને અન્ન દાન કરવું જ જોઈએ. આવી ફરજ હોય જ છે. તો પછી જે કોઈ મનુષ્ય ભગવાનનાં દર્શન કરવા મંદિરમાં આવે, ત્યારે તે જો ભૂખ્યો થાય અને તેને જમવાનું પણ હોય, ત્યારે જો તેને યથાશક્તિ જમાડવામાં ન આવે તો તે મંદિરના માલિકને ઘણો જ અનર્થ થાય. એટલે તે મંદિરના સ્વામી તે આચાર્યે અતિથિના ભોજનની વ્યવસ્થા

કરવી જોઈએ. આ રીતે શાસ્ત્રોમાં સ્પષ્ટ આજ્ઞા છે. એટલે ગૃહસ્થમાત્રને અતિથિને જમાડવાની સમાન આજ્ઞા હોવા છતાં આચાર્યને ખાસ કરીને શા માટે કહ્યું હશે ? એવી શંકા અહીં રહેતી નથી.

મૂળ શ્લોકમાં 'કોઈ પણ મનુષ્ય' એમ કહ્યું છે એટલે કે જાણીતો અજાણ્યો, બ્રાહ્મણ કે તે સિવાયનો, ભક્ત હોય કે અભક્ત હોય, તે જો ભગવાનના મંદિરમાં આવ્યો હોય તો તેને યથાશક્તિ(ઓછું પણ નહિ) આદર સાથે સાચવવો. કહેવાનો ભાવ એવો છે કે પાખંડથી ભરેલા આ કળિયુગમાં મોટે ભાગે લોકો ભગવાનની મૂર્તિ પાસે આવતા જ નથી. ભગવાનના મંદિર સંબંધી વાતને પણ તે સહન કરી શકતા નથી. આવી સ્થિતિમાં કોઈ પણ મનુષ્ય ખાવાને બહાને પણ જો મંદિરમાં આવે તો પરમ કૃપાળુ આચાર્યે તેને આવકાર આપવો. "સહુના ઉપર દયા રાખવી" તે તો આચાર્યનું લક્ષણ છે. એટલે જમાડીને સન્માનિત કરેલા તે મનુષ્યમાં ભગવાનનાં પ્રસાદીરૂપ અન્નના પ્રભાવથી સત્ત્વગુણ જાગે અને તેનાથી તે ભગવાનમાં ભાવવાળો મુમુક્ષુ થઈ શકે છે. માટે સંસારરૂપી સાગરમાં ડૂબેલા પ્રાણીઓનો ઉદ્ધાર કરવા ચાહતા દયાળુ એવા આચાર્યે જે કોઈ પણ રીતે ભગવાનનાં મંદિરમાં આવેલા મનુષ્યને સાચવવો પણ તેનો તિરસ્કાર કરવો નહિ. ૧૩૧.



**संस्थाप्य विप्रं विद्वांसं पाठशालां विधाप्य च।**
**प्रवर्तनीया सद्विद्या भुवि यत्सुकृतं महत्।।१३२।।**

**અને વિદ્યાર્થી ભણાવ્યાની શાળા કરાવીને પછી તેમાં એક વિદ્વાન બ્રાહ્મણને રાખીને પૃથ્વીને વિષે સદ્‌વિદ્યાની પ્રવૃત્તિ કરાવવી. કેમ જે, વિદ્યાદાને કરીને મોટું પુણ્ય થાય છે. ॥૧૩૨॥**

*ભાષ્ય :* હવે અન્નદાન કરતા પણ અધિક મોટું વિદ્યાદાન કરવું તેમ કહે છે. संस्थाप्य - પાઠશાળા-વિદ્યાલય કરીને અધ્યાપક પદ ઉપર સારા વિદ્વાન બ્રાહ્મણને રાખીને સદ્વિદ્યાની અર્થાત્ સાંગોપાંગ વેદ તથા વૈદિક વિદ્યા-જ્ઞાનની પૃથ્વી ઉપર પ્રવૃત્તિ કરાવવી. જે વિદ્યા ભણવા-ભણાવવાથી વિદ્વાન પુરુષનું અસ્તિત્ત્વ ટકી રહે, તેને સદ્વિદ્યા કહેવાય છે. તેવી વિદ્યા તો ત્રયી એટલે કે ઋગ્, યજુઃ અને સામ એ વેદમયી છે. તે વેદવિદ્યા જ આદ્ય તથા અંત વગરની છે. અને યથાર્થ રીતે પુરુષાર્થને તથા તેનાં સાધનોને સમજાવે છે. એટલે આવી સદ્વિદ્યાની પ્રવૃત્તિ કરવી તે મોટું પુણ્યકારી સાધન છે. અન્નથી તો કેવળ જીવન ટકી રહે છે પણ સદ્વિદ્યાથી તો સારી રીતે અને ઉજ્જવળ જીવન જીવી શકાય છે. તેમજ ધર્માચરણ કરવાથી પારલૌકિક કલ્યાણની પ્રાપ્તિ થાય છે. કારણ કે અભણ - અજ્ઞાની મનુષ્ય પોતાનું કલ્યાણ કેમ કરી શકે ?" ૧૩૨.



**अथैतयोस्तु भार्याभ्यामाज्ञया पत्युरात्मनः।**
**कृष्णमन्त्रोपदेशश्च कर्त्तव्यः स्त्रीभ्य एव हि॥१३३॥**

**અને હવે એ અયોધ્યાપ્રસાદ અને રઘુવીર એ બેની જે પત્નીઓ, તેમણે પોતપોતાના પતિની આજ્ઞાએ કરીને સ્ત્રીઓને જ શ્રીકૃષ્ણના મંત્રનો ઉપદેશ કરવો પણ પુરુષને ન કરવો. ॥૧૩૩॥**

*ભાષ્ય :* અને હવે એ આચાર્યની પત્નીનું કર્તવ્ય બતાવે છે. अथ- આચાર્ય પદ ઉપર રહેલા એ અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજી, તેમની આજ્ઞાથી તેમની પત્નીઓએ સ્ત્રીઓને જ શ્રીકૃષ્ણ મંત્રનો ઉપદેશ કરવો. 'આજ્ઞાથી' એમ કહ્યું છે, એટલે તેમને સ્વતંત્રપણે મંત્રોપદેશ કરવા વગેરેમાં અધિકાર નથી, તેમ જણાવ્યું છે. સમીપ સંબંધ વિનાની સ્ત્રીઓને આચાર્યે મંત્રોપદેશ ન કરવો. આમ નિષેધ હોવાથી સામાન્ય સ્ત્રીઓના ઉદ્ધાર માટે આચાર્યની આજ્ઞાથી તેમની સ્ત્રી મંત્રોપદેશ કરે તેમાં કાંઈ ખામી ગણાય નહિ. ૧૩૩.



**स्वासन्नसम्बन्धहीना नरास्ताभ्यां तु कर्हिचित्।**
**न स्प्रष्टव्या न भाष्याश्च तेभ्यो दर्श्यं मुखं न च॥१३४॥**

**અને વળી, તે બે જણની જે પત્નીઓ, તેમણે પોતાના સમીપ સંબંધ વિનાના જે પુરુષ, તેમનો સ્પર્શ ક્યારેય ન કરવો અને તેમની સાથે બોલવું નહિ ને તેમને પોતાનું મુખ પણ ન દેખાડવું. એવી રીતે ધર્મવંશી આચાર્ય અને તેમની પત્નીઓ, તેમના જે વિશેષ ધર્મ તે કહ્યા. ॥૧૩૪॥**

*ભાષ્ય :* હવે તે આચાર્યની પત્નીઓ દેહના સંબંધી ન થતા હોય તેવા પુરુષના શરીરનો સ્પર્શ વગેરે તજી દેવા એમ કહે છે. स्वासन्न-

ક્યારેય એટલે કે કોઈ શંકા પણ ન થાય એવે પ્રસંગે પણ સમીપ સંબંધ વગરના પુરુષની સાથે આચાર્યની પત્નીઓએ કુશળ સમાચાર પૂછવા વગેરે માટે પણ બોલવું નહિ અને તેમની દૃષ્ટિગોચરતાથી પોતાના મુખને દૂર રાખવું. જો કે આ ઉપદેશ તો બધી જ સ્ત્રીઓને માટે સમાન છે, છતાં આચાર્ય પત્નીઓએ વિશેષપણે ધ્યાનમાં લેવો, આવા અભિપ્રાયથી તેમને માટે કહ્યો છે. ૧૩૪.



**गृहाख्याश्रमिणो ये स्युः पुरुषा मदुपाश्रिताः।**
**स्वासन्नसम्बन्धहीना न स्पृश्या विधवाश्च तैः।।१३५।।**

**હવે ગૃહસ્થાશ્રમીના જે વિશેષ ધર્મ, તે કહીએ છીએ. અમારે આશ્રિત જે ગૃહસ્થાશ્રમી પુરુષ તેમણે પોતાના સમીપ સંબંધ વિનાની જે વિધવા સ્ત્રીઓ, તેમનો સ્પર્શ ન કરવો. ॥૧૩૫॥**

***ભાષ્ય :*** હવે ગૃહસ્થોને ખાસ કરીને આજ્ઞા આપે છે. गृहाख्येति- મારા આશ્રિત પુરુષોએ પોતાના સમીપ સંબંધ વિનાની જે સ્ત્રીઓ વિધવા હોય તેમને અડવું નહિ. च- શબ્દથી એવું પણ કહેવાય છે કે પોતાના સગાસંબંધ વગરની સ્ત્રી વિધવા હોય કે સધવા હોય, તેને અડવું નહિ. સ્ત્રીઓના સ્પર્શમાત્રથી પણ કદાચ મનમાં ક્ષોભ(ખળભળાટ) થાય તો ધર્મનો લોપ થઈ શકે છે. વિધવા સ્ત્રીનો પ્રસંગ તો અતિ અધિક પતિત કરી દે છે, એટલે તેનું 'વિધવા' એવું નામ ઉચ્ચારીને તેના પ્રસંગનો નિષેધ કર્યો છે. કારણ કે વિધવાને તો સાક્ષાત્ અડકવાનો પણ નિષેધ કર્યો છે. તે અંગે વચન કહ્યું છે કે "બધાં જ અમંગળોને મધ્યે વિધવા સ્ત્રી અતિશય અમંગળ છે. એટલે બુદ્ધિશાળી મનુષ્યે પોતાની સંબંધી સ્ત્રી વિના બીજી કોઈ વિધવા સ્ત્રીને અડકવું નહિ." (સ્કં.કાશી.ખં. ૪.૫૦) ૧૩૫.

**मात्रा स्वस्रा दुहित्रा वा विजने तु वयःस्थया।**
**अनापदि न तैः स्थेयं कार्यं दानं न योषितः ।।१३६।।**

**અને તે ગૃહસ્થાશ્રમી પુરુષ તેમણે યુવા અવસ્થાએ યુક્ત એવી જે પોતાની મા, બેન અને દીકરી, તે સંગાથે પણ આપત્કાળ વિના એકાંત સ્થળને વિષે ન રહેવું અને પોતાની સ્ત્રીનું દાન કોઈને ન કરવું. ॥૧૩૬॥**

*ભાષ્ય :* હવે, સમીપ સંબંધવાળી મા વગેરે સ્ત્રીઓની સાથે પણ એકાંતમાં નિવાસ ન કરવો એમ કહે છે. मात्रा- મા, બહેન અથવા દીકરી જુવાન હોય તો તેની સાથે એકાંતમાં આપત્કાળ સિવાય ન રહેવું. કારણ કે ક્ષોભકારી(પ્રમાથી) ઈંદ્રિયો મનને બળાત્કારે ખેંચી જાય છે. તે કહ્યું છે કે "મા બહેન અથવા દીકરીની સાથે પુરુષે એકાંતમાં રહેવું નહિ. કારણ કે ઇન્દ્રિયોનો સમૂહ બળવાન છે. તે વિદ્વાન પુરુષને પણ અવળે માર્ગે ખેંચી જાય છે."(ભાગ. ૯.૧૯.૧૭ અને મનુ. ૨.૨૧૫) અહીં વિવિક્તાસન પાઠ હોય ત્યારે સાંકડા આસન ઉપર એમ સમજવું.

વળી આપત્તિના સમયમાં પણ જે ન કરાય તે બાબતમાં શ્રીહરિ કહે છે. कार्यं- પોતાની જે પત્ની હોય તેનું આપત્તિના સમયમાં પણ રક્ષણ કરવાનું હોય છે, એટલે ક્યારેક તેનું દાન કરવું નહિ. તે કહ્યું છે કે "આપત્કાળમાં પણ નીચે જણાવેલી નવ વસ્તુઓને કોઈપણ રીતે બીજાને આપવી નહિ. જેમકે પોતાનો વંશ હયાત હોય તો પોતાનું સર્વસ્વ આપી દેવું નહી, પોતાની પત્ની, શરણાગત, કોઈએ મૂકેલી થાપણ, કોઈએ ગીરો મૂકેલી ચીજ, કુળ-પરંપરાની આજીવિકા, પોતાને ઘરે સામાન્યરૂપમાં મૂકેલી બીજાની વસ્તુ, સ્ત્રીનું ધન અને પોતાનો પુત્ર, આ નવ વસ્તુને જે મૂઢ માણસ અન્યને આપી દે છે. તો તેણે શુદ્ધિ માટે પ્રાયશ્ચિત કરવું પડે."(સ્કં.પુ.કા.ખં.૪૦/૮૩-૮૪) "અન્વાહિત- કોઈની થાપણ હોય તેને બીજાને ત્યાં ગીરો મૂકવી, અમુક સમય માટે

વાપરવા માગેલી વસ્તુ, ગીરો રાખેલી ચીજ, સહિયારી વસ્તુ, થાપણ, પોતાનો પુત્ર, પોતાનો વંશ હયાત હોય ત્યારે સર્વસ્વનું દાન અને જે દાન અન્યને આપવાનું પ્રથમ કહ્યું હોય, આ ઉપર જણાવેલી નવ વસ્તુઓને દુઃખભરી આપત્તિની સ્થિતિમાં પણ મનુષ્યે બીજાને આપવી નહિ, એમ ધર્માચાર્યો કહે છે."(નારદ-દત્તાપ્રદાનિક પ્ર. શ્લોક-૪) "પોતાનાં કુટુંબમાં વિરોધ-ક્લેશ ન થાય તે રીતે પોતાનું ધન દાનમાં આપવું, પણ પોતાની ધર્મપત્નીનું અને પુત્રનું દાન ન કરવું. પોતાનો વંશ હોય તો સર્વસ્વનું દાન ન કરવું અને જે દાન કોઈને આપવાનું કહ્યું હોય તે કોઈ અન્યને ન આપવું."(યાજ્ઞ.૨/૧૭૫) અહીંયા પોતાની સ્ત્રીનું દાન કરવાનો જે નિષેધ કર્યો છે, તે સ્મૃતિમાં કહેલા સર્વસ્વદાનના નિષેધને પણ સૂચવે છે. ૧૩૬.



**प्रसङ्गो व्यवहारेण यस्याः केनापि भूपतेः।**
**भवेत्तस्याः स्त्रियाः कार्यः प्रसङ्गो नैव सर्वथा।।१३७।।**

**અને જે સ્ત્રીને કોઈ પ્રકારના વ્યવહારે કરીને રાજાનો પ્રસંગ હોય, તેવી સ્ત્રીનો જે પ્રસંગ, તે કોઈ પ્રકારે પણ ન કરવો. ॥૧૩૭॥**

***ભાષ્ય*** : જે સ્ત્રીની સાથે વાત-ચીત કરવા માત્રથી પણ મરણ થાય ત્યાં સુધીનો મહાન અનર્થ આ જીવનમાં જ થાય તેમ હોય, તેવી સ્ત્રીની સાથે આપત્કાળમાં પણ વાત-ચીત કરવા માટેનો પ્રસંગ ન રાખવો, એમ શ્રીહરિ કહે છે. પ્રસંગ-જે સ્ત્રીનો યોગ્ય કે અયોગ્ય કોઈપણ વ્યવહારથી રાજાના રાણીવાસની સાથે લગાવ હોય અથવા રાણીવાસના નોકર ચાકરના લગાવથી રાજાને ત્યાં રાણીવાસમાં જવાનો સબંધ હોય, તો તેવી સ્ત્રીની સાથે વારેવારે બોલવા કે વાતચીત કરવાનો

કોઈ પણ રીતે પ્રસંગ રાખવો નહિ. એટલે મુશ્કેલીના સમયમાં પણ પ્રસંગ રાખવો નહિ, કદાચ રાજકોપથી કેદ થવાનો પ્રસંગ પણ આવી શકે છે. ૧૩૭.



**अन्नाद्यैः शक्तितोऽभ्यर्च्यो ह्यतिथिस्तैर्गृहागतः।**

**दैवं पित्र्यं यथाशक्ति कर्तव्यं च यथोचितम्।।१३८।।**

**અને તે ગૃહસ્થાશ્રમી તેમણે પોતાને ઘેર આવ્યો એવો જે અતિથિ, તેને પોતાના સામર્થ્ય પ્રમાણે અન્નાદિકે કરીને પૂજવો અને વળી હોમાદિક જે દેવકર્મ અને શ્રાદ્ધાદિક જે પિતૃકર્મ, તે જે તે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાવિધિ જેમ ઘટે તેમ કરવું. ॥૧૩૮॥**

હવે અતિથિનો સત્કાર કરવાનું શ્રીહરિ કહે છે. अन्नाद्यैः- બીજે ગામથી આવ્યો હોય તે અતિથિ કહેવાય, પણ પોતાની સાથે એક જ ગામમાં રહેનારા મનુષ્ય અતિથિ કહેવાય નહિ. તેવું મનુનું વચન છે કે "એક ગામમાં રહેનારો અને કથાઓ આદિથી આજીવિકા કરનારો બ્રાહ્મણ ઘેર આવે તો તેને અતિથિ જાણવો નહિ. પોતાના દેશમાં કે પરદેશમાં જાય ત્યાં પણ જો પોતાની પત્ની અને નિત્ય હોમનો અગ્નિ સાથે હોય તો અતિથિનો સત્કાર કરવો.(મનુ.૩/૧૦૩) કૂલ્લુક ભટ્ટે અતિથિ શબ્દ સમજાવ્યો છે કે "જેનું રહેઠાણ નિત્યનું ન હોય એક તિથિ સિવાય જે બીજી તિથિએ પણ રહે નહિ, તે અતિથિ કહેવાય." તે અંગે મનુનું વચન છે કે "એક રાત રહેનાર બ્રાહ્મણ અતિથિ કહેવાય છે."(મનુ.૩/૧૦૨) તે રીતે જ પરાશરે પણ કહ્યું છે કે "એક ગામમાં રહેનાર ને ક્યારેય અતિથિ તરીકે સ્વીકારવો નહિ. કારણ કે જે નિત્ય આવતો નથી માટે તે અતિથિ કહેવાય છે."(મનુ.૧/૪૨) "ઘણે દૂરથી

રસ્તે ચાલ્યો આવેલો, થાકી ગયેલો અને વૈશ્વદેવને સમયે જે આવ્યો હોય તેને અતિથિ જાણવો. પૂર્વે આવી ગયેલા અતિથિને અતિથિ ન કહેવાય."(મનુ.૧/૪૨) "કોઈ રુચે તેવો હોય કે દ્વેષી હોય, પંડિત હોય કે મૂર્ખ હોય, જે વૈશ્વદેવ ને અંતે આવ્યો હોય તે અતિથિ સ્વર્ગ-પ્રાપ્તિ કરાવનારો છે.(મનુ.૧/૪૦)

મન્વતરના આરંભનો દિવસ અથવા યુગના આરંભનો જે દિવસ હોય, તેને નિમિત્તે જે આવ્યા હોય તે અભ્યાગત કહેવાય અને તે સિવાયના જે આવે તેને અતિથિ કહેવાય, એવો અર્થ પણ કહેવાય છે. તે પરાશર માધવીયમાં યમે કહ્યું છે કે "પર્વ અને ઉત્સવના બધા દિવસોને તિથિ કહી છે. જે મહાત્મા એવી તિથિને છોડીને આવે તે અતિથિ છે અને બાકીના બીજા બધા અભ્યાગત કહેવાય છે." માધવાચાર્યે આ વાક્યની વ્યાખ્યા લખી છે કે મનવન્તરના આરંભનો દિવસ કે યુગના આરંભનો દિવસ, અથવા તો એવા જ બીજા દિવસોએ દાનમાં દ્રવ્ય મળશે, આવી ઇચ્છા રાખીને ગૃહસ્થને ઘેર જે જાય તે અભ્યાગત કહેવાય છે. પણ તેવી કોઈ પણ તિથિ મનમાં ધાર્યા સિવાય જ મન ફાવે ત્યારે-કોઈ પણ દિવસે ભૂખથી પીડાતો માણસ ગૃહસ્થને ઘરે આવે, પણ જો તે નિત્ય આવતો ન હોય તો તે અતિથિ કહેવાય છે. પણ એક જ ગામમાં રહેતો હોય અને ચોક્કસ નક્કી કરેલી તિથિએ આવતો હોય તો તે અતિથિ કહેવાય નહિ. અને તે રીતે દેવતાને પ્રસન્ન કરવા માટે તથા પિતૃઓની પ્રસન્નતા માટે જે શાસ્ત્રોક્ત કર્મ હોય તે પોતાના અધિકારને અનુસારે યથાશક્તિ કરવું. ૧૩૮.



**यावज्जीवं च शुश्रूषा कार्या मातुः पितुर्गुरोः।**
**रोगार्तस्य मनुष्यस्य यथाशक्ति च मामकैः॥१३९॥**

**અને અમારા આશ્રિત જે ગૃહસ્થ તેમણે માતાપિતા અને ગુરુ તથા રોગાતુર એવા જે કોઈ મનુષ્ય, તેમની જે સેવા તે જીવનપર્યંત પોતાના સામર્થ્ય પ્રમાણે કરવી. ॥૧૩૯॥**

હવે માતા-પિતા આદિની સેવા કરવાની આજ્ઞા શ્રીહરિ કરે છે. यावज्जीवं- માતા-પિતા તથા ગુરુની સેવા જિંદગીભર કરવી. માતાનું ગૌરવ સ્મૃતિમાં કહ્યું છે "અનેક શૂળ(અંદરની પીડા)થી વ્યાકુળ માતા દસ માસ સુધી બાળકને પોતાના ગર્ભમાં ધારે છે, પછી તે કરતાં પણ અધિક જાતજાતનાં દુઃખોથી મૂર્છિત થયેલી માતા બાળકને જન્મ આપે છે."(ઈતિહાસ સમુચ્ચય ૨૯/૧૦૧) "પુત્રવત્સલ માતા પોતાના પ્રાણ કરતાં પણ પુત્રોને વાલા માને છે, આવી માતાની સો વર્ષ પર્યંત આજ્ઞામાં રહીને સેવા કોઈ કરે તો પણ તેનો બદલો કોણ આપી શકે ? (ઈતિ.સ.૨૯/૧૦૩)

માતા-પિતા તથા ગુરુની સેવા કરવામાં ઉત્તરોત્તરની સેવાનું વધારે મહત્ત્વ કહ્યું છે અર્થાત્ માતા કરતાં પિતા અને તે બન્ને કરતા ગુરુની સેવા કરવી તે વધારે આવશ્યક છે. તેમ સ્મૃતિમાં કહ્યું છે કે "માતા અને પિતા આ બંનેની સરખામણીમાં પિતાનું ગૌરવ અધિક છે. કારણ કે પિતાએ કરેલા ગર્ભાધાનનું મુખ્યપણું દેખાય છે."(નારદ સ્મૃતિ ઋષિ પ્રકરણ ૩૭) ગર્ભસ્થાપનથી લઈને બધા જ સંસ્કાર કરીને પિતા ગાયત્રીનો ઉપદેશ ઉપવીત સંસ્કાર વખતે કરે છે, એટલે માતા કરતાં પિતાનું ગૌરવ વધારે છે. અને તેના કરતા પણ વધારે ગૌરવ બ્રહ્મવિદ્યા-વેદોક્ત મુક્તિસંબંધી જ્ઞાનના પ્રદાતા ગુરુનું છે, "જન્મ

આપનાર અને વેદ ભણાવનાર, આ બેમાં વેદ ભણાવનાર પિતા વિશેષ માન્ય છે. કારણ કે વિપ્રને માટે વેદનું જ્ઞાન આ લોક અને પરલોક બંનેમાં અવિનાશી છે."(મનુ.૨/૧૪૬) આવું ગુરુનું મહત્વ કહ્યું છે.

એટલા માટે માતા-પિતા અને ગુરુ, આ ત્રણની સેવા અવશ્ય કરવી એમ મનુ કહે છે. "તે માતા-પિતા તથા વેદ ભણાવનારા ગુરુ આ ત્રણનું ગમતું કરવું. આ ત્રણ જો સંતુષ્ટ હોય તો બધું જ તપ પૂર્ણ થાય છે. એ ત્રણની સેવા એ શ્રેષ્ઠ તપ કહેવાય છે અને તેમની રજા સિવાય બીજું કોઈ ધર્મનું કામ પણ ન કરવું. એ ત્રણ જ ઋગ્, યજુઃ અને સામ એ ત્રણ વેદ છે. અને એ ત્રણમાં પિતા ગાર્હપત્ય અગ્નિ છે, માતા દક્ષિણાગ્નિ છે અને ગુરુ આહવનીય અગ્નિરૂપ છે, આમ તે ત્રણે શ્રેષ્ઠ છે. જે ગૃહસ્થ આ ત્રણની સેવામાં સાવધાન રહે છે. તે ત્રણે લોકોને જીતે છે. અને પોતાના શરીરથી દેદીપ્યમાન થઈને દેવોની જેમ સ્વર્ગના સુખને ભોગવે છે. ગૃહસ્થ માતાની સેવા કરીને આલોકને, પિતાની સેવાથી સ્વર્ગને અને ગુરુની સેવાથી બ્રહ્મલોકને મેળવે છે. આ ત્રણેયનો જે આદર-સત્કાર કરે છે, તે સર્વ ધર્મનો સત્કાર કરે છે. અને એ ત્રણેયનો જે અનાદર કરે છે, તેની સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. (મનુ.૨/૨૨૮-૨૩૪) એ બધાની સેવાનો અધિકાર એ જ જીવન છે. માટે ખરું જીવન જીવનારાએ માતા-પિતા અને ગુરુની સેવા કરવી. તેમજ મારા આશ્રિત ત્યાગી-ગૃહી મુમુક્ષુઓએ રોગી મનુષ્યની સેવા પણ યથાશક્તિ કરવી. ૧૩૯.



**यथाशक्त्युद्यमः कार्यो निजवर्णाश्रमोचितः।**
**मुष्कच्छेदो न कर्तव्यो वृषस्य कृषिवृत्तिभिः।।१४०।।**

**અને વળી, પોતાના વર્ણાશ્રમને ઘટિત એવો જે ઉદ્યમ, તે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવો અને કૃષિવૃત્તિવાળા જે ગૃહસ્થ સત્સંગી, તેમણે બળદિયાના વૃષણનો ઉચ્છેદ ન કરવો. ॥૧૪૦॥**

હવે આ લોકમાં હિત થાય તેનું નિરૂપણ કરતા પહેલા ગૃહસ્થે પોતાના જીવનનિર્વાહ માટે ઉદ્યમ કરવો. એમ શ્રીહરિ કહે છે. यथाशक्ति- પોતાના વર્ણ અને આશ્રમને યોગ્ય ઉદ્યમ(કામ-ધંધો) કરવો. ધર્મશાસ્ત્રમાં અલગ અલગ વર્ણને માટે આજીવિકાઓ પણ અલગ અલગ કહી છે. એટલે વર્ણને માટે શ્રીહરિ કહે તે તો ઠીક છે, પણ ગૃહસ્થ સિવાયના આશ્રમોમાં તો કાંઈ કમાણી કરવાની નથી હોતી, એટલે અહીંયા વર્ણની સાથે આશ્રમનો જે ઉલ્લેખ કર્યો છે, તેની જરૂર જણાતી નથી, આવી કોઈને શંકા થતી હોય તો તે અંગે અહીં કહીએ છીએ કે બીજા ત્રણ આશ્રમોનો ઉપકારક ગૃહસ્થાશ્રમ છે. એટલે અતિથિ અને અભ્યાગતનો સત્કાર જેથી થઈ શકે છે તે ગૃહસ્થાશ્રમીએ ઉદ્યમ કરવો તે યોગ્ય છે, આવું જણાવવા માટે અહીં વર્ણની સાથે આશ્રમને પણ કહ્યો છે.

યજ્ઞ કરાવવો, વેદાદિ શાસ્ત્ર ભણાવવા અને દાન લેવું, આ ત્રણ બ્રાહ્મણની આજીવિકા કહી છે, તો જેમાં જેને જેવી શક્તિ હોય તે પ્રમાણે તેમણે પ્રયત્ન કરવો, આવા અભિપ્રાયથી યથાશક્તિ કહ્યું છે. અન્ય વર્ણની આજીવિકામાં પણ વિભાગ હોય છે. માટે તેમણે પણ યથાશક્તિ ઉદ્યમ કરવો.

આજીવિકાના પ્રસંગે ખેતી કરનાર ખેડૂતને માટે પણ એક આજ્ઞા કરે છે. કારણ કે હાલમાં જ દુનિયામાં શાસ્ત્રમાં કહેલા વિધિ-નિષેધને

નહિ ગણનારા ઘણાં ખેડૂતો બળદોને ખાસી કરી નાખે છે, તો અમારા આશ્રિત ખેડૂતે ખાસીકરણ ન કરવું. તેમ કરવાથી તેનાં વંશનું બીજ નાશ પામવાથી ઘણું મોટું પાપ લાગે છે. વૃદ્ધ પરાશર સ્મૃતિમાં કહ્યું છે કે "ખેતીમાં કામ કરતો બળદ મજબૂત બાંધાનો, નિરોગી, જેને ખાસી ન કર્યો હોય તેવો નપુંસકતાથી રહિત, પાછો ન પડે તેવો અને ઘણા જ પ્રાણબળવાળો હોવો જોઈએ."(૫/૪) ૧૪૦.



**यथाशक्ति यथाकालं सङ्ग्रहोऽन्नधनस्य तैः।**
**यावद्व्ययं च कर्तव्यः पशुमद्भिस्तृणस्य च।।१४१।।**

**અને તે ગૃહસ્થ સત્સંગી તેમણે પોતાના સામર્થ્ય પ્રમાણે સમયને અનુસરીને જેટલો પોતાના ઘરમાં વરો હોય તેટલાં અન્નદ્રવ્યનો સંગ્રહ જે તે કરવો. અને જેના ઘરમાં પશુ હોય એવા જે ગૃહસ્થ, તેમણે પોતાના સામર્થ્ય પ્રમાણે ચાર્ય-પૂળાનો સંગ્રહ કરવો. ॥૧૪૧॥**

ખેતીનો પ્રસંગ આવ્યો હોવાથી શ્રીહરિ વૈશ્યોને પોતાની વપરાશ પ્રમાણે ધન સંગ્રહ કરવો એમ કહે છે. यथाशक्ति- ખેતી કરનારાઓએ અનાજ અને સુવર્ણ આદિ ધનનો સંગ્રહ જેટલી જરૂર હોય તેટલો સમય પ્રમાણે યથાશક્તિ કરવો. ખેતી, ગોપાલન અને વેપાર, આ ત્રણમાં જે ગાય આદિ પશુ રાખતા હોય તેમણે જરૂર પ્રમાણે ઘાસચારાનો સંગ્રહ પણ કરી રાખવો. ૧૪૧.



**गवादीनां पशूनां च तृणतोयादिभिर्यदि।**
**सम्भावनं भवेत्स्वेन रक्ष्यास्ते तर्हि नान्यथा।।१४२।।**

**અને ગાય, બળદ, ભેંસ, ઘોડા આદિક જે પશુ, તેમની તૃણ-જળાદિકે કરીને પોતાવતે જો સંભાવના થાય તો તે પશુને રાખવાં અને જો સંભાવના ન થાય તો ન રાખવાં. ॥૧૪૨॥**

હવે સામાન્ય રીતે ગૃહસ્થોને શ્રીહરિ કહે છે. ગવાદીનાં– ગૃહસ્થોએ ગાય આદિ પશુઓને રાખવા. તેમાં ગાય પાળવાની પ્રશંસા કરતા વૃદ્ધ પરાશર મુનિ કહે છે કે "જે ખાવાને લાયક ન હોય, તેવા ઘાસને પણ ખાઈને રોજ દૂધ આપે છે. પોતાના દૂધ વગેરેથી દેવોને પણ સંતોષ કરાવે છે, એવી ગાયો પૂજ્ય કેમ ન હોય ? જે દૂધથી લોકોનું પોષણ કરે છે તે ગાયો સ્પર્શ કરવા માત્રથી પાપનો નાશ કરે છે. તે ગાયનું જો દાન કર્યું હોય તો દાતાને સ્વર્ગમાં પહોંચાડે છે, તે ગાયો પૂજ્ય કેમ ન હોય ?(૫/૧૩) "જે ગાયોના પગની ખરીઓના ઘસારાથી ઉડેલી રજ(ધૂળ) મનુષ્યના પાપો ધોવા માટે પર્યાપ્ત છે. તે ગાયો વંદ્ય શાથી ન હોય ?"(૫/૧૪) "જેનું ગોમય(છાણ) અને ગોમૂત્ર કોઈ પીવે તો તેના પાપનો નાશ થાય છે. માટે પરાશર કહે છે ગાયની કઈ ચીજ અપૂજ્ય છે ?"(૫/૧૫) "જેમ સ્ત્રીઓથી ઘર સતત શણગારેલું લાગે છે, તેમ જેના ઘર નાની વાછરડીયો અને ગાયોથી નિરંતર અલંકૃત શોભતા હોય તે ગૃહસ્થોને પાપ ક્યાંથી હોય ?"(૫/૨૯) "જગતમાં એક કુળના બે ભાગ થયા. તેમાં એકમાં બ્રાહ્મણ હતા અને બીજામાં ગાયો હતી. તેમાં બ્રહ્મણોમાં મંત્ર રહે છે અને ગાયોમાં હવિષ રહે છે" (૫/૩૦) "ગાયોના ગવ્યથી યજ્ઞો થાય છે, ગાયોથી જ દેવો પ્રતિષ્ઠિત-સ્થિર રહ્યા છે. બળદ અનાજને ઉપજાવે છે, ખળામાં તેને સાફ કરે છે અને ગાડાની ધોંસરીને કાંધ ઉપર લઈને અનાજનો ભાર ખેંચે છે. દૂર

રહેલી વસ્તુઓને ગાડીમાં ખેંચી લાવે છે, માટે જગતમાં આવા બળદથી અધિક ગુણવાન કોણ હોઈ શકે ?"(૫/૩૧) "ઘણાં દૂર રહેલા અનાજ આદિના ભારને બળદ પોતાની કાંધથી ખેંચી લાવે છે, છતાં તે અનાજ આદિને ખાતા નથી. અને તેથી તે પોતાનું જીવન ખપાવીને અન્યના જીવનની રક્ષા કરે છે, તેમને પોષણ કરે છે. ૧૪૨.



**ससाक्ष्यमन्तरा लेखं पुत्रमित्रादिनापि च।**
**भूवित्तदानादानाभ्यां व्यवहार्यं न कर्हिचित्।।१४३।।**

**અને સાક્ષીએ સહિત લખત કર્યા વિના તો પોતાના પુત્ર અને મિત્રાદિક સાથે પણ પૃથ્વી ને ધનના લેણ-દેણે કરીને વ્યવહાર જે તે ક્યારેય ન કરવો. ॥૧૪૩॥**

પોતાનો પુત્ર, મિત્ર કે બીજો કોઈ વિશ્વાસુ માણસ હોય, તેની સાથે પણ કરજ આપવું કે લેવું ઈત્યાદિ વ્યવહાર પોતાના હસ્તાક્ષર કરાવીને જ કરવો, એમ શ્રીહરિ કહે છે. ससाक्ष्यं- સાક્ષી વગરનું લખાણ કર્યું હોય, પણ તેમાં જો વિવાદ થાય તો તે લખાણ પ્રમાણરૂપ ન થાય. એટલે અહીંયા સાક્ષીએ સહિત એમ કહ્યું છે. સાક્ષીએ સહિત એટલે કે સાક્ષીના હસ્તાક્ષર કરાવવા જોઈએ, એટલે સાક્ષીએ સહિત લખાણ કર્યા સિવાય ભૂમિ-ગામની કે ખેતીની જમીન અને ધનનો લેવાદેવાનો વ્યવહાર-જેમકે ખરીદનારા પાસેથી નક્કી થયેલું ધન લઈને ખેતર આદિની જમીન તેને સોંપવી અને વેચનારાને નક્કી થયેલું ધન આપીને ખેતર વગેરેની જમીન કબજે લેવી, કરજના રૂપમાં કોઈને ધન આપવું કે લેવું, આવો બધો વ્યવહાર સાક્ષીએ સહિત લખાણ કરી-કરાવીને જ કરવો.

પોતાનો પુત્ર હોય કે મિત્ર હોય, તેની સાથે હેત-પ્રેમ હોય તેટલા માત્રથી જ લખાણ કર્યા સિવાય કોઈ કરજનો કે લેવાદેવાનો વ્યવહાર ક્યારેય કરવો નહિ. વિષયોનો આવો સ્વભાવ હોય છે. જો એકાંત મળે તો વિવેકી-ડાહ્યા માણસને પણ વિષય મોહિત કરી દે છે. વિષયોમાં સોનું-ધન ઘણું જોરદાર હોય છે. તેથી ગૃહસ્થાશ્રમી પણ યોગ્ય પદ્ધતિથી વ્યવહાર કરે તો કોઈ જાતનો અનર્થ થતો નથી. અધિકાર વગર કરેલો વ્યવહાર તે પુત્ર વગેરેમાં રહેલી સ્નેહજન્ય સરલતાને પણ નષ્ટ કરે છે. સાક્ષીનું લક્ષણ તો અન્ય ગ્રંથથી જાણી લેવું. ૧૪૩.



**कार्ये वैवाहिके स्वस्यान्यस्य वार्प्यधनस्य तु।**
**भाषाबन्धो न कर्तव्यः ससाक्ष्यं लेखमन्तरा।।१४४।।**

**અને પોતાનું અથવા બીજાનું જે વિવાહ સંબંધી કાર્ય તેને વિષે આપવા યોગ્ય જે ધન તેનું સાક્ષીએ સહિત લખત કર્યા વિના કેવળ બોલી જ ન કરવી. ॥૧૪૪॥**

વિવાહ સમયે કન્યાને અથવા વરને વસ્ત્ર તથા ઘરેણાં નિમિત્તે જે ઘણું ધન અપાતું હોય છે. તેમાં પણ સાક્ષી રાખીને લખાણ કરવું. એમ શ્રીહરિ કહે છે. कार्ये- પોતાને ત્યાં અથવા બીજાને ત્યાં વિવાહ સંબંધી કામ વખતે પહેરામણી નિમિત્તે કન્યાને અથવા વરને જે ઘણું ધન અપાતું હોય છે, તેમાં સાક્ષીએ સહિત લખાણ કર્યા વિના માત્ર બોલી જ ન કરવી. આટલું ધન કન્યા અથવા વરને કરિયાવર કે પહેરામણીમાં અમૂકે આપ્યું છે, તે મારી પાસે કબજામાં છે, એવી માત્ર મૌખિક વાત જ ન કરવી, પરંતુ સાક્ષી રાખીને તેનું લખાણ કરવું. જો તેમ ન કરવામાં આવે તો કદાચ મજિયારું-સહીયારું પિતૃધન વહેંચતી વખતે અજાણતા કે લોભથી જે વહેંચણીમાં ન આવે, એવા વિવાહ સંબંધી ધનનો પણ

ભાગ પાડવાનો પ્રસંગ આવી પડે. ક્યાંક તો એવું પણ બને કે પોતાને ત્યાં કે બીજાને ત્યાં વિવાહ પ્રસંગ આવે ત્યાં પહેલા કન્યાને માટે કે વરને માટે હું આટલો કરિયાવર આપીશ કે આટલી પહેરામણી કરીશ, આવું મુખથી કહે અને તે વિવાહ પ્રસંગ થઈ ગયા પછી મૌખિક કહેલું લોભને લીધે કે ક્લેશને લીધે આપતા નથી અને તે પછી તે પરિવારમાં ઘણું દુઃખ આવી પડે છે. એટલે આવી બાબતમાં સાક્ષી રાખીને લખાણ કરવું-કરાવવું. ૧૪૪.



**आयद्रव्यानुसारेण व्ययः कार्यो हि सर्वदा।**
**अन्यथा तु महद्दुःखं भवेदित्यवधार्यताम्।।१४५।।**

**અને પોતાની ઊપજનું જે દ્રવ્ય, તેને અનુસારે નિરંતર ખર્ચ કરવો પણ તે ઉપરાંત ન કરવો; અને જે ઊપજ કરતાં વધારે ખર્ચ કરે છે તેને મોટું દુઃખ થાય છે, એમ સર્વે ગૃહસ્થોએ મનમાં જાણવું. ॥૧૪૫॥**

આવક પ્રમાણે ખર્ચ કરવો, એમ હવે શ્રીહરિ કહે છે. आयद्रव्या- આવકના દ્રવ્યને અનુસારે જ ખર્ચ કરવો. વધારે ખર્ચ કરીને જો કરજ કર્યું હોય તો પછી કરજ ચૂકવી ન શકાય તો મરણ થાય તેવું દુઃખ વેઠવું પડે છે. કરજ લેનારના મરણ પછી પણ તેના સંતાનોને દુઃખ કાયમ ચાલું રહે છે, તે સિવાય ઊપજ કરતાં વધારે ખર્ચ કરીને કરજ લેનારાને પ્રત્યવાય-પાપ પણ લાગે છે. ૧૪૫.



**द्रव्यस्याऽऽयो भवेद्यावान् व्ययो वा व्यावहारिके।**
**तौ संस्मृत्य स्वयं लेख्यौ स्वक्षरैः प्रतिवासरम्।।१४६।।**

**અને પોતાના વ્યવહાર કાર્યને વિષે જેટલા ધનની ઊપજ હોય તથા જેટલો ખર્ચ હોય તે બેયને સંભારીને નિત્ય પ્રત્યે રૂડા અક્ષરે કરીને પોતે તેનું નામું લખવું. ।।૧૪૬।।**

આવક કરતાં વધારે ખર્ચ કરવામાં આવે તો તેનાથી ઘણો અનર્થ સહન કરવો પડે, એટલે આવક કરતાં વધારે ખર્ચ કરવું નહિ તેમ ઉપર કહ્યું. આવક તથા ખર્ચનો હિસાબ જે રાખે નહિ તેને હાથે સ્વાભાવિક રીતે ખર્ચ વધારે થાય છે. રોજ આવક તથા ખર્ચનો હિસાબ કરીને જે લખી રાખે છે, તો તેને અયોગ્ય થયેલા ખર્ચનો ખ્યાલ આવી જાય છે. પછી તેને આવો વધારે ખર્ચ કરાય નહિ, એવી સમજણ આવી જાય છે. અને પછી કુશળ અને વિવેકી તે મનુષ્ય તે અયોગ્ય ખર્ચ થતો હોય તેને રોકી દે છે. શ્રીહરિ આવો વિચાર કરીને કહે છે કે આવકનો તથા ખર્ચનો હિસાબ કરીને રોજ સારા સ્પષ્ટ અક્ષરોથી તે લખી રાખવો. અને તે પણ સ્વયં લખવું. કોઈ અવિશ્વાસુ માણસ પાસે લખાવવામાં આવે તો પણ કાંઈ દુઃખ આવી શકે છે. ૧૪૬.



**निजवृत्त्युद्यमप्राप्तधनधान्यादितश्च तैः।**
**अर्प्यो दशांशः कृष्णाय विंशोंऽशस्त्विह दुर्बलैः।।१४७।।**

**અને તે ગૃહસ્થાશ્રમી સત્સંગી તેમણે પોતાની જે વૃત્તિ અને ઉદ્યમ, તે થકી પામ્યું જે ધન-ધાન્યાદિક, તે થકી દશમો ભાગ કાઢીને શ્રીકૃષ્ણ ભગવાનને અર્પણ કરવો અને જે વ્યવહારે દુર્બળ હોય તેમણે વીશમો ભાગ અર્પણ કરવો. ।।૧૪૭।।**

*ભાષ્ય :* ઉપર કહ્યા પ્રમાણે સાવધાન રહીને યોગ્ય કમાણીના સાધનોથી જે ધન મળે તેમાંથી ધર્મને નિમિત્તે એક ભાગ અલગ કાઢવો જોઈએ. તે કહ્યું છે કે "ગૃહસ્થને પોતે કમાયેલા ધનના પાંચ ભાગ કરવા. તેમાંથી ત્રણ ભાગ પોતાના જીવન નિર્વાહમાં વાપરવા અને બે ભાગ ધર્મ નિમિત્તે રાખવા. કારણ કે મનુષ્યની જિંદગી અનિત્ય છે." (ભ.બ્રા.૫.અ.૧૬૨/૨૭) આમ સામાન્યપણે શાસ્ત્રોમાંથી જાણ્યા પછી શ્રીહરિ પોતાનું વિશેષ મંતવ્ય કહે છે. निजवृत्यु- અહીં પોતાની 'વૃત્તિ' અને 'ઉદ્યમ' એવા બે શબ્દ એવા અભિપ્રાયથી વપરાયા છે કે આળસુ અને ઉદ્યમ નહિ કરનારા મનુષ્યને પોતાની પરંપરાગત આજીવિકાથી પણ ધનની કમાણી દુર્લભ છે. એટલે તે સૂચવવા બે શબ્દ કહ્યા છે. તેથી શ્રીહરિ કહે છે કે પોતપોતાની જીવિકાને અનુરૂપ ઉદ્યમ(મહેનત) કરીને મેળવેલું ધન, અનાજ કે બીજું કાંઈ ગાયો વગેરે પશુધન, તેમાંથી દસમો ભાગ શ્રીકૃષ્ણ ભગવાનને આપવો. અને જે કમાણીની દૃષ્ટિએ અસમૃદ્ધ(દુર્બળ) હોય તેમણે વીશમો ભાગ આપવો. જે ભગવાનના પ્રસાદ દ્વારા કલ્યાણના સાધનરૂપ યજ્ઞ, દાન, તપ અને હોમ ઈત્યાદિ બધું જ સત્કર્મ થાય છે. તે કહ્યું છે કે "સર્વ યજ્ઞોના ભોક્તા તથા સર્વ લોકના મહેશ્વર"(ગીતા.૫/૨૯) "હું સર્વ યજ્ઞોનો ભોક્તા અને પ્રભુ પણ છું."(ગીતા.૯/૨૪) "જે અન્ય દેવોના ભક્ત શ્રદ્ધાયુક્ત થઈને તેમને પૂજે છે તે હે અર્જુન ! તે અવિધિપૂર્વક મને જ પૂજે છે."(ગીતા.૯/૨૩) "મેં જ તે દેવોને નિયત કર્યા હોય છે."(ગીતા.૫/૨૨)

શ્રીકૃષ્ણ ભગવાનને જે અર્પણ કરવું તેથી બીજું ધર્મનું મોટું કાર્ય શું છે ? તે ભાગવતમાં નારદજીએ યુધિષ્ઠિરને કહ્યું છે કે "હે રાજન્ ! સત્પાત્રને ઓળખનારા વિદ્વાન પુરુષોએ કહ્યું છે કે "જે ભગવાન શ્રીહરિ સર્વ જગતમાં વ્યાપીને રહ્યા છે, તે જ સર્વોત્તમ પાત્ર છે."(ભાગ.૭/૧૪/૩૪) દશાંશનો મતલબ દસમો ભાગ એમ સમજવું.

તે ભારતમાં કહ્યું છે કે "જેને દસ ગાયોની સંપત્તિ કમાણીમાં મળી હોય તેણે એક ગાય આપવી અને સો ગાયોને કમાયો હોય તે દસ ગાયોનું દાન કરે અને જેને હજાર ગાયોની કમાણી થઈ હોય તેણે સો ગાયોનું દાન કરવું. આ રીતે એક ગાય, દસ ગાયો તથા સો ગાયોને આપવાનું ફળ એક સમાન છે."(મ.ભા.આનુ.૭૮/૧૧) વળી જે માણસ અશક્ત હોય તેને માટે વૃદ્ધ પરાશરે વિશેષ બાબત કહી છે. "ખેડૂતે રાજાને ખેતીની ઊપજનો છઠ્ઠો ભાગ આપવો અને દેવતાઓને વીસમો ભાગ આપવો."(વૃ.પરા.૫/૧૯૦) ૧૪૭.



**एकादशीमुखानां च व्रतानां निजशक्तितः।**
**उद्यापनं यथाशास्त्रं कर्तव्यं चिन्तितार्थदम्।।१४८।।**

**અને એકાદશી આદિક જે વ્રત તેમનું જે ઉદ્યાપન, તે જે તે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાશાસ્ત્ર કરવું. તે ઉદ્યાપન કેવું છે ? તો મનવાંછિત ફળનું આપનારું છે. ।।૧૪૮।।**

*ભાષ્ય :* અમુક ફળની ઈચ્છા રાખનારા સકામ ભક્તોએ તે તે પ્રકારના વ્રત કરવા. અને વ્રતની શરૂઆતમાં અથવા વ્રતને અંતે યથાવિધિ તેનું ઉદ્યાપન કરવું, એમ શ્રીહરિ કહે છે. एकादशी- એકાદશી વગેરે વ્રતોનું ઉદ્યાપન કરવું. ઉદ્યાપન સાથે જે વ્રત કર્યું હોય છે તેનું મનોવાંછિત ફળ પ્રાપ્ત થાય છે. જો ઉદ્યાપન કરવામાં ન આવે તો કરેલું વ્રત નિષ્ફળ જાય છે. એવો ભાવ સૂચિત થાય છે. એટલે વ્રત અને તેનું ઉદ્યાપન, તે બંનેનો અંગાંગીભાવ કહેવાય છે. તે વચન પૃથ્વીચંદ્રોદય નંદિપુરાણમાં કહ્યું છે કે "પ્રારંભમાં, અધવચ્ચે અથવા અંતે કરાતા વ્રતનું ઉદ્યાપન કરવું. જો ઉદ્યાપન ન કરાય તો વ્રત યથાર્થ

ફળ આપતું નથી." અહીંયા ઉદ્યાપન અંશમાં વિધિ શબ્દથી કહ્યો છે અને વ્રત કરવામાં વિધિ અર્થથી કહ્યો છે. ફળ અપ્રાપ્ત હોય ત્યાં સાંગ કર્મમાં વિધિ અપેક્ષિત હોય છે. જો કે એકાદશીનું વ્રત તો નિત્ય પ્રાપ્ત છે. કામ્ય કર્મ નથી તો પણ તેમાં નિત્ય અગ્નિહોત્ર તથા કામ્ય અગ્નિહોત્રની જેમ તફાવત રહ્યો છે. ૧૪૮.



**कर्तव्यं कारणीयं वा श्रावणे मासि सर्वथा।**
**बिल्वपत्रादिभिः प्रीत्या श्रीमहादेवपूजनम्।।१४९।।**

**અને શ્રાવણ માસને વિષે શ્રીમહાદેવનું પૂજન જે તે બિલ્વપત્રાદિકે કરીને પ્રીતિપૂર્વક સર્વ પ્રકારે પોતે કરવું અથવા બીજા પાસે કરાવવું.** ॥૧૪૯॥

*ભાષ્ય :* સકામ ભાવનાનો પ્રસંગ નીકળ્યો હોવાથી બીજી એક બાબત શ્રીહરિ કહે છે કે જો કોઈ ફળ મેળવવાની ઈચ્છા થતી હોય તો શ્રાવણમાસમાં બીલીપત્ર વગેરે ઉપચારોથી બધી રીતે મહાદેવ શંકરની પૂજા કરવી. સર્વ પ્રકારે-બધી રીતે એટલે કે પૂજામાં જેટલા પ્રકાર કહ્યા હોય તે બધી રીતે અંગોએ સહિત જ પૂજા કરવી. પોતે સ્વયં પૂજા ન કરી શકે તો બીજા પાસે પૂજા કરાવવી. જે પૂજા થતી હોય છે તે દેવતાને રાજી કરવા માટેની હોય છે. એટલે વિનય-ભાવ વગર પત્ર પુષ્પ આદિ અર્પણ કરીને કરેલી પૂજા સફળ થતી નથી. એ બાબતને સ્પષ્ટ કહેવા માટે કહ્યું છે કે પ્રીતિપૂર્વક પૂજા કરવી કે બીજા પાસે કરાવવી. ૧૪૯.



**स्वाचार्यान्न ऋणं ग्राह्यं श्रीकृष्णस्य च मन्दिरात्।**
**ताभ्यां स्वव्यवहारार्थं पात्रभूषांशुकादि च।।१५०।।**

**અને પોતાના જે આચાર્ય તે થકી તથા શ્રીકૃષ્ણ ભગવાનનાં જે મંદિર તે થકી કરજ ન કાઢવું અને વળી, તે પોતાના આચાર્ય થકી અને શ્રીકૃષ્ણના મંદિર થકી પોતાના વ્યવહારને અર્થે પાત્ર ઘરેણાં અને વસ્ત્રાદિક જે વસ્તુ, તે માગી લાવવાં નહિ. ॥૧૫૦॥**

***ભાષ્ય :*** હવે સિંહાવલોકન ન્યાયથી પુનઃ વિચાર કરતા શ્રીહરિ કહે છે કે પોતાના આચાર્ય પાસેથી તથા શ્રીકૃષ્ણ ભગવાનના મંદિર પાસેથી કરજ લેવું નહિ. કદાચ તે કરજ ન ચૂકવાય તો મોટો અનર્થ થાય છે. તે અંગિરાએ કહ્યું છે કે "પ્રાણ જાય એવી આપત્તિ ન આવે ત્યાં સુધી કોઈનું કરજ કરવું નહિ. તેમાં પણ દેવ મંદિરનું ધન તથા ગુરુનું ધન, તે બેને તો ઝેરની જેમ દૂરથી જ તજી દેવા."

પ્રસંગ આવ્યો હોવાથી એક બીજી બાબત પણ કહે છે કે પોતાને ઘેર વાપરવા માટે દેવમંદિર તથા આચાર્ય પાસેથી ઠામ-વાસણ, ઘરેણા અને વસ્ત્ર વગેરે વસ્તુઓ ન લાવવી. તે પ્રાયશ્ચિત મયૂખમાં યમરાજે કહ્યું છે કે "ગૃહસ્થાશ્રમીએ પોતાના ઘરમાં વાપરવા માટે દેવમંદિરની ઈંટો, લાકડું, પથ્થર તથા લોખંડ વગેરે વસ્તુઓ લેવી નહિ. જો લે છે તો તેને યાતના ભોગવવી પડે છે. ગૃહસ્થે દેવ, ગુરુ, બ્રાહ્મણ અને તપસ્વી, આ બધાના કે કોઈના વસ્ત્ર, પાત્ર, ધન અને અનાજ વગેરેને પોતાના ઉપયોગ માટે લાવવા નહિ." ૧૫૦.



**श्रीकृष्णगुरुसाधूनां दर्शनार्थं गतौ पथि।**
**तत्स्थानेषु च न ग्राह्यं परान्नं निजपुण्यहृत्।।१५१।।**

**અને શ્રીકૃષ્ણ ભગવાન તથા પોતાના ગુરુ તથા સાધુ એમનાં દર્શન કરવાને અર્થે ગયે સતે માર્ગને વિષે પારકું અન્ન ખાવું નહિ તથા શ્રીકૃષ્ણ ભગવાન તથા પોતાના ગુરુ તથા સાધુ તેમનાં જે સ્થાનક, તેમને વિષે પણ પારકું અન્ન ખાવું નહિ. કેમ જે, તે પારકું અન્ન તો પોતાના પુણ્યને હરી લે એવું છે. માટે પોતાની ગાંઠનું ખરચ ખાવું. ॥૧૫૧॥**

***ભાષ્ય :*** ભગવાન, ભગવાનના ભક્ત અને આચાર્યના ચરણોની સમીપ જનારા ગૃહસ્થે રસ્તામાં કે તેમની પાસે પારકું અન્ન તજી દેવું અર્થાત્ તે ખાવું નહિ, એમ શ્રીહરિ કહે છે. શ્રીકૃષ્ણ- પુણ્ય સંપાદન કરવાની ઈચ્છાથી ભગવાનના અને ભગવાનના ભક્તોનાં દર્શન કરવા ગયેલાના પુણ્યને તો તેણે જે પારકું ખાધું હોય તે હરિ લે છે, એમ સમજવું. તે સ્મૃતિમાં કહ્યું છે કે “મનુષ્ય તીર્થોની અને ક્ષેત્રોની યાત્રામાં અને વ્રત કરતો હોય ત્યારે કે યજ્ઞ, જપ અને તપસ્યા કરતી વેળાએ જેનું અન્ન જમે છે, તો તે પવિત્ર કાર્યનું ફળ પણ તે અન્નના માલિકને જ મળે છે.”

આ વચન તો જે પોતાનું ઘરનું અન્ન ખાઈને તીર્થક્ષેત્રની યાત્રા કરી શકે તેવો હોય તેને માટે કહ્યું છે, પણ અશક્તને તો ભગવાનના તથા ભગવદ્ભક્તોના દર્શની ઉત્કંઠા જ સર્વ પ્રકારના ફળને આપે છે અને તે ઉત્કંઠા જ બધા દોષોને ટાળનારી છે. અશક્ત ભક્તને માટે તો પારકું અન્ન ખાવાથી દર્શનનાં ફળમાં કે બીજી કોઈ પણ રીતે લેશમાત્ર પણ ક્ષતિ થતી નથી.

અહીં એક બાબત સમજી લેવી કે જેને ભગવાનનાં અને ભગવદ્ ભક્તોનાં દર્શનથી પુણ્ય સંપાદન કરવાની ઈચ્છા હોય તેને માટેનો આ ઉપર કહ્યો તે નિયમ છે, પણ જેણે તે દર્શનને જ ફળ માન્યું હોય તેને

માટે તો આ પારકું અન્ન ન ખાવું, એવો નિયમ નથી. જેને કોઈ ખાસ ફળ મેળવવાની ઈચ્છા હોય તેણે તે ધ્યાન રાખવું કે દર્શન વગેરેનું ફળ બીજે જતું રહે નહિ. અથવા પોતે તે પુણ્યનો લાભ મેળવવો. શ્રીહરિની આ આજ્ઞાથી એમ સમજવું કે પારકું અન્ન ખાવાની રુચિ તજી દેવી. પારકા અન્નમાં પ્રેમ હોય તો તે પ્રત્યવાય-પાપરૂપ ગણાય અને પાપનો તો દૂરથી જ ત્યાગ કરાય. ૧૫૧.



**प्रतिज्ञातं धनं देयं यत्स्यात्तत्कर्मकारिणे।**
**न गोप्यमृणशुद्ध्यादि व्यवहार्यं न दुर्जनैः।।१५२।।**

**અને પોતાનાં કામકાજ કરવા તેડ્યા જે મજૂર, તેમને જેટલું ધન અથવા ધાન્ય દીધાનું કહ્યું હોય તે પ્રમાણે જ આપવું પણ તેમાંથી ઓછું ન આપવું અને પોતા પાસે કોઈ કરજ માગતો હોય અને તે કરજ દઈ ચૂક્યા હોઈએ તે વાતને છાની ન રાખવી તથા પોતાનો વંશ તથા કન્યાદાન તે પણ છાનું ન રાખવું અને દુષ્ટ એવાં જે જન, તેમની સાથે વ્યવહાર ન કરવો. ।।૧૫૨।।**

*ભાષ્ય :* હવે ખરાબ વ્યવહાર ન કરવો તેમજ ખરાબ માણસ સાથે વ્યવહાર ન કરવો, એમ શ્રીહરિ કહે છે. प्रतिज्ञातं- 'તમને આટલું મહેનતાણું આપીશ, એમ જે નક્કી કર્યું હોય અને કામ થયા પછી કહ્યા પ્રમાણે જે ન આપવું તેને અસદ્ વ્યવહાર-ખરાબ વ્યવહાર કહેવાય છે. કોઈ નોકર કે મજૂરે જે કામ કર્યું હોય તેને કહ્યા પ્રમાણે પગાર-મજૂરી નહિ આપનારો તે માલિક બીજાનો પ્રત્યવાયી થયો કહેવાય. પૂરી મજૂરી ન આપે અને વિવાદપદ બને ત્યારે રાજાએ તેને નીતિથી દંડ કરવો.

તેથી શ્રીહરિ કહે છે, આવો અસદ્ વ્યવહાર ન કરવો. આ બાબતની ચોખવટ તે તે ધર્મશાસ્ત્રથી કરી લેવી. ઋણશુદ્ધિ એટલે કે

પોતે કોઈની પાસેથી જે કરજ લીધું હોય, તે કરજનું ધન પાછું આપવું તેને ઋણ શુદ્ધિ કહેવાય છે. તે ઋણ શુદ્ધિ વગેરે છૂપાવવું નહિ. તે પરાશર મુનિએ કહ્યું છે કે "બુદ્ધિમાન મનુષ્યે ચૂકવી દીધેલું કરજ અને પોતાનો વંશ, આ બે છૂપાવવા નહિ."

વળી જેના સહવાસથી ખરાબ વ્યવહાર થવાની સંભાવના હોય તેવા દુર્જનોની સાથે બેસવું-ઊઠવું કે બોલવા-ચાલવાનો વ્યવહાર પણ કરવો નહિ. તે વ્યવહાર સમુચ્ચયમાં કહ્યું છે કે "પાપી મનુષ્ય, ભગવાનથી વિમુખ, દંભી, ખળ અને ક્ષણિક બુદ્ધિના જે હોય તેવા માણસ સાથે વ્યવહાર રાખવો નહિ." ૧૫૨.



**दुष्कालस्य रिपूणां वा नृपस्योपद्रवेण वा।**
**लज्जाधनप्राणनाशः प्राप्तः स्याद्यत्र सर्वथा।।१५३।।**

**मूलदेशोऽपि स स्वेषां सद्य एव विचक्षणैः।**
**त्याज्यो मदाश्रितैः स्थेयं गत्वा देशान्तरं सुखम्।।१५४।।**

**અને જે ઠેકાણે પોતે રહેતા હોઈએ તે ઠેકાણે કોઈક કઠણ ભૂંડો કાળ અથવા શત્રુ અથવા રાજા, તેમના ઉપદ્રવે કરીને સર્વ પ્રકારે પોતાની લાજ જતી હોય કે ધનનો નાશ થતો હોય કે પોતાના પ્રાણનો નાશ થતો હોય. ॥૧૫૩॥**

**અને તે જો પોતાના મૂળ ગરાસનું તથા વતનનું ગામ હોય તોપણ તેનો વિવેકી એવા જે અમારા સત્સંગી ગૃહસ્થ, તેમણે તત્કાળ ત્યાગ કરી દેવો. અને જ્યાં ઉપદ્રવ ન હોય તેવો જે બીજો દેશ તે પ્રત્યે જઈને સુખેથી રહેવું. ॥૧૫૪॥**

*ભાષ્ય :* પોતાનો દેશ હોવા છતાં તે જો દુ:ખનું કારણ હોય તો તેનો પણ ત્યાગ કરવો, એમ શ્રીહરિ કહે છે. दुष्कालस्य- જે દેશમાં દુષ્કાળનો ઉપદ્રવ, શત્રુનો ઉપદ્રવ તથા રાજાનો ઉપદ્રવ રહ્યા કરતો હોય કે જેનાથી પોતાની લાજ-આબરું, ધન અને પ્રાણ આદિનો નાશ થાય, તેવું હોય તો તે દેશનો ત્યાગ કરવો. દુકાળ આદિના ઉપદ્રવમાં ઉત્તરોત્તર-પછી પછીનો ઉપદ્રવ વધારેને વધારે પ્રબળ હોય છે તેમ સમજવું. દુકાળનો ઉપદ્રવ તો થોડા સમયમાં શમી જાય છે. શત્રુનો ઉપદ્રવ જીવતા સુધી રહ્યા કરે છે. દુષ્કાળ તથા શત્રુની કુટિલતાથી પ્રાણોનો નાશ અવશ્ય થાય તેવું નથી, પણ રાજાની કુટિલતાથી તો અવશ્ય પ્રાણોનો નાશ થાય છે.

માણસ કોઈના દેખી જવાના ભયથી અયોગ્ય આચરણ કરતો નથી. ભયને લાજ-શરમ કહેવાય છે. એટલે તેવી લાજ-શરમ, માન, ધન અને પ્રાણોનો પણ નાશ થાય એવું જ્યાં જણાય તે દેશ પોતાના પિતૃ પિતામહાદિક પૂર્વજોનો ગણાતો હોય તો પણ વિચક્ષણ-વિવેકી એવા અમારા આશ્રિતોએ તેનો બધી રીતે ત્યાગ કરી દેવો. આમ કરવાથી આપણે દુ:ખી થઈશું અને આમ કરવાથી સુખી થઈશું, આવા વિવેકવાળા જે વિચક્ષણ હોય તેમણે જ્યાં સુખી થવાય એ જ પોતાનો દેશ છે, એમ સમજીને દેશાંતરમાં જઈને સુખેથી રહેવું. તે વૃદ્ધ ચાણક્યે અર્થશાસ્ત્રમાં કહ્યું છે કે "સિંહ, સત્પુરુષ અને હાથી; એ ત્રણ જ્યાં દુ:ખ આવે ત્યાંથી ચાલી નીકળે છે અને કાગડા, તુચ્છ માણસ(કાપુરુષ) અને હરણ, એ ત્રણ દુ:ખી થવા છતાં પોતાનું સ્થાન છોડતા નથી." ૧૫૩-૧૫૪.



**आढ्यैस्तु गृहिभिः कार्या अहिंसा वैष्णवा मखाः।**
**तीर्थेषु पर्वसु तथा भोज्या विप्राश्च साधवः।।१५५।।**

**અને ધનાઢ્ય એવા જે ગૃહસ્થ સત્સંગી, તેમણે હિંસાએ રહિત એવા જે વિષ્ણુ સંબંધી યજ્ઞ તે કરવા તથા તીર્થને વિષે તથા દ્વાદશી આદિક પર્વને વિષે બ્રાહ્મણ તથા સાધુ, તેમને જમાડવા. ॥૧૫૫॥**

***ભાષ્ય :*** જે ધનાઢ્ય હોય છે તેમણે ધનનો સદ્‌વ્યય કરવો એમ શ્રીહરિ કહે છે. आढ्यैस्तु- ધનની સફળતા ધર્મમાં વપરાય તે છે. "કારણ કે મનુષ્યના ધનની સફળતા ધર્મમાં ધનને વાપરવું તે જ છે."(ભાગ.૧૧/૫/૧૨) ભગવાન નારાયણને પ્રસન્ન કરવા, તેથી ઉત્તમ બીજો કોઈ ધર્મ નથી. આ નારાયણ જ સર્વ યજ્ઞોના ભોક્તા છે અને સ્વામી છે. એટલે ધનાઢ્ય ગૃહસ્થ સત્સંગીઓએ ભગવાન સંબંધી વિષ્ણુયાગો કરવા. તેનાથી પ્રસન્ન થયેલા તે ભગવાન સમગ્ર પુરુષાર્થોને આપે છે. તે સિવાયના બીજા દેવોની જે આરાધના કરવામાં આવે છે, તે દેવો તો સ્વતંત્ર રીતે સીમિત ફળ પણ આપી શકતા નથી. એટલા માટે કહ્યું છે કે "જે અન્ય દેવોની આરાધના કરે છે તે મેં નક્કી કરેલા મનોરથોને જ તે દેવ દ્વારા પામે છે."(ગીતા.૭/૨૧)

જો એમજ હોય તો સાક્ષાત્ તે ભગવાન નારાયણની જ આરાધના કરવી તે યોગ્ય છે. એટલે જ શ્રીહરિએ કહ્યું છે કે ધનાઢ્ય ગૃહસ્થ સત્સંગીઓએ અહિંસામય વૈષ્ણવ યજ્ઞો કરવા. જેમાં પશુની હિંસા ન થતી હોય તેવા યજ્ઞ જ સર્વોત્કૃષ્ટ છે. ઉપરિચર વસુ રાજાએ તેવો જ અહિંસામય યજ્ઞ કર્યો હતો. યજ્ઞના ભોક્તા સાક્ષાત્ ભગવાને યજ્ઞમાં પ્રકટ થઈને રાજાને દર્શન આપ્યા અને યજ્ઞમાં પોતાનો ભાગ ગ્રહણ કર્યો હતો. તે મહાભારતમાં કહ્યું છે કે "હે રાજન્ ! તેં મહાન યજ્ઞમાં બધો સામાન એકઠો કર્યો. પરંતુ તેમાં કોઈ પશુની હિંસા થઈ

નહિ. તે ઉપરિચર રાજા એવી ભાવનાથી તે યજ્ઞમાં રહ્યા હતા. તેઓ હિંસાભાવથી રહિત, પવિત્ર, ઉદાર તથા કામનાઓથી રહિત હતા અને તેવી ભાવનાથી જ કર્મમાં પ્રવર્તેલા હતા. જંગલમાં ઉત્પન્ન થતા ફળ, મૂળ આદિ પદાર્થોથી જ તે યજ્ઞમાં દેવતાઓનો ભાગ નક્કી કર્યો હતો. તે સમયે પુરાણ પુરુષ દેવાધિદેવ ભગવાન નારાયણે પ્રસન્ન થઈને રાજાને દર્શન દીધા. પરંતુ બીજા કોઈને તે દર્શન થયા નહિ. ભગવાન હયગ્રીવે સ્વયં અદૃશ્ય રહીને જ પોતાને માટે અર્પણ થયેલો પુરોડાશ ગ્રહણ કર્યો."(મ.ભા.શાં.પ.મો.૩૩૬/૧૦-૧૩)

વળી ભગવાનને પોતાની આરાધનારૂપ યજ્ઞ કરતા પણ વિશેષ માન્ય એવો જે ધર્મ છે તે કહે છે કે તીર્થેષુ- ભગવાને સનકાદિકોની આગળ આ વચન કહ્યું છે કે "અગ્નિ આદિમાં અંતર્યામીપણે રહેલો હું યજમાનોએ યજ્ઞમાં હોમેલા ઘીથી નીતરતા હવિષને ગ્રહણ કરું છું, એવો જે ભગવાન હું છું, તે સાવધાન મનથી કરેલા મારી આરાધનારૂપ કર્મથી સંતુષ્ટ એવા બ્રાહ્મણના મુખમાં આપેલા સારા ભોજનના પ્રત્યેક ગ્રાસથી જેવો તૃપ્ત થાઉં છું, તેવો તૃપ્ત યજ્ઞના પદાર્થોથી થતો નથી."(ભાગ.૩/૧૬/૮) અને પૃથુ મહારાજે પણ કહ્યું છે કે "પરમહંસોને અત્યંત આદરથી દેખનારા એવા ભગવાન અનંત તત્ત્વજ્ઞ પુરુષોએ આરાધ્ય દેવોના નામથી બ્રાહ્મણના મુખમાં અર્પણ કરેલા હવ્યને જેવું સ્વીકારે છે તેવું અચેતન અગ્નિમાં હોમેલા હવ્યને નથી સ્વીકારતા."(ભાગ.૪/૨૧/૪૧) માટે યોગ્ય સમયે શુભ દેશમાં બ્રાહ્મણોને જમાડવા. વળી ભગવાનના એકાંતિક ભક્ત અને બ્રહ્માત્મભાવથી જેને પોતાનું તથા પારકું આવી ભેદબુદ્ધિ ન હોય તથા સર્વમાં મિત્રભાવવાળા એવા સાધુઓને પણ જમાડવા. જેને પરમાત્માનાં સ્વરૂપમાં ભક્તિ ન હોય પણ બ્રાહ્મણના ગુણધર્મ હોય

તેવા બ્રાહ્મણ અને વિપ્ર જાતિમાં ન જન્મ્યા હોય, પણ એક પરમાત્માનાં સ્વરૂપમાં નિષ્ઠાવાળા હોય એવા સાધુ, તેવા બ્રાહ્મણ તથા સાધુઓને બધાને અહીં સમજી લેવા. આમ ચોખવટ કરવાથી પ્રથમ જે કહ્યા તેને મુખ્ય માનવા. ૧૫૫.



**महोत्सवा भगवतः कर्तव्या मन्दिरेषु तैः।**
**देयानि पात्रविप्रेभ्यो दानानि विविधानि च।।१५६।।**

**અને તે ધનાઢ્ય એવા જે ગૃહસ્થ સત્સંગી તેમણે ભગવાનના મંદિરને વિષે મોટા ઉત્સવ કરાવવા તથા સુપાત્ર એવા જે બ્રાહ્મણ તેમને નાના પ્રકારનાં દાન દેવાં. ॥૧૫૬॥**

*ભાષ્ય :* વળી તે ધનાઢ્ય સત્સંગીઓએ ભગવાનના મંદિરમાં મોટા ઉત્સવ કરાવવાં. ઉત્સવો તો નિત્ય નૈમિત્તિક એવા ભેદથી ઘણા હોય છે, એમ જાણવું. અને સત્પાત્ર બ્રાહ્મણોને દાન આપવા. કળિયુગમાં દાનને શ્રેષ્ઠ કહ્યું છે. તેને કહેનારા વચન આ રીતના છે. "સત્યયુગમાં તપસ્યાને જ સહુથી મોટો ધર્મ માન્યો છે. ત્રેતામાં જ્ઞાનને ઉત્તમ બતાવ્યું છે. દ્વાપરમાં યજ્ઞ અને કળિયુગમાં એકમાત્ર દાનને જ શ્રેષ્ઠ કહ્યું છે." (મ.ભા.મો.ધ.૨૩૧/૨૮) તે સિવાય કળિયુગમાં દાન, દયા અને દમને શ્રેષ્ઠ કહ્યાં છે.(વૃદ્ધ પરાશર) પાત્ર એવા વિપ્ર એમ કહ્યું હોવાથી દાન લેવાની યોગ્યતા પણ સૂચવે છે. વિપ્રોમાં પણ અમુક જ સત્પાત્ર હોય છે. પાત્રતા વગરનાને આપેલું દાન નકામું જાય છે.

સત્પાત્રને બતાવનારા વચનો નીચે પ્રમાણે છે. "કેવળ વિદ્યાથી કે તપથી પાત્રતા આવતી નથી. પરંતુ જેના આચરણમાં વિદ્યા અને તપ બંને હોય તે જ શ્રેષ્ઠ પાત્ર કહ્યું છે."(યાજ્ઞ.૧/૨૦૦) વળી

હેમાદ્રિ દાન ધર્મમાં યમ કહે છે કે "સ્વાધ્યાય કરનાર, નિયમવાળો, તપસ્વી, ધ્યાનને સમજનારો, ક્ષમાયુક્ત, ઇન્દ્રિયોનું દમન કરનાર અને સત્યવાદી આવો વિપ્ર અહીં સત્પાત્ર કહ્યો છે." વસિષ્ઠે પણ કહ્યું છે કે "ક્ષમા રાખનાર, ઇન્દ્રિયોનું દમન કરનાર, વેદાદિ શાસ્ત્રોનું શ્રવણ કરનાર, જિતેન્દ્રિય, પ્રાણીઓની હિંસા નહિ કરનાર, દાન લેવામાં સંકોચ અનુભવનાર, આવા ગુણવાળા બ્રાહ્મણો જે હોય છે તે સંસાર સાગરથી જીવોને તારી શકે છે."(૬/૨૧) હેમાદ્રિદાનધર્મમાં યમ કહે છે કે "જે વિપ્ર બ્રહ્મવિદ્યાને જાણતા હોય, પવિત્રવ્રતવાળા, તપસ્વી, સત્ય તથા સંયમથી યુક્ત હોય, ધ્યાનથી યુક્ત તથા જિતેન્દ્રિય હોય" "જેઓ દર્શનમાત્રથી જ બીજાને પવિત્ર કરે છે, સમાગમથી તો પવિત્ર કરે જ. એવા વ્રિપોને સારું ભોજન આપવાથી દાતા પરમ ગતિને પામે છે." "શુદ્ધ વિપ્રને દાન આપવાથી દાતા શુભગતિને પામે છે. જે વિપ્રો સ્વાધ્યાય કરતા હોય, સદ્‌વિદ્યાયુક્ત હોય, જિતેન્દ્રિય તથા સત્ય અને સંયમથી યુક્ત હોય, તેમને દ્વિજરાજે દાન આપવું." "વેદાદિ શાસ્ત્રોને ભણેલા, કુળવાન, વિનયી, તપસ્વી, વ્રત રાખનાર અને જે દરિદ્ર હોય એવા વિપ્રને શક્તિ પ્રમાણે દાન આપવું."(કૂર્મ.પુ.ઉ.૨૬/૧૧) "શ્રોત્રિય, દરિદ્ર અને યાચના કરનારા વિપ્રને જે દાન આપવામાં આવે છે, તે દાન શુભ ફળ આપે છે."(સંવર્ત શ્લો.૨૮)

"ક્ષમા, નિઃસ્પૃહતા, દયા, સત્ય, દાન, શીલ, તપ અને શાસ્ત્રાધ્યયન, આ આઠ જેમાં હોય તે સત્પાત્રનું સર્વોત્તમ લક્ષણ છે." (ભવિ.પુ.બ્રા.પ/૧૭૨/૩૩) વસિષ્ઠે કહ્યું છે કે "જે સ્વાધ્યાય સંપન્ન, કુળવાન, સ્વભાવે શાંત, વેદાનુસારે યજ્ઞ કરનાર, પાપથી ડરનાર, વિશાળ જ્ઞાનવાન, સ્ત્રી આગળ ક્ષમા રાખનાર, ધર્મ સંપન્ન, ગાયોની સેવા કરનાર અને અનેક વ્રતો કરીને થાક અનુભવનાર, આવો જે વિપ્ર હોય તેને સત્પાત્ર કહેવાય છે."(૬/૨૮)

પરાશર માધવીયમાં યમરાજ કહે છે કે "જેમાં સદ્‌વિદ્યા રહી હોય, ધર્મશીલ, મનથી શાંત રહેનાર, ક્ષમાશીલ, બાહ્ય ઇન્દ્રિયોનું દમન કરનાર, સત્ય બોલનાર, કૃતજ્ઞ, આજીવિકાથી ગરીબ, ગાયનું હિત કરનાર, ગાયોનું પાલન કરનાર, દાનશીલ, યજ્ઞ દેવપૂજા વગેરેને કરનાર, આવા લક્ષણવાળો જે બ્રાહ્મણ હોય તે સત્પાત્ર કહેવાય છે." મહાભારત આનુશાસનિક પર્વમાં કહ્યું છે કે "જે વિપ્રશ્રેષ્ઠ શિક્ષા કલ્પ આદિ છ અંગોએ સહિત ચાર વેદોને ભણેલો હોય અને નિત્ય અધ્યયન, અધ્યાપન, યજન, યાજન, દાન અને પ્રતિગ્રહ આદિ છ કર્મોને કરતો હોય તેને ઋષિઓએ સત્પાત્ર કહ્યો છે.(આનુ.૨૨/૩૬) વળી હેમાદ્રિમાં વસિષ્ઠ મુનિએ કહ્યું છે કે "થોડી પાત્રતા વેદાધ્યયનથી અને થોડી તપસ્યાથી ગણાય છે, પણ બધા પાત્રોમાં સત્પાત્ર તેને ગણવો કે જેના ઉદરમાં શૂદ્ર(ધર્મભ્રષ્ટ)નું અન્ન ન જાતું હોય."(૬/૨૪) વળી તે હેમાદ્રિમાં જ બૃહસ્પતિએ પણ કહ્યું છે કે "કાંઈક થોડી પાત્રતા વેદાધ્યયનથી અને કાંઈક તપસ્યાથી જે પાત્રતા આવશે તે જ માનવનો ઉદ્ધાર કરશે."

તેમજ હેમાદ્રિના દાનખંડમાં પણ બૃહસ્પતિએ કહ્યું છે કે "જે બ્રહ્મચર્ય વ્રત રાખતો હોય તે સત્પાત્ર છે, તેમજ વેદોનો જે પારંગત વિદ્વાન હોય તે પણ સત્પાત્ર છે. બધા જ પાત્રોમાં સર્વોત્તમ પાત્ર તે છે કે જેના ઉદરમાં શૂદ્ર(ધર્મભ્રષ્ટ)નું અન્ન જતું ન હોય." હેમાદ્રિમાં વ્યાસમુનિ કહે છે કે "કાંઈક થોડી પાત્રતા વેદાધ્યયનથી અને થોડી તપસ્યાથી ગણાય છે, પણ વિશાળ ભાવવાળી જે પાત્રતા છે તે માનવનો ઉદ્ધાર કરશે."(૪/૩૪)

હેમાદ્રિમાં દેવલ કહે છે કે "આ પ્રમાણે જે વંશ, વિદ્યા અને વર્તનથી ઊંચા હોય તથા શૌક્લ, સાવિત્ર અને દૈક્ષ્ય, આ ત્રણ પ્રકારના જન્મથી જે ઉજ્જવળ હોય, તેવા વિપ્રવર્યોની યજ્ઞ આદિમાં પૂજા થાય છે.

"હે રાજન્ ! જે સદાચાર પરાયણ હોય, જેની આજીવિકાનું સાધન નષ્ટ થઈ ગયું હોય, તેથી ભોજનના અભાવમાં દુર્બળ થઈ ગયા હોય, એવા લોકો જો યાચક થઈને દાતાની પાસે આવે તો તેને આપેલું દાન મહાન ફળને આપે છે."(મ.ભા.આ.૨૩/૫૦) વળી "જે પાખંડીઓના ધર્મથી દૂર રહેતા હોય, જેની પાસે ધન ન હોય, જે ભોજનને અભાવે દુર્બળ થઈ ગયા હોય, તેમને આપેલું દાન મહાન ફળ આપે છે."(મ.ભા.આનું.૨૩/૫૬) "જે તપસ્વી અને તપોનિષ્ઠ હોય, તપસ્વીજનોને માટે જ ભીખ માંગતા હોય, એવા યાચક કાંઈ ચાહતા હોય, તેને તે આપેલું દાન મહાન ફળદાયક થાય છે."(મ. ભા.આ.૨૩/૫૮) "હે રાજન્ ! જે ક્રોધ રહિત, ધર્મપરાયણ, સત્યનિષ્ઠ, ઇન્દ્રિય સંયમમાં તત્પર હોય, એવા બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, તેમને દાન આપવાથી મહાન ફળ મળે છે."(મ.ભા.આ.૨૨/૩૩) "ભણનારો બ્રાહ્મણ યાચના કરવા નજીક આવ્યો હોય ત્યારે તેને જમાડવામાં કે દાન આપવામાં જો વ્યતિક્રમ-પક્ષપાત કરે તો તેની સાત પેઢીનો તે નાશ કરે છે."(શાતાતપ. શ્લો.૭૮, વ્યાસ ૪/૩૮) "મૂર્ખ માણસ ઘરની પાસે રહેતો હોય અને બહુશ્રુત વિદ્વાન દૂર રહેતો હોય ત્યારે મૂર્ખને તજીને વિદ્વાનને દાન અપાય, તેમાં પક્ષપાત ગણાતો નથી."(વ્યાસ.૪/૩૫, વસિષ્ઠ ૩/૧૦) "અભણ બ્રાહ્મણને તજી દઈને વિદ્વાન બ્રાહ્મણોને દાન આપવામાં બ્રાહ્મણનું અપમાન ગણાય નહિ. કારણ કે પ્રદીપ્ત અગ્નિને તજી દઈને ભસ્મમાં હોમ કરાય નહિ."(વ્યાસ. ૪/૩૭, વસિષ્ઠ ૩/૧૧)

"નજીક રહેનારા ગુણહીનને છોડીને સદાચારી સદ્ગુણી વિપ્ર દૂર રહેતો હોય તો પણ તેને કાળજી રાખીને દાન આપવું.(હેમાદ્રૌ ભારતે કૂર્મપુ.ઉ.૨૬/૬૫, પદ્મપુ.સ્વ.૫૭/૬૫) "વેદજ્ઞ વિપ્રને, બ્રહ્મચારીને તથા દયાના ભાવથી કોઈ તપોનિધિને આપેલું દાન, તે બધું નિર્મળ ભાવથી આપ્યું હોય તો તેનું ફળ અક્ષય થાય છે."(હેમાદ્રિ, કાલિકાપુરાણ)

"રાજાથી ડરેલા, ચોરોથી ડરેલા તથા જેને કરજ વધી ગયું હોય તેવાને જે ધનનું દાન કરે છે, તેને અક્ષય ફળ મળે છે." "જેને યજ્ઞ કરવાની ઈચ્છા હોય, દુઃખનો પાર પામવા જે ચાહતા હોય અને જે દુઃખથી ઘેરાયેલા દીન હોય, તેને આપેલા દાનનું ફળ અક્ષય થાય છે." "વિવાહ, યજ્ઞોપવીત સંસ્કાર અને દેવતાની પ્રતિષ્ઠાના કામમાં આપેલું તથા આપત્તિથી ઘેરાયેલાને આપેલું દાન અક્ષય ફળને આપે છે."(વિષ્ણુધર્મોત્તર ૩/૩૧૬/૯-૧૧) "અત્યંત ગરીબ, અંધ, અનાથ, મુંગો માણસ, કોઈ વિકલાંગ હોય, જડ મંદબુદ્ધિ, ઠીંકણો, પાંગળો, રોગથી ઘેરાયેલો, આવા માણસોને જે ધન આપવામાં આવે છે તેના ફળરૂપમાં દાતાને ઘણું ફળ મળે છે."(વિષ્ણુધર્મોત્તર ૩/૩૦૦/૩૦)

હવે જે દાનને પાત્ર નથી તેવાને પણ ગણાવ્યા છે. જેમ કે "ઢોર ચારનાર, વેપાર કરનાર, કારીગર, ગાન કરનાર, નટ આદિ ધંધાવાળા, ચાકર અને વ્યાજ લેવાનો ધંધો ચલાવતા જે બ્રાહ્મણ હોય તેની સાથે રાજાએ શૂદ્રના જેવો આચાર વ્યવહાર રાખવો. વળી જે સ્વધર્મથી ભ્રષ્ટ થયા હોય, પારકું અન્ન ખાઈને જીવતા હોય, છતાં જે બ્રાહ્મણપણાંને ઈચ્છતા હોય, તેમની સાથે પણ રાજાએ શૂદ્રના જેવો વર્તાવ રાખવો." (મનુ.૮/૧૦૨/૧૦૩)

"જે મનુષ્ય ઊંચે દેખીને બેસી રહેતો હોય, તેમાં પણ જે અગ્નિહોત્ર ન કરતા હોય અથવા જેનું કુળ વેદાધ્યયન રહિત હોય, તે બધા શૂદ્રધર્મી છે અર્થાત્ શૂદ્રના જેવા છે."(હેમાદ્રિમાં વસિષ્ઠ ૫/૧૬)

"યશ કમાવવા માટે દાન આપવું નહિ. ભયથી પણ દાન ન દેવું. જેણે પોતાના ઉપર ઉપકાર કર્યો હોય તેને દાન ન આપવું. નૃત્ય કરનાર અને ગાન કરનારાને દાન ન કરવું. કેવળ ધર્મને માટે જ દાન દેવું, એ નિશ્ચિત છે."(વિષ્ણુ.૯૩/ વૃદ્ધ પરાશર ૧૦/૨૯૦) "જે મૂઢ

પુરુષ નોકર દ્વિજોને દેવસંબંધી તથા પિતૃસંબંધી હવ્ય તથા કવ્ય કાર્યમાં યોજે છે, તેને તે કાર્યનું ફળ કાંઈ મળતું નથી, એમ વેદની શ્રુતિ કહે છે." (હેમાદ્રૌ ભારતે) હેમાદ્રિમાં યમ કહે છે કે "જેને કોઈ જાતનું વ્રત ન હોય, જેની પાસે શાસ્ત્ર કે મંત્ર ન હોય, કેવળ જાતિના આશ્રય માત્રથી જ જે નિર્વાહ કરતા હોય, તેમને કોઈ પણ જાતનું દાન આપવું નહિ, પાણીમાં પડતી શિલા બીજી શિલાને તારી શકતી નથી."(હેમાદ્રૌ યમ, ભ.વિ.પુ. બ્રા.૪/૧૧૭) "જેણે અગ્નિહોત્ર તજી દીધો હોય, ગુરુને અણગમતું જેનું વર્તન હોય અને સતત પાપાચરણ કરનારાને, ધનનું દાન કરવું નહિ."(હેમાદ્રિ દાનખંડ-યમ) "શૂદ્રના અધ્યાપક વિપ્રો દાનને યોગ્ય નથી. શૂદ્રને ભણાવવાથી તો વિપ્ર પતિત થઈ જાય છે, તેમાં કોઈ સંશય નથી."

હેમાદ્રિમાં યમ કહે છે કે "વસવાટ વગરની રાજધાની શૂન્ય ગણાય, તે રીતે જ પાણી વગરનો કૂવો અને રાખમાં હોમેલું હવ્ય, જેમ શૂન્ય નિરર્થક છે, તેમ વેદાદિશાસ્ત્ર ને જે ન ભણ્યો હોય તેને આપેલું દાન પણ શૂન્ય-નિરર્થક છે." "જેમ લાકડાનો હાથી અને ચામડાનું હરણ કેવળ નામમાત્રના જ છે, તેમ વેદોને ન ભણ્યો હોય એવો બ્રાહ્મણ નામ માત્રનો બ્રાહ્મણ છે."(મનુ.૨/૧૫૭, વસિષ્ઠ ૩/૧૨, પરાશર ૮/૧૯)

"જે રાજ્યોમાં વિદ્વાન બ્રાહ્મણને યોગ્ય ભોજનને અભણ બ્રાહ્મણ જમે છે, તે રાજ્યો માનો અનાવૃષ્ટિ-દુકાળને જ ચાહે છે અથવા તેમને કોઈ મોટો ભય આવી પડે છે."(વસિષ્ઠ ૨/૧૩, અત્રિ ૨૩) "શુદ્ધિ રહિત, વ્રત-ભ્રષ્ટ અને વેદ ન ભણ્યા હોય એવા બ્રાહ્મણને જ્યારે અન્નનું દાન થતું હોય છે, ત્યારે તે અન્ન પણ રડતું હોય છે કે મેં શું પાપ કર્યું છે ? કે મને આવા અયોગ્ય બ્રાહ્મણને આપે છે."(વ્યાસ ૪/૫૩/, શાતાતપ ૮૪)

"જે વિપ્ર શોચાચારથી રહિત હોય અને યજ્ઞોપવીત પણ ધારણ ન કર્યું હોય તેમને આપેલું દાન, તેમને હાથે હોમેલું હવ્ય અને તેનું તપ, એ બધાનો નાશ થાય છે. તેમાં કોઈ સંદેહ નથી."

હેમાદ્રિમાં વ્યાસે કહ્યું છે કે "ખાર ભૂમિમાં વાવેલું બીજ, ભસ્મમાં હોમેલું હવ્ય અને સત્ક્રિયાથી રહિત બ્રાહ્મણને આપેલું દાન, એ ત્રણનો નાશ જ કરાય છે."(૪/૬૪) વળી હેમાદ્રિમાં જ વ્યાસ અને શાતાતપ, બંને કહે છે કે પથ્થર ઉપર પડેલું બીજ, ફૂટેલ પાત્રમાં દોહેલું દૂધ, ભસ્મમાં હોમેલું હવ્ય અને કુપાત્રને આપેલું દાન નિષ્ફળ-નિરુપયોગી નીવડે છે." પરાશર માધવીયમાં વૃદ્ધ મનુએ તથા વૃદ્ધ પરાશરે કહ્યું છે કે "સત્પાત્રરૂપ વિપ્ર પણ દાન લઈને જો તેને અસત્કાર્યમાં ઉપયોગ કરતો હોય, તો તેને કાંઈ પણ આપવું નહિ."(વૃ.પ.૧૦/૨૨૧) ઉપર પ્રમાણે તે બંને મહાપુરુષો કહે છે કે "જે મનુષ્ય ચારે બાજુથી દાન લઈને સંઘરો કરે છે, પણ જો તેને ધર્મના કામમાં વાપરે નહિ, તો તેવા ચોરનો સત્કાર કે પૂજા કરવી નહિ."(વૃ.પ.૧૦/૨૯૨)

હેમાદ્રિમાં દક્ષ કહે છે કે "વિધિ વગરના કર્મમાં અને કુપાત્રમાં જે દાન આપે છે, તે કેવળ દાનના ધનનો જ નાશ થતો નથી, પણ દાન આપતા જે ધન બચ્યું હોય, તેનો પણ નાશ થાય છે.(હે.૩/૨૯) "ધર્મતત્ત્વના જ્ઞાતા પુરુષે નાસ્તિક, કુતર્કી, બધી જ જાતના પાખંડી અને વેદનું જ્ઞાન જેને ન હોય એવા બ્રાહ્મણને પાણી પણ પાવું નહિ." (વિષ્ણુ ૯૩, કૂ.પુ.૨૬/૬૭) મનુ પણ કહે છે કે "બિલાડા જેવા તથા બગલાના જેવા દંભ પાખંડપૂર્ણ વર્તનવાળા તથા વેદનું જ્ઞાન ન હોય એવા બ્રાહ્મણને ધર્મને જાણનારા પુરુષે પાણી પણ પાવું નહિ." ન્યાયથી મેળવેલું ધન હોય પણ જો ઉપર કહેલા ત્રણ પ્રકારના બ્રાહ્મણને દાનમાં આપે તો તે પરલોકમાં દાન આપનારાને અને લેનારાને, બંને માટે અનર્થકારી થાય છે."(મનુ.૪/૧૯૨/૧૯૩)

હેમાદ્રિમાં શાતાતપે કહ્યું છે કે "તીર્થપુરોહિત(પંડ્યા), વ્યાજખોર તથા વેપાર કરનારા બ્રાહ્મણને જે આપ્યું હોય તથા બીજાને પણ તિરસ્કાર કરીને જે દાન આપ્યું હોય, તે આ લોકમાં તથા પરલોકમાં કાંઈ પણ ફળ આપતું નથી."(શાતા.૧૫૩) દક્ષે પણ કહ્યું છે કે "ધુતારો, ખોટા વખાણ કરનારો, મલ્લ, ખરાબ વૈદ્ય, જુગારી, લુચ્ચો, જાસુસ, ચારણ અને ચોર, આ નવ જણને દાન આપ્યું હોય તો તે નિષ્ફળ જાય છે." (દક્ષ.૩/૧૮)

હેમાદ્રિ - સ્કંદ પુરાણમાં કહ્યું છે કે "ખોટું બોલનારા ગુરુ, ચોર, પતિત, કૃતઘ્ની અને હંમેશા બ્રાહ્મણનો દ્વેષ કરનાર, સહુ કોઈને યજ્ઞ કરાવનાર, શૂદ્રાસ્ત્રીનો પતિ, સતત ટહેલ કરનાર, નોકર, સહુ કોઈની ચાડી કરનાર, હે રાજન્ ! ઉપર ગણાવેલાને આપેલું દાન વૃથા નિષ્ફળ છે. પારકા સ્થાનમાં પણ આપેલું દાન વૃથા અને દોષવાળું કહ્યું છે. ઉચ્ચપદે રહીને ધર્મભ્રષ્ટ થયેલાને આપેલું દાન, અન્યાયથી મેળવેલા ધનનું દાન, અબ્રાહ્મણને આપેલું દાન, પતિત તથા ચોરને આપેલું દાન, ગુરુદ્રોહી, કૃતઘ્ની, ગોરપદું કરનાર, વેદોને વેચનાર (પૈસા લઈને જણાવનાર) જેના ઘરમાં એકબીજો ઉપપતિ હોય, સ્ત્રીને વશ, સાપને પકડનાર, પતિત બ્રાહ્મણ, શૂદ્રા સ્ત્રીનો પતિ, ઉપર કહેલા સોળ પુરુષને આપેલું દાન વૃથા નિરર્થક છે.(હેમાદ્રિ વિષ્ણુધર્મ ૫૧/૫/૬) આવા બધા દાન નિષ્ફળ છે એમ સમજવું.

કોઈ મનુષ્ય ભૂખ્યો હોય, તો તેને ભોજન કરાવવામાં પાત્ર કે કુપાત્રનો વિવેક રાખવાની જરૂર નથી. તે ભગવદ્ભાસ્કરમાં વ્યાસે કહ્યું છે કે "અન્ન અને વસ્ત્રનું દાન કરતી વેળાએ પાત્ર અપાત્રનો વિચાર કરવો નહિ, ભૂખ્યો મનુષ્ય અન્નદાનનું પાત્ર છે. જેની પાસે કપડાં ન હોય તે વસ્ત્રદાનનું પાત્ર છે તેમ સમજવું."

જ્યારે મંત્રોચ્ચાર કરીને ગોદાન વગેરે કરવાનું થાય ત્યારે પાત્ર કે કુપાત્રનો વિચાર કરવો જોઈએ. એટલા માટે અહીં શિક્ષાપત્રીમાં શ્રીહરિએ સત્પાત્ર વિપ્રોને વિવિધ પ્રકારના દાન આપવા, એમ કહ્યું છે. "જેમ જોઈ વિચારી સત્પાત્રને દાન આપવાનું હોય છે તે રીતે જ દાનમાં આપવાની વસ્તુ પણ જોઈ વિચારીને આપવી જોઈએ, તે જ ખરેખર દાન કહેવાય છે કે જે વસ્તુ પોતાને અધિક પ્રિય હોય અને તે ન્યાયથી મેળવી હોય, પછી તે કોઈ સદ્‌ગુણીને આપી હોય."(ભવિષ્યપુ. બ્રા.પ્ર.અ.૧૭૨/૨૨)

હેમાદ્રિ વહ્નિપુરાણમાં પણ કહ્યું છે કે "વિશુદ્ધ ઉપાયથી મેળવેલી નાની એવી વસ્તુથી પણ મનુષ્ય જે કાંઈ સત્કર્મ કરે છે તેનું ફળ અનંતગણું મળે છે. જેમ કે પૂર્વે શીલોંછવૃત્તિવાળા મુદ્‌ગલઋષિને મળ્યું હતું." તેમજ દક્ષે પણ કહ્યું છે કે "આ જગતમાં પોતાને જે વધારે ગમતી વસ્તુ હોય અને ઘરમાં પણ પ્રિય હોય, તે વસ્તુનું દાન અક્ષય ફળને ચાહતા હોય તો સદ્‌ગુણી પાત્રને કરવું."(દક્ષ ૩/૩૧, વિષ્ણુ ધર્મોત્તર ૩/૩૧૫/૧૫)

ભારતમાં ઈતિહાસ સમુચ્ચમાં કહ્યું છે કે "હે મહારાજ ! ખાસ કરીને ન્યાયથી મેળવેલા દ્રવ્યનું સત્પાત્રને જો દાન આપવામાં આવે તો તેનું ફળ અનંત ગણું થાય છે."(૩/૭) વળી પદ્મપુરાણ હેમાદ્રિમાં કહ્યું છે કે "વિશુદ્ધ ધનથી કરેલું પુણ્યકર્મ ઘણા ફળને આપે છે. ધૂમિલ ધનથી કરેલું પુણ્ય કર્મ મધ્યમ ફળને આપે છે અને દૂષિત ધનથી કરેલું પુણ્યકર્મ હીનફળને આપે છે."

"શ્રદ્ધાળુ મનુષ્ય ઉત્તમ તીર્થમાં સત્પાત્રને પવિત્ર ધન આપીને ધર્મકાર્ય કરે તો દાતાને તેનું ફળ સ્વર્ગમાં દેવભાવમાં આપે છે."(સ્કંદ. મા.ખં.કૌ.૪/૬ હેમાદ્રિમાં બ્રહ્માનું વચન) તે રીતે તે પછી કહ્યું છે કે "ધૂમિલ દ્રવ્યથી રાજસ ભાવથી જો અતિથિને દાન આપવામાં આવે તો

તેનું ફળ મનુષ્ય જન્મમાં મળે છે."(૪/૭) "જે નરાધમ અને તમોગુણી મનુષ્ય દુષિત ધનનું દાન કરે છે, તો તે મર્યા પછી પશુ પક્ષીના જન્મમાં તે દાનનું ફળ પામે છે."(૪/૮)

"પોતાના કુટુંબમાં વિરોધ-કલેશ ન થાય તે રીતે પોતાનું ધન દાનમાં આપવું, પણ પોતાની પત્નીનું અને પુત્રનું દાન ન કરવું. પોતાનો વંશ હોય તો સર્વસ્વનું દાન ન કરવું. અને જે દાન કોઈને આપવાનું કહ્યું હોય તે કોઈ અન્યને ન આપવું.(યાજ્ઞ.૨/૧૭૫) "પોતાના કુટુંબના ભરણ-પોષણ કરતાં જે બચેલું અન્નવસ્ત્ર આદિ હોય, તેનું દાન કરવું. જો તેમ ન કરે તો મધનો સ્વાદ લીધા પછી ઝેર પીધા જેવું ફળ થાય છે." હેમાદ્રિમાં કાત્યાયને કહ્યું છે કે "પોતાના રહેવાના ઘર સિવાયનું અને કુટુંબના ભરણ પોષણ કરવા ઉપરાંત બચેલું જે પોતાનું જ ધન હોય તે સર્વસ્વ દાનમાં આપવું. આવું ન હોય તો દાન કરવું નહિ."

"ઘર કે ખેતરમાંથી સાત દિવસે જે ઘરમાં ભેળુ કર્યું હોય તે, પિતાએ અથવા પોતે જે મેળવ્યું હોય તે, દાનમાં આપવું." એવું હેમાદ્રિમાં કાત્યાયને કહ્યું છે. "કમાણીના ધનમાંથી ત્રણ ભાગ પોતાના જીવન નિર્વાહ માટે રાખવા અને બે ભાગ ધર્મને માટે વાપરવા, કારણ કે મનુષ્યનું જીવન અનિત્ય છે."(ભ.વિ.આ.પ.૧૬૨/૨૭)

જે પશુપાળને કમાણીમાં દસ ગાયો આવી હોય તો તેણે એક ગાયનું દાન કરવું. અને સો ગાયોની કમાણી થઈ હોય, તે દસ ગાયોનું દાન કરે અને જેને હજાર ગાયોની કમાણી થઈ હોય તેણે સો ગાયોનું દાન કરવું. આ રીતે એક ગાય, દસ ગાયો તથા સો ગાયોને આપવાનું ફળ એક સમાન છે."(મ.ભા.આનુ.૭૮/૧૧)

દાન આપવામાં જે અયોગ્ય છે તેને પણ હેમાદ્રિમાં દેવલમુનિ કહી

બતાવે છે. "શ્રદ્ધા વિના અન્યાયથી મેળવેલી સમગ્ર પૃથ્વીનું દાન કોઈ કુપાત્રને કરવામાં આવે તો પણ તે દાતાની કાંઈ ઉન્નતિ થતી નથી."

હેમાદ્રિ વહ્નિપુરાણમાં તથા મહાભારત આશ્વમેધિક પર્વમાં કહ્યું છે કે "અન્યાયથી આવેલા દ્રવ્યને લીધા પછી પણ બુદ્ધિહીન મનુષ્ય ધર્મકાર્યની ઈચ્છા રાખીને જો યજ્ઞ કરે છે, તો પણ તેને તે ધર્મકાર્યનું ફળ મળતું નથી."(મ.ભા.આ.પ.૯૧/૨૭) વળી ત્યાં જ ફરીને કહ્યું છે કે "જેનું હૃદય રાગ તથા મોહથી ભર્યું હોય એવો વિપ્ર પાપમય કર્મથી ધન મેળવીને તેને સંપૂર્ણ વાપરે છે તો તે પછીથી પાપમય યોનિને પામે છે.(૯૧/૨૮) "ધન ભેળું કરવાની બુદ્ધિવાળો લોભ તથા મોહને વશ થઈ ગયા પછી પાપબુદ્ધિથી ભૂત પ્રાણિમાત્રમાં ઉદ્વેગ પેદા કરે છે."(૯૧/૩૦) "આ રીતે લોભથી ધન મેળવીને જે મનુષ્ય યજ્ઞ કરે કે દાન કરે, પણ તેણે કરેલાં પાપકર્મોને લીધે તે ઉચ્ચ ગતિને પામતો નથી."(૯૧/૩૧)

હેમાદ્રિ સ્કંદપુરાણમાં કહ્યું છે કે "દેવ દ્રવ્યને ચોરીને જે દાન કરે, ગુરુના ધનને જે ઓળવે અને રુદ્રને અર્પણ કરેલા અન્નને જે જમે, તો તે ત્રણેયનું પતન થતું દેખાય છે." "પારકું ધન પડાવીને પછી જે તેનું દાન કરે છે, તે દાતા નરકમાં પડે છે અને દાનનું ફળ તો જેનું ધન હોય તેને મળે છે."(હેમાદ્રૌ દાનખંડે યમઃ તથા ગરુડપુ.પૂ.બ.૧૧૪/૬/૭) "બ્રાહ્મણને પોતે વાપરીને પછી આપેલું, અપમાનપૂર્વક આપેલું, અધૂરું આપેલું, અણઘડ આપેલું જે દાન છે ભસ્મસાત્ થઈ જાય છે." (હેમાદ્રૌ યમ) લઘુશાતાતપ(શ્લો.૪૭)માં વચન છે કે "વેદ વિક્રયથી (વેદ ભણાવીને) મેળવેલું, યૌન-દુરાચારથી મેળવેલું અને નપુંસક પાસેથી મેળવેલું ધન પિતૃઓને તથા દેવોને આપવા યોગ્ય કહેવાતું નથી."

હેમાદ્રિમાં દક્ષનું વચન છે કે "સહિયારું, વાપરવા માગેલું, થાપણ રાખેલું, ગીરવી રાખેલું, અન્વાહિત(થાપણને ગીરો મૂકવું.) પોતાની

પત્ની, પત્નીનું ધન, વિશ્વાસુનું ધન અને પોતાનો વંશ હોવા છતાં સર્વસ્વ, આ નવ વસ્તુને બુદ્ધિશાળી મનુષ્યે આપત્કાળમાં પણ કોઈને આપવી નહિ. જે મૂઢ મનુષ્ય તે નવ વસ્તુઓને આપી દે, તો તેણે કઠોર પ્રાયશ્ચિત કરવું પડે." હેમાદ્રિમાં બૃહસ્પતિએ કહ્યું છે કે "કોઈ ધાર્મિક કાર્ય માટે કાંઈ વસ્તુ માગતો હોય તે લીધા પછી યથાર્થરૂપમાં તે ધાર્મિક કાર્યમાં વાપરતો ન હોય તો તેવાને કાંઈ આપવું નહિ."

હેમાદ્રિમાં અંગિરા કહે છે કે "જવાબદારી વગરના ઝાઝા સમુદાયના લોકોને ગાય, ઘર, પથારી, સ્ત્રી, ઝાઝામાં વહેંચવાની દક્ષિણા, આટલી વસ્તુઓને આપવી નહિ. વિવેકથી આપેલી તે વસ્તુઓ આપનારાને તારી દે છે."

હેમાદ્રિમાં વ્યાસે કહ્યું છે કે "અપંગ ગાય, પોઠ ઉપાડતી ગાય, બળદને બદલે ખેતી કરતી ગાય, જેનું વાછરું મરી ગયું હોય, ઠીંગણી હોય અને નાથેલી આવી ગાય બ્રાહ્મણને ન આપવી."

હેમાદ્રિમાં દેવલે કહ્યું છે કે "વાછરું વિનાની, રોગી, રુક્ષ, ઘરડી, ડરામણા શિંગડાવાળી, જેનું દૂધ તથા શરીર સૂકાઈ ગયું હોય તેવી ગાયનું દાન આપવાથી દાતાને દોષ લાગે છે."

ઉપર જણાવેલા દાનના વિવિધ પ્રકાર છે, તે તો દાનના નિમિત્તને તથા આપવાના પદાર્થની વિવિધતાને લીધે છે. આગળના શ્લોકમાં કહેલા તીર્થ અને પર્વને પણ દાનમાં લેવામાં આવે તો દેશ તથા કાળની વિવિધતાથી આપેલું દાન અધિક ફળ આપનારું થાય છે. ૧૫૬.



**मदाश्रितैर्नृपैर्धर्मशास्त्रमाश्रित्य चाखिलाः।**
**प्रजाः स्वाः पुत्रवत् पाल्या धर्मः स्थाप्यो धरातले।।१५७।।**

**અને અમારે આશ્રિત એવા જે સત્સંગી રાજા, તેમણે ધર્મશાસ્ત્રને આશરીને પોતાના પુત્રની પેઠે પોતાની પ્રજાનું પાલન કરવું અને પૃથ્વીને વિષે ધર્મનું સ્થાપન કરવું. ॥૧૫૭॥**

*ભાષ્ય :* સર્વ સાધારણને માટે ગૃહસ્થના ધર્મને કહીને હવે રાજાના વિશેષ ધર્મને કહે છે. मदाश्रितैः- પ્રજાની સ્થિતિનું મૂળ રાજધર્મ છે, એટલે ખાસ કરીને આવશ્યક રાજધર્મનો ઉપદેશ કરવાનો રહે છે. તે કહ્યું છે કે "જેમ ઘોડાને કાબુમાં રાખવા માટે લગામ છે અને હાથીને વશમાં કરવા માટે અંકુશ છે. તે રીતે જ સમસ્ત સંસારને મર્યાદામાં રાખવા માટે રાજધર્મ આવશ્યક છે. તે તેમને નિયંત્રિત કરવામાં સમર્થ ગણાય છે."

પ્રાચીન રાજર્ષિઓ સ્વીકારેલા રાજધર્મમાં જો રાજા મોહવશ પ્રમાદ કરે, તો સંસારની વ્યવસ્થા બગડી જાય અને બધા દુઃખી થઈ જાય. (મ.ભા.શાં.રા.૫૬/૫/૬)

મારા આશ્રિત રાજાઓએ ધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રજાનું પાલન વગેરે અવશ્ય કરવું. સ્વધર્મનું જે પાલન કરે છે તેને જ આત્મસિદ્ધિ મળે છે. તે કહ્યું છે કે "જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે તે શ્રીહરિને પોતાના આવશ્યક કર્મોથી પૂજીને મનુષ્ય સિદ્ધિને પામે છે."(ગી.૧૮/૪૬) તેથી પ્રજાનું પાલન કરવા રૂપ સ્વધર્મ નહિ કરનારા રાજાને અમારા આશ્રયની સિદ્ધિ નહિ થાય, એવો ભાવાર્થ સમજવો. પ્રજાનું પાલન કરવું તે રાજાનો શ્રેષ્ઠ ધર્મ છે, બીજા બધા રાજધર્મ તો તે શ્રેષ્ઠ ધર્મના અંગભૂત છે.

એટલા માટે કહ્યું છે કે "રાજ્યને ચાહનારા રાજાઓને માટે રાજ્યમાં પ્રજાની સંપૂર્ણ રીતે રક્ષા કરવી, એ જ ખરો ધર્મ છે. તે

સિવાયનો અન્ય કોઈ સનાતન ધર્મ નથી. પ્રજાની રક્ષા જ જગત્ ધારણ કરનારી છે." "જેમ સમુદ્રની યાત્રામાં તૂટી ગયેલી નૌકાનો ત્યાગ કરી દેવાય છે તેમ પ્રત્યેક મનુષ્યે નીચે જણાવેલ છ વ્યક્તિઓનો ત્યાગ કરી દેવો. જેમ કે "૧-ઉપદેશ ન કરે તેવા આચાર્ય, ૨-વેદમંત્રનો ઉચ્ચાર નહિ કરનારા ઋત્વિજ, ૩-પ્રજાનું રક્ષણ ન કરે તેવો રાજા ૪-કડવું વેણ બોલનારી સ્ત્રી, ૫-ગામમાં રહેવાની ઈચ્છાવાળો ગોવાળ અને ૬-જંગલમાં રહેવાની ઈચ્છાવાળો વાળંદ."(મ.ભા.શા. રા.૫૭/૪૨/૪૪, ૪૫) "હે યુધિષ્ઠિર ! પ્રજાનું પાલન કરવાથી રાજા સંપૂર્ણ કૃતકૃત્ય થયો કહેવાય. મેં તમારી આગળ માખણના જેવો રાજધર્મોનો સાર કહ્યો છે. (મ.ભા.શાં.રા.૫૮/૧) એટલા માટે કહેવાય છે કે "પ્રજાનું પાલન કરવું તે જ રાજાનો ધર્મ છે."

"પ્રજાનું પાલન કરવું, એ જ ક્ષત્રિયનો પરમ ધર્મ છે." (મનુ.૭/૧૪) "રાજા જે પ્રજાની રક્ષા કરે છે તે જ તેનો સહુથી મોટો ધર્મ છે."(મ.ભા.રા.૭૧/૨૬) પ્રજાનું પાલન તો પુત્રની જેમ કરવાનું કહ્યું છે. તેને માટે પણ વચન કહ્યું છે કે "રાજાએ પ્રજાનું અને દુઃખી મનુષ્યોનું રક્ષણ પુત્રની જેમ કરવું."(બ્ર.વૈ.કૃ.જ.૮૩/૭૦)

ભીષ્મ પણ કહે છે કે "હે મહારાજ ! રાજાનું પ્રજાની સાથે વર્તન સગર્ભા સ્ત્રીના જેવું હોવું જોઈએ," શા માટે એમ કહો છો ? તો તેનું કારણ હું બતાવું છું તમે સાંભળો. "જેમ ગર્ભવતી સ્ત્રી પોતાના મનગમતા ભોજનને પણ તજી દઈને કેવળ ગર્ભમાં રહેલા બાળકના હિતનું જ ધ્યાન રાખે છે, તેમ ધર્માત્મા રાજાએ પણ નિઃસંદેહ પ્રજાના હિતનું ધ્યાન રાખવું. હે કુરુશ્રેષ્ઠ ! રાજા પોતાના પ્રિય વિષયોનો ત્યાગ કરીને જેમાં સહુ કોઈનું હિત હોય તેવું કામ કરે." (મ.ભા.શાં. રા.૫૬/૪૪-૪૬)

પ્રજાનું પાલન એટલે કે બધી જાતના અનિષ્ટોનું નિવારણ કરીને પ્રજાના ગમતા હિતને કરવાનું હોય છે. તેમાં પ્રથમ અનિષ્ટ નિવારણ એટલે ચોર આદિના ઉપદ્રવનો નાશ કરવો અને બીજું જેવી વ્યક્તિ તેવું તેને જીવિકાનું સાધન આપવું. તે આ બે કાર્ય રાજાનાં છે.

તે કહ્યું છે કે "જેમ ખેતરમાં ધાન્ય ઉપજાવનારો ખેડૂત ઘાસ વગેરેને ઊખેડી નાખે છે, પણ ધાન્યનું રક્ષણ કરે છે, તેમ રાજાએ પણ શત્રુઓનો નાશ કરવો અને દેશનું રક્ષણ કરવું."(મનુ.૭/૧૧૦) કારણ કે ખેડૂત ધાન્યને યોગ્ય પોષણ રૂપ જીવન આપીને તેની રક્ષા કરે છે. તે પણ કહ્યું છે કે, "પ્રજાને લૂંટનારાના નાશથી મોટું બીજું કોઈ ધર્મકાર્ય નથી."(મ.ભા.શા.રા.૬૦/૧૭)

"તેનું શાસ્ત્રાધ્યયન તથા સદાચરણ જાણીને રાજાએ તેને ધર્મપ્રધાન આજીવિકા ઠરાવવી. પિતા જેમ પોતાના સગા પુત્રનું રક્ષણ કરે છે તેમ રાજાએ તેનું બધી રીતે રક્ષણ કરવું."(મનુ.૭/૧૩૫)

પ્રજાનું યોગ્ય પાલન ન થાય તો તેનો ઘણો અનર્થ થાય છે. તે કહ્યું છે કે "સેવકોએ સહિત પોતે દેખતો હોય છતાં જેનાં રાજ્યમાં ચોર-ડાકુઓ કકળતી પ્રજાને ઢસડીને લઈ જાય તે રાજા જીવતો હોય તો પણ મરેલો જ છે." (મનુ.૭/૧૪૩)

"જે રાજા મુર્ખાઈથી સારા નરસા બધા લોકોને સમાન ગણીને દંડે છે, તે રાજા થોડા જ સમયમાં પોતાના કુટુંબ સાથે રાજ્યથી અને પ્રાણથી ભ્રષ્ટ થાય છે."(મનુ.૭/૧૧૧) અને પૃથ્વી ઉપર બધી પ્રજા પોતપોતાના ધર્મનું ઉલ્લંઘન ન કરે, તે રીતે શાસન કરવું.

તે પણ કહ્યું છે કે "રાજાએ ચારે વર્ણના ધર્મની રક્ષા કરવી જોઈએ. પ્રજાને ધર્મ સંકરતાથી બચાવવી તે રાજાઓનો સનાતન ધર્મ છે."(મ.ભા.શાં.રા.૫૭/૧૫)

"રાજા સમસ્ત પ્રજાને પોતપોતાના ધર્મમાં સ્થાપીને તેમના દ્વારા શાંતિપૂર્ણ ધર્મને અનુસારે કર્મોનું અનુષ્ઠાન કરાવે."(મ.ભા.શાં.રા. ૬૦/૧૯) "જે રાજા પ્રજાને ધર્મનું શિક્ષણ આપ્યા વિના જ પ્રજા પાસેથી કર લે છે તો તે રાજા પ્રજાના પાપને ભોગવે છે અને તેના તેજ, ઐશ્વર્યનો નાશ થાય છે." (ભાગ.૪/૨૧/૨૪)

છાંદોગ્ય ઉપનિષદ્‌માં અશ્વપતિ રાજા પોતાના દ્રવ્યમાં કોઈ પણ જાતનો દોષ નથી એટલે તે દાનમાં લેવા યોગ્ય છે, એમ જણાવતા તે કહે છે કે "મારા રાજ્યમાં કોઈ ચોર નથી, કોઈ કદર્ય-કંજૂસ નથી, કોઈ દારૂ પીનારો નથી, કોઈ અગ્નિહોત્ર નહિ કરનારો નથી, કોઈ અજ્ઞાની નથી. કોઈ પુરુષ વ્યભિચારી નથી, તો પછી વ્યભિચારિણી સ્ત્રી તો હોય જ ક્યાંથી ?"(છાં.ઉ.૫/૧૧/૫) અહીંયા અગ્નિહોત્ર ન કરતો હોય એવો કોઈ નથી. એમ કહેવાનો ભાવાર્થ એમ છે કે બધી પ્રજાને પોતપોતાના ધર્મમાં તે વર્તાવી રહ્યા છે. એટલે પોતામાં કોઈ દોષ નથી એમ જણાવે છે અને જો તેમ ન હોય તો પોતે પણ દોષ યુક્ત છે એમ સાબિત થાય.

પ્રજાને ધર્મમાં રાખવી, એમ નહિ કહીને પૃથ્વી ઉપર ધર્મનું સ્થાપન કરવું એવું કહ્યું છે. એટલે કે પ્રજાને ધર્મમાં વર્તાવતા રાજાએ સ્વયં પણ ધર્મપાલનમાં તત્પર રહેવું એવું જણાય છે. પ્રજાનું પાલન કરવું, એમ કહીને તરત જ ધર્મની વાત કહી છે, એટલે કે પ્રજાનું રક્ષણ કરનારા રાજાએ ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિ, એવું સ્પષ્ટ જણાય છે. આનાથી એવું પણ સૂચિત થાય છે કે રાજાએ પ્રજાની કમાણીમાંથી છઠ્ઠો ભાગ લઈને તે પ્રજાનું પાલન કરવું. તે મહાભારતમાં કહ્યું છે કે "જે રાજા કામ અને ક્રોધનો આશ્રય લઈને ધન પેદા કરવા ચાહે છે, તે મૂર્ખ ધર્મને નથી પામતો અને ધન પણ તેના હાથમાં આવતું નથી." "તમે લોભી અને મૂર્ખ મનુષ્યોને કામ તથા અર્થ મેળવવામાં

લગાવો નહિ. જે લોભ રહિત અને બુદ્ધિમાન હોય, એવાને બધા જ કામોમાં જોડવા જોઈએ." "જે કાર્ય સાધવામાં કુશળ ન હોય, જે કામ તથા લોભને વશ હોય, એવા મૂર્ખ મનુષ્યને જો અર્થ(ધન)સંગ્રહનો અધિકારી બનાવે તો તે અનુચિત ઉપાયથી પ્રજાને દુઃખી કરે છે." "પ્રજાની આવકનો છઠ્ઠો ભાગ કરના રૂપમાં લઈને યોગ્ય શુલ્ક(ટેક્સ) લેવો. અપરાધીઓને આર્થિક દંડ દેવો. શાસ્ત્રાનુસાર વેપારીઓની રક્ષા કરવી. વળી તેમનું આપેલું વેતન લઈને, એ બધા ઉપાયોથી રાજાએ ધનસંગ્રહ કરવાનું ઈચ્છવું." "પ્રજા પાસેથી ધર્મ પ્રમાણે કર લઈને રાજ્યનું નીતિને અનુસારે વિધિપૂર્વક પાલન કરવું. તેમજ રાજાએ આળસ છોડી દઈને પ્રજાવર્ગના યોગક્ષેમની વ્યવસ્થા કરવી જોઈએ." "જે રાજા આળસ છોડીને રાગ-દ્વેષથી રહિત થાય, હંમેશા પ્રજાની રક્ષા કરે, દાન આપે, તેમજ નિરંતર ધર્મ અને ન્યાયમાં તત્પર રહે. એવા રાજાના પ્રત્યે પ્રજાવર્ગના બધા જ લોકો પ્રેમ કરે છે." "હે રાજન્ ! તમે લોભને વશ થઈને અધર્મમાર્ગથી ધન મેળવવાની ઈચ્છા ક્યારેય ન કરો. કારણ કે જે લોકો શાસ્ત્રને અનુસરીને ચાલતા નથી. તેના ધર્મ તથા અર્થ બંને અસ્થિર તથા અનિશ્ચિત થઈ જાય છે." "શાસ્ત્રથી વિપરીત ચાલનારો રાજા ધર્મની સિદ્ધિ તથા અર્થની સિદ્ધિને પામતો નથી. જો તેને ધન મળી પણ જાય, તો તે બધું ધન ખરાબ કામોમાં નાશ પામે છે." "ધનનો લોભી રાજા મોહવશ પ્રજા પાસેથી શાસ્ત્ર વિરુદ્ધ વધારે કર લઈ પ્રજાને દુઃખી કરે છે, તે પોતાને જ હાથે પોતાનો વિનાશ કરે છે. હે કુરુનંદન આ રીતે તમે ધર્મ પ્રમાણે વરતીને પ્રજાજનોનું પાલન કરો." (મ.ભા.શાં.રા.૭૧/૭/૧૫-૨૪) ૧૫૭.



**राज्याङ्गोपायषड्वर्गा ज्ञेयास्तीर्थानि चाञ्जसा।**
**व्यवहारविदः सभ्या दण्ड्यादण्ड्याश्च लक्षणैः॥१५८॥**

**અને તે રાજા તેમણે રાજ્યનાં જે સાત અંગ તથા ચાર ઉપાય તથા છ ગુણ, તે જે તે લક્ષણે કરીને યથાર્થપણે જાણવાં અને તીર્થ જે ચાર મોકલ્યાંનાં સ્થાનક તથા વ્યવહારના જાણનારા જે સભાસદ તથા દંડવા યોગ્ય જે માણસ તથા દંડવા યોગ્ય નહિ એવા જે માણસ એ સર્વને લક્ષણે કરીને યથાર્થપણે જાણવાં. ॥૧૫૮॥**

***ભાષ્ય :*** આમ પ્રજાનું રક્ષણ કરવું તે જ રાજાનો એક ધર્મ છે, માટે રાજાએ જે બાબત ખાસ જાણવી જોઈએ તેને શ્રીહરિ કહે છે, राज्याङ्गोपाय તેમાં સ્વામી, અમાત્યાદિ સાત રાજ્યના અંગ, સામ આદિ ચાર ઉપાયો, સંધિ આદિ ષડ્ વર્ગ એ બધાને યથાર્થ રીતે જાણવા. અને મંત્રી તથા પુરોહિત આદિ અઢાર તીર્થો-ગુપ્તચરોને મૂકવાના સ્થાનોને પણ બરાબર જાણવા. વળી ઋણાનુદાન આદિ અઢાર પ્રકારના વ્યવહારોમાં નિષ્ણાત સભ્યોને પણ તેના લક્ષણોથી જાણવા. આ સભ્ય થવાને યોગ્ય છે અને આ અયોગ્ય છે, તેમ વિવેકથી સમજવા. જે દંડવાને યોગ્ય હોય અને દંડવાને અયોગ્ય હોય, તેમને પણ લક્ષણોથી જાણવા.

તેમાં અંગ સાત છે તે રાજા, અમાત્ય(મંત્રી), મિત્ર, કોશ, રાષ્ટ્ર (પ્રજા), દુર્ગ(કિલ્લો), સેના ઈત્યાદિ છે. તે કહ્યું છે, સ્વામી(રાજા) અમાત્ય મિત્ર, કોશ(ખજાનો), રાષ્ટ્ર, પ્રજા, કિલ્લાઓ, અને સેના, આ સાત અંગ છે. તે રાજ્યના મૂળ કારણ છે.(અમરકોષ ૨/૮/૧૭)

ઉપાયો : સામ, દાન, ભેદ, અને દંડ એ ચાર છે. તે કહ્યું છે કે "સામ, દાન, ભેદ અને દંડ આ ચાર ઉપાયોને યોગ્ય રીતે પ્રયોજવા."

છ વર્ગ - સંધિ, વિગ્રહ, યાન(ચઢાઈ), દ્વૈધીભાવ, સમાશ્રય અને સ્થાન, આ ષડ્વર્ગ છે. તે કહ્યું છે કે "સંધિ, વિગ્રહ, યાન, દ્વૈધીભાવ, સમાશ્રય અને સ્થાન, રાજા વિદેશનીતિમાં છ વર્ગનો નિશ્ચય સ્વયં કરે."

તીર્થ એટલે કે જાસૂસ મોકલવાના મંત્રી અને પુરોહિત આદિ અઢાર સ્થાન છે, તેને જાણવા. તે કહ્યું છે કે મંત્રી, પુરોહિત, યુવરાજ, સેનાપતિ, રાષ્ટ્રપાલ, અંતઃપુરનો રક્ષક, જેલનો અધિકારી, ખજાનચી, કાર્ય કે અકાર્યનો નિર્ણાયક, પ્રદેષ્ટા, નગરપતિ, કાર્યનિર્માતા, ધર્માધ્યક્ષ, સભાપતિ, દંડપાલ, દુર્ગપાલ, રાષ્ટ્રનું પાલન કરનાર રાષ્ટ્રપાલ અને અઢારમાં વનસંરક્ષક આ અઢાર તીર્થ જાસુસ રાખવાના સ્થાન છે. તે પોતાના તથા શત્રુના તીર્થોમાં જાસૂસ રાખવા; પણ મંત્રી, યુવરાજ અને પુરોહિત સિવાયનાને રાખવા.

વ્યવહાર પણ અઢાર પ્રકારના છે, તે ઋણાદાન, નિક્ષેપ(થાપણ), અસ્વામિવિક્રય(ધણીની ગેરહાજરીમાં વેચવું.), સંભૂય સમુત્થાન(કંપની કરીને ધંધો કરવો), દત્તાનપાકર્મ, સંવિદ્વ્યતિક્રમ, સીમાવિવાદ, ચોરી, સાહસ(બળજબરી), ક્રીતાનુશય, માલિક અને ચોકીદારનો વિવાદ, વાક્પારુષ્ય(વાણીનો કજીયો), દંડપારુષ્ય(મારામારી), સ્ત્રીસંગ્રહ(પરસ્ત્રી વિષયક વિવાદ), વેતનાદાન(પગાર ન ચૂકવવો), દ્યૂતસમાહ્વય(જુગાર વગેરે સ્પર્ધાઓ), મજીયારાની વહેંચણી, સ્ત્રીપુંધર્મ(દાંપત્યકલહ હક વગેરે), આ પ્રમાણે તે અઢાર બાબતમાં વિવાદ થાય ત્યારે તેનો જે નિર્ણય કરવામાં આવે તેને અઢાર પ્રકારના વ્યવહારો કહેવાય છે. તે મનુએ પણ કહ્યા છે. જેમ કે "કરજ ન ચૂકવવું, થાપણ ઓળવવી, પોતે માલિક ન હોવા છતાં પારકી વસ્તુ વેચવી, ભાગીદારીમાં વેપાર કરવો, આપેલું દાન પાછું ઝૂંટવી લેવું, ઠરાવેલો પગાર કે રોજી ન આપવી, કરેલો કરાર તોડવો, ખરીદી-વેચાણમાં કજિયો થવો, ઢોરના માલિક અને ઢોર ચારનાર વચ્ચે ટંટો, સીમનો ઝઘડો, ગાળાગાળી, મારામારી, ચોરી, બળજબરી, પરસ્ત્રી લઈ લેવી, સ્ત્રી-પુરુષની ફરજો, મિલકતની વહેંચણી, જુગાર અને સ્પર્ધાથી પશુ પક્ષીને લડાવવા, આ અઢાર બાબતો માણસોને કજિયાનું

કારણ બને છે.(મનુસ્મૃતિ ૮/૪/૭) આ વિવાદોનું લક્ષણ વગેરે સ્મૃતિ ગ્રંથોથી જાણી લેવું.

સભ્યોનું લક્ષણ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે "જેણે ગુરુમુખથી મીમાંસા તથા વ્યાકરણ આદિ શાસ્ત્ર સાંભળ્યા હોય, જેણે વેદોનું અધ્યયન કર્યું હોય અને જે ધર્મશાસ્ત્રોને જાણનારા સત્યવક્તા હોય, આવા પુરુષોને રાજાએ સભાસદ કરવા કે જે વ્યવહારના નિર્ણય સમયે શત્રુ તથા મિત્રમાં સમાન દૃષ્ટિ રાખી શકે."(યાજ્ઞ.૨/૨)

દંડ કરવાને લાયક અને દંડને અયોગ્યનો વિભાગ-વિવેક પણ રાજાએ રાખવો. જેમ કે "સ્વધર્મનો ત્યાગ કરનાર, પાખંડી, સજ્જનોનો દ્રોહ કરનાર, દુર્બળને પીડનાર અને પોતાની મર્યાદાઓનું ઉલ્લંઘન કરનાર, આ લોકો રાજાથી દંડને લાયક છે." "રાજા માટે બ્રાહ્મણ દંડને યોગ્ય નથી, તેમજ દુર્બળ મનુષ્ય, ત્યાગી, વિષ્ણુ આદિના ભક્તનું ચિહ્ન ધારણ કરનાર, તપસ્વી, માતાપિતા તથા ગુરુ, આટલા જણને રાજાએ દંડવા નહિ." ૧૫૮.



**सभर्तृकाभिर्नारीभिः सेव्यः स्वपतिरीशवत्।**
**अन्धो रोगी दरिद्रो वा षण्ढो वाच्यं न दुर्वचः।।१५९।।**

**હવે સુવાસિની બાઈઓના વિશેષ ધર્મ કહીએ છીએ. અમારે આશ્રિત જે સુવાસિની બાઈઓ, તેમણે પોતાનો પતિ અંધ હોય, રોગી હોય, દરિદ્ર હોય, નપુંસક હોય, તોપણ તેને ઈશ્વરની પેઠે સેવવો અને તે પતિ પ્રત્યે કટુ વચન ન બોલવું. ॥૧૫૯॥**

*ભાષ્ય :* હવે ગૃહસ્થોના ધર્મ પ્રસંગે ગૃહસ્થ સ્ત્રીઓના ધર્મને કહેવામાં પહેલા પતિની સેવા કરવી તે જ સ્ત્રીઓનો પરમ ધર્મ છે,

એમ શ્રીહરિ કહે છે. सभर्तृकाभिः- સ્ત્રીને માટે તેનો પતિ અંધ હોય, રોગી હોય, દરિદ્ર હોય કે નપુંસક હોય, ચાહે તેવો રહ્યો હોય, તોપણ તેણે ઈશ્વરની જેમ તેને સેવવો. સેવેલા પરમેશ્વર જેમ સમગ્ર પુરુષાર્થને આપે છે તેમ આ પતિ પણ બધા પુરુષાર્થને આપે છે. એવો નિશ્ચય કરીને તેના અંધાપા વગેરેને મનમાં લાવ્યા સિવાય જ ઘણા પ્રેમથી સમય પ્રમાણે સુયોગ્ય સેવા કરી તેને અનુસરવું.

તે સ્મૃતિમાં કહ્યું છે કે નગરમાં રહેતો હોય કે વનમાં, શુભ સુંદર હોય કે ન હોય, જે સ્ત્રીઓને પતિ ઉપર પ્રેમ હોય તે સ્ત્રીઓના બધા જ લોક ઊંચું સુખ આપનારા છે. પતિનો સ્વભાવ કદાચ ખરાબ હોય કે સ્વછંદી હોય અથવા નિર્ધન હોય, છતાં નિર્મળ સ્વભાવવાળી સ્ત્રીઓને માટે તો તેનો પતિ પરમ દૈવત કહેવાય છે. (વાલ્મિ.રા.૧૧૭/૨૩) "સ્ત્રીને માટે તેનો પતિ નંપુસક હોય, દુર્દશાવાળો હોય તોપણ તેની અવજ્ઞા ન કરે." (સ્કા.કા.ખં.૪/૩૧) "સ્ત્રીને તેનો પિતા તથા ભાઈ તો થોડું જ આપે છે, પણ અમાપ સુખ તો પતિ આપે છે, માટે સ્ત્રીએ પતિની સેવા નિત્ય કરવી."(સ્કાં.કા.૪/૪૭, મ.ભા.શાં.૧૪૮/૬)

"ધર્મવાળી સ્ત્રીને માટે દેવ, ગુરુ, ધર્મ, તીર્થ તથા વ્રતો, બધું પતિ છે. તેથી તે બધાને તજી દઈને એક પતિને જ સેવે પૂજે." (સ્કં.કા.ખં.૪/૪૭/૪૮)

"સ્ત્રી તીર્થમાં સ્નાન કરવા ચાહતી હોય તો તે પતિના ચરણ ધોયેલું પાણી પીવે. તે સ્ત્રીને માટે તેનો પતિ શિવ તથા વિષ્ણુથી પણ વધારે મહત્વ ધરાવે છે." (સ્ક.કા.ખં.૪/૩૪)

"જે સ્ત્રી તત્પર રહીને લક્ષ્મીજીની જેમ પતિમાં શ્રીહરિનો ભાવ રાખીને પતિને સેવે છે, તે સ્ત્રી શ્રીહરિરૂપ પતિની સાથે ભગવાનના ધામમાં લક્ષ્મીજીની માફક આનંદ પામે છે."(ભાગ.૭/૧૧/૨૯) "હે કલ્યાણીઓ ! નિચ્છલભાવથી પોતાના પતિની સેવા કરવી, પતિના

બંધુઓની અને તેની પ્રજાની પણ અનુકૂળ પોષણ દ્વારા સેવા કરવી, તે જ સ્ત્રીઓનો પરમ ધર્મ છે." "તે સ્વભાવે ખરાબ હોય, દુર્ભાગ્યવાળો હોય, જડ, રોગી કે નિર્ધન હોય તોપણ પુણ્ય લોકને ચાહનારી સ્ત્રીઓએ પતિને તજી દેવો નહિ. જો તે મહાપાપ કરનારો હોય તો તેનો ત્યાગ કરવો." (ભાગ.૧૦/૨૯/૨૪-૨૫) તો આ પ્રમાણે સેવવા લાયક જે પતિ છે, તેનાથી વિરુદ્ધ વચન ક્યારેય બોલવું નહિ, એમ શ્રીહરિ કહે છે. કટુક વચન ન બોલવું. આ વાક્ય બધી રીતે પતિને અનુસરીને રહેવાનું જણાવે છે.

"જે સ્ત્રી પતિની સાથે બૂમ - બરાડા પાડીને બોલે છે, તે બીજે જન્મે મૂંગી થાય છે, કદાચ પતિ ઘાટો પાડીને બોલે તોપણ તેની સામે તેમ ન બોલે, પતિ કદાચ તાડન કરે તો પણ સ્ત્રી તેને સહન કરે." (સ્કં.કા.ખં.૪/૪૩) "જો પતિ બોલાવે તો સ્ત્રી બધું ઘરકામ છોડીને તત્કાળ તેની પાસે જાય, દરવાજે ઝાઝી વાર ઊભી ન રહે અને બારણામાં બેસે નહિ." સમય પ્રમાણે આજ્ઞાની રાહ જોઈ રહેલી સ્ત્રી મનમાં ઉદ્વેગ લાવ્યા વિના અત્યંત હરખથી જે વસ્તુની જરૂર હોય તે બધું લાવી મૂકે." "પતિ જે કાંઈ આપે તેને 'મહા પ્રસાદ' એમ બોલીને ગ્રહણ કરે." (સ્કં.કા.ખં.૪/૪૩/૧૩, ૧૬-૧૭) આ કહી તેવી પતિની સેવા કરે, તેમાં પણ સ્ત્રી પતિના ઘણા રાજીપાની અપેક્ષા પણ રાખતી નથી. પતિના જીવનને માટે જ છે, સેવા તો માત્ર નિમિત્ત છે, માટે અહીં સુવાસિની શબ્દ વાપર્યો છે. ૧૫૯.



**रूपयौवनयुक्तस्य गुणिनोऽन्यनरस्य तु।**
**प्रसङ्गो नैव कर्तव्यस्ताभिः साहजिकोऽपि च।।१६०।।**

**અને તે સુવાસિની સ્ત્રીઓ તેમણે રૂપ ને યૌવન, તેણે યુક્ત અને ગુણવાન એવો જે અન્ય પુરુષ તેનો પ્રસંગ સહજ સ્વભાવે પણ ન જ કરવો. ॥૧૬૦॥**

***ભાષ્ય :*** કુશળ પ્રશ્ન આદિ યોગ્ય નિમિત્ત હોવા છતાં રૂપાળા યુવાન પુરુષની સાથે વારંવાર વાતચીતનો પ્રસંગ ન રાખવો. પછી ભલે તે પુરુષ ગુણવાન હોય. તે અંગે શ્રીહરિ કહે છે, રૂપ અને યૌવન ચિત્તને વિહ્વળ કરી દે છે. તેમાં જો સૌંદર્ય ભળ્યું હોય તો વધારે વિહ્વળ કરે છે. એટલે રૂપ અને યૌવનથી યુક્ત પુરુષને કહ્યો છે. ગુણવાન એટલે કે દયા દાક્ષિણ્યાદિથી સંપન્ન, કાર્ય અકાર્યના વિવેકવાળો અને સદ્ભાવ યુક્ત એવા એ કોઈ બીજા પુરુષનો પ્રસંગ ન કરવો. પ્રસંગ એટલે કે વારંવાર વાતચીત કરવા રૂપ સ્વાભાવિક રીતે વગર કારણે ન જ કરવો. તે મહાભારતના અનુશાસનિક પર્વમાં શંકરે કહ્યું છે કે "જેમ યુવતિ સ્ત્રીના પ્રસંગથી પુરુષનું પતન થાય છે તે રીતે જ શુદ્ધ આચરણવાળી પતિવ્રતા સ્ત્રીનું પણ યુવાન પુરુષનો વગર વિચારે પ્રસંગ રાખવાથી પતન થાય છે."

"અન્ય પુરુષનો તો" આ વાક્યમાં 'તો' એમ એટલે કહ્યું છે કે પોતાના પતિ સિવાયના અન્ય પુરુષમાં રહેલું રૂપ અને યૌવન છે તે વિકાર રૂપ દોષને પેદા કરે છે, તેટલી તેમાં વિલક્ષણતા છે. સ્ત્રીઓને માટે પતિમાં રહેલા રૂપ અને યૌવન અનુકૂળ હોવાથી ગુણરૂપ છે પણ અન્ય પુરુષમાં રહેલા તે પ્રતિકૂળ હોવાથી દોષરૂપ ગણ્યા છે. ખરેખર સુખ-દુઃખ અને મોહાત્મક ત્રણ ગુણવાળી કોઈ પણ વસ્તુ ચોક્કસ ગુણ, રૂપ કે દોષરૂપ કહી શકાતી નથી. અન્ય

પુરુષમાં રહેલા રૂપ અને યૌવન ગુણ હોવા છતાં સ્ત્રીને પ્રલોભન દ્વારા અનર્થ કરનારા છે. માટે તે બંને સ્ત્રીની અપેક્ષાએ દોષરૂપ માન્યા છે. ૧૬૦.



**नरेक्ष्यनाभ्यूरुकुचानुत्तरीया च नो भवेत्।**
**साध्वी स्त्री न च भण्डेक्षा न निर्लज्ञादिसङ्गिनी ।।१६१।।**

**અને પતિવ્રતા એવી જે સુવાસિની સ્ત્રીઓ, તેમણે પોતાની નાભિ, સાથળ અને છાતી, તેને બીજો પુરુષ દેખે એમ ન વર્તવું. અને ઓઢ્યાંનાં વસ્ત્ર વિના ઉઘાડે શરીરે ન રહેવું. અને ભાંડભવાઈ જોવા ન જવું. અને નિર્લજ્જ એવી જે સ્ત્રીઓ તથા સ્વૈરિણી, કામિની અને પુંશ્ચલી એવી જે સ્ત્રીઓ, તેમનો સંગ ન કરવો. ॥૧૬૧॥**

*ભાષ્ય :* સદાચારવાળી પતિવ્રતા સ્ત્રીઓને લાજ શરમ જ ખરૂં ઘરેણું છે. એટલે તે લાજ જેનાથી નાશ પામે તેવા વર્તનનો સંપૂર્ણપણે ત્યાગ કરવો. આવા અભિપ્રાયથી શ્રીહરિ કહે છે, नरेक्ष्य- સાધ્વી સ્ત્રીઓએ પોતાની નાભિ આદિ અવયવના ઉપર બીજાની દષ્ટિ ન પડે તેમ વર્તવું. પુરુષવર્ગને ગણકાર્યા વિના ગોપનીય અને અગોપનીય અંગોના વિવેકને તજી દઈને માર્ગમાં ફરવું, તે તો ચારિત્ર્યહીન સ્ત્રીનું નિર્લજ્જ વર્તન ગણાય. પતિવ્રતા સ્ત્રીનું સર્વશ્રેષ્ઠ ઘરેણું તો લાજ રાખવી તે છે. એટલે તે સ્ત્રીઓએ નિર્લજ્જ ન થવું. જેને લાજ જ આભૂષણ હોય એવી સાધ્વી સ્ત્રીઓએ એકાંત સિવાય વસ્ત્ર ઓઢ્યા વગર રહેવું તે અયોગ્ય છે.

બીજાને હસાવીને જીવન નિર્વાહ કરનારા તથા અન્ય લોકો હસે એવા વેષ ધારી સભામાં આવીને સહુને હસાવનારાને ભાંડ કહેવાય છે. સાધ્વી સ્ત્રીઓએ તે ભાંડ જોવા નહિ. તેને દેખવા માત્રથી ઊંચે

અવાજે ખડખડાટ જે હસવું, તે રોકી શકાતું નથી, એટલે કુલવધુ સાધ્વી સ્ત્રીઓને તેવું ખડખડાટ હસવું યોગ્ય ગણાતું નથી. કારણ કે મહાકવિએ પણ તે કહ્યું છે કે "ઉચ્ચકુળની વધૂનું સ્મિત હોઠ સુધી જ રહે છે." અને નિર્લજ્જ સ્ત્રીઓનો સંગ ન રાખવો. કારણ કે તેનાથી ચારિત્ર્યનો ભંગ થઈ શકે છે. તે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ૧/૮૭ની મિતાક્ષરા ટીકામાં પંડિત વિજ્ઞાનેશ્વરે શંખમુનિનું વચન કહ્યું છે કે, "સ્ત્રીઓએ કહ્યા વિના ઘરની બહાર ન જવું. ઉત્તરીય વસ્ત્ર પહેર્યા વિના ઘરની બહાર નીકળવું નહિ. ઉતાવળી ચાલે ચાલવું નહિ, દુકાનનો વેપારી, સંન્યાસી, વૃદ્ધ, વૈદ્ય સિવાય બીજા પુરુષ સાથે બોલવું નહિ, નાભિનો ભાગ દેખાડવો નહિ, પગની ઘૂંટી સુધી વસ્ત્ર પહેરવું. છાતી ઊંચી કાઢી બતાવવી નહિ, મુખ ઉઘાડું રાખીને હસવું નહિ, પતિ કે તેના બંધુજનો સાથે દ્વેષભાવ રાખવો નહિ, વેશ્યા, ધૂર્ત, પોતાના પ્રેમીને મળવા નિશ્ચિત સ્થાને જનારી, વેરાગણ, નાટક તમાશા કરનારી, જાદુ કરનારી તેમજ દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રીઓની સાથે એક સ્થાને રહેવું નહિ. કારણ કે તેવી સ્ત્રીઓના સંપર્કથી ચારિત્ર દૂષિત થાય છે." ૧૬૧.



**भूषासदंशुकधृतिः परगेहोपवेशनम्।**
**त्याज्यं हास्यादि च स्त्रीभिः पत्यौ देशान्तरं गते।।१६२।।**

**અને તે સુવાસિની સ્ત્રીઓ, તેમણે પોતાનો પતિ પરદેશ ગયે સતે આભૂષણ ન ધારવાં, રૂડાં વસ્ત્ર ન પહેરવાં, પારકે ઘેર બેસવા ન જવું અને હાસ્ય-વિનોદાદિકનો ત્યાગ કરવો. ॥૧૬૨॥**

*ભાષ્ય :* જેનો પતિ પ્રવાસમાં - પરદેશ ગયો હોય તેવી સ્ત્રીઓના ધર્મને કહે છે. જ્યારે પોતાનો પતિ પરદેશ ગયો હોય ત્યારે સધવા સ્ત્રીઓએ હાથનાં કંકણ તથા કર્ણફૂલ જેવા મંગળરૂપ

આવશ્યક સિવાયના કેવળ શોભા માટેના જ જે હોય એવાં ઘરેણા પહેરવા નહિ, તેમજ શરીરની મર્યાદા જળવાઈ રહે તેવા સાદા વસ્ત્ર સિવાયના શોભાડનારાં વસ્ત્ર પહેરવા નહિ. પારકે ઘેર બેસવા જવું નહિ, હર્ષ સૂચવતાં હાસ્ય-મશ્કરી વગેરે પણ કરવા નહિ, અને કોઈ ઉત્સવ કે મેળો જોવા માટે પણ જવું નહિ. ત્યાં કહ્યું છે કે "જે સ્ત્રીનો પતિ પ્રવાસમાં પરદેશ ગયો હોય તેણીએ ક્રીડા કરવી, શૃંગાર કરવો, મેળા આદિ ઉત્સવોમાં જવું. હાસ્ય મશ્કરી કરવી, પારકે ઘેર બેસવા જવું વગેરેનો ત્યાગ કરવો." (યાજ્ઞ.૧/૮૪) ૧૬૨.



**विधवाभिस्तु योषाभिः सेव्यः पतिधिया हरिः।**
**आज्ञायां पितृपुत्रादेर्वृत्यं स्वातन्त्र्यतो न तु।।१६३।।**

**હવે વિધવા સ્ત્રીઓના વિશેષ ધર્મ કહીએ છીએ. અમારે આશ્રિત જે વિધવા સ્ત્રીઓ, તેમણે તો પતિબુદ્ધિએ કરીને શ્રીકૃષ્ણ ભગવાનને સેવવા અને પોતાના પિતા-પુત્રાદિક જે સંબંધી તેમની આજ્ઞાને વિષે વર્તવું, પણ સ્વતંત્રપણે ન વર્તવું. ॥૧૬૩॥**

*ભાષ્ય :* હવે વિધવા સ્ત્રીઓના ધર્મને શ્રીહરિ કહે છે. विधवाभिस्तु- પતિ જ્યાં સુધી જીવતો હોય ત્યાં સુધી તેને જ સ્ત્રીઓએ સેવવો, પણ પતિ મરી જાય પછી તો તે પરમેશ્વરને જ મુક્તભાવમાં-નિર્બંધનભાવે સેવવા, એમ કહ્યું છે. પતિબુદ્ધિથી હરિ-શ્રીકૃષ્ણ ભગવાનને સેવવા. કહેવાનો ભાવ એવો છે કે ખરેખર સર્વેશ્વર શ્રીહરિ જ સહુના વિશુદ્ધ સાચા પતિ છે. બીજામાં રહેલો પતિભાવ તો આરોપિત છે. પતિ જીવતો હોય ત્યાં સુધી તો તે પતિને સ્ત્રીએ સેવવો, એવો સ્ત્રીઓનો ધર્મ છે. તેના મરણ પછી તો વાસ્તવમાં જે સ્વામી છે તે સર્વેશ્વર શ્રીહરિને જ સ્વામિભાવ-પતિભાવથી સેવવા.

તાત્પર્ય એવું છે કે જિંદગીભર જે પતિની સેવા કરવી, તે સ્ત્રીઓનો ધર્મ છે. જીવતો હોય ત્યારે પ્રત્યક્ષ તેની સેવા કરવી અને તે મરી જાય પછી પતિબુદ્ધિથી શ્રીહરિને સેવવા. તો આ રીતે જિંદગીભર પતિની સેવા કરવી તે સ્વધર્મ છે. તે નિષ્ઠા જ પરંપરાથી સ્ત્રીના જીવનું કલ્યાણ કરે છે અને જો સ્ત્રીના મનમાં કામના હોય તો તેને પતિલોકની પ્રાપ્તિ રૂપ ફળ મળે છે, એમ ધર્મશાસ્ત્ર કહે છે. "સ્ત્રીએ વિષ્ણુનું પૂજન પતિબુદ્ધિથી કરવું, બીજી રીતે ન કરવું. શ્રેષ્ઠ વિષ્ણુનું રૂપ ધરી રહેલા પતિનું સદા ધ્યાન કરવું." "આ પ્રમાણે ધર્મ પાળનારી વિધવા સ્ત્રી અથવા પતિવ્રતા સ્ત્રી પતિના લોકને પામે છે. તે ક્યારેય દુઃખી થતી નથી." (સ્કાં.કા.ખં.૪/૮૧-૪/૧૦૫)

કોઈક તો 'पतिधिया'નો અર્થ એમ કહે છે કે પતિને અવલંબી રહેલી, તેનું જ સતત સ્મરણ કરનારી, ભાવનાવાળી સ્ત્રીએ શ્રીહરિને સેવવા. તેમાં ભગવાનની સેવા પણ પોતાના અધિકાર પ્રમાણે કરવી અને પતિના મરણ પછી સ્ત્રીએ પરતંત્ર રહેવું, એમ શ્રીહરિ કહે છે. 'વિધવા સ્ત્રીએ પિતા આદિની આજ્ઞામાં પરતંત્ર જ રહેવું, પણ સ્વતંત્ર થવું નહિ. તે પણ મનુએ કહ્યું છે કે "સ્ત્રીએ બાળપણમાં પિતાને વશ રહેવું, જુવાનીમાં પતિને વશ રહેવું અને પતિ મરી જાય ત્યારે પુત્રોને વશ રહેવું, પણ સ્વતંત્રતા સેવવી નહિ." "સ્ત્રીએ પિતા કે પુત્રોથી અલગ થવા પોતે ઇચ્છવું નહિ. કારણ કે એમ અલગ રહેવાને લીધે તો તે પિતાનું અને પતિનું, એમ બંને કુળને નિંદાપાત્ર કરે છે."(મનુ.૫/૧૪૮/૧૪૯) તે અંગે યાજ્ઞવલ્ક્ય તો કહે છે કે, "પિતા અને પતિના કુળમાં કોઈ ન હોય તો સ્ત્રીનું રક્ષણ તેના જ્ઞાતિજનોએ કરવું, પણ સ્ત્રીને ક્યારેય સ્વતંત્રપણે રહેવું નહિ." (યાજ્ઞવલ્ક્ય.૧/૮૫) ૧૬૩.



**स्वासन्नसम्बन्धहीना नराः स्पृश्या न कर्हिचित्।**
**तरुणैस्तैश्च तारुण्ये भाष्यं नावश्यकं विना।।१६४।।**

**અને તે વિધવા સ્ત્રીઓ, તેમણે પોતાના સમીપ સંબંધ વિનાના જે પુરુષ તેમનો સ્પર્શ ક્યારેય ન કરવો અને પોતાની યુવાવસ્થાને વિષે અવશ્ય કાર્ય વિના સમીપ સંબંધ વિનાના જે યુવા પુરુષ, તેમની સાથે ક્યારેય પણ બોલવું નહિ. ॥૧૬૪॥**

***ભાષ્ય :*** ઈચ્છા નહિ હોવા છતાં ગિરદી વગેરેને કારણે અન્ય પુરુષનો સ્પર્શ થતો હોય, તો તે પણ થવા દેવો નહિ, એમ શ્રીહરિ કહે છે. स्वासन्न- પોતાના ભાઈ આદિ જે નજીકના સંબંધી, તે સિવાયના બીજા પુરુષોને અડવું નહિ. સંબંધીઓ રક્ષા કરતા હોય છતાં તે સ્ત્રી નિર્દોષભાવથી જરાક અડી જાય તો તેમાં દોષ નથી. વધારે ભીડ હોય તો પણ વિધવા સ્ત્રીએ પરપુરુષનો સ્પર્શ કરવો નહિ.

પ્રશ્ન - અનિચ્છિત સહેજ-જરાક સ્પર્શ થઈ જાય તો તેમાં શું દોષ છે? વિધવા સ્ત્રીને પરપુરુષનો સ્પર્શ થાય, તો તે શું અસ્પૃશ્યનો સ્પર્શ છે ?

ઉત્તર - ખરું છે. વિધવાને માટે તો તે અસ્પૃશ્યનો સ્પર્શ જ ગણાય છે. તે આચારસારમાં કહ્યું છે કે "બ્રાહ્મણ, વિધવા સ્ત્રી, સુતરાઉ વસ્ત્ર અને માટીનું વાસણ, આટલા સ્પર્શથી, છાયા પડવાથી અને દૃષ્ટિ પડવાથી પણ તત્કાળ અપવિત્ર થાય છે." ખરેખર તો "જે સ્ત્રી પતિનાં મૃત્યુ પછી બ્રહ્મચર્ય વ્રત પાળે છે તો તેને પુત્ર નહિ હોવા છતાં તે બ્રહ્મચારી પુરુષની જેમ સ્વર્ગલોકને પામે છે."(વિષ્ણુ સ્મૃ.૨૫) આવું જે બ્રહ્મચર્ય વ્રત કહ્યું છે તેને વારંવાર થતો પરપુરુષનો થોડો એવો સ્પર્શ પણ ક્યારેક ચિત્તને વિહ્વળ કરી શકે છે. તેથી વિધવા સ્ત્રીને માટે અન્યપુરુષનો સ્પર્શ તે અસ્પૃશ્ય-વર્જ્ય કહ્યો છે.

વિધવા સ્ત્રીએ પોતાના સમીપ સંબંધ વિનાના જુવાન પુરુષની સાથે વાતચીત પણ કરવી નહિ. જો સ્વયં વૃદ્ધ હોય તો કાંઈ હાનિ

નથી. એમ માનીને કહ્યું છે કે પોતે જુવાન હોય તો આવશ્યક્તા વિના ન બોલવું. જરૂર પૂરતું જ બોલવું વધારે નહિ. આનો અર્થ એવો છે કે જો સદંતર ન બોલે તો પોતાનું કે બીજાનું ધર્મનો બાધ ન આવે, એવું કાંઈ કામ જ ન થાય. એટલે સારા કામ માટે તો જુવાન પુરુષની સાથે પણ યોગ્ય વાતચીત ભલે કરે, જેથી કે તે કામ થાય. પણ તમારું ગામ કયું ? ઘર ક્યાં છે ? પત્ની ક્યાં છે ? પુત્ર કેટલા છે ? ઇત્યાદિ નિષ્પ્રયોજન વાતો કરવી નહિ. ૧૬૪.



**स्तनन्धयस्य नुः स्पर्शे न दोषोऽस्ति पशोरिव।**
**आवश्यके च वृद्धस्य स्पर्शे तेन च भाषणे।।१६५।।**

**અને ધાવણો જે બાળક, તેના સ્પર્શને વિષે તો જેમ પશુને અડી જવાય અને દોષ નથી, તેમ દોષ નથી. અને કોઈ અવશ્યનું કામકાજ પડે, તેને વિષે કોઈક વૃદ્ધ પુરુષને અડી જવાય તથા તે વૃદ્ધ સાથે બોલાય તેને વિષે દોષ નથી. ॥૧૬૫॥**

***ભાષ્ય :*** ઉપર કહેલા સ્પર્શ અંગે અપવાદને શ્રીહરિ કહે છે. स्तनन्धयस्य - ધાવણ ધાવવાની અવસ્થામાં બાળક સંબંધી હોય કે ન હોય, તેનો સ્પર્શ કરવામાં વિધવા સ્ત્રીને બાધ નથી. કારણ કે તેમાં ભાવદોષ આવતો નથી. ધર્મને લગતું આવશ્યક કામ હોય તો વૃદ્ધનો સ્પર્શ વિધવાને માટે નિર્દોષ ગણાય, પણ તેવું આવશ્યક કામ ન હોય તો વૃદ્ધનો સ્પર્શ દોષરૂપ ગણાય છે. જેને સ્ત્રી પુરુષના ભેદનું ભાન ન હોય એવા બાળકનો જાણીને સ્પર્શ થાય તોપણ દોષ લાગતો નથી.

અતિશય વૃદ્ધ થઈ ગયેલા સમીપ સંબંધ વગરના વૃદ્ધ પુરુષનો સ્પર્શ આવશ્યક કામ સિવાય થાય તો તેમાં દોષ લાગે છે. તેમાં બાળકને સ્ત્રી પુરુષના ભેદનું ભાન નથી, પણ અત્યંત વૃદ્ધ થયેલા પુરુષને

તો સ્ત્રી પુરુષના ભેદનું જ્ઞાન હોય છે. એટલે વૃદ્ધ કરતા બાળકમાં નિર્દોષપણામાં ફરક છે, એટલે આવશ્યક કામ સિવાય સમીપ સંબંધ વગરના વૃદ્ધની સાથે જે બોલવું તે પણ યોગ્ય નથી.

આથી ઉપરના શ્લોક ૧૬૪માં પોતે યુવાવસ્થામાં હોય તો યુવાન પુરુષ સાથે આવશ્યક કામ વિના બોલવું નહિ, એવું કહ્યું છે, તેથી વૃદ્ધપુરુષની સાથે આવશ્યક કામ વિના બોલવું તે દોષરૂપ નથી, એવો અર્થાભાસ થાય છે. એટલે તેને માટે અહીં કહ્યું કે આવશ્યક કામ સિવાય સમીપ સંબંધ વગરના વૃદ્ધ પુરુષની સાથે બોલવું તે યોગ્ય નથી. ૧૬૫.



**विद्याऽनासन्नसंबन्धात्ताभिः पाठ्या न कापि नुः।**
**व्रतोपवासैः कर्तव्यो मुहुर्देहदमस्तथा।।१६६।।**

**અને તે વિધવા સ્ત્રીઓ, તેમણે પોતાના સમીપ સંબંધ વિનાના જે પુરુષ, તે થકી કોઈ પણ વિદ્યા ન ભણવી અને વ્રત-ઉપવાસે કરીને વારંવાર પોતાના દેહનું દમન કરવું. ॥૧૬૬॥**

શંકા - આવશ્યક કામ હોય તો વિધવા સ્ત્રીએ પરપુરુષ સાથે બોલવું એવી સંમતિ તો આપી છે, તેથી અન્ય પુરુષ પાસે વિદ્યા (વિશેષ જ્ઞાન-વિજ્ઞાન) પણ ભણવી તે યોગ્ય જ છે. કારણ કે વિદ્યા (વિજ્ઞાન) જ કલ્યાણ કરે છે. એટલે અન્ય પુરુષની સાથે વાતચીત કરવી તે પણ યોગ્ય જ છે ને ? આવી કોઈ શંકા કરે ત્યારે શ્રીહરિ કહે છે કે विद्याऽनासन्न - વિદ્યા શબ્દ અહીં પુરાણ સંબંધી વિજ્ઞાનને કહે છે અથવા તેને સમજવા માટેનો કોઈ લોકભાષાનો ગ્રંથ પણ કહી શકાય છે. તે કોઈ પણ વિદ્યા પોતાના નજીકના સંબંધી ભાઈ આદિ પાસે ભણવી, પણ બીજા કોઈ પાસે નહિ.

વળી વિધવા સ્ત્રીઓએ વ્રત ઉપવાસે કરીને પોતાના દેહનું દમન કરવું. તેમાં વ્રત-દિવસમાં એકવાર જમવું, ઠંડા જળથી સ્નાન કરવું, તેલ માલિશ આદિ ન કરવું અને ભૂમિ ઉપર પથારી વગર સૂવું, તે બધા છે અને ઉપવાસ એટલે માસોપવાસ, પંદર દિવસના ઉપવાસ તે છે. તે કહ્યું છે કે "વિધવા સ્ત્રીએ દિવસમાં એકવાર ખાવું, આપત્કાળ સિવાય બીજીવાર ન ખાવું, માસોપવાસ અથવા ચાંદ્રાયણ પણ કરવું." (સ્કાં.કા.ખં.૪/૭૫) મનુએ પણ કહ્યું છે કે 'વિધવા સ્ત્રીએ પોતાના શરીરને યથાશક્ય ક્ષીણ કરવું.' (મનુ.૫/૧૫૭)

અથવા વ્રત-ઉપવાસ એટલે એકાદશી આદિ વ્રતને દિવસ અને તે સિવાય અન્ય નિમિત્તે ઉપવાસ કરીને દેહનું દમન કરવું. ૧૬૬.



**धनं च धर्मकार्येऽपि स्वनिर्वाहोपयोगि यत्।**
**देयं ताभिर्न तत्क्वापि देयं चेदधिकं तदा।।१६७।।**

**અને તે વિધવા સ્ત્રીઓ, તેમણે પોતાના ઘરમાં પોતાના જીવનપર્યંત દેહનિર્વાહ થાય એટલું જ ધન હોય, તો તે ધન જે તે ધર્મકાર્યને વિષે પણ ન આપવું અને જો તેથી અધિક હોય તો આપવું. ।।૧૬૭।।**

***ભાષ્ય :*** પોતાની પાસે જો ધન હોય તો ઘણા વ્રત-ઉપવાસ કરવાથી પણ દેહનું દમન થાય નહિ. ધનની ગરમી બળવાન હોય છે. તે ધન જો વધારે પ્રમાણમાં હોય તો તેને વિધવા સ્ત્રીઓએ સંઘરી રાખવું નહિ. જીવન નિર્વાહ થાય તેટલું તો રાખવું. જો ન રાખે અને દુર્બળ સ્થિતિ થઈ જાય તો પછી પારકી સેવા-બીજાનું કામ કરવાની પરિસ્થિતિ ઊભી થાય, એટલે પોતાના ધર્મનો ભંગ થવાનો પ્રસંગ આવે. આવા અભિપ્રાયથી શ્રીહરિ કહે છે કે धनं च - પોતાના દેહનો નિર્વાહ થાય

એટલું જ ધન જો પોતાની પાસે હોય તો તેને ધર્મના કામમાં પણ ન દેવું. જો કે ધનનું ખરું ફળ તો ધર્મ જ છે. તે ભાગવતમાં કહ્યું છે કે "ધનનું એક ફળ તો ધર્મ જ છે." (૧૧/૫/૧૨)

એમ હોવા છતાં પણ વિધવા સ્ત્રીઓએ તે ધન ધર્મકાર્યમાં પણ ન દેવું. જો જીવનનિર્વાહ ચાલે, તેનાથી વધારે હોય તો તે ક્યાંક યજ્ઞયાજ્ઞાદિક ધર્મકાર્યમાં દેવું. પોતાના બંધુજનોને અથવા બીજાને પણ ધર્મના કાર્યમાં તે ધન આપવું, પણ રાખી મૂકવું નહિ. ધનનું પ્રયોજન ધર્મ છે, એ બાબત તો પ્રસિદ્ધ જ છે. એમ હોવા છતાં જે પોતાના નિર્વાહમાં ઉપયોગી તે ધનને વિધવા સ્ત્રીઓએ ક્યાંય ન આપવું. તે ધન આપી દીધા પછી જીવિકાના અભાવે પારકું કામ કરવું પડે અને તેમાં ધર્મનો લોપ થવાની સ્થિતિ થાય. ૧૬૭.



**कार्यश्च सकृदाहारस्ताभिः स्वापस्तु भूतले।**
**मैथुनासक्तयोर्वीक्षा क्वापि कार्या न देहिनोः।।१६८।।**

**અને વિધવા સ્ત્રીઓ, તેમણે એકવાર આહાર કરવો અને પૃથ્વીને વિષે સૂવું અને મૈથુનાસક્ત એવાં જે પશુ-પક્ષી આદિક જીવ-પ્રાણીમાત્ર તેમને ક્યારેય પણ જાણીને જોવાં નહિ. ॥૧૬૮॥**

*ભાષ્ય :* દેહના દમન માટે જે વ્રત કરવાના હોય છે તે અંગે કાંઈક શ્રીહરિ કહે છે કે कार्यश्च - વિધવા સ્ત્રીઓએ દિવસે એકવાર જમવું પણ રાતે જમવું નહિ. તેમજ ભૂમિ ઉપર સૂવું. પલંગ ખાટલા ઉપર સૂવું નહિ. તે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે "પલંગ ઉપર સૂવાવાળી વિધવા સ્ત્રી તેના પતિનું અધઃપતન કરે છે."(સ્કાં.કા.ખં.૪/૧૮) ભૂમિ ઉપર સૂવાનું જે કહ્યું છે તે દેહનું દમન કરે એવા બીજા વ્રત-નિયમોને પણ સૂચવે

છે. વળી મૈથુનમાં પ્રવર્તેલા પશુ કે પક્ષી જેવા પ્રાણીમાત્રને જોવા નહિ. તે માટે વચન કહ્યું છે કે "મૈથુનમાં પ્રવર્તેલા પશુ આદિને પણ બુદ્ધિ પૂર્વક વિધવા સ્ત્રીઓએ જોવા નહિ." (સ્કં.વૈ.વા.મા.૨૨/૬૫) ૧૬૮.



**वेषो न धार्यस्ताभिश्च सुवासिन्याः स्त्रियास्तथा।**
**न्यासिन्या वीतरागाया विकृतश्च न कर्हिचित्।।१६९।।**

**અને તે વિધવા સ્ત્રીઓ, તેમણે સુવાસિની સ્ત્રીના જેવો વેષ ન ધારવો તથા સંન્યાસણી તથા વેરાગણી, તેના જેવો વેષ ન ધારવો અને પોતાનો દેશ, કુળ અને આચાર તેને વિરુદ્ધ એવો જે વેષ, તે પણ ક્યારેય ન ધારવો. ॥૧૬૯॥**

*ભાષ્ય :* વિધવાપણાથી વિરુદ્ધ વેષ ન રાખવો. એમ શ્રીહરિ કહે છે. वेषो न - સુવાસિની સ્ત્રી એટલે જે સ્ત્રીનો પતિ હયાત હોય, તો તે તે સુવાસિની સ્ત્રીના જેવા હાથમાં કંકણ, કાનમાં કર્ણફૂલ, લલાટમાં કુંકુમ જેવા પ્રસાધન શરીર ઉપર ન ધારવા. વિધવાપણું હોવા છતાં સંન્યાસણીના જેવો વેષ ન રાખવો. વૈરાગ્યવાળી જે સ્ત્રી પોતાનું ઘર છોડી સંન્યાસી થઈ ભગવા વસ્ત્ર પહેરે છે. તેના જેવો વેષ ન ધારવો. સંન્યાસ લેવામાં સ્ત્રીનો અધિકાર છે કે નહિ ? તે બાબત જુદી જ છે. જેમાં શાસ્ત્રમાં કહેલી મર્યાદાનો લોપ થતો હોય છે, તેવા કળિયુગમાં લોકપ્રસિદ્ધ વેષનો આ નિષેધ કર્યો છે. વળી જે પોતાની કુળપરંપરાનો આચાર હોય તેથી વિરુદ્ધ વેષ તથા વિકૃત વેષ ક્યારેય ધારવો નહિ. ૧૬૯.



सङ्गो न गर्भपातिन्याः स्पर्शः कार्यश्च योषितः।
शृङ्गारवार्ता न नृणां कार्याः श्रव्या न वै क्वचित्।।१७०।।

निजसम्बन्धिभिरपि तारुण्ये तरुणैर्नरैः।
साकं रहसि न स्थेयं ताभिरापदमन्तरा।।१७१।।

न होलाखेलनं कार्यं न भूषादेश्च धारणम्।
न धातुसूत्रयुक्सूक्ष्मवस्त्रादेरपि कर्हिचित्।।१७२।।

અને ગર્ભની પાડનારી જે સ્ત્રી, તેનો સંગ ન કરવો અને તેનો સ્પર્શ પણ ન કરવો. અને પુરુષના શૃંગાર રસ સંબંધી જે વાર્તા તે ક્યારેય ન કરવી અને ન સાંભળવી. ॥૧૭૦॥

અને યુવાવસ્થાને વિષે રહી એવી જે વિધવા સ્ત્રીઓ, તેમણે યુવા અવસ્થાવાળા જે પોતાના સંબંધી પુરુષ, તેમની સંગાથે પણ એકાંત સ્થળને વિષે આપત્કાળ પડ્યા વિના ન રહેવું. ॥૧૭૧॥

અને હોળીની રમત ન કરવી ને આભૂષણાદિકનું ધારણ ન કરવું અને સુવર્ણાદિક ધાતુના તારે યુક્ત એવાં જે ઝીણાં વસ્ત્ર તેનું ધારણ પણ ક્યારેય ન કરવું. ॥૧૭૨॥

*ભાષ્ય :* જે કરવાથી બ્રહ્મચર્ય વ્રત તૂટી જાય, તે બધાનો ત્યાગ કરવો, એમ શ્રીહરિ કહે છે. संगो न - ગર્ભપાત કરાવનારી જે દુરાચારિણી સ્ત્રીઓ તેનો સંગ દૂરથી જ તજી દેવો. અજાણતા અનિચ્છાએ પણ જો તેનો સ્પર્શ થાય તો પણ તે અપવિત્ર હોવાથી તેનાથી દૂર રહેવું. જે સદાચારથી પડી ગયેલા હોય તે સ્પર્શમાત્રથી પણ બીજાને દોષિત કરે છે.

વળી, જે સ્ત્રી તથા પુરુષ સંબંધી શૃંગારરસની વાર્તાઓ હોય, તે ક્યારેય કહેવી નહિ તથા સાંભળવી પણ નહિ. જેની જુવાની હજી વીતી ન હોય તેવી વિધવા સ્ત્રીઓએ પોતાના સમીપ સંબંધી જુવાન પુરુષની સાથે પણ એકાંતમાં ન રહેવું. તે બાબતે સ્મૃતિમાં કહ્યું છે કે

"પવનના સાથથી વધેલો અગ્નિ બીજા સાધનોથી જેમ કાબૂમાં લઈ શકાતો નથી, તેમ જુવાનીના સાથથી આગળ વધેલા કામને બીજા કોઈ સાધનથી કાબુમાં લઈ શકાતો નથી. આમ પાછો નહિ હઠતો તે કામ તત્કાળ સમગ્ર જગતને જીતી શકે છે." "એટલા માટે જુવાન માતાએ જુવાન દીકરાની સાથે પણ એકાંતમાં રહેવું નહિ, તે સત્યને જૈમિનિ મુનિએ કહ્યું છે."

વળી હોળીની રમત ન રમવી, તેમજ સોનેરી જરીના તારથી ગુંથાયેલા ઝીણાં વસ્ત્ર પહેરવા નહિ. બાજુબંધ, કંકણ અને કંદોરો વગેરે ઘરેણા પહેરવા નહિ. ઉપર જણાવ્યા તે બધા ચિત્તને વિહ્વળ કરી દે છે અને પોતાના બ્રહ્મચર્યવ્રતથી પાડી નાખે છે, માટે તેનો ત્યાગ કરવો. જોકે ઉપર વિધવા સ્ત્રીઓએ સુવાસિનીના જેવો વેષ ધારવો નહિ, એમ ૧૬૯માં શ્લોકમાં ઘરેણા પહેરવાનો નિષેધ કહેવાયો છે. છતાં "ઘરેણા આદિ ન પહેરવા." એમ અહીં ૧૭૨માં ફરીને જે નિષેધ કર્યો છે તે હોળી આદિની રમતમાં આવશ્ક જણાતા તેનો નિષેધ દૃઢતા કરાવવા માટે કર્યો છે એમ માનવું. એટલે અહીં કાંઈ ખામી નથી.૧૭૦-૧૭૨.



**सधवाविधवाभिश्च न स्नातव्यं निरम्बरम्।**
**स्वरजोदर्शनं स्त्रीभिर्गोपनीयं न सर्वथा।।१७३।।**

**मनुष्यं चांशुकादीनि नारी क्वापि रजस्वला।**
**दिनत्रयं स्पृशेन्नैव स्नात्वा तुर्येऽह्नि सा स्पृशेत्।।१७४।।**

**અને સુવાસિની ને વિધવા એવી જે સ્ત્રીઓ તેમણે વસ્ત્ર પહેર્યા વિના ન્હાવું નહિ અને પોતાનું જે રજસ્વલાપણું, તે કોઈ પ્રકારે ગુપ્ત ન રાખવું. ॥૧૭૩॥**

**અને વળી, રજસ્વલા એવી જે સુવાસિની અને વિધવા સ્ત્રીઓ, તે ત્રણ દિવસ સુધી કોઈ મનુષ્યને તથા વસ્ત્રાદિકને અડે નહિ અને ચોથે દિવસે નાહીને અડવું.(એવી રીતે ગૃહસ્થાશ્રમી એવાં જે પુરુષ અને સ્ત્રીઓ, તેમના જે આ વિશેષ ધર્મ કહ્યા તે સર્વે ધર્મવંશી આચાર્ય અને તેમની પત્નીઓ, તેમણે પણ પાળવા. કેમ કે, એ ગૃહસ્થ છે.) ॥૧૭૪॥**

***ભાષ્ય :*** હવે સર્વ સાધારણ સ્ત્રીઓને ઉદ્દેશીને શ્રીહરિ કહે છે કે, સધવા - સુવાસિની અથવા વિધવા, બધી જ સ્ત્રીઓએ વસ્ત્ર પહેર્યા વિના સ્નાન કરવું નહિ. તે સ્મૃતિમાં કહ્યું છે કે "મરણમાં તેને નગ્ન સ્નાન કરાવવું નહિ." (વિષ્ણુ.અ.૨૪) "સંકલ્પ કરીને હાથમાં દર્ભ રાખ્યા સિવાય જ્યાં ઝાઝી સ્ત્રીઓ તથા દુર્જન લોકો ભેળા થયા હોય તેવા તીર્થમાં સ્નાન કરવું નહિ. તેમજ વિહ્વળ ચિત્તે સ્નાન કરવું નહિ. મસ્તક પલાળ્યા સિવાય તેમજ તે વસ્ત્ર પહેર્યા વિના તીર્થમાં સ્નાન કરવું નહિ. (વૃદ્ધ પરાશર ૨/૧૦૫) "નગ્ન થઈ સ્નાન કરવું તથા સૂવું તે બંને મનુષ્યને માટે નિંદાસ્પદ છે," એમ સુવ્રતે કહ્યું છે. ઉપરના શ્લોકમાં નગ્નસ્નાનનો નિષેધ પુરુષ માટે છે. છતાં માનવન્યાય તો સમાન હોવાથી આ નિષેધ સ્ત્રીઓને માટે પણ સાધારણ છે.

વસ્ત્ર પહેર્યા વિના સ્નાન કરવાથી વ્રતનો પણ ભંગ થાય છે, એમ ભાગવતમાં કહ્યું છે. "વ્રત કરનારી તમે વ્રજકુમારિકાઓએ વસ્ત્ર પહેર્યા વિના જ જળમાં જે સ્નાન કર્યું છે તે વરુણદેવની અવજ્ઞા કરી છે." (ભાગ.૧૦/૨૨/૧૯)

સ્ત્રીઓએ પોતાના રજસ્વળાપણાનું સૂતક ક્યારેય છુપાવવું નહિ, એમ શ્રીહરિ કહે છે. स्वरजोदर्शनं - પોતાને મહિને મહિને આવતું રજસ્વળાપણું તે સ્ત્રીઓએ મોટી આપત્તિમાં પણ છુપાવવું નહિ.

રજસ્વળા સ્ત્રી ત્રણ દિવસ અસ્પૃશ્ય રહે છે અને ચોથે દિવસ તેની શુદ્ધિ કહે છે. એટલે રજસ્વળા નારી ત્રણ દિવસ સુધી કોઈ મનુષ્યને તથા વસ્ત્ર આદિ વસ્તુને અડે નહિ. રજસ્વળા ત્રણ દિવસ અસ્પૃશ્ય રહે છે, એમ હેમાદ્રિ ભવિષ્યોત્તરમાં કહે છે. અને પરાશરે પણ કહ્યું છે કે "રજસ્વળા સ્ત્રી પહેલે દિવસ ચાંડળીના જેવી, બીજે દિવસ બ્રહ્મહત્યારીના જેવી અને ત્રીજે દિવસ ધોબણના જેવી અશુદ્ધ હોય છે." (પરા.૭/૧૮) તે ચોથે દિવસ સ્નાન કરવાથી શુદ્ધ થાય, પછી તેમાં અસ્પૃશ્યતા રહેતી નથી. "ચોથે દિવસ સ્નાન કરેલી રજસ્વલા શુદ્ધ થાય છે. (પરાશર.૭/૧૫) ૧૭૩-૧૭૪



**नेष्ठिकव्रतवन्तो ये वर्णिनो मदुपाश्रयाः।**
**तैः स्पृश्या न स्त्रियो भाष्या न च वीक्ष्याश्च ता धिया।।१७५।।**

**હવે નૈષ્ઠિક બ્રહ્મચારીના જે વિશેષ ધર્મ, તે કહીએ છીએ. અમારે આશ્રિત એવા જે નૈષ્ઠિક બ્રહ્મચારી, તેમણે સ્ત્રીમાત્રનો સ્પર્શ ન કરવો અને સ્ત્રીઓ સંગાથે બોલવું નહિ અને જાણીને તે સ્ત્રીઓ સન્મુખ જોવું નહિ. ॥૧૭૫॥**

*ભાષ્ય :* હવે શ્રીહરિ નૈષ્ઠિક બ્રહ્મચારીના નિયમોને કહે છે. નૈષ્ઠિક જો કે કળિયુગમાં લાંબા સમય સુધીનું બ્રહ્મચર્ય નિષિદ્ધ કર્યું છે. છતાં નિષિદ્ધ કરેલા સંન્યાસમાં અપવાદના વચનથી સંન્યાસની સંમતિ જણાવી છે, તેમ બ્રહ્મચર્યનું પણ સમજવું. કારણ કે સંન્યાસમાં અને બ્રહ્મચર્યમાં ઊર્ધ્વરેતાપણાંના નિયમો તો એક સરખા જ છે.

વાસ્તવમાં ભગવાનની સમીપે કળિયુગનું પરાક્રમ ચાલતું નથી. દેહાન્ત થાય ત્યાં સુધીનું ઊર્ધ્વરેતાપણાનું જે વ્રત, તે નૈષ્ઠિકવ્રત કહેવાય

છે. આવું વ્રત સહુથી શ્રેષ્ઠ(પ્રશસ્ત) જે પાળે છે, તેને નૈષ્ઠિકવ્રતવાળા કહેવાય છે. આ નૈષ્ઠિકવ્રત આઠ પ્રકારે સ્ત્રીસંસર્ગના ત્યાગરૂપ મૈથુનના અભાવને કહે છે. આઠ પ્રકારે મૈથુનના ત્યાગથી મળેલો જે યશ એટલે કે વર્ણ, યશરૂપી વર્ણ જેને હોય તે વર્ણી કહેવાય છે. જેને ઉપાય તથા ઉપેય બંને હું જ છું, તે મારા આશ્રિત નૈષ્ઠિક વર્ણીઓ મુમુક્ષુભાવથી બ્રહ્મચર્યને પાળે છે. કારણ કે બ્રહ્મચર્યવ્રત મોક્ષમાં ઉપયોગી છે, એમ શ્રુતિ કહે છે, "જે મોક્ષ પામવા ચાહતા મુમુક્ષુઓ બ્રહ્મચર્યવ્રત રાખે છે." (ક.ઉ.૨/૧૫, ગીતા ૮/૧૧)

મારા આશ્રિત જે નૈષ્ઠિકવ્રતવાળા વર્ણીઓ, તેમણે સ્ત્રીનો સ્પર્શ ન કરવો. અર્થાત્ ભીડ(ગિરદી)માં જરાક પણ સ્ત્રીનો સ્પર્શ થવો ન જોઈએ. 'સ્ત્રીઓનો સ્પર્શ ન કરવો' આમ કહ્યું હોવા છતાં સમીપ સંબંધવાળી સ્ત્રી કે સંબંધ સિવાયની સ્ત્રી, એવા વિભાગનો વિચાર કરવો તે ઠીક નથી. નૈષ્ઠિકવ્રતવાળા મુમુક્ષુને સ્ત્રીમાત્રનો સ્પર્શ પણ દૂષણરૂપ છે. એવો ભાવાર્થ છે.

વળી સ્ત્રીઓ સાથે બોલવું નહિ, જો કે સ્ત્રીઓ સાથે બોલવાની છૂટ હોય એમ ભાગવતમાં વચન છે. "જેટલું પ્રયોજન હોય તેટલો વ્યવહાર સ્ત્રીઓ અને સ્ત્રીઓને વશ પુરુષ સાથે કરવો."(ભાગ.૭/૧૨/૬) આવું સંમતિનું વચન કોઈ સામાન્ય બાબત માટેનું નથી. પોતાની તથા સ્ત્રીની પ્રાણ રક્ષાનો પ્રસંગ આવે તે માટેનું આ વચન છે. એવો આશય સમજવો. એટલા માટે જ હવે પછી શ્લોક ૧૮૨માં તે અંગે શ્રીહરિ કહેશે અને ભાગવતમાં જે વચન છે તે તો ઉપકુર્વાણકને માટેનું છે, નૈષ્ઠિક બ્રહ્મચારી માટેનું નથી. એટલે ત્યાં શંકાને સ્થાન જ નથી.

માર્ગે ચાલનારા દેખતા માણસને સામેથી ચાલી આવતી હોય તે સ્ત્રી દૃષ્ટિમાં આવે તે સ્વાભાવિક છે. તે બાબત કહે છે કે રસ્તામાં સામેથી સ્ત્રી આવતી જણાય તો તત્કાળ આંખોને બંધ કરવી અર્થાત્

દૃષ્ટિ ફેરવી નાખવી, પણ આ સ્ત્રી કોણ છે ? એમ બુદ્ધિપૂર્વક ફરીથી જોવી નહિ. તેમ ન કરે તો કદાચ મનની વિહ્વળતાને લીધે નૈષ્ઠિકવ્રતનો ભંગ થઈ જાય. ૧૭૫



**तासां वार्ता न कर्तव्या न श्रव्याश्च कदाचन।**
**तत्पादचारस्थानेषु न च स्नानादिकाः क्रियाः।।१७६।।**

**અને તે સ્ત્રીઓની વાર્તા ક્યારેય ન કરવી અને ન સાંભળવી અને જે સ્થાનકને વિષે સ્ત્રીઓનો પગફેર હોય તે સ્થાનકને વિષે સ્નાનાદિક ક્રિયા કરવા ન જવું. ॥૧૭૬॥**

*ભાષ્ય :* ઉપર કહ્યા પ્રમાણે સ્ત્રીઓને જોવી, તેમની સાથે બોલવું. ઇત્યાદિ સાક્ષાત્ પ્રવૃત્તિ પ્રસંગનો નિષેધ કરીને પરોક્ષપણે પણ સ્ત્રીઓની વાર્તા સાંભળવી ઇત્યાદિનો શ્રીહરિ નિષેધ કરે છે. तासां - મનમાં વિકાર થવામાં તો બંને એક સરખા હોવાથી તે સ્ત્રીઓ બાબતની કોઈ વાર્તા-વાત ન કહેવી અને તે ન સાંભળવી. વધારે તો શું કહેવું. તે સ્ત્રીઓએ પગમાં પહેરેલાં ઝાંઝરનો અવાજ પણ ન સાંભળવો. એવા અભિપ્રાયથી આગળ કહે છે કે જે સ્થાનમાં સ્ત્રીઓને આવવા જવાનું વારંવાર થતું હોય તેવાં સ્થાનમાં વૈદિક કે લૌકિક કાંઈ પણ કાર્ય કરવું નહિ. સ્ત્રીઓએ પગમાં પહેલા ઝાંઝરનો અવાજ પરાણે સામેથી આવીને કાનમાં પડે છે તે સ્વયં અનર્થરૂપ છે. તે માત્ર ધ્વનિરૂપ જ છે. છતાં સ્ત્રીના સંબંધને લીધે બીજા કામમાં લાગેલા માણસના મનમાં ખળભળાટ કરે છે. આથી સાક્ષાત્ સ્ત્રીની પ્રવૃત્તિને કહેનારા શબ્દ સંભળાય નહિ, એ વિષે વધું શું કહેવું ? ૧૭૬.



**देवताप्रतिमां हित्वा लेख्या काष्ठादिजाऽपि वा।**
**न योषित्प्रतिमा स्पृश्या न वीक्ष्या बुद्धिपूर्वकम्।।१७७।।**

**અને દેવતાની પ્રતિમા વિના બીજી જે સ્ત્રીની પ્રતિમા ચિત્રની અથવા કાષ્ઠાદિકની હોય, તેનો સ્પર્શ ન કરવો અને જાણીને તો તે પ્રતિમાને જોવી પણ નહિ. ॥૧૭૭॥**

***ભાષ્ય :*** સ્ત્રીરૂપ પ્રતિમા(પૂતળા)ને પણ જોવી ઇત્યાદિ તજી દેવું. અહીં રાગપૂર્વક ન જોવી એવું નથી કહ્યું, પણ બુદ્ધિપૂર્વક(જાણીને) એમ કહ્યું છે. સ્ત્રીરૂપ પ્રતિમા(પૂતળા)માં ભલે રાગ ન હોય, પણ શિલ્પ (કલા)ની નિપુણતા જોવા માટે પણ તે પ્રતિમાને ન દેખવી, એમ સૂચવ્યું છે. શું રાધિકા આદિની પ્રતિમાને પણ જાણીને ન દેખવી ? ના, એમ નથી. દેવતાની પ્રતિમા વિના અન્ય સ્ત્રીની પ્રતિમાને ન દેખવી એમ કહ્યું છે. ૧૭૭.



**न स्त्रीप्रतिकृतिः कार्या न स्पृश्यं योषितोंऽशुकम्।**
**न वीक्ष्यं मैथुनपरं प्राणिमात्रं च तैर्धिया।।१७८।।**

**અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી, તેમણે સ્ત્રીની પ્રતિમા ન કરવી અને સ્ત્રીએ પોતાના શરીર ઉપર ધારેલું જે વસ્ત્ર તેને અડવું નહિ અને મૈથુનાસક્ત એવાં જે પશુ-પક્ષી આદિક પ્રાણીમાત્ર, તેમને જાણીને જોવાં નહિ. ॥૧૭૮॥**

***ભાષ્ય :*** વર્ણીએ સ્વયં સ્ત્રીની પ્રતિમા ન કરવી એમ શ્રીહરિ કહે છે. न स्त्रीप्रतिकृतिः – સ્ત્રીની પ્રતિમા ન કરવી. આ નિષેધ તો ઉપરના શ્લોકમાં કહેલ "સ્ત્રીની પ્રતિમાને જોવી કે અડવું નહિ" તેની અંદર આવી જ જાય છે. છતાં ઉપર જે બાબત કહી તેની દૃઢતા કરાવવા ફરીને સ્પષ્ટતા કરી છે. અહીં પણ દેવતાની પ્રતિમા વિના બીજી સ્ત્રીની પ્રતિમા સમજવી.

વળી સ્ત્રીએ પહેરેલા વસ્ત્રનો સ્પર્શ પણ ન કરવો, એમ કહ્યું છે. કારણ કે તે વસ્ત્રનો સ્પર્શ પણ અપવિત્ર કરે છે અને વિષય તરફ ખેંચી જવામાં કારણ બને છે. મનુષ્યની પ્રતિકૃતિ(ચિત્રપ્રતિમા) પણ ન જોવી. વળી બ્રહ્મચર્યવ્રતવાળાએ પ્રાણીમાત્રનું મૈથુન ધ્યાન દઈને જોવું નહિ. કારણ કે તે દેખવાથી વિષયમાં રાગરૂપી કલંક ઊપજે છે. ૧૭૮.



**न स्पृश्यो नेक्षणीयश्च नारीवेषधरः पुमान्।**
**न कार्यं स्त्रीः समुद्दिश्य भगवद्गुणकीर्तनम्।।१७९।।**

**અને સ્ત્રીના વેષને ધરી રહ્યો એવો જે પુરુષ તેને અડવું નહિ અને તેની સામું જોવું નહિ અને તે સાથે બોલવું નહિ. અને સ્ત્રીને ઉદ્દેશ કરીને ભગવાનની કથા-વાર્તા-કીર્તન પણ ન કરવાં. ॥૧૭૯॥**

*ભાષ્ય :* ભાવાર્થથી જેનો નિષેધ થઈ ગયો હોય છે, તેનો સ્પષ્ટ શબ્દોથી પણ હવે નિષેધ કરતા શ્રીહરિ કહે છે કે न स्पृश्यो - જે ભગવાનનાં ગુણોનું કીર્તન કરવું તે બધા પવિત્ર કાર્યોમાં અધિક પવિત્ર છે. બધા મંગલમય કાર્યોમાં અધિક મંગળરૂપ છે. છતાં પણ તે સ્ત્રીઓને ઉદ્દેશીને ન કરવું. સ્ત્રી પ્રદીપ્ત અગ્નિની જ્વાળા જેવી છે. અગ્નિની જ્વાળા જરાક જ અડે, તો તે શું બાળતી નથી ? શુદ્ધભાવથી ગુણકીર્તન કરવામાં લાગેલો પુરુષ હોય અને શુદ્ધ ભાવથી સાંભળતી સ્ત્રીઓ હોય, છતાં વિષય અને ઇન્દ્રિયો પોતાનો સ્વભાવ છોડતા નથી. એટલે જે કોઈ પણ રીતે સમીપ આવવાનું થાય ત્યારે મનમાં વિકાર ચોક્કસ થાય છે અને તે પછી પોતે ધારેલું બ્રહ્મચર્ય વ્રત તૂટે જ છે. એટલા માટે સ્મૃતિમાં કહ્યું છે કે "ઇન્દ્રિયોનો સમુદાય ઘણો બળવાન છે, તે વિદ્વાન-ડાહ્યા માણસની પણ અધોગતિ કરે છે."(ભાગ.૯/૧૯/૧૭) "ઇન્દ્રિયો

ઉત્તેજિત થઈ બળાત્કારે મનને ઘસડી જાય છે."(ગીતા.૨/૬૦) એટલે સામાન્ય રીતે દૃષ્ટિ સામે કે અન્ય સ્થળે સ્ત્રીઓને ઉદ્દેશીને ભગવાનના ગુણ-કીર્ત્તનાદિક ન કરવા. જો તેમ કરે તો પરસ્પર સ્નેહથી સંબંધ અવશ્ય સંભવે છે. ૧૭૯.



**ब्रह्मचर्यव्रतत्यागपरं वाक्यं गुरोरपि।**
**तैर्न मान्यं सदा स्थेयं धीरैस्तुष्टैरमानिभिः।।१८०।।**

**અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી, તેમણે પોતાના બ્રહ્મચર્ય વ્રતનો ત્યાગ થાય એવું જે વચન તે તો પોતાના ગુરુનું પણ ન માનવું ને સદાકાળ ધીરજવાન રહેવું અને સંતોષેં યુક્ત રહેવું ને માને રહિત રહેવું. ॥૧૮૦॥**

*ભાષ્ય :* એક વાત પ્રસિદ્ધ છે કે ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ. છતાં તે ગુરુ મનને નિર્મળ કરવા અથવા બીજા કોઈ નિમિત્તથી બ્રાહ્મણને કહે કે 'બ્રહ્મચર્ય પાળવાના તારા સંકલ્પનું પ્રયોજન શું છે ? ગૃહસ્થ થા, પત્નીનો સ્વીકાર કર, જેણે પત્ની રાખી ન હોય, પિતૃઋણથી જે છૂટ્યા ન હોય, તેને સારો પરલોક ક્યો મળે ?' 'ત્રિવિધ ઋણથી મુક્ત થયેલો મનુષ્ય બધા જ સ્વર્ગીય લોકમાં જઈ શકે છે' (તૈ. આ.પ્ર.૨.૧૫) આ અંગે સ્મૃતિનું વચન પણ છે કે 'દેવ ઋષિ અને પિતૃના ત્રણ ઋણને ચૂકવ્યા પછી મનને મોક્ષના ઉપાય રૂપ સંન્યાસમાં પ્રેરે, તે ઋણને ચૂકવ્યા વગર મોક્ષને માર્ગે ચાલેલો પુરુષ અધોગતિને પામે છે.'(મનુ.૬.૩૫) આવું ગુરુનું વચન તે જેને મુમુક્ષુ ભાવથી ઊર્ધ્વ રેતસ બ્રહ્મચર્યનો સંકલ્પ હોય તે નૈષ્ઠિક વર્ણીએ આદરથી માનવું નહિ. ઋણ ચૂકવવાનું વચન તો જેને વૈરાગ્ય ન હોય તેને માટે છે.

એટલે જ શ્રુતિ કહે છે કે 'અધ્યાત્મ વિષયક ચિંતન કરનારા

પ્રાચીન વિદ્વાન પુરુષો પ્રજાની ઈચ્છા રાખતા નથી. તેઓ વિચારે છે કે અમારે પૂજાનું શું પ્રયોજન છે કે જેને આ આત્મા અને આ લોક છે.' (બૃ.૪.૪.૨૨) વળી બ્રહ્માએ જ્યારે સનકાદિકોને પ્રજાની સૃષ્ટિ કરવા આજ્ઞા કરી ત્યારે તેમણે તે આજ્ઞાને માની નહિ. એટલે આઠ પ્રકારે સ્ત્રીના ત્યાગરૂપ બ્રહ્મચર્યનો સંકલ્પ જે કર્યો હોય તેનો ત્યાગ ગુરુના વચનથી કરવો નહિ. આવા અભિપ્રાયથી શ્રીહરિ કહે છે કે બ્રહ્મચર્ય વિષયમાં જેની બુદ્ધિ વળગી હોય તેમનો માર્ગ અલગ જ છે. બ્રહ્મચર્ય કલ્યાણનું સાધન છે એમ શ્રુતિ પણ કહે છે. 'જેઓ તપ અને બ્રહ્મચર્યની સાથે આસ્તિક્ય બુદ્ધિથી યુક્ત થઈને અધ્યાત્મ વિદ્યા દ્વારા આત્મસ્વરૂપને જાણીને ઉતરાયણ માર્ગથી આદિત્ય લોકને પ્રાપ્ત કરે છે.' (પ્ર.ઉ.૧.૧૦) 'જે લોકો સ્ત્રીના ત્યાગ રૂપ બ્રહ્મચર્ય અને આચાર્યે કરેલા ઉપદેશથી બ્રહ્મલોકને જાણે છે - ઉપાસના કરે છે. તેઓને જ તે બ્રહ્મલોક છે. અને પછી તેની સર્વ લોકોમાં યથેષ્ટ ગતિ થાય છે.' (છા.ઉ.૮.૪.૩)

બ્રહ્મચર્યની પ્રશંસા પણ કરવામાં આવે છે. જેમ કે "જેને યજ્ઞ કહેવાય છે તે બ્રહ્મચર્ય જ છે. બ્રહ્મચર્યથી જ તે જ્ઞાતા તે નારાયણને પામે છે. જે ઈષ્ટ કહેવાય છે તે બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્ય પ્રધાન આત્મા પૂજા કરીને પરમાત્માને પામે છે. જે સત્રાયણ કહેવાય છે તે બ્રહ્મચર્ય જ છે. કારણ કે તે બ્રહ્મચર્યથી આત્માની રક્ષાને પામે છે. જે મૌન કહેવાય છે તે બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યથી જ તે પરમાત્માને જાણીને પછી તેનું મનન કરે છે. જે અનાશકાયન કહેવાય છે તે બ્રહ્મચર્ય છે. તે બ્રહ્મચર્યથી આત્મા નાશ પામતો નથી. અને આત્માને પામે છે જે અરણ્યાયન કહેવાય છે તે બ્રહ્મચર્ય જ છે."(છાં.ઉ.૮.૫.૧-૩)

કેટલાક વિદ્વાન તો ત્યાગ શબ્દનો મુખ્ય અર્થ 'પોતે સ્વીકારેલ બ્રહ્મચર્ય વ્રતના ત્યાગ બાબતનું વચન ગુરુનું પણ માનવું નહિ' એવો

કરે છે. પણ આવો અર્થ ઠીક ન ગણાય, અહીં નૈષ્ઠિક બ્રહ્મચર્યનો પ્રસંગ છે, ઉપકુર્વાણકનો નથી. નૈષ્ઠિક બ્રહ્મચારી તો બ્રહ્મચર્ય વ્રતને તજી દે તો તે આશ્રમથી પતિત થયો ગણાય અને તેમાં પતિત થયાનું પ્રાયશ્ચિત પણ કહેવામાં આવ્યું છે. જેમ કે 'નૈષ્ઠિક ગ્રહણ કર્યા પછી દ્વિજ તે વ્રતથી પડે તો તેનું પ્રાયશ્ચિત મને દેખાતું નથી. દેહાંત થાય તેવી ક્રિયાથી તે શુદ્ધ થઈ શકે છે.(અગ્નિ પુ.૧૬૫.૨૩, અત્રિ ૮.૧૬)

અવકીર્ણિનું પ્રાયશ્ચિત જે કહ્યું છે તે તો ઉપકુર્વાણકની બાબતનું છે. સૂત્રકાર પણ કહે છે કે 'અધિકારીના પ્રકરણમાં પ્રાયશ્ચિત કરીને પૂર્ણ અધિકાર પ્રાપ્ત કરવાનું કહ્યું છે, તે નૈષ્ઠિક આદિ આશ્રમ ધર્મથી ભ્રષ્ટ થયેલાને લાગું પડતું નથી. કારણ કે તેને પતિત કહ્યા હોવાથી તેઓની ક્યારેય શુદ્ધિ થતી નથી.'(બ્ર. સૂ. ૩.૪.૪૧) તો આવા પતિતપણામાં ગુરુનો ઉપદેશ તો સંભવતો જ નથી.

તે આ રીતે બ્રહ્મચર્યવ્રતવાળાએ સદાકાળ ધીરજ રાખવી. 'વિદ્વાન પુરુષના મનને પણ બળવાન ઇન્દ્રિયો હરી લે છે.'(ગીતા ૨/૬૦) ઇન્દ્રિયો ચારે બાજુ જતી હોવા છતાં જેનું મન વિકાર પામે નહિ. તે જ ધીર પુરુષ છે. તે કહ્યું છે કે 'વિકાર થાય તેવા કારણો હોવા છતાં જેનું ચિત્ત વિકાર પામે નહિ તે જ ધીર પુરુષ કહેવાય છે.'(અભિયુક્તિ) એટલે કે નૈષ્ઠિક બ્રહ્મચારીએ સ્થિર ચિત્તવાળા થવું. જો સંતોષ ન હોય તો મનમાં સ્થિરતા હોતી નથી. એટલે શ્રીહરિ કહે છે કે સદાકાળ ધીરજવાન થવું. જે લોકો પોતાના ઇન્દ્રિયોને લાડ લડાવતા હોય, તેમાં ધીરજ અસંભવ છે, એટલે કદાચ તેમને સુખ દુઃખનો પ્રસંગ આવે પણ જે ઇન્દ્રિયોનો નિગ્રહ કરતો હોય તેને શોકનો પ્રસંગ આવે નહિ, તેને કોઈ શોકનું સ્થાન હોતું જ નથી. પંચવિષયનો જોગ ન થાય, તે તો સારું કહેવાય અને ઇન્દ્રિયોના નિગ્રહમાં તે અનુકૂળ ગણાય.

વળી જેને આત્મસુખ - પ્રસન્નતા મેળવવી હોય તેને તો આત્મામાંથી જ મળી શકે છે. તે આત્મા નિત્ય છે, તેને બહાર દૂર ખોળવો પડે તેમ નથી, સન્નિહિત જ છે. એટલે આત્મનિષ્ઠામાં આગળ વધતા નૈષ્ઠિક વર્ણીઓએ હંમેશાં સંતોષ રાખવો. જ્યાં સુધી દેહાભિમાન ટળે નહિ ત્યાં સુધી ઇન્દ્રિયોને લાડ લાડવવાનું પણ ટળે નહિ. તેથી જ શ્રીહરિએ કહ્યું છે કે 'દેહાત્માભિમાનથી રહિત થવું.' ગર્વે રહિત રહેવું. તે ગર્વ પણ ઊંચી જાતિ ઇત્યાદિનો હોય, તેથી તે પણ આત્મા તથા આત્મીયની ભ્રાંતિને કારણે થતો હોય છે. ૧૮૦.



**स्वातिनैकट्यमायान्ती प्रसभं वनिता तु या।**
**निवारणीया साऽऽभाष्य तिरस्कृत्यापि वा द्रुतम्।।१८१।।**

**અને બળાત્કારે કરીને પોતાને અતિશય સમીપે આવતી એવી જે સ્ત્રી, તેને બોલીને અથવા તિરસ્કાર કરીને પણ તુરત વારવી પણ સમીપે આવવા દેવી નહિ. ॥૧૮૧॥**

*ભાષ્ય :* સ્ત્રી અસ્પૃશ્ય છે એમ ઉપર કહ્યું, આજ્ઞા પ્રમાણે સ્ત્રીના અંગનો સ્પર્શ તજી દીધો હોય છે, છતાં જો રસ્તામાં સ્ત્રી પોતાને એકદમ નજીક પરાણે સામે આવે અને દૂર ખસી જવાનો સમય પણ ન રહે, તો શી સ્થિતિ થાય ? તે બાબતમાં શ્રીહરિ કહે છે કે स्वाति - રસ્તામાં પુરુષને સામે આવતા જોઈને લગભગ સ્ત્રીઓ પોતે જ ખસી જતી હોય છે. કારણ કે સ્ત્રીઓને સ્વાભાવિક રીતે શરમ લાગે છે, પણ જે સ્ત્રી તેવી શરમવાળી ન હોય, રસ્તામાં સામે દોડી આવતી હોય અને સ્વામિનારાયણ! સ્વામિનારાયણ!!! એમ ભગવાનનું નામ બોલીને આડા હાથનો ઈશારો કરીને રોકવાનું કહેવા છતાં પરાણે હઠથી પોતાને

એકદમ નજીક આવી જાય, પોતે પણ દૂર ખસી ન શકે ત્યારે સ્ત્રી સાથે ન બોલવાનો નિયમ તોડીને પણ 'દૂર રહે ! છેટે ભાગ !' એમ બોલી અનાદરથી તિરસ્કાર કરીને પણ તત્કાળ તે સ્ત્રીને અટકાવવી. પોતાને તે અડે નહિ તે રીતે તત્કાળ તેને રોકવી. ૧૮૧.



**प्राणापद्युपपन्नायां स्त्रीणां स्वेषां च वा क्वचित्।**
**तदा स्पृष्ट्वापि तद्रक्षा कार्या सम्भाष्य ताश्च वा।।१८२।।**

**અને જો ક્યારેય સ્ત્રીઓનો અથવા પોતાનો પ્રાણ નાશ થાય એવો આપત્કાળ આવી પડે, ત્યારે તો તે સ્ત્રીઓને અડીને અથવા તે સાથે બોલીને પણ તે સ્ત્રીઓની રક્ષા કરવી અને પોતાની પણ રક્ષા કરવી. ॥૧૮૨॥**

*ભાષ્ય :* ઉપર કહી ગયા છે કે સ્ત્રી સાથે બોલવું નહિ, તેમજ તેને અડવું પણ નહિ. હવે અહીંયા તેમાં શ્રીહરિ અપવાદ કહે છે. प्राणापद्युप - પ્રાણ સંકટ આવી પડે ત્યારે સ્ત્રીઓની સાથે બોલવું નહિ કે તેમને અડવું નહિ, એવો નિયમ નથી. જો કોઈ સ્ત્રીને ખબર ન હોય અને મગરવાળા પાણીના ધરામાં તે સ્નાન કરવા ઊતરતી હોય, ત્યારે જેને મગરની ખબર હોય એવા વર્ણીએ, 'પાણીમાંથી બહાર નીકળ, નહિ તો હમણાં તને મગર ગળી જશે,' એમ બોલીને પણ તે સ્ત્રીનું રક્ષણ કરવું. તે રીતે જ કોઈ સ્ત્રી ઘણા ઊંડા પાણીમાં બૂડતી હોય, તેને બચાવનાર બીજો કોઈ ન હોય, તો વર્ણીએ પોતાનો હાથ લંબાવીને પણ તેને બચાવવી. એ પ્રમાણે જ વર્ણી સ્વયં મોટા જળાશયમાં પડી ગયો હોય અને તરવાનો બીજો કોઈ ઉપાય પણ ન હોય ત્યારે બૂમ પાડી સ્ત્રીને બોલાવી તેનો હાથ પકડીને પણ વર્ણીએ પોતાની રક્ષા કરવી.

પ્રાણ બચાવ્યા હોય તો મનુષ્ય ધર્મનું પાલન કરી શકે છે. તે સ્મૃતિમાં કહ્યું છે કે 'પોતાના પ્રાણનું રક્ષણ તો અસ્પૃશ્ય વ્યક્તિ પાસે પણ કરાવવું. કારણ કે જીવતો મનુષ્ય બધું મેળવી શકે છે અને ધર્મનું પાલન પણ કરી શકે છે. માણસને પોતાનું જે શરીર છે તે ધર્મનું સર્વસ્વ કહેવાય છે. માટે પ્રયત્ન કરી કાળજી રાખીને તેને બચાવવું. મોટા મોટા યજ્ઞો કર્યા હોય તેનું ફળ કાળે કરીને નાશ પામે છે પણ ભયભીત મનુષ્યને જો નિર્ભય કર્યો હોય તો તેના ફળનો નાશ થતો નથી.'(વિષ્ણુધર્મોત્તર ખ.૩.૩૦.૨-૩) ૧૮૨.



**तैलाभ्यङ्गो न कर्तव्यो न धार्यं चायुधं तथा।**
**वेषो न विकृतो धार्यो जेतव्या रसना च तैः।।१८३।।**

**અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી, તેમણે પોતાને શરીરે તૈલમર્દન ન કરવું ને આયુધ ન ધારવું ને ભયંકર એવો જે વેષ તે ન ધારવો અને રસના ઈન્દ્રિયને જીતવી. ॥૧૮૩॥**

***ભાષ્ય :*** હવે તેલમર્દન-તેલ માલિશ વગેરેનો નિષેધ કરતા શ્રીહરિ કહે છે કે **तैलाभ्यङ्गो** - વર્ણીએ પોતાના શરીરે, માથું તથા બીજા અંગો ઉપર તેલમાલિશ ન કરવું. તેમ આંખો આંજવી નહિ. તે સ્મૃતિમાં કહ્યું છે કે 'બ્રહ્મચારીએ શરીરે તેલ ન ચોળવું. આંખમાં આંજણ ન આંજવું. જોડા ન પહેરવા અને છત્રી ન ઓઢવી. તેમજ કામ ક્રોધ, લોભ, નૃત્ય તથા ગીતવાજીંત્રનો પણ ત્યાગ કરવો.'(મનુ ૨/૧૭૮)

જો કે આપત્કાળમાં બ્રાહ્મણને હથિયાર ધારવાનું કહ્યું છે, છતાં જે મુમુક્ષુ હોય, જેણે મહાન નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત ધાર્યું હોય, તેણે હથિયાર ધારણ કરવા તે ક્યારેય યોગ્ય ગણાય નહિ. કારણ કે હથિયાર ધારણ કરવાથી શમ-શાંતિ કે ક્ષમા આદિ સદ્ગુણોનો નાશ થઈ જાય છે.

વળી વર્ણીએ ધર્મશાસ્ત્રોમાં અને સદાચારમાં જેની નિંદા કરી હોય એવો વિકૃત વેષ ન ધારવો. જો ધારે તો પ્રાયશ્ચિત કરવું પડે. તે સ્મૃતિમાં કહ્યું છે કે "કૌપીન અને કટિમેખલા આદિ જે બ્રહ્મચારીનો વેશ, તેને તજી દીધો હોય તો તેણે પ્રાયશ્ચિત કરવું." એમ નિર્ણય સિંધુમાં બોધાયને કહ્યું છે. જેમ કે "શૌચ પછી આચમન આદિ સંધ્યાવંદન અને હોમ કરવામાં ન આવે તો, શૂદ્રાદિનો સ્પર્શ થયો હોય તો ઉપરના વસ્ત્રની અંદર કૌપીન, કટિમેખલા, યજ્ઞોપવીત, મુંજની મેખલા, દંડ અને મૃગચર્મ, આટલાંને ન રાખ્યાં હોય, દિવસે સુવાયું હોય, છત્રી, પગરખા પહેર્યા હોય, હાર પહેર્યો હોય, અંગ ઉપર સુગંધી પદાર્થ કે તેલ માલિશ કરાયું હોય, આંજણ આંજ્યું હોય, જુગાર, નૃત્ય, ગીત અને વાજિંત્રોમાં અભિરુચિ રાખી હોય અને પાખંડીની સાથે વાતચીતનો વહેવાર રાખ્યો હોય તો વર્ણીએ પ્રાયશ્ચિત કરવાનું રહે છે." "આહાર શુદ્ધ હોય તો અંતઃકરણ શુદ્ધ રહે છે, અંતઃકરણ શુદ્ધ હોય તો આત્મસ્વરૂપની અખંડ સ્મૃતિ રહે અને આત્મા પરમાત્માની અખંડ સ્મૃતિ રહે તો અવિદ્યાથી બનેલી બધી પાંચે ગાંઠો છૂટી જાય છે." (છાં.ઉ.૭.૨૬.૨)

ઉપર કહેલી આહારશુદ્ધિ જીવને કલ્યાણમાં ઉપયોગી છે. તે આહારની શુદ્ધિ રસના ઇન્દ્રિય(રસાસ્વાદ)ને જીત્યા વિના સર્વથા અશક્ય છે, એટલે રસાસ્વાદ જીતવાની આવશ્યકતા હોવાથી શ્રીહરિ કહે છે કે વર્ણીઓએ રસના(જીભ) ઇન્દ્રિયને જીતવી. બીજી ઇન્દ્રિયો કરતા રસના ઇન્દ્રિયની વિચિત્રતા સમજવી જોઈએ. તે રસના(જીભ) ઇન્દ્રિય જો ન જીતાણી હોય તો બીજી ઇન્દ્રિયોના ઉપર વિજય મેળવવો દુર્લભ છે અને જો રસના ઇન્દ્રિય જીતાય જાય તો બીજી ઇન્દ્રિયો સુખેથી જીતી શકાય છે. તે માટે કહેવામાં આવ્યું છે કે "પુરુષે બીજી ઇન્દ્રિઓને જીતી લીધી હોય પણ જો રસના ઇન્દ્રિય જિતાણી ન હોય તો તે જિતેન્દ્રિય કે'વાતો નથી. જો રસનાને જીતી હોય તો તેણે સર્વના ઉપર વિજય મેળવ્યો કહેવાય છે."(ભાગ.૧૧.૮.૨૧) ૧૮૩.

**परिवेषणकर्त्री स्याद्यत्र स्त्री विप्रवेश्मनि।**
**न गम्यं तत्र भिक्षार्थं गन्तव्यमितरत्र तु।।१८४।।**

**અને જે બ્રાહ્મણના ઘરને વિષે સ્ત્રી પીરસનારી હોય, તેને ઘેર ભિક્ષા કરવા જવું નહિ અને જ્યાં પુરુષ પીરસનારો હોય ત્યાં જવું. ।।૧૮૪।।**

***ભાષ્ય :*** જો કે પરાશર માધવીયમાં શુક્રાચાર્યે કહ્યું છે કે "વર્ણી ભિક્ષા લેવાની તૈયારી કરતો હોય અને તે સમયે કોઈ ગૃહસ્થ પોતાને ઘેર જમવાનું નિમંત્રણ આપે તો વગર માગ્યે આવેલું તે ભોજન વર્ણીએ જમવું, એમ મનુએ કહ્યું છે." આ વચન પ્રમાણે નિમંત્રણ આપનારાને ઘેર જમવા જવું જોઈએ, પણ ત્યાં ભોજન પીરસનારી સ્ત્રી હોય તો ત્યાં જમવા ન જવું. એવા આશયથી શ્રીહરિ કહે છે કે परिवेषण- ભોજનના પાત્રમાં ભોજનને પીરસનારી વૃદ્ધ કે યુવતી કોઈ પણ સ્ત્રી હોય તો ત્યાં ભિક્ષા(ભોજન)ને માટે જવું નહિ.

જો કે ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓ પાસેથી ભિક્ષા લેવાનું કહ્યું છે, છતાં પણ કળિયુગને લીધે ડોળાયેલા ચિત્તવાળાની લોલુપતાની શંકા થવાથી ભગવાન શ્રીહરિએ ભિક્ષા લેવાનો નિષેધ કર્યો છે. મૂળ શ્લોકમાં શ્રીહરિએ વિપ્ર શબ્દ લખ્યો છે. તેનો મતલબ એવો છે કે વિપ્ર(બ્રાહ્મણ)ને ઘરે જ ભિક્ષા લેવી પણ બીજાને ઘેર નહિ. એવા નિયમોનો નિર્દેશ કર્યો છે, તે પણ કહ્યું છે કે "પોતાના નિર્વાહ માટે પવિત્ર બ્રાહ્મણને ઘેર વર્ણીએ ભિક્ષા લેવા જવું."(યાજ્ઞ.૧/૧૯) ૧૮૪.



**अभ्यासो वेदशास्त्राणां कार्यश्च गुरुसेवनम्।**
**वर्ज्यः स्त्रीणामिव स्त्रैणपुंसां सङ्गश्च तैः सदा ।।१८५।।**

**અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી, તેમણે વેદશાસ્ત્રનો અભ્યાસ કરવો ને ગુરુની સેવા કરવી ને સ્ત્રીઓની પેઠે જ સ્ત્રૈણ પુરુષનો સંગ જે તે સર્વકાળે વર્જવો. ॥૧૮૫॥**

***ભાષ્ય :*** નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ ગુરુની સેવા કરવામાં અને વેદ તથા વૈદિક શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં તત્પર રહેવું. વિષયમાં લોલુપ પુરુષનો સંગ તો ક્યારેય કરવો નહિ, એમ શ્રીહરિ કહે છે. अभ्यासो - નૈષ્ઠિક વર્ણીએ પોતાના ગુરુની સેવા કરવી. કારણ કે ગુરુની સેવા કરવી તે જ તેમનો ધર્મ છે. તે સ્મૃતિમાં કહ્યું છે કે "જે નૈષ્ઠિક બ્રહ્મચારી દેહ પડતા સુધી ગુરુની સેવા કરે છે, તે સહેલાઈથી બ્રહ્મના સનાતન ધામને પામે છે."(મનુ.૨/૨૪૪)

ગુરુની સેવાનો સમય ન હોય ત્યારે વેદ અને શાસ્ત્રનો અભ્યાસ કરવો. વેદ પૂર્વભાગ અને ઉત્તરભાગના રૂપમાં વહેંચાયેલો છે. તેમાં પૂર્વભાગના વેદવચનો પરબ્રહ્મની આરાધના રૂપ કર્મમાર્ગનું પ્રતિપાદન કરે છે અને ઉત્તરભાગના વેદવચનો આરાધ્યરૂપ પરબ્રહ્મનું સ્વરૂપ અને તેમની ઉપાસના માર્ગનું પ્રતિપાદન કરે છે અને તે વેદાર્થના પોષક સ્મૃતિ અને ઇતિહાસ શાસ્ત્ર છે. તે એ વેદો અને શાસ્ત્રોનું વારંવાર અધ્યયન, મનન આદિ કરવું. તે વેદશાસ્ત્ર સંબંધી અભ્યાસ અહર્નિશ સતત ચાલું રહે તો ચિત્તમાં ઉત્પાત મચાવનાર અન્ય વિષયોને પ્રવેશવાનો અવકાશ રહે નહિ. વળી તે અભ્યાસ તત્ત્વજ્ઞાનની દૃઢતા કરાવીને મોક્ષના સાધન કરવામાં પણ સહાયક બને છે. વેદ નામે શાસ્ત્રનો અભ્યાસ એટલે ભણેલા વેદોનો વારંવાર પાઠ કરવો.

આ કહ્યા પ્રમાણે વિષય પ્રસંગના વિરોધી ગુરુની સેવા કરવી, ઇત્યાદિકથી સમય વિતાવવો. વિષયી મનુષ્ય તથા વિષયના સંગને

તો ક્યારેય પ્રવેશવાનો અવકાશ આપવો જ નહિ. તે શ્રીહરિ કહે છે કે સ્ત્રીઓની જેમ જ સ્ત્રીની વાસના-આસક્તિવાળા પુરુષનો સંગ પણ સદંતર છોડી દેવો. છેલ્લે કહ્યું તે વચન તો વિષયમાં લોલુપ મનુષ્યનો કોઈપણ રીતે પ્રસંગ રાખવો નહિ, એમ સૂચવે છે.

ભાષ્યકાર કહે છે કે આ શ્લોકનો અર્થ અન્વયની દૃષ્ટિએ એવો કરે છે કે નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ વિષયમાં લોલુપ મનુષ્યનો સંગ દૂરથી જ તજી દેવો. હવે જેણે વિષયનો સંગ છોડી દીધો હોય એવા વર્ણીઓએ શું ઘર છોડીને ચાલી નીકળેલા સન્યાસીની જેમ સ્વતંત્ર જ રહેવું ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે વર્ણીએ જિંદગીભર ગુરુની સેવા કરવી અર્થાત્ ગુરુને આધીન થઈને રહેવું. જો ગુરુની સેવા જ કરવાની હોય તો વર્ણીએ તે સેવા સિવાય બીજું કાંઈ પણ પોતાના કલ્યાણ માટે કરવું કે નહિ ? તે અંગે કહે છે કે સેવા સિવાય પોતે જે ભણ્યા હોઈએ કે ન ભણ્યા હોઈએ એવા વેદ અને તેને અનુસરતા, તેને પોષણ કરતા એવા જે શાસ્ત્રો, તેમનો અભ્યાસ કરવો. ૧૮૫.



**चर्मवारि न वै पेयं जात्या विप्रेण केनचित्।**
**पलाण्डुलशुनाद्यं च तेन भक्ष्यं न सर्वथा।।१८६।।**

**અને જાતિએ કરીને જે બ્રાહ્મણ હોય, તે કોઈએ પણ ચર્મવારિ ન પીવું ને ડુંગળી ને લસણ આદિક જે અભક્ષ્ય વસ્તુ, તે બ્રાહ્મણ જાતિ હોય તેણે કોઈ પ્રકારે ન ખાવી. ॥૧૮૬॥**

*ભાષ્ય :* અહીં સુધી ગૃહસ્થ તથા બ્રહ્મચારીના વિશેષ ધર્મને સમાપ્ત કરીને દ્વિજો(બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય)એ જે તજી દેવું જોઈએ તે અંગે બે શ્લોકમાં શ્રીહરિ આજ્ઞા કરે છે. હવે જે આજ્ઞા કરે છે તે

અહીં સુધી ગૃહસ્થ તથા બ્રહ્મચારીને વિશેષ રૂપમાં આજ્ઞા કરી છે. હવે તે બંનેને પણ સરખી રીતે સમજવા એટલે તેમણે ચર્મવારિ (ચામડું વાપરીને પાણી સિંચવા માટેનું કરેલું સાધન એટલે કે જૂની પદ્ધતિના ચામડાથી બનાવેલા કોષથી કૂવામાંથી કાઢેલું પાણી) આપત્કાળમાં પણ પીવું નહિ. જોકે આપત્કાળમાં પીવાની સંમતિ આપી છે છતાં પણ તે ચર્મવારિ સાક્ષાત્ સીધું પીવું નહિ. કોષથી કાઢેલું પાણી જો ભૂમિ ઉપર હોય તો તે પીવાની અનુમતિ આપી છે. તે પ્રાયશ્ચિ તમયૂખમાં યમે કહ્યું છે કે "આપત્તિ પામેલો મનુષ્ય ભૂમિ ઉપરનું પાણી પી શકે છે." અથવા વધારે તરસ લાગી હોય ત્યારે પણ તે રીતે પાણી પીવું. અહીં કહેવાનો ભાવ એવો છે કે કોઈ પણ બ્રહ્મચારી કે ગૃહસ્થ દ્વિજ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય તે ઉત્તર ભારતનો હોય કે દક્ષિણ ભારતનો હોય, કોઈએ તે ચર્મવારિ પીવું નહિ. અલગ અલગ દેશમાં રહેવાથી નિયમમાં કોઈ છૂટ નથી. જાતિએ કરીને વિપ્ર-બ્રાહ્મણ એવો શબ્દ છે. એટલે કે કોઈ પણ બ્રાહ્મણે ચર્મવારિ પીવું નહિ, એવો અર્થ પણ થાય છે.

જો કે આ બાબત બરાબર બંધ બેસતી નથી. યજ્ઞોપવીત સંસ્કાર કર્યા પહેલા બાળકના યથેષ્ટ આચરણમાં, બોલવામાં અને ખાવામાં કોઈ દોષ જણાવ્યો નથી. છતાં પણ કોઈ વ્યક્તિમાં બ્રાહ્મણપણાના સત્ય અને શુદ્ધિ જેવા ગુણ બરાબર હોય કે ન હોય તોપણ બ્રાહ્મણ જાતિના જે મનુષ્ય હોય તેમણે ચર્મવારિ ન પીવું, એવો ભાવાર્થ સમજવાનો છે. વળી જે જાતિથી બ્રાહ્મણ ન હોય અને સત્ય તથા નિશ્છળતા, સરળતા, શુદ્ધિ; જેવા બ્રાહ્મણના બધા ગુણ તેમાં હોય તોપણ તેવા શૂદ્રને 'ચર્મવારિ ન પીવું' આ નિષેધ લાગું પડતો નથી.

આ સ્થળે શંકા ઊપજે છે કે "જાતિએ કરીને જે બ્રાહ્મણ હોય' એમ શાથી કહ્યું છે ? ગાય જેવા પશુમાં તો તેના આકાર પ્રકાર ઉપરથી

'આ જાતિથી ગાય છે' એવો નિશ્ચય થાય છે, પણ બ્રાહ્મણ જાતિને ઓળખવા માટે તેમાં વિશેષ કોઈ આકાર-પ્રકાર તો દેખાતો નથી કે જેનાથી 'આ બ્રાહ્મણ છે.' એવી ઓળખાણ થાય. અન્ય પશુ વગેરેમાં તો આકાર ઉપરથી જાતિ જણાય છે.

ના, 'આકાર ઉપરથી જ જાતિ ઓળખાય છે.' એવો કોઈ નિયમ નથી. આકારમાં કાંઈ ફેરફાર હોય, તો તેના ઉપરથી જાતિ ઓળખાય, પણ અહીંયા તો બીજા મનુષ્ય કરતાં બ્રાહ્મણમાં ઉપરના દેખાવમાં તો કાંઈ ફરક નથી. એટલે બ્રાહ્મણપણાં(બ્રાહ્મણત્વ)ને ઓળખાવનાર બીજું જ કાંઈ દેખાવું જોઈએ. ભલે બ્રાહ્મણના ઉપરના દેખાવમાં કાંઈ આકાર પ્રકાર નથી છતાં બ્રાહ્મત્વને નિર્બાધ રીતે પ્રત્યક્ષથી જાણી શકાય છે જ. અને તે 'આ ગાય છે' તેની જેમ 'આ બ્રાહ્મણ છે.' એવી પરંપરાગત (અનુગત) ઓળખાણ(દષ્ટિ) તેને દેખતાની સાથે જ 'આ બ્રાહ્મણ છે.' એમ જે ખબર નથી પડતી તેનું કારણ તો તે વ્યક્તિના માતા-પિતા બ્રાહ્મણ છે, એવા દેખાવનો અભાવ છે. તેમાં તે વ્યક્તિના માતા-પિતા તે પ્રત્યક્ષ જણાય છે અથવા પ્રામાણિક(આપ્ત) માણસના બતાવવાથી પણ બ્રાહ્મણત્વ જણાય છે.

બ્રાહ્મણપણાને (બ્રાહ્મણ્ય)ને સમજવા માટે બ્રાહ્મણપણાનું પહેલાથી જ જ્ઞાન હોવું જોઈએ. આવું કહીએ તો તેમાં આત્માશ્રય નામે દોષ આવે છે, એમ માનવું નહિ. કારણ કે બ્રાહ્મણપણું (બ્રાહ્મણ્ય) તે વ્યક્તિના જનકમાં રહ્યું છે, એટલે કે ઉત્પાદકની ઓળખાણ ઉપરથી તેનાથી જન્મ લેનારની પણ બ્રાહ્મણ હોવાની ખાત્રી થાય છે. જે માતા-પિતા બ્રાહ્મણ હોય તેનો પુત્ર બ્રાહ્મણ જ કહેવાય. એમ પ્રત્યેકના માતા-પિતાને જાણવા પ્રયત્ન કરીએ તો તેનો છેડો આવે જ નહિ, એટલે કે તેમાં અનવસ્થા નામનો દોષ આવશે. પણ તેમ નથી, કારણ કે આ સંસાર અનાદિ છે, અને તેમાં તે તે વ્યક્તિના પૂર્વ જ માતા-પિતાને પૂર્વ

પરંપરાના રૂપમાં અનંત માનવામાં આવે છે, એટલે તેમાં અનવસ્થા દોષ આવી શકે નહિ.

નર ગાય(વૃષભ)થી માદા ગાયના ગર્ભમાં જે ઊપજે તે વાછરડું ગાય જાતિનું જ કહેવાય છે. તેમ જ બ્રાહ્મણ જાતિના પુરુષથી બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં વ્યભિચારથી સંતાન ઊપજે છે તેને કુંડ તથા ગોલક કહેવાય છે. એટલે કે તે બંનેમાં બ્રાહ્મણપણું (બ્રાહ્મણ્ય) આવ્યું ગણાય કે નહિ ?

પ્રત્યક્ષ રીતે તો તે સાબિત થઈ શકે નહિ, બીજાની પ્રત્યક્ષ ખાત્રી થઈ શકે છે તેમ વ્યભિચારથી ઊપજેલાની પ્રત્યક્ષથી ખાત્રી થતી નથી. કારણ કે જાતિને સૂચવનારા તો તે વ્યક્તિના માતા-પિતા હોય છે. અને તેના આધારે જ સંતાનની ખાત્રી થાય છે, પણ તેના માતા-પિતાના દોષની ખાત્રી થઈ શકતી નથી. તે જાતિનું સૂચક(અભિવ્યંજક) તો 'विन्नास्वेषविधिः स्मृतः' વિવાહિતમાં જ આ વિધિ કહ્યો છે. આ વાક્યથી જ સમજી શકાય છે.

परदारेषु जायेते द्वौ पुत्रौ कुण्डगोलकौ।

पत्यौ जीवति कुण्डः स्यान्मृते भर्तरि गोलकः ।। मनुः

પ્રશ્ન એ ઊભો રહે છે કે સૂચકના અભાવે જાતિનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. તો શું કુંડ અને ગોલકમાં કોઈ જાતિ કહી શકાય જ નહિ ? તે બાબતે તો પ્રમાણ વગર કોઈ બાબત ક્યારેય નક્કી કહેવાય નહિ.

જે જાતિની જોડી(મિથુન)થી જે બાળક જન્મ્યું હોય તે બાળક તે જોડીની જાતિનું જ કહેવાય, આ નિયમ જ અહીં પ્રમાણરૂપમાં શું ન લઈ શકાય ? ના, તેમ નથી. સ્મૃતિ(ધર્મશાસ્ત્ર)ના આધાર વિના એક માત્ર પ્રત્યક્ષને જ માની શકાય નહિ.

હા, ઠીક છે. તમે કહો છો તેમ તે કુંડ અને ગોલક સંતાનમાં

બ્રાહ્મણત્વ થોડીવાર માની લઈએ, પણ 'विन्नाष्वेष विधिः स्मृतः' પરણેલા સ્ત્રી પુરુષમાં જ આ વિધિ મનાય છે.

આ વચન પ્રમાણે તો તે બંનેને શુદ્ધ બ્રાહ્મણને વિધિ પ્રાપ્ત કર્મ કરવાનો જે અધિકાર છે, તે અધિકાર નથી. વળી આવા સંતાનને માટે જે અવાંતર નામ કહ્યા હોય છે, તે તો કોઈ વિશેષ પ્રકારના કાર્ય માટે હોય છે. તાત્પર્ય એ છે કે ઘટ (ઘડો) આદિમાં જેમ ઘટત્વ (ઘડાપણું વિશિષ્ટ આકાર) રહ્યું છે, એમ માનીએ છીએ તેમ બ્રાહ્મણ આદિમાં પૂર્વપરંપરાગત બ્રાહ્મણત્વ જાતિ પ્રત્યક્ષ નિર્બાધ રીતે માની શકાય છે.

ઉપરના પરંપરાગત જાતિના નિર્બાધ નિર્ણયને જાણીને તેનો વિરોધ કરનારા કહે છે કે આ તમારો નિર્ણય યોગ્ય નથી. કોઈ ઝવેરી-રત્નકલાકાર ખૂબ જ કાળજીથી-સાવધાનીથી રત્નનું નિરીક્ષણ કરે છે, ત્યારે તે રત્નોમાં રહેલી વિશેષતાનો તેને જેમ ખ્યાલ આવે છે. તેમ બ્રાહ્મણ જાતિના કહેવાતા મનુષ્યમાં સાવધાનીથી જોવા છતાં તેમાં તેના આકારધકાર સિવાય બીજું કાંઈ વિશેષ જણાતું નથી. વળી બ્રાહ્મણપણાને પ્રત્યક્ષ નિર્બાધ રીતે કહી શકાય છે, એમ જે તમે કહો છો તેતો તમારી પોતાની સમજણથી મનાયેલું છે.

માતા-પિતાની બ્રાહ્મણત્વ જાતિનું સૂચક જે તમે ઉપર કહી ગયા તે પણ બરાબર નથી. આંખોથી વસ્તુને જોવામાં દીવાનું અજવાળું મદદરૂપ થાય છે, તેમ તમે જે પરંપરાગત બ્રાહ્મણત્વ કહ્યું છે તે, તે તે વ્યક્તિને બ્રાહ્મણ તરીકે ઓળખવામાં મદદ કરતું નથી. વસ્તુને જોઈ શકે તેવી સશક્ત આંખોથી પણ જો અંધારું હોય તો પાસે રહેલી વસ્તુ પણ દેખાતી નથી. એટલે જો ત્યાં દીવો હોય તો તેના અજવાળાથી તે તે વસ્તુ પ્રત્યક્ષ દેખાય છે. દીવાથી જેમ અંધારું ટળે છે, તેમ અનુગત બ્રાહ્મણત્વ ઉપરથી કાંઈ અજ્ઞાન ટળતું હોય તેમ જણાતું નથી. વળી

જેમ દર્પણ આંખોની જ્યોતિને પરાવૃત કરીને (પાછીવાળીને) વસ્તુને નજીક દેખાડે છે, તેમ તમારી કહેલી અનુગત જાતિ ઉપરથી કોઈ જાતિનું જ્ઞાન સ્પષ્ટ નજીક આવતું જણાતું નથી. એટલે આંખોથી દેખવામાં કોઈ પણ રીતે સહાયક નહિ થનાર અનુગત બ્રાહ્મણત્વ તે જાતિનું સૂચક કઈ રીતે છે ? અને તે ઓળખવામાં મદદ કરે છે, એમ જે કહેવું તે પણ તમારી માત્ર કલ્પના જ છે. વ્યક્તિનું હજારો રીતે નિરીક્ષણ કરવા છતાં જેમાં કોઈ ફરક (વિશેષતા) જણાય નહિ, એવી સ્થિતિમાં જાતિને પ્રત્યક્ષ સમજવા માટે અનુગત જાતિત્ત્વ તે સહાયક છે, એમ જે માનવું તે તો જન્માન્ધ મનુષ્યને ઠીક રીતે દેખવા માટે આંજણ આંજવાના જેવું હાસ્યાસ્પદ છે.

હવે શંકા કરીને વિચારને વ્યક્ત કરતા પૂછે છે કે તમે જ કહો કે, ગાય જેવા પશુ આદિકમાં ગોત્વ (ગાયપણું) આદિ જાતિની આંખોથી (ચાક્ષુષ) પ્રત્યક્ષતા શું થાતી નથી ? તે ગાય વગેરે પશુઓમાં તેનું શરીર (પિંડ) અને તેમાં તેનાં અવયવોની વ્યવસ્થિત ગોઠવણી સિવાય બીજું શું દેખાય છે ? કે જેને જાતિ માનવામાં આવે છે !

'હંસની આકૃતિ આ પ્રકારની હોય' એમ કોઈની પાસેથી જેણે ન જાણ્યું હોય, એવો માણસ જ્યારે ક્યારેય ન દેખેલા હંસને પહેલવેલો દેખે છે, ત્યારે આંખોથી દેખી શકાય એવી એ તેની હંસત્વ(હંસપણા)ની જાતિને તે પ્રત્યક્ષ જાણી શક્તો નથી કે આ પક્ષી આ જાતિનું છે. પણ તે સમયે તે માણસ એક માત્ર ધર્મી હંસનો જ સાક્ષાત્કાર કરે છે. તે સ્થળે કોઈ હંસત્વ જાતિનું જ્ઞાન તે માણસને જે પ્રત્યક્ષ નથી થાતું તેમાં તમે શું કારણ માનો છો ?

સાંભળો, તે સમયે દેખાતાં તે પક્ષીના શરીરમાં તે શરીર અને તેના અવયવોની ગોઠવણી સિવાય બીજી વધારાની કોઈ જાતિ હોય છે, એવું અમે માનતા નથી. તે શરીર(પિંડ) દેખાય છે ત્યારે તેની

સાથે તેના અવયવોની ગોઠવણી પણ દેખાય છે જ. પહેલા ક્યારેય ન દેખી હોય તેવી વસ્તુ જ્યારે દેખાય છે ત્યારે વસ્તુ(ધર્મી)ની જેમ જ તેના અવયવોની ગોઠવણી(સંસ્થાન રચના) રૂપ જાતિ પણ દેખાય જ છે. પણ તેમાં કોઈ બીજા અભિવ્યંજક (સૂચક)ની જરૂર જણાતી નથી.

'હંસનો આકાર આ પ્રકારનો હોય છે' આવા કોઈ શિષ્ટ જનનાં કહેલા વચન જ્યારે સંભળાય છે ત્યારે તેનાથી તેવી આકૃતિ જોઈને તેનું કેવળ નામ જ સમજાય છે. જો આપ્તના વચનનું જ્ઞાન ન થાય તો તે પક્ષીનું નામ ગ્રહણ થતું નથી, ભલે તે સમયે તેની જાતિ દેખાતી ન હોય.

તેથી જ માનો કે કોઈ વ્યક્તિએ 'હંસ આવી રીતનો હોય છે' એવી ક્યારેય વાત પણ સાંભળી ન હોય અને પછી ક્યારેય ન દેખ્યા હોય તેવા ઘણા ઝાઝા હંસને દેખે, ત્યારે તેના મનમાં એવું થાય કે આ કોઈ અમુક જાતના પક્ષીઓ હશે, એવું તેને પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. પણ હંસત્વ જાતિનું જ્ઞાન તે સમયે થાતું નથી, તેથી તેને અન્ય કોઈ વિજાતિનું જ્ઞાન થતું હોય તેમ પણ કહેવાતું નથી. એટલે કોઈ વ્યક્તિ પશુ કે પક્ષીને જ્યારે પ્રથમ દેખે છે, ત્યારે તે જાતિ તો તેને દેખાય છે, પણ જાતિમાં રહેલું જાતિપણું જણાતું નથી, પણ જ્યારે ફરીવાર તેવાને તેવા પશુ કે પક્ષીઓ દેખાય છે, ત્યારે તેને જાતિપણું જાણ્યામાં આવે છે. આ બધું કહ્યા પછી કહેવાનું એ છે કે ગાય (ગો) આદિની જાતિ જેમ પ્રત્યક્ષ જણાય છે તેમ બ્રાહ્મણપણા રૂપ જાતિ જણાતી નથી.

પ્રશ્ન - જો બ્રાહ્મણત્વ જાતિ પ્રત્યક્ષ ન જણાય તો 'આ બ્રાહ્મણ છે' 'આ બ્રાહ્મણ છે.' એમ તેમાં પ્રસરતું (અનુગત) જે પ્રત્યક્ષ હોય તેને આપણે શું કહેશું ?

ઉત્તર - જો તેવું પ્રસરતું (અનુગત) પ્રત્યક્ષ થતું હોય તો તેને આપ્ત જને બતાવેલો સંકેત 'આ બ્રાહ્મણ છે' એમ જ કહી શકાય. પણ

તેને બદલે બીજું કહી શકાય નહિ. ખરેખર તો તે અનુગત પ્રત્યક્ષમાં એક જ્ઞાન નથી હોતું, પરંતુ ત્યાં બે જ્ઞાન થાય છે. વ્યક્તિને દેખ્યા પછી પહેલું જ્ઞાન 'આ' એવું ધર્મી (વ્યક્તિ) નું પ્રત્યક્ષ થાય છે અને બીજું 'બ્રાહ્મણ' એવા શબ્દથી સંકેત વિશેષ અથવા તેના ગુણધર્મનું સ્મરણ થાય છે. તેમજ વિશ્વામિત્ર આદિમાં તેવું કોઈ અભિવ્યંજક-સૂચક નહિ હોવાથી ત્યાં તે જાતિની સંગતિ થતી નથી. એટલે કોઈ એમ કહેતા હોય કે તેવી વિશિષ્ટ રીતે જે ઉત્પત્તિ (જન્મ) થાય, તે જ બ્રાહ્મણપણું છે, તેવી માન્યતાનું કાંઈ મહત્વ નથી.

જાતિનું સમર્થન કરનારાના વિચારોને પ્રકટ કરવા માટે આગળ કહે છે કે, 'સઘળી બાબતમાં વ્યક્તિનો આકાર ધકાર-અવયવોની વ્યવસ્થિત નિશ્ચિત ગોઠવણી(સંસ્થાન)ને જ જાતિ કહેવાય છે. અર્થાત્ વ્યક્તિનો અસાધારણ-વિશિષ્ટ જે ગુણધર્મ તે જ જાતિ છે. અને તેવી વિશિષ્ટ ગુણધર્મરૂપ જાતિ ગાય આદિક પશુ વગેરેમાં છે અને વ્યવસ્થિત અને ચોક્કસ આકાર ધકાર રૂપ ગોત્વ આદિ જાતિ પ્રત્યક્ષ જણાય છે. તેના તે વિશિષ્ટ આકાર ધકાર વિના ખાલી શરીર(પિંડમાત્ર) દેખાતું નથી. તેથી આ ગાય છે, આ ઘોડો છે, એમ તે તે જાતિને આપણે પ્રત્યક્ષ દેખીએ છીએ.

બ્રાહ્મણત્વ આદિ જાતિ તો પ્રત્યક્ષ રીતે ઓળખાતી નથી. કારણ કે મનુષ્યોની બ્રાહ્મણત્વ(બ્રાહ્મણપણું) વગેરે જાતિમાં કોઈ વિશિષ્ટ પ્રકારના અવયવ કે કોઈ જાતિનો સૂચક આકાર ધકાર છે નહિ. પરંતુ તે જાતિને આપણે ત્રિગુણાત્મક પ્રકૃતિના પરિણામ રૂપ સાત્વિક, રાજસ અને તામસભાવવાળા અસાધારણ એટલે ખાસ ગુણરૂપ છે, એમ કહી શકાય છે. બ્રાહ્મણત્વ જાતિ એટલે બ્રાહ્મણમાં પુષ્કળ સાત્વિકતાના ગુણો રહ્યા હોય છે. તે અપાર સત્ત્વ ગુણ આદિ ગુણધર્મો તો શરીરમાં

દેખાતા હોય છે. અમાપ સત્ત્વગુણી માતા-પિતાથી જેનો જન્મ થયો હોય अयं शब्दः इमं अर्थं बोधयतु इति.....स संकेतः તેવા બાળકનું શરીર પણ સત્વગુણમય જ હોય છે. તાત્પર્ય એ છે કે સત્વગુણી માતાપિતાની વંશ પરંપરામાં તેમના સત્વ પ્રધાન ગુણ પુષ્કળ રહ્યા હોવાથી જાતિ વ્યવસ્થા અખંડ ચાલી આવે છે.

મનુષ્યના અંતઃકરણ(બુદ્ધિ આદિ)ના ગુણોની વિષમતાની બાબત તો અલગ જ છે. રાગ-દ્વેષાદિની સ્થિતિ તો આંતરિક છે. શરીરના ગુણધર્મની વિષમતા પ્રમાણે અંતઃકરણના ગુણધર્મોમાં વિષમતા(વધઘટ) આવે એવો કોઈ નિયમ નથી. કારણ કે બંનેના પ્રેરક બળ અલગ અલગ છે. આ રીતે વર્ણ વ્યવસ્થાને આધારે શાસ્ત્રમાં કહેલા વિધિ નિષેધો વ્યવસ્થિત રીતે દેખાય છે અને તે વ્યવસ્થા મહાભારત ઉદ્યોગ પર્વ(૪૧/૫)માં વિદુરે કહેલા 'હું શૂદ્રયોનિમાં જન્મ્યો છું એટલે બોલી શક્તો નથી.' આ વચનોથી સ્પષ્ટ રીતે સમજાય છે.

પરિણીત(વોઢુઃ) સવર્ણ પુરુષ દ્વારા સવર્ણ સ્ત્રીમાં જન્મેલા હોવાથી તે બાળકની જાતિમાં અનુલોમ કે પ્રતિલોમ વર્ણસંકરતા આવતી નથી. એટલે તે બાબતમાં પણ સવર્ણપણું નિર્બાધ રહ્યું હોય છે. કુંડ તથા ગોલક આદિ તો વ્યભિચારથી જન્મ્યા હોવાને લીધે તેમને શુદ્ધ બ્રાહ્મણના અધિકારવાળા જે સત્કર્મ હોય છે, તેને કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી.

ભલે વ્યભિચારથી થયેલા બાળકમાં તેના જનક અને જનનીની જાતિ માનવામાં ન આવે, પણ તેના ઉત્પાદક સ્ત્રી પુરુષની જોડીમાં સત્વગુણની અધિકતા રૂપ બ્રાહ્મણપણું હોવા છતાં વ્યભિચારના દુશ્ચરિત્રનું પાપ વધારે ગણાતું હોવાને લીધે તેનાં બાળકમાં જનની અને જનકના ગુણોથી વિપરીત ગુણ આવવાની સંભાવના રહેતી હોય છે.

ભગવાનની આજ્ઞાને લોપવાથી થયેલો ભગવાનનો નિગ્રહ(કોપ) જ પાપ ગણાય છે. જ્યારે તે સંતાન-બાળક ઉપર ભગવાનનો કોપ રહ્યો હોય ત્યારે તેનાં શરીરમાં ગુણોની વિષમતા કેમ ન આવે ?

એવું કહેવાય છે ને કે ઋષિના શાપ માત્રથી જ ક્ષત્રિય એવા ત્રિશંકુનું શરીર તત્કાળ ચાંડાળનું શરીર થઈ ગયું હતું ? સંપૂર્ણ જગતના શાસક એવા ભગવાનની આજ્ઞાનો લોપ કરવાથી વ્યભિચારી એવા સ્ત્રી પુરુષના બાળકના શરીરમાં વિપરીત ગુણ ઊપજે તેમાં શું કહેવું ?

આ રીતે જ વિશ્વામિત્ર ક્ષત્રિય હતાં છતાં બ્રહ્મરૂપ બ્રાહ્મણના અનુગ્રહ(રાજીપા)થી તેમાં તત્કાળ શરીર સંબંધી વિશેષ ગુણ ઊપજ્યા અને તેમાં બ્રાહ્મણપણું સિદ્ધ થયું હતું. આ બ્રાહ્મણત્વ જાતિનું કોઈ એક ચોક્કસ નિમિત્ત અગ્નિ આદિની જેમ હોતું નથી. તેથી તે બ્રાહ્મણત્વ યોનિજ શરીરમાં અને અયોનિજ શરીરમાં પણ સમાન રીતે રહ્યું છે. યોનિજ (માતાથી ઊપજેલા) શરીરમાં પણ ઋષિ સંબંધી ચરિત્રથી કોઈ વિશેષ ઉત્પાત થતો નથી. માટે આ શરીરના વિશેષ ગુણરૂપ ગણેલી જાતિ આપણે સહુને માટે તો અપ્રત્યક્ષ જણાય છે. વળી બ્રાહ્મણોને પણ પોતાના બ્રાહ્મણપણામાં સંશય થતો હોય છે, એમ જે શ્રુતિ કહે છે, "અમને એ ખબર નથી કે અમે બ્રાહ્મણ છીએ કે નહિ ?" આ બાબત પણ તે પ્રત્યક્ષ હોવાથી તેમ જણાવું સંભવે છે.

આમ જાતિને અપ્રત્યક્ષ કહી છે છતાં પરંપરાગત બાળકની વિશિષ્ટતાની સાથે તેનો જન્મ થવા ઉપરથી તે તે બાળક તે તે જાતિનું છે, એમ પ્રમાણને માનનારા લોકો વ્યવહાર કરે છે.

શંકા - પરંપરયા વિશિષ્ટ બાળકનો જન્મ થયો છે. તે વાત સમજી શકાય તેવી નથી. કારણ કે તેવા બાળકના જન્મમાં કારણ તેની માતા(કામિની) રહી છે અને તેવી માતા(કામિની)નું ચારિત્ર્ય જાણી શકાતું નથી.

સમાધાન - તે વાત બરાબર છે, પણ શું એવી શંકા થાય છે કે ૧-બાળકની જાતિનો નિર્ણય કરવો તે અત્યંત અસંભવ છે ? ૨-જાતિ સંભવતી હોય પણ શું સંપૂર્ણતયા તે જાણી શકાતી નથી ? ૩-અથવા શું આપણે કોઈ તે જાતિનો નિશ્ચય કરી શકીએ તેમ નથી ? સમાધાન - ૧-જાતિનો નિર્ણય કરવો તે સંભવ નથી, એમ જે કહો છો તે ઠીક નથી. તેના નિર્ણય અંગે તો આગળ કહ્યું જ છે, તમે ન જાણતા હોવ તેનાથી તે વસ્તુ જગતમાં નથી જ, એમ કહી શકાય નહિ. જ્ઞાન થવાથી બધી સામગ્રી મોજૂદ હોય તો જ્ઞાન અવશ્ય થાય જ. જો પૂરતી સામગ્રી ન હોય તો જ્ઞાન ન થાય. વસ્તુના અસ્તિત્ત્વનો આધાર તે કોઈ જુદી જ વાત છે.

૨-બીજી બાબત પણ કહીએ છીએ કે જગતના સૃષ્ટા ભગવાનને અને મહર્ષિઓને માટે જાતિ બાબતનો નિર્ણય સારી રીતે સમજાય જ છે.

૩-"સવર્ણની સ્ત્રીઓમાં સવર્ણ પુરુષોથી સમાન જાતિની પ્રજા જન્મે છે." યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ(૧/૯૦)ના આ વચન પ્રમાણે શાસ્ત્રો દ્વારા સામાન્ય રીતે તથા આપ્ત સજ્જનોનાં કહેવાથી કારણનો નિશ્ચય થાય તો, તે તે જાતિનો નિશ્ચય થઈ શકે છે. કોઈ એમ કહે કે કારણ-હેતુ હોય નહિ અને જાતિનો નિશ્ચય કરવામાં આવે તો તે જ્ઞાન ભ્રાંતિ રૂપ થઈ શકે છે. એમ જો હોય તો ભલે ભ્રાંતિ થાય, તેમાં શો વાંધો છે ?

શંકા - આ અનાદિ સંસાર છે. તેમાં કામિની સ્ત્રીમાં પ્રમાદ-અસાવધાનીની સંભાવના અવશ્ય રહેતી જ હોય છે. એટલે કોઈને પણ ક્યારેય પણ જાતિ બાબતમાં હેતુ-કારણનો નિશ્ચય થઈ શકશે નહિ, તમે એમ કહેવા માગો છો શું ?

તો શું તમારી પાસે તેનાં વિરુદ્ધ કોઈ કારણ છે ખરું ? કહેવાનો ભાવાર્થ એવો છે કે બાળકના જન્મથી જાતિ બાબતમાં કોઈ પ્રબળ કારણ

ન જણાતું હોય, બ્રાહ્મણપણાના ગુણવાળા દંપતિથી જન્મેલું બાળક બ્રાહ્મણ સંભવે છે, એવી સંભાવના થતી હોવાથી તે જાતિ તેમાં યોગ્ય રીતે રહી છે, એવો તેનો નિશ્ચય કરવામાં પ્રવૃત્તિ થઈ શકે છે. જો તેનાથી વિરુદ્ધ નિશ્ચય થઈ ગયો હોય તો તેને જાતિનો નિશ્ચય કરવામાં પ્રવૃત્તિ થાય નહિ.

શ્રુતિમાં તેવો પ્રશ્ન દેખાય છે. કોઈ એક બટુ જાબાલિનો પુત્ર સત્યકામ, ગૌતમ ઋષિની પાસે જઈને કહે છે કે "પૂજ્ય શ્રીમાન્ આપની પાસે બ્રહ્મચર્યપૂર્વક નિવાસ કરીશ, આવી ઈચ્છા રાખીને આપની પાસે આવ્યો છું." ત્યારે તે ગૌતમે પૂછ્યું "હે સૌમ્ય ! તારું ગોત્ર શું છે ?" (બૃ.ઉ.૪/૪/૩) શ્રુતિમાં રહેલા આવા પ્રશ્ન ઉપરથી જણાય છે ખાસ પ્રકારના જન્મ ઉપરથી જ તે અમુક વિશિષ્ટ જાતિનો બાળક છે, એવો નિર્ણય થાય છે. જો વ્યક્તિના વર્તન ઉપરથી જ નિર્ણય થતો હોય તો આવો પ્રશ્ન ગૌતમ શા માટે પૂછે ? યજ્ઞોપવીત સંસ્કાર જેને આપવાના હોય તે બાળકમાં બ્રાહ્મણપણાની શંકા ટાળવા માટેનો આ પ્રશ્ન પૂછાયો હશે. જાબાલ સત્યકામ પણ 'કદાચ ગુરુને મારામાં બ્રાહ્મણપણું ન હોય' એવી શંકા થાય તો ? એટલે તે શંકાને ટાળવા માટે પોતાની માતાને પૂછે છે, "બ્રહ્મચર્ય પાળવા પૂર્વક હું ગુરુકુળમાં રહેવા ચાહું છું, તો આપ મને બતાવો કે મારું ગોત્ર શું છે ?"(બૃ.ઉ.૪/૪/૧ ) આ કહ્યું, આવું જ જો માનવામાં આવે તો ખાસ વર્તન-સદાચારી જીવનવાળાને જ બ્રાહ્મણ તરીકે પ્રતિપાદન કરી સ્મૃતિઓની સાથે વિરોધ પણ થાય. જેમ કે "હે નાગરાજ ! સત્ય, દાન, ક્ષમા, શીલ-સ્વભાવ, આનૃશંસ્ય-ક્રૂરતાનો અભાવ, તપ, દયા આવા સદ્‌ગુણ જેમાં દેખાય તે બ્રાહ્મણ કહેવાય છે." (મ.ભા.વન.૧૮૦/૨૧) યુધિષ્ઠિરે કહ્યું, "જો શૂદ્રમાં આગળ કહેલા સત્ય આદિ શુભ લક્ષણ હોય અને તે બ્રાહ્મણમાં ન હોય તો હે સર્પ ! તે કહેવાતો શૂદ્ર શૂદ્ર નથી અને બ્રાહ્મણ પણ બ્રાહ્મણ

નથી. જેમાં આ સત્ય આદિ ગુણ મોજૂદ હોય તે બ્રાહ્મણ ગણાય છે અને જેમાં આ બ્રાહ્મણના ગુણો ન હોય તેવાને શૂદ્ર કહેવા જોઈએ." (મ.ભા.વન.૧૮૦/૨૫-૨૬)

"જે જાતકર્મ આદિ સંસ્કારોથી સંપન્ન હોય, પવિત્ર હોય અને વેદોના અધ્યયનથી સંપન્ન હોય, યજન-યાજન, અધ્યયન-અધ્યાપન અને દાન-પ્રતિગ્રહ આ છ કર્મમાં જે રહ્યો હોય, શૌચની સાથે સદાચારનું પાલન કરતો હોય અને જે સર્વોત્તમ યજ્ઞશિષ્ટ અન્નનું ભોજન કરતો હોય, ગુરુના ઉપર પ્રેમ હોય, નિત્ય વ્રતનું પાલન કરતો હોય તથા જે સત્યમાં તત્પર હોય તે બ્રાહ્મણ કહેવાય છે."

"સત્ય, દાન, અદ્રોહ-પરનો દ્રોહ ન કરવો, અક્રૂરતા, અકાર્યમાં લજ્જા, દયા અને તપ, આવા સદ્‌ગુણ જેમાં દેખાય તેને બ્રાહ્મણ જાણવો." "જે ક્ષત્રિયને યોગ્ય યુદ્ધ આદિ કરતો હોય, વેદોનું અધ્યયન કરવામાં તત્પર હોય, બ્રાહ્મણોને દાન આપતો હોય તથા પ્રજા પાસેથી કર લઈને તેની રક્ષા કરતો હોય, તે ક્ષત્રિય કહેવાય છે." તે રીતે જ જે વેદાધ્યયન સંપન્ન થઈને વ્યાપાર, પશુપાલન તથા ખેતી કરીને અન્ન આદિનો સંગ્રહ કરવાની રુચિવાળો હોય અને પવિત્રપણે રહેતો હોય, તે વૈશ્ય કહેવાય છે." પરંતુ જે વેદ અને સદાચારનો ત્યાગ કરીને હંમેશા જે કાંઈ મળે તે બધું ખાવાની રુચિવાળો હોય, બધી જાતનું જે કામ કરતો હોય તથા અંદર અને બહાર અપવિત્ર રહેતો હોય તેને શૂદ્ર કહેવાય છે." "ઉપર જણાવેલા સત્ય આદિ સાત ગુણ જો શૂદ્રમાં દેખાય, પણ તે ગુણ જો બ્રાહ્મણમાં ન દેખાય તો તે કહેલો શૂદ્ર શૂદ્ર નથી અને કહેવાતો બ્રાહ્મણ બ્રાહ્મણ નથી." (મ.ભા.શાં.મો.૧૮૯/૨-૮)

ઉપર કહેલા વચન પ્રમાણે જ વર્તન ઉપરથી બ્રાહ્મણપણું કહેવું

તે પર્યાપ્ત નથી. આ અજગર તથા યુધિષ્ઠિરના સંવાદની કથા છે. અહીં સત્ય આદિ અંતઃકરણના સત્વગુણની અભિવૃદ્ધિ જેમાં હોય તે બ્રાહ્મણપણું છે, એવા બ્રાહ્મણત્વમાં યુધિષ્ઠિરને આદર હોય એવું જણાય છે. જન્મથી શરીરના પરંપરાગત બ્રાહ્મણત્વમાં તેને દ્વેષ અનાદર હોય તેમ નથી. કહેવાનો આશય એવો છે કે આત્મા સ્વસ્વરૂપથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર નથી. આત્માનું સ્વરૂપ તો જ્ઞાનૈકઘન છે. તે આત્મામાં પ્રકૃતિ(માયા)ના સંબંધને લીધે અવાસ્તવિક બ્રાહ્મણ આદિનો વ્યવહાર થાય છે. આત્મામાં શરીર સંબંધી સત્વગુણની અભિવૃદ્ધિની જેમ અંતઃકરણ સંબંધી સત્ત્વગુણની અભિવૃદ્ધિ થવાથી બ્રાહ્મણપણાનો વ્યવહાર યોગ્ય છે, આવો અભિપ્રાય છે.

શારીર અને આંતર, બ્રાહ્મણત્વ બે પ્રકારે છે. તેમાં શરીરના ગુણો બહાર તો દેખાવમાં ચોક્કસ છે અને તે શરીરના ગુણધર્મને પ્રકટ કરતી વિશેષતાઓ પણ ઓળખી શકાતી નથી. તેથી તેમાં ઘણું સૂક્ષ્મપણું રહ્યું છે. એટલે સદ્‌વૃત્ત-પવિત્ર સદાચાર ન હોય તો વ્યક્તિમાં બ્રાહ્મણત્વ હોવા છતાં તે નથી એમ ધારીને બ્રાહ્મણ કેવો હોય ? એમ પૂછ્યું છે. પછી આંતરકરણનું બ્રાહ્મણપણું સ્પષ્ટ જણાતું હોય તો તે વ્યક્તિના કલ્યાણ(નિઃશ્રયસ)માં ઉપયોગી થઈ શકે છે. એટલે જન્મથી(જાત્યા) બ્રાહ્મણપણામાં આવશ્યક સત્ય આદિ સાત ગુણોને પ્રધાનપણે "सत्यं दानं क्षमा" આ શ્લોક પ્રધાનપણે ઉપયોગી કહ્યો છે. તે પછીના શ્લોકમાં 'शूद्रे तु यद् भवेल्लक्ष्म' બ્રાહ્મણ તથા શૂદ્રના લક્ષણ એક બીજામાં જતાં ન રહે તથા જે કહેવાના હોય તે જ રીતે લક્ષણથી જણાય, આમ ધારીને ચોખવટ કરી છે.

આ પ્રકરણમાં બ્રાહ્મણપણું જન્મથી છે, એમ યુધિષ્ઠિર માનતા હોય તેમ જણાય છે. જેમ કે સર્પ કહે છે કે "હે આયુષ્મન્ નરેશ ! જો સદાચાર ઉપરથી જ બ્રાહ્મણપણાંની પરીક્ષા કરવામાં આવે તો

જ્યાં સુધી તેને અનુસારે કર્મ ન હોય તો જાતિ વ્યર્થ ગણાય."(મ. ભા.વ.ન.૧૮૦/૩૦) આવું જ્યારે અજગરે પૂછ્યું ત્યારે યુધિષ્ઠિરે કહ્યું છે કે "હે મહાસર્પ ! મહામતે ! મનુષ્યોમાં જાતિની પરીક્ષા કરવી ઘણી કઠણ છે. કારણ કે અત્યારે બધાં જ વર્ણોનું સંમિશ્રણ(સાંકર્ય) થયું હોય તેમ મને જણાય છે." (મ.ભા.વન.૧૮૦/૩૧) અહીં યુધિષ્ઠિરે પરીક્ષા કરવી ઘણી કઠણ(દુષ્પરીક્ષ્ય) છે એમ કહ્યું છે, તેથી વર્ણવ્યવસ્થા(જાતિ વ્યવસ્થા) હતી, એવું વ્યક્ત થાય છે અથવા એમ પણ હોઈ શકે છે કે જાતિથી-જન્મથી બ્રાહ્મણપણું માનીએ તો તેમાં વર્તન-સદાચારની આવશ્યકતા છે, એમ સૂચવવા માટે તેવા શબ્દ કહ્યા હોય છે.

કહેવાનો ભાવ એવો છે કે "બ્રાહ્મણ કોને કહેવાય ?" આવું પૂછ્યું ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે "જો સદ્‌વર્તન ન હોય તો જન્મથી કહેવાતું બ્રાહ્મણપણું નહિવત્ ગણાય." આવું જણાવવા માટે તેમણે સદ્‌વર્તનના સાત ગુણોથી યુક્ત બ્રાહ્મણપણું सत्यं दानं આ શ્લોકથી કહ્યું છે.

કદાચ શંકા થાય કે સદ્‌વર્તન તો બ્રાહ્મણમાં અને શૂદ્રમાં પણ હોય છે અને જાતિને તો નિશ્ચિત બતાવવામાં આવે છે તેનું શું ? ત્યારે તેના જવાબમાં યુધિષ્ઠિર કહે છે કે "આ જન્મથી જાતિની બાબત તો ઘણી નાની છે, શૂદ્ર જાતિમાં જન્મેલી વ્યક્તિ જો સદાચારપૂર્ણ હોય તો તે શૂદ્ર નથી અર્થાત્ શૂદ્રના જેવી નથી. એટલે કે બીજા શૂદ્રના જેવી ત્યાજ્ય(અનુપસેવ્ય) નથી. તે સદાચારી શુદ્ધ વ્યક્તિ પણ ધર્મતત્ત્વના જિજ્ઞાસુએ સેવવા લાયક છે. બ્રાહ્મણ જાતિની વ્યક્તિ પણ સદાચારથી રહિત હોય તો તે બ્રાહ્મણ નથી અર્થાત્ બ્રાહ્મણમાં રહેલી સર્વોત્તમતાથી તે શૂન્ય-રહિત છે, તે શૂદ્રની જેમ અનાદરણીય છે."

ઉપરના વચનનું હાર્દ-ભાવ જ તે છે. જો એવો અર્થ ન લઈએ તો 'શૂદ્રને તે શૂદ્ર નથી' 'બ્રાહ્મણને તે બ્રાહ્મણ નથી.' જેમ કે 'ઘડો તે

ઘડો નથી.' તેની જેમ કાંઈ અર્થને બતાવે નહિ. "तस्माद्यज्ञे वधोऽवधः" આ વાક્યમાં 'अवध' શબ્દથી તે પ્રત્યવાય (પાપ) કરતા નથી' તેની જેમ અહીં 'न शूद्रो न ब्राह्मणः' આ બંને શબ્દ પણ ઉપર કહ્યા પ્રમાણેના અર્થમાં જ સમજવાના છે. નિષેધાર્થક (नञ) નકારનો અર્થ 'થોડું ' એવા અર્થમાં બંધ બેસાડવું. એટલે કે જો બ્રાહ્મણમાં સદ્‌વર્તન ન હોય તો તેમાં જાતિરૂપ બ્રાહ્મણપણું થોડું છે અને શૂદ્રમાં જો સદ્‌વર્તન હોય તો તેમાં જાતિરૂપ શૂદ્રપણું થોડું છે, એવો અર્થ કરી શકાય છે.

મોક્ષધર્મમાં કહેલા 'जातकर्मादिभिर्यस्तु' (૧૮૯/૨) એ બધા વચનો પણ સદ્‌વર્તનને જ મુખ્ય કહેનારા છે. આ પ્રસંગમાં 'शूद्रे' આવો જે શબ્દ કહ્યો છે તેનો અર્થ પણ વનપર્વમાં કહેલા શૂદ્ર શબ્દના અર્થ જેવો જ લેવો. એટલે કે શૌચ-આચાર આદિથી યુક્ત એવો શૂદ્ર એમ અર્થ કરવો.

બીજા કેટલાક એમ કહે છે કે બ્રાહ્મણપણું(બ્રાહ્મણ્ય) કોઈ જન્મજાત નથી. પરંતુ સદ્‌વર્તનની વિશેષતા જ બ્રાહ્મણ્ય કહેવાય છે. તેમાં પણ આગળ કહીએ તે વિશેષતા રહી છે કે તે તે જાતિ(વર્ણ)નાં ખાસ સંસ્કાર થયા હોય અને તે સિવાય જેમાં સદ્‌વર્તન(સદાચાર) હોય તે જ તેમાં બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ અને વૈશ્યત્વને કહેનારા છે. અને શૂદ્રત્વ તો તેને કહેવાય છે કે જેને કોઈ સંસ્કાર થયા ન હોય, તેમજ જેમાં સદાચારના સદ્‌ગુણ ન હોય, કારણ કે તેમાં ઉપર જણાવેલો શ્લોક 'जातकर्मादिभिर्यस्तु' (મોક્ષપર્વ.૧૮૯/૨-૩) ઈત્યાદિ ગુણોને અનુસારે જેને સંસ્કાર પ્રાપ્ત થયા હોય તે પ્રમાણ છે.

જન્મ શૂદ્રના કૂળમાં થયો હોય તેવી વ્યક્તિમાં શૌચ આદિ આચાર હોવાથી અને શૂદ્રનાં લક્ષણ નહિ હોવાથી તેને શૂદ્ર તો કહેવાય નહિ. તો પછી તે વ્યક્તિને બ્રાહ્મણ કહેવાય ખરી ? ના, બ્રાહ્મણપણાં(બ્રાહ્મણ્ય)માં તો તેના સંસ્કાર કર્યા હોવા જોઈએ. શૂદ્રને તે સંસ્કાર નહિ કર્યા હોવાથી

તેને બ્રાહ્મણ કહેવાય નહિ. શૂદ્રને સંસ્કાર કરવામાં અડચણ શું છે ? શ્રુતિ જ અડચણ રૂપ છે. "આઠ વરસના બ્રાહ્મણ બાળકને યજ્ઞોપવીત આપવું." (પારસ્કર ગૃહ્યસૂત્ર ૨/૨/૧) આ સૂત્રમાં બ્રાહ્મણ શબ્દ છે. તે જે જન્મથી બ્રાહ્મણ હોય તેનો જ ઉપવીતમાં અધિકાર છે, એમ કહે છે. એટલે યજ્ઞોપવીત સંસ્કાર કર્યા પછી જેમાં શૌચ અને સદાચાર હોય તે બ્રાહ્મણ છે. આવું કહ્યું હોવાથી સદાચારી એવા શૂદ્રને ઉપનયન સંસ્કારનો અધિકાર નહિ હોવાથી તે બ્રાહ્મણ કહેવાતો નથી.

કોઈને શંકા થાય કે કોઈ કારણ વગર જ શ્રુતિ શા માટે શૂદ્રને ઉપનયન સંસ્કારથી વંચિત રાખે છે ? આ અંગે તો શ્રુતિમાં વિચારવું જોઈએ. શ્રુતિ (વૈદિક સાહિત્ય) તો સ્વતંત્ર ગતિવાળું છે. બ્રહ્મચર્યવ્રતમાં ઉપકારક યજ્ઞોપવીત સંસ્કાર છે. અને સંસ્કાર થયા પછી સાત્વિક વિશુદ્ધ આચારવાનને વિચારીને શ્રુતિ કહે છે કે, 'આઠ વરસના બ્રાહ્મણને ઉપનયન સંસ્કાર કરવા.' આથી તે સંસ્કાર તો બ્રાહ્મણને જ કરાય છે. શિક્ષાપત્રી મૂળ શ્લોકમાં 'જાતિએ કરીને વિપ્ર' આવો શબ્દ છે તે જન્મથી બ્રાહ્મણ તરફ દૃષ્ટિને કહે છે. કુળવિશેષમાં એટલે કે બ્રાહ્મણના કુળમાં જન્મ થવાથી જ યજ્ઞોપવીત સંસ્કારનો અધિકાર પ્રાપ્ત થાય છે. અને જે તે સંસ્કાર થયા હોય તેવા જનો માટે જ શાસ્ત્રોમાં વિધિ તથા નિષેધ કહેવામાં આવે છે.

આ બાબતને જણાવવા માટે જ મૂળ શ્લોકમાં 'जात्या विप्रेण' આવો ઉલ્લેખ કર્યો છે. આથી તેમણે પણ છેવટે જન્મને જ ખાસ વર્ણના નિર્ણયમાં પ્રયોજક-પ્રેરકબળ સ્વીકાર્યું છે. મહાભાષ્યમાં પણ "તપ, શાસ્ત્રાધ્યયન અને બ્રાહ્મણજાતિમાં જન્મ, આ ત્રણને બ્રાહ્મણત્વમાં કારણ છે"(મ.ભા.આનુ.૧૨૧/૭) એમ કહ્યું છે.

બીજા કેટલાક લોકો જન્મથી સંસ્કારથી અથવા અધ્યયનથી પણ બ્રાહ્મણ આદિ વર્ણોના વિભાગને સ્વીકારતા નથી. પરંતુ તેઓ ગુણોના

વર્ત્તનના વિભાગથી વર્ણોના ભેદને માને છે. તેઓ કહે છે કે "બ્રાહ્મણ આદિ જાતિ વ્યવસ્થા પિતૃપરંપરાથી જો ચાલી આવતી હોય તો જ ગાયો(ગાય તથા વૃષભ)ના ટોળામાં કદાચ કોઈ ઘોડો આવી જાય તો તેના આકારભેદથી જાણકાર મનુષ્ય પોતાની વિચક્ષણ બુદ્ધિથી તેને ઓળખી જાય છે. પણ મનુષ્ય ભાવ તો બધા મનુષ્યોમાં એક સરખો જ હોવાથી શૂદ્રોના સમૂહથી દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) અલગ પડતો નથી. તે મનુષ્ય જાતિમાં કોઈ વધારે વિશેષતા કલ્પી શકાતી નથી કે જે બધા જ મનુષ્યોમાં રહી હોય."(ભ.પ.ષ.ક.સ.૪૦/૧૯-૨૧)

"તેથી બ્રાહ્મણોમાં જાતિ આદિ સામગ્રીથી ઊપજેલ ભેદ બહારનો કે અંદરનો કોઈ જ જણાતો નથી."(ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૧/૩૪)

"બ્રાહ્મણ વર્ણ અને તે સિવાયના બીજા વર્ણમાં સુખ-દુઃખાદિનો અનુભવ ભિન્ન ભિન્ન નથી, ઐશ્વર્ય આજ્ઞા અને નિર્ભયતાની દૃષ્ટિએ પણ તેમાં કાંઈ અલગતા નથી. વીર્યમાં, આકારમાં, ઈન્દ્રિયોમાં, પ્રવૃત્તિ-ક્રિયામાં, આયુષમાં, અંગોની પુષ્ટતા કે દુર્બળતામાં, સ્થિરતામાં કે ચપળતામાં પણ બ્રાહ્મણ તથા બીજા વર્ણમાં કાંઈ ફરક જણાતો નથી."

"પ્રજ્ઞા (બુદ્ધિ), વૈરાગ્ય, ધર્મ, પરાક્રમ, ત્રણ વર્ગ, નિપુણતા, રૂપ આદિ કે ઔષધ આવી કોઈ પણ ગુણ બાબત બ્રાહ્મણાદિ વર્ણમાં પરસ્પર ભેદ જણાવનાર નથી."

"સ્ત્રીના ગર્ભ અંગે, ચાલવામાં, શરીર ઉપરના મેલ બાબતે, અસ્થિના છિદ્રોમાં, પ્રેમભાવમાં, માપમાં કે શરીર ઉપરના રૂંવાડામાં પણ પ્રત્યેક મનુષ્યમાં સમાનતા છે. વર્ણોને લીધે કોઈ તફાવત નથી."

"એકઠાં થયેલા દેવતાઓએ બ્રાહ્મણ તથા શૂદ્રના બધા જ ગુણધર્મોને સાવધાનીથી તપાસ્યા પણ તેમાં કોઈ પણ જાતનો અલગાવ દેખાયો નહિ." (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૧/૩૬-૩૯)

બ્રાહ્મણ ચંદ્રના કિરણોના જેવા ઉજ્જવળ નથી. ક્ષત્રિય કેસૂડાના ફૂલ જેવા કેસરી નથી. વૈશ્ય પીળા રંગના નથી, તેમજ શૂદ્રો કોઈ કોયલા જેવા કાળા નથી. ચારે વર્ણ ઉપરના દેખાવમાં તો સમાન જ જણાય છે." "પગની ચાલ, શરીરનો રંગ તથા કેશ, સુખ-દુઃખ, શરીરનું રુધિર, ચામડી, માંસ, મેદ, હાડકા અને શરીરમાં રહેલો રસ, આ બધું મનુષ્ય માત્રમાં એક સરખું જ છે. તો તે માનવ સમાજના ચાર વર્ણના ભેદ કઈ રીતે હોઈ શકે ?" "શરીરનો ઉપરનો રંગ, માપ, આકાર, ગર્ભવાસ, વાણીનો ઉચ્ચાર, બુદ્ધિ, કર્મેન્દ્રિયો, જીવિત, ઉપરની કરચલી, ત્રિવર્ગ (વૃદ્ધિ, સ્થિરતા અને હ્રાસ) રોગ અને ઔષધ; આ બધું માનવ સમાજમાં સર્વત્ર એક સમાન જ છે. કોઈ પણ રીતે કોઈમાં કાંઈ પણ જાતિથી થયેલો ભેદભાવ છે જ નહિ." "જગતના સૃષ્ટા પ્રજાના માલિક એક જ છે. તેણે રચેલી પ્રજામાં જાતિનો ભેદ ક્યાંથી થયો ? બધા પ્રમાણો, દૃષ્ટાંતો, ન્યાયથી સરખામણી તથા વાદ-ચર્ચા વગેરેથી આ જાતિભેદની પરીક્ષા કરવામાં આવે છે, પણ તેનો નિર્ણય જુદો જ આવે છે."

"માનો એક પિતાના ચાર પુત્ર હોય, તો તે ચારે પુત્રોની જાતિ એક સરખી જ રહે છે. તે રીતે સમગ્ર પ્રજાના સૃષ્ટા પિતા એક જ છે એટલે પિતા એક જ હોવાથી સર્વ પ્રજામાં જાતિથી કોઈ પણ વિભાગ-ભેદ થતો નથી." "ઉંબરાનું ઝાડ હોય તેના ઉપર ઊંચે વચ્ચે અને નીચેના ભાગોમાં ફળ આવે છે તે બધાં રંગથી, આકારથી, અને સ્પર્શથી પણ એક જ સરખા અનુભવાય છે, તે રીતે જ માનવ સમાજની પણ એક જ જાતિ વિચારવી જોઈએ." (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૧/૪૧-૪૬)

"માનવનું શરીર મૂર્તિમાન છે એટલે તે અનિત્ય(નાશ પામે) છે અને તે વિનાશશીલ હોવાથી પંચભૂતોમાં ભળી જાય છે. શરીરને

આધારે રહેતું બ્રાહ્મણ્ય તે પંચભૂતોમાં ક્યાંય બચ્યું જણાતું નથી." "તે પૃથિવી આદિના એક એક અવયવમાં બ્રાહ્મણપણું રહેતું નથી, તેમજ તે પંચભૂતોના સમૂહમાં પણ રહેતું નથી. અને જો રહેતું હોય તો તે અન્ય પ્રાણીઓના દેહમાં બ્રાહ્મણપણું અતિશય થઈ જાય." "પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ આ ભૂતોના પરિણામ રૂપ જ બીજા પ્રાણીઓના દેહ છે, એટલે બધા પ્રાણીઓના શરીરમાં પણ તમારી ગણત્રીમાં બ્રાહ્મણપણું આવી જશે. તે બધામાં ખોળવા છતાં બ્રાહ્મણપણું મળતું નથી." (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૧/૫૧-૫૩)

"વિપ્ર હોવા છતાં શૂદ્ર જાતિની આસક્તિવાળી સ્ત્રીને તે રુચે છે અને તે સ્ત્રી કામ વાસનાના દુ:ખને ટાળનારા સમાગમ વખતે વિપ્રથી પણ ગર્ભને ધારણ કરે છે." "કામાતુર કોઈ પણ સ્ત્રીને શૂદ્ર મનુષ્ય હોય તોપણ તે રુચે છે. બ્રાહ્મણપણું હોવા છતાં સ્ત્રી સમાગમ બાબતે સ્ત્રીઓને તે પણ સુખકારી બને છે." "ગાય, અશ્વ, ઊંટ, હાથી વગેરે ભિન્ન ભિન્ન જાતિના પશુઓ કામસુખને ચાહતા હોવા છતાં વિજાતિમાં ગર્ભ સ્થાપન કરતા નથી." "વૃષભ ગાયના સમાગમમાં જ વિશેષ સુખને અનુભવે છે. અશ્વો પણ ઘોડીમાં જ વિશેષ રતિસુખ પામે છે. સાંઢણી ઊંટને પતિના રૂપમાં પામીને સુખેથી રહે છે."

"પશુ જાતિની સ્ત્રી સાથે મૈથુન કરનાર પુરુષ તેને ગર્ભ ધારણ કરાવતો નથી અને તેનાથી તેને આરામદાયક સુખ પણ મળતું નથી." "પશુ સાથે મૈથુન કરતી માનવ જાતિની સ્ત્રી તેનાથી ગર્ભ ધારણ કરતી નથી. અને તેનું તે મૈથુન યોગ્ય પણ નથી." "સ્ત્રી અને મનુષ્યને મૈથુનમાં કોઈ પણ વિભાગ જણાતો નથી. કે જે વિદ્વાનોની સભામાં એવું કહે છે કે સંસ્કારથી બ્રાહ્મણ થયો." (ભ.બ્રા.પ.ષ.ક. અ.૪૩/૩૮-૪૫)

"ન્યાયને સમજનારા પુરુષોએ ન્યાયને અનુસરનારા વાક્યોથી તે બાબતનું નિરાકરણ કરવું. સંસ્કારોમાં ગર્ભાધાન, પુંસવન, સીમંત, જાતકર્મ, નામકરણ, અન્નપ્રાશન, ચૂડાકર્મ, ઉપનયન, સમાવર્તન અને તે પછીનો વિવાહ આવા બધાં સંસ્કારો જેમને પ્રાપ્ત થયા હોય તે જ બ્રાહ્મણ છે. જેમની નિરંતર કામનાઓ રહે છે. જે બ્રાહ્મણકુળમાં જન્મેલા અને સંસ્કારી બ્રાહ્મણોએ જેમના બધા જ સંસ્કારો કર્યા હોય તે બ્રાહ્મણોમાં પણ આયુષ, શક્તિ કે કાંતિ આદિની વિશેષતા સ્પષ્ટ જણાતી નથી."

"બ્રાહ્મણ ગોત્રના બે પુરુષ છે. તેમાં એકના ગર્ભાધાનાદિ બધા જ સંસ્કાર કરાયા છે, અને બીજાના કોઈ પણ સંસ્કાર કરાયા જ નથી. ઈષ્ટ અનિષ્ટ સારું કે ખરાબ મળવામાં કે ન મળવામાં પરસ્પર કોઈ તફાવત દેખાતો જ નથી." "ભલે માણસના બધા જ સંસ્કાર કર્યા હોય પણ તેને જ્ઞાન ન હોય, અધ્યયન કરાવ્યું ન હોય, ગહન વિચાર (મીમાંસા) નિયમોનું પાલન તથા ઇન્દ્રિયોનો નિગ્રહ ન કર્યો કરાવ્યો હોય, તો તે સંસ્કારવાળો મનુષ્ય શૂદ્રથી અલગ પડતો નથી." "શૂદ્રના સંસ્કાર કરવામાં આવે છતાં તે સંસ્કાર તેને સ્પર્શ કરતા નથી. સંસ્કાર થયા પછી પણ પાપમય કર્મોને દેખતો હોવા છતાં તેનાથી પાછો વળતો નથી."

"વેશ્યા અને લંપટ, સ્ત્રી-પુરુષની જેમ મદ વિહ્વળ રહેતા લોકો મોહ પામીને સદાચારથી તથા બ્રાહ્મણત્વથી પડી જાય છે. ભ્રષ્ટ થાય છે." "સંસ્કાર પામેલો મનુષ્ય પણ જો દુરાચારી થયો હોય તો તે નરકમાં જાય છે. તથા સંસ્કારને નહિ પામેલો હોવા છતાં સદાય જે સદાચારી હોય છે તે વિપ્રોમાં શ્રેષ્ઠ ગણાય છે."

"મંત્રથી પવિત્ર આત્માના સંસ્કારને પામેલો મનુષ્ય પણ જો પછીના જીવનમાં દુરાચારી થઈ ગયો હોય તો તે માત્ર બ્રાહ્મણપણાથી

સંસાર સાગરને નિ:સંદેહ તરી શક્તો નથી.” “દુરાચારને લીધે તેનું પતન થાય છે અને તેનું બ્રાહ્મણપણું નિશ્ચિત છૂટી જાય છે.”

પરાશરપુત્ર વ્યાસ વગેરે શ્રેષ્ઠ મુનિવર્યો સદાચારનું પાલન કરતા હતા. ગર્ભાધાન આદિ જે બધા સંસ્કારો તે તેમને થયા ન હતા.” “તે બધા વિપ્રશ્રેષ્ઠ કહેવાયા. બ્રાહ્મણપણાની સંપત્તિને પામ્યા અને તે સમગ્ર લોકોમાં નમસ્કારને પામ્યા. આવા ઋષિમુનિઓ તો ઘણા થયા છે પણ તેમાંથી કેટલાક ગણાવું છું.” “માછીની પુત્રીથી વ્યાસ જન્મ્યા હતા. ચાંડાળની પુત્રીથી પરાશરનો જન્મ થયો હતો. શુક(પોપટ) જાતિની સ્ત્રીથી શુકદેવ જન્મ્યા હતા. ઉલૂકીના પુત્ર કણાદ થયા હતા.” “ઋષ્યશૃંગ મૃગલીના પુત્ર હતા. વસિષ્ઠ શાપ થયા પછી બીજે જન્મે ગણિકાના પુત્ર થયા હતા. મનુશ્રેષ્ઠ મંદપાલ નાવિકના પુત્ર કહેવાય છે.” “મુનિરાજ માંડવ્ય માંડૂકી(દેડકી)ના ગર્ભથી જન્મ્યા હતા. આ સિવાય બીજા પણ ઘણા હતા કે જેઓ પહેલાના જેવું જ બ્રાહ્મણપણું પામ્યા હતા.” “જેમનું વર્તન ઉત્તમ હતું એવા મહાપુરુષોએ પણ જે ઉપર કહ્યા તેમની બાબતમાં ઘણું પૂજનીય સારું વચન કહ્યું છે. (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૨/૭-૨૫)

જેના શરીરના બધા જ સંસ્કાર થયા હોય એવા મનુષ્ય પણ મહાપાપોને કરતા હોય છે. તે જેમનાથી બ્રહ્મપણું પણ પાછું ભાગે છે, આથી તે બ્રહ્મપણાને સાંકેતિક કહેવાય છે. (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૨/૩૨)

“વળી બીજી એક વાત એ છે કે તમારે વેદના મંત્રોને જાણતા હોય તે વિદ્વાનોને પૂછવું કે “સંસ્કાર કર્યા પછી કાંઈ વિશેષતા તમે કોઈમાં જુઓ છો ?” “શું દેહના સંસ્કાર કરો છો ? કે જે દેહ સ્વભાવથી જ મલિન હોય છે. વીર્ય તથા રુધિરથી ભર્યો હોય છે અને વિષ્ઠાના કીડા જેવો હોય છે.” “ગર્ભાધાનથી લઈને અગ્નિસંસ્કાર પર્યંતના બધા જ

સંસ્કાર વિવિધ વિસ્તૃત વિધિથી દેહના કરાય છે, પણ કોઈ માનવને જીવાત્મામાં કાંઈ અધિકતા થઈ હોય તેમ દેખાય છે ?" "તે સંસ્કાર પામેલાઓ અસંયમી પુરુષોએ પણ છૂપા મન, વાણી અને શરીરથી કરેલા દુરાચારી વર્તનના પક્ષને હું ખરાબ કહું છું." "વેદોક્ત સમસ્ત સંસ્કારોના સારભૂત એવા દ્વિજો-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય પણ સમગ્ર પાપ કર્મ કરનારા એવા વૃષલ-નીચ પાપી મનુષ્યથી પણ પાપ કરવામાં આગળ નીકળી જાય છે."

"ઉગ્ર કર્મ કરનાર, પાપી, બ્રહ્મ હત્યારો, ગુરુસ્ત્રીનો સંગ કરનાર, ચોર, ગોહત્યા કરનાર, દારૂ પીનાર, પરસ્ત્રી ગમનમાં પ્રીતિવાળો, અસત્યવાદી, ગર્વથી ઉદ્ધત, નાસ્તિક, વેદોની નિંદા કરનાર, આખા ગામનો ગોર, હત્યારો, પુષ્કળ દોષવાળો, દુઃસાધ્ય, નિષિદ્ધ વર્તન કરનાર, ચોરનાર, ઠગાઈ કરનાર, મદોદ્ધત, ધૂતારો, નટ, શઠ, પાપી, સર્વભક્ષી, બધી ચીજોને વેચનાર." "મન, વાણી અને શરીરથી કરેલા પાપોથી ઘેરાયેલા દુષ્ટ નીચ બ્રાહ્મણો સો યજ્ઞ કરે તોપણ તે શુદ્ધ થતાં નથી."

"શૂદ્રોમાં જે સ્વાભાવિક અનિષ્ટ કર્મ દેખાય છે તે બધા કર્મ નિર્બાધ રીતે બ્રાહ્મણમાં પણ હોય છે." "બ્રાહ્મણપણાનું કારણ મંત્રજપ, અગ્નિહોત્ર કે વેદી ઉપર યજ્ઞ નિમિત્તે પશુનો વધ કરવો તે નથી. જો તેની બધી ક્રિયાઓ શૂદ્રના જેવી હોય." (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૩/૧-૧૧)

"બીજું જે અસેવ્ય - જે ન સેવાતું-વપરાતું હોય તેને વાપરે તો શુદ્ર અને વિપ્ર વગેરે બધા એક સરખા છે. તેમજ બુદ્ધિ, શક્તિ, સ્વભાવ, ધર્મ, જાતિ વગેરે અને સંપત્તિ આદિકથી પણ બધા એક સમાન જ છે."

"શુદ્ર તથા વિપ્ર ઇત્યાદિ બધા પુણ્ય કે પાપરૂપ કર્તવ્ય, સમગ્ર શરીરમાં રહેતા બંધનો, અવરોધો, અનેક પ્રકારની યાતનાઓથી

છૂટવા કરાતા જે ઉપાયો તે બધામાં થતી પીડા, આ બધી દૃષ્ટિથી સહુ સમાન છે.”

“પ્રેમ અને ધર્મ આદિ સાત્વિક ભાવ, વિચિત્રતાથી ઘેરાયેલા રાજસભાવ, દંડ થવો કે દંડથી છૂટવું. ખિન્ન થવું અને બુદ્ધિનું ચાતુર્ય અનુભવવું આ બધું વિપ્ર આદિ તથા શૂદ્રોમાં તુલ્ય જ દેખાય છે.”

“બધી જ જાતિના લોકો સંતાપ અને વારંવાર મોહથી હેરાન સમાન રીતે થાય છે. વાયુ, પિત્ત અને કફથી થતાં અને ચિતરી ચડે એવા તે રોગોથી પીડાય છે.”

“ક્યારેક પ્રવૃત્તિ કરવાથી કે નિવૃત્તિ લેવાથી, સાચા ખોટા પ્રસંગોથી, લાભ કે નુકશાન થતા પરિણામોથી, અલંકારોની સજાવટથી કે કામ આદિના ઉશ્કેરાટથી બ્રાહ્મણથી લઈને શૂદ્ર સુધીના સૌને એક સરખો જ અનુભવ થાય છે.”

“જન સમુદાય ધન મેળવવાની આશાથી અનેક પ્રાણીઓના સમુદાયનો નાશ કરે છે. તેમજ અનેક પ્રકારના મનોરથો કરીને વિશેષ સિદ્ધિને હાંસલ કરે છે.” “પોતામાં તથા પોતાનામાં હેત, પારકા સાથે દ્વેષ, મેળવેલ ધનની રક્ષાનો ભાવ, ઉન્મત્તતા, વ્યગ્રતા, છીંકવું, સુકાવું, સહન કરવું અને ભય પામવું. આ બધા ભાવો માનવમાત્રમાં સરખા જ હોય છે.” “પીડા ટાળવાના ઉપાયો, ચાડીયાપણું, નિષ્ક્રિયતા, મનને પાછું વાળવું, તથા સર્વ સામાન્ય પ્રવૃત્તિ કરવી વગેરેમાં વ્યક્તિને આપદાઓ સામે આવીને એક સરખી રીતે જ ઊભી રહે છે.”

“દુષ્ટકુળમાં જન્મેલા દુરાચારી લોકો અત્યંત હલકી ક્રિયાઓને કરે છે. પિશાચના જેવા સર્વભક્ષી હોય છે. રાજા પાસે ખટપટ કરીને જીવન જીવે છે.” “તે દુષ્ટો તો અપમાનને લાયક હોય છે. નિષિદ્ધ ક્રિયા કરીને ધનવાન થયેલા તેઓનું મન પણ દુષ્ટ હોય છે. જેમ શિકારી

વનમાં રહીને હરણને મારે છે અને પછી તેનું માંસ ખાય છે. ઘણા જ કઠોર તે લોકો જરૂરિયાત માટે વેદોને ભણે છે અને પ્રાણીઓની હત્યાનું પ્રતિપાદન કરે છે. (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૩/૧૬-૨૭)

"વેદોને વેચનારા તે અધમ લોકો કપટ ભર્યા તર્કોથી મનચાહ્યા અર્થોની પુષ્ટિ કરે છે. માયા ફેલાવનારા, મત્સર દોષથી ઘેરાયેલા, લોભી અને ભાન ભૂલેલા તે દુષ્ટો મદોદ્ધત હોય છે." "ઠગ, પરોપજીવી, ક્રૂર, લોભી, કજિયાખોર, વધારે પડતું બોલનારા તે બધા દુષ્ટ-કુલટા સ્ત્રીઓની સાથે ભટકતા હોય છે." "નિર્લજ્જ થઈને અશ્લીલ વાતોને કહેનારા, વીર પુરુષના જેવો આટાટોપ કરીને ક્રોધ કરનારા તે લોકોને લૂંટે છે. મર્મભેદી શ્લોકોને બોલે છે અને ચાપલૂસી કરનારા ભાટોની વચ્ચે તે ઘૂમતા હોય છે." "તે નરાધમો ન વેચવાની વસ્તુઓને વેચે છે. અભક્ષ્ય વસ્તુને ખાય છે. તુચ્છ કામ કરનારા તે લોકોને લાજ શરમ હોતી નથી."

"નોકરી કરવી, બાળકોને ભણાવવા, વેપાર કરવો, ખેતી કરવી, આ બધું કરીને સંપત્તિ મેળવે છે, તેમજ બીજા પદાર્થો, અન્ન અને ધન વગેરે બાહ્ય સંપત્તિને પણ મેળવે છે." "દુષ્ટ લોકો ક્રોધ આદિ અંતઃકરણના દોષોને તથા દુષ્ટ મનોરથોને છોડતા નથી. સમાજમાં મોટા ગણાતા સજ્જનોની વચ્ચે પોતાને શ્રેષ્ઠ ગણાવીને બેસે છે અને બીજાના માથાના કેશને ખેંચે છે." (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૩/૨૮-૩૩)

"ન રાખવા જેવા વસ્ત્રોને તે દ્વિજો રોજ રાખે છે અને તજી દીધાં જેવા વસ્ત્રોને છોડતાં નથી. ભૂમિ ઉપર આવા લોકોને ગુરુ કેમ કહેવા ?" "વૈશ્યો ક્ષત્રિયો અરે રાવણ આદિ રાક્ષસો પણ બ્રાહ્મણની જેમ જ એક વેદોનાં અધ્યયનને જ બ્રાહ્મણપણું કહે છે."

"કસાઈ, ચંડાળ, દાસ, પારાધી, આભીર, માછી અને બીજા પણ જે જાતિ ભ્રષ્ટ લોકો હોય છે તે બધા વેદોને ભણે છે." "શૂદ્ર

લોકો બીજા દેશમાં જઈને ત્યાં વ્યાપાર કરીને તથા બ્રાહ્મણના જેવા આકારથી કે ભાષા બોલીને પણ બ્રાહ્મણ થઈને કે ક્ષત્રિય થઈને રહે છે." "પરદેશમાં વેદોને ભણે છે, બે વેદ કે એક વેદને ભણીને અનુક્રમે તે શૂદ્રો શુદ્ધ બ્રાહ્મણના વંશની કન્યાને પરણે છે." "તેની શૂદ્રતાને કોઈ જાણતું નથી તેથી તે યથેષ્ટ બ્રાહ્મણપણાંને પામે છે. આ કારણે જ તેઓ વેદોનું અધ્યયન કે વેદોક્ત ક્રિયા કરતા હોવાથી સાચા બ્રાહ્મણમાં અને કપટીમાં કાંઈ ભેદ દેખાતો નથી." "છ અંગોની સાથે વેદોને કોઈ ભણેલો હોય પણ જો તે આચાર ભ્રષ્ટ હોય તો તેને વેદો પવિત્ર કરતા નથી. વેદોને ભણવા તે તો દ્વિજોનું એક પ્રકારનું શિલ્પ છે. ખરેખર બ્રાહ્મણનું લક્ષણ તો તેમાં રહેલું સદાચારમય વર્તન છે. (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૧/૧-૮)

હવે પવિત્ર બ્રાહ્મણના લક્ષણોને કહે છે કે "ત્યાજય અને ગ્રાહ્ય હકીકતના મર્મને જે જાણતા હોય, શાસ્ત્રની રીતે અન્યાયને તજી દેતા હોય, જેણે બધી ઇન્દ્રિયોને મનને અને વાણીને જીતી હોય તથા જે સદાચાર પરાયણ હોય." "નિયમોને પાળીને સદાચારવાળું વર્તન રાખતા હોય, સહુ કોઈનું હિત થાય એવી રીતને ખોળવામાં તત્પર રહેનારા અને સંસારથી મુક્તિ મેળવવાના ઉપાય અને ક્રિયાથી યુક્ત જેના મનોરથ હોય તે યથાર્થ બ્રાહ્મણ છે." "સારી પેઠે આત્મદષ્ટિવાળા, સમાધિમાં સ્થિતિ પામેલા, ક્રોધને જીતનારા, સ્વાધ્યાય-શાસ્ત્ર ચિંતનમાં મનને જોડી રાખનારા, વિષયાસક્તિ કે કોઈ પણ પ્રકારના બંધનથી રહિત રહેનારા તથા મત્સર દોષથી રહિત જે હોય તે બ્રાહ્મણ છે."

"કોઈ પણ વસ્તુના અભાવ બાબતે શોકને ન પામે, ગર્વે રહિત, શાંત સ્થિતિવાળા, પ્રાણીમાત્રનું હિત ચાહનારા, સુખ તથા દુઃખના સમયે એક સમાન દષ્ટિ રાખનારા તથા એકાંત સ્થાનને સેવનારા જે હોય તે બ્રાહ્મણ છે." "જેના બધા જ અંગ વ્રતમાં ઉપયોગી હોય,

ધર્મનિષ્ઠ, પાપથી ડરતા, ખોટી મમતાથી રહિત, અહંકારે રહિત, દાન આપવામાં પાછા ન પડે તેવા શૂર, દયા પરાયણ, સત્ય સ્વરૂપ બ્રહ્મને જાણનારા, સ્વભાવે શાંત, સમગ્ર શાસ્ત્રોને સમજીને સ્થિર થયેલા, સમસ્ત પ્રાણીમાત્રનું હિત થાય એવા ઉપાયો માટે પ્રવર્તેલા, સ્વયંભૂ બ્રહ્માએ જેની મર્યાદાઓ નક્કી કરી છે તે બ્રાહ્મણો છે." "સ્વયં વિશાળ હોવાથી ભગવાનને બ્રહ્મા કહ્યા છે. તેમના નાભિકમળમાંથી જે ઊપજ્યા છે, જે ભક્તિ પરાયણ અને શરણે આવેલા છે તેમને બ્રાહ્મણ કહ્યા છે." (ભ.બ્રા.પ.ષ.ક.૪૪/૧-૭)

"પારકા દુઃખને જે ટાળે તેમને ક્ષત્રિય અને જીવન જરૂરિયાતની વસ્તુઓને પેદા કરીને ઉપભોક્તા સુધી પહોંચાડનારાને વૈશ્ય કહ્યા છે. અને જે વેદાધ્યયનથી દૂર રહ્યા છે તેમને શૂદ્ર કહ્યા છે."

"ક્ષમા, ઇન્દ્રિય દમન, દયા, દાન, સત્ય, પવિત્રતા, ધીરજ, અકાર્યમાં અરુચિ, કોમળતા, સરળતા, સંતોષ, અહંકારથી રહિતપણું, તપ, આંતરિક શાંતિ, ધર્મ, જ્ઞાન, કઠોરતાનો અભાવ, બ્રહ્મચર્ય, મોહ-અજ્ઞાનથી રહિતપણું, ધ્યાન, આસ્તિકતા, અદ્વેષ-પ્રસન્નતા, વિષયોમાં વૈરાગ્ય, શાંત સ્વરૂપપણું, પાપથી ડરવું, ચોરી, મત્સરભાવ તથા તૃષ્ણા જેવા દોષોનો અભાવ, અનાસક્ત રહેવું, ગુરુજનોને સેવવા, મન, વાણી તથા શરીરથી સંયમ રાખવો. જે મનુષ્યો ઉપર કહેલા સદ્‌ગુણોને પોતાના જીવનમાં ઉતારે છે, તેમનામાં બ્રાહ્મણપણું પુષ્કળ પ્રમાણમાં રહ્યું છે અને તે દિનપ્રતિદિન વધતું જ રહે છે." (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૪/૧૦-૧૫)

"જે કોઈ પણ વર્ણમાં રહેલા ઉત્તમ મધ્યમ કે કનિષ્ઠ મનુષ્ય હોય તેમાં જે પાપરૂપ કર્મ ન કરતા હોય પણ તેનાથી નિવૃત્ત થયા હોય તેને જ બ્રાહ્મણ કહેવામાં આવે છે." "જન્મથી શૂદ્ર હોવા છતાં જે શીલ-સદાચારથી સંપન્ન હોય તો તે બ્રાહ્મણ કરતા પણ અધિક માનવા

લાયક છે. અને જન્મથી બ્રાહ્મણ હોવા છતાં જેમાં સદાચાર ન હોય તો શૂદ્ર કરતા પણ અત્યંત ઊતરતા છે.” (ભ.બ્રા.પ.ષ.ક.અ.૪૪/૩૦)

પ્રાચીન મહાપુરુષો તો એમ કહે છે કે આ ઉપર કહેલા બધા વચનો છે તે જ જે વર્ણ વ્યવસ્થા માનવામાં આવે છે તેનો વિરોધ કરતા હોય તેવું જણાય ખરું. પરંતુ તે બધા વચન વર્ણવ્યવસ્થાનો વિરોધ કરતા નથી. માણસમાં બ્રહ્મવિજ્ઞાન રૂપ બ્રાહ્મણપણું ન હોય તો પછી માત્ર જન્મથી જ જે બ્રાહ્મણ કહેવાતા હોય, તે તો બ્રાહ્મણ ન હોય તેવા જ છે. સદાચરણ રહિત જે લોકો પોતાનાં બ્રાહ્મણકુળનું મિથ્યા અભિમાન કરતા હોય છે. તે તો તેમને બધી રીતે નરકમાં નાખનાર થાય છે. જે મનુષ્યનો જન્મ બ્રાહ્મણકુળમાં ન થયો હોય પણ જો તે ઉપર જણાવેલ બ્રહ્મવિજ્ઞાન રૂપ બ્રાહ્મણપણાથી સંપન્ન હોય તો તેને જાતિએ કરીને ઉત્તમ અને શ્રેષ્ઠ ધર્મતત્ત્વને જાણવા ઇચ્છનારાઓએ પણ આદર આપવો જોઈએ અને તેનો આશ્રય કરવો જોઈએ. આવું જણાવવા માટે ઉપર કહેલા વચન પ્રૌઢિવાદ અર્થાત્ સાહસ પૂર્ણ છે એમ સમજવું. “પરસ્પર પ્રમાણોમાં બાધ ન આવે તે રીતે સજ્જનો નિર્ણય કરતા હોય છે. કારણ કે પ્રમાણને જ આધાર માનનારા આપણા પૂર્વજો પ્રમાતા કહેવાયા છે.” આ અંગેનો વિસ્તાર તો અન્ય ગ્રંથોમાં રહ્યો છે. ડુંગળી અને લસણ આદિને કોઈ પણ રીતે ખાવા કે ઉપયોગમાં લેવા નહિ. ૧૮૬



**स्नानं सन्ध्यां च गायत्रीजपं श्रीविष्णुपूजनम्।**
**अकृत्वा वैश्वदेवं च कर्त्तव्यं नैव भोजनम्।।१८७।।**

**અને જે બ્રાહ્મણ હોય, તેણે સ્નાન, સંધ્યા, ગાયત્રીનો જપ, શ્રીવિષ્ણુની પૂજા અને વૈશ્વદેવ, એટલાં વાનાં કર્યા વિના ભોજન કરવું જ નહિ. (એવી રીતે નૈષ્ઠિક બ્રહ્મચારીના વિશેષ ધર્મ કહ્યા.) ॥૧૮૭॥**

*ભાષ્ય :* રાગથી-રસાસક્તિથી લોકો કલંજ(લાલ લસણ અથવા એક પ્રકારનું માંસ) જેવા દૂષિત પદાર્થોને જે ખાતા હોય છે, તેનો નિષેધ કર્યો. હવે સ્નાન આદિ નિત્યકર્મોને કર્યા સિવાય જ લોકો મનમાં ગમે તેમ ભોજન કરતા હોય છે, તેનો નિષેધ કરે છે. નાહ્યા વિના તો સંધ્યા આદિ કોઈ નિત્યકર્મ કરી શકાતા નથી, એટલે પહેલા સ્નાનની બાબત કહે છે. 'નાહ્યા વગરના પુરુષને જપ તથા હોમ આદિ કોઈ પણ સત્કર્મ કરવાનો અધિકાર નથી. એટલા માટે પ્રાતઃસ્નાનને નિત્યસ્નાન કહ્યું છે.'(શંખ.૮.૨) 'પથારીમાંથી ઊઠેલો મનુષ્ય મોઢામાં લાળથી અને પરસેવાથી નીતરતો હોય છે, એટલે સ્નાન કર્યા વિના તે જપ તથા હોમ આદિ કાંઈ પણ સત્કર્મ કરે નહિ.'(દક્ષ.૨/૧૧) 'મનુષ્યના શરીરના નવ દ્વારથી મળ નીકળે છે, એટલે તે અત્યંત મલિન ગણાય છે. તેમાંથી રાત-દિવસ મેલ ટપકતો હોય છે. તેને શુદ્ધ કરનારું તો પ્રાતઃ સ્નાન છે.(દક્ષ.૨.૯, ગ.પુ.પૂ.ખં.૨૧૩.૫૪) 'એટલે જેનું અમુક પ્રત્યક્ષ છે અને અમુક અપ્રત્યક્ષ છે, એવા પ્રાતઃસ્નાનને મોટાપુરુષો વખાણે છે. સવારમાં સ્નાન કરીને શુદ્ધ થયેલો પુરુષ જપ આદિ સર્વ સત્કર્મોને કરી શકે છે. (દક્ષ.૨/૯, ગ.પુ.પૂ.ખં.૨૧૩.૫૯)

તે સ્નાન છ પ્રકારનું હોય છે. "નિત્ય સ્નાન, સૂતક આદિ નિમિતનું સ્નાન, તીર્થઆદિમાં કામ્ય સ્નાન, સત્ક્રિયાના અંગભૂત સ્નાન, મળશુદ્ધિ નું સ્નાન, કોઈ સત્ક્રિયાને અંતે થતું સ્નાન, આમ સ્નાનના છ પ્રકાર છે."(અગ્નિ. પુ.૧૫૫.૩) જે સ્નાન નિત્ય થતું હોય તેને નિત્ય સ્નાન

કહે છે. તેમાં બધા જ આશ્રમીઓને સમાન હોવાથી પ્રાતઃસ્નાનની નિત્યતા છે. "નાહ્યા વગરનો પુરુષ તો જપ તથા અગ્નિમાં કરાતા હોમ આદિમાં અયોગ્ય ગણાય છે. એટલે પ્રાતઃસ્નાનને નિત્યસ્નાન કહેવાય છે."(ગ.પુ.પૂ.ખં.૨૨૩.૧૦૯)

મધ્યાહ્નનું સ્નાન તો અમુક આશ્રમીને ખાસ કરવાનું હોવાથી તેથી તેને પણ નિત્યસ્નાન કહેવાય છે. "પ્રાતઃકાળે અને મધ્યાહ્ને વાનપ્રસ્થ અને ગૃહસ્થ એ બેને સ્નાન કરવાનું હોય છે. સંન્યાસીએ ત્રણ વખત સ્નાન કરવું અને બ્રહ્મચારીને પ્રાતઃસ્નાન એક જ કહ્યું છે."(ગ. પુ.પૂ.ખં.૨૧૩.૫૯) અથવા નિત્યસ્નાનની જેમ જ નૈમિત્તિક સ્નાનને સ્વીકારવું. કારણ કે નૈમિત્તિક સ્નાન જ્યાં સુધી ન કરે ત્યાં સુધી તેને માટે જમવાનો પણ નિષેધ કર્યો છે. પરાશર માધવીય(૮.૩)માં શંખે નૈમિત્તિકનું લક્ષણ બતાવ્યું છે કે "કોઈ ચાંડાળ, શબ, પશુબલિનો સ્તંભ અને રજસ્વલા સ્ત્રી, આટલાનો સ્પર્શ થાય તો સ્નાન કરવું અને તે સ્નાનને નૈમિત્તિક સ્નાન કહેવાય છે."અને તે સ્નાન પણ મંત્રોચ્ચાર સાથે કરવું. પરાશર માધવીયમાં દક્ષે કહ્યું છે કે "પાણીમાં મંત્રોચ્ચાર સાથે કરેલું સ્નાન હોય તે જ સ્નાનનું ફળ આપે છે. મંત્ર વિના કરેલું સ્નાન તો પાણીમાં ડૂબેલા રહેતા જંતુઓની જેમ વૃથા છે." "માછલા, કાચબા અને દેડકાઓ રાત-દિવસ પાણીમાં ડૂબેલાં રહે છે ને ! તે સ્નાનથી કાંઈ ફળ ક્યારેય પામતા નથી." મંત્રે સહિત સ્નાન પણ તેણે કરવાનું હોય છે કે જેને મંત્ર બોલવાનો અધિકાર હોય છે, બીજાએ નહિ. તે પરાશર માધવીયમાં વિષ્ણુએ કહ્યું છે કે "બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યોએ મંત્રના ઉચ્ચાર સાથે સ્નાન કરવું. હે કુરુનંદન ! શૂદ્ર તથા સ્ત્રીઓએ મૌન રહીને સ્નાન કરવું." (ભગવાનનું સ્મરણ તો કરવું.) સ્નાનવિધિનો વિસ્તાર અન્ય ગ્રંથથી જાણવો. પરાશર માધવીયમાં દક્ષે કહ્યું છે કે "સંધ્યા-દિવસ તથા રાતનો સંધિકાળ કે જયારે સૂર્ય કે કોઈ

નક્ષત્ર આકાશમાં હોતા નથી, તેને તત્ત્વવેત્તા મુનિઓએ સંધ્યા કહી છે." આમ સંધ્યા એટલે એક કાળ વિશેષ કહેવાય, તે સમયે જે અમુક ક્રિયા કરવામાં આવે તેને અહીંયા સંધ્યા શબ્દથી કહી છે. રાત-દિવસની સંધીમાં જે ક્રિયા બને તે સંધ્યા, તે પરાશર માધવીયમાં વ્યાસે કહ્યું છે કે 'રાત અને દિવસની સંધિ વેળાએ જે ઉપાસના કરાય છે તેને બુદ્ધિમાન મોટાપુરુષો સંધ્યા કહે છે.' જો સંધ્યા કરવામાં ન આવે તો પ્રત્યવાય(પાપ) લાગે છે. તે મનુએ કહ્યું છે કે 'જો દ્વિજ પ્રાતઃ સંધ્યા તથા સાયંસંધ્યા ન કરતો હોય તો તેને શૂદ્રની જેમ બધા જ દ્વિજાતિના કર્મોમાંથી કાઢી નાંખવો.'(મનુ.૨.૧૦૩) 'જે સંધ્યા ન કરતો હોય તે હંમેશા અપવિત્ર ગણાય છે અને બધા સત્કર્મોમાં તે અયોગ્ય છે. જેને સંધ્યાનું જ્ઞાન ન હોય, જે સંધ્યોપાસના કરતો ન હોય, તે જીવતો હોય ત્યારે શૂદ્ર ગણાય છે અને મર્યા પછી કૂતરાના જન્મને પામે છે.'(દક્ષ ૨/૨૭) વિષ્ણુપુરાણમાં ઔર્વ મુનિએ સગર રાજાને કહ્યું છે કે 'હે રાજન્ ! જે દ્વિજો પ્રાતઃ સમયે તથા સાયં સમયે સંધ્યોપાસના નથી કરતા, તો તે દૂરાત્મા-પાપી છે. અને અંતે તામિસ્ર નામે નરકને પામે છે.' (વિ.પુ.૩/૧૧/૧૦૨) 'જે દ્વિજોત્તમ સંધ્યાવંદન તજીને બીજા ધર્મસબંધી કાર્યમાં પ્રયત્ન કરે છે, તોપણ તે ૧૦,૦૦૦ વર્ષ પર્યંત નરકયાતનાને ભોગવે છે.'(કૂર્મ.ઉ.૧૮/૩૦)

સંધ્યોપાસનાની પ્રશંસા પણ કરવામાં આવે છે. પરાશર માધવીયમાં યમ કહે છે કે 'જે વ્રત કરીને સતત સંધ્યોપાસના કરે છે, તે નિષ્પાપ થઈને સનાતન બ્રહ્મ લોકને પામે છે.' 'દ્વિજ મન, વાણી તથા ક્રિયાથી દિવસે જે કાંઈ પાપ કરે છે, તેનો સાયં સંધ્યા કરીને તે સમયે પ્રાણાયામથી નાશ કરે છે અને રાતે મન વાણી તથા ક્રિયાથી જે પાપ કરે છે, તેનો પ્રાતઃ સંધ્યા કરીને તે સમયે પ્રાણાયમથી નાશ કરે છે.' 'ઋષિમુનિઓ ઘણા લાંબા સમયથી સંધ્યા કરતા હોવાથી તેઓ

ઘણા લાંબા આયુષને પામ્યા છે અને તે સંધ્યોપાસના આદિથી વિશુદ્ધ જ્ઞાન, સુયશ, કીર્તિ અને બ્રહ્મચર્યને પામ્યા છે." આ સંધ્યાનો પ્રકાર તો અન્ય ગ્રંથોમાં જોઈ લેવો.

વળી, સમગ્ર વિપ્રોએ સંધ્યાના અંગભૂત ગાયત્રીનો જપ કરવો. તે યાજ્ઞવલ્કયસ્મૃતિમાં કહ્યું છે કે "સૂર્યોપસ્થાન અને ગાયત્રી મંત્રનો જપ પ્રતિદિન કરે. શિરોમંત્ર અને મહાવ્યાહૃતિ ઉપરાંત પ્રણવ (ઓમકાર) ને જોડી શ્વાસ રોકીને ત્રણ વાર ગાયત્રીનો જપ કરે. તે એક પ્રાણાયામ કહેવાય છે. પ્રાણાયામ ઉપરાંત જળ દેવતાના માર્જન મંત્ર વડે શરીર ઉપર જળ છાંટીને તારાઓના ઉદય થાય ત્યાં સુધી જપ કરતા બેસીને સંધ્યા કરવી. આ રીતે પૂર્વ સંધ્યા સૂર્યોદય થાય ત્યાં સુધી કરવી." (યા.૧/૨૨-૨૪)

એ પ્રમાણે મનુ મહારાજે પણ કહ્યું છે કે "સાવધાન રહીને વિપ્રે નિત્ય બંને સંધ્યા સમયે આચમન કરી સ્થિર થઈ પવિત્ર સ્થાનમાં ગાયત્રીનો જપ કરતા વિધિપૂર્વક સંધ્યોપાસન કરવું."(મનુ.૨/૨૨) "પ્રાતઃ સંધ્યામાં ઊભા રહી ગાયત્રીનો જપ કરનાર પુરુષ પોતે રાતે કરેલા પાપોનો નાશ કરે છે અને સાયંસંધ્યામાં બેસીને જપ કરનાર દિવસે કરેલા પાપનો નાશ કરે છે."(મનુ. ૨.૧૦૨) તે જપ વાચિક, ઉપાંશુ અને માનસ એવા ભેદથી ત્રણ પ્રકારનો કહેવાય છે. તે સ્મૃતિમાં કહ્યું છે. "ગાયત્રી જપ યજ્ઞ ૩ પ્રકારનો છે. તેના ભેદને જાણવા, સ્પષ્ટ સંભળાય એવો જપ વાચિક છે. હોઠ હલે પણ સાંભળી શકાય નહિ તે ઉપાંશુ અને કેવળ મનમાં ચિંતન થાય તેને માનસ કહેવાય છે. (નૃ.પુ. ૫૮.૭૮) આ બાબતનો વિશેષ બીજા ગ્રંથોમાં હોય છે. શ્રીમાન્ વિષ્ણુ ભગવાનનું યથાવિધિ પૂજન નિત્ય કરવું તે મનુ કહે છે કે "સ્નાન કર્યા પછી શુદ્ધ થઈને નિત્ય દેવ, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કરવું અને દેવોનું પૂજન કરવું."(મનુ.૨/૧૭૬) આ રીતે જ પરાશરે પણ કહ્યું છે

કે "સંધ્યા, સ્નાન, ગાયત્રીનો જપ, હોમ અને દેવતાનું પૂજન કરવું." (પરા.૧-૩૯) યાજ્ઞવલ્ક્ય પણ કહે છે કે "મધ્યાહ્ન સમયે સ્નાન કરીને દેવતાઓનું તથા પિતૃઓનું તર્પણ અને અર્ચન કરવું."(યા.૧.૧૦૦) તેની વ્યાખ્યા પંડિત વિજ્ઞાનેશ્વરે આ પ્રમાણે કરી છે કે "ગંધાક્ષત પુષ્પ વડે હરિ, હર, બ્રહ્માદિક દેવતાઓમાંથી કોઈ એકની ભાવનાને અનુસાર યથાયોગ્ય પૂજા કરવી." "ભગવાન જનાર્દન નારાયણ પાસેથી મોક્ષની ઈચ્છા રાખવી." આ વચન પ્રમાણે મુમુક્ષુઓએ ભગવાન વિષ્ણુ નારાયણ જ સેવવા જોઈએ. એવા અભિપ્રાયથી શ્રીહરિએ 'વિષ્ણુપૂજન' એવો ખાસ શબ્દ કહ્યો છે. તે નૃસિંહ પુરાણમાં કહ્યું છે કે 'જળના અધિદેવોને નમસ્કાર કર્યા પછી સમજુ પુરુષે ઘેર આવવું. તે પછી પુરુષ સૂક્તથી શ્રીવિષ્ણુની પૂજા કરવી.'(નૃ.પુ.૫૮/૯૨)

વૈશ્વદેવં- વૈશ્વદેવ સમગ્ર આશ્રમોમાં એક સમાન નથી છતાં યથાસંભવ અનુક્રમે વૈશ્વદેવ કર્મ કરવું. દેવયજ્ઞ, પિતૃયજ્ઞ અને ભૂતયજ્ઞમાં વિશ્વેદેવોનો પૂજ્યપણે ક્રમ છે. તે વિશ્વેદેવોની જેમાં પૂજા થતી હોય છે, તે કર્મને વિશ્વદૈવિક કર્મ કહેવાય છે. આવો અર્થ જ્યારે જોઈએ- વિચારીએ ત્યારે દેવ, પિતૃ અને ભૂત ત્રણના પૂજન કર્મમાં વૈશ્વદેવ શબ્દ પ્રયોજાય છે. છતાં પણ 'विश्वेभ्यो देवेभ्यः स्वाहा' એવું જ્યારે બોલાય ત્યારે આ નામ મુખ્ય ગણાય છે, એટલે વૈશ્વદેવ અર્થાત્ દેવયજ્ઞ કહેવાય છે. અને તેમાં બીજા દેવોની પણ ઉપલક્ષણા કરી લેવી. અથવા વૈશ્વદેવ શબ્દથી દેવ, પિતૃ અને ભૂત એ ત્રણને પણ ભલે ગ્રહણ કરાય તે સિવાય બીજી ઉપલક્ષ્યતા રહેશે. તે સ્મૃતિમાં દેવતાની પૂજા કર્યા પછી વૈશ્વદેવને કરવાની રીત કહી છે. "પછી પુરુષ સૂક્તના મંત્રોથી વિષ્ણુની પૂજા કરવી. તે પછી વૈશ્વદેવ કર્મ કરવું અને તેના પછી બલિકર્મ પણ તે રીતે જ કરવું."(નૃ.પુ.૫૮/૯૩) "તેમાં યથાયોગ્ય રીતે પાંચ ભાગ થાય તેમ વહેંચણી કરવી. તેમાં પિતૃ, દેવ, મનુષ્યો અને કીટ આદિનો ભાગ

કહેવામાં આવ્યો છે."(પારા.મા.૨/૫૬) (ગ.પુ.૨૧૩/૧૪૭) પારાશર માધવીયમાં વ્યાસે પણ કહ્યું છે કે તે પછી પોતાની શાખામાં કહ્યા પ્રમાણે વિવિધ રીતે વઘારેલા હવિષ્યાન્ન તથા વ્યંજનોથી વૈશ્વદેવ કર્મ કરવું.

પાંચ મહાયજ્ઞ અવશ્ય કરવા એમ યાજ્ઞવલ્ક્ય કહે છે. 'બલિકર્મ, સ્વધા, હોમ, સ્વાધ્યાય અને અતિથી સત્કાર આ બધા કર્મો અનુક્રમે ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ અને મનુષ્યયજ્ઞ એમ પાંચ મહાયજ્ઞ કહેવાય છે.'(યા.સ્મૃ.૧.૧૦૨) પરાશર માધવીયમાં યમ કહે છે કે "ગૃહસ્થને નિરંતર ખાંડણિયો, ઘંટી, ચૂલો, પાણીયારૂ અને સાવરણી એ પાંચથી પ્રતિદિન હિંસા થયા કરે છે. આ પાંચ નો ઉપયોગ કરનાર વિપ્ર વારંવાર બંધન પામે છે. એટલે તે પાંચ પ્રકારની હિંસાની શુદ્ધિ માટે પાંચ મહાયજ્ઞ કહ્યા છે." "ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણિયો અને પાણિયારું આ પાંચ ગૃહસ્થના ઘરમાં હિંસાના સ્થાન છે તેનો ઉપયોગ કરીને ગૃહસ્થ પાપથી બંધાય છે." તે સર્વના ક્રમથી પ્રાયશ્ચિતને માટે મહર્ષિઓએ ગૃહસ્થ ને પાંચ મહાયજ્ઞ કરવાના કહ્યાં છે.(મનુ.૩/૬૮-૬૯)

'વેદાદિ અને આર્ષવિદ્યા ભણાવવી તે બ્રહ્મયજ્ઞ છે, તર્પણ કરવું તે પિતૃયજ્ઞ છે, હોમ કરવો તે દેવયજ્ઞ છે, ભૂતોને બલિ અર્પણ કરવું તે ભૂતયજ્ઞ છે અને અતિથિનો સત્કાર કરવો તે મનુષ્ય યજ્ઞ છે.' (કાત્યા.૧૩/૩) "જે મનુષ્ય યથાશક્તિ આ પાંચ મહાયજ્ઞોને કરે છે, તે નિત્ય ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં હિંસાના દોષથી લેપાતો નથી." "દેવતા, અતિથિ, પોતાનો પોષ્ય વર્ગ, પિતૃઓ અને સ્વયં પોતે; આ પાંચની સેવા સંભાળ જે ન રાખે તો જીવતો હોવા છતાં મરેલો જ છે."(મનુ. ૩/૭૧-૭૨)

ઉપર જણાવેલા સ્નાન આદિ નિત્ય કર્મો કર્યા સિવાય ભોજન ન કરવું. અને જો તે નિત્ય કર્મો ને કર્યા વિના ભોજન કરે છે તો તેને પ્રત્યવાય-પાપ લાગે છે. તે કહ્યું છે કે "જે મનુષ્ય સ્નાન કર્યા વિના

ખાય છે તો તે મળ-પાપ ને ખાય છે. જપ કર્યા વિના ખાય છે તે પરું અને રુધિર ખાય છે. હોમ કર્યા વિના જે ખાય છે તે ઝીણાં કૃમિ અને કીડાને ખાય છે. બીજાને આપ્યા વિના જે ખાય છે તે વિષ્ઠા ને ખાય છે."(વૃદ્ધપરાશર ૨/૨૨૪, દક્ષ.૨/૬૩) "જે મોહથી કે આળસથી દેવતાની પૂજા કર્યા વિના ખાય છે તે દેહને અંતે નરકમાં પડે છે અને તે પછી ભૂંડના જન્મ ને પામે છે."(કૂર્મ પૂ. ૩ ૧૮.૧૧૮) "અધમ દ્વિજો વૈશ્વદેવ કર્યા વિના ખાય છે તો તેને આ લોકમાં અન્ન નહિ મળે અને પછી કાગડાના જન્મને પામે છે."(સ્કાં.૩૮/૪૧) ૧૮૭.



**साधवो येऽथ तैः सर्वैर्नैष्ठिकब्रह्मचारिवत्।**
**स्त्रीस्त्रैणसङ्गादि वर्ज्यं जेतव्याश्चान्तरारयः।।१८८।।**

**હવે સાધુના જે વિશેષ ધર્મ તે કહીએ છીએ. અમારે આશ્રિત જે સર્વે સાધુ, તેમણે નૈષ્ઠિક બ્રહ્મચારીની પેઠે સ્ત્રીઓનાં દર્શન-ભાષણાદિક પ્રસંગનો ત્યાગ કરવો તથા સ્ત્રૈણ પુરુષના પ્રસંગાદિકનો ત્યાગ કરવો. અને અંતઃશત્રુ જે કામ, ક્રોધ, લોભ અને માન આદિક તેમને જીતવાં. ॥૧૮૮॥**

શિક્ષાપત્રીના પ્રારંભમાં જેમનો નિર્દેશ કર્યો છે તે સાધુઓના વિશેષ ધર્મને હવે બતાવે છે. જે મુક્તાનંદ સ્વામી આદિ સમગ્ર સાધુઓનો પહેલા ઉલ્લેખ કર્યો છે, તેમણે નૈષ્ઠિક બ્રહ્મચારીની જેમજ સ્ત્રીઓનો પ્રસંગ તથા સ્ત્રીને આધીન વાસનિક પુરુષોનો પ્રસંગ છોડી દેવો. જો તે પ્રસંગ ન છોડે તો મોક્ષ મેળવવા સ્વીકારેલા અને મોક્ષના ઉપાયની સફળતામાં સહકારી એવા બ્રહ્મચર્યવ્રતનો ત્યાગ થઈ જાય.

સ્ત્રીઓ તથા સ્ત્રીને આધીન પુરુષોનો જે સંગ છે તે મોક્ષમાર્ગમાં વિરોધી છે. તે બાબત તો પ્રસિદ્ધ છે. તે બધું બ્રહ્મચારીના ધર્મો કહ્યા

ત્યાં સમજાવ્યું જ છે. સ્ત્રી તથા સ્ત્રૈણ મનુષ્યના સંગનો ત્યાગ કરવા માત્રથી જ કૃતકૃત્યતા-પૂર્ણતા નથી. બધા જ વિષયોનો સંગ છોડી દેવો પડે છે. વિષયનો સંગ છોડ્યા વિના તો દેહ ઇન્દ્રિયાદિકથી જુદો એવો જે આત્મા, તેના સ્વરૂપમાં સ્થિતિ સંભવશે નહિ. તેટલા માટે તે કામને બધી રીતે જીતવો. કામ અને તે કામ જેનું મૂળ છે એવા ક્રોધ આદિ બધા જ અંતઃશત્રુઓ છે. શબ્દાદિ ભૌતિક વિષયો બાહ્ય શત્રુ છે અને કામ આદિ બધા અંતઃશત્રુઓ છે. થોડો ઘણો એવો એ અંતઃશત્રુ બચી ગયો હોય તો તે બહુ જ મોટું નુકશાન કરી શકે છે. તે ગીતામાં કહ્યું છે કે "રજોગુણથી ઊપજેલા આ કામ અને ક્રોધ છે, તે ખૂબ વિષયોને ખાનારા છે અને મહાન પાપી છે. માટે તેને શત્રુ તરીકે જાણ. ધુમાડાથી અગ્નિ ઢંકાઈ જાય છે અને મેલથી દર્પણ ઢંકાઈ જાય છે, ઓર-જર (જન્મ પહેલા માતાના ગર્ભમાં રહેલા બાળકને વીંટળાઈને રહેલો કોમળ એક પડદો)થી ગર્ભ જેમ ઢંકાઈ જાય છે, તેમ કામ દોષથી આત્મજ્ઞાન ઢંકાઈ ગયેલું છે. જ્ઞાન સ્વરૂપ આત્માના સ્વરૂપનું ભાન આ કાયમના વેરી, જેને ક્યારેય તૃપ્તિ થાતી નથી એવા કામરૂપી ન પૂરી કરી શકાય એવા અગ્નિથી ઢંકાયેલું છે."(ગીતા.૩/૩૭-૩૯) ૧૮૮.



**सर्वेन्द्रियाणि जेयानि रसना तु विशेषतः।**
**न द्रव्यसङ्ग्रहः कार्यः कारणीयो न केनचित्।।१८९।।**

**અને સર્વે જે ઇન્દ્રિયો તે જીતવી ને રસના ઇન્દ્રિયને તો વિશેષે કરીને જીતવી. અને દ્રવ્યનો સંગ્રહ પોતે કરવો નહિ ને કોઈ બીજા પાસે પણ કરાવવો નહિ. ॥૧૮૯॥**

*ભાષ્ય :* જેમનું મન વાસનાથી પરવશ થઈ ગયું હોય છે એવા પુરુષોએ તત્કાળ કામ આદિ દોષોને જીતવા તે ઘણું કઠણ છે. એટલે

સહુ પહેલા તો વિષય તરફ દોડતી ઇન્દ્રિયોને રોકવી જોઈએ. એમ ને એમ મહેનત કરનારાને જતે કાળે કામ જેવો દોષ ટળી જાય છે. તે કહ્યું છે કે "જેમ કાચબો પોતાના અંગોને સંકોચી લે છે, તેમ મનુષ્ય જ્યારે પોતાની ઇન્દ્રિયોને પંચવિષયોમાંથી પાછી ખેંચી લે છે. ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ જાય છે."(ગીતા.૨/૫૮) આવા વિચારથી શ્રીહરિ કહે છે કે सर्वेन्द्राणि - શ્રોત્રાદિક બધી જ ઇન્દ્રિયો ને જીતવી અર્થાત્ શબ્દાદિક પંચવિષયોમાંથી પાછી ખેંચી લેવી. જેમ કાચબો જે કોઈ તરફથી માત્ર કાંઈ અવાજ સાંભળે તો તરત જ પોતાના બધા અવયવોને સંકોચી લે છે, તેમ તે તે ઇન્દ્રિયોના વિષયોનો સંયોગ થાય તે પહેલા જ તે તે ઇન્દ્રિયોને પાછી ખેંચી લેવી જોઈએ. એક ઇન્દ્રિય પણ જો વિષયમાં લાગી જાય તો વિષયની કામના ટળતી નથી અને તેથી જ્ઞાનનિષ્ઠા સિદ્ધ થાય નહિ.

તે મનુએ કહ્યું છે કે "જેમ મશક(પાણી ભરવાની ચામડાની થેલી) ના છેડામાંથી પાણી નીકળી જાય છે તેમ બધી ઇન્દ્રિયોમાંથી એક પણ છૂટી વહેતી હોય તો તે દ્વારા મનુષ્યનું જ્ઞાન પણ નીકળી જાય છે."(મનુ. ૨/૯૯) તેમાં પણ રસના(જીભ)ને તો ખાસ જીતવી. જો રસાસ્વાદની લોલુપતા હોય તો આહારશુદ્ધિ નહિ રહે અને પછી તો અંતઃકરણની શુદ્ધિ પણ અસંભવ થઈ જશે. 'આહારશુદ્ધિ હોય તો અંતઃકરણ શુદ્ધ રહે છે અને અંતઃકરણ શુદ્ધ હોય તો તેમાં ધ્યેય સ્વરૂપની અખંડસ્મૃતિ રહે છે.'(છાં.ઉ.૭/૨૬/૨) એમ શ્રુતિમાં કહ્યું છે.

વળી જિતેન્દ્રિય થવા ચાહતા સાધુએ દેહનિર્વાહના અંગભૂત ધનનો સંગ્રહ ન કરવો. દેહનિર્વાહના અંગભૂત અને અન્ન વસ્ત્રમાં પણ ઉપયોગી એવા ધનનો સંગ્રહ, 'આવતી કાલે શું થશે ?' એવી ચિંતાથી પણ ન કરવો. તેમજ પોતાને માટે બીજા પાસે પણ ન કરાવવો. 'આવતી કાલે શું થશે ?' એવી ચિંતાની અપેક્ષા તો ગૃહસ્થોને માટે

કહી હોય છે, તેમાં પણ જેને આવતી કાલની ચિંતા ન હોય, તે ગૃહસ્થ શ્રેષ્ઠ ગણ્યો છે. એટલે તે અંગે ચિંતા ન કરવી, એમાં ત્યાગી ને તો શું કહેવું ? ૧૮૯.



**न्यासो रक्ष्यो न कस्यापि धैर्यं त्याज्यं न कर्हिचित्।**
**न प्रवेशयितव्या च स्वावासे स्त्री कदाचन॥१९०॥**

**અને કોઈની પણ થાપણ ન રાખવી. અને ક્યારેય પણ ધીરજતાનો ત્યાગ ન કરવો અને પોતાના ઉતારાની જાયગા બંધીની હોય તો તેને વિષે ક્યારેય પણ સ્ત્રીનો પ્રવેશ થવા દેવો નહિ. ॥૧૯૦॥**

*ભાષ્ય :* જે કોઈ પણ રીતે પોતે રાખેલું ધન મમત્વબુદ્ધિ કરાવનારું હોવાથી જો કે અનર્થકારી બને, પણ થાપણના રૂપમાં રાખેલું ધન કાંઈ અનર્થ કરે નહિ. પરંતુ તે પરોપકારરૂપ હોવાથી શ્રેયસ્કર કહેવાય. તે અંગે શ્રીહરિ કહે છે કે न्यासो राक्ष्यो न - પોતાના ઉપર અત્યંત ઉપકાર કર્યો હોય એવા પુરુષની પણ થાપણ ન રાખવી. થાપણ રાખવી તે તો ગૃહસ્થનો ધર્મ છે, ત્યાગીનો નથી. થાપણ રાખનારાના મનની એકાગ્રતા ઘટી જાય છે અને તે પછી તે સાધુનું આત્મનિષ્ઠાથી પતન થાય છે અને તે થાપણ રાખવાને બહાને તેમાં તેને હેત પણ વધે છે. એટલે તે હેત સાધુને માટે અનર્થકારી નીવડે છે.

વળી એક વાત એ છે કે વરસાદથી, પવનથી કે તડકાથી કોઈ સ્ત્રી હેરાન થતી હોય અને તે વિસામો ખાવા ચાહતી હોય, એવી કોઈ સ્ત્રીને ધાર્મિક ભાવનાથી પણ પોતાના ઉતારામાં આવવા દેવી નહિ. કારણ કે તેનાથી ચિત્તમાં વિહ્વળતા થવાનો સંભવ રહે છે. તેથી શ્રીહરિ કહે છે કે न प्रवेशयितव्या - આ સંતોએ આપત્કાળમાં પણ કર્તવ્ય તથા

અકર્તવ્યના વિવેકથી ચલિત થવું નહિ. અર્થાત્ ક્યારેય ધૈર્યનો ત્યાગ કરવો નહિ. ધૈર્ય એટલે ચિત્તમાં વિકાર આવવા દેવો નહિ. તેમજ પોતાના કર્તવ્ય અંશ-ફરજનો ત્યાગ ક્યારેય કરવો નહિ. દૃઢ આત્મનિષ્ઠા વાળા તે સાધુઓએ દેશકાળની વિષમતામાં પણ પોતે નક્કી કરેલા વિષયના ત્યાગમાં તથા દેહભાવ ટાળીને આત્મોન્મુખ-વૃત્તિમાં ક્યારેય પ્રમાદ કરવો નહિ. ૧૯૦.



**न च सङ्गं विना रात्रौ चलितव्यमनापदि।**
**एकाकिभिर्न गन्तव्यं तथा क्वापि विनापदम्।।१९१।।**

**અને તે સાધુ તેણે આપત્કાળ પડ્યા વિના રાત્રિને વિષે સંઘ-સોબત વિનાનું ચાલવું નહિ તથા આપત્કાળ પડ્યા વિના ક્યારેય પણ એકલા ચાલવું નહિ. ॥૧૯૧॥**

સ્વેચ્છાચારી ન થઈ જવાય એટલા માટે તેવા પ્રસંગનું નિવારણ કરતા શ્રીહરિ કહે છે કે પોતાનું નિવાસસ્થાન છોડીને ગામ કે શહેર વગેરેમાં રાત્રે ન ચાલવું. સ્વચ્છંદી લોકોનું એવું વર્તન હોય છે કે રાતે અભિસારિકા(સંકેત પ્રમાણે પોતાના પ્રેમીને મળવા જનારી નારી) આદિ ઘૂમતી હોય એવે ટાંણે રસ્તામાં ઠેકઠેકાણે ઘૂમવું નહિ.

જો જવું પડે તેમ હોય તો ઝાઝા લોકોની સાથે જવું. એટલા માટે જ કહ્યું છે કે સંઘ-સોબત વિના ચાલવું નહીં. આપત્કાળમાં તો કોઈ નિયમ નથી. તેમજ એકાકી(એકલા) તે દિવસે પણ ક્યાંય જવું નહિ. કારણ કે એકલા જવામાં લોકોને ઘણી શંકાઓ થતી હોય છે. ૧૯૧.



**अनर्घ्यं चित्रितं वासः कुसुम्भाद्यैश्च रञ्जितम्।**
**न धार्यं च महावस्त्रं प्राप्तमन्येच्छयापि तत्।।१९२।।**

**અને જે વસ્ત્ર બહુ મૂલ્યવાળું હોય તથા ચિત્ર વિચિત્ર ભાત્યનું હોય તથા કસુંબાદિક જે રંગ, તેણે કરીને રંગેલું હોય તથા શાલ દુશાલા હોય ને તે જો બીજાની ઈચ્છાએ કરીને પોતાને પ્રાપ્ત થયું હોય તોપણ તે વસ્ત્ર પોતાને પહેરવું-ઓઢવું નહિ. ॥૧૯૨॥**

***ભાષ્ય :*** જેમ દેહનો નિર્વાહ થાય તેટલું જ અન્ન જમવું. તેમ શરીર ઢંકાય તેવું જ આવશ્યક વસ્ત્ર પહેરવું, પણ કોઈ જાતની શોભા વધારે તેવું રજોગુણી વસ્ત્ર પહેરવું નહિ. એમ શ્રીહરિ કહે છે. अनर्घ्यं - જે ઘણું કિંમતી હોય, ભાતભાતના રંગવાળું હોય અને જે ખાસ પ્રકારના રંગથી રંગેલું હોય, એવું વસ્ત્ર પણ બીજાની ઈચ્છાથી અનાયાસે મળ્યું હોય તોપણ સાધુએ તેવું વસ્ત્ર પહેરવું નહિ. ૧૯૨.



**भिक्षां सभां विना नैव गन्तव्यं गृहिणो गृहम्।**
**व्यर्थः कालो न नेतव्यो भक्तिं भगवतो विना।।१९३।।**

**અને ભિક્ષા તથા સભાપ્રસંગ એ બે કાર્ય વિના ગૃહસ્થના ઘર પ્રત્યે જવું નહિ અને ભગવાનની જે નવ પ્રકારની ભક્તિ, તે વિના વ્યર્થ કાળ નિર્ગમવો નહિ, નિરંતર ભક્તિ કરીને જ કાળ નિર્ગમવો. ॥૧૯૩॥**

***ભાષ્ય :*** ભિક્ષાનો પ્રસંગ હોય તથા કથાવાર્તા નિમિત્તે સાધુઓની સભાનો પ્રસંગ હોય તો જ ગૃહસ્થને ઘેર જવું. એ બે સિવાય જવું નહિ. એમ શ્રીહરિ કહે છે કે भिक्षां सभां - ગ્રહસ્થને ઘેર ભિક્ષા માટે જવું અને ભગવાનના ગુણ, યશભરી કથા-વાર્તા માટે ગૃહસ્થ પોતાને ઘેર સભા કરે તો તેમાં જવું. બાકીનો બધો જ સમય સાધુઓએ ભગવાનના

લીલા-ચરિત્ર ગુણથી ભરેલા કીર્તન ગાવવા, સાંભળવા, સંભારવા અને ભગવાનની સેવા કરવી ઇત્યાદિથી જ વિતાવવો પણ વ્યર્થકાળ વિતાવવો નહિ, તે ગરુડપુરાણમાં કહ્યું છે કે 'એક મુહૂર્ત (૪૮ મિનિટ) કે ક્ષણ જેટલો પણ સમય જો ભગવાન શ્રીવાસુદેવના ચિંતન વિના જાય અર્થાત્ ભગવાનને ભૂલી જવાય, તો માનવના જીવનમાં તેને મોટી હાનિ, ભૂલ, ભ્રાંતિ કે વિક્રિયા કહેવાય છે. (ગ.પુ.પૂ.ખ.૨૩/૨૨) ૧૯૩.



**पुमानेव भवेद्यत्र पक्वान्नपरिवेषणः।**
**ईक्षणादि भवेन्नैव यत्र स्त्रीणां च सर्वथा।।१९४।।**
**तत्र गृहिगृहे भोक्तुं गन्तव्यं साधुभिर्मम।**
**अन्यथाऽऽमान्नमर्थित्वा पाकः कार्यः स्वयं च तैः।।१९५।।**

**અને જે ગૃહસ્થના ઘરને વિષે રાંધેલ અન્નનો પીરસનારો પુરુષ જ હોય તથા સ્ત્રીઓનો દર્શનાદિક પ્રસંગ કોઈ રીતે થાય એમ ન હોય. ॥૧૯૪॥**

**તેવી રીતનું જે ગૃહસ્થનું ઘર, તે પ્રત્યે અમારા સાધુ, તેમણે જમવા જવું અને એ કહ્યું તેવું ન હોય તો કાચું અન્ન માગીને પોતાના હાથે રસોઈ કરવી ને ભગવાનને નૈવેદ્ય ધરીને જમવું. ॥૧૯૫॥**

*ભાષ્ય :* ઉપર પહેલા ગૃહસ્થને ઘેર ભિક્ષાની વાત કહી. હવે તે અંગે કાંઈ વિશેષ બાબત શ્રીહરિ કહે છે કે पुमानेव – એક વાત સ્પષ્ટ છે કે જ્યાં નજર આગળ સ્ત્રીઓનું આવવું જવું વગેરે વધારે રહેતું હોય, ત્યાં કદાચ રાંધેલા અન્નને પીરસનાર પુરુષ હોય, તોપણ આ મારા સાધુએ જમવા જવું નહિ. વળી જો કોઈ ગામમાં તેવું ગૃહસ્થનું ઘર દુર્લભ હોય અર્થાત્ ન હોય તો કાચા અન્નની ભિક્ષા લાવી, પોતાને હાથે તે રાંધી, તે ભગવાનને નૈવેદ્ય ધરીને જમવું. ૧૯૪-૧૯૫.

**आर्षभो भरतः पूर्वं जडविप्रो यथा भुवि।**
**अवर्ततात्र परमहंसैर्वृत्यं तथैव तैः।।१९६।।**

**અને પૂર્વે ઋષભદેવ ભગવાનના પુત્ર જે ભરતજી, તે જે તે પૃથ્વીને વિષે જડ બ્રાહ્મણ થકા જેમ વર્તતા હવા, તેમ જ પરમહંસ એવા જે અમારા સાધુ તેમણે વર્તવું. ॥૧૯૬॥**

*ભાષ્ય :* વળી તે સાધુઓએ આત્મનિષ્ઠ થયા પછી લોકોની દૃષ્ટિમાં જડના જેવું થવું. એમ શ્રીહરિ કહે છે કે आर्षभो - જે પરમ ભાગવત રાજર્ષિવર્ય ભરત મૃગના દેહનો ત્યાગ કરીને છેલ્લા શરીરમાં વિપ્ર થયા હતા. ભગવાનના અનુગ્રહથી પૂર્વના અનેક જન્મનું જ્ઞાન તેમને થયું હતું. બીજા લોકોના સંસર્ગથી તેઓ અત્યંત ઉદ્વેગ પામતા હતા. જનસમાજમાં કોઈ ગમે તેવા શબ્દો કહીને બોલાવે તોપણ તેઓ તેની વાતમાં વિવેકથી ધ્યાન આપતા નહિ. તેમને નિંદા તથા સ્તુતિ એક સમાન જણાતા હતા. તેમજ તેઓ માન તથા અપમાન તરફ ધ્યાન આપતા નહિ. તેમને ખાવામાં કોઈ સાથવો આપે કે સારું મિષ્ટાન્ન આપે, તેમાં વિવેક વિભાગ માનતા નહિ. તેઓ ખુલ્લી ભૂમિ કે કોઈ આસન પાથરણાનો તફાવત પણ માનતા નહિ. જીવન અથવા મરણ, તેમાં કોઈ આદરભાવ રાખતા નહિ. આવા બધા કારણોથી લોકોની દૃષ્ટિમાં 'જડ'ના નામથી પ્રસિદ્ધિ પામ્યા હતા. શ્રીહરિના કથનનો ભાવ એવો છે કે અમારા સાધુઓએ જડભરતની જેમ ઊંચી સમજણવાળા થઈને રહેવું.

જ્યાં સુધી દેહનું અભિમાન ટળે નહિ અને આત્મનિષ્ઠા સિદ્ધ થાય નહિ, ત્યાં સુધી ભરતના જેવું જીવન લેશમાત્ર પણ થાય નહિ. એટલા માટે તેમને આત્મનિષ્ઠ થઈને ઉપર જણાવ્યું તેવું ભરતના જેવું વર્તન કરવુ. તે માટે શ્રીહરિ કહે છે કે परमहंसैः - જેને આત્મસ્વરૂપ જ પરમપ્રધાન હોય એવા હંસો-આત્માઓએ આત્મનિષ્ઠ થવું.

"અમારા આશ્રિત જે સાધુ તેમણે નૈષ્ઠિક બ્રહ્મચારીની પેઠે"(૧૮૮) એમ કહીને સાધુને બ્રહ્મચારીથી અલગ જણાવ્યા છે અને હવે પછી ૧૯૭મા શ્લોકમાં સાધુ અને વર્ણીઓને બંનેનો નિર્દેશ કરીને જે નિયમો એક સમાન પાળવાના કહ્યા છે. તો શ્લોક ૧૮૮ થી ૧૯૭ સુધીની આજ્ઞાઓ સાધુઓ માટેની જ ગણાય. બ્રહ્મચારીને તેમાં ગણ્યા નથી. એમ સમજાય છે છતાં પણ શ્રીહરિને કહેવાનો અર્થ તો સ્વાભાવિકતાથી સાધુ તથા બ્રહ્મચારી, એ બંનેને માટે જડભરતના જેવું વર્તન કહ્યું છે, એમ માનવું. તેમજ સાધુ તથા બ્રહ્મચારી બંનેમાં મુમુક્ષુપણુ પણ એક સરખું જ રહ્યું છે. ૧૯૭માં શ્લોકમાં બંનેનો નામથી નિર્દેશ એટલા માટે કર્યો જણાય છે કે તેમાં જણાવેલા વ્યસનોનો ત્યાગ કરવો તેમ શ્રીહરિનો સ્પષ્ટ આગ્રહ બતાવે છે.

કોઈને એમ શંકા થાય કે તો પછી વર્ણીઓના વિશેષ ધર્મ અને સાધુઓના વિશેષ ધર્મ, એમ બે વિભાગ શા માટે કર્યા હશે ? કારણ કે બધી આજ્ઞાઓ સાધુ-બ્રહ્મચારી બંનેને માટે એક સમાન જ છે તો ! ભગવાન શ્રીહરિ તો સર્વત્ર સ્વતંત્ર છે તેમની બાબતમાં વિશેષ શંકાની શી જરૂર છે ? કેટલાક ધર્મ બધા જ ત્યાગીઓને માટે એક સમાન હોવા છતાં સાધુઓને કહ્યા છે અને બ્રહ્મચારીઓને પણ લક્ષ્ય કરીને કહ્યા છે તેમાં કોઈ જાતની ખામી જણાતી નથી. ૧૯૬.



**वर्णिभिः साधुभिश्चैतैर्वर्जनीयं प्रयत्नतः।**
**ताम्बूलस्याहिफेनस्य तमालादेश्च भक्षणम्।।१९७।।**

**અને નૈષ્ઠિક બ્રહ્મચારી ને એ સાધુ, તેમણે તાંબૂલ તથા અફીણ તથા તમાકુ ઈત્યાદિકનું જે ભક્ષણ તે જતને કરીને વર્જવું. ॥૧૯૭॥**

*ભાષ્ય :* હવે પછી શ્રીહરિ સાધુ તથા બ્રહ્મચારી કોઈએ તાંબુલ (નાગરવેલનું પાનબીડું) વગેરે ન ખાવા. એમ કહે છે કે પાનબીડું, અફીણ અને તમાકુ ઈત્યાદિકને ખાવા નહિ તે બાબતમાં પ્રમાદ રાખવો નહિ. જેને અફીણ કહેવાય છે, તે તો સર્પના ઝેરના જેવું અત્યંત ઉગ્ર કહેવાય છે. એટલે અફીણ તેમજ તમાકુને પણ ખાવા નહિ. તે નિર્ણયસિંધુમાં પ્રચેતાએ કહ્યું છે કે "પાનબીડું, તેલ-માલિશ, કાંસાના પાત્રમાં ભોજન, આ ત્રણને સંન્યાસી, બ્રહ્મચારી તથા વિધવા સ્ત્રી આ ત્રણેએ તજી દેવા." ૧૯૭.



**संस्कारेषु न भोक्तव्यं गर्भाधानमुखेषु तैः।**
**प्रेतश्राद्धेषु सर्वेषु श्राद्धे च द्वादशाहिके।।१९८।।**

**અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ, તેમણે ગર્ભાધાન આદિક જે સંસ્કાર, તેમને વિષે જમવું નહિ તથા એકાદશાહ પર્યંત જે પ્રેતશ્રાદ્ધ તેમને વિષે જમવું નહિ તથા દ્વાદશાહશ્રાદ્ધને વિષે જમવું નહિ. ॥૧૯૮॥**

*ભાષ્ય :* સંસ્કાર આદિનું અન્ન જમવું નહિ, એમ શ્રીહરિ કહે છે. संस्कारेषु - જો કે સંસ્કાર આદિમાં અન્ન જમવામાં આવે તો ગૃહસ્થને પણ પ્રાયશ્ચિત કરવું પડે. માટે આ સંસ્કારના અન્નનો નિષેધ તો ગૃહસ્થોને માટે પણ એક સમાન જ છે. છતાં પણ બ્રહ્મચારી વગેરેને તે સંસ્કારોનું કે શ્રાદ્ધનું ખાવામાં દોષ લાગતો હોવાથી તેમને માટે તે વિશેષપણે નિષેધ

કર્યો છે. તેનું પ્રાયશ્ચિત પણ વધારે છે. જેમ કે પારાશર માધવીયમાં બૃહદ યમે કહ્યું છે, "જેનું બ્રહ્મચર્ય આદિ વ્રત પૂરું ન થયું હોય અને તે માસિક શ્રાદ્ધ આદિમાં જો જમે છે તો તેણે પ્રાયશ્ચિત નિમિત્તે ત્રણ ઉપવાસ કરવા." ગર્ભાધાન અને સીમન્ત આદિ સંસ્કારોની શુભ ગુણવત્તાને માટે જે અન્ન આપતા હોય છે તે ન જમવું. જો તે અન્ન જમ્યા હોય તો તેણે પ્રાયશ્ચિત કરવું, એમ ધર્મશાસ્ત્ર કહે છે. ब्रह्मौदन, સોમ,(યજ્ઞમાં બ્રાહ્મણ માટે કરેલો પાક) સીમંત સંસ્કારમાં, જાતકર્મના શ્રાદ્ધમાં અને નવ શ્રાદ્ધમાં જો જમ્યો હોય તો તેણે પ્રાયશ્ચિત નિમિત્તે ચાંદ્રાયણ કરવું." વળી પ્રેતશ્રાદ્ધ એટલે કે મૃત્યુ પામેલાને ઉદ્દેશીને કરાતા જે એકાદશાહાદિ શ્રાદ્ધ તથા બારમાનું શ્રાદ્ધ તેમાં જમવું નહિ. જોકે પ્રેતને ઉદ્દેશીને થતા બધા શ્રાદ્ધ કહેવાથી બારમાનું પણ તેમાં આવી જ જાય છે. છતાં એટલા માત્રથી જ નહિ, તેમાં બીજી વિશેષતા પણ હોવાથી અલગ ગણ્યું છે. વ્રતવાળાને માટે શ્રાદ્ધમાં જમવાનો નિષેધ વિશેષપણે કહ્યો છે. જેમ કે મત્સ્યપુરાણમાં કહ્યું છે, "બ્રહ્મચર્ય વ્રતવાળાએ બધા સંસ્કારોમાં તથા પ્રેતશ્રાદ્ધોમાં જમવું નહિ." ૧૯૮.



**दिवास्वापो न कर्तव्यो रोगाद्यापदमन्तरा।**
**ग्राम्यवार्ता न कार्या च न श्रव्या बुद्धिपूर्वकम्।।१९९।।**

**અને રોગાદિક આપત્કાળ પડ્યા વિના દિવસે સૂવું નહિ અને ગ્રામ્યવાર્તા કરવી નહિ ને જાણીને સાંભળવી નહિ. ॥૧૯૯॥**

***ભાષ્ય :*** હવે શ્રીહરિ દિવસે સૂવું નહિ, તે અને બીજી બાબતનો નિષેધ કરતા કહે છે કે दिवास्वापो न - જોકે દિવસે સૂવું નહિ. આવો નિષેધ તો સામાન્ય રીતે સહુને માટે છે. તે કહ્યું છે કે "ગૃહસ્થ પુરુષ દિવસે ક્યારેય સૂવે નહિ. તેમજ રાતના પહેલા અને છેલ્લા ભાગમાં

પણ સૂવે નહિ."(મ.ભા.શા.મો.૨૪૩.૬) તેમજ "કલ્યાણ ચાહનારા પુરુષે રાતે ઘૂમવું નહિ, દિવસે સૂવું નહિ, આળસ, ચાડી-ચુગલી, કેફી વસ્તુનું સેવન પણ કરવું નહિ. આહાર-વિહારનું અત્યંત સેવન તથા સર્વથા ત્યાગ પણ ન કરવો."(મ.ભા.સો.મો.૨૮૭/૨૪) 'દિવસે સૂવું તે આયુષ્યને માટે નુકશાન કરે છે.'(મ.ભા.આનું.૧૦૪/૧૩૯) આમ સર્વ સાધારણપણે નિષેધ કર્યો છે. ત્યાગીને માટે પ્રત્યવાય-પાપ અધિક લાગતું હોવાથી વિશેષ રૂપમાં કહ્યું છે.

તેનું પ્રાયશ્ચિત્ કરવાનું કપિલ કહે છે કે 'જો સંન્યાસી સ્વાભાવિક રીતે દિવસે સૂવે તો તેને પ્રાજાપત્ય વ્રત કરવું.' નિર્ણય સિંધુમાં અત્રિએ કહ્યું છે કે 'પલંગ ઉપર સૂવું, દિવસે સૂવું, સવારે મોડે સુધી સૂવું, શ્વેતવસ્ત્ર, સ્ત્રી સંબંધી વાતોમાં લોલુપતા અને નિષ્પ્રયોજન બોલ્યા કરવું; આ છ પતન કરનારા, બંધનરૂપ અને ત્યાગીને માટે દૂષણ રૂપ છે.' તે સિવાય સનત્કુમારસંહિતામાં પણ કહ્યું છે કે 'દિવસે સૂવાથી બ્રહ્મચર્ય વ્રત રાખનારાનું વ્રત નાશ પામે છે, માટે ખાસ કરીને નૈષ્ઠિક બ્રહ્મચારીએ દિવસે સૂવું નહિ.' મોક્ષધર્મમાં ભીષ્મ કહે છે કે 'હે રાજન્ ! સદા નિષ્કલંક બ્રહ્મચર્ય વ્રતને પાળવા ઇચ્છનારાએ સ્વપ્નદોષને વિચારીને બધી રીતે નિદ્રાનો ત્યાગ કરવો જોઈએ. (મ.ભા.શાહ.૨૧૬/૧)

જો કાંઈ રોગ આદિ હોય તો દિવસે સૂવામાં દોષ નથી અને વિષયી પામર જીવોને યોગ્ય સમજણ વગરની લોકવાર્તાઓ ન કરવી. રસ્તામાં ચાલ્યા જતા કદાચ લૌકિક વાતો સંભળાય ખરી, પણ સમજણપૂર્વક તેવી વાતો સાંભળવી યોગ્ય નથી.'વનમાં ફરનારા યતિએ ગ્રામ્ય વાર્તા-વિષયીજનોની વાતો ક્યારેય સાંભળવી નહિ.'(ભાગ.૧૧/૮/૧૭) ૧૯૯.



**स्वप्यं न तैश्च खट्वायां विना रोगादिमापदम्।**
**निश्छद्म वर्तितव्यं च साधूनामग्रतः सदा।।२००।।**

**અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ, તેમણે રોગાદિક આપત્કાળ પડ્યા વિના ખાટલા ઉપર સૂવું નહિ અને સાધુની આગળ તો નિરંતર નિષ્કપટપણે વર્તવું. ॥૨૦૦॥**

તે સાધુ અને બ્રહ્મચારીઓએ રોગાદિક આપત્કાળ પડ્યા વિના ખાટલા કે પલંગ ઉપર સૂવું નહિ. તેમજ સાધુજનોની આગળ સદા નિષ્કપટપણે મન વચન અને કર્મ, એ ત્રણથી એક સમાન રહેવું. તે સાધુનાં લક્ષણ પદ્મપુરાણમાં આ પ્રમાણે કહ્યાં છે કે "અનાયાસે મળેલી વસ્તુઓથી સંતોષ માનનારા, નિંદા તથા સ્તુતિમાં સમાન ચિત્ત રાખનારા, પોતાની ઇન્દ્રિયોને વશ કરનારા, ભગવાન શ્રીહરિને શરણે રહેલા, કોઈની પણ નિંદા નહિ કરનારા; એવા દ્વિજને લોકમાં સાધુ કહેવાય છે, કોઈની પણ સાથે વેર નહિ રાખનારા, દયાળુ, સ્વભાવે શાંત, દંભ અને અહંકારથી રહિત, કોઈ પણ જાતની અપેક્ષા-ઈચ્છા નહિ રાખનારા, બિનજરૂરી નહિ બોલનારા, વિષયમાં રાગ રહિત જે હોય તે સાધુ કહેવાય છે. જે લોભ મોહ મદ ક્રોધ અને કામ આદિ અંતઃશત્રુઓથી રહિત હોય, આત્મસુખથી સુખી હોય, શ્રીભગવદ્વચનોને આશ્રિત હોય, સહનશીલ અને શત્રુમિત્રાદિકમાં જે સમાન દૃષ્ટિવાળા હોય તે સાધુ છે."

ઉપર જણાવેલા લક્ષણવાળા ભગવાનના એકાંતિક ભક્ત જે સાધુઓ તેમની આગળ નિષ્કપટપણે વર્તવું. આવા સાધુઓની પાસેથી જ મુમુક્ષુઓને પોતાના કલ્યાણરૂપી પરમહિતની પ્રાપ્તિ થાય છે. બીજા લોકો પાસેથી નહિ, બીજાના સંગથી તો સંસારમાં જન્મ-મરણાદિની પરંપરા મળે છે. ૨૦૦.



**गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः।**
**क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः॥२०१॥**

**અને તે સાધુ અને બ્રહ્મચારી તેમણે કોઈક કુમતિવાળા દુષ્ટ જન હોય ને તે પોતાને ગાળ દે અથવા મારે તો તે સહન જ કરવું, પણ તેને સામી ગાળ ન દેવી ને મારવો નહિ. અને તેનું જેમ હિત થાય તેમ જ મનમાં ચિંતવન કરવું, પણ તેનું ભૂંડું થાય એવો તો સંકલ્પ પણ ન કરવો. ॥૨૦૧॥**

***ભાષ્ય :*** બીજા લોકો પીડતા હોય તોપણ તેનું ભૂંડું ચિંતવવું નહિ એમ શ્રીહરિ કહે છે. गालीदानं - કુબુદ્ધિવાળા દુષ્ટ લોકો કદાચ વગર કારણે ગાળો દે, ખરાબ શબ્દ સંભળાવે અથવા મારે, તો પણ સાધુ અને વર્ણીઓએ તે સહન કરવું. તે લોકો અપશબ્દ કહે કે માર મારે તેમાં તેમનો અપરાધ નથી. 'આપણું કોઈ પૂર્વનું એવું અદૃષ્ટ હશે. જેનાથી આવું દુઃખ થયું છે.' આ રીતે પોતાના જ દોષોને વિચારીને બીજાના ઉપર ચિત્તમાં કાંઈ વિકાર આવવા દેવો નહિ. અર્થાત્ તેમનો અપકાર કરવાનો વિચાર કરવો નહિ. જે સહન કરી શકે નહિ તે સંસારનાં બંધનથી કેમ છૂટે ? કારણ કે અસહનશીલને ક્રોધ બંધન કરે છે. માત્ર સહન કરવું તે પૂરતું નથી પણ અપકાર કરનારાનું એ ઉપકાર કરનારા મનુષ્યની જેમ હિત ચિંતન કરવું. અને તેને જ ક્રોધનાં મૂળ ઉખેડ્યાં કહેવાય. અહીં સહુનું હિત થાય એમ સંકલ્પ કરવાનું કહ્યું છે. સહુનું એટલે કે ઉપકાર અને અપકાર કરનારા સહુનું સમજવું. ૨૦૧.



**दूतकर्म न कर्तव्यं पैशुनं चारकर्म च।**
**देहेऽहन्ता च ममता न कार्या स्वजनादिषु।।२०२।।**

**અને કોઈનું દૂતપણું ન કરવું તથા ચાડિયાપણું ન કરવું ને કોઈના ચારચક્ષુ ન થવું. અને દેહને વિષે અહંબુદ્ધિ ન કરવી ને સ્વજનાદિકને વિષે મમતા ન કરવી. (એવી રીતે સાધુના વિશેષ ધર્મ કહ્યા.) ॥૨૦૨॥**

***ભાષ્ય :*** પારકું હિત કરવાની વાત ઉપર કહી. પારકું હિત કરવાનું કહ્યું છે પણ તેનાથી દૂતપણું કે જાસૂસી ન કરવી. કારણ કે લૌકિક વ્યવહારમાં પડી જવાથી પોતાની આત્મનિષ્ઠાનો વિનાશ થઈ જાય છે. ત્યાગી સાધુ બ્રહ્મચારીનો ધર્મ તો જીવનું હિત થાય એવી વાત કરવામાં જ રહ્યો છે. પણ લોકોનું હિત કરવા માટે લૌકિક પ્રવૃત્તિ કરવી તે ધર્મ નથી, લૌકિક પ્રવૃત્તિ તો ગૃહસ્થોને જ યોગ્ય છે. જો જીવનું હિત-કલ્યાણ કરવા માટે પ્રવૃત્તિ કરવાની હોય તો તેને માટે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરવો તે પ્રવૃત્તિ ઘણી યોગ્ય છે, એમ સમજવું. પોતાનો અપકાર કરનારાનું પણ હિત ચિંતવવું એવો જે સાધુતાનો ધર્મ હોય તેમાં જાસૂસી કરવાની તો વાત જ ક્યાંથી હોય. આવા અભિપ્રાયથી શ્રીહરિ કહે છે કે पैशुनम् - બીજાનું ભૂંડું થાય એવી વાત એકાંતમાં કહેવી તેવું ચાડિયાપણું ન કરવું, એટલે આવું ચાડી કરવાનું તો તદ્દન છોડી દેવું.

કોઈનો દ્રોહ ક્યારેય ન કરવો. આવા ત્યાગીના ધર્મમાં રહેલાએ કોઈની ચાડી કરવી, તે તો અત્યંત અનર્થ રૂપ ગણાય. આ બાબત તો સૌને માટે સામાન્ય હોવા છતાં ત્યાગીને માટે ખાસ ભલામણ કરી છે. હવે વધારે તો શું કહેવું. સંસૃતિના મૂળ રૂપ બે વસ્તુ છે, એક અહંતા અને બીજી મમતા. એટલે એ બે વાસના રહી હોય તોપણ જીવમાંથી જતા નથી. માટે અહંતા અને મમતાનો વળગાડ પાછળ ન આવે, તેમ પ્રયત્ન કરવો.

દેહમાં હું પણું તે અહંતા છે અને સ્વજન, ઘર કે જમીન આદિમાં મારાપણું તે મમતા છે. સ્વજનમાં-પોતાનાં સગા-સંબંધીઓમાં મારાપણું ન કરવું. તે વાક્યમાં પરસ્પર વ્યાઘાત એટલે પોતાના સબંધી છે એમ સ્વીકારીને મમત્વ ન રાખવો, એમ કહે તે પરસ્પર વિરોધ થયો કહેવાય. પણ અહીંયા તો કહેવાનો ભાવ એવો છે કે જેઓ સ્વજનના રૂપમાં વ્યવહારે માનતા હોઈએ તેમાં મમત્વ ન કરવો. ખરેખર તો અહીંયા સ્વજન એટલે જ્ઞાતિજન એવો અર્થ કરવો. અહંતા-મમતાનો ભ્રમ જીવને બંધનકારી છે, એમ વસિષ્ઠે કહ્યું છે. જેમ કે 'અજ્ઞાની મનુષ્યને જ્યાં સુધી દેહમાં અહંતા રહે છે અને દેહના સંબંધવાળામાં અને પદાર્થોમાં મમતા રહે છે ત્યાં સુધી આ સંસારનું ભ્રમણ ટળતું નથી.' ૨૦૨.



**इति सङ्क्षेपतो धर्माः सर्वेषां लिखिता मया।**
**साम्प्रदायिकग्रन्थेभ्यो ज्ञेय एषां तु विस्तरः।।२०३।।**

**અને અમારે આશ્રિત એવાં જે સત્સંગી બાઈ-ભાઈ સર્વે, તેમના જે સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ તે જે તે સંક્ષેપે કરીને આવી રીતે અમે લખ્યા છે. અને આ ધર્મનો જે વિસ્તાર તે તો અમારા સંપ્રદાયના જે ગ્રંથ તે થકી જાણવો. ॥૨૦૩॥**

*ભાષ્ય :* આ શિક્ષાપત્રીમાં તો દેશ, કાળ અને બુદ્ધિ તેની અનુકૂળતાનો વિચાર કરીને અમે સંક્ષેપથી ધર્મનો ઉપદેશ કર્યો છે. અન્ય ગ્રંથોમાં વિસ્તારથી ઉપદેશ કર્યો છે. એટલે તે સંપ્રદાયના ગ્રંથોમાંથી આ ધર્મનો વિસ્તાર જાણી લેવો.

સંસારનો ભય કાયમને માટે ટાળવા હું પ્રગટ થયો છું. એટલે મેં નૈષ્ઠિક બ્રહ્મચારી વગેરે સમગ્ર મારા આશ્રિતોના ધર્મ સંક્ષેપથી લખ્યા છે. જો મૌખિક જ કહ્યા હોત તો તે સમગ્ર દેશોમાં કાયમને માટે વ્યાપી

શકત નહિ. અર્થાત્ દૂર દેશમાં રહેનારાઓને ઘણા લાંબા સમય સુધી આ ધર્મોપદેશ ઉપકારક બની શકે નહિ. તેથી મેં આ ધર્મોપદેશ નિબંધરૂપે (ગ્રંથરૂપે) પ્રવર્તાવ્યો છે. આ નિબંધ લેખ અમારો લખેલો છે એટલે તેમાં કોઈને શંકાને સ્થાન નથી. આ ધર્મનો વિસ્તાર સંપ્રદાયના બીજા ગ્રંથોથી જાણવો. સંપ્રદાય પરંપરા પ્રાપ્ત સિદ્ધાંત સંપ્રદાયના ગ્રંથોથી જ મેળવી શકાય છે. ગુરુપરંપરા વગરનો સિદ્ધાંત સફળ થતો નથી. એટલા માટે જ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે 'મેં કહેલાં જ્ઞાનને તત્ત્વદર્શી જ્ઞાનીઓ પાસે શીખ. તે તત્ત્વદર્શી જ્ઞાનીપુરુષ પ્રણામ કરવાથી, જિજ્ઞાસુ ભાવપૂર્વક પ્રશ્ન કરવાથી અને સેવા કરવાથી તને જ્ઞાનોપદેશ કરશે.'(ગીતા.૪/૩૪) ૨૦૩.



**सच्छास्त्राणां समुद्धृत्य सर्वेषां सारमात्मना।**
**पत्रीयं लिखिता नृणामभीष्टफलदायिनी।।२०४।।**

**અને સર્વે જે સચ્છાસ્ત્ર તેનો જે સાર, તેને અમે અમારી બુદ્ધિએ કરીને ઉદ્ધારીને આ શિક્ષાપત્રી જે તે લખી છે, તે કેવી છે ? તો સર્વે મનુષ્યમાત્રને મનવાંછિત ફળની દેનારી છે. ॥૨૦૪॥**

*ભાષ્ય :* જે પોતાના આશ્રિત હોય અને જે આશ્રિત ન હોય, તે સહુને વિશ્વાસ આવે એટલા માટે શ્રીહરિ કહે છે કે सच्छास्त्राणां – આ શિક્ષાપત્રી રૂપી મારી આજ્ઞા છે, એટલે મારા આશ્રિતોને બીજા કોઈ શાસ્ત્રમાં વિશ્વાસ કરવા જવું પડે તેમ નથી. કારણ કે જે પ્રસિદ્ધ વેદોની શ્રુતિઓ છે અને જે વેદમૂલક પ્રસિદ્ધ શાસ્ત્રો છે. તે બધાનો સારરૂપ અર્થ લઈને મેં આ શિક્ષાપત્રીમાં સારી રીતે બતાવ્યો છે. એટલે આ શિક્ષાપત્રી શાસ્ત્રની આજ્ઞા માનનારા સહુ કોઈને મનોવાંછિત ફળને આપશે. ૨૦૪.

**इमामेव ततो नित्यमनुसृत्य ममाश्रितैः।**
**यतात्मभिर्वर्तितव्यं न तु स्वैरं कदाचन।।२०५।।**

**એ હેતુ માટે અમારા આશ્રિત જે સર્વે સત્સંગી, તેમણે સાવધાનપણે કરીને નિત્ય પ્રત્યે આ શિક્ષાપત્રીને અનુસરીને જ વર્તવું, પણ પોતાના મનને જાણે તો ક્યારેય ન વર્તવું. ॥૨૦૫॥**

*ભાષ્ય :* સમગ્ર મુમુક્ષુઓના સંસાર સંબંધી ભયને ટાળવા માટે પ્રગટ થયેલા એવા અમે સર્વે સચ્છાસ્ત્રના સારસંગ્રહરૂપ આ શિક્ષાપત્રી લખી છે એટલા માટે સાવધાન મનવાળા એવા અમારા સમગ્ર આશ્રિતોએ પ્રતિદિન આ શિક્ષાપત્રીને અનુસરીને તે પ્રમાણે જ વર્તવું, પણ પોતાના મનને ફાવે તેમ સ્વચ્છંદપણે ક્યારેય આ શિક્ષાપત્રીને ઉલ્લંઘીને ન વર્તવું. ૨૦૫.



**वर्तिष्यन्ते य इत्थं हि पुरुषा योषितस्तथा।**
**ते धर्मादिचतुर्वर्गसिद्धिं प्राप्स्यन्ति निश्चितम्।।२०६।।**

**અને જે અમારાં આશ્રિત પુરુષ ને સ્ત્રીઓ, તે જે તે આ શિક્ષાપત્રી પ્રમાણે વર્તશે તો તે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરુષાર્થની સિદ્ધિ ને નિશ્ચે પામશે. ॥૨૦૬॥**

*ભાષ્ય :* અમારા આશ્રિત જે પુરુષો અને સ્ત્રીઓ હોય તે અમે આ શિક્ષાપત્રીમાં કહેલી આજ્ઞાને અનુસરીને વર્તશે તો તે મનોવાંછિત મોક્ષને પામશે અને ધર્માદિ ચાર પુરુષાર્થોમાં બીજું જે કાંઈ વચ્ચે ચાહશે તો તે પણ મન ચાહ્યું પામશે. એમ શ્રીહરિએ वर्तिष्यन्ते - આ શ્લોકમાં કહ્યું છે. ૨૦૬.



**नेत्थं य आचरिष्यन्ति ते त्वस्मत्सम्प्रदायतः।**
**बहिर्भूता इति ज्ञेयं स्त्रीपुंसैः साम्प्रदायिकैः।।२०७।।**

**અને જે બાઈ-ભાઈ આ શિક્ષાપત્રી પ્રમાણે નહિ વર્તે, તે તો અમારા સંપ્રદાય થકી બાહેર છે, એમ અમારા સંપ્રદાયવાળા સ્ત્રી-પુરુષ તેમણે જાણવું. ॥૨૦૭॥**

*ભાષ્ય :* વળી જે સ્ત્રી-પુરુષો આ શિક્ષાપત્રીમાં કરેલી આજ્ઞાઓને અનુસરીને નહિ વર્તે તો તે અમારા સંપ્રદાય(સત્સંગ સભા)થી બહાર છે, એમ સત્સંગી સ્ત્રી પુરુષોએ જાણવું. એમ શ્રીહરિ કહે છે नेत्थं ये- ઉપર જે કહી તે અમારી આજ્ઞાને ઉલ્લંઘીને સ્વચ્છંદી રીતે વર્તશે, તો તે અમારા સંપ્રદાયથી બહાર છે. તે ગુરુપરંપરાથી પ્રાપ્ત સદુપદેશ ને યોગ્ય નથી, તે અમારી સત્સંગ સભામાં પ્રવેશ ને લાયક નથી, અમારી કૃપાની લહેરનો ત્યાગ કરનારાનો પ્રસંગ છોડી દેવાની ઇચ્છાથી શ્રદ્ધાળુ એવા સંપ્રદાયના આગેવાનો એ જાણવું. ૨૦૭.



**शिक्षापत्र्याः प्रतिदिनं पाठोऽस्या मदुपाश्रितैः।**
**कर्तव्योऽनक्षरज्ञैस्तु श्रवणं कार्यमादरात्।।२०८।।**

**वक्त्रभावे तु पूजैव कार्याऽस्याः प्रतिवासरम्।**
**मद्रूपमिति मद्वाणी मान्येयं परमादरात्।।२०९।।**

**અને અમારા જે આશ્રિત સત્સંગી તેમણે આ શિક્ષાપત્રીનો નિત્ય પ્રત્યે પાઠ કરવો અને જેને ભણતાં આવડતું ન હોય, તેમણે તો આદર થકી આ શિક્ષાપત્રીનું શ્રવણ કરવું. ॥૨૦૮॥**

**અને આ શિક્ષાપત્રીને વાંચી સંભળાવે એવો કોઈ ન હોય ત્યારે તો**

**નિત્ય પ્રત્યે આ શિક્ષાપત્રીની પૂજા કરવી. અને આ જે અમારી વાણી, તે અમારું સ્વરૂપ છે, એ રીતે પરમ આદર થકી માનવી. ॥૨૦૯॥**

*ભાષ્ય :* આ શિક્ષાપત્રીરૂપ ગ્રંથ(નિબંધ)નું કેવળ વાંચન અથવા શ્રવણ શ્રદ્ધાથી કરવામાં આવે તોપણ જીવનું કલ્યાણ થાય. એવા અભિપ્રાયથી શ્રીહરિ કહે છે शिक्षापत्र्याः - શિક્ષાપત્રીના અર્થને પૂરી રીતે સમજી કે પાળી ન શકે તોપણ રોજ તેનો પાઠ કરવો અર્થાત્ તેને વાંચવી. જે અભણ હોવાથી વાંચી શકે તેમ ન હોય તો તેમણે આ શિક્ષાપત્રીને સાંભળવી. જો વાંચી કે સાંભળી શકાય તેમ ન હોય તો આ શિક્ષાપત્રીનું રોજ પૂજન કરવું. અહીં આટલી વાત સમજવી કે ભગવાન શ્રીહરિએ કહેલી આજ્ઞાને યથાર્થ રીતે પાળી ન શકાય તોપણ જો તેમાં શ્રદ્ધા હોય તો તેનાંથી તેમાં કહ્યાં પ્રમાણે વર્તન કરવાની પ્રવૃત્તિ ક્રમથી ચાલું રાખવી. તેનાથી મુમુક્ષુનું અપાર શ્રેય થઈ શકે છે. એટલા માટે શિક્ષાપત્રીનાં વાંચન, શ્રવણ અથવા પૂજનમાં સતત શ્રદ્ધા રહેશે તો તેનું અપાર કલ્યાણ અવશ્ય થશે જ. અને તેટલા માટે જ શ્રવણ આદિનું વિધાન કરવામાં આવ્યું છે. 'જે મનુષ્ય દોષ જોયા વિના શ્રદ્ધા રાખીને આ મારા મતનું નિત્ય અનુષ્ઠાન કરે છે, તો તે બધા કર્મોથી છૂટી જાય છે.'(ગીતા.૩/૩૧) આ શ્લોકનું વ્યાખ્યાન કરનાર ભગવાન ભાષ્યકાર શ્રીરામાનુજાચાર્યે કહ્યું છે કે 'જે પૂરી રીતે વર્તનમાં લાવી ન શકતા હોય પણ જો આ શાસ્ત્રમાં શ્રદ્ધા રાખે છે તો તે કર્મોથી છૂટી જાય છે.'

એટલે હું મારા સમગ્ર આશ્રિતોની પાસે રહ્યો હોઉં તેમ મારી આજ્ઞારૂપ આ શિક્ષાપત્રી ગ્રંથમાં અતિશય આદરભાવ રાખવો. કારણ કે મારી આજ્ઞારૂપ વાણી તે મારું સ્વરૂપ છે, એમ સમજીને તેને પરમ આદરથી માનવી. આ શિક્ષાપત્રીરૂપ મારી વાણી, વક્તા અને વાચ્ય

તેમને નજીકમાં કે દૂર પ્રકાશિત કરે છે. એટલા માટે મારું જ આ બીજું સ્વરૂપ કાળે કરીને પણ દૂર નહિ રહેનારું છે, એમ માનીને તેમાં અતિશય આદરભાવ રાખવો. ૨૦૮-૨૦૯.



**युक्ताय सम्पदा दैव्या दातव्येयं तु पत्रिका।**
**आसुर्या सम्पदाऽऽढ्याय पुंसे देया न कर्हिचित्॥२१०॥**

**અને આ જે અમારી શિક્ષાપત્રી, તે જે તે દૈવી સંપદાએ કરીને યુક્ત એવો જે જન હોય, તેને આપવી અને જે જન આસુરી સંપદાએ કરીને યુક્ત હોય તેને તો ક્યારેય ન આપવી. ॥૨૧૦॥**

*ભાષ્ય :* આ શિક્ષાપત્રી રૂપ અર્થ-ગ્રંથ તે આસ્તિકને જ આપવો પણ નાસ્તિકને આપવો નહિ. દૈવી સંપત્ 'નિર્ભયતા, અંતઃકરણથી શુદ્ધિ, નિરંતર જ્ઞાનયોગમાં સ્થિતિસંપન્નતા, દાન, ઈન્દ્રિયદમન, યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને સરલતા' (ગીતા.૧૬/૧) જેમાં હોય તેને કહે છે. અને આસુરી સંપત્ 'જે લોકો આ જગતને અસત્ય, નિરાધાર અને નિરીશ્વર કહે છે.'(ગીતા.૧૬/૮) આવું જે માને તે છે. તેમાં આસુરી સંપત્તિવાળો હોય તે નાસ્તિક છે. અને તે સિવાયનો બીજો જે છે તે આસ્તિક છે. તેમાં જે નાસ્તિક છે તે સદુપદેશ ને પાત્ર નથી. એટલા માટે જ અહીંયા આસુરી સંપત્તિવાળાને આ શિક્ષાપત્રી ન આપવી તથા દૈવી સંપત્તિવાળાને આપવી એમ કહ્યું છે. શિક્ષાપત્રીમાં પ્રતિપાદન કરેલ જે અર્થ-તાત્પર્ય છે તે ભગવાને કહ્યું છે તેમ જે તપથી રહિત, જે ભક્ત ન હોય, સેવા ન કરતો હોય અને જે મારામાં દોષ જોવાના સ્વભાવવાળો હોય તેને આ જ્ઞાન આપવું નહિ.(ગીતા.૧૮.૬૭) ૨૧૦.



**विक्रमार्कशकस्याब्दे नेत्राष्टवसुभूमिते।**
**वसन्ताद्यदिने शिक्षापत्रीयं लिखिता शुभा।।२११।।**

**સંવત્ ૧૮૮૨ અઢારસો બ્યાસીના મહા સુદિ પંચમીને દિવસે આ શિક્ષાપત્રી અમે લખી છે. તે પરમ કલ્યાણકારી છે. ॥૨૧૧॥**

*ભાષ્ય :* સમગ્ર મંગળને ધારણ કરનારી આ શિક્ષાપત્રીને પ્રગટ થવાનો સમય કહે છે. વિક્રમાર્ક - વસંત એક પ્રકારનો રાગ છે. તે રાગને ગાવાને યોગ્ય જે સમય તેને લક્ષણાથી અહીં વસંત શબ્દથી કહ્યો છે. તે વસંતનો પહેલો દિવસ એટલે શ્રીપંચમી.

તે સ્મૃતિમાં કહ્યું છે કે 'શ્રીપંચમીથી આરંભીને જ્યારે ભગવાન શ્રીહરિ શયન કરે ત્યાં સુધી અર્થાત્ શયન એકાદશી સુધી વસંત રાગથી કીર્તન ગાવા, એવું બુદ્ધિમાન મહાપુરુષોએ કહ્યું છે.' શ્રીપંચમી એટલે કે જે પાંચમે શ્રીલક્ષ્મીનું વ્રત કરવાનું કહ્યું છે. તે મહાસુદિ પંચમીની તિથિ કહેવાય છે. 'ચતુર્થી તિથિ વરદ કહેવાય, તે દિવસે સારી રીતે પૂજેલા ગૌરી-પાર્વતી અમાપ સૌભાગ્ય આપે છે અને પંચમીની તિથિએ સારી રીતે પૂજેલા લક્ષ્મી અમાપ સૌભાગ્યને અને બધી સંપત્તિને પણ આપે છે, એટલે વિક્રમ સંવત્ અઢાર સો ને બ્યાસી ૧૮૮૨ના મહા સુદિ પાંચમ-વસંતપંચમીને દિવસ આ શિક્ષાપત્રી લખાઈ છે. ૨૧૧.



**निजाश्रितानां सकलार्तिहन्ता सधर्मभक्तेरवनं विधाता।**
**दाता सुखानां मनसेप्सितानां तनोतु कृष्णोऽखिलमङ्गलं नः।।२१२।।**

**इति श्रीसहजानन्दस्वामिलिखिता शिक्षापत्री समाप्ता।**

**અને પોતાના આશ્રિત જે ભક્તજન, તેમની જે સમગ્ર પીડા, તેનો નાશ કરનારા એવા ને ધર્મે સહિત જે ભક્તિ તેની રક્ષાના કરનારા એવા ને પોતાના ભક્તજનને મનવાંછિત સુખના આપનારા એવા જે શ્રીકૃષ્ણ ભગવાન, તે જે તે અમારા સમગ્ર મંગળને વિસ્તારો. ॥૨૧૨॥**

**॥ ઇતિ શ્રીસહજાનંદસ્વામિશિષ્ય નિત્યાનંદમુનિ લિખિતા શિક્ષાપત્રી ટીકા સમાપ્તા ॥**

*ભાષ્ય :* જે શાસ્ત્રના આદિ, મધ્ય અને અંત ભાગમાં મંગલ કર્યું હોય છે તે શાસ્ત્રનો પ્રસાર, પ્રચાર અને પ્રસિદ્ધિ વિશેષ થાય છે ઇત્યાદિક મહાભાષ્યનાં વચનોને લક્ષ્યમાં રાખીને શ્રીહરિ સમાપ્તિનું મંગલ કરે છે. निजाश्रितानाम् - ઇન્દ્રાદિક મોટા દેવો પોતાના આશ્રિતોની પીડાને ટાળે છે, છતાં પણ તે ઇન્દ્ર જનમેજયે કરેલા સર્પયાગ વખતે શરણે આવેલા તક્ષકનાગની આપત્તિને ટાળી શક્યા નહિ, શંકર પણ બાણાસુરની પીડા દૂર કરી શક્યા નહિ. શંકર દેખે તેમ બાણાસુરનું બાહુરૂપી વન કપાઈ ગયું હતું. વધારે શું કહેવું ? સંસારરૂપી દાવાનળથી બળતાં લોકોની પીડાને ટાળવા માટે ભગવાન સિવાય બીજો કોઈ સમર્થ નથી. એટલા માટે જ કહે છે કે ભગવાનનો આશરો કરનારો એવો કોઈ પણ તેમનો ભક્ત પીડાતો કે દુઃખી દેખાતો નથી. પ્રહ્લાદ અને પાંડવો ઇત્યાદિની સામે નજર કરો. જો કોઈને લૌકિક અથવા પરલૌકિક બીજું કાંઈ સર્વાધિક સુખ જોઈતું હોય તો તે બધું જ પોતાના આશ્રિતોને આપવામાં સમર્થ ભગવાન જ છે, તે સિવાય બીજો કોઈ નથી. એટલે કહે છે કે दाता-

આ શ્રીકૃષ્ણ આનંદમય છે. તેમનો આશ્રય કરવામાં અખંડિત સુખ રહ્યું છે. सकलार्तिहन्ता - સમગ્ર પીડાને હરનારા અને સુખના દાતા આ બે શબ્દોથી જણાય છે કે બધા જ અનિષ્ટોનું નિવારણ કરવું અને સમગ્ર ઈષ્ટોનું આપવું, એ બેમાં ઉપાય-સાધન અને ઉપેય એટલે સાધ્ય પણ તે પરમાત્મા જ છે. આ બાબતને સૂત્રકાર બાદરાયણ વ્યાસે 'फलमत उपपत्ते'(બ્ર.સૂ.૩/૨/૩૭) એ સૂત્રમાં નિરૂપણ કર્યું.

કોઈને શંકા થાય કે કરેલા કર્મથી અને જ્ઞાનથી અત્યંત અધિક સુખ મળી શકે છે, એટલે ઉપાય તો કર્મ આદિ જ છે પરમાત્મા નહિ. પણ તે ભ્રમનું નિવારણ કરે છે કે તે કર્મયોગ, જ્ઞાનયોગ અથવા ભક્તિયોગ કહો, તે બધા યોગ પણ તે પરમાત્માની પ્રસન્નતાથી જ સિદ્ધ થાય છે. આ પરમાત્મા જ તે યોગના પોષક છે. પરમાત્માની પ્રસન્નતા વિના તે યોગની સિદ્ધિ જ ન થાય. તે અંગે ગીતામાં કહ્યું છે કે 'નિરંતર મારા સ્વરૂપમાં લાગેલા અને પ્રેમપૂર્વક મારું ભજન કરનારા તે ભક્તોને હું એવો બુદ્ધિયોગ આપું છું કે તેનાથી તેઓ મને પામે છે. (ગીતા.૧૦/૧૦) એટલે ફળની સિદ્ધિમાં ઉપાયપણું પણ તે પરમાત્માનું જ છે. ૨૧૨.

**शिष्यान् बोधयता हितं निगदितोऽहिंसादिधर्मो महान्,**
**कर्मज्ञानविरक्तिभक्तिघटिता या मुक्तिनिःश्रेणिका।**
**तस्यास्तत्त्वमुदीरितं निगदिता जीवेशमायाभिदा,**
**प्रोक्तो देशिकवर्णिसाधुगृहिणां धर्मः स मे स्याद्गतिः ॥ १ ॥**

પોતાના શિષ્યોને પરમ હિતનો ઉપદેશ આપતા શ્રીહરિએ શિક્ષાપત્રીમાં પહેલા અહિંસા આદિ ધર્મ કહ્યો છે. તે પછી કર્મ (ધર્મ), જ્ઞાન, વૈરાગ્ય, અને ભક્તિ કહીને મોક્ષ માટેની નિસરણી તૈયાર કરી છે. તે મોક્ષનું રહસ્ય કહ્યું અને જીવ, ઈશ્વર તથા માયાના ભેદોને કહ્યાં છે. પછી જેમણે આચાર્ય, વર્ણી, સાધુ અને ગૃહસ્થોના વિશેષ ધર્મ કહ્યાં છે તે શ્રીહરિ મારી ગતિ-પ્રાપ્તિ રૂપ થાઓ. ૧.

ग्रन्थेऽस्मिंस्तत्त्वसिद्ध्यै विमतनिरसनं तत्र तत्र प्रगल्भैः,
सत्तर्कैर्यद्व्यधायि श्रुतिशिखरसमारूढतत्त्वानुकूलैः।
तच्चेन्मात्सर्यदोषाविलहृदयपथा दूषयेयुस्ततः किं,
बोद्धारो निर्मलान्तःकरणसरणयः सन्ति सन्तो धरित्र्याम्।।२।।

આ શિક્ષાપત્રી ગ્રંથ(ના ભાષ્ય)માં તત્ત્વરૂપ ભગવત્સ્વરૂપને સિદ્ધ (સાબિત) કર્યું છે અને તે વેદાંત પ્રતિપાદ્ય તત્ત્વને અનુકૂળ પ્રગલ્ભ સત્તર્કોથી સ્પષ્ટ કર્યું છે, તેમજ તે તે પ્રસંગે વિરુદ્ધ મતોનું ખંડન પણ જે કર્યું છે, તેને માત્સર્ય દોષથી વિકૃત વિચારધારાવાળા જો કદાચ કોઈક દૂષિત કરે, તો પણ તેથી શું ? નિર્મળ અંતઃકરણરૂપ પદ્ધતિએ ચાલનારા પ્રગલ્ભ જ્ઞાતા સંતો આ ભૂમિ ઉપર ઘણા છે. તે આ તત્ત્વને સમજશે. ૨.

इति श्रीसहजानन्दपदपङ्कजरेणुना।
व्याख्यातं तद्वचोऽनेन धिया तेनैव दत्तया।। ३।।

ઉપર લખ્યા પ્રમાણે શ્રી સહજાનંદ સ્વામીના ચરણકમળના રજઃકણ જેવા મેં આચાર્ય રઘુવીરજીએ તે શ્રીહરિએ આપેલી બુદ્ધિથી તેમનાં જ શિક્ષાપત્રીરૂપ વચનોની ભાષ્યરૂપ વ્યાખ્યા લખી છે. ૩.

प्राचां प्रबन्धान्परिशील्य भूम्ना, ततस्ततो व्याहृतमत्र किञ्चित्।
परीक्षकाणामभिनन्दनाय, रत्नाकराद्रत्नमिवाहृतं स्यात्।।४।।

પ્રાચીન વૈદિક ગ્રંથોના અર્થને ખૂબ જ વિચારીને સર્વોપરિ મહાન શ્રીહરિએ જે કાંઈ શિક્ષાપત્રી દ્વારા કહ્યું છે, તે જ સિદ્ધાંતિત વિષયને તે જ સમગ્ર ગ્રંથોના સિદ્ધાંતનો વિચાર વિમર્શ કરીને, સમુદ્રરૂપ રત્નોની ખાણમાંથી જેમ રત્ન ખોળીને મૂકે તેમ મેં આ સત્સિદ્ધાંતરૂપ ભાષ્ય સારા સમીક્ષક આસ્તિક વિદ્વાનોના આનંદ માટે પ્રસ્તુત કર્યું છે. ૪.

क्वचन यदि कलङ्कः किं ततो यत्समन्ताद्,
गुरुवचनसुधाभिः सम्भृतोऽयं निबन्धः।
अमृतमयमयूखः स्यात्कलङ्केन युक्तो,
ननु कलयति चित्ताह्लादनं दृष्टमात्रः।।५।।

ચારે બાજુના વિશ્વવ્યાપી શાસ્ત્રના વચનરૂપી અમૃતથી ભરપૂર ભાષ્યરૂપ આ ગ્રંથમાં કદાચ કાંઈ ખામી રહી ગઈ હોય, તો તેથી શું ? અમૃતમય કિરણોવાળો ચંદ્રમા સકલંક હોવા છતાં જોવામાત્રથી સહુનાં ચિત્તને આનંદિત કરે જ છે ને ! ૫.

उदेति वागियं येन वाचा नाभ्युदितस्तु यः।
सोऽयं स्ववचसां व्याख्यां स्वीकरोतु समर्पिताम्।। ६।।

જે પરબ્રહ્મનું સ્વરૂપ વાણીથી યથાર્થરૂપમાં કહી શકાતું નથી, પણ તે જ પરબ્રહ્મની પ્રેરણાથી વાણી વિવેચન કરી શકે છે. તે આ પરબ્રહ્મ ભગવાન શ્રીસહજાનંદસ્વામી મેં અર્પણ કરેલી તેમના જ શિક્ષાપત્રીરૂપ વચનોની(ભાષ્યરૂપ) વ્યાખ્યાનો સ્વીકાર કરો. ૬.

**ભગવાન શ્રીસહજાનંદસ્વામીના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત (શિક્ષાપત્રી) ભાષ્ય સમાપ્ત.**



## ગુજરાતમાં વિવિધ જિલ્લાઓમાં સંસ્થા દ્વારા ચાલતી પ્રવૃત્તિ

(૧) **શ્રીસ્વામિનારાયણ ગુરુકુળ-ગાંધીનગર**

બાલમંદિર થી ૧૨ સુધી ગુજરાતી માધ્યમ સ્ટેટ બોર્ડના ૩ યુનિટો
બાલ મંદિર થી ૧૨ સુધી અંગ્રેજી માધ્યમ સ્ટેટ બોર્ડ અને સેન્ટ્રલ બોર્ડ ૨ યુનિટો
શ્રીસ્વામિનારાયણ પોલીટેક્નીક ડીપ્લોમા એન્જીનિયરીંગ કોલેજ
શ્રીસ્વામિનારાયણ ઇન્સ્ટિટ્યુટ ઓફ ટેક્નોલોજી ડીગ્રી એન્જીનિયરીંગ કોલેજ
શ્રીસ્વામિનારાયણ ઇન્સ્ટિટ્યુટ ઓફ ટેક્નોલોજી એમ.સી.એ. કોલેજ
અનેક વિદ્યાર્થીઓને નિ:શુલ્ક વિદ્યાદાન

(૨) **શ્રીસ્વામિનારાયણ ગુરુકુળ-ભાવનગર**

સરદારનગર, નૈમિષારણ્ય કેમ્પસ, જીઆઈડીસી ચિત્રા, નિર્ભય સોસાયટી, વિદ્યાસાગર સ્કૂલ, સંત તુલસીદાસ સોસાયટી ફુલસર, સોસિયા
બાલમંદિર થી ૧૨ સુધી ગુજરાતી માધ્યમ સાયન્સ કોમર્સ
કે.જી.થી ૧૨ સુધી અંગ્રેજી માધ્યમ સ્ટેટ બોર્ડ અને સેન્ટ્રલ બોર્ડ
બી.એસસી.-૧ કોલેજ, પીજીડીસીએ-૧, એમએસસી આઈટી-૧,
બીબીએ-૨ કોલેજ, બીસીએ-૩ કોલેજ, બીકોમ-૩ કોલેજ,
વિના મૂલ્યે અનેક બાળકોને શિક્ષણ, સ્ટેશનરી, ડ્રેસ તેમજ જીવન જરૂરિયાતની તમામ વસ્તુઓ રહેવા જમવાની, છાત્રાલય સાથે સ્પેશિયલ સુવિધા સંસ્થા તરફથી

(૩) **શ્રીસ્વામિનારાયણ ગુરુકુળ-પોરબંદર**

બાલમંદિર થી ધોરણ ૧૨ સુધી ગુજરાતી માધ્યમ સાયન્સ અને કોમર્સ
કે.જી.થી ધોરણ ૧૨ સુધી સ્ટેટ બોર્ડ અંગ્રેજી માધ્યમ સાયન્સ કોમર્સ
એમ.બી.એ. કોલેજ, લો કોલેજ, નર્સિંગ કોલેજ
રાણાવાવ બાલમંદિરથી ધોરણ ૮ ગુજરાતી માધ્યમ
રાણા વડવાળા અને રાણા ખિરસરા માત્ર ૩૦૦ રૂ.માં શિક્ષણ, નાસ્તો, સ્ટેશનરી, ડ્રેસ સંસ્થા તરફથી ગ્રામ્ય વિસ્તારમાં આપવામાં આવે છે.

(૪) **શ્રીસ્વામિનારાયણ ગુરુકુળ-કેવડીયા**

બાળમંદિર થી ધોરણ ૧૨ સાયન્સ-ગુજરાતી અને અંગ્રેજી માધ્યમ
બી.એસસી. નર્સિંગ કોલેજ
વિદ્યાર્થીઓને દત્તક લઈ કોલેજ સુધીનું શિક્ષણ આપવું.
આદિવાસી વિસ્તારની દીકરીઓને દત્તક લઈ લગ્ન કરાવવા.

(૫) **શ્રીસ્વામિનારાયણ ગુરુકુળ-લાઠીદડ**

બાલમંદિર થી ધોરણ ૧૨ સુધી સાયન્સ અને કોમર્સ ગ્રામ્ય વિસ્તારમાં રાહત દરે શિક્ષણ, શ્રીસ્વામી યોગાનંદ શિક્ષણ સમિતિ

(૬) શ્રીસ્વામિનારાયણ ગુરુકુળ-રોજડ
૧૪૦ બાળકોને શિક્ષણ, સ્કૂલ ડ્રેસ, સ્ટેશનરી, રહેવા-જમવાની વ્યવસ્થા વગેરે સંસ્થા તરફથી વિના મૂલ્યે

(૭) શ્રીસ્વામિનારાયણ ગુરુકુળ-ધરમપુર
૧૫૦ બાળકોને શિક્ષણ, સ્કૂલ ડ્રેસ, સ્ટેશનરી, રહેવા જમવાની વ્યવસ્થા વગેરે સંસ્થા તરફથી વિના મૂલ્યે
બાલમંદિરથી ૧૨ ધોરણ ગુજરાતી મીડીયમ સાયન્સ,
કે.જી. થી ૧૨ ધોરણ અંગ્રેજી માધ્યમ સેન્ટ્રલ બોર્ડ

(૮) શ્રી સ્વામિ યોગાનંદ શિશુ વિદ્યાલય અને હાઈસ્કૂલ
જી.ઈ.બી. કોલોની-ગાંધીનગર
રાહત દરે વિદ્યાર્થીઓને શિક્ષણ

## સામાજીક પ્રવૃત્તિ

૧. અન્નદાન
૨. વસ્ત્રદાન
૩. સર્વરોગ નિદાન કેમ્પ
૪. આરોગ્ય સેવા યજ્ઞ
૫. કુદરતી આફતમાં રાહત સામગ્રી વિતરણ
૬. રક્તદાન
૭. ચપ્પલ વિતરણ
૮. વિવિધ સામાજિક એક્ટિવિટી
૯. કન્યાદાન
૧૦. આપણો ભવ્ય સાંસ્કૃતિક વારસો, ભારતીય અસ્મિતા, ભારતીય સંસ્કૃતિ અને સનાતન ધર્મનો પ્રચાર-પ્રસારની પ્રવૃત્તિ
૧૧. વિભક્ત થતાં કુટુંબોને વિવિધ શિબિરો દ્વારા અટકાવવાની પ્રવૃત્તિ

ઉપરોક્ત તમામ પ્રવૃત્તિઓ ભગવાન શ્રીસ્વામિનારાયણના આદેશથી સંતો દ્વારા નિઃસ્વાર્થ ભાવે કરવામાં આવે છે. સંતો સંસારથી વિરક્ત અને ત્યાગી હોવાથી સમાજ એ જ એમનું કુટુંબ હોવાથી છેવાડાના માનવી સુધી સેવાની સરવાણી પહોંચાડવાનું ઉત્તમ કામ સંતો દ્વારા થઈ રહ્યું છે.